# ॥ પ્રસ્થાન ॥

પુ૦ ૯
અં૦ ૬

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

ચૈત્ર
૧૯૮૬

તંત્રીઓ
રામનારાયણ વિશ્વનાથ પાઠક
રસિકલાલ છોટાલાલ પરીખ



સ્વાતંત્ર્ય કૂચ
( ફોટો : બહેચર ભટ્ટ )

પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ

# અ નુ ક્ર મ ણિ કા

પુસ્તક ૯ ૧૯૮૬ : ચૈત્ર અંક ૬





## : લેખકોને :

'પ્રસ્થાન'નો આવતો અંક જ્રી-અંક થશે તે માટે ગયા અંકમાં આપેલી યાદીમાંથી હરકોઇ પ્રશ્ન ઉપર અથવા અનુકૂળ હોય એવા કોઇ તત્સંબંધી વિષય ઉપર લેખ લખી મોકલવા ફરી સ્મરણ આપીએ છીએ.

—તંત્રીઓ


લવાજમ · હિંદમાં રૂ. ૫ પરદેશના રૂ. ૬ાા

તંત્રીઓ : રામનારાયણ વિશ્વનાથ પાઠક તથા રસિકલાલ છોટાલાલ પરીખ.

પ્રકાશક: રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી : પ્રસ્થાન કાર્યાલય : પારસી અગિયારી પાસે, ખમાસા ચોકી, અમદાવાદ

મુદ્રક : ગજાનન વિશ્વનાથ પાઠક : આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ, અમદાવાદ.

# પ્રસ્થાન

પુ૦ ૯ ૧૯૮૬: કારતકથી ચૈત્ર અં૦ ૧ થી ૬

## લેખોની અનુક્રમણિકા

## લેખકોની અનુક્રમણિકા



દેવગંધર્વ
અજન્તા ગુફા નં. ૧

# ગત વર્ષ અને નવું વર્ષ

## શ્રીયુત ક્ષિતિમોહનસેનનું એક પ્રવચન

[ બાબુ ક્ષિતિમોહનસેન હિંદનું જંગમ જ્ઞાનતીર્થ છે. દીવાળીના તહેવારોમાં તેઓ અમદાવાદ આવી ચડયા ત્યાં મજલિસે ફલસુફાનના ઉપક્રમથી તેમણે પ્રાર્થનાસમાજ મંદિરમાં પ્રવચન કર્યું, તેનો આ ઉતારી શકાય તેવો ઉતારો છે. તેમની પ્રવચનશૈલી વિલક્ષણ રીતે સ્વૈરવિહારી છે, અને વક્તાશ્રોતાના સાક્ષાત્ સંબંધ વિના તે લખાણથી તાદૃશ કરી શકાય તેવી નથી. તેમના હાસ્યના ટુચકા દૃષ્ટાન્તો પણ એવાં જ લખાણમાં પૂરેપૂરાં ન ઉતરી શકે તેવાં છે. છતાં આ ઉતારાથી વાચકને તેનું સ્વરૂપ કંઈક સમજાશે એમ આશા છે.

તેમનાં કેટલાક વાક્યો સમજવા એટલું જાણવું જરૂરનું છે કે તેમના પ્રવચન પહેલા પ્રાર્થનાસમાજ મંદિરમાં એના એ શ્રોતાની એક બીજી સભા ભરાએલી હતી. રા. વિ. પા. ]

આજે તમારી પાસે કંઈ બોલવું તે થાકેલાને વધારે થકવવા જેવું છે. વળી હું વક્તા નથી. મને બોરસદના યુવકમંડળ તરફથી બોલવાનું આમન્ત્રણ થયું હતું. ત્યારે મેં કહેલું કે હું યુવક નથી. પણ આપણે ત્યાં એવા પણ યુવકો છે જેમને ઘેર બેચાર નાના યુવકો કે બાળકો રમતા હોય. એ અર્થમાં હું પણ યુવક છું. યુવક થવામાં ફાયદો છે. જેમ કેસરેખાં, ક્રિકેટમેચો, ફુટબૉલ, ચેસ, બાળકને, પણ, ને.ઠી, ચાઠને, નાતે, ચાલુતલ્પ, અફલ 'હરીએ છીએ તેમ યમરાજાની આંખ ચુકાવવા યુવક થવું સારું છે.

મને કશું બોલવાની ઇચ્છા નહોતી. મારો અભ્યાસનો વિષય પુરાતન છે એ એક મોટી મુશ્કેલી છે. તેમાં પણ આ સભાનું મજલિસે ફલસુફાન એટલું બધું ભયંકર નામ છે એવી મને ખબર હોત તો હું બોલવાની ના જ પાડત. બે છોકરા કોઈ ગામમાં લડતા હતા. તેમાં એક બીજાને ડર બતાવ્યો કે હું તો અંગ્રેજીમાં ગાળો દઈશ. અને પછી

ટ્રાયૅંગલ પૅરેલેલોગ્રામ× ( triangle, parallelogram ) એવી એવી ગાળો આપવા માંડી એટલે પેલો બીજો બી ગયો. મને પણ એમ મોટાં નામોનો ભય લાગે છે.

ફિલસુફી મારો અપ્રેય વિષય નથી. ફિલસુફી કેદી જીવન્ત વિષય ન ગણી શકાય. તે જીવન્ત સત્ય નથી પણ સત્યનો અંશ માત્ર છે. જ્યા સુધી કોઈ વિષય જીવતો હોય ત્યાં સુધી તેની ફિલસુફી ન ચર્ચી શકાય. મુએલાનું શ્રાદ્ધ થાય, જીવતાનું ન થાય. માણસ વ્યવહાર છોડી સંન્યાસી થાય ત્યારે તેનું જીવતાં શ્રાદ્ધ થાય. શ્રીયુત સીતાનાથ તત્ત્વભૂષણે બ્રાહ્મોની ફિલસુફી ઉપર એક પુસ્તક લખ્યું. તે સંબંધી ગુરુદેવ ( કવિવર રવીન્દ્રનાથ ટાગોર ) સાથે વાત થતાં તેમણે કહ્યું: "કેમ બ્રાહ્મો કાંઈ મરી પરવાર્યું છે કે તેની ફિલસુફી ઉપર લખો છો?"

ફિલસુફી બહુ ભારે વિષય છે. પરિપૂર્ણ સત્ય ભારે નથી. સત્યનો અંશ હમેશા ભારે છે. આ સંબંધી એક બાઉલની જ વાત કહીશ. એક માણસે બાઉલ પાસે જઈને કહ્યું: "મને થોડું સત્ય આપો." બાઉલે કહ્યું: "લેવું હોય તો પૂર્ણ સત્ય લો, થોડું સત્ય બરદાસ્ત નહિ કરી શકો." પછી એ બાઉલ પેલાને નદી કિનારે લઈ ગયો; અને એક હાંડામાં બે ત્રણ મણ પાણી ભરીને પેલા માણસના માથા પર મૂક્યું. પેલો માણસ બૂમ મારવા લાગ્યો કે બહુ ભારે લાગે છે. પછી તેના માથા પરથી હાંડો લઈ લઈને કહ્યું: "પાણીમા ડૂબી જાઓ." પેલાએ તેમ કર્યું. પછી કહે: "બોલો હવે માથા પર કેટલું પાણી છે?" પેલો કહે: "પાણી તો ઘણું એ છે પણ હવે ભાર લાગતો નથી." તેમ સત્યને અલગ કરીને મૂકતા ભાર લાગે પણ પૂર્ણ સત્યમાં ડુબકી મારતાં ભાર નથી લાગતો. સંત પંડિત હોતા નથી, સત્યને અલગ કરી તેનો ભાર માથે વહતા નથી પણ સત્યમા જ જીવન જીવે છે. માતા પુત્ર તરફ સ્નેહ કરે છે, અને તે સ્નેહમા આહ્લાદ પામે છે, પણ તે જ સ્નેહનું પૃથક્કરણ કરવાનું તેને કહો તો નહિ કરી શકે હું પણ માથા પર હાંડો નથી લઈ શકતો પણ સતોના જીવનમા મેં થોડી થોડી ડુબકી મારી છે.

મને આજે વાર્તાલાપ કરવાનું કહેલું. શ્રોતામાથી કોઈ કંઈક પૂછે અને પછી તેના પર મારે વાર્તાલાપ કરવો એવી સૂચના હતી. પણ હું કાંઈ કલ્પવૃક્ષ નથી કે જે પૂછે તેનો જવાબ આપી શકું. શું પૂછાશે તે જાણ્યા વિના તેને માટે તૈયાર પણ કેવી રીતે થઈ શકું? એ તો ગર્ભસ્થ બાળકોની સગાઈ કરવા જેવું છે. છોકરો આવશે કે છોકરી આવશે તે જાણ્યા વિના બેની સગાઈ કેવી રીતે થાય? બન્ને છોકરી કે છોકરા થયા તો? એટલે પ્રશ્નો પૂછાય તેના પર વાર્તાલાપ કરવાનું તો ન બની શકે. બીજી બાજુ કોઈ પણ પ્રશ્ન વિના પણ વાત ન કરી શકાય. હું પેટલાદમાં ગયો હતો. ત્યા મારી પાસે કેટલા માણસો હાથ જોડીને બેઠા અને કહે કે અમને કંઈક કહો. મેં કહ્યું: "પૂછ્યા વિના શું કહું?" એક બાઉલે કહ્યું છે કે પૂછ્યા વિના બોલવું તે તાડવૃક્ષ ઉપર ચઢવા જેવું છે. શાખાના આધાર વિના ચઢાય કેવી રીતે? હજી તાડ ઉપર તો ખાંચાને આધારે ચઢાય, પણ આ તો તેલ લગાવીને લીસા કરેલા મલખમ ઉપર ચઢવા જેવું છે. કોઈકે અગ્રેસર થઈને પૂછવું જોઈએ. અને કોઈ જ્ઞાનની કામધેનુ નથી હું મારા વિષય ઉપર બોલીશ.

શ્રીયુત ગટુલાલ ભાઈએ મને કહેલું કે નવા વર્ષનો આરંભ છે માટે તે પર કંઈક

× ભૂમિતિની આકૃતિઓના પારિભાષિક નામો છે.

બોલવું પણ હજી તો નવા વર્ષને બે દિવસની વાર છે×. વરસ પૂરું થયા પહેલા નવા વરસ ઉપર બોલવું તે પણ જીવતાનાં શ્રાદ્ધ કરવા જેવું છે. પણ વર્ષ પૂરું થવા આવ્યું છે એટલે ગત વર્ષ ઉપર કહીશ. એક વર્ષના અંત ઉપર બીજું વર્ષ ઊગે છે. તો પ્રશ્ન એ છે કે આપણે એક વરસ આગળ વધ્યા છીએ કે નહિ?

એક વર્ષ જાય છે, બીજું વર્ષ આવે છે પણ કાલ એક જ છે. કાલ અખંડ છે, આપણે આપણી સમજને માટે તેના ખંડો કરીએ છીએ. કાલ એક જ સનત પરિવર્તનમાં ચાલ્યા કરે છે. પુરાતન કાલ નવા વર્ષમાં ફરી જન્મ લે છે. જેમ વૃક્ષ શીતકાલમાં જૂનાં નિરુપયોગી પાંદડા ખેરવી નાખે છે અને વસંતમા નવપલ્લવિત થાય છે તેમ. ઋગ્વેદમાં ઉષાને युवती पुराणी કહેલી છે. ઉષા, રાત્રિએ મરીને રાત્રિને અંતે ફરી પાછી જન્મે છે. તે પુરાતન છે પણ યુવતી છે. બન્ને વિરોધાભાસી વચનો તેને માટે યથાર્થ છે. અથર્વવેદમા કહ્યું છેઃ

सनातनमेनमाहुरुताद्यस्यात् पुनर्णवः।

अहोरात्रे प्रजायेते अन्यो अन्यस्य रूपयोः ॥+

દિવસ અને રાત્રિ અન્યોઅન્યથી જન્મે છે. દિનમાં મરીને રાત્રિ નવીન થાય છે. અને રાત્રિમાં મરીને દિન નવીન થાય છે. એમ બન્ને પ્રતિદિન નવીન થાય છે. જગતના નિયમો સનાતન છે. सनातन मेनमाहु.। નિયમો સનાતન ન હોય તો બહુ ભયંકર પરિણામ આવે. એક દિવસ અગ્નિ ઉપર અનાજ પાકે અને બીજે દિવસે પાણી ઉપર પાકે એમ કદી બનતું નથી. પણ સનાતન નિયમો નિત્ય નવીન થાય છે. પિતા સંતતિરૂપ થઈને ફરી જન્મ લે છે. બાળકો નવા છે, પણ પુરાતન પણ છે. માત્ર પુરાતનને જ માનવું અથવા માત્ર નવીનને જ માનવું એ બન્ને extreme views સત્યથી દૂર છે. વસન્તે જીર્ણ પર્ણોનો પરિહાર કર્યો છે એટલે વસન્ત કહી શકે છે કે મારો જન્મ નવો થયો છે. પણ આપણે એમ કહી શકીએ એમ છીએ? આપણી એવી સાધના છે? સાધના વિના મનુષ્ય એમ કહી શકતો નથી. માણસમા સ્વ-અધીન પોતાની ઇચ્છાશક્તિ (free will) છે. તે સાધના વિના કશું સિદ્ધ કરી શકતો નથી. તંત્રમાં પશ્વાચાર અને વીરાચાર એવા બે શબ્દો છે. તંત્રનો પ્રચાર આ બાજુ કમ છે. તંત્ર એટલે સુરા અને વ્યભિચાર એમ જ અહીંઆં માને છે. પણ તંત્રમાં ગભીર જ્ઞાન રહેલું છે. તે બ્રહ્મજ્ઞાનથી ભરેલું છે. પશ્વાચાર એટલે પશુની પેઠે સાધના વિના જે સ્થિતિ પ્રાપ્ત થાય તેને ગ્રહણ કરી લેવી તે. વીરાચાર એટલે પોતાની સાધનાથી ઉત્પન્ન કરવું તે. ઘણા માણસો કહે છે કે ભાઈ સુધારો (reform) એની મેળે થઈ રહેશે. તે પશ્વાચાર છે. કાલધર્મથી લેવું તે પશ્વાચાર છે. જન્મ પછી દસ વીસ વરસ થાય અને યૌવન આવે તે પશુનું યૌવન છે. કૂતરાંને પણ એ યૌવન આવે છે. સાધનાથી પ્રાપ્ત કરેલ યૌવન તે વીરાચાર છે. એવું યૌવન લાંબું ટકે છે. દ્વિજેન્દ્રનાથ ઠાકુર (બડાદાદા) નેવું વરસે પણ યુવાન હતા. કેટલાક જુવાનો પણ જરા-જીર્ણ હોય છે, philistine હોય છે, યૌવન માટે લડત લડતા પણ માત્ર જીર્ણતા જ દાખવે

× વ્યાખ્યાનનો દિવસ કાળીચૌદસનો હતો.

+ આને સનાતન કહે છે, પણ તે આજે ફરીથી નવો થાય. એક બીજાના રૂપમાં રાત દિવસ જન્મ પામે છે. वैदिक पाठावली पृ. ३०४.

છે. પૂર્વકાલમાં, અત્યારે યૌવનનો છે તેવો વાર્ધક્યનો મહિમા હતો. પણ માત્ર વરસોથી વૃદ્ધ થવું તે પણ પશ્વાચાર હતો. न तेन वृद्धो भवति येनास्य पलितं शिरः। यो हि युवाप्यधीयानस्तं देवाः स्थविरं विदुः॥* એ દૃષ્ટિએ તો યૌવન કરતાં વાર્ધક્ય પ્રાપ્ત કરવામાં કંઈક ઓછો પશ્વાચાર છે. કારણ કે વૃદ્ધ થવાને ૬૦ વરસ વેઠ કરવી પડે છે, અને યુવાન થવાને તો ૧૫-૧૬ વરસો બસ છે. નવીન કામ કરવાની શક્તિ તે યૌવન છે. તે તપસ્યાથી સાધ્ય છે. રામાનન્દનો શિષ્ય અને કબીરનો ગુરુભાઈ ભક્ત રવિદાસ એક જગાએ કહે છે—તે પ્રભાતમાં સમસ્ત પ્રકૃતિમાં નવો જન્મ. ઉત્સવ જુએ છે, પક્ષી ફૂલ પત્ર સર્વ નવપ્રાણથી આન્દોલિત જુએ છે. સર્વનો ઉત્સવ જુએ છે પણ મનુષ્યનો? તે કહે છે:

नित प्रभात भवतिमिर छूटै, अंतर तिमिर छूटत नाहीं।
ज्ञानरूप प्रेमरूप रवि, पैठहुं अंतरमाहीं॥

તિમિર ભરેલા અંતરથી અમે ઉત્સવ નથી કરી શકતા. હે ઈશ્વર, હે જ્ઞાનરૂપ પ્રેમરૂપ ઈશ્વર, તું અમારામાં પેસે તો અમે ઉત્સવ કરી શકીએ. માત્ર કાલને લીધે, પ્રકૃતિમાં પ્રભાત થયું છે તેને લીધે ઉત્સવ કરવો તે તો પશ્વાચાર છે. સિંહ કોઈએ મારેલો શિકાર નથી ખાતો, શિયાળ ખાય છે. તેમ વીર પરકૃત કાલને ગ્રહણ નથી કરતો. કુદરતે આપેલા વરસોથી યુવાન થવું એમાં તે શું? પ્રકૃતિનો ઉચ્છિષ્ટ કાલ ચાટવો તે પશ્વાચાર છે. તપસ્યાથી મૃત્યુ સુધી યૌવન રાખવું એ વીરાચાર છે. વ્યાકરણમાં નિપાત+ છે, વીરને મૃત્યુ સુધી નિપાત નથી. પશુને માટે ઉત્સવ સહજ છે, વીરોને નહિ. શૃગાલપિંડ સુલભ છે, સિંહપિંડ નહિ. જે કાલધર્મને પ્રધાન વસ્તુ માનીને તેને માથે લે છે તે મહાન વસ્તુનો અધિકારી નથી. જે પોતાના વીર્યથી પેદા કરે તે અધિકારી છે.

બંગાળામાં બાઉલ પહેલાં એક કિશોર ધર્મ હતો. તેમનાં ઉપાસ્ય કિશોર-કિશોરી હતાં. ગ્રીસ અને હિંદુ સંસ્કૃતિમાં આ એક મૂલગત ભેદ છે. બન્નેનાં પ્રતિમાવિધાનમાં તે પ્રતીત થાય છે તે હાવેલે બતાવ્યું છે. ગ્રીકો વાર્ધક્યપૂજક છે, તેમનો જ્યુપીટર ઘરડો દાઢીવાળો છે. હિંદુઓનો કોઈ પણ દેવ વૃદ્ધ નથી. ईषद्द्वादशवर्षविशुद्धाभा। वयः कैशोरक वयः॥× આપણે વાર્ધક્યના ઉપાસક નથી. ગ્રીકોમાં જેમને મહેનત મજૂરી કરવી પડે છે તેવા વલ્કન જેવા એક બે દેવો જુવાન છે, બાકી ઘરડા છે. આપણાં દેવદેવીઓ યુવાન છે. એ યૌવન તપસ્યાસાધ્ય છે. આજ ભારતવર્ષ કેવળ જીર્ણતાને ધર્મ માને છે. બાઉલ લોક માને છે કે ત્રણ કાલમાં કશો વિરોધ નથી. પુરાતન નૂતન થઈને અવતરે છે. અતીતને વર્તમાનથી વિરોધ નથી. ગુરુ ભૂતકાલનો પ્રતિનિધિ છે; શિષ્ય ભવિષ્યનો; દીક્ષા વર્તમાનની. પ્રતિ મુહૂર્તે ગુરુ શિષ્યને દીક્ષા આપે છે. દીક્ષા ક્ષણિક નથી, તે નિત્યકાલ ચાલે છે. શાન્તિનિકેતનના પ્રોફેસર શ્રીયુત નેપાલચન્દ્ર રાય એકવાર એક બાઉલને મળવા કેન્દુલી

* માથે પળિયાં આવ્યાથી વૃદ્ધ થવાતું નથી. જે જુવાન છતાં અભ્યાસ કરે છે તેને દેવો સ્થવિર (વૃદ્ધ) કહે છે.

+ तु, हि, वै, च, વગેરેને સંસ્કૃત વ્યાકરણમાં નિપાત કહે છે. વીરના સંબંધમાં નિપાત એટલે પડતી, પતન.

× જરાક દ્વાદશની વિશુદ્ધ પ્રભા; વય-કિશોરવય.

ગએલા. તેઓ બ્રાહ્મો છે, સુધારક છે અને યુરોપીય ભાવનાવાળા છે. તેમના મનમાં એમ કે આ બાઉલ શું જાણતા હશે? બાઉલનું નૃત્ય જોઈને તેઓ ચકિત થયા. તેમણે પૂછ્યું: "તમે ભગવાં વસ્ત્ર કેમ રાખતા નથી? તેણે ગાયું:

ભિતરે રસ ના ઢેલે કિ
બાહરે ફિરે રંગ ધરે?
ફુલે કિ અમૃત નામે
બાઈરે તારે રંગ ક'રે?

જો અંદર રસ ન હોય તો બહારના રંગથી શું વળે? ફૂલની અંદર અમૃતરસ ન હોય તો બહાર રંગ ચડાવવાથી શું તેમાં રસ થઈ જાય છે? નેપાળ બાબુને બહુ આશ્ચર્ય થયું. તેમણે ફરી પૂછ્યુ: "તમારા ગુરુ કોણ?" તેણે ફરી ગાયું:

ગુરુ બલે કારે પ્રણામ કરબિ મન?
તોર અથિક ગુરુ-પાથિક ગુરુ
ગુરુ અગણન
કારે પ્રણામ કરબિ મન?
ગુરુ જે તોર મરણજ્વાલા,
ગુરુ જે તોર બરણડાલા,
ગુરુ જે તોર હૃદયવ્યથા
જે ઝરાય દુનયાન
કારે પ્રણામ કરબિ મન?[1]

જીવનમાં જે જે વસ્તુ મળે છે, જે જે અસ્થિર છે, જે જે પથિક, એટલે આગન્તુક છે તે સર્વ મારા ગુરુ છે. હું ગુરુ કહીને કોને પ્રણામ કરું? નેપાળબાબુને લાગ્યું કે આ વ્યવહારયોગ્ય (negotiable) આદમી નથી. તોપણ પૂછ્યું "ત્યારે તમારી દીક્ષા?" તેણે ફરી ગાયું:

જે દિન જનમ સે દિન આમિ દીક્ષા પેયેછિ;
એક અક્ષરેર મન્ત્ર માયેર શિક્ષા પેયેછિ.

જન્મ લીધો ત્યારથી દીક્ષા ચાલે છે. દીક્ષા એટલે પ્રેમ. જન્મ્યા ત્યારે 'મા' કહેતા શીખ્યા તે જ દીક્ષાનો એકાક્ષરી મંત્ર છે. માનો પ્રેમ પીતાં શીખ્યા ત્યારથી શિક્ષા દીક્ષા છે, અને તે જન્મભર ચાલે છે.

સાધનથી વીર લોકો વર્તમાનની દીક્ષાથી પુરાતનની સમૃદ્ધિ લે છે. પુરાતનની સમૃદ્ધિ લેતાં છતાં તેની નિંદા કરવી તે કૃતઘ્નતા છે. બંગાળામાં એક કહેવત છે 'બાપેર કોલે બસે બાપેર દાડી ઉપડાન.' 'બાપને ખોળે બેસીને બાપની દાઢી ખેંચવી.' ખોટનાં છોકરાં બાપને કહે છે કે મને તેડો અને પછી તેની દાઢી ખેંચે છે.

---

૧. શ્રીયુત ક્ષિતિમોહન સેને 'વિશ્વભારતી'ના જાન્યુ ૧૯૨૯ના અંકમાં પૃ. ૪૧૯–૪૨૩માં આ જ બાઉલ ગીતોનો અંગ્રેજી અનુવાદ નીચે પ્રમાણે આપ્યો છે:

Wouldst thow make obeisance to thy guru my heart?
He is then at every step, on each side of thy
path—for numberless are thy gurus.
To which of them, then wouldst thou make obeisance my heart?
The welcome offered to thee is thy guru, the
agony inflicted on thee is thy guru,
Every wrench at thy heart-strings is thy
guru, that maketh the tears flow,

ચૈતન્ય મહાપ્રભુજીના જન્મ સમયે નરોત્તમ કરીને એક મોટો ભક્ત હતો, તે સર્વયુગના સાર કલિયુગને નમસ્કાર કરે છે. જેમાં હરિનામનો આગમ છે તે યુગને કલિ કેમ કહેવાય? કલિયુગને સત્યયુગથી પણ મોટો માન્યો છે. આ પ્રમાણે ખરો વીર જ કહી શકે.

દાદુનો શિષ્ય અને અકબરનો સમકાલીન રજ્જબ કહે છે:

सूरा विना संसारको, विरच्या कधी न जाय।
रज्जब कायर कोटि मिलि, बाहर धरे न पाय॥

સંસારની રચના માત્ર શૂર લોકો વીર લોકો જ કરે છે. કાયર પુરુષ એક પગલું પણ બહાર મૂકી શકતો નથી. નવીન રચના એ જ ખરું જીવન છે. હિંદનું પ્રાચીન અસ્તિત્વ આપણે શા ઉપરથી જાણીએ છીએ? તેના પ્રાચીન જીવનનું પ્રમાણ તેની કલા, તેનો ધર્મ, તેનું શિલ્પ, તેનું સાહિત્ય, તેની સાધના છે. કવિવર ટાગોરને ઇટલીના ફિલસુફ ક્રોશે સાથે વાતચીત થઇ હતી. ક્રોશે મોટો કલામીમાંસક છે. ક્રોશે કહે છે: જે અમે સર્જીએ છીએ તે જ અમારા અસ્તિત્વનું એક માત્ર પ્રમાણ છે. આપણને જે મળે છે તેના સ્વીકારનું પ્રકાશન કરવું એ જ ઋણશોધન છે. પ્રકૃતિનું સૌંદર્ય ભોગવીએ અને તેને પ્રકાશિત ન કરીએ તો પ્રકૃતિના ઋણી રહી જઇએ. કોઇના તરફથી કંઇ પણ લાભ મેળવ્યા પછી તેનો ઉપકાર પણ ન માનીએ, તેને thanks પણ ન કહીએ, તો તેના ઋણી રહી જઇએ છીએ. આખા જમાનામા એવો એકાદ તપસ્વી પાકે છે જે જમાનાનું ઋણ ફેડે છે. બૌદ્ધ સંઘમા એવો રિવાજ હતો કે દસવીસ ભિક્ષુઓ કોઈ ગૃહસ્થને ત્યાં ભોજન કરે તો પછી તે ભિક્ષુઓમાથી જે સૌથી મોટો હોય તે સર્વ તરફથી અનુમોદન કરે. તેઓ પ્રધાન સન્યાસીને અનુમોદક કહેતા. અનુમોદન ન કરીએ તો આપણે જીવતા નથી. ગુરુદેવે મને ક્રોશેનો આ સિદ્ધાન્ત કહ્યો ત્યારે મેં તેમને રજ્જબના ત્રણ શ્લોકો સંભળાવ્યા:—

रूप लख्या तो जाणीए जब कछु रची सकाय×
लखे नहि सुने नहि ऐसे हि जीवन जाय॥
कोइ लखे वानी धुनिसुं कोइ वर्णन और लेख
रीत रीत में लखि सके रीत भिन्न वस्तु एक॥
ध्यान भोरे कोइ संत जन स्वइ जीवनमांही
× × ×सोतो देखइ नांही॥

દરેક વ્યક્તિ પોતાનો ભાવ લેખથી કે ધ્વનિ કે સૂર એટલે સંગીતથી પ્રકટ કરવા પ્રયત્ન કરે છે. કોઇ સંત તો સમસ્ત જીવન જ ભાવમય કરી નાંખે છે. પ્રકટીકરણ એ જ જીવન છે.

માત્ર બાહ્યચિહ્નોનું બનેલું, બહારથી આવી મળતું વીરત્વ કે વાર્ધક્ય અમારે ન જોઈએ.

तवैव वाहास्तव नृत्य गीते

તારી એ બધી સમૃદ્ધિ ભલે તારી પાસે જ રહી.

૧૯૨૯ માં ડૉ. હૃશીએ પ્રશ્ન કર્યો કે ચીનની નિરક્ષરતા કેવી રીતે મટે? ચીનમાં સાધારણ રીતે આપણા કરતાં નિરક્ષરતા ઓછી છે. ત્યાંનાં બૌદ્ધ મંદિરો શિક્ષણનું કામ

× આ ત્રણ દુહાનો શુદ્ધ પાઠ મળી શક્યો નથી.

રે છે. પણ જ્યાં મંદિરો ન હોય એવા ભાગમાં નિરક્ષરતા હતી અને તેને દૂર કરવાનો કામ ત્યાંના યુવકો સમીપ મુકાયો. યુવકોએ એ કામ ઉપાડી લીધું. અને તે પણ એક પણ પાઈનું ખરચ કરાવ્યા વિના અને જરા પણ પગાર લીધા વિના! તેમણે આખા ચીનની આર્થિક મોજણી કરી. આવી સંપૂર્ણ મોજણી આપણા હિંદની કદી નથી થઈ. ચીનની મોજણીની મુખ્ય ઑફિસમાથી ચીનની આર્થિક સ્થિતિ સંબંધી ઝીણામાં ઝીણી માહિતી મળે છે. ચીનના યુવકોએ તપાસ કરી કે ચીનના દરેક ગામમાં કઈ કઈ વસ્તુની ખોટ છે. પછી ચીનના યુવકોએ તે તે ગામમાં તે તે વસ્તુની ફેરી કરવા માંડી. એ યુવક દિવસે ફેરી કરે અને રાત્રે નિશાળ ચલાવે. એ રીતે ચીન જેવડા મોટા દેશની નિરક્ષરતા થોડા જ + સમયમાં ત્યાંના યુવાનોએ દૂર કરી.

જાપાનમાં ભૂકંપ થયો ત્યારે ત્યાંના યુવતીસંઘે પણ અદ્ભુત વેગે અને દક્ષતાથી કામ કર્યું હતું. જાપાનમાં યુવતીસંઘના ત્રણ ભૌગોલિક વિભાગો છે. તેમાંના એકમાં ભૂકંપ થયો. એક સાથે લાખ બે લાખ છોકરાં નિરાધાર થઈ ગયા. અધિકારીઓએ યુવતીસંઘને પુછ્યું કે તમે આમા શી મદદ કરી શકો તેમ છો? સંઘના દરેક વિભાગે પોતાની ઑફિસો મારફત કામ શરૂ કરી દીધું. ત્યાં એવો રિવાજ છે કે આવા પ્રસંગે તાર ટેલિફોનનો કબજો પણ એ સંઘને મળે યુવતીસંઘે બે જ કલાકમાં એ બધા બે લાખ બાળકોની વ્યવસ્થા કરી દીધી. આનું નામ તે તપશ્ચર્યાનું યૌવન.

મારા ભાષણથી તમે કંટાળતા હશો. એકવાર નવો જોડો ડંખ્યા પછી જૂનો જોડો પણ ડંખે છે.

દેહનું મૃત્યુ તે પશુમૃત્યુ છે, વિચારનું અને ભાવનું મૃત્યુ તે ખરું મૃત્યુ છે.

मरने मांहीं जीवना जीवनमें जी नाहीं

रज्जब भाव में जीवन त्यज, जीवन हीं मरी जाहीं ॥–

જો માત્ર શ્વાસ લેવો એ જ જીવન હોય તો ધમણ પણ જીવે છે.

स लोहकार भस्रेव श्वसन्नपि न जीवति ।

સત્યનું જીવન એ જ ખરું જીવન છે. સત્ય એટલે સત્યનો કોઈ પણ અંશ નહિ પણ સંપૂર્ણ સત્ય.

सब साँच मिले सो साँच है, ना मिले सो झूठ,

जन रज्जब साची कही, भावे रिझि भावें रूठ ॥

વળી રજ્જબ કહે છે:

रजब वसुधा वेद सब, कुल आलम कुरान,

पंडित काजी बेखबर, दफ्तर दुनियां जान ॥

રજ્જબ પોતે અભણ હતો. તે કહે છે કે આ વસુધા જ વેદ છે, આ દુનિયાં જ કુરાન છે. પંડિત અને કાજીઓ નકામા કુરાન અને પુરાણ વાંચવાનાં વ્યર્થ ફાંફાં મારે છે, આ દુનિયાને ખરું દફતર જાણી લે વળી કહે છે:

+ આના પાઠની શુદ્ધતાની ખાત્રી નથી.

सृष्टि शास्तर है सही, वेत्ता करे वखान,
रज्जव कागज क्या पढे, नितहि ताजा ज्ञान ॥

આ સૃષ્ટિ જ શાસ્ત્ર છે. જુદી જુદી ઋતુઓ એ તેના વસંત અંક, વર્ષા અંક વગેરે છે.

साधनहारकी अंतर कागज, प्रान अक्षर माहीं
यह पुस्तक कोइ विरला वांचे, मर्म शब्द न सुनाहीं ॥

સાધકના અંતરની અંદર કાગળ ઉપર પ્રાણના અક્ષરથી લખેલું જે શાસ્ત્ર તે તો કોઈ વાચતું નથી. મર્મનું સંગીત એ લોકો સાંભળી શકતા નથી.

प्रान कोटि ब्रह्मांडमें, झलके अनंत वेद,
बाहरा जोत बुझायके भेदी पावै भेद ॥

કરોડો માણસો મળીને જે વિરાટ જગત થાય છે, તેમાં અનંત વેદ ઝળકી રહ્યો છે. બહારનો દીવો બુઝાવી દઈને મર્મી તેનો મર્મ જાણે છે.

प्रान पुस्तक देखहु हिंदु मुसलमान ।
सबमें विद्या एक हि, पढ़े सुपंडित प्राण ॥

હે હિંદુ, મુસલમાન! પેલું જીવન્ત શાસ્ત્ર વાંચી જુઓ; અખિલ વિશ્વમાં એક જ મહાવિદ્યા તમને મળશે, તે વાંચતાં જ જીવન્ત જ્ઞાનથી તમે પંડિતપ્રાણ થઈ જશો.

कागज मृत्या अक्षरइ पाठक मिले अनेक,
वेद घट घट प्राणमयी, रज्जब बांचक देख ॥

શુષ્ક મૃત કાગળ ઉપર મૃત અક્ષરથી જે શાસ્ત્ર લખાએલું છે તેના પાઠકો ઘણા મળે છે. ઘટઘટમાં જે પ્રાણમય વેદ છે તે હે રજ્જબ, તું વાંચી જો. એ વાંચવાની દૃષ્ટિ જો મળે તો

सनातनमेनमाहु:

નું દર્શન થાય.

વળી કહે છે

अरे मन सबही बंधन त्याग ।
मोचन मंत्र समझि उर अंदर
पूरन दीक्षा माग ।

× × ×

अपार अनंत रस करले अनुभव
बंधन सब दे दाग ॥

विश्वानिदेव सवितुर् । दुरितानि परासुव ।
यद्भद्रं तन्न आसुव ॥

ભીડાઈ આઈને નવું વર્ષ પાળવું તે પશ્ચાચાર છે. આપણે પ્રાર્થના કરીએ હે સવિતર! અમારાં સર્વ દુરિતોને પરાસ્ત કર. જે ભદ્ર છે તેને અમારા તરફ પ્રેર.

# નૃત્યકલા સંબંધી ગાંધીજીના વિચારો

[ હજી ગાંધી મણિમહોત્સવાંકમાં 'ગાંધીજી અને કલા'ના લેખમાં લેખકે લખ્યું હતું કે કલા સંબંધી ગાંધીજીએ પોતાના વિચારો સ્પષ્ટ રીતે કહ્યા જાણ્યામાં નથી, એટલામાં નૃત્ય સંબંધી અને કલાસામાન્ય સંબંધી તેમના વિચારો જાણવાનો આ ટૂંકો લેખ પણ મળી આવતા તેને અમે સહર્ષ આવકાર આપીએ છીએ. અત્યારે આપણે ત્યાં સામાજિક સુધારાની હીલચાલ ફરી જાગૃતિમાં આવે છે ત્યારે નૃત્ય ગીત વગેરેના પ્રશ્નો આપણે ફરી વિચારવા પડશે તેમાં આ દૃષ્ટિબિન્દુ ઘણું મદદ કરશે એમ આશા રાખીએ છીએ. તંત્રી ]

તા. ૧ લી સપ્ટેંબર ૧૯૨૯ ના દિવસે આશ્રમમાં આસામના કેટલાક નૃત્યાચાર્યો આવ્યા હતા. સાંજે છાત્રાલયના મેદાનમાં એ સજ્જનોનું નૃત્ય થયું. આશ્રમના બધાં ભાઈ-બહેન તથા વિદ્યાર્થીઓ અને મહાત્માજી પોતે પણ તે અવસરે હાજર હતા. એવી આશા હતી કે સમારંભ પછી ગાંધીજી આ વિશે પોતાના કેટલાક વિચાર પ્રગટ કરશે પણ તે દિવસ તેમનો મૌનવાર હોવાથી અને પછીના બે દિવસ સુધી બીજાં કામોને લઈને અવકાશ ન મળવાથી તેઓ પોતાના વિચાર પ્રગટ કરી શક્યા નહિ. બુધવારને દિવસે સાંજની પ્રાર્થના પછી એક આશ્રમવાસી ભાઈએ ગાંધીજીને પૂછ્યું:

"તે દિવસે આશ્રમમાં જે નૃત્ય થયું તે શું આપની દૃષ્ટિએ આશ્રમમાં થવું ઉચિત હતું? એમાં કલા હતી? સાત્ત્વિકતા હતી?"

ગાંધીજીએ આ પ્રશ્નના જવાબમાં જે કાંઈ કહ્યું તેનો આશય નીચે પ્રમાણે છે.

"મારા મત પ્રમાણે તે દિવસના નૃત્યમાં એવી કોઈ બાબત નહોતી કે જેથી તે આશ્રમ માટે ત્યાજ્ય ગણાય. આપણા લોકોમાં આજકાલ નૃત્યકલા માટે એક ખોટો ભાવ પેદા થયો છે આપણે એમ સમજીએ છીએ કે નાચવું ગાવું વગેરે કામ હલકી શ્રેણીનાં સ્ત્રી-પુરુષોનું છે. સભ્ય ગણાતો સમાજ આ કામોમાં ભાગ નથી લેતો. તેનું કારણ એ છે કે આપણા દેશમાં કેટલાંક વર્ષોથી નાચવાની ક્રિયા સાથે દુરાચરણનો સંબંધ જોડાઈ ગયો છે. આથી કેટલાક લોકો નૃત્યકલાનું નામ સાંભળીને પણ ભડકે છે. પરંતુ વાસ્તવિક રીતે આ પ્રમાણે ભડકવાની કાંઈ પણ જરૂર નથી. સંગીત એ મનુષ્યજીવનની એક સુંદર અને મહત્ત્વની આવશ્યકતા છે. આપણા દેશના વિદ્વાનોએ કહ્યું છે કે સાહિત્ય સંગીત કલા આદિથી શૂન્ય માણસ પૂંછડા અને શીંગડા વિનાનો પશુ છે. નૃત્યકલા પણ સંગીતનું એક અંગ છે અને બહુ મહત્ત્વનું અંગ છે. નૃત્યકલા પોતાની ઢબની એક અનોખી કલા છે.

"જેવી રીતે સંગીતમાં તાલનું મહત્ત્વ છે, તેવી રીતે નૃત્યકલામાં પણ તેટલું જ અથવા તેનાથી અધિક તાલનું મહત્ત્વ છે. અને આપણા જીવનમાં તો તાલવ્યવસ્થા અથવા તાલિમનું બહુ મોટું મહત્ત્વ છે. ઉચ્ચ અને પ્રગતિશીલ જીવનને માટે તાલબદ્ધ ક્રિયાની ઘણી જરૂર છે. નૃત્યકલા દ્વારા માણસ આ ગુણ શીખી શકે છે.

"બીજું, નૃત્યકલામાં શારીરિક વ્યાયામ વિકાસ અને અંગોના સુંદર હલનચલન અને સંગઠનને પણ પૂરેપૂરું સ્થાન છે. નૃત્યકલા શીખનાર સ્ત્રી કે પુરુષના શરીરમાં એક પ્રકારનો મરોડ સ્ફુર્તિ અને દૃઢતા આવે છે. ખાસ કરીને સ્ત્રીઓ માટે તો આ કલા બેવડી લાભકારક છે. આજે આપણા દેશમાં અને સમાજમાં નૃત્યકલા તરફ લોકો ઉપેક્ષાની દૃષ્ટિથી જુએ છે, અને તેથી તેઓ પોતાનાં બાળકોને નાચતાં અને ગાતાં શીખવતાં ડરે છે-રખેને

તેઓ પણ બજારી ન બની જાય એવી બીકથી. પણ મારા મત પ્રમાણે આ જાતનો ડર રાખવાની જરૂર નથી. મનુષ્યજીવનના સંપૂર્ણ વિકાસને માટે સંગીત અને તેના અંગરૂપ નૃત્યકલાનું જ્ઞાન પણ આવશ્યક છે.

"જાપાન જર્મની આદિ દેશોમાં નૃત્યકલાનો અદ્ભુત વિકાસ થયો છે. ત્યાંનાં સ્ત્રીપુરુષો તે દ્વારા નિર્દોષ આનંદ મેળવે છે અને પોતાનો વિકાસ પણ કરી લે છે. એ સાચી વાત છે કે બધી જગાએ એમ થતું નથી. કોઇ કોઇ ઠેકાણે લોકો તેનો દુરુપયોગ પણ કરે છે. નૃત્યને વિષયવાસના અને ભૌતિક સુખનું સાધન બનાવી લે છે અથવા બનાવી લીધું છે, પણ આપણને એની સાથે સંબંધ નથી."

- વચમાં એક ભાઇએ પૂછ્યું: "બાપુજી, આપે તો પાછલી બ્રહ્મદેશની મુસાફરી દરમિયાન નાટક વગેરે જોવાનો નિષેધ કર્યો હતો અને આપને પોતાને પણ એવા એક પ્રસંગને લઇને ખેદ થયો હતો. નાટકમાં પણ નાચવા ગાવાનું તો હોય છે; તો પછી નાટક જોવામાં શો દોષ છે?"

આ પર પછી ગાંધીજી બોલ્યા: "હું ધંધાદારી નાટકવાળાઓનો વિરોધી છું. કેમકે તેમના કામમાં કલાનું અંગ બહુ ઓછું હોય છે અને દેખાવ ભભકો ગલગલિયાં વગેરે વધારે અને મુખ્ય હોય છે. આથી જ તે આપણે માટે ત્યાજ્ય છે. આવાં દૃશ્યો જોઇને આપણા વિકાર આપણી વાસનાઓ ઉત્તેજિત થાય છે અને આપણે પતન તરફ ઢળીએ છીએ. આશ્રમમાં આપણે આ બધી બાબતોનું વિરોધી વાતાવરણ પેદા કરીએ છીએ, અને સાત્ત્વિકતા ઇન્દ્રિયનિગ્રહ વગેરેની પ્રાપ્તિને માટે આપણો ભગીરથ પ્રયત્ન ચલાવીએ છીએ. આવી સ્થિતિમાં ધંધાદાર નાટક કંપનીઓનાં નાટક આપણે માટે ત્યાજ્ય જ હોવાં જોઇએ. પણ જે નાટકોનું ધ્યેય સાચી કલાનું પ્રદર્શન, આનંદનો અનુભવ, અથવા સાત્ત્વિક મનોરંજન હોય છે તે નાટક આપણા આવકાર યોગ્ય છે, હોવું જોઇએ. ગઈ કલકત્તા મહાસભાના સમયે કલકત્તામાં કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનું પોસ્ટ ઑફિસ નામનું નાટક ભજવવામાં આવ્યું હતું કવિ ઠાકુર પોતે રંગભૂમિ ઉપર આવ્યા હતા. તે દિવસે જ્યારે કવિ ઠાકુર પોતાની અનોખી ઢબે રંગભૂમિ ઉપર નાચતા હતા ત્યારે પ્રેક્ષકોમાં અદ્ભુત શાંતિ છવાઇ રહી હતી. બધા મંત્રમુગ્ધ થઇને તે અલૌકિક નૃત્યનો રસાસ્વાદ કરતા હતા. 'હું પોતે કવિના તે કલાપૂર્ણ નૃત્યને મંત્રમુગ્ધની જેમ જોતો હતો. આવું નૃત્ય શું ઉપેક્ષાની વસ્તુ થઈ શકે? કવિ ઠાકુરનું નૃત્ય જોઇને કોણ કહી શકે કે નાચ જોતી વેળાએ મનુષ્યના મનમાં વિકારી વિચાર ઉદ્ભવે છે, વાસનાઓ જાગે છે? ભક્ત શિરોમણિ મીરાંબાઈ જ્યારે પોતાના પ્રભુની ભક્તિમાં તલ્લીન થતી હતી ત્યારે નાચી ઊઠતી હતી. તેના તે નાચમાં ઉચ્ચ કોટિની તલ્લીનતા અને સાત્ત્વિકતા હતી,—કલા તો હતી જ. આ જાતની કલાનું દ્યોતક નૃત્ય ત્યાજ્ય અથવા ઉપેક્ષણીય થઇ શકતું નથી. આપણને પણ જો આ દૃષ્ટિએ કલાનો પરિચય હોય, આપણે પણ મીરાંબાઇની માફક ભક્તિમાં તલ્લીન થઈ નાચી શકતા હોઇએ—તો હું આપને બધાને જરૂર આગ્રહ કરીશ કે આવો, આવો, આપણે બધા નાચીએ, અને ખૂબ તાલબદ્ધ અને તલ્લીન થઇ નાચીએ. આથી મારી દૃષ્ટિએ નૃત્યનું મહત્ત્વ ટાળ જેવું તેવું નથી. પણ તેને મર્યાદા છે. એ ધ્યાનમાં રાખવું જોઇએ કે નૃત્યકલાના નામથી આપણે ચાલુ પ્રવાહમાં ન ખેંચાઈ જઇએ."

નારાયણ મોરેશ્વર ખરે

# ચીનમાં લોકશિક્ષણ

જગત આખા પર દૃષ્ટિ ફેરવતાં એવા બે ક્યા મુલકો છે કે જેઓ એમની વિશાળ કાય છતાં ય જગતની દૃષ્ટિએ તુચ્છ છે, હીન છે, એમના પૂર્વજોની ભવ્ય સંસ્કૃતિ છતાં ય તેમની સામે સુધરેલા મુલકો એમના દ્વાર બંધ કરે છે કે રખેને એમનો 'ચેપ' પોતાની પ્રજાને લાગી જાય ? એક જ જવાબ છે :

ચીન અને હિંદુસ્તાન

આ 'ચેપ'ને કોઇ ગંદકીનું નામ આપે છે, તો કોઈ પરાધીનતાનું નામ આપે છે, કોઈ તેને નહિ ઇચ્છવા યોગ્ય દરિદ્રાઈનું નામ આપે છે, તો કોઇ તેને અજ્ઞાન અથવા ભૂખમરાનું નામ આપે છે. પૃથ્વી સૂર્યની આસપાસ પાચ પ્રદક્ષિણા પણ પૂરી ન કરી વળી હોય ત્યાં આ દેશોમા ભૂખમરાનું, દુકાળનું, રેલસંકટનું, રોગચાળાનું અને એવી કોઇને કોઇ "દૈવી આપત્તિ"નું નામ સંભળાય છે. દુનિયામા બીજા નાના દેશો છે જેઓ લડાઇમાં નીચોવાઈ જાય છે પણ દશ વર્ષ પછી જુઓ તો પાછા તાજાને તાજા. દુનિયામાં બીજા નાના દેશો છે જ્યા જ્વાળામુખી ફાટે છે અને ધરતીકંપો થાય છે છતાં યે પાંચ વરસ પછી જુઓ તો હતા તેવા ને તેવા. અને આ બે દેશોમાં સદાનો ભૂખમરો, સદાનો દુકાળ, સદાની માંહોમાંહેની લડાઇ.

આનું કારણ શું ? આનું કારણ માત્ર 'દૈવ' છે કે બીજું પણ છે ખરૂં ? એમના મોટા ભાગની નિરક્ષરતા અથવા અભણતા ( illiteracy ) આને માટે કેટલે અંશે જવાબદાર છે ? એક દેશ હજુ યે પરાધીન છે અને બીજો હજુ યે આપસઆપસની લડાઇમાં (Civil War) ગોથાં ખાય છે તે એની અજાણતાને લીધે કે 'દૈવ'ને લીધે ?

વૈદ્યકશાસ્ત્ર પ્રમાણે મનુષ્યશરીરના સર્વ રોગોનું મૂળ જેમ કબજિયત છે તેમ પ્રજા શરીરના રોગોનું મૂળ પ્રજાનું અજ્ઞાન અથવા અભણતા છે. દરેક પ્રજાનાયક સૌથી પ્રથમ પ્રજાનું અજ્ઞાન દૂર કરવા પ્રયત્ન કરે છે. લેનીન હો કે મુસોલોની હો, મુસ્તફા કમાલપાશા હો કે અમાનુલ્લાખાન હો, જે હો તે, સૌથી પ્રથમ પ્રજાની કેળવણીનો પ્રશ્ન પહેલો હલ કરવા પ્રયત્ન કરે છે. ખેડૂત જેમ પ્રથમ પહેલી જમીનની ખેડ કરે છે તેમ આ પ્રજાનાયકો આમપ્રજાને અક્ષરજ્ઞાન આપવાનો પ્રથમ પ્રયાસ કરે છે અને તે પછી જ પોતાનાં બીજ વેરે છે. કારણ કયો ખેડૂત નથી જાણતો કે અણખેડાયલી જમીનમાં વેરેલા બીજ ઊગી નીકળતાં નથી અને કદાચ કોઈ જગાએ થોડાક ફણગા ફૂટી નીકળે તો યે તેના પર દાણા તો કદિ યે બેસના નથી ?

આપણા દેશમા આપણા લોકનાયકોએ પરદેશી સરકાર પાસે લડી લડી આમપ્રજાને શિક્ષણ અપાવવા ભગીરથ પ્રયાસ કર્યો છે, પણ તેનું પરિણામ જમાનાના વેગની દૃષ્ટિએ જોતાં શૂન્ય જ આવ્યું છે. આજે પણ એ લડત ચાલુ છે છતા શિક્ષણના વેગની ગતિમા જાણવા જોગ ફેરફાર થયો નથી. ૯૪ ટકા નિરક્ષર વસ્તિને ભણાવવાનો પ્રશ્ન ગ્હેરૂં ફાડીને

ઊભો છે, છતાં તેનો જેમ બને તેમ જલદી ઉકેલ લાવવાનો પ્રયત્ન થયો નથી. કારણ કે ઘણાના મનમા એનો ઉકેલ સ્વરાજની ચાવી મળ્યાથી આપોઆપ આવી જશે એમ રહેલું છે. એ સાચું છે કે ખોટું, એની ચર્ચામા ઉતર્યા સિવાય એટલું તો નિર્વિવાદ કહી શકાય કે આપણા જેવા દશામા ચીને એ પ્રશ્ન હલ કરવાનો કેવી રીતે પ્રયત્ન કર્યો છે તે આપણે માટે બોધપ્રદ છે.

ચીનના આમવર્ગના શિક્ષણનો સવાલ પ્રથમ હાથ ધરનાર જેઇમ્સ યેન છે. હોંગકોંગ યુનિવર્સિટીનો એ ગ્રેજ્યુએટ છે અને હાલની ચીનની રાષ્ટ્રીય લોકશિક્ષણ સંસ્થા (The Chinese National Association of the Mass Education Movement, 129, East 52 d Street, New York City U. S. A.)નો એ મુખ્ય સંચાલક (General Director) છે. "નિરક્ષરતા ટાળો અને ચીનને માટે નવા શહેરી બનાવો" ("Elimirate illiteracy and make new citizens for China") એ આ સંસ્થાનો મુદ્રાલેખ છે. આ આખી ચળવળનો ઇતિહાસ એના પોતાના જ શબ્દોમા બને ત્યાં સુધી હું આપું છું જેથી આપણા દેશના નવજુવાનો એમાંથી પ્રેરણા મેળવે અને બન્ને દેશો વચ્ચેનું સામ્ય અનુભવે. મારા લેખનો આધાર મિ. યેને મારા પર મારી વિનતિથી મોકલેલું સાહિત્ય છે અને Yale Reviewના શરદ અંકમા (Winter, 1929) New Citizen's for China નામનો મિ. યેનનો લખેલો લેખ છે. તે વિષય પરત્વેના બીજા લેખો Asiaના ફેબ્રુઆરીના અંકમાં અને Century Magazineના એપ્રિલ અંકમા છે.

હવે મિ. યેનના જ શબ્દોમા આ ચળવળનો ઇતિહાસ શરૂ કરું છું.

### પહેલો પાઠ

આ ચળવળની શરૂઆત ફ્રાન્સમા થઇ. લડાઇમાં મિત્રરાજ્યોને દારૂગોળો બનાવવા અને રસ્તાઓ બાધવા મજૂરો જોઈતા હતા અને એથી એમણે ચીનના ઉત્તર પ્રાંતો ચીલી અને શાનતુંગમાથી ૨,૦૦,૦૦૦ મજૂરો ભરતી કર્યા. આ મજૂરો સાથે રહી સેવાનું કાર્ય, (welfare work) કરવા માટે સ્વયંસેવકોની માગણી થઇ અને બીજા ચીની વિદ્યાર્થીઓ સાથે હું પણ એ સ્વયંસેવક દળમા જોડાયો. રાતદિવસ તેમની સાથે રહીને હું પહેલો પાઠ એ શીખ્યો કે મારા અભણ બાંધવોને ભણવાની ઇચ્છા છે અને તેમનામાં ભણવાની શક્તિ પણ છે. આ પાઠ ચીનની કે અમેરિકાની યુનિવર્સિટીમાં રહીને હું કદિ ન શીખી શકત.

તેઓ બિચારાને ઘર વારે ઘડીએ યાદ આવતું પણ ઘેર કાગળ લખતાં આવડતું નહિ. લડાઇમાં કોણ હાર્યું અને કોણ જીત્યું તે જાણવાની ઘણી ઇચ્છા હતી પણ છાપુ વાચતાં આવડતું નહિ. બુલોનમા (Boulogne) ૫૦૦૦ ચીની મજૂરોની સેવા માટે મને નીમ્યો હતો અને આ પાચે હજારની એ સ્થિતિ હતી. મને તે અસહ્ય થઇ પડી. દરેકને જુદા કાગળો લખી આપવા અશક્ય હતું.

આથી મેં ૨૫ થી ૫૦ વર્ષની વચ્ચેના ૪૦ મજૂરોનો એક અભ્યાસવર્ગ શરૂ કરી દીધો. આ મજૂરો ભણવાને આતુર-અને શક્તિશાળી જોઇને જ પસંદ કર્યા હતા. આથી થોડા વખતમા તો એક વર્ગના અનેક વર્ગ થઇ ગયા.

અમારા દેશમાં બે જાતની ભાષાઓ છે: એક સાક્ષરી ભાષા જે ભાષામાં પુસ્તકો વગેરે લખાતાં હતાં અને બીજી ખડી બોલી (Pai-Hua) જે ભાષામા આમ લોકો વાતચિત

કરે છે અને પોતાનો વહેવાર ચલાવે છે તે. સાક્ષરી ભાષા પૂરેપૂરી શીખવા માટે આખો જન્મારો જોઇએ એની તે અટપટી છે અને ખડી બોલીમા બધા મળી ૪૦,૦૦૦ થી પણ વધારે મૂળાક્ષરો છે. આને લીધે એક પ્રાન્તનો વતની બીજા પ્રાન્તના વતનીની ભાષા સમજી શકતો નથી.

આનો તોડ કાઢવા મેં જુદા જુદા વિષય પરનાં ચીની પુસ્તકો એકઠાં કર્યાં અને ૪૦૦૦૦ મૂળાક્ષરોમાથી જે સૌથી વિશેષ વપરાતા જણાયા તેવા ૧૩૦૦ મૂળાક્ષરો એ મજૂરોને શીખવવા મેં પસંદ કર્યા. આ પસંદગીની સામે સાક્ષરોએ ખુમરાણ મચાવી. તેમને લાગ્યું કે ચીનની સંસ્કૃતિ એથી ભયમાં આવી પડશે, પણ મેં તેમના મતની પરવા કરી નહિ. કારણકે આમવર્ગને કેમ કેળવવો એ પ્રશ્ન મારે મન ભાષાની (કે વ્યાકરણની) શુદ્ધિ કરતા યે વધારે મહત્ત્વનો હતો.

આથી ૧૯૧૭ ની સાલમાં અમે "New Tide Movement" શરૂ કરી અને બે વરસમાં તો અમે, અસંખ્ય પુસ્તકો, વર્તમાનપત્રો, માસિકો અને પાઠ્યપુસ્તકો એ 'ખડી બોલી'માં પ્રસિદ્ધ કરાવી શકયા કે જે ભાષામાં પહેલાં એક પણ 'શિષ્ટ' પુસ્તક કે ચોપાનિયું પ્રસિદ્ધ થયું નહોતું. આજે તો ચોખ્ખુ દીવા જેવું દેખાય છે કે એ 'ખડી બોલી' જ ચીનની રાષ્ટ્રીય ભાષા થવા નિર્માઇ છે.

આ 'ખડી બોલી'માં મેં પારીસ જઇ મજૂરોને માટે એક ચોપાનિયું શરૂ કર્યું અને ભાષા શીખવાનું કામ વિદ્યાર્થી અને મજૂર સ્વયંસેવકોએ ઉપાડી લીધું. આ ચોપાનિયું મેં મજૂરોના દેશની વાતો અને લડાઈની વાતોથી ભર્યું અને એથી તે થોડી જ વારમાં લોકપ્રિય થઇ ગયુ.

એક ચીની મજૂરે મને તે અરસામા જે કાગળ લખ્યો એની મારા મન પર ઊંડી છાપ પડી અને મેં મારું સમગ્ર જીવન મારા અજાણ્યુ બાંધવોને ભણાવવા પાછળ જ ગાળવાનો નિર્ણય કર્યો.

"ગુરુ યેન,

તમારું ચોપાનિયું વાચીને દુનિયા પરની તમામ ચીજો હું જાણતો થયો છું. પણ તમારું ચોપાનિયું ઘણું સસ્તુ છે. માત્ર એક સેન્ટાઇમ જ તમે લ્યો છો (સેન્ટાઇમ એ ફ્રાન્સનું આપણી પાઇ જેવું નાનામાં નાનું ચલણ છે). કદાચ એને લીધે તમારે એ ચોપાનિયુ બંધ પણ કરવું પડે. આથી ફ્રાન્સમાં ત્રણ વર્ષ મજૂરી કરી જે થોડીઘણી રકમ મેં બચાવી છે તે ૧૫૦ ફ્રેન્ક (૧ ફ્રેન્ક ૧૦૦ સેન્ટાઇમની બરાબર છે; ૧ રૂપિયાના ૯ ફ્રેન્ક.) આ સાથે મોકલું છું."

મને ઘણીવાર એ પ્રશ્ન પૂછવામા આવ્યો છે કે જે દેશે જગતને કાગળ બનાવવાની અને છાપવાની કળા સૌથી પ્રથમ ભેટ કરી તે જ દેશમાં આજે આટલું બધું અજ્ઞાન કેમ છે?

આના બે જવાબો છે: એક, અમારો દેશ ૧૯૧૧ ની સાલના બળવા સુધી રાજાઓના હાથ નીચે રહેલો છે. આ રાજાઓએ આમપ્રજાને કેળવવી એને જરૂરી માન્યું નથી કે એને ઇચ્છવા યોગ્ય પણ ગણ્યું નથી. ત્રીજી સદીના ચીન વંશના પહેલા રાજાએ

તો બધાં પુસ્તકોને બાળી નાખવાનું ફરમાન કાઢેલું અને પોતે અક્ષરતાના કેવા શત્રુ છે તે ઇતિહાસમા અમર કર્યું. ("Ignorance Policy.")

બીજી મુશ્કેલી સાક્ષરી ભાષા (Classical Language) અને ખડી બોલી (Pai-Hua) વચ્ચેની મારામારી છે. અમારી વસ્તિના પાચ ભાગમાંથી ચાર ભાગે ખેડૂતો અને કારીગરો છે અને તેઓ સૌ આ ખડી બોલી બોલે છે અને વાપરે છે. અંગ્રેજી અને લૅટિન વચ્ચે જેટલો તફાવત છે તેટલો આ બન્ને ભાષાઓ વચ્ચે છે. બિચારા ખેડૂતોને સાક્ષરી ભાષા શીખવા જેટલો સમય જ મળતો નથી, કારણ કે એ ભાષાની આંટીઘૂંટી સમજતાં સાક્ષરને પણ આખો જન્મારો જોઇએ ત્યાં ખેડૂતોનું શું ગજું *! એને તો એના પેટનો ખાડો પૂરવાની ચિંતા પહેલી લાગેલી હોય છે ("filling a rice bowl") અને એથી તે આ ગડમથલમાં પડી શકતો નથી.

આથી આનો તોડ કાઢવા અમે ખેડૂતોની જ બોલીમા પાઠ્યપુસ્તકો (Readers) પ્રસિદ્ધ કરવા માડયા છે. આને અમે એક હજાર મૂળાક્ષરી વાંચનમાળા ("Thousand Character Readers") એવું નામ આપ્યુ છે. ૪૦,૦૦૦ મૂળાક્ષરોમાંથી સૌથી વિશેષ વપરાતા ૧૦૦૦ મૂળાક્ષરો વીણીવીણી આમાં એકઠા કર્યા છે. દરેક વાંચનમાળામા ૨૪ પાઠ છે અને એવી ૪ વાચનમાળાનો એક અભ્યાસક્રમ યોજ્યો છે. શહેરમા રહેનાર માટે, ગામડામા રહેનાર માટે અને સોલ્જર માટે એમ દરેકને માટે, ત્રણ જુદી જુદી માળા પ્રસિદ્ધ કરી છે અને એ ચારની કિંમત બાર સેન્ટ (પાચ આના) રાખી છે. પહેલી વર્ણમાળા. આમા ૧૦૦૦ મૂળાક્ષરો આપ્યા છે. બીજી વાંચનમાળા (A. B. C. of the Phonetic Script) આમા વાચતા શીખવ્યું છે. ત્રીજી લેખનમાળા (People's Copy Book). આમા જુદા જુદા મૂળાક્ષરો અને તેના ટૂંકાક્ષરો વાંચતાં શીખવ્યું છે. ચોથી શબ્દમાળા. (People's Pocket Dictionary) આમા ૪૦૦૦ જુદા જુદા અક્ષરો અને શબ્દો એકઠા કર્યા છે અને તેના શુદ્ધ ઉચ્ચાર સમજાવ્યા છે.

ચીનમા હુનાન પ્રાતના મુખ્ય શહેર ચાગશામા સને ૧૯૨૨ના માર્ચમાં આ પ્રયોગ શરૂ કર્યો, શરૂ થતા વેંત જ વિરોધી દળે વિરોધ ઉઠાવ્યો કે વળી મજૂરવર્ગને ભણવાની શી જરૂર? સાક્ષરોએ વિરોધ કર્યો કે ખડી બોલી (Pai-Hua) એ તો વળી કાંઇ ભાષા કહેવાય? મજૂરોને જો સુધારવા હોય તો તેમને 'શિષ્ટ ભાષા' શીખવો, શુદ્ધ ઉચ્ચારણ શીખવો, શુદ્ધ વ્યુત્પત્તિ અને વ્યાકરણ શીખવો માત્ર ૧૦૦૦ મૂળાક્ષર આવડ્યા એથી કાંઈ ભાષા આવડી કે?

આ બન્ને દળના વિરોધ છતા યે ૮૦ સ્વયંસેવક ઊભા થયા અને કેટલાક વેપારીઓની સહાયથી ધર્માદાના મકાનો અને જાહેર મકાનો વાપરવાની છૂટ મેળવી ઘેરઘેર વિદ્યાર્થીઓ માટે ટેલ નાખી. બે દિવસ આમ ફરવાથી ૧૪૦૦ વિદ્યાર્થીઓએ પોતાનાં નામ નોંધાવ્યા. આમા કુમારો અને કુમારિકાઓ હતી તેમ જ મોટી વયના સ્ત્રીપુરુષો પણ હતાં. ચાર મહિના સુધી આ વિદ્યાર્થીઓને ખર્ચ માત્ર ચોપડીઓનું (પાચ આના) અને અમારે ખર્ચ કાંઈ નહિ. કોઈ બહારગામથી સ્વયંસેવક તરીકે શીખવવા આવે તેને ચા પાણી પડે તેટલું ખર્ચ વધારેમા વધારે.

* આપણી ગુજરાતી જોડણી જેવું લાગે છે!

૧૪૦૦માંથી ૧૨૫૦ વિદ્યાર્થીઓએ અભ્યાસક્રમ પૂરો કર્યો અને મજા જોવાને ખાતર ગવર્નર પોતે પરીક્ષા લેવા આવ્યો. ૧૨૫૦ માંથી ૯૬૭ વિદ્યાર્થીઓ ઉત્તીર્ણ થયા અને ગવર્નરે પોતાને હાથે તેમને "Degree of Literate Citizen." ભણેલા શહેરીની પદવી અર્પણ કરી. આ પદવીવાળા વિદ્યાર્થીઓનું હાથમા પદવીપત્રક આપી શહેરના મુખ્ય મુખ્ય રસ્તેથી સરઘસ કાઢ્યું અને ૬૦ વરસના બુઢ્ઢાથી માંડીને ૧૦ વરસના બાળકને એ સરઘસમા હારબંધ ચાલતાં જોઇને સૌ કોઇને આનન્દ થયો.

એ એક અનુપમ દૃશ્ય હતું. ત્યારથી અભણતાને નાબૂદ કરવાના ચીનમા ગણેશ મંડાયા. જૂના સાક્ષરો, હાકેમો અને અધિકારીઓ જેઓ અત્યાર સુધી આ ચળવળના વિરોધી હતા તેઓ આ દૃશ્ય જોઈ ચળવળની મહત્તા સમજી ગયા અને પોતાનો વિરોધ તજી દઈ તેમાં ઉલટભેર જોડાયા આથી ૧૯૨૫ ની સાલ સુધીમાં તો દોઢલાખ વિદ્યાર્થીઓ માત્ર હુનાન પ્રાંતમા જ દફતર પર ચઢી ગયા.

પછી તો એ પ્રયોગ બીજા પ્રાન્તોમાં અમે શરૂ કરી દીધો. ઉત્તર ચીનના શાન્તુંગમાં ૧૬૦૦ વિદ્યાર્થીઓથી શરૂઆત કરી અને પરીક્ષા લેવા માટે માજી પ્રધાનનાં પત્ની મેડમ સિયુંગ સી-લિંગને બોલાવ્યાં. પરીક્ષા લીધા પછી અને પદવીદાનનો વિધિ પૂરો થયા પછી મેડમના મન પર એટલી અસર થઈ કે તેમણે પોતાનું બાકીનું જીવન આ ચળવળની પાછળ અર્પણ કરવાનો નિર્ણય જાહેર કર્યો. પરિણામે આજે તેઓ આ લોકશિક્ષણની સંસ્થાના પ્રમુખ છે.

પછી તો આ ચળવળ પૂર્વમાં અને દક્ષિણમા બધે ફરી વળી. ૧૯૨૩ ના ઉનાળામાં પેકિંગમાં લોકશિક્ષણની પરિષદ ભરી અને ૨૧ પ્રાંતોમાંથી ૫૦૦ પ્રતિનિધિઓએ તેમાં હાજરી આપી. આમાંથી ચીની લોકશિક્ષણની રાષ્ટ્રીય સંસ્થા ( Chinese National Association of the Mass Education Movement ) નો ઉદ્‌ભવ થયો અને મેડમ સિયુંગ સી-લિંગ એના પ્રમુખ ચૂંટાયાં

આ મધ્યસ્થ સંસ્થાની સ્થાપના પછી શહેરોમાં અને જીલ્લાઓમાં એની શાખાઓની સ્થાપના થઇ. આજે એવી ૬૦ શાળાઓ સ્થપાઈ છે અને તેદ્વારા ૫૦ લાખ વિદ્યાર્થીઓ શિક્ષણ લે છે. આ ૫૦ લાખની સંખ્યામાં ચીની સોલ્જરોનો પણ સમાવેશ થાય છે. વિદ્યાર્થીઓનો મોટો ભાગ જુવાન છે. તેમનામાં ઉત્સાહ છે, ધૈર્ય છે અને અભ્યાસ કરવાની ચીવટ છે. આજથી ૧૦ વરસ પછી ચીનના ઇતિહાસને ઘડનારા તે જુવાન છે કારણ કે તેમના જીવનમાં કેવળ સ્વાર્થ નથી, આદર્શને પણ સ્થાન છે.

આજે તેમના પર શાળામાં હાજરી આપવાની સખ્તાઇ નથી છતા તેમનો ઉત્સાહ એટલો બધો છે કે હાજરીપત્રક પૂરાં પડતાં નથી. ચીનનો શિક્ષિત વર્ગ આ ચળવળની મહત્તા હવે સમજી ગયો છે. તેને ખાતરી થઇ છે કે ચીનનું પ્રજાકીય તંત્ર ( Republic ) અભણ પ્રજા વડે ન ચાલે. આથી એક લાખથી સવા લાખ જુવાનો સ્વયંસેવક તરીકે કામ કરવા આ વર્ગમાંથી બહાર પડયા છે. આને લીધે ચળવળને ખૂબ જ વેગ મળ્યો છે. જે કામ બેત્રણ પેઢીમાં ન થાય તે એક દશકામાં ઉકેલાઈ ગયું છે.

અત્યાર સુધી આ ચળવળે માત્ર સંખ્યાબળ પર જ નજર રાખી છે, ગુણ ( quality )ને જતો કર્યો છે. હવે તે કરવા માંડી છે અને ગુણ પર પણ નજર રાખવા માંડી

છે. એનો વિસ્તાર એટલો બધો વધી ગયો છે કે તે હવે ઊંડાણ પણ જોતાં શીખી છે. આ ઊંડાણ મેળવવા તેણે પેકિંગની પાસે આવેલા તિંગ સિયાન (જીલ્લો)માં પ્રયોગ શરૂ કર્યો છે. એનો ઉદ્દેશ નવા રાજતંત્રને અનુકૂળ શહેરી ઉત્પન્ન કરવાનો છે. અને એ માટે તેણે નવીન કાર્યક્રમ યોજ્યો છે.

ચીની ભાષામાં કહેવત છે: "સિંહણની ગુફામાં ન પેસો ત્યાં સુધી સિંહના બચ્ચાં ન મળે." ( Unless you enter into the Cave of the Lion, you will not get the cubs." ) આ ચળવળમાં કામ કરનારાઓની ખાતરી થઈ ગઇ છે કે ગામડાઓમાં જઇને ખેડૂતોની સાથે રહી તેમની માફક તમે કામ ન કરો ત્યાં સુધી કાંઈ શુકરવાર ન વળે. આથી આ બધા કામ કરનારાઓ ગામડાંઓમાં ખેડૂતોની માફક જ માટીના ઝુંપડાઓ બાંધી રહ્યા છે ×

ખૂબ તુલના કર્યા પછી અમને ચોખ્ખું માલમ પડયું છે કે શહેરો કરતાં ગામડાનું વાતાવરણ લોકશિક્ષણ માટે વિશેષ અનુકૂળ છે. સૌથી પ્રથમ તો આપણે ગામડાંના લોકોને અત્યાર સુધી રઝળતા મૂક્યા છે અને એથી શહેરી માણસો કરતાં તેઓ શિક્ષણની કદર વિશેષ જલદીથી કરે છે અને શીખવાની આતુરતા પણ વિશેષ બતાવે છે. બીજું, શહેરો જેટલા ગામડામા પ્રલોભનો હોતા નથી. આથી ગામડાના વિદ્યાર્થીઓ શહેરી વિદ્યાર્થીઓ કરતાં વધારે નિયમિત અને હોંસીલા હોય છે. ત્રીજું, ગામડામા એક બીજાને સૌ ઓળખે છે અને એથી એકબીજાને મદદ કરવાનો તેમનામાં સહજ સ્વભાવ ( Community spirit ) હોય છે. આ પરસ્પર મદદનો ગુણ આ ચળવળને માટે ખૂબ જ મદદનો છે અને એ દૃષ્ટિએ પણ ગામડાં શહેરો કરતા વિશેષ અનુકૂળ છે. ( મૂળ અંગ્રેજી માટે જુઓ Yale Review, *winter No 1929.* પાનું ૨૭૨-૩ ) ઉત્તર ચીનમા તો શિયાળામાં ખેડૂતો પાંચ-છ માસ નવરા હોય છે ("idle months") અને એથી એ દિવસોમાં રોજના ચારથી છ કલાક શાળામાં આવતા તેમને જરા યે અડચણ આવતી નથી. મૂળે જ ખેડૂત કામઠો છે અને એથી એ કામથી થાકતો નથી.—બેકારીથી થાકે છે.

આથી આ લોકશિક્ષણની સંસ્થા ( People's School ) ખેડૂતોની છે અને ખેડૂતો માટેની છે. એટલું જ નહિ પણ તે ખેડૂતો જ ચલાવે એ ઇષ્ટ હોવાથી તેનો શીખવવાનો અને ખર્ચનો બધો ભાર બની શકયો ત્યાં ત્યાં ખેડૂતોને માથે જ નાખ્યો છે અને તેમણે દુકાળ અને લડાઇની સાલ હોવા છતાં યે હસતે મુખે ઉપાડયો છે એ તેમની કદરદાની બતાવે છે * [ અનુસંધાન પૃ. ૬૫ ]

× The *members of the Mass Education Movement are firmly convinced* that unless they go to the villages and live and work with the farmers, they cannot be of practical benefit to them. So all these workers are making their home in the villages, living in mud huts like those of the farmers.

* In order that the People's school may be an Institution not only *of* the farmers, and *for* the farmers but also *by* the farmers, the Mass Education Movement has from the very outset followed the principle of making every village, however poor, responsible for its own finances and—wherever there are literate members in the village—its own teachers.

# માટીમાંથી માણસ

માટીનાં પૂતળામાં પ્રાણ પૂરી શાલિવાહને શક લોકોનાં ધાડાં મારી હઠાવ્યાં હતાં એવું વાંચવામા આવેલું અને આ યુગમાં ગાંધીજીના સ્પર્શથી માટી જેવા માણસોમાં પ્રાણ પ્રકટે છે એ નજરે નિહાળવાનું મળ્યું છે. બનાવ તાજો જ છે.

બારડોલી પછી અમે જંગલથી છવાયેલા માંડવી તાલુકામાં પગપેસારો કર્યો છે. એ તાલુકામાં બે આશ્રમ સ્થાપ્યા છે : પૂના અને શઠવાવ. પૂના તાપી તટે અને શઠવાવ ડુંગરાઓ અને જંગલોની ગોદમા.

તા. ૫ મી સપ્ટેમ્બરે અમે પૂનાથી શઠવાવ જવા નીકળ્યા. માર્ગમાં માકણઝર અને લાખગામ નામનાં જંગલના ગામોના કેટલાક વર્જેલા ભાઇઓ સાથે થયા. તેમની સાથે એક નાની છોકરી હતી. ચોમાસા પછી મદ્યનિષેધ અને રેંટિયાપ્રવૃત્તિ વેગથી આગળ ધપાવવાનો વિચાર કરવા અમે આગેવાન રાનીપરજ ભાઇઓની સભા બોલાવી હતી. પેલા ભાઇઓ પણ તેમા આવ્યા. સભાને અંતે આખી ચર્ચા રસપૂર્વક સાંભળી રહેલી પેલી છોકરી તરફ મારુ ધ્યાન ખેંચાયું. ચર્ચા પૂરી થયા પછી તેની ઊજળી ખાદીના જેવી લાગતી સાડી વિષે મેં પ્રશ્ન કર્યો :

"કેમ બ્હેન! આ તારી જ કાતેલી કે?

"નહિ રે, એ તો મીલની છે."

"કેમ હજી મીલની! રેંટિયો નથી લીધો શું?"

"રેંટિયો તો છે, પણ હમણા બંધ થઈ ગયો છે."

"રૂ ખૂટી ગયો છે શું? તેમ હોય તો નાનુભાઈ (આશ્રમના મુખી) પાસેથી ઉછીનો લઇ જા."

"રૂનો વાંધો નથી. અમારે ગામઘર છોડીને લાખગામ ચાલી જવું પડયું છે."

હું ચમક્યો. શાહુકારે જમીન ઝુંટવી લીધી હશે એટલે સગેવહાલે આશરો લેવો પડયો હશે એમ માની વિશેષ પૂછપરછ કરી. આખો કિસ્સો અંજનીના જ મોઢાનો રજુ કરીશ.

"મારું નામ અંજની. જાતે ચોધરી. મારા બાપનું નામ કાળિયો. તે દેવીને વર્ષે મરી ગયેલો. મારો દાદો વીજલો પણ થોડા દહાડા પછી એની પાછળ ગયો. હું, મારી દાદી, મારા બે નાંદલા કાકા-નકરો અને જગલો સાથે રહેતા. મારો એક ત્રીજો કાકો કંહારો રાજમાં (નાદોદના) જતો રહેલો. ત્યાં તે પરણેલો પણ ભૂખે મરવા લાગ્યો એટલે તેની બૈરી સાથે માકણઝર આવ્યો. મારી દાદીએ તેને પાછો સંઘર્યો. મારી દાદીનું નામ છીટલી. પહેલાં તો એનું નામ હતું કાગડી, પણ દેવી આવી ત્યારે તે અને હું વળી ગઇ. અને કાગડી નામ સારું નહિ તેથી તે બદલીને છીટલી રાખેલું.

"બેએક વરસ ઉપર ગાંધી મહાત્મા શઠવાવ આવેલા ત્યારે હું મારી દાદી સાથે એમના દર્શને આવેલી. એમનું ભાષણ સાંભળેલું અને મહાત્માજીએ ઘરેણાં કાઢી નાખવા કહ્યું એટલે અમારા ગામના હરજીભાઇ અને શઠવાવના કોયલા ભાઇની દીકરીઓએ સભામાં જ ઘરેણાં કાઢી નાખેલાં. મેં પણ કાઢી નાખવા ગાંઠ વાળી પણ સભામાં ઉનારેલાં નહિ. ઘેર જઇને તરત કાઢી નાખેલાં. એ પછી મા રેંટિયો લાવ્યાં અને અમે બન્ને કાંતતાં થયાં. મારી આ ચોળાનું કપડું અમારા કાતેલા સુતરનું છે. પહેલાં તો અમે મહિને પંદર

દહાડે નહાતાં, પણ વર્જી ગયા પછી દરરોજ નાહીએ છીએ. નહાયા વિના ખાતાં કે રાંધતાં નથી. અને રોજ ભગવાનની પૂજા કરીએ છીએ.

"વર્જ્યા ત્યારથી અમે સુખી થઇ ગયાં. પણ અમારા એ સુખમાં હમણાં દવ લાગ્યો છે. મારો કાકો કુહારો અને તેની બૈરી રાજમાંથી આવ્યાં. માએ દીકરો જાણી ઘરમાં ઘાલ્યો પણ તે વેરી થયો. તેણે અમારું ઘર ગોઝારું કીધું. તે વર્જેલો નથી. ખાતો પીતો છે. પણ આજ સુધી માઝા રાખતો, ઘરમાં લાવતો નહિ, બહાર કાળું કરી આવતો. બેએક મહિના ઉપર એ લોકોએ ભૂંડ માર્યો. સર્જેલા લોકો ભૂંડનો શિકાર મળે ત્યારે ગાંડા ગાંડા થઈ જાય છે. મારા એ કાકાના આવવા પછી તેણે બેઉ નાંઢલા કાકાને પણ બગાડ્યા. હવે આ બધા મળીને અમને પજવવા લાગ્યા. તેઓ લઈ બેઠા કે અમારે પણ તેમની સાથે ખાવુંપીવું ને રેંટિયો ઊંચો મૂકવો. આખી જીંદગી ખાવાપીવામા ગયેલી અને હવે મોટા 'બામણાં' થઇ ગયા. એ નહિ ચાલે. આવાં મહેણાં ધમકી સાથે સંભળાવવા લાગ્યા. પણ અમે મચક આપી નહિ. ગાંધી મહાત્મા આગળ હાથ ઊંચો કરેલો તે કંઈ અમથો ?

"અમારી છાપરીમાં બે ચૂલા છે: એક ચોખ્ખો, તે ઉપર હું અને દાદી રાંધી ખાઈએ; બીજો મેલો, તેના ઉપર પેલા લોકો રાંધે. અમે વર્જેલા લોકો સર્જેલાંનું રાંધેલું ખાતાં નથી. તેમ તેમના વાસણનું પાણી પણ પીતાં નથી. હવે પેલે દિવસે ભૂંડ મારીને મારો કાકો અમારી છાપરીમા રાંધવા લાવ્યો. મારી માને અને મને કંપારી છૂટી, ઊલટી થાય એવું થઇ આવ્યું અને જીવ ડહોવાઈ ગયો. ઘરમાં રાંધીને ઘર ગોઝારું નહિ કરવા અમે બહુ કહ્યું પણ કહારો તો કંસ હતો. તે શેનો માને ? ઊલટો તે ચીડાયો અને કહેવા લાગ્યો: "આ રાંધેલાનું પાણી તમે લોકો રહો છો તે ભાગમા પણ છાંટીશ ને બધું અપવિતર કરીશ. તમારા દેવને પણ એનો ભોગ ચઢાવીશ." આથી અમે કંપી ઊઠયાં. મારા કાકાઓ છાકટા હતા અને ઘર ગોઝારું કીધુ એટલે તેઓ અમારા તરફ પણ એ ગંદી વસ્તુ ફેંકે એવી અમને ધાસ્તી લાગી. વળી આ ગોઝારા ઘરમાં હવે મન માનતું નહોતું, એટલે મારી દાદીએ તરત જ લુગડા બાંધ્યાં અને દેવની છબી લઈ અમે ઘરમાંથી બહાર નીકળી ગયાં. બે માઇલ ઉપર લાખગામમાં મારી ફોઇને પરણાવેલી છે. મારો ફુવો લવો લશ્કરી વર્જેલો છે, અને રેંટિયો રાખે છે. એનું આખું ઘર ચોકખું થયેલું છે. એટલે અમે ત્યાં ગયાં અને આશરો લીધો. ભોંયભાડું, છાપરી, દાણા અને ઘરવખરી મૂકીને બે મહિનાથી અમારે ચાલી જવું પડયું; પણ ગાંધી મહાત્માના પ્રતાપે અમે અમારી ટેક મૂકી નથી. અમે લાખગામ જઇ રહ્યાં તે મારા કાકાને ગમ્યું નહિ. તેણે મારા ફુઆને ધમકી આપી કે ડોસીને ને છોકરીને તેં કેમ ઘરમાં ઘાલી ? નાતજાતમાં ને ગામમાં મારું ખોટું દેખાય છે. એને કાઢી મૂક ને મારે ત્યા મોકલી દે. નહિ તો ભૂવા ભગત પાસે તારા ઘરનાં બધાં માણસોને મારી નખાવીશ અને તારી છાપરી પણ ફૂંકી મૂકીશ. મારો ફુઓ આથી જરા ગભરાયો પણ દાદીમા બીધી નહિ. તેણે કહ્યું: 'એમ ડરે છે શેનો ? મરનારો ને જીવાડનારો તો રામજી છે. ગાંધી મહાત્માની કંઠી બાંધ્યા પછી બીક કેવી ? હું બાઈ માણસ બીતી નથી ને તું મરદ થઇને કેમ ડરે છે ?' "

થોડા સમય પહેલાં જેઓ બીકણ સસલા જેવાં હતાં અને એક શબ્દ બોલી શકતાં નહિ તેના આ પ્રતાપી શબ્દો અને ટેક માટે સર્વસ્વનો ત્યાગ કરવાનું મનોબળ જોઈ, કિમિયાગર ગાંધીજીના સંસર્ગથી કથીરમાંથી કુંદન અને માટીમાંથી મર્દ બને છે એ વિષે કોને શંકા રહેશે ?

વાંચનાર જાણીને રાજી થશે કે એ ડોસી અને તેની દીકરીનાં ત્યાગ, ટેક અને તપ બે મહિનાની કસોટી પછી ફળ્યા છે. અમે બીજે દિવસે સવારમાં જ માકણઝર જવાનું ઠરાવ્યું. લાખગામથી ડોસીને અને અંજનીને પણ આવી રહેવા સૂચના આપી. સદ્ભાગ્યે, એ દિવસે ગામ લોકોએ "ઉદરિયા દેવ"ની ઉજાણી રાખેલી હતી એટલે વિના મહેનતે બધાનો મેળાપ થયો.

અમારો ભોમિયો અમને જંગલના ઊંડા ભાગમાં એક નિર્જન લાગતી ટેકરી ઉપર લઇ ગયો. ત્યાં મ્હાનું માટલું અને કોપરૂં લઇને બધા બેઠા હતા. ગામનો પટેલ અને બીજા બે ત્રણ આગેવાનો વર્જેલા હતા એટલે ઉજાણીમાં મ્હા અને કોપરૂં હતા, નહિતો દારૂતાડી અને મરઘાંબકરાનો ભોગ ચઢાવાત. ગામના બધા લોકો ઘર દીઠ એક એક આગેવાન માણસ ટોળે થયા હતા, પણ કહારો હજી આવ્યો નહતો, અને અમારે તો ખાસ કામ તેનું હતું. એટલે અડધોક કલાક વાતચીતમાં ગાળ્યો. ત્યાં કહારાભાઇ આવી પહોંચ્યા. તે અમારી સામું તો જુએ જ નહિ. વાત કરે તે પણ આડું જોઇને. અને જવાબ આપવો પડે તે પણ નહિ છૂટકે જ. એટલામાં ડોસી, અંજની અને લવો લશ્કરી આવી પહોંચ્યાં. ડોસીને જોઇને મારી આંખ ઠરી. ઉમરે વૃદ્ધ પણ તેના મોં ઉપર સાત વર્ષની તપશ્ચર્યાનું તેજ ચમકતું હતું. અને પોતાના નિશ્ચય માટે મરી ફીટવાની ખુમારી એની નિર્મળ આંખોમાં તરવરતી હતી. એ ડોસીની ટેક અને ત્યાગમાંથી પ્રેરણા લઈ અમે ગામ લોકોના દીલને હલાવ્યાં. કલાકેક પછી સહુ વર્જી દેવા અને આખું ગામ ચોકખું કરવા સંમત થયા. એક પછી એક માણસ ઊઠીને કોલ આપવા આવવા લાગ્યો અને દરેક વખતે મહાત્મા ગાંધીજીની અને રામચંદ્રદેવની જયગર્જનાથી એ એકાંત ટેકરી ગાજી ઊઠવા લાગી. સહુથી છેલ્લે, અને તે પણ જરા સારી પેઠે મથાવ્યા પછી, કહારાભાઈ પીગળ્યા અને અમારૂં મિશન સફળ થયું.

ડોસી પાછી માકણઝર આવવા કબૂલ થઈ. પણ તે બોલી: "હવે હું એ ગોઝારા થઇ ગયેલા ઘરમાં નહિ રહું. મને નવી છાપરી બાંધી આપે તો જ આવું." અમે એને સમજાવી કે આપણે ગરીબ માણસ કહેવાઇએ, નવી છાપરીની માગણી આપણને ન પાલવે. દેવા આવેલી ત્યારે જેમ ઘર લીંપી નાખેલાં અને હાલ્લા કાઢી નાખેલા તેટલું કરીએ એટલે ઘર પવિત્ર થઇ જાય.

ડોસી સમજી અને સંમત થઇ. પણ પાંચ સાત દહાડા કહારાના વર્જેલાપણાની ખાતરી કર્યા પછી જ તેણે આવવાનું જણાવ્યું.

રાનીપરજનાં આવાં ટેકનાં, ત્યાગનાં, અને કષ્ટસહનનાં પ્રેરણા આપે એવાં અનેક દૃષ્ટાન્તો રજુ કરી શકાય એમ છે. આમના મુકાબલે આપણા સુધારકોને કશું વેઠવું નથી પડ્યું એમ જ લાગે છે. દારૂતાડી છોડી દેવાના ગુન્હા બદલ વર્જેલાનાં મુડદાં, પરગામથી મદદ આવે ત્યાં સુધી ઊંચકાયાં વગર પડી રહ્યાં છે, દીવેરેના બંધ થયાં છે, માર ખાધો છે, અને પોલિસ પીઠાંવાળાઓ સાથે મળીને સર્જેલાઓએ ખોટા કેસો ઊભા કરી એમની પારાવાર સતામણી કરી છે. છતાં ગાંધીરસે રંગાઇને શ્રદ્ધાળુ અને પ્રાણવાન બનેલાં આ જંગલવાસી ભાઇબ્હેનોએ પોતાની ટેક છોડી નથી. એમનાં ટેક, ત્યાગ અને શ્રદ્ધા આગળ કોનાં મસ્તક નહિ નમે ? ગાંધીજીના આદર્શો જંગલોની ઝુંપડીઓમાં આજે ઝીલાઈ રહ્યા છે. હિંદની મુક્તિ માટે ગાંધીજીની પ્રેરણાથી એક જબરજસ્ત શક્તિ ઉત્પન્ન થઈ રહી છે.*

કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા

* મળ લખાયેલો ગાંધી મણિમહોત્સવાંક માટે.

# હિંદમાં ખાંડની પેદાશ કેમ વધી શકે ?

અગાઉના લેખમાં ખાંડનો ઇતિહાસ, જાવાની સુંદર ખેતી અને હમણાની હિંદની ખાંડ પેદા કરવાની સ્થિતિ સંબંધી વિગતવાર વિવેચન થયું છે. આપણો દેશ ખેતીમાં, ખાંડ પીલવાના યંત્રોના અભાવમા કેટલો પછાત છે, તે પણ એ જ લેખમાં દિગ્દર્શન કરાવ્યું છે. જાવા ખાતે ૭ લાખ એકરની વાવણીમાં ત્રીસ લાખ ટન ઉપર ખાંડ પેદા થાય છે, અને આપણે ત્યા ત્રીસ લાખ એકરની ખેતીમાં માત્ર પચીસ લાખ ટન ગોળ પેદા થાય છે, તે પણ દર્શાવ્યુ છે તે ઉપરથી વાંચનારને સહેજે જિજ્ઞાસા થશે કે આપણે ત્યા કયા કયા ઉપાયો લીધાથી ખાંડની ઉત્પત્તિ વધી શકે. હાલમા આપણે આપણને ખૂટતી ખાંડ માટે પરદેશો ઉપર આધાર રાખવો પડે છે. લગભગ દશ લાખ ટન ખાંડ પરદેશમાંથી મંગાવી વીસ કરોડ ઉપરનું વાર્ષિક બીલ ચૂકવવું પડે છે. આવડી વાર્ષિક નાણાની મોટી જાવકથી કોઈ પણ દેશની દરિદ્રતામા વધારો થાય તેમા અસંભવ જેવું કાંઈ નથી. જે દેશે પૃથ્વીભરને ખાંડ પૂરી પાડવામા આગેવાની ભરેલો ભાગ હજારો વર્ષો સુધી લીધેલ, તે દેશ શું આવા વખતમા પોતાથી બનતો પ્રયત્ન કરી ખાંડ સંબંધી પરાધીનતામાંથી નહિ છૂટી શકે? જો હિંદની પ્રજા કપડા અને ખાંડ વગેરે વસ્તુઓની આર્થિક ગુલામીમાથી છૂટવાનો પ્રયત્ન નહિ કરે તો ભવિષ્યમા તેને સ્વરાજ પચાવવામા મુશ્કેલી નડશે. યુરોપના કેટલાક દેશોએ અસંભવિત વસ્તુઓને મોટા પ્રયત્ને સંભવિત કરી બતાવી છે, તો શું હિંદુસ્થાનમાં જે વસ્તુ સહેજ પ્રયાસથી સંભવિત છે, તે કરવા જેટલું આળસ નહિ ઉડી શકે? માત્ર વ્યવસ્થાપૂર્વક એકતંત્ર નીચે કામ કરવાની જરૂર છે.

**હિંદમાં હમણાં કયા કયા પ્રાંતોમાં શેરડીનું મોટું વાવેતર થાય છેઃ—**

વાયવ્ય પ્રાંતમા લગભગ બે લાખ એકર ઉપર ખેતી થાય છે. મીરત અને રોહિલખંડ જિલ્લા એ શેરડીનું ઘર ગણાય છે. ત્યાં ઘણી જાતની શેરડીના અંકુરો વાવવામા આવે છે. ઋતુ અને હવાના ફેરફાર સાથે જુદી જુદી જાતની શેરડીઓનું વાવેતર થાય છે. આ પ્રદેશમા નહેરો ઘણી છે જેથી ઘણી શેરડી નહેરોના પાણીથી ઉગાડવામાં આવે છે. શારદા કેનાલ પ્રોજેક્ટ પૂરો થયે એક લાખ એકરમા શેરડીની પેદાશ વધારી શકાશે. સરેરાશ એકર દીઠ ગોળની પેદાશ એક ટનથી સહેજ ઓછી છે.

બિહાર અને ઓરિસામા ત્રણ લાખ એકર શેરડીનું વાવેતર થાય છે. એકર દીઠ ૧·૪ ટન ગોળ થાય છે. ઓરિસા જિલ્લો શેરડી માટે લાયક નથી.

પંજાબ ખાતે ચાર લાખ એકરમા શેરડી વવાય છે અને એકરમા ૦।।। ટન ગોળ નીપજે છે. સરહદના પ્રાંતમાં માત્ર ૩૨ હજાર એકર શેરડીનું વાવેતર થાય છે. આસામમા ૩૫ હજાર, બરમામાં ૧૪ હજાર, વવાય છે. મદ્રાસમાં એક લાખ એકર ઉપર વાવણી થાય છે. અને દર એકરે ૨। ટન ગોળ થાય છે. મધ્ય પ્રાંતમાં ત્રીસ હજાર એકરની વાવણી દર વર્ષે થાય છે. દર એકરે ૧·૧૫ ટન ગોળની સરેરાશ આવે છે. મુંબઈ ઇલાકામાં ૭૪૯૦૬ એકર શેરડી વવાય છે અને એકરની અંદાજ પેદાશ ૨·૬ ટન આવે છે. બંગાળમાં ૨। લાખ એકરમાં વાવણી થાય છે. તેમા ગોળની એકર દીઠ સરેરાશ પેદાશ ૧·૦૮ ટન થાય છે.

## ગુજરાત—

મુબઈ ઇલાકામાં કોકણ અને દખણમાં શેરડી મોટા પ્રમાણમાં વાવવામાં આવે છે. ગુજરાતમાં શેરડીની ખેતી સાધારણ પ્રમાણમાં થાય છે. પરંતુ દક્ષિણની પેઠે ગુજરાતમાં નહેરો નહિ હોવાથી, ગુજરાતમાં શેરડીની ખેતી કુવાના પીત પાણીથી કરવામાં આવે છે. ગોળની ગુજરાતમાં સારી પેદાશ છે, પરંતુ લગભગ બધો ગોળ વસ્તીના ખાવામા જ આવી જાય છે. બીજા પ્રાંતો ખાતે નિકાસ થતી નથી. પરદેશી સસ્તી ખાંડની આયાતથી ગોળનો ઉપયોગ ગુજરાતમા ઘટયો છે. અને ચાહનો ઉપયોગ વધવાથી ખાંડ ઘરોઘર વપરાતી જાય છે. પરંતુ હજી ખેડુતવર્ગ ગોળનો ઉપયોગ કરે છે. ગુજરાતમા ઘણીખરી શેરડી ફળ તરીકે ઉપયોગમા લેવાય છે. ગોળ માટે રસ પીલવા સારુ લાકડાનાં યંત્રો હોય છે, પરંતુ તેમાંથી ૫૦ ટકા રસ પણ પૂરો મળતો નથી. ગુજરાતમાં સુરત જિલ્લામા શેરડીનું વાવેતર વધારે થાય છે. ગુજરાતના કેટલાક ભાગોમા ખાંડનો ઉપયોગ વધ્યાથી હવે મોઘો ગોળ બનાવવો પરવડતો નથી. છતા વાયવ્ય પ્રાંત કરતા ત્રણ ગણો ગોળ ગુજરાતમા એકરની સરેરાશે ઊતરે છે.

## ગુજરાતમાં ખેતી—

શેરડીની ખેતી માટે નાના નાના જમીનના ટુકડાઓ વપરાય છે. પહેલે વર્ષે શેરડી, બીજે વર્ષે બાજરી, ત્રીજે વર્ષે રજકો, અને ચોથે વર્ષે પાછી શેરડી વાવવામાં આવે છે. આ ક્રમ પણ નિયમિત નથી. ગુજરાતમા મોટે ભાગે લાકડાના હળથી ખેતી કરવામાં આવે છે. દશ બાર વાર હળ ફેરવી જમીન પોચી કરે છે. સાતેડા ફેરવી જમીનને એકદમ પોચી કરવામાં આવે છે. પછી ક્યારડા બાધી પાણી પાવા માટે ધોરીઆ બાધે છે. પછી શેરડીનાં માદળિયાં અંકુરો સાથે વાવવામાં આવે છે. દર એકરે ૧૬૦૦૦ થી ૨૦૦૦૦ માદળિયાં વવાય છે.

વાવણી પછી જમીન નીંદી પોચી કરવામા આવે છે. આવી રીતે બે ત્રણ વખત નીંદામણી કરવામા આવે છે. એક શેરડીના પાકને ૩૫ થી ૪૦ જેટલા પાણીના પીત આપે છે. સુરતમા ૩૦ થી ૪૦ ગાડા ખાતર ( છાણ વગેરે ) એકર દીઠ અપાય છે. સુરતમાં વાવણી ઑક્ટોબરમા શરૂ થઈ જાય છે. ગુજરાતના બીજા ભાગોમાં જાનેવારીથી એપ્રિલ સુધી શેરડી વવાય છે. શેરડી ૧૨ થી ૧૪ મહિના ખેતરમાં રહેવા દેવામા આવે છે.

ગુજરાત અને દખણમા સારી શેરડી થાય છે. આખા બ્રિટિશ હિંદમાં ગોળની પેદાશમાં મુંબઈ ઇલાકો ચડીઆતો છે. ઘણી વખતે એક એકરમાંથી સામાન્યપણે ૫૦ ટન શેરડી મળે છે. પરંતુ એટલી પેદાશ જૂની પદ્ધતિ પ્રમાણે મેળવવી ઘણી ખર્ચાળ થઇ પડે છે. દર એકરે રૂા. ૬૦૦) જેટલો ખર્ચો લાગે છે. સારી ખેતી અને પૂરતા ખાતરથી આવું પરિણામ લાવી શકાય છે. વધારે ખર્ચો ન આવે અને કરકસરથી કામ લેવાય તે માટે દક્ષિણમાં મી. નાઇટે મંજરી પદ્ધતિની ખેતી શોધી કાઢી છે તેથી સારો બચાવ થાય છે.

## મંજરી પદ્ધતિ

આ પદ્ધતિથી હાથમહેનતને સ્થળે બળદની મહેનત દાખલ કરવામાં આવી છે. બાગાયત જમીનમા ૨॥ ફીટ છેટે ચાસ પાડવામા આવે છે. જ્યારે આ પદ્ધતિ મુજબ પાચ ફીટ છેટે ચાસ પડાય છે અને પાણી પાવાની નીકો ૧૦૦ ફીટને આતરે રાખવામાં આવે છે. દૂર દૂર હોવાથી વચ્ચેના ભાગમાં બળદનો નીંદામણી કરવામા ઉપયોગ કરી શકાય છે. જ્યારે શેરડીનાં માદળિયા, દર એકરે વીશ હજારને બદલે માત્ર ૭ હજાર વાવવા પડે

છે. કારણકે ચાસના અંતર વચ્ચે પુષ્કળ જગ્યા હોવાથી ગાડામાથી જ શેરડીનાં માદળિયાં વાવવામાં અડચણ પડતી નથી. હમણાં લગભગ ૩૫ પાણી ક્યારા ભરીને અપાય છે, પણ મંજરી પદ્ધતિ પ્રમાણે માત્ર ૩-૪ પાણી જ વપરાય છે. કારણકે જૂની રીતે વગર જરૂરની જમીનને પણ સાથે પાણી પીવરાવી દેવું પડે છે. પરંતુ નવી પદ્ધતિ પ્રમાણે ખાસ રોપને જ લગતી જમીનને પાણી અપાય છે. ઉપરાંત જૂની રીતે એટલી જ જગ્યામાં ૨૦ હજાર રોપાને પાણી-પાઈ ઉછેરવા પડે છે. નવી રીત પ્રમાણે માત્ર ૭ હજાર રોપાને પાણી દેવું પડે છે. પૂરતી જગ્યા હોવાથી દરેક રોપો મજબુત અને ઉંચો થાય છે. આમાં ઊંડા હળથી જમીનને સારી રીતે ખેડવી જોઇએ છીએ.

જૂની રીત મુજબ દર એકરે ૬૦ થી ૮૦ ગાડાં છાણુ વગેરે ખાતર દેવાય છે. આખા ક્યારડામા ખાતર ફેલાવવાની રીત છે. પરંતુ મજારી પદ્ધતિ મુજબ માત્ર ૧૨ ગાડા છાણનું ખાતર બસ થાય છે. અને પરિણામ ઘણું સારું આવે છે. આથી વધારે ખાતર આપવાથી ફળ સારું આવતું નથી. દર એકરે ૪૦ ટન શેરડી આ રીતે પેદા થાય છે. આ રીતથી એકરે રૂા. ૩૬૦ ખર્ચો આવે છે. પણ એ રીત નજરે જોઇને હોશિયાર ખેડૂતની દેખરેખ નીચે રાખવાથી ગ્રહણ કરી શકાય છે.

### ખેતીવાડી સંબંધી સુધારા

શેરડીને ગંધકના તેજાબનું અને ખોળનું ખાતર અનુકૂળ આવે છે. એ અને બીજાં અનુકૂળ ખાતરોનો વિવેક સાથે ઉપયોગ ઘણો ફાયદાકારક જણાયો છે. પરંતુ પરદેશી ખાતે કાચા દ્રવ્ય તરીકે એ વસ્તુઓની છૂટથી ચડગત હોવાને લીધે ખેડુતોને એ ખાતર મોઘું મળે છે. અને એ ખાતરની મોટી અને પૂરતી સગવડ વગર સારો પાક થઇ શકે નહિ. છૂટથી ખાતર ખરીદવાના ખેડૂતો પાસે સાધન નથી. તે માત્ર સહકારી બેંકના સાધનથી જ પૂરૂં થઇ શકે. શેરડી માટે ઊંડા હળના ખેડાણની જરૂર છે. મોટા વિસ્તારવાળા ખેતરોમા લોઢાનાં હળો અથવા મોટરહળો વાપરવાથી આર્થિક ફાયદો થાય છે. હમણાં કરતા વધારે છેટે વાવણી થવાની અગત્ય છે. તંદુરસ્ત રોગ વગરની રસદાર શેરડીના માદળિયા વાવવાં જોઇએ. અને જમીનને જે રીતે સત્ત્વ મળે તે રીતે જુદા જુદા પાકની વાર્ષિક ફેરબદલી થવી જોઇએ. દક્ષિણમાં સહકારી મંડળો ઘણાં ઊભાં થયાં છે. ગુજરાતમાં પણ એ પદ્ધતિ શેરડીના ખેડુતોને ઘણી લાભકારી જણાશે.

નાના નાના ખેતરોના ટુકડાઓની માલેકી ખેડૂતો ધરાવે છે. સૌ હજારો વર્ષો થયા ચાલી આવતી પદ્ધતિ પ્રમાણે ખેતી કરે છે. તેમાં નવા સુધારા થયા નથી. જૂની ધરેડ ઉપર ખેતી થયાં કરે છે. ગરીબ, કરજમાં દબાયેલો, પૂરતાં સાધન વગરનો, મોટા કુટુંબવાળો અને સાંસારિક બદીઓનો ભોગ થઈ પડેલો ખેડૂત ચિંતાઓથી જ ઘેરાયેલો રહે છે. એને સુધારાવધારા વિચારવાનો નથી સમય કે નથી સાધન. એને બચાવવાનો મુખ્ય રસ્તો સહકારી મંડળો છે.

### ગોળ

અઢારમી સદીના અંત સુધી શેરડીનો રસ કાઢવા માટે ઘાણીનો ઉપયોગ થતો હતો. હવે ઘણેખરે ઠેકાણે શેરડી પીલવા બે રોલવાળી અથવા ત્રણ રોલરવાળી મીલોનો ઉપયોગ થાય છે. ત્રણ રોલરવાળી મીલ સારી ગણાય છે. પરંતુ આ મીલોમાં પીલવાની મોસમમા

બળદો ઉપર ભારે દબાણ રહે છે, જેથી બળદો નાકૌવત બની જાય છે. ત્રણ રોલરની મીલમાં આઠ ઇંચના રોલર સારું કામ આપે છે. અને યોગ્ય વ્યવસ્થાસર ચલાવવાથી પરિણામમાં ૮૦ ટકા રસ મળે છે. પરંતુ નબળાં ઢોરો સારું કામ આપી શકતાં નથી, જેથી ૬૦-૭૦ ટકા રસ ઘણે ભાગે મેળવી શકાય છે, અને સરેરાશ ૫૦-૫૫ ટકાથી વધારે રસ મેળવી શકાતો નથી.

મીલની પાસે જ રસ પકવવાની ભઠ્ઠી હોય છે ટીનના ડબ્બા ભરી રસને ભઠ્ઠી ઉપર લઈ જાય છે. માટી અને ઇંટનો પહોળો ઓટલો કરી અંદર બળતણ બાળવાની જગ્યા રાખે છે અને વચમાં ગોળ બાકાં હવા માટે રાખે છે. ભઠ્ઠીના અગ્નિને સતેજ રાખવા ધમણનો ઉપયોગ પણ થાય છે. તેના ઉપર મોટો તાવડો રાખવામાં આવે છે. શેરડીનાં છોતા બાળીને આગને જોસમા રાખે છે. થોડો થોડો સોડા રસમાં નાખે છે જેથી મેળ તરી આવે છે. તે કાઢી નાખે છે. ધીમે ધીમે રસ એકદમ ઘાટો થાય છે એટલે ઉતારી લે છે. જમીનમાં લંબગોળ ખાડાઓમાં એ રસ ઢાળવામા આવે છે. આ ગોળની ભીલી તૈયાર થય. ગોળ ચોખ્ખો અને મેગ વગરનો ખાવામા બહુ સ્વાદિષ્ઠ છે. દક્ષિણમાં કોલાપુર અને ઉત્તરમાં મીરતનો ગોળ વખણાય છે. પંજાબ અને બીજા ભાગોનો ગોળ કાળો અને ખાવામાં કડછો હોય છે. આ ગોળ બનાવવાની રીતથી પૂરતો રસ હાથ આવતો નથી અને જુની ઢબની ભઠ્ઠીમા બળતણ ઘણું બગડે છે અને ખુલ્લા તાવડામા રસનો બગાડ પણ થાય છે.

નાનાં ઑઇલ ઍન્જીનોથી ચાલતી શેરડી પીલવાની ઘાણીથી રસનો બગાડ થાય છે, અને બળદોનો મરો થાય છે. નવી જાતની ભઠ્ઠીથી પણ ગોળની ઊતર સારી મળે છે, પરંતુ જ્યાં શેરડીની સારી પેદાશ હોય ત્યાં જ આવા સુધારા માટે અવકાશ છે. પરંતુ ૧૨થી ૧૫ હજાર રૂપિયા ખર્ચનારા ખેડૂતો જવલ્લે જ મળે છે એટલે સહકારી તત્ત્વથી આવી યોજનાઓ પાર ઉતારી શકાય. બીન અનુભવીએ આવી યોજનાથી દૂર રહેવું.

## ગોળમાંથી ખાંડ બનાવનારી મીલો

અહીંની ખાંડની મીલો જાવાના પ્રમાણમા નાની અને સારી વ્યવસ્થા વગરની હોય છે. તે સિવાય શેરડીનો પૂરતો ચાલુ જથ્થો પણ મળતો નથી. જાવા ખાતે ખાંડનાં કારખાનાં વાળાઓને પોતાની જમીનમાંથી જ મોટી રકમની શેરડી મળી રહે છે. પણ અત્રે તેવો જોગ નથી. લગભગ ૯૦ કારખાનાં હિંદમા છે પરંતુ તેમાંથી કોઇને પણ પૂરતી શેરડી ચાલુ જથ્થામાં મળી શકતી નથી. ૫૦ ટકા કારખાનાંવાળાને ⅗, ૩૦ ટકાને ⅔ અને ૨૦ ટકાને ⅘ શેરડી પોતાની જરૂરિયાતની સરેરાશ મળે છે. આથી જ્યાં સુધી સરકાર કાયદો ઘડી જાવાની પેઠે શેરડીની જમીનના ટુકડા ખેડૂતો પાસેથી કારખાનાંવાળાને ન અપાવે ત્યાં સુધી આ સવાલ અનિશ્ચિત જ રહેશે.

હિંદમાં સને ૧૯૨૫-૨૬ મા ૩૩ કારખાનાં ગોળમાંથી ખાંડ બનાવવા માટેનાં હતા. તેમાથી ૧૦ વાયવ્ય પ્રાંતોમાં, ૩ બિહારમાં, ૪ મદ્રાસમાં, ૨ પંજાબમાં હતાં. તેમાં કુલ અગિયાર લાખ મણ ગોળમાંથી ખાંડ બનાવવામા આવી હતી. જે જે પ્રાંતોમાં હલકો, કડછો ગોળ પુષ્કળ મળે છે તે પ્રાંતોમાં ગોળમાંથી ખાંડ બનાવવા માટે સારી સગવડ અસ્તિત્વમાં છે, પરંતુ જાવા ખાતેથી સસ્તી ખાંડ પુષ્કળ આયાત થતી હોવાથી અત્રે ગોળમાંથી ખાંડ બનાવવી પોસાતી નથી જેથી ધીમે ધીમે આવી દેશી ખાંડની પેદાશ ઘટતી જાય છે:

છતાં ઘણાં હિંદીઓ ધાર્મિક માન્યતાને લીધે દેશી ખાંડ ખાય છે જેથી વધારે કિંમત આપીને પણ દેશી ખાંડ ખરીદે છે. મીઠાશમાં દેશી ખાંડ વધારે છે પણ સ્વચ્છતામાં પછાત છે.

### શેરડીમાંથી ખાંડ બનાવવાનાં કારખાનાં

૧૯૨૬–૨૭ માં શેરડીમાંથી ખાંડ બનાવવા માટે છત્રીશ કારખાનાં અસ્તિત્વમાં હતાં. જેમાં ૧૧ બિહાર અને ઓરિસામાં, ૧૦ વાયવ્ય પ્રાંતમાં, ૨ મુંબઇ ઇલાકામાં, ૨ મદ્રાસમાં, ૧ બર્મામાં: એ રીતે આવેલાં છે. ૧૯૨૬–૨૭ માં ૧૭,૧૬,૪૨૬ મણ ખાંડ તૈયાર થઇ હતી. સને ૧૯૨૫–૨૬ માં દર ૧૦૦ મણ શેરડીમાથી ૮·૦૫ મણ ખાંડ મળી હતી પણ સને ૧૯૨૬–૨૭ મા ૮·૪૯ ખાંડ મળી હતી

કારખાનાંઓમા શેરડીનો ચાલુ જથ્થો નહિ મળતો હોવાથી ઘણી વખતે શેરડી ગાડાઓમા ભરી રાખવી પડે છે, જેમા સુકાવા વગેરેની નુકશાની જાય છે. જાવા ખાતે ચાલુ જથ્થામા ટ્રામવેના ડબામા લાવી પરબારી પીલવાના યંત્રમા મૂકાય છે, જ્યારે અહીં ગાડાંમાં ભરી લાવવામા આવે છે. તેથી ચાલુ શેરડી મેળવતા મુશ્કેલી નડે છે. તે સિવાય હિંદમા સંચાકામ અને કારખાના જૂની ઢબે બાંધેલા હોય છે. જાવા ખાતે શેરડીના રસ વગરનાં છોતરાથી પૂરતું બળતણ મળી રહે છે. પણ હિંદના કારખાનાંમાં બીજા વધારાના બળતણની જરૂર રહે છે. ઘણા કારખાનાની સાચાકામની ગોઠવણી ભૂલભરેલી હોય છે. જાવા ખાતે શેરડીમાંથી ૯·૫ ટકા ખાંડ મળે છે, જ્યારે હિંદની મીલો માત્ર ૬·૮૫ ટકા ખાંડ મેળવી શકે છે. તેનું કારણ હિંદના કારખાનામા નિયમિતતા, સ્વચ્છતા, વ્યવસ્થા વગેરેની ખામી છે. તે સિવાય વધારે રસ કેમ મેળવવો તેની પણ પૂરતી સંભાળ રખાતી નથી. જાવાની મીલોની રચના, સાચાકામની ગોઠવણી, નવીન ઢબનું સાચાકામ, હાથમહેનતને બદલે યંત્રાથી કામ લેવું, રસાયનશાસ્ત્રીની મદદ, વગેરેના અવલોકનથી ઉપજ વધારી શકાય છે. જાવામા સહેજ ઉપજ ઘટતાં તેનાં કારણો શોધી કાઢી તરત સુધારવા ઉપાય લેવાય છે.

### કેવું કારખાનું બાંધવું જોઈએ ?

નહેરોનું પુષ્કળ પાણી મળી શકે તેવી જમીન શેરડીના વાવેતર માટે વાયવ્ય પ્રાંતમાં મળી શકે તેમ છે. પોતાની જ જમીન ઉપર ત્રીજા ભાગમાં શેરડી વાવવામાં આવે અને ટ્રામવેથી પરબારી કારખાનાંમા લઇ જવામા આવે તો જ આમા ફતેહ મળે. દરરોજ ૧૦૦૦ ટન શેરડી પીલી શકે તેવા કારખાનાના યન્ત્રકામ અને મકાનો ઉપર ઓછામાં ઓછા પચીસ લાખ રૂપિયા ખર્ચ થાય. ટ્રામવે, ખેતી, ચાલુ ખર્ચ માટે મૂડી વગેરેમા ૧૦ લાખ બીજા જોઇએ. એ રીતે પાત્રીસ લાખ રૂપિયાની મૂડી હોય તો જ આવી મીલ ઊભી થઈ શકે. જાવાની મીલોનો અનુભવ, અને વેપારી બુદ્ધિથી આવી મીલ ચલાવનાં જરૂર ફાયદો થાય. અને સંયુક્ત તત્ત્વથી જ આવી મૂડી ઊભી કરી શકાય.

### ગોળના વૈદકીય ગુણો

ડૅાક્ટરો ગોળના ગુણો જણાવતા નથી કારણકે હિંદ સિવાય પૃથ્વીના બીજા ભાગોમાં ગોળનો ઉપયોગ નથી. જાવામાંથી ઘણી વખતે હલકો ગોળ આવે છે, પરંતુ તેમાંથી અહીં સાકર બનાવવામા આવે છે. ગોળના ગુણો આયુર્વેદ પ્રમાણે રુચિકર, અગ્નિદીપક, પથ્ય, મલમૂત્રશોધક, સ્વાદુ, પૌષ્ટિક, રસાયન, લઘુ તથા વૃષ્ય છે. અને ઘણાં ઔષધો સાથે

વાપરવામાં આવે છે. જૂનો ગોળ વૈદ્યો ઘણો વખાણે છે. તાવવાળા અને સુવાવડીને પણ ગોળ પથ્ય છે.

**ખાંડના વૈદકીય ગુણો**

ડૉકટરો ખાંડના ગુણો માટે એકમત નથી. ઘણા ડૉકટરો ખાંડના વિશેષ ઉપયોગથી મધુપ્રમેહ તથા સંધીવાનાં દરદો થવાનું જણાવે છે. દાંતને માટે પણ ખાંડ સારી નથી. જ્યારે બીજા ડૉકટરો શરીરના બંધારણ માટે ખાંડને જરુરિયાતની વસ્તુ તરીકે ગણે છે. પ્રાચીન યુરોપિયન વૈદકમા ખાંડનો ઔષધની માત્રામાં ઉપયોગ કરવામાં આવતો હતો. હમણાં મેટેરિયા મેડિકામાં તેવો ઉપયોગ થતો નથી. છતા વિશેષ ઉપયોગ સારો નથી એ નિર્વિવાદ છે. છતાં વાજબી વપરાશથી કાંઇ નુકસાન થતું નથી. ડૉ. રૅલ્ફ પેમ્પરાન (ફિલાડેલ્ફીઆ) જણાવે છે કે કેટલાક રોગો સામે ખાંડ સારું કામ કરે છે. બીટ (ગાજરની) ખાંડના ગુણો શેરડીની ખાંડ કરતાં ઉતરતાં છે. હિંદનાં ઘણાખરાં મોટાં શહેરોમા ખાંડમાથી સાકરનાં દેશી કારખાનાં સ્થપાયાં છે. એ કારખાનાંમાં બનાવટી ગોળ પણ મોટી રકમમાં તૈયાર કરાવાય છે. એ બનાવટી ગોળ દેખાવે રંગદાર, રસવાળો હોય છે, પણ વૈદકીય ગુણોમાં અસલ શેરડીના ગોળ જેવો શુદ્ધ અને દોષરહિત નથી.

**દેશી ખાંડ**

ગોળ જેમ હિંદનો ગૃહઉદ્યોગ છે તે રીતે વાયવ્ય પ્રાંતમાં હાથની ક્રિયાથી ખાંડ બનાવાય છે. ગોળનું પ્રથક્કરણ કરી અને ઘણા વખત ગાળી અર્ધ શ્વેત અને અર્ધ પીળા રંગની ભૂકી જેવી ખાંડ તૈયાર કરે છે. તેમા મેલ બધો નીકળતો નથી. અને સાકરનો ભાગ ઘણો વ્યર્થ જાય છે. છતાં હાથબનાવટ હોવાથી એમા શરીરને તંદુરસ્ત બનાવવાના ગુણો રહ્યાં છે એમ ઘણાઓની માન્યતા છે. છતાં આવી દેશી ખાંડની પેદાશ થોડી જ થાય છે. વખતે લુચ્ચા દુકાનદારો એમાં પરદેશી ખાડની ભેગવટ કરે છે. ચીનથી એક દાબોટાની ખાંડ આવે છે તેને નિર્દોષ ગણવાની માન્યતા આપણામા છે. એ ખાંડ સ્વચ્છતા અને ચકચકાટમાં અહીંની ખાંડ કરતા ચડિયાતી છે. પરંતુ તે પરદેશી ખાંડમાંથી બનાવવામાં આવતી હોય એવો શક છે. હિંદના સેકો ૭૫ ટકા ગોળ તથા દેશી ખાંડ ખાય છે. પચીસ ટકા પરદેશી ખાંડની આયાત થાય છે. ગોળ લાંબા વખત સુધી સાચવવો મુશ્કેલ થઇ પડે છે, તેથી હવે ઘરોઘર ખાંડ પેસી ગઈ છે. કુલ ખપતના ⅔ જેટલી ખાંડ આપણે બનાવીએ છીએ, જેથી ખાંડ સહેજે મોટી રકમ આવે છે.

આ પ્રમાણે દુનિયાની લગભગ અરધા ભાગ જેટલી જમીન આપણે શેરડીના વાવેતરમાં ઉપયોગ લઇએ છીએ. બીજો કોઇ પણ એક દેશ આપણાં જેટલી જમીન શેરડીના વાવેતરમાં લેતો નથી છતાં આપણે પોતાનું પૂરું કરી શકતા નથી, પણ ઉલટું પરદેશોની દયા ઉપર આધાર રાખવો પડે છે.

**સરકારની સુષુપ્તિ**

સને ૧૯૧૧માં ઑન. પંડિત મદનમોહન માલવિયાએ આપણા ખાંડના ઉદ્યોગની હીન દશા ઉપર સરકારનું ધ્યાન ખેંચ્યું ત્યારથી આ ઉદ્યોગ તરફથી આ વિષયને હાથમાં લેવામાં આવ્યો છે. અને સને ૧૯૨૦માં ખાંડની કમિટીએ આખા સવાલને બારીકીથી તપાસી ઘણા સુધારાવધારા સૂચવ્યા છે. પરંતુ સરકાર પાસે આર્થિક સંકડામણ છે એ બહાના હેઠળ

બહુ થોડા સુધારાઓ અમલમાં લાવવામા આવ્યા છે. શેરડીની જાતોમાં સુધારો કરવો અને બનાવવાની પદ્ધતિમાં નવીનતા દાખલ કરવી એ બે ઉપાયો ખાંડકમિટીએ બતાવ્યા છે.

## શેરડીની જાતો સુધારવી

શરૂઆતમાં જાવા, હવાના, કયુબા ખાતેથી શેરડીનું બીજ લાવી તેના ઉપર પ્રયોગો શરૂ થયાં પરંતુ હિંદના હવાપાણીને પરદેશી જાતો અનુકૂળ થઈ નહિ. હિંદની શેરડી રસ આપવામા બહુ પછાત છે પરંતુ અહીંની આબોહવા માટે ઘણી અનુકૂળ છે. તોફાન, વાવાઝોડાં અને વરસાદ વધારે ઓછો પડે તે સામે પોતાનું રક્ષણ કરી શકે છે અને કુદરતની વિચિત્રતા સામે ટકી શકે છે.

હિંદમા જુદા જુદા પ્રાંતોમા હવા, વરસાદ અને જમીન જુદી જુદી જાતનાં છે. જુદી જુદી જાતની શેરડી પ્રાનપ્રાતમાં ઊગે છે. કયાંક પાતળી સોટા જેવી શેરડી ઊગે છે. કયાક જાડી રસવાળી પોંડા નામની સરસ શેરડીનું વાવેતર થાય છે. શેરડીમાં આ રીતે સેંકડો જાતો છે. પસા અને કોઇમ્બતુરના સરકારી શેરડીના અનુભવીઓએ પ્રાંતપ્રાતની શેરડીમાં જ ઊંચી જાતની શેરડીના બીજનું સંયોજન કરી તેમાંથી કઠણ પણ રસવાળી જાત ઉત્પન્ન કરવાના પ્રયત્નો કર્યા છે. આવી સંકર જાતો ઘણી વખત સારું પરિણામ આપતી જણાય છે. કોઇમ્બતુર ખાતેના સરકારી ક્ષેત્રમા સેંકડો જાતિની સંકર શેરડી ઊગાડવામાં આવે છે અને તેમાંથી ચુટી ચુંટી દરેકના ગુણદોષોનું વર્ગીકરણ કરવામાં આવે છે. શેરડીની નવીનતા એ છે કે એની પ્રથમાવસ્થામા જાત ઓળખાઇ શકાતી નથી. જ્યારે પાકે છે ત્યારે જ વર્ગીકરણ થઇ શકે છે. શેરડીના ઉછેરમા તેના વંશગત ગુણોનું શાસ્ત્રીય માપ હજી કાઢી શકાયું નથી કારણ કે વંશગત ગુણોમા વારંવાર મોટો ફેરફાર થતો જાય છે.

કોઇમ્બતુરના શેરડીના સરકારી ક્ષેત્ર ઉપર શોધખોળનું કામ ઘણું થાય છે. શાસ્ત્રીય રીતે જાત જાત જુદી પાડી તેના ઉપર અખતરા કરવામાં આવે છે અને તેથી લગભગ ૭૦,૦૦૦ એકરમા સારી જાતની શેરડી ત્યાં વાવવામાં આવી છે. દેશી શેરડી કરતા એ મિશ્ર જાતની શેરડી ૧૫૦ ટકા સુધી સારુ પરિણામ આપે છે. એટલાજ વિસ્તારની ખેતીમાં ગયા વરસે નવી પદ્ધતિથી ૭૦ લાખ રૂપિયા વધુ ઉપજ્યા એમ અનુભવીઓ કહે છે. આવી જાતનાં સરકારી ક્ષેત્રો જુદા જુદા પ્રાંતોમા સ્થાપવાની જરૂર છે. શોધખોળનું કામ હવે બાલદશાને ઓળંગી ગયું છે એટલે આ શેરડીની સુધારણાથી હિંદમાં ખાંડ પૂરતી પેદા કરવાનો મોટો સવાલ નક્કી થઇ જશે. પ્રાંતપ્રાંતમા શાસ્ત્રીય શોધખોળના ક્ષેત્રોથી-શેરડીનો સવાલ ઘણે દરજ્જે સંતોષકારક રીતે પાર ઊતરશે કારણકે હિંદમાં અત્રેની આબોહવાને અનુકૂળ સારી જાતની રસદાર શેરડી ઉગાડી શકાશે એ હવે નક્કી પૂરવાર થયું છે. બિહાર ખાતે ખેતીવાડીની સુધારણાથી જમીનના મોટા વિસ્તાર ઉપર સારી શેરડી (જેમાથી બમણી પેદાશ મેળવી શકાય છે) ઉગાડી શકાય છે. અહીંની ટકાઉ અને કઠણ શેરડી સાથે રસદાર શેરડીના બીજને મિશ્ર કરવાથી સુંદર જાતો પેદા કરી શકાય છે. આ સૂત્ર આખા હિંદમા પ્રાંતપ્રાંતમા દાખલ કરવાનું માત્ર બાકી રહ્યું છે. જાવામાં પણ મજબૂત શેરડી માટે હિંદથી બીજ મંગાવી મિશ્ર જાતની શેરડી પેદા કરવામાં આવી હતી. ત્યાં સને ૧૮૬૦માં એકર દીઠ ૧॥ ટન પેદાશ હતી. હમણા પા॥ ટન છે.

હિંદમાં બીજ સારું મળશે તો તેની સાથે પૂરતાં ખાતર, પાણીના સવાલનું એની મેળે

સંમાધાન થઇ જશે. હિંદી ખેડૂત ખેતીના કામમા હમેશાં નિષ્ણાત હોય છે. પૂરતી અને સારી શેરડી મળશે તો સારા કારખાનાં પોતાની મેળે લોકો બાંધવાની શરૂઆત કરશે. આવાં કારખાનાં બાંધવા માટે હિંદમા જુદે જુદે સ્થળે સારાં સ્થાનો છે. તકલીફો ઘણી છે, પરંતુ તકલીફો દૂર કરવાનું મનુષ્યને માટે મુશ્કેલ નથી.

પુસા ખાતે ખાંડનું ખાતું ખોલવામાં આવ્યું છે. બિહારના ખાંડના ઉદ્યોગને એ ખાતાના પ્રયત્નોથી ઘણું ઉત્તેજન મળ્યું છે.

સાંચાકામ માટે તો પરદેશીઓને જ ખટાવવા રહ્યા. એ સવાલ દરેક સ્વદેશી લાગણી-વાળાના હ્રદયમાં કાંટા પેઠે ખટકે છે. પરંતુ હાલના સંજોગોમા દુનિયા જે પ્રમાણે આગળ વધે છે તે મુજબ હિંદને પણ વધવું પડશે. આપણો દેશ ખાંડને પ્રથમ પેદા કરનાર હતો એ અભિમાનથી કાંઈ ફાયદો નથી. તેમ હજારો વર્ષો સુધી પરદેશોને ખાંડ આ દેશ પૂરું પાડતો તેથી પણ સંતોષ વાળવા જેવું નથી. પરંતુ હમણાં દશ લાખ ટન ખાંડ પરદેશથી આવી દરેક હિંદીના રસોડાનો કબજો લઈ બેઠી છે, તે સવાલ નજર આગળ તરવરે છે. ખૂબ સસ્તી ખાંડ આવી આપણા ઉદ્યોગને પાયમાલ કરે એ અસહ્ય છે. ઐશ્વર્યવાન પુરુષ ધન ગુમાવી પારકા બારણે ભીખ માગે તેવી સ્થિતિ થઇ છે. પુષ્કળ સારી જમીન છે, સારૂં બીજ પણ મળ્યું છે, માત્ર સમષ્ટિગત વધારે પ્રયત્નની આવશ્યકતા છે. દર હંડ્રેવેટે સરકારી જગાત રૂ. ૪ાા છે. તેથી દેશી ખાંડના ઉદ્યોગને સારૂં રક્ષણ મળે તેમ છે.

ડુંગરશી ધરમશી સંપટ



# ગાંધીજી અને અશો જરતોશ્ત

મહાત્મા ગાંધી જેવા એક આધુનિક સંત અને પવિત્રાત્મા જરતોસ્ત જેવા એક પ્રાચીન જગદ્દગુરુની તુલના કરવી એ બાહ્યદ્રષ્ટિએ ધૃષ્ટતા લાગે, કિંતુ ઉભયનાં જીવન અને કવનમાં એટલું બધુ સાદશ્ય છે, કે ઘડીમા તો એમ થઈ જાય કે ગાંધીજી અશો જરતોશ્તનો જ પુનરાવતાર છે કે કેમ? જેમ ગાંધીજીને "શેતાની સરકાર" અને તેવી જ પૈશાચી નોકરશાહી સાગે બંડ ઉઠાવવું પડે છે અને તેમનાથી હેરાનગતિ ખમવી પડે છે, તેમ જ પારસીઓના મહાન પયગમ્બરના બાબતમાં પણ હતું. તેને પણ દુષ્ટ શક્તિઓ (જેને તે "કીક", "કરપ", "આશમોગ" આદિ નામોથી સંબોધે છે તેઓ)ની સામે બહાદુરીથી યુદ્ધ આરંભવું પડ્યું હતું અને એવા જ એક યુદ્ધમાં તેનો પ્રાણ પણ ગયો હતો. ગાંધીજીના વિષયમાં પણ એવું બનવું અસંભવિત નથી. પ્રારંભમાં જરતોસ્ત સામે વૈમનસ્ય ધરાવવામા એના સ્નેહીઓએ જ અગ્ર ભાગ લીધો હતો, અને એના પિતાએ પણ એનો પરિત્યાગ કર્યો હતો; ગાંધીજીનાં પણ અનેક સંબંધીઓ એમની વિરુદ્ધ પડ્યા છે એ જગજાહેર વાત છે. અશો જરતોસ્તને ત્રાસ આપવામાં એની જન્મભૂમિ "રય" ના હાકેમ દોરાંસરૂનનો

**બન્નેનાં જીવન**

મુખ્ય હાથ હતોઃ મહાત્મા ગાંધીજીને પણ સરકારી અમલદારોથી ઓછો ત્રાસ વેઠવો પડયો નથી. "ઉસ્તવદ ગાથા" (યસ્ન ૪૬–૬) મા અશો જરતોશ્ત ફરિયાદ ઉઠાવે છે કેઃ "હે પ્રભુ ! મારા સ્નેહીઓ તેમ જ અનુયાયીઓ મને ત્યજી ગયા છેઃ હું કયાં જાઉં અને શું કરૂ ? અતિનિષ્કરુણ દેશપતિઓ મને પ્રસન્ન કરતા નથીઃ ઓ અહુરમઝદ ! હું તને કેમ ખુશી કરી શકું ? " ગાધીજીના પણ લગભગ આવા જ શબ્દો છેઃ "સત્યાગ્રહી તો ખરો મરદ બને છે. તેનાં મનમાથી બીક ગઈ એટલે તે કોઇની ગુલામી કરે નહિ. આવી સ્થિતિએ પહોચ્યા પછી તે એક પણ ગેરવાજબી વર્તણૂંકને તાબે નહિ થાય. આવો સત્યાગ્રહ તે માત્ર સરકારની સામે જ નહિ પણ કોમની સામે પણ વાપરી શકાય. સરકાર અવળી ચાલે તેમ કોમ પણ વાકે રસ્તે જાય એવુ ઘણી વેળા બને છે, તેવે વખતે સત્યાગ્રહ કોમની સાથે વાપરવો એ ફરજ છે." * ઉભયનાં જીવનમાં જે સામ્ય વિશેષે ધ્યાન ખેંચે છે તે આ છે "ગાથા" ઉપરથી દગોચર થાય છે કે પારસી દેવદૂતના જન્મ પહેલાં સકળ બ્રહ્માંડમાં અવ્યવસ્થા પ્રસરી ગઈ હતી, ત્યારે જગતના આત્મા (જેને અવસ્તામા "ગેઉશ્ ઉર્વન્" અને લૅટીનમા Anima Mundi કહે છે) તેણે જગત્કર્તાને વિજ્ઞપ્તિ કરી કહ્યુંઃ "એવા કોઈ સરદારને મોકલો કે જે સૃષ્ટિપટ પરથી અન્યાયનું નિકંદન કરી શાંતિ ફેલાવે." આ કામ પવિત્ર જરતોશ્તને સોંપવામા આવ્યું તે જાણતાં જ વિશ્વનો આત્મા નારાજ થયો અને કહેવા લાગ્યોઃ "આ નબળો પુરુષ આ કામ કેમ પાર પાડી શકશે ?" પરંતુ તેને માહિતી નહોતી કે આ મહાપુરુષમાં કેટલું આત્મબળ હતું, અને છેવટે એનો જ વિજય થયો. આપણને ગાંધીજીનું વર્ણન આ પ્રમાણે મળે છે.—

"A small weak man, with a lean face and tranquil brown eyes, and with spread-out big ears. He wears a white head-dress, a coarse white cloth covers his body, and his feet are bare. ... His bodily appearance does not count at all.........This is the man who has stirred to action three hundred millions of men, shaken the British Empire, and inaugurated the most powerful moral movement since nearly two thousand years."× અને આપણને સંપૂર્ણ આશા છે કે ગાંધીજીએ દેશમાં જે નવજીવન પ્રેર્યું છે, જે નવચેતન આણ્યુ છે તેથી અંતમાં તો ભારતવર્ષને લાભ જ છે. એમણે પણ અંધાધુંધીને ફટકો મારી સુવ્યવસ્થા, ભ્રાતૃભાવ, સ્વદેશી અને શાંતિનો મહામંત્ર ફૂંક્યો છે.

બન્ને મહાત્માઓનું ઐહિક ધ્યેય 'પરમ સુખ' અને તેમનાં ચારિત્ર્યનું કેન્દ્રસ્થાન 'સત્ય' હોય એ સહેજે જણાય છે. સત્યના આગ્રહદ્વારા અનેકાનેક સંકટવિપત્તિઓ સહીને

**સત્યાગ્રહ**

યે ઉત્તમોત્તમ સુખ પ્રાપ્ત કરવું અને બીજાઓને કરાવવું એ જ તેમનો ઉદ્દેશ જણાય છે. કિંતુ ઉભયના લક્ષ્યબિંદુમાં કૈંક ભિન્નતા જોવાય છે. અશો જરતોશ્તનું મંતવ્ય એ જ કે સત્ય વિના બીજો

* જુઓઃ "મહાત્મા ગાંધીની વિચારસૃષ્ટિ" પૃ. ૧૯.

× see; "Mahatma Gandhi," by Romain Rolland, pp. 1-2.

ધર્મ જ નથી: "અશોઇ" કહેતાં સચ્ચાઇ ઉપર જ તેના મહાન ધર્મનો પાયો નંખાયો છે. "ઓ અહુરમઝ્દ! સત્યદ્વારા હું તને ક્યારે પહોંચીશ?" એ જ તેની પ્રતિદિન પ્રાર્થના હતી. વંદીદાદમાં તો એવી કથા મળે છે કે "અંગ્રમૈન્યુશ" કહેતાં શેતાને એને લલચાવ્યો કે તું સચ્ચાઇનો ત્યાગ કરે તો હું તને રાજાધિરાજ બનાવું. પરંતુ જરતોશ્તે ઉત્તર દીધો: "મારાં હાડકાં, મારી બુદ્ધિ અને મારો અંતરાત્મા પણ જુદા પડે તો યે હું સત્યનો પક્ષ છોડીશ નહિ!" પણ વસ્તુસ્થિતિ ગાંધીજીની બાબતમાં જુદી હોવાથી એમણે વિભિન્ન માર્ગે સત્યની પ્રતિષ્ઠા કરાવી. જેમ એમની ચળવળ પ્રજાકીય છે તેમ જ એમનું 'સત્ય' પ્રજાકીય બનતું ગયું, અને મોક્ષ માર્ગ એમણે બતાવ્યો એમા યે પ્રજાકલ્યાણ અંતર્ભૂત થયું. એમનું 'પરમ સુખ' કિંવા પ્રજાકીય મુક્તિ તે સ્વદેશી વ્રતની સ્થાપના: દેશમા સઘળે સ્વદેશીના જ ભણકારા વાગે અને હિંદીઓ જ હિંદનું તારણ કરી શકે એ એમનો મુદ્રાલેખ. બન્ને સંતોનું ધ્યેય લગભગ સમાન, કિંતુ માર્ગ જુદા: એકમા ધાર્મિક ભાવના, બીજામાં સામાજિક. "અહુનવદ્ ગાથા" (હા. ૩૩-૬) મા પવિત્ર જરતોશ્ત ભક્તિ કરતા કહે છે: "યે ઝઓતા અષા એરેઝુશ્ હવો મન્યેઉશ્ આ વહિશ્તાત્ કથા, અહ્યાત્ અવા મન-ધ્યહા યા વૅરેઝૂયેઇધ્યાઇ મન્તાવાસ્ચ્યા:"—ઓ અહુરમઝ્દ! હું તારો એક ભક્ત હોઇને સચ્ચાઇદ્વારા તેમ જ પવિત્ર મનથી હું તારી નિશદિન યાદ કરું છું, કે જેના પ્રભાવે હું મારા ધ્યેયને પહોંચી શકું!" વળી મહન્ત મોહનદાસ સત્યાગ્રહની વ્યાખ્યા આપતાં કહે છે: "સત્યાગ્રહનો અર્થ વિચારતાં આપણને જણાશે કે તેની પહેલી શરત તો એ છે કે તે લડતવાળાને સત્યનો આગ્રહ, સત્યનું બળ હોવું જોઇએ, એટલે તે માણસે માત્ર સત્ય ઉપર આધાર રાખવો જોઇએ...સત્યાગ્રહ શરીરબળ કરતાં વધારે તેજસ્વી છે ને તેની આગળ શરીરબળ એક તણખલા સરખું છે. શરીરબળમાં મુખ્ય વાત એ છે કે બળીઓ માણસ પોતાના શરીરની દરકાર ન કરતા રણમાં ઝૂઝે છે, એટલે કે તે બીકણ નથી. સત્યાગ્રહી તો પોતાના શરીરને કંઇ જ નથી ગણતો. તેનામાં બીક તો પેસી જ ન શકે, તેથી જ તે બહારના હથિયાર ધારણ કરતો નથી, અને મોતનો ડર રાખ્યા વિના અંત લગી ઝૂઝે છે. એટલે સત્યાગ્રહીને પ્રથમ તો સત્યનું સેવન, અને સત્ય ઉપર આસ્થા હોવાં ઘટે છે."* આ પ્રમાણે સત્યની કસોટીએ પણ બન્ને સરખા ઊતરે છે. બેઉએ સત્યને માટે કષ્ટો સહ્યા અને અંતમા બેઉ ચિરકાલ અજરામર થયા.

શ્રદ્ધા

જેઓ સત્યનું આચરણ કરતા હોય તેમને ઇશ્વર ઉપર શ્રદ્ધા ન હોય એવું તો બને જ નહિ. એ શ્રદ્ધાના પ્રતાપે જ તેઓ વિપત્તિઓ સામે ટક્કર ઝીલી શકે છે. એ શ્રદ્ધાની જો પરીક્ષતા હોય તો કોઇનામાં પણ અડગ હિંમત અને દૃઢતા હોય નહિ. અશો જરતોશ્તને અહુરમઝ્દ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા હતી: ગમે એવાં સંકટો આવી પડયાં તો યે એમની એ શ્રદ્ધા ચલિત થઇ નહિ. ગાથામાં (હા ૩૧-૮) એઓ એક ઠેકાણે એ શ્રદ્ધા વ્યક્ત કરતાં કહે છે: "ઓ પ્રભુ! જ્યારથી મેં તને પિછાન્યો છે ત્યારથી હમેશાં સર્વોત્કૃષ્ટ, પરમસત્ત્વ, કલ્યાણકારી, સત્યના મૂળ અને વિશ્વેશ્વર તરીકે હું તને જ ગણું છું!" જ્યારે ગાંધીજી કહે છે: "ઇશ્વર સર્વ શક્તિમાન છે, સંપૂર્ણ છે. તેની દયાનો, તેની ભલાઇનો, તેના ન્યાયનો પાર

* "મહાત્મા ગાંધીની વિચારસૃષ્ટિ" પા. ૧૩-૧૪.

નથી. જો એમ હોય તો આપણે તેની પ્રજા નીતિમાર્ગ છોડી જ કેમ શકીએ ?" વગેરે (વિચારસૃષ્ટિ, પૃ. ૩૬૪). જરતોસ્તના વિચારો મૂર્તિપૂજાની વિરુદ્ધમાં હતા, જ્યારે ગાંધીજીના વિચારો કંઈ પણ નિશ્ચિત જણાતા નથી. "An idol does not excite any feeling of veneration in me...Idol-worship is part of human nature, &c.×" સત્યાગ્રહની સાથે એમણે બીજા પણ સિદ્ધાંતો મૂક્યા છે, જેવા કે: અહિંસા, બ્રહ્મચર્ય, સંયમ, નિર્ભયતા, અસહકાર ઇત્યાદિ.

**અહિંસા**

ગાંધીજીના અનેક મંતવ્યોમા અહિંસાનો સિદ્ધાંત અગ્રસ્થાન પ્રાપ્ત કરે છે. અહિંસા એટલે જીવની હાનિ કરવી નહિ, પછી તે મનુષ્ય હોય કે ચોપગુ પ્રાણી હોય. અહિંસાનો પ્રશ્ન સ્વાભાવિક આપણને ગૌરક્ષાની યાદ આપે છે, અને ગાંધીજી પણ ગૌરક્ષાના હિમાયતી છે. ગાયોની કુરબાની અટકાવવા એમણે ભગીરથ પ્રયત્નો આદર્યા છે અને ઇસ્લામી બંધુઓને પણ કામધેનુનું સંરક્ષણ કરવાની વિનંતી કરી છે. એઓ એક ઠેકાણે લખે છે: "હું પોતે ગાયને પૂજું છું, એટલે કે માન આપું છું. ગાય એ હિંદુસ્થાનની રક્ષા કરનારી છે, કેમકે તેની પ્રજા ઉપર, હિંદુસ્થાન જે ખેતીનો મુલક છે તેનો આધાર છે. સેંકડો રીતે ગાય એ ઉપયોગી પ્રાણી છે...હિંદુ સંસાર ગાય અને તેના વંશ ઉપર ભારે અત્યાચાર કરી રહ્યો છે. તેનું પ્રત્યક્ષ પ્રમાણ આપણી ગાયોની હાલની દશા છે. જેનું લોહી અને માંસ સુકાઇ ગયું છે, જેની ચામડીમાથી હાડકાં ચોખ્ખાં દેખાઇ આવે છે, જેને ખાવાનું પૂરું મળતું નથી, અને જેની ઉપર અસહ્ય બોજો નાખવામા આવે છે અને પૂછડું મરડી કે પરોણા મારીને જેને ચલાવવામા આવે છે તેવા હજારો બળદોને જ્યારે હું જોઉં છું તે સમયે મારું હૃદય રડે છે, મારું શરીર ધ્રૂજે છે......"+ એ વિષયમાં અશો જરતોસ્તના પણ લગભગ સમાન વિચાર છે. "સ્પેન્તોમદ ગાથા" (હા. ૪૮-૫) મા એઓ કહે છે: "ગવોઇ વેરેઝ્યાતાંમ તાંમ ને ખરે થાઈરૂષુયો," અર્થાત્ ગાય ઢોરને માટે આપણે કાળજી રાખવી જોઇએ, કારણ કે તેઓ આપણા ખોરાકની વૃદ્ધિ કરનારા છે. વળી એ આપણી સર્વોત્તમ મિલ્કત છે અને એમનાથી જ આપણને સામર્થ્ય મળે છે.વળી યજશ્નેના ૧૦માહા-મા તો ગૌમાતાને પ્રણામ કરવામાં આવે છે કે:"ગવે નેમો, ગવે નેમો, ગવે ઉખ્ધેમ, ગવે વેરેથ્રેમ, ગવે ખરેતેમ, ગવે વસ્ત્રેમ,"—ગાય-ગોસ્પંદને નમસ્કાર! તેમને માયાળુ શબ્દોથી બોલાવો, તેમને ફતેહ હોજો! તેમને પૂરતો ખોરાક મળજો! તેમને માટે વસ્ત્ર હોજો! ઈ. આ ઉપરથી જણાશે કે આવાં પ્રાણીની હિંસા કરવી એ પાપ છે. અહિંસા વિષે મહાત્માજીના વિચારો જાણવા જેવા છે: "આપણા શાસ્ત્રો એમ બોધ કરતાં જણાય છે કે જે માણસ અહિંસાનું સંપૂર્ણતાથી પાલન કરે છે તેની આગળ દુનિયા પાણી ભરે છે. તે પોતાની આસપાસનાં વાતાવરણ ઉપર એટલી બધી અસર કરે છે કે સાપ અને બીજાં ઝેરી જંતુઓ પણ તેને હેરાન કરતાં નથી......અહિંસા, મારા નમ્ર મત પ્રમાણે, રીતસર સમજવામાં આવે તો તે ઐહિક તેમ પારલૌકિક, સર્વ દુઃખોને મટાડવા માટે ચિંતામણિ રૂપ છે. તેનું અતિશય સેવન કરવું શકય નથી." (વિચારસૃષ્ટિ, પૃ. ૩૦, ૩૩) ગાંધીજીનું એવું કથન છે કે સત્યાગ્રહ કરવો,

× Young India, Oct. 6, 1921.

+ વિચારસૃષ્ટિ, પા. ૨૩૦, ૨૩૪.

પણ તે અહિંસાત્મક હોવો જોઇએ. તેથી શત્રુને યે કોઈ પણ જાતની ઈજા ન થવી જોઇએ. આ સિદ્ધાંત કૈંક વિચિત્ર લાગશે, પરંતુ તે એમનો દયાર્દ્રભાવ બતાવે છે, પરંતુ આવી રીતનાં વર્તનથી આ દુનિયામાં ફાવી શકાય કે કેમ એ પ્રશ્ન છે. જરતોસ્તનો તો સ્પષ્ટ આદેશ હતો કેઃ "કોઇએ પણ દુષ્ટોનું કહેવું સાંભળવું નહિ કારણ કે તેઓ જનસમાજને પીડા સમાન છેઃ એમનો તો અસ્ત્રશસ્ત્રોથી જ વિધ્વંસ કરવો ઉચિત છે!" જરતોશ્તનો જમાનો મારવારથળીનો હતો, એટલે એ આવી આજ્ઞા દે એ સ્વાભાવિક છે. આ બાબતમાં ગાંધીજી અને જરતોસ્ત જુદા પડે છે. ગાંધીજી પણ જરતોસ્તના સંજોગોમાં જન્મ્યા હોત તો શું કરત એ આપણાથી કહી શકાય નહિ, પરંતુ એ તો ચોક્કસ કે તે યુગમાં અહિંસાત્મક સત્યાગ્રહ અસ્થાને જ હતો. અસહકારનો સિદ્ધાંત મહાત્માજીએ જ કંઈ સ્થાપિત કર્યો નથી. એ તો સર્જનજૂનો છેઃ અશો જરતોસ્તે પણ પોતાના અનુયાયીઓને આદેશ દીધો હતો કે "કીક", "કરપ" અને "આશમોગ" સાથે કદિ યે સહકાર કરવો નહિ. વળી પારસીઓના પયગમ્બર અને હિંદુ સંત એક બાબતમાં અદ્ભુત સામ્ય ધરાવે છેઃ ઉભયમાંથી કોઇ પણ બળજોરીથી પોતાના મતવા ફેલાવતા નથી. ગાંધીજીનું કહેવું છે કે મારામાંથી જેટલું સારું લાગે તેટલું ગ્રહણ કરો. અશો જરતોશ્ત પોતાના એક ભાષણમાં કહે છેઃ "ઓ નજદીકથી તેમ જ દૂરથી આવનાર શ્રોતાજનો! હું જે કહું છું તે ધ્યાનથી સાંભળો અને તમારા મનમાં તોલ કરો, કે ખોટો ધર્મ સમજાવનાર તમોને નુકસાનમાં નહિ નાખે!" (હા ૪૫-૧), જ્યારે અન્યત્રઃ "પૂરતો વિચાર કરી જે ધર્મ અનુકૂળ લાગે તે પ્રમાણે ચાલો." (હા ૩૦-૨)

હિંદુ અને પારસી ઉભય મહાપુરુષો ઉદ્યોગી જીંદગી પસંદ કરતા લાગે છે. અશો જરતોશ્ત કહે છેઃ "ઓ ખુદા! જે પુરુષ ઉદ્યોગથી પોતાની જીંદગી ગુજારે, તેમ જ જે ઉદ્યોગી ન હોય, એ બન્નેને ઘટતો બદલો તું આપે છે." (૩૧-૯). "ઓ પ્રભુ! તું ખેડૂતને આબાદી કરનાર તરીકે ગણે છેઃ કમાઈ કરનાર આળસુ માણસ તારાથી ફાયદો જોતો નથી" (૩૧-૧૦). "જે શખ્સ જમીનને ફળરૂપ બનાવે છે તે અહુરમઝદનો મિત્ર છે" (૫૦-૩).

**ઉદ્યોગ**

તત્સંબંધે ગાંધીજીનાં મનતરંગો આ પ્રમાણે દોડે છેઃ "આપણે હિંદુસ્તાનમાં ખેતી છોડીને સુંદરમાં સુંદર ધંધો મૂકયો. અને જે ધંધાને કબીરે દીપાવ્યો છે અને જેણે કબીરને જન્મ આપ્યો હતો તે ધંધાનો લગભગ નાશ થવા આવ્યો છે. મેં સૂચવેલા સ્વદેશી વ્રતનો અર્થ એ છે કે આપણે આ અઘોર પાપનું પ્રાયશ્ચિત્ત કરવા ઇચ્છીએ છીએ, લગભગ નષ્ટ થએલા ધંધાનો જીર્ણોદ્ધાર કરવા ઇચ્છીએ છીએ અને કરોડો રૂપિયા જે અત્યારે હિંદુસ્તાનની બહાર ચાલ્યા જાય છે તેનો આપણે બચાવ કરવા ઇચ્છીએ છીએ." (વિચારસૃષ્ટિ, પૃ. ૩૬૧). બન્ને પવિત્રાત્માઓ ખેતીના ધંધાને ઉત્તેજે છે એ પણ એક સાદૃશ્ય! ઉભય વ્યક્તિ મહાન તત્ત્વચિંતક છે, આત્મજ્ઞાનમાં વિરૂદ્ધ થયેલી છે, એટલું જ નહિ, પણ બન્નેનાં હૃદયમાં કાવ્યપ્રવાહ ઉછાળા મારી રહ્યો છે. અશો જરતોસ્તના "ગાથા" ઋગ્વેદનાં મંત્રોની જ ઢબ પર તાલ અને માપસર કવિતામય છે, અને એ જ્યારે મોટે અવાજે ભણવામાં આવે છે ત્યારે વાતાવરણમાં વિચિત્ર પ્રકારનાં આહ્લાદનો પથરાવ રહે છે! ગાંધીજીના લેખો માટે શું કહેવું? એમણે એક કાવ્ય ન લખ્યું હોય તેથી શું એમ કહેવાશે કે એઓ કવિ નથી? ના, જેમ આંગ્લ લેખક કાર્લાઇલનું ગદ્ય પદ્યાત્મક અને

રસીલું લાગે છે તેમ જ ગાંધીજીના લેખો પણ ગદ્યરૂપમાં કાવ્ય જ છે કહીએ તો અતિશયોક્તિ ના કહેવાય. એમનાં પ્રત્યેક વાક્યનાં આંદોલન - સંગીતના સૂરની જેમ નિયમબદ્ધ અને પ્રમાણસરનાં છે, એટલે એમની સહેલી અને સરળ ભાષા પ્રાસ વિનાનાં કાવ્યો જ ના હોય શું એમ લાગી જાય છે! જરતોસ્તના ગાથામાં પણ અનુપ્રાસ જેવું કંઇ જ નથી. આ પ્રમાણે બન્ને મહાત્માઓમાં કેટલુંક મળતાપણું આપણે જોઇએ છીએ. અશો જરતોસ્ત પયગમ્બર હતાઃ ગાંધી તેમ નથી, કારણ કે આજની દુનિયા પયગમ્બરને માનતી નથી. ગાંધીજીના નીચલા શબ્દો જરતોસ્તના જ વંદીદાદના શબ્દોનો જાણે પ્રતિઘોષ છેઃ

"I would, at any rate, suffer every humiliation, every torture, absolute ostracism and death itself to prevent the movement from becoming violent, or a precursor of violence."

જેહાંગીર માણેકજી દેશાઇ



# પ્રલયચંડિકા

(૧)

(પૃથ્વી)

અઘોર નભ વીંઝતી, પ્રખર દૃષ્ટિથી, ઠારતી
ધરાતલ, અને મહા–અનિલશબ્દથી ત્રાડતી,
પ્રસારા કર કારમા થરતો સૌ મહાવેગથી;
પ્રચંડ ઘમસાણ આ કરતી કાલચંડી અહિં.

(૨)

અસંખ્ય મનુબાલને સદય આત્મપીયૂષથી,
હતી સહજ પોષતી સભર સિન્ધુ સિન્ધું સમી;
ભૂલી જનનિભાવ એ બની વિરૂપિણી સર્પિણી;
અરે! પ્રકૃતિમાંહિં આ વિકૃતિ કેમ આજે થઈ?

(૩)

ધસે પ્રલયચંડિકા, ધસમસાર એ કારમો,
કઈક ઘસડી જતો; મનુ જ છકડે આ પડયો;
અમૂઢ બની મૂઢ: એ ગહનતામહીં ઘૂમતો,
સુદીન દગ ઢાળતો, પ્રલય માત્ર એ ભાળતો.

સુંદરજી ગો. બેટાઈ

# એક દુર્દિન

ગઈ રાત્રે જરા વરસાદ પડ્યો હતો ને એક બાડિયું કુતરું થરથરતું ઓશરીમાં ચડી આવ્યું હતું એટલે એને સ્વાગત કરીને પગથિયા પાસે જરા એની 'ઑફિસ' જેવું કરી આપ્યુ હતું અલબત, રાત્રે એણે એક, દોઢ, અઢી, સાડાત્રણ ને ચાર એમ પાંચેક વખત જ્યારે જ્યારે એના જ્ઞાતિબંધુઓએ નૃત્ય ગાન કે સંગીત કર્યાં ત્યારે સાથ પૂરાવ્યો હતો. અને ગીતાના પેલા પ્રસિદ્ધ શ્લોક યા નિશાનું ખરું રહસ્ય સેવકને સમજાવી દીધું હતું. પણ પાંચ–સાડાપાંચ વાગે તો તેણે, ભૈરવીથી ગળું સાફ કરવા માટે કે ગમે તે કારણસર, અખૂટ વાક્પ્રવાહ ચલાવ્યો.

એટલે ઊઠવું જ પડ્યું. શ્રીમંત ભીખારીને હડસેલી કાઢે તેમ તેને ઘરઆંગણેથી રવાના કર્યું. પણ ભાઈશ્રી બાડિયાભાઇને મારવા ધારેલી લાકડી, જો કે તે પોતે બાડિયા ઉપરાત કાણા પણ હતા છતાં, કોણ જાણે કેમ, તેને વાગવાને બદલે પગથિયાના પથ્થરને વાગી. અઢી રૂપિયા ખરચીને છેક સીમલાથી લાવેલી લાકડી ભાંગીને બે કકડા બની ગઈ, અને બે મળીને એક થાય એ તો ગણિત વિરુદ્ધ હોવાથી હવે એની આશા છોડી. જોસથી એક કકડાને દૂર ફેંકી દીધો એનો 'તડાંગ' સ્પષ્ટ અવાજ સંભળાયો અને વૈરતૃપ્તિનો મોઘો આનંદ, જેવો ઋષિમુનિઓએ ઋગ્વેદમા વર્ણવ્યો છે તેવો, કાંઇક હૃદયમાં સ્ફુર્યો–ન સ્ફુર્યો તે પહેલાં 'ઑયરે!' બોલીને કપાળે હાથ દઇને આવતો અમારો પટાવાળો જોવામા આવ્યો.

'અરે! તમને વાગ્યું?–બહુ વાગ્યું'?—એમ સવાલ કરીને નીચે ઊતરું છુ ત્યાં થી. બાંડિયાભાઈ, તેમના ત્રણ મિત્રો વધારે પડતું સ્વાગત કરવાની તૈયારી કરે છે તે જોઇને, ઝાંપા પાસેથી જ, ઊભી પૂંછડીએ નાસતા પાછા આવ્યા ને પટાવાળાના પગમાં જ અટવાયા. લાકડીના હમણાંના જ મારને લીધે અવિશ્વાસુ જીવન ગાળવાની મનોવૃત્તિ હોવાથી 'એ કરડ્યું' કહીને તે કુદ્યો, ને તેના હાથમાંથી નીચે પડેલ લોટાનો અવાજ સ્પષ્ટ સંભળાયો હવે તો બાંડિયાને દેવા જ દે એમ વિચારીને જરાક લાકડીને પાછળ સંતાડી, 'તુ તુ' કહીને બાડિયાભાઇને બોલાવ્યા ને તેમના તરફ જોરથી લાકડી ફેંકી; પણ બાડિયો ચાલાક નીવડ્યો ને ગાત્ર એકબે પગલા જ દૂર હઠીને ઘા ચૂકાવી દીધો: ને વ્યર્થ જતા ઘા તરફ જરાક જોઇને મશ્કરી કરવા માટે પૂંછડી હલાવતો સામે ઊભો રહ્યો. પણ ઘા વ્યર્થ ન ગયો, અમારો પાડોશીનો કુતરો બાડિયાને જોઇને દોડ્યો આવતો હતો તેને જ વાગ્યો. ખીજ-વાટમાં ને ખીજવાટમાં બાંડિયાને છોડીને પટાવાળાને કેટલું વાગ્યું છે તે જોવા તરફ હું વળ્યો.

સવારની આવી શરૂઆતનો શોક ભૂલવા માટે સાત ન થયા ત્યાં તો બહાર નીકળી પડ્યો. વિક્ટોરિયા બાગમાં જવાનો વિચાર હતો, પણ પાછળથી તે ફેરવ્યો. બરાબર એલ્ફિસ-બ્રિજ નજીક આવ્યો ત્યાં સામેથી શ્રીયુત નંદનંદન અને હંસહંસન બન્ને ચાલ્યા આવે. આ બન્ને ગૃહસ્થોની ખૂબીખામી જે ગણો તે એટલી જ કે જો તમને ચોંટે તો ખાસ્સા સાડાચાર કલાકનો મેળ રાખવાનો! 'શું સમજ્યા મારા ભાઇ? હેં? શું સમજ્યા મારા

બાઇ ? હેં ' એમ કહેતા જાય, તમારા ખભાને ટાપલી લગાવતા જાય, ને વાત ઉપર વાત— પોતે રત્નુપિંગળ વાંચ્યું છે, કવિતા કરી છે, હસ્તલિખિત માસિક કાઢવું છે, ફક્કડ રહેવું છે, પરણવું નથી વગેરે વગેરે,—બધી આકાશમાં રહેનારી કર્યે જાય. એમનાથી બચવા એલિસ-બ્રિજ પાસેથી જ નીચે સાબરમતી તરફ વળી ગયો. ત્રાંસી આંખે વખતે તેમને જોવાનો લાગ મળે એ ખરા હેતુથી, અને હમણા હમણાં લોકો ' કળા ' ' કળા ' બહુ કૂટે છે માટે જરાક કલારસિક જણાવાની ખાતર, ત્યા મંદિર પાસે એક બે પૂતળાં પડ્યાં છે તે જોવામાં થોડીવાર રોકાઈ ગયો. પણ હજી તો પૂતળામાં હનુમાન છે કે ગણપતિ એ પૂરા ઓળખી શકું તે પહેલા તો ખભા ઉપર ચિર પરિચિત ધબ્બો પડ્યો. ' અમે તમને જોયા હો મહેરબાન ! એટલે અમે પાછા જ આવી ચડ્યા !' પાછો ફરીને જોઉં છું તો જેમના ભયથી ત્રાસીને, આ ધૂળ ખાઈ ગયેલા પથ્થરના પૂતળાનું શરણ શોધેલું, તે જ શ્રીયુતો—નંદનંદન અને હંસહંસન—ઊભેલા '

'ભારતીય કળાના અવસેષો કેવી દુરીદશામાં છે એ જોવાનું છે સા'બ !'

શ્રી. હંસહંસન કળાનો શોખ ધરાવતા. ' ભાડટી કળા ' એ એમનો ' સો ખ ' હતો.

સામેના પૂતળાં તો ઉેલા પાચ દસ વર્ષમા કોઈએ બનાવેલાં ને પછી વિસારે પડતાં, વધારે ધૂળ ખાઇને ' પ્રાચીન કળાના અવસેષ ' બની જાય તેવાં દેખાતાં હતા. મૌન જ રહેવું એવું વિચારી શ્રી. હસહસનને જવાબ વાળ્યો નહિ.

'સા'બ, અમે તો તમારે ઘેર જ જતા હતા હો.'

' એ...મ ?'

પગ ઉપડવાની સાથે જ શ્રી હંસહંસન અને નંન્નંદન પણ સાથે જ વળગ્યા.

'આજ તો નદીના પટમાથી જવું છે. '

' હા, ચાલોને, એમથી ચાલ્યા જઇએ.'

' નદીતટનું સુંદર વર્ણન કાલે મારાથી અચાનક જ થઈ ગયું છે.'

' એ...મ ! '

આગળ વધીને એલિસબ્રિજ નીચેથી પસાર થઇ નદીના પટમાં ચડ્યા.

હવે તો જો આ લપ જાય તો ઘેર જઇને નિરાંતે કોકો કે કૉફી પી ' ટાઇમ્સ ઑફ ઇંડિયા ' જેવું કાંઈક સારું વાંચીએ એ વિચાર મનમાં ઘોળાતો હતો એટલામા નંદનદન બોલ્યાઃ

' હવે અમને બન્નેને દુનિયા ઉપર કંટાળો આવ્યો છે. આપણી ' માનસીંગ ' દસા જ દુનિયાથી જુદીઃ ટ ડન જુદી !"

' એમ કે ?'

' હા, જૂઓને, હવે મને નોકરી ગમતી નથીઃ વેપલાને તો હું ધિક્કારું છુંઃ પરચુરણ ધંધામાં શું ? અને આપણને—શું સમજ્યા ?—આપણને સાચાને કોણ ઓળખે ?'

'એટલે તમારે હવે શું કરવું છે ?'

' મારે તો હવે સાત્વિમય જીવન ગાળવું છેઃ અને કળા ને કવિતાની પાછળ સ્વાર્પણ કરવું છે.'

' એમ ?—તમારી પાસે શું છે...જીવનનિર્વાહનું શું ?—તમારા અભ્યાસનું શું ?-'

અચકાતો અચકાતો આગળ વધું તે પહેલાં તો ' મારે એ જ વાત આપને કરવી છે,

મને બસ, ભલે કોઇ શ્રીમંત, કે પછી ભલે રાજા, માત્ર પચીસ ત્રીસ—અથવા બહુ તો પચાસ રૂપિયા મહિને આપે તો હું 'સાંતિમય' જીવન 'ગાળું' અને 'વરી' 'કરા' 'કવિટા'નો પણ ઉદ્ધાર થાય. સાંતિ વિના કરા કવિટાનો 'ઉડ્ઢાર' નથી જ.'

'શાંતિ અશાંતિ તો જાણે ઠીક, પણ તમારે કળા કવિતાનો ઉદ્ધાર કરવો હોય તો કાંઈ પૂર્વ તૈયારી–ચિંતન–અભ્યાસ–અનુભવ–કાંઇક મેળવવા ઘટે ના ?'

'હાં. મારે આપને એ જ વાત કરવી છે. મને પ્રેરણા આવે છે.'

'એ...મ !'

હવે છૂટા થવાય તો સારું એમ વિચારી જરાક ફંટાયો એટલામાં નંદનંદન બોલ્યા:

'આજે એ જ વાત કરવી છે.'

'એમ કે ?'

'આપને કયા જાવું છે ?'

'મારે......મારે......' કાંઈ હાથમા આવ્યું નહિ એટલે બોલી નાખ્યું 'દૂધેશ્વર.'

દૂધેશ્વર સ્મશાનઆરો છે ને કદાચ જવાને હજી વાર હશે એટલે બોલતાં બોલાઈ તો ગયું પણ તરત જ ઉમેર્યું: 'મારે દૂધેશ્વર બાજુ કામ છે. આપણે પછી મળીએ તો ?'

સદ્દભાગ્યે તેમણે કબૂલ કર્યું એટલે તેઓ ભદ્ર તરફ પાછા ફર્યા ને નદીના તટની સુંદરતા નીહાળતા ચાલ્યા ગયા.

ઘેર આવ્યો પણ જ્યા ઓશરી ઉપર પગ મૂકીને, 'કહું છું–મારે મારે–' એ શરૂઆત કરું છું ત્યા ખુરશી ઉપરથી ઊભા થઇને 'જે જે' 'ઓળખાણ પડે છે કે ?' કહેતાક ને એક ગૃહસ્થ સામે જ ઉભેલા જોયા.

—'હા. આપણે ત્યા મળેલા કા ?'

હસતે મોએ જવાબ વાળીને પાસેની ખુરશી ખેંચી તે પર બેઠો. મનમાં ગડમથલ હતી કે જો હમણા પૂછશે કે કયા તો ખબર જ નથી.

'કયા ?'

'કેમ વળી ? ત્યા...આ...પણે—કેવુ–?'

'જૂનાગઢ.'

'હા, ત્યા. એ વખતે તમે વીશી ચલાવતા કા ?'

'કેમ વળી ? પંચહાટડીમા કરસનજી મહારાજની વીશી, તમે જમવા આવતા. પણ એ સમય ગયો હો. એ વખ્તના છોકરા ને એ ફેશન ને એવી રીતભાત ને એવી મોટાઈ ને–એમાંનું પા ટકો પણ હવે નથી.'

'એમ કે ?'

'એક દિવસ તમને સાભરે છે ભાઇ ?'

હવે આ અમારા કરસનજીભાઇ, જુનાગઢના વીશીવાળા, દસ વર્ષ પહેલાંની—આ સેવક તંગ હાલતમાં માગી ભીખીને ભણતો તે વખતની વાત કાઢે, અને તેમા પણ એક દિવસની—એ તે યાદ કયાંથી હોય ?

સામું જોઇને પૂછવું પડ્યું: 'કઇ ?'

'કેમ વળી પેલી મણિ–અમારી દૂરની સગી–રસોઇ કરવા ન આવતી ! પણ હતી બિચારી સારી હો, તમારું ભાણું સૌથી વધુ સાચવતી. ને ભાઇશા'બ, તમારો સ્વભાવ તો ત્યારે

પણ એવા જ હો. વીશ છોકરાનું જૂથ તમે બાંધી લીધું એટલે અમારે ન છૂટકે સારું જ આપવું પડતું. પણ મણકી તો-તમને ખબર છે નાં!'

'ના.'

'ભાગી ગઇ.'

'હેં!'

'હા. ને આંહી અમદાવાદમાં જ વાણિયાના ઘરમાં બેઠી છે. અમને તો પાછળથી ખબર પડી કે...'

'શું!'

'શા'બ, તે 'દિ ખબર નહિ હો—પણ એ તો જાણવાનો દોષ છે નાં! મણકી—જાતની—જો જો ભડકતા નહિ હો—'

'ના'

'વાઘરણ!'

અંગ્રેજ ઢેઢાનું રાંધેલું ને દેશી ઢેઢાનું પીરસેલું ખાઇને રીઢું થઇ ગયેલ હૃદય કાંઇ મૂંઝાયું નહિ. કરસનજીએ કરવા ધારેલી અસર ન થઇ, એટલે એનો આત્મવિશ્વાસ જરાક ડગ્યો. પણ તે આગળ વધ્યો:

'મારા મણકી પાસે અઢીસો રૂપિયા લેણા હતા. તે મારી સગી ક્યાંથી આપવાની હતી? પછી ભાઇ, આપણે તો, બસેં બીજા પણ ખરચ્યાં; જરાક લુગડેલતે મહારી, થોડાક'દિ ચૂલાના કામમાંથી બહાર કાઢી. ગમે તેમ વાતે જરાક ધોળી થઇ કે રૂપિયા પંદરસોમા આપી દીધી. ખાધું પીધું ને મજા કરી. ને તમારે પરતાપે પરણ્યો. છોકરાં છૈયા-ઘર કર્યું ગજેવઠીમા-ને બે પૈસા પાસે છે તે કીધું જાત્રા કરી આવીએ—કર્યું કારવ્યું તો ઠીક, પણ જાત્રાનું પુણ્ય કર્યું એટલું સાથે આવવાનું છે.'

ટેબલ ઉપર ચાના બે પ્યાલા આવીને પડયા. કરસનજીએ નિરાંતે ચાના ગામડાશાહી ઘૂંટડા લેતાં લેતા પોતાની વાત આગળ ચલાવ્યે રાખી.

'તે તમે આહી શું કરો છો?'

'આહી ચાનો વેપાર કરું છુ.'

'એમ? ત્યારે મારા શા'બ, આવી અમીરી ચા પીઓ છો. અમને ગામડાના માણસને તો શું કાંઇ આવી વાતનું જ્ઞાન છે?'

જવાબ આપુ તે પહેલા તો, 'હલ્લો, મી. રાવ' કહેતો'કને એક જુવાન નેતરની સોટી જરા વાળતો વાળતો દેખાયો.

'ઓ-હો!-તમે ક્યાંથી મી શાંતિલાલ'-

શાંતિલાલ મેટ્રિકમા સાથે હતા ને આજે આવી ચડ્યા એટલે થોડીઘણી નવાજૂની સાંભળવા મળશે એમ વિચારી હસતે મોએ તેના તરફ જોયું: 'હાં, કેમ છે?'

'સાંભળ્યું ના? તમે સાંભળ્યું?' શાંતિલાલ આવતાવેંત બોલ્યા. જાણે એ બોલવા માટે જ આવ્યા હોય.

'શું?'

'ફેંકી દીધી'-શાંતિલાલે એક હોઠ જરા દબાવીને કોઈ પરાક્રમ કર્યું હોય તેવો અભિનય કરીને જવાબ વાળ્યો. એમના આવા પરાક્રમથી અજ્ઞાત રહેવા માટે જાતને નિંદું છું ત્યાં તે ફરી બોલ્યાઃ 'નહીં સંગતે—તુમકુ દુસરા નૌકર મીલેગા તો હમકુ કયું દુસરી નોકરી નહિ મિલેગી? ફેંકી દીધી.'

ઠીક; ઓહો. સમજાયું. શાંતિલાલનું પરાક્રમ એ હતું કે શેઠની નોકરી એમણે છોડી હતી.

'પણ બન્યું શું?'

'અરે, બીજું શું? ટક ટક, કચ કચ,—'

'હા, મારા ભાઈ, બરાબર છે–' કરસનજીએ જાણ્યા વિના ટેકો પૂર્યો.

'પ્રજાબંધુ' શબ્દની સાથે ઓશરીમાં ધમાકો થયો ને તે ઉપાડીને ટેબલ પર મૂકતાં શાંતિલાલ બોલ્યોઃ

'મને ટકટક બિલકુલ પસંદ નથી. પહેલેથી જ.'

કાંઇક નવીન જાણવાના હેતુથી સ્થાનિક સમાચારના પાના ઉપર આંખ રાખીને હું ડોકું ધૂણાવતો ગયો.

'હાસ્તો, તમારો સ્વભા...વ' છેલ્લો 'વ' લંબાઇ ગયો કારણ કે સ્થાનિક સમાચારમાં શાંતિલાલભાઇ પર વિશ્વાસભંગ–રકમ ઉચાપતના આળની વાત હતી. અને તે ઉપર આંખ ચોંટી ગઇ—

'મારો સ્વભાવ બહુ જ સ્વતંત્ર છે. તમને ખબર નથી, પણ મારા કામમાં કોઈ ડખલ કરે તે મને પસંદ જ નથી.'

'બરાબર.'

વિશ્વાસભંગ શી રીતે કર્યો તેની હકીકત આવી હતી. ને શાંતિલાલને છૂટા કર્યા છે એવી નોટીસ પણ હતી. હમણા જ શાંતિલાલની હાજરીમાં વાત જાહેર ન થઇ જાય માટે છાપાને ઘરમાં ફેંકી દઈ શાંતિલાલ તરફ મેં જોયું. તેના મનમાં કાંઈ જ ગડમથલ ન હતીઃ અથવા તો તે આવા ચારિત્ર પરના હુમલાથી પર હોય તેમ વાત કર્યે જતો હતોઃ

'મારો સ્વભાવ ઘણો કડક છે. તમને ખબર નથી પણ હું અનાજ વિના ચલાવી લઉં એવો માણસ છું.'

'બરાબર છે'-કરસનજીએ ટેકો પૂર્યો,

કરસનજી આમ જાણ્યા વિના ટેકો પૂરતો હતો એટલે જરાક મનમાં ખીજ તો ચડી પણ એટલામાં તેની સામે જોતા લાગ્યું કે કાં તો તે પણ શાંતિલાલને પામી ગયો છે અને હોંકારા પૂરીને તેને બનાવે જ છે અથવા તો બન્નેમાં એક જાતના સરખા ગુણને લીધે, આવતી સહજ જ મૈત્રી છે.

'એટલે હું તો જાણવા આવ્યો હતો કે હાલમાં તમારી જાણમાં કોઇ એવી જગ્યા હોય તો—'

'મારી જાણમાં...'

'કામ ભલે ગમે તેટલું હોય. અને આપણે એક પાઇ હરામની જોઇતી નથી. પ્રામાણિકતા તો આપણો મુદ્રાલેખ છે' શાંતિલાલે ટેબલ ઉપર જરાક હાથ પછાડીને પ્રામાણિકતાનો ખાસ ભાર સાથે ઉચ્ચાર કર્યો.

'બરાબર છે. એ તો તમારો સ્વભાવ પહેલેથી જ હું જાણું છું.'

'બસ, એટલે તો તમે ધ્યાન રાખજો. તમને કાંઈ કહેવું પડે જ નહિ. લ્યો, હલ્લો, સાહેબ-જી, મારે જરા આ તરફ કામ છે'

શાંતિલાલ તરાથી બેઠા થયા. સાથે સાથે કરસનજી પણ બેઠો થયો ને શાંતિલાલને પૂછવા લાગ્યો:

'તમારે કઈ તરફ જવું છે?–'

'કેમ?—'

'આ સાથે સાથે ચાલ્યા જઇએ.'

'હા, હા, ચાલો મજા આવશે.'

કોણ જાણે કેવી રીતે બન્ને એક બીજાને ઓળખી ગયા હોય તેમ લાગ્યું. કરસનજી પણ 'હું ડાકોરજીની જાત્રા કરીને પાછો ફરીશ ત્યારે આવીશ' એમ કહીને તેની સાથે ચાલતો થયો. 'પ્રજાબંધુ' ઘરમાંથી લઇને શાંતિલાલની પૂરી હકીકત વાચી કાઢી, પછી એમર્સનના નિબંધ કાઢીને 'ચારિત્ર' પર બે લીટી વાચી ત્યાં 'મને જરાક શીખવું છે' કહીને અમારા પાડોશીનો છોકરો સામે ઊભો રહ્યો.

'શુ?'

'આ 'બ્લૅક હૉલ' અમારી પરીક્ષામા આવનાર છે. માસ્તરે કહ્યું છે. પણ એટલી નાની જગ્યામા આટલા માણસો કેમ સમાયાં હશે?'

'કેમ વળી? ઉપરાઉપરી ખડકયાં! તમારા ઇતિહાસમાં લખ્યું નથી?—'

'ના?'

'કેમ, તમારો ઇતિહાસ કોઈ ડેપ્યુટીએ, હેડમાસ્તરે, કે રાવસાહેબે નથી બનાવ્યો?'

છોકરો હસી પડયો. એટલું નાનું મગજ ને હૃદય પણ વાતાવરણમાથી જ જાણે આ વાત શીખી ગયા હોય તેમ લાગ્યું.

'સારે એ વાત સાચી છે કે નહિ તેની ખાતરી નથી. ખોટી હોવાનો જ સભવ વધારે છે.'

'પણ પરીક્ષામા શું લખવું?—'

'હા. પરીક્ષામાં તો તને પાસ થવાનો સંભવ લાગે તેમ લખવું." છોકરો આ સાચી ને ખોટી વાત પર હસતો હસતો ચાલ્યો ગયો.

*

બપોરે ત્રણ ન થયા ત્યાં કાકરિયે જ પહોચવાનો વિચાર હતો. તે પ્રમાણે કાંકરિયે જઇને ધામો નાખ્યો. એક ઝાડ નીચે નિરાતે બેસીને આજના દિવસના કેટલા બનાવો છે તે પર વિચાર ચલાવી રહ્યો હતો. એટલામા તો પાસે શોરબકોર થઈ પડયો સામેના ઓટલા પર બેસીને પત્તા રમતાં રમતા બે ચાર જુવાનો લડી પડયા: દરેક પોતે સાચો છે ને બીજો ખોટો છે એમ કહીને સાચો ઠરવા બને તેટલી ખોટી ભાષા વાપરી રહ્યો હતો.

વાત વધી પડી. મૂળથી જ નબળું મન આ ઉગ્ર તાપને વ્યર્થ સહન કરવાની ઉપાધિમાં પડવા ના પાડતું રહ્યું તે પહેલાં શરીર ત્યાં ખડું થયું:

'કેમ ભાઈઓ, અમસ્તા શીદ લડો છો?'

'હવે મીસ્ટર તમને કોઇએ બોલાવ્યા નથી હો'—પોતાના પત્તાંની રમતમાં જુગાર પણ છે એ ભાનથી ઉગ્ર બનીને એક જુવાને ખભો પકડીને હચમચાવ્યો.

'પણ ભાઇ, નાહક શા માટે લડો છો? આવું શાંત સ્થળ—'

એ ભાષણ આગળ ચાલે તે પહેલા તો લડાઇનો રંગ જ જામ્યો.

ચાલતી પકડવામા જ ડહાપણ ને સલામતી છે એ જોઈને તરત રવાના થયા.

હવે? ચાલો, એ ભગવાન એ ના એ. ઘેર ચાલો.

ઘેર પહોંચતાં સાજ થઇ. 'મેં નવ સુવાવડ કરી પણ મારી સાસુએ કોઇ દિવસ સામે જોયું નથી'—એવી એવી ઘરની વાતો કરતી સ્ત્રીઓ ભદ્રકાળીમાથી પાછી ફરી રહી હતી એક ઠેકાણે જાદુના ખેલ થતા હતા. એકાદ ઠેકાણે બે છોકરાં ગળાં તાણી તાણીને ગીતો ગાઇ રહ્યા હતાઃ ને તેમને સાભળીને પૈસો પણ નાખ્યા વિના માણસો ચાલ્યા જતાં હતા.

ધૂળ ધૂમાડાના ધૂમસ નીચે ઊતરતા હતા. વિજળીના દીવા પણ ઝાંખા લાગતા હતા. એકલો મુંગો ઘેર આવ્યો.

પૂરો ઘરમાં પેઠો નથી ત્યા 'શા'બ, શા'બ' એમ બે સલામો ભરતો કરસનજી સામે આવ્યો.

'કા, આવી ગયા છો?'

'હા. ને ફત્તેહ પણ કરી આવ્યો!'

'શું?'

'આ વીશ રૂપિયા ને ખાવું પીવું. આપણે ગોપીચદ શેઠ છે નાં? તેનામાં. શેઠે કહ્યું છે કે તમને ઓળખતા હોય તેનું સર્ટિફિકેટ લાવજો. મનમા કીધું આપણે ભાઈ પાસે લખાવી લેશું...'

સમજાઈ ગયું. કરસનજીએ ગમે ત્યાં કોઇ ધર્માનુરાગી શેઠને ત્યાં રસોયાની નોકરી શોધી કાઢી હતી.

કાલનો વખત થયા પહેલાં જ બાડિયું આવીને જીભ કાઢીને ઊભું ઊભું વાતો સાભળવા લાગ્યું. આજના આખા દિવસની નાસીપાસી તેને જ આભારી છે, એમ વહેમી સ્વભાવ નહિ છતાં, વહેમ આવી ગયો.

'એટલે તમે બે આકડા પાડી દેંજો.' કરસનજી બોલ્યો. 'બે જ આંકડાઃ એમ કે આ ભાઇ સારા સદ્‌ગુણી છે એટલું જ.'

આ અંગ્રેજ ને દેશી બધા ઢેઢા કરતાં હલકા એવા બ્રાહ્મણને ધર્મની રક્ષા માટે કોઇએ નોકર રાખ્યો, પણ હવે એને સર્ટિફિકેટ મારે આપવું કે કેમ?—વિશ્વાસભંગ—એ શબ્દની સાથે જ સવારના પ્રામાણિક શાંતિલાલ સાભર્યા.

નજર ચૂકાવવા ટેબલ ઉપરની પેન્સીલ આમ તેમ ફેરવ્યા કરી.

'કેમ ભાઇ, આપશો નાં?'

'હં.—હા—ના—પણ કરસનજીભાઇ! તમારે તો મણિનો વર છે ને આહી? એની પાસેથી લેજો. મારાથી ન અપાય.'

'હા. તોય ઠીક છે.'

જરાક ભોઠો પડેલો કરસનજી ઊઠવાના બાનાં ગોતવા લાગ્યો.

'તમારો વખત થાશે, ટ્રેઇનમાં જવાનો. જમવું હોય તો—તૈયાર જ હશે.'

'ના. જમીશ તો નહિ, પણ જઇશ. શાંતિલાલભાઈ પણ સાથે આવવાના છે.'

'એમ ? ક્યાં ?'

'જાત્રા કરવા. ડાકોરજી—આવો રૂડો સાથ છે તો જઇ આવીએ.'

તે ત્વરાથી ઊઠ્યો. ને ઉતાવળથી નમસ્કાર કરી રવાના થયો. દિવસને બંધ કરતો હોઉં તેમ મેં બારણું ઠસાવ્યું. શેરીના એકાદ મિત્રને જવાબ આપવા બાંડિયું પણ દોડ્યું ગયું

'હા—શ' કહીને આરામખુરશીમાં ઝુકાવ્યું પણ હડફ્દમાં આવેશ પ્યાલામાંથી પાણી ઢળી પડ્યું ને આ દિવસનો હવે આ છેલ્લો જ બનાવ થાય એવા હેતુથી આરામખુરશીમાંથી પરબારૂં ખાટલામાં જ પડતું મૂકી માથે ઓઢી લીધું.

'પેલા ભાઇ આવ્યા હતા,' શ્રીમતીએ કહ્યું.

'કોણ ?'

'પેલા હંસહંસનભાઇ—'

કાંઈ જવાબ વાળ્યા વિના મુંગા મુંગા ઊંઘની આરાધના શરૂ કરી દીધી.

— ધૂમકેતુ

---

# આપણી કવિતાસમૃદ્ધિ

૧૦

## બાબુરાવ હિંમતરાવ દેસાઇ :

## સ્નેહનું સ્વપ્ન

શ્રમતણા દુખભાર વહે કરી
ચરણપંકજ મંદ જ ચાલતા,
અરણની તટકુંજ સ્મૃતિ ભરી
નિરખતી સ્થિર તે હતી બાલિકા. ૧

રૂપેરી રશ્મિતન્તુને હિંડોળે મન્દ ઝૂલતો
પેરી લીલી તરુકુંજે ઉરો સ્વચ્છન્દ ખેલતો. ૨

આછું ધીમું તિમિર રમતું રેલતું ત્યાં છવાય,
તેને પેરી શશીનું ઉજળું તેજ ઉંડું સુહાય,
શોકાર્તિમાં ડુબતી ડુબતી બાલિકા મ્લાન થાય,
વ્હાલાં, સ્થાનો પરિચિત બધાં આજ ઝાંખાં જણાય. ૩

પ્રાણેશના સ્નેહસ્થલો વિલોકે,
ને અશ્રુ ભીનાં કીકીં કાળી રોકે;
અસંખ્ય આંખે નભ સૌ જુવે તે,
બાલાતણાં નયન ચંદ્રસુધા ન્હવે છે. ૪

શોકપ્રેમ ભર્યું હૈડું સહસા ગીતમાં દ્રવે,
સૂર આર્તિતણા સૂરો ભળે નર્ઝરને રવે. ૫

પ્રિય ક્યાં હશે ?
જન, વન વિશે ?
ના, ના, નથી પ્રિય દશ દિશે.
પ્રિય જ્યાં તું હો ત્યાં પ્હોચજે મુજ સ્નેહપૂર્ણ પ્રણામ આ
ઓ-સ્નેહના સ્વપ્ના, કદી મુજ ઊરથી ના દૂર થા. ૬

વિલસતી અયિ સખી ચંદ્રિકા !
નર્તતી વિકસિત વલ્લરિકા !
અયિ કુંજ, સ્નેહની મુદ્રિકા હૃદયે મુકી તમ દેખતાં,
—કહેજો પ્રભુને—તે રહી છે હૃદયમાહિ અખંડિતા. ૭

ઓ વ્યોમ ! સૌ જોતું રહસ્યો વીજુતું !
બ્રહ્માંડના ઇતિહાસ, કાલ ! ઓ જાણ તું !
પ્રિયના વખંડિત આત્મને કંઈ સાંત્વના ઉંડી આપજે,
મુજ ભીષ્મ અવિરત પ્રેમયોગની સાક્ષી સર્વે પૂરજે. ૮

પ્રિય ક્યાં હશે ?
નથી જન વિશે :
નથી જલ-ગગનની દશ દિશે :
પ્રિય જ્યાં તું હો ત્યાં પ્હોચજે મુજ બાલસ્નેહીની વંદના
ઓ સ્નેહનાં સ્વપ્ના, કદી મુજ ઊરથી ના દૂર થા.

વિષય—કાવ્ય લાંબું છે. 'કાવ્યમાધુર્ય'માં આખું આપ્યું છે. જ્ઞાનસુધા માસિકના ઇ. સ. ૧૯૦૦ના પ્હેલા છ માસના એકઠા અંકમા પ્રથમ બ્હાર પડ્યુ, ત્યા કાવ્યને અંતે "૨૦-૧-૧૯૦૦-પુનઃશોધન ૨૮-૫-૧૯૦૦" એમ તારીખ નોંધેલી છે. કાવ્યનું વસ્તુ અસંભવદૂષિત છે; કવિને ૧૯૦૦ લગીમાં ભાષા અને પદ્યમાધુર્ય ઉપર અસાધારણ હાથ બેસી ગયો, પણ સંવિધાનશક્તિ ( constructive power ) નહોતી ખીલી. પ્રેમી ચાલ્યો જાય છે; દરિયો ઓળંગી જાય છે. બાર વર્ષ પ્રીતમપ્રિયાએ સાથે ગાળેલાં તથાપિ એ ગયો તે ગયો, નહીં કાગળ, નહીં પત્તો. કેટલાય વખત પછી (કેટલા તે કોઇ ઠેકાણે જણાવ્યું નથી) પ્રિયા જે વ્હાલી કુંજમા એમના પ્રણયજીવનની સ્મૃતિઓ સૌથી વધારે ભરેલી ત્યાં આવે છે. કુંજ દરિયા કાંઠે આવેલી છે. એક ઝરણું પણ કુંજમાં થઇને દરિયામાં પડે છે. સંધ્યાકાળે આ કુંજમાં આવી થોડો વખત સ્મૃતિઓ જાગે તેમ તેમ બધે ફરી નાયિકા "પ્રિય ક્યાં હશે?" એ ગીત ગાય છે. તેના સ્વર કુંજથી બહુ આઘે નહીં એવા 'તટકુહર' માં આવી ચડેલો કોઇ "વિશ્વઉદાસી યોગી" સાંભળે છે. અને તે આકર્ષાઇ કુંજમાં આ નાયિકા પાસે આવે છે. બંને થોડી વાતચિત કરે છે, ત્યાં નાયિકા, આ યોગીને ઓળખી શકી નહીં, એ જ પોતાનો પ્રીતમ છે અને પોતાને શોધતો જ પાછો આવ્યો છે એ કશું જાણી શકી નહીં, ને દરિયામાં પડે છે. એટલે આ નાયક પણ તેની પાછળ પડે છે અને "સ્નેહનું સ્વપ્ન" પૂરું થાય છે. છેલ્લી કડી અર્પણની છે. નાયક તો એ સ્ત્રી કોણ તે ઓળખી ગયો હતો, છતાં તેણે પોતાની ઓળખાણ આપતાં વિલંબ કર્યો, અને નાયિકાએ બ્હાવરીની ધીરજ છેક ખુટી ગયેલી ને પડતું મુક્યું, તે પણ અટકાવી શક્યો નહીં. પચાસ કડીમાંની ઘણી વાણી અને પદ્યની મીઠાશે કાનમાં રમ્યા કરે એવી છે, તથાપિ કાવ્ય આખું અને એકંદરે ઉતરતી પ્રતિનું જ ગણવું પડે છે, એના વસ્તુની નિર્બલતા અને અસંભવિતતાને લીધે. એટલે કાવ્યનો આત્મા વાણીપ્રભાવ નહીં, લયમીઠાશ નહીં, સંગીત નહીં, કાવ્યનો આત્મા ગતિમાન સુશ્લિષ્ટ અર્થપ્રવાહ અથવા કલામય વસ્તુ એ આપણો સિદ્ધાન્ત, આ દાખલો પણ વસ્તુની નબળાઇએ કાવ્યત્વની નબળાઈ દેખાડીને દઢાવે છે.

અહીં ઉતાર્યો છે તેટલા ભાગનો વિષય "સ્ત્રીનું સત" કહી શકાય. નાયિકા વિરહ વ્યથામાં વાટ જોઇ જોઈને છેક આવી રહી છે, એ આ કુંજમા આવી છે દરિયે પડવાને જ, અને એનું ગીત નાયકને છેલવેલ્લું સંબોધન જ છે; તોપણ તેમાં શું છે ને શું નથી એ જુવો. એ ગીતને કવિ શોકપ્રેમભર્યા હૈડાનું ગીત કહે છે તે યોગ્ય છે. "મ્હારા અખંડ પ્રેમની સાક્ષી પૂરજો, વિરહાર્ત્ત પ્રાણેશને ઉંડી સાંત્વના પણ આવજો, અને મ્હારી સ્નેહપૂર્ણ વંદના એમને પ્હોંચાડજો." બસ એટલું જ: ઠપકા કટાક્ષ કે રોષનો એક પણ સુર અંદર નથી. માટે કહું છું કે આ વિભાગનો વિષય 'સ્ત્રીનું સત એટલે સતીત્વ' છે, "યોગી" સાથેની વાતચિતમાંના એના છેલ્લા બોલ જુવો :

"ભવભવે પ્રિય એ મળજો, પ્રભો! અતુલ યોગ હવે ફળજો, વિભો!
વિપુલા જલસિંધુ સુહાગી ઓ, ચરણમાં પ્રિયના લઈ મૂકજો." ૧૦
"હાં હાં!" યોગી વદે તેવે કુદી બાલા જલે ત્યહાં;
ને સૌ જોતાં રહ્યાં: યોગી, તારા, ભૂધરો, ચંદ્રિકા. ૧૧

છંદ—કડી ૧, ૧૦: દ્રુતવિલંબિત. કડી ૨, ૫, ૧૧: અનુષ્ટુપ. કડી ૩: મંદાક્રાંતા. કડી ૪: ઉપજાતિ જેમાં છેલ્લી પંક્તિ વસન્તતિલકાની છે (આવા ઉપજાતિ પ્રથમ સંસ્કૃત કવિ માઘે રચેલા, પણ સંસ્કૃત કવિતામાં મિશ્ર રચનાઓ વિરલ જ રહી.) કડી ૬, ૭, ૮, ૯: મિશ્ર હરિગીત. ૨૮ માત્રા ૧૪ + ૧૪ એમ પ્રાસથી સાંધીને મુકવી, ૧૪ માત્રા ૭+૭ એમ પ્રાસથી સાંધીને મુકવી, ૧૪+૭=૨૧ માત્રાની પંક્તિઓ પ્રાસથી સાંધીને મુકવી, તાલસફાઇને વળગી રહેવું, આન્તર ઝડઝમક અને પ્રલંબાતા સ્વરો લયપોષક આણવા, અને લય પાછળ ખેંચાઈ ન જવું, સાધન જ હોય તેને સાધ્ય થઇ જવા ન દેવું, એ સર્વ એક વાર કોઇ વિજયી પ્રયોગ કરી દેખાડે પછી રમત વાત થઈ જાય છે કેમકે સર્જન મટીને અનુકરણના વર્ગમા આવી જાય છે; એક છંદમાં સિદ્ધ થયા પછી આવી યુક્તિ મળતા છંદોમા લાગુ પાડવી પણ મુશ્કેલ નથી; પરંતુ આવા વિજયી પ્રયોગ પ્રથમ પ્હેલા કરનારમાં સર્જકશક્તિ હોવી જોઇએ. ઈ. સ. ૧૯૦૦ પ્હેલાં મિશ્ર હરિગીત રચાયાનું જાણવામા નથી. એ નવી પદ્યરચનાનો સર્જક બાણુરાવ હશે એમ લાગે છે. કાવ્ય પૂરું થતાં બહુ વાર લાગી ગઇ એમ તેમા જ સ્પષ્ટ જણાવેલું છે એટલે આ "ગીત" ૧૯૦૦ થી ત્રણચાર વર્ષ વ્હેલું પણ રચાયું હોય.

**અર્થ—૧. વહ્યે કરી:** વહ્યાથી કરીને. દુઃખે અતિમંદ એટલો જ પ્હેલી બે લીટીનો અર્થ છે. પણ આ પ્રેમ, આ કરુણ, આ માધુર્યધામ અને આ શૈલી કિશોરવય અને નવજુવાનીનાં છે, તેમા શબ્દો તેમના અવાજ માત્ર માટે પણ લેવાતા હોઈ વત્તુંઓછું શબ્દબાહુલ્ય પણ હોય. **સ્મૃતિભરી:** પ્રિયજન સાથે અહીં ફરેલી તેની સ્મૃતિઓથી ભરેલી આ તટકુંજ.

૩. ચંદ્રતેજ તિમિરના પથરાટને ધીમે ધીમે હઠાવે છે, જ્યોત્સ્ના ધીમે ધીમે વધે છે, એમ કવિને કહેવું છે, તે એ સ્પષ્ટ કહી શક્યો નથી.

૪. ભીનાં આંસુ કાળી કીકીને રોકે છે, ચાંદની એ આંસુ લ્હુવે છે.

૭. સ્નેહની જે છાપ તમ સૌ સાક્ષી હતા ને પ્રભુએ આ હૃદયમાં છાપી તે આટઆટલે વર્ષે પ્રભુનો કશો પત્તો જ નથી તથાપિ હજી તાજી ને તાજી છે.

**૯. બાલસ્નેહીની:** બાલસખીની, બાલ્યથી જેણે એક તુ ઉપર જ મીટ માંડેલી તેણીની.

સર્વત્ર કવિએ નાયિકા માટે બાલિકા (કડી ૧), (કડી ૩), બાલા (કડી ૪), (કડી ૧૧) એવા શબ્દ વાપર્યો છે. ઉપર હકીકત આપી છે તે ઉપરથી દરિયામાં પડી ત્યારે નાયિકાની ઉમર "બાલા" કહેવાય એટલી તો ન્હોતી એ સ્પષ્ટ છે. પરંતુ "કવિતોચિત શબ્દો (poetic diction)" ની કેટલીક ખોટી રૂઢિઓ સંસ્કૃત કવિતામાંથી ઉતરી આવી છે, તેમાંની એક આ છે. કવિતોચિત ભાષામા બાલા=યુવતી. કવિઓ નવયૌવનાને અથવા કિશોર વયમાંથી યૌવનમા આવતી નાયિકાને મુગ્ધા કહે છે. એટલે મુગ્ધાથી મોટી તે બાલા ઇતિ સિદ્ધ !

## ૧૧

## ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી: વૃષ્ટિ પછી કુદરતનું સૌંદર્ય

જો ! જો ! જો ! આ ત્રુટી પડયો શો મેઘ જોરથી,
નભકટિ પરથી પ્રસારી લાંબા ધારાકરને,
ધરતીને ઝટ બાઝી પડવા ! અહો પવન પણ
વચમાં આવી સુ સુ સુ સુ કરતો ઝટ ઝાપટી

ગભરાવી લઈ લેઇ બાથમાં ધારાપટને
શો આ દોડે હા હા હા હા કરીને હસતો
હચ્ચ સ્વરથી ! અરે, મુકી આ પાછો દેઈ
તેને ચાલ્યો અવર દિશામાં માતરિશ્વ, ને

મદ ઝાપટું પડી ગયું, તે રુમઝુમ રુમઝુમ
રુમઝુમ કરતુ થાકી હાફતું હળવે હળવે
પાછું પડી એ જાય ભૂમિભણી. જીવતો રહેજે,
જીવતો રહેજે અગણિત વર્ષો વિષે તુ રસધરા !

સ્નેહગર્ભ તુ ત્હારી પેઠે, જોને, આજે
ભુવન સર્વ છે. અમીદૃષ્ટિ તે ઉપર કરી તું
રાચ ! રાચ રતિ સજી રે !
વિશ્વમા રતિ ઘણી હજી રે !

પડી રહ્યો એ મેઘ એટલે શાં ખેચરના
ટોળે ટોળા સ્વતંત્ર થાતા સ્વસુખકેરા
અક વિષે ફરી કલોલથી કોલાહલ કરતા
આવે પાછા ! હર્ષપ્રમત્ત બનીને આવે

એકબીજાને અડીવાળે, ઉડે ઉપર ને
નીચે પાછાં ! ચક્રગતિ કરી રાસ રમી, ગીત
ગાઈ મનોહર, આણી મુકયું વૃંદાવન આજે
વિષ્ણુપદમા શું આ પાછું ? અહો ! ન્હણે પણ
જો ને, અધિક જ કૌતુકકર્ષિ થાય શું પેલું ?
સ્નેહવિષ્ણુરૂપ કૃષ્ણમુકુટ શિખીકલાપકેરી
કમાન સુંદર ! આછી આછી દિવસ દીપસમ
પ્રથમ ભાસતી !
વધ્યો જ પ્રકાશ ! વધ્યા વળી રંગ !
વિશ્વાસી બન્યા રતિમૂઢ કરાકર સૂર્યતણા
જલદોદરમાં પ્રસરી નવરૂપ ગ્રહે અતિસુંદર;
નામ કહે જગ 'અમ્બુદ આપ', મ્હને પણ લાગતી
સ્નેહકમાન વીંટી સઉ ભૂમિ અને નભને
લઇ લેતી સ્વગોળવિષે જયિની. મન જો ! મન જો !
રતિ રંગ કરે ઇતરેતર શું બહુ આજ સહુ:
નીલ, લાલ, પીળો, વળિ આર બીજા, રમી એક બીજા
તણી સાથ રહ્યા:–કર અશ્વ ઉપર્ રવિ બેસી ફરે
મુખ સપ્ત ધરે હય, તે જ ! હુ તે મન જો, મન જો !
ફરિ જો ! ફરિ જો ! પણ એ બળી ગૈ નિજ મૂલવિષે
રતિ ગાઢ ધરી–પ્રભુસ્નેહતણી અકળિત લીલા
મન તેં પરખી, નિરખી પરખી
લીધ ! લીધ રતિ સજી રે !
વિશ્વમા રતિ ઘણી હજી રે !

**વિષય**—કર્તાના સ્નેહમુદ્રા નામે કાવ્યના ૫મા ખંડમાં સાત્ત્વિકતા વિકસેલી નહીં એવું "જડ" ચિત્ત કુદરતની શોભા લક્ષ્મી સુંદરતા આદિ ભોગસમૃદ્ધિથી રાચે છે, તેને જ સ્નેહ વા રતિ માની લે છે, અને તે ચોગમ ફરીફરીને નિહાળતુ, એક એક અધિક સુંદરતા દર્શને દડ થતું, તેથી આનંદે છે અને તેને સ્તવે છે. એ આશરે ૧૭૫ પંક્તિના ખંડની છેલ્લી ૪૨ અહીં ઉતારી છે.

**છંદ**—ગો. મા. ત્રિ. સંગીતલય કે પદ્યલયના રસિયા ન્હોતા. એમનો કાન જ કંઇક તાલબ્હેરો હશે. ગમે ત્યા એક ગુરુને સ્થાને બે લઘુ અને બે લઘુને સ્થાને એક ગુરુ મુકાય, એવો એમણે નિયમ જ કર્યો હતો; એટલે એમના મીઠામાં મીઠાં પદ અને મધુરમાં મધુર પદ્ય ખરી જગાએ પણ ઠોકરાય છે. અને તોપણ ગુજરાતી કવિતામા લયમાધુર્યના ઉંચામાં ઉંચાં શિખરો છે તેમા એકબે નવીન શિખરો એમણે સર કરી આપ્યાં છે.

એવું એક શિખર આ પંક્તિઓના કટાવબંધો છે; બહુવચન વાપરુ છું એટલા માટે કે અહીં એક કટાવબંધ નથી, બે છે.

પંક્તિ ૨૮ મીના નવા પેરેગ્રાફથી કટાવબંધ છે તેનું એકમ જગણ ( લગાલ = । ऽ । )

છે. પરમ્પરિત તોટક જેમ સગણી કટાવ છે (દાખલા લેખે જુવો કાન્તની 'વત્સલનાં નયનો' એ કૃતિ,–પૂર્વાલાપ, પૃ. ૭૯); તેમ આ જગણી કટાવ છે.

પંક્તિ ૧ થી ૨૮ મી લગીનો કટાવ ગણબંધ નથી, માત્રાબંધ છે, તેમાં એકમ આઠ માત્રાનું છે, અને ત્રણ ત્રણ એકમે એક પંક્તિ બાંધી છે. અને ઉપલી પંક્તિઓ ૨૪ માત્રાની આવી તો ૨૮મી પછીની (જગણી કટાવની) પંક્તિઓ પણ ૨૪થી ૨૬ માત્રાની બાંધી છે.

પરંપરિત તોટકમાં કડી બાંધવા માટે અનુકૂલ પ્રાસરચના વપરાય છે. ગો. મા. ત્રિ. એ "રંગિ સર્જું રે! વિશ્વમાં રંગિ ઘણી હર્જું રે!" એવો "ટેક" વાપરીને અહીં કડીઓ બાંધી છે. આમાં તિ ગુરુ બનાવ્યો છે, જી લઘુ ગણ્યો છે, એથી એ અંશનું સંગીતમાધુર્ય કે લયમાધુર્ય એકે સધાતું નથી. પણ એ અંશને જતો કરતાં આ પંક્તિઓ અગેય અને પ્રાસ વગરની પણ લયમધુર છૂટી અર્થાનુસારી પદ્યરચનાના ઉંચા નમૂના સર્જી આપે છે. આ રચનાઓ સમપ્રાય જ જણાતી નથી, તો તેની નકલ તો કોણ કરે! અને આ હકીકત છંદઃશાસ્ત્રના સજીવન જ્ઞાનપરિપાકમાં ગુજરાતી પંડિતો અત્યારે કેટલામાં છે, તેનું અનુત્તર નિદર્શન છે. સ્નેહમુદ્રાના ખંડ ૭૧ મા ("આંસુનો પડદો") ની ૧લી કડી, અને ખંડ ૮૫ મો ("દૂર ક્ષિતિજમાં સમુદ્રગર્જન") પણ માત્રામેળ કટાવબંધ છે.

કટાવના સામાન્ય લક્ષણો માટે જુવો રણપિંગલ, ભાગ ૧, પૃ. ૫૩૭–૫૩૯; અને વર્ણદંડક માટે પૃ. ૪૧૭–૩૮.

અર્થ—વર્ષતાં વાદળા વ્યોમશિખરે નથી હોતાં, નીચે ઉતરીને વર્ષે છે, નભશ્કંધિથી નહીં, નભકટિ પરથી. નભકટિ, ધારાકર, ધારાપટ, સ્નેહગર્ભ (બહુવ્રીહિ), કરાકર, કૌતુકકષિ આદિ સમાસો–જેમાનો એક તો એક આખી લીટી જેટલો લાંબો છે (પંક્તિ ૨૬મી); માતરિશ્વ, સ્વસુખ, વિષ્ણુપદ, શિખી, અંશુઃચાપ, વગેરે શબ્દો; અને એકાદ સ્થળે જરા ક્લિષ્ટ રચના; આવાં કારણોને લીધે આ કૃતિની ભાષાને અતિસંસ્કૃત કહેવી પડે છે.

રસધર, મેઘ, વર્ષા–વર્ષાઋતુ. વર્ષાદ જોરમાં પડે છે, પવન ખૂબ વાય છે, પછી બંને ધીમા પડે છે, અને પડેલા રસના સ્પર્શથી જ સૃષ્ટિની દરેક ચીજ પોતે કેટલી તો રસાળુ–સુંદર છે તે પાંચે ઇંદ્રિયો ઉપર ઠસાવવાને જાણે એક બીજી સાથે સરસાઈ કરી રહે છે.

વર્ષાદ થોભતાં, પવન મંદ પડતાં અને તડકો નીકળતાં પંખીઓ બ્હાર આવે છે, ઉડે છે, બેસે છે, સેમે છે, કલ્લોલ કરી મુકે છે. સ્વ–સુ–ખ, પોતાનું શોભીતું આકાશ. માતરિશ્વ, ધરતી માતાના શ્વાસરૂપ પવન. ઝાપટા રૂપી બાલક ધરતી રૂપ માતાને વળગવા ધાત્રી રૂપ આકાશની કેડ ઉપરથી સરી પડે છે ત્યાં તેને માતાનો અતિનિકટ સ્વજન વચ્ચેથી ઉપાડી લઇ તેને ઉછાળે છે, તેને ખેલવે છે, તેની સાથે તેની સામે હા હા હી હી કરે છે, વગેરે.

વિષ્ણુપદ, આકાશ. આકાશ પૃથ્વી પાતાલ ત્રણે "ત્રિ-ક્રમ" વામનાવતારનાં પગલાં, પણ તેમાં આકાશ એનું ખાસ. ગીત રાસ વગેરે વૃંદાવનમાં તો હોય, આ તો જાણે આખા આકાશને આ આનંદમત્ત પંખીઓએ વૃંદાવન બનાવી મુક્યું.

પંક્તિ ૯; પંક્તિ ૨૮; સ્નેહમુદ્રામાં "ને રુમઝુમ રુમઝુમ" અને "વધ્યો પ્રકાશ" છાપ્યું છે, તે બને ઠેકાણે ભૂલથી છાપ્યું છે. એકબે ઠેકાણે વિરામચિહ્નો પણ અહીં ફેરવ્યાં છે. અને અરે ૪૦ મી લીટીમા "–નિરખી લઇ લઈ–" એટલું ૮ માત્રાનું એકમ, નિરુપયોગી જણાતાં જાણીને કાઢી દીધું છે.

કૌતુકકાર્યે અદ્દભુત જણાઇ પોતા તઈં ખાસ આકર્ષતું. સ્નેહવિષ્ણુરૂપ૦ કૃષ્ણ=વિષ્ણુ =સ્નેહમૂર્તિ. સંસ્કૃત શૈલીના અંધભકનો સમાસાદિ વડે રચાતા ઉક્તિવૈચિત્ર્યને ભલે વખાણો; પણ જે ઉક્તિવૈચિત્ર્ય માત્ર વૈચિત્ર્ય, જે વડે અર્થલાભ કશો ય નહીં; સરલ અને સીધો અર્થ આડકતરી રીતે અને વધારે શબ્દો વડે અને ઓછા વપરાતા શબ્દો વડે જ કહેવાયો હોય એવું ઉક્તિવૈચિત્ર્ય ગુણ ગણાય ખરું વારુ? કૃષ્ણ ભગવાનના મુકુટમાંનો શિખીકલાપ (મોરપિચ્છસમૂહ): ઇંદ્રધનુ તે આ મોરપિચ્છની કમાન. ઇંદ્રધનુ શી અજબસુંદર ચીજ છે તે કહેવાને અજબ જેવું શબ્દબાહુલ્ય (verbosity) વાપરવું એ વર્ણનછટામાં અનુચિત તો નથી એમ ઉમેરવું પણ જોઇએ.

કરાકાર: કર (કિરણ)ના આકર, કિરણસંઘ. ક રા ક ર એ ચાર અક્ષરનું ચોસલું મ્હારા કાનને તો કર્કશ (cacophonous) લાગે છે. રતિ=રસ, વારિ. તેથી વિરુદ્ધ ગુણ વાળા સૂર્યકિરણ માટે તે "રતિમૂઢ." તથાપિ આ ક્ષણે તે પણ પોતાની પ્રકૃતિથી ઉલટું આચરી જલદના ઉદરમા-વર્ષાધારાના બિંદુ બિંદુમાં પેસી જાય છે અને આ અતિ સુંદર નવું રૂપ-મેઘકમાન-જન્મે છે. આ કમાન જન્મે છે તે રતિ-રસ-જલના ત્રિભુવનવિજયનો જ સાક્ષાત પુરાવો! આજે સહુ રંગ એકબીજા સાથે બહુ રતિ કરે છે, રંગો પણ એક બીજા સાથે "રંગે રમી રહ્યા છે." પુરાણોમાં સૂર્ય દેવના ઘોડાને સાત મુખ કલ્પ્યાં છે અને મેઘના જલકણોમાં પ્રતિબિંબ પામતો સૂર્યકિરણોનો પ્રકાશ પણ સાત રંગમાં પૃથક્કૃત થઈ જાય છે. એટલે હે મન, તું જો, તું જાણ, કે આ સાત રંગ તે જ સૂર્યના ઘોડાનાં સાત જુદાં જુદાં મુખ!

પણ એ સ્નેહમાન રતિ વધતાં—વર્ષાદ અને વાદળ ફરીને વધતા-પોતાનાં મૂળમાં પાછી ભળી ગઇ. કમાન દેખાઇ તે પણ રતિનો એક અવિર્ભાવ; કમાન દેખાતી બંધ થઇ ગઇ તે પણ રતિનો એક આવિર્ભાવ. વિશ્વ રતિના આવા એક એકથી સુંદરતર અસંખ્ય આવિર્ભાવોથી જ ભર્યું છે.

વર્ણવવાના બનાવોના વેગને પદ્યપ્રવાહનો વેગ ઝીલે છે અને પ્રતિબિંબે છે અને યથા યોગ્ય વધારે ઘટાડે છે. આખા આકાશમાં અને આખી દૃષ્ટિમર્યાદામાં મેઘ અને વાયુ અને સૂર્યની અન્યોન્ય કૃતિપ્રતિકૃતિઓ (actions and reactions) અને તેમાંથી તત્ક્ષણ પ્રતિફળતી વનસ્પતિસૃષ્ટિ પંખીસૃષ્ટિ આદિની પ્રવૃત્તિઓ, અથચ સર્વ જોનાર ઝીલનાર સહાનુભૂતિથી ઉકેલનાર સાક્ષી મગજની પોતાની દશાઓમા પલટા,-આ સર્વ વિરાટ ચિત્ર વાણીની પીછી પદ્યલયની મદદ વડે એવું તો આલ્હાદ ઉપજાવી આપે છે, કે એમાં દોષો છે (ઉપર સૂચવાઈ ગયા છે), એમાં રુચિભંગ થાય એવા અંશો પણ છે, તથાપિ સમગ્રે લેતાં આપણી કવિતાસમૃદ્ધિમાં વર્ષાઋતુનો અદ્દભુત સૌંદર્યનું એક ભવ્ય (અતિ વિશાલ અને સમર્થ) આલેખન ઉમેરાય છે. ક્રાંતિકારક મોટી વૃષ્ટિના વર્ણન માટે માત્રા મેળ કટાવબંધ વાપર્યો છે, તે પછીની ઉલ્લાસભરી સૌમ્યતાના વર્ણન માટે ઓછા વેગવાળો અને વધારે નિયમિત જગણી કટાવબંધ વાપર્યો છે, એ પદ્યપલટાનું મોહક ઔચિત્ય પણ આખું કાવ્ય ફરી ફરીને તપાસીને તથા તેના બે વિભાગને એકબીજા સાથે સરખાવી સરખાવીને જોઇ લેવું. અર્થપ્રવાહની સાથે શબ્દસમૂહ અને પદ્યના લયપ્રવાહનો મેળ, તે જ કવિતાનો "પ્રસાદ." અસાધારણ ચટકારી ઔચિત્ય તે પ્રસાદ. અને પ્રસાદથી આંખ ઠરે ત્યાં લગી કવિતાને જોયા કરે, જોયા જ કરે, તે જ કવિતા-અપ્સરાનો સાચો પ્રેમી.

# ધર્મરાજના પ્રશ્નો

( આ લેખના લેખક શ્રી ઉપેન્દ્રનાથ બંદ્યોપાધ્યાય બંગભંગ વખતે બંગાળમાં જે વિપ્લવવાદી ચળવળ ઊભી થઇ હતી તેના કર્તાહર્તામાંના એક છે. વિપ્લવવાદીઓનાં મુખપત્ર 'યુગાંતર'ના તંત્રીઓ ઉપરાછાપરી પકડાયા એટલે એ તંત્રીપદ એમને શિર પડેલું. એમની કલમ બહુ જ તેજ છતાં મધુર છે. માર્મિક હાસ્ય એ એમની શૈલીનું વિશિષ્ટ લક્ષણ છે. દશ વર્ષ આંદામાનની નર્કયાતના ભોગવી આવ્યા છતાં તેમના માર્મિક હાસ્યનો ઝરો લેશ પણ ક્ષીણ થયો નથી. તેમનું લખેલું જેલજીવન અને કાળાપાણીની કથાને પાને પાને તેમના સચોટ કટાક્ષો વાચકને હસાવે છે. આંદામાનથી આવ્યા પછી તેમની કલમ જંપી નથી. 'બિજળી' 'આત્મશક્તિ' 'અમૃત બઝાર પત્રિકા' વગેરે સામયિકોમાં તેઓ નિયમિત કે અવારનવાર લખતા જ રહ્યા છે. તેઓ સ્વતંત્ર વિચારક હોઇ તેમના લખાણોમાં જે વેગ છે, તેની વાચકના ઉપર અસર થયા વિના રહેતી નથી. તેમને અહિંસામાં બહુ શ્રદ્ધા નથી એ તો તેમના લખાણના નમુના તરીકે રજુ કરેલા આ લેખ ઉપરથી પણ જણાઇ આવશે. એમનો વધુ પરિચય એમના લેખોદ્વારા જ કરાવવા ધારણા રાખી છે.—અનુવાદક )

પેલે દહાડે સાંજે આકાશમાં જોઉં છું તો આકાશમાં જાણે કાળાં વાદળાંઓની ભરતી ઉભરાય છે. ગગનચારી દેવતાઓ પોતપોતાનાં ઘરમાં ભરાઇને આગળા વાસીને બેઠા છે; એક આગિયો સરખો ય ફરકતો નથી. ચારે કોર બધું શાંત શમશમાકાર છે. મને લાગ્યું કે આજે દેવલોકમાં કંઈ એક કાવતરું ચાલી રહ્યું છે. આકાશનાં આ અંધકારમય રૂપ તરફ મોં વકાસીને જોઈ રહ્યો હતો એવામાં પાણીનું એક મોટું ફોરું કોણ જાણે ક્યાંથી કૂદી આવીને મારે નાકે તિલક કરી ગયું. તે દિવસે સાંજ પહેલાં જ અફીણની સારી સરખી ગોળી ચઢાવી હતી. આવા ખરાબ વિનોદમાં ને વિનોદમાં રખેને નિશો ઊતરી જાય એ બીકે હું બારી બંધ કરી દેતો હતો એવામાં પહેલાં તો ટપટપ અને પછીથી ઝમ ઝમ કરતો વરસાદ શરૂ થયો.

એક તો હાથમાં કાંઈ કામકાજ નહિ, તેમાં વળી બ્રાહ્મણી પણ પીયર! એટલે ધર્મચર્ચાને માટે આ અવસર ઠીક છે એમ વિચારી દીવો જરા સંકોરી મહાભારત ખોળા પાસે ખેંચી લઇ બેઠો.

પુસ્તક ખોલીને જોઉં છું તો વનપર્વની મધ્યમાં મહારાજ યુધિષ્ઠિર ભારે વિપદમાં આવી પડ્યા છે. ધર્મરાજ યક્ષ રૂપ ધારણ કરીને પ્રશ્ન ઉપર પ્રશ્ન પૂછીને બીચારાને અકળાવી રહ્યા છે. યુધિષ્ઠિરની ત્યારે તરસથી છાતી ફાટી જતી હતી, શાસ્ત્રચર્ચા કરવા જેવી મનઃસ્થિતિ તેમની લગારે ય નહોતી: પણ કરે શું! સરોવરને કિનારે જે જોયું તેથી તો તેમની આંખો જ ફાટી ગઇ! જે વૃકોદરના ગર્જનથી પહાડ કંપી ઊઠતા તેના મોંમાંથી જરા હુંકાર પણ નીકળતો નથી. તેઓ તો પોતાની ભારો ભારો મૂછ ઉપર કાદવ લપેડીને સરોવરને કાંઠે મોં ચઢાવીને પડ્યા હતા. સવ્યસાચી અર્જુનના હાથમાંથી ગાંડીવ એકદમ છટકી ગયું હતું. વૃષભધ્વજ પાશુપત અસ્ત્ર ઉપર એક મોટો દેડકો પૂર આરામથી બેસીને આંખો મીંચી સંગીત આલાપી રહ્યો હતો. નકુલ સહદેવના આવાં ખીલતાં ફૂલ જેવાં મોં બિલકુલ કરમાઈ

ગયા હતા. યુધાધરના પ્રાણ ભ્રાતૃસ્નેહથી રોઈ ઊઠયા! ધર્મરાજની પરીક્ષામાં નાપાસ થઈ ગયા એટલે શું આવા શૂરવીરના જેવા ભાઈઓને જીવથી મારી નાખવા!

સહાનુભૂતિથી ફૂલાઇને મારાં હૃદયે ફોસ કરીને જેવો એક દીર્ઘ નિશ્વાસ મેલ્યો કે તરત જ દીવો પણ હોલવાઈ ગયો. શૂન્ય શૈયામા સૂવા જવાને પણ મન સાંભાય એમ નહોતું; વળી મન પણ ધર્મરાજના અવિચારથી જરા ખાટું થઇ ગયું હતું, એટલે ચૂપચાપ ત્યાં જ બેસી રહ્યો.

એકાએક મને થયું કે મારી પીઠ ઉપર જાણે ફડાક કરતીકને ચાબુક પડી, અને કોઇ જાણે ચોટલી પકડી તાણી તાણીને મારા શરીરમાથી મહા પ્રાણીને બહાર કાઢવાનો પ્રયત્ન કરે છે! હું બૂમ પાડવા ગયો; પણ મોમાથી કશો અવાજ જ નીકળ્યો નહિ. મારું તો ભયથી શરીર ઠંડુંગાર બની ગયું. હુ તો મનમા ને મનમાં વિચાર કરું,–“ આ વળી કોને પલ્લે પડયો ?” એવામા અવાજ આવ્યો,–“ ગભરાઈશ નહિ, ગભરાઈશ નહિ; તું મારો જ વિચાર કરતો હતો એટલે જરા તારી સાથે મુલાકાત કરવા આવ્યો છું. તું યુધિષ્ઠિરના ભાઇઓની ચિંતા કરી કરીને હેરાન થતો હતો પણ મેં તો એ પ્રશ્નો ઘણાયને પૂછ્યા છે અને જેઓ સાચો ઉત્તર દઈ શકયા નથી તેઓની બધાની જ સરખી દશા થઈ છે.”

ત્યારે મને ભાન આવ્યું; હું સમજ્યો કે આ જ ત્યારે તો ધર્મરાજ. જરા હિમ્મત લાવીને મેં પૂછ્યું,–“ પણ ધર્મરાજ, શાસ્ત્રમા તો એ વાત લખી નથી.” ધર્મરાજ જરા હસીને બોલ્યા,–“ લખી તો છે; પણ એ બધાં શાસ્ત્રો સંસ્કૃતમા લખેલાં નથી એટલે તમે લોકો માનતા નથી. હું સંસ્કૃત સિવાય બીજી ભાષા પણ જાણું છું એ વાતનો સ્વીકાર કરે તો શાસ્ત્રોનો વેપાર કરનારાઓનો ધંધો બંધ પડી જાય! વળી તે સિવાય બીજી એક વાત એમ છે કે હું બહુરૂપી છું, એટલે લોકો મને હમેશાં ઓળખી શકતા નથી.”

“ ઓહ! એમ કે ? હું તો માનતો હતો કે આપ માત્ર આખલા રૂપે બુઢ્ઢા શિવને ખેંચતા ફર્યા કરો છો, અને કોઇ વાર વળી બગરૂપ ધરીને તળાવને કાઠે એક પગે ઊભા રહીને ધ્યાન ધરો છો.”

ધર્મરાજ મારી ચોટલીને એક આચકો મારી બોલ્યા,—“ આટલી બધી અક્કલ ન હોત તો તમે લોકો આમ જહાન્નમમા શાના જાત! આ પેલે દહાડે શૂદ્ર રૂપ ધરીને મેં રશિયાના ઝારને એ પ્રશ્નો પૂછ્યા હતા એ તમો સમજી શકયા લાગતા નથી ?”

મારું તો ભયથી મોઢું જ ફાટી ગયું. ધર્મરાજ ઘરડે ઘડપણ બોલ્શેવિક બની જઈને દેશેદેશમાં રક્તગંગા વહેવડાવતા ફરે છે એ વાતમા મને બ્રાહ્મણના દીકરાને શી રીતે વિશ્વાસ બેસે, બોલો ? પણ કંઈ પણ બોલવાની હિંમત ચાલી નહિ. ત્યારે પણ મારી ચોટલી તેમના હાથમાં હતી! પણ ધર્મરાજ અંતર્યામી ખરાને, એટલે ચટ દઈને મારા મનનો ભાવ સમજી લઈને બોલ્યા,–“ હું બોલ્શેવિક ફોલ્શેવિક કશું જ થયો નથી. એ તો મારુ યુરોપમાં આ યુગનું રૂપ માત્ર છે. એવો પણ દિવસ આવશે જ્યારે બોલ્શેવિકોને પણ વળી એ જ પ્રશ્નો પૂછીશ.”

ધર્મરાજનો કાર્યક્રમ હું બરાબર સમજી શકયો નહિ. બોલ્શેવિકોના વિચારથી મારા પેટમા તો ભારે ફાળ પડી હતી. શાંત, દાંત, સાત્વિક ભારતમા એ વળી શું ? મેં સવિનય નિવેદન કર્યું,—“ મહારાજ, પરંતુ આપની પૂજામાં આટઆટલું લોહી રેડાયું એ શું સારું થયું ?”

ધર્મરાજ મારી ચોટલીને બીજો એક જબરો આચકો મારી બોલ્યા,—" બાપુ, તમારા દેશનાં ભાત કેળાં ઉપર જ જો મારે જીવવાનું હોત, તો તો ભગવાને મને અમર સરજ્યો હોવા છતાં આજ ક્યારનુંય મારે મરીને ભૂત થઈ જવું પડ્યું હોત. તમો મારા બકરૂપને જ ઓળખો છો એટલે બધા બગભગત બનીને મૂઠી ચોખા ઉપર ફૂલ ચઢાવીને જ કામ પતાવવા માગો છો. પણ હું મારું લેણું વ્યાજ સહિત લેવામાં ચૂકું એમ નથી. તમને મરતાં બીક લાગે માટે મને થોડી જ મારતા બીક લાગવાની હતી. ઇન્ફ્લુએન્ઝા, મેલેરિયા, કોલેરા ઇત્યાદિથી મારું પોષણ થઈ રહે છે."

મને આનો બરાબર ઉત્તર શોધ્યો જડતો નહોતો, એટલે ધર્મરાજને જરા શ્લેષ કરીને કહ્યું,—" જી, હું ભૂલી ગયો હતો કે આપ દેવતાઓના ન્યાયાધીશ પણ છો અને જલ્લાદ પણ છો !"

પણ ધર્મરાજ કંઈ શરમાય એવી મૂર્તિ નથી. તેમણે અમ્લાન વદને કહ્યું,—" જો એ વ્યવસ્થા કંઈ છેક જ ખરાબ છે એમ નથી. તમારા દેશમાં જજ સાહેબોને જ જો જલ્લાદનું કામ કરવું પડતું હોત તો આજ કરતા તેઓ વધુ સારો ન્યાય તોળત."

Executive અથવા શાસનવિભાગ અને Judicial અથવા ન્યાયવિભાગના ગોટાળામાં ઊંડા ઊતરવામાં કાંઈ લાભ નથી એ જોઈને મેં વાત બદલી નાખી અને પૂછ્યું,—" પ્રભુપાદ ! યુધિષ્ઠિર મહારાજની સાથે મુલાકાત થયા પછી અમારા દેશમાં ફરી આપ આવ્યા નહોતા ?"

ધર્મરાજ બોલ્યા,—" જો, કૃષ્ણાવતારમાં ભગવાન જ્યારે ક્ષત્રિયકુળને તદ્દન નિર્મૂલ કરી ગયા ત્યારે બીજું તો શું પણ મારા મનમાં પણ જરા દુઃખ થયું હતું. કુરુકુળ અને યદુકુળ ગમે તેવાં પાજી હતાં તોપણ તમારી માફક આવાં નમાલાં નહોતાં. જરા ભાંગનો નિશો કરતાં પણ તે ભલે કરતાં; તેમનાં લિવર બિવર એટલાં જલદી પાકી જતાં નહોતાં. આમ છતાં ભગવાને પોતાને જ હાથે જ્યારે તેમને માર્યાં ત્યારે આપણાથી કાંઈ બોલાય એમ રહ્યું નહિ."

આમ કહીને ધર્મરાજે એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો. થોડી વાર શાંત રહી ફરી બોલ્યા,—" જો, ત્યારથી મનના પરિતાપને લીધે ઘણા દિવસ સુધી હું ભારતવર્ષમાં આવ્યો નહોતો. ત્યારપછી જ્યારે હું આવ્યો ત્યારે તો તે રામ પણ નહોતા અને તે અયોધ્યા પણ નહોતી. બધુંય બદલાઈ ગયું હતું. મહાનંદ નામનો એક ઘરડો મડાંખાઉ રાજા મગધનાં સિંહાસન ઉપર બેઠો બેઠો અજીર્ણ ખાઈને ઝોકાં ખાતો હતો, અને રાજપ્રસાદસેવી બ્રાહ્મણો ખૂબ ચોટલી હલાવી હલાવીને યજ્ઞની ભસ્મમાં ઘી રેડતા હતા અને મહારાજની સ્તુતિ કરતા-હતા. બધાની ચોટલી ખેંચી ખેંચીને મેં તપાસી—બધી પારકા બાલની બનાવટી ચોટલીઓ હતી ! આંચકો મારતાં જ નીકળી આવી ! ! માત્ર એક જ ચોટલી ખેંચી જોતાં લાગ્યું કે ના, આનું નામ તે ચોટલી; એકદમ મગજમાંથી જ ન ઊગી નીકળી હોય! તે ચોટલીધારીને મેં પૂછ્યું,—" પંડિતજીનું નામ ? " બ્રાહ્મણ મને પગથી માથા સુધી તીવ્ર દૃષ્ટિએ નિહાળીને બોલ્યા,—" કૌટિલ્ય." તેવી દૃષ્ટિ મેં ભારતવર્ષમાં બહુ જોઈ હોય એવું યાદ નથી. એનું નામ તે માણસ! નમસ્કાર કરીને મેં તેમને પૂછ્યું,—" કેમ, પંડિતજી, શા ખબર છે ?"

કૌટિલ્યે કહ્યું,—" જેઓ ક્ષત્રિયત્વ ગુમાવીને પણ પોતાને ક્ષત્રિય તરીકે ઓળખાવે છે તેઓ જ આજકાલ ભારતના રાજા છે. "

મેં કહ્યું,—" એમ, કેવું આશ્ચર્ય ! "

કૌટિલ્ય ભારે ચાલાક. મને ઓળખી ગયા, અને બોલ્યા—" આશ્ચર્ય તે કેવું ! જેમની ચારે કોર અગ્નિ સળગી ઊઠ્યો છે, સિંહાસન જેમના ડોલી રહ્યાં છે, તેઓ પણ માને છે કે અનંતકાળ સુધી રાજ કરીશું ? "

મેં પૂછ્યું,—" ત્યારે આ રાજ્યમા સુખી કોણ ? "

કૌટિલ્યે જરા હસીને જવાબ દીધો,—" જેઓ પારકાના અનુગ્રહ ઉપર આધાર રાખ્યા વિના પોતાને હાથે જ નિપજાવી શકે તેઓ જ સુખી. "

પછી મેં છેલ્લો પ્રશ્ન પૂછ્યો,—" તેનો માર્ગ શો ? "

કૌટિલ્ય પણ જરા વિચારમાં પડી ગયા. આખરે બોલ્યા,—" જુવો, મેં બહુ વિચાર કરી જોયો છે. નાનાં નાના રાજારજવાડાઓથી એ કામ થવાનું નથી. જેમનો શૂદ્ર કહીને રાજાઓએ ત્યાગ કર્યો છે, બ્રાહ્મણો જેમનો પડછાયો પણ સહી શકતા નથી, તે શૂદ્રોને જ હું રાજા બનાવીશ, ક્ષત્રિયોના સિંહાસન ઉપર બેસાડીશ. દેશનો ઉદ્ધાર કરવાનો એ જ એક માર્ગ છે. "

તે દિવસે આ શબ્દો સાંભળીને દેવતાઓ પણ બોલી ઊઠયા હતા,—" ધન્ય, કૌટિલ્ય ધન્ય ! "

કૌટિલ્યને આશીર્વાદ આપી પાછો ફર્યો. મેં જોયું કે ભારતવર્ષમાં તે વખતે પણ બ્રાહ્મણોની ખોટ નહોતી.

ત્યાર પછી લાબે કાળે પાછો જ્યારે ચરણરજ દેવાને આવ્યો ત્યારે મેં જોયું તો ભારતના દરવાજા ઉપર દોઢ હાથ લાંબી દાઢીવાળો મહમ્મદ ઘોરી ડોકિયા કરતો હતો. આ તરફ આવીને જોઉં છું તો રજપૂતો ખૂબ મોટી મોટી પાઘડીઓ બાધી, કપાળે સિંદુરના ચાંલ્લા કરી, ધૂમ ધડાકા કરી કૂદાકૂદ કરતા ફરતા હતા. મેં ધાર્યું કે લડાઈની તૈયારી થતી હશે. જયચંદના રાજદરબારમા જઈને મેં પૂછ્યું,–" કેમ મહારાજ, ખબર શી છે ? "

જયચંદ્રે કહ્યું,—" મારી પુત્રીનો સ્વયંવર થવાનો છે. "

મેં કહ્યું,—" સારું સારું; તો તો પછી આપના જેવો સુખી બીજો કોણ ! ! "

જયચંદ્ર બોલ્યો,—" જી હા, ખાસ કરીને પૃથ્વીરાજનું આવું અપમાન કરી શકયો એથી જ હું સુખી છું. "

" અપમાન કરવાનો ઉપાય શો ? "

" પણે જુવોને, પૃથ્વીરાજની મૂર્તિ બનાવી દરવાજા આગળ દરવાન તરીકે ગોઠવી દીધી છે. "

મને ખરાબર સમજાયુ કે ભારતનું આકાશ અંધકારથી છવાઈ રહ્યું છે. મને લોકો નિર્દય કહે છે, પરંતુ આ ભ્રાતૃદ્રોહનાં ભાવી પરિણામનો વિચાર કરતાં તે દિવસે મારી યે આંખમાં આંસુ આવ્યાં હતાં.

ધર્મરાજ અત્યાર સુધી એકકે સુરે બકયે જ જતા હતા. અહીં જરા પ્રસંગ મળતાં મેં પૂછ્યું—" ચોથો પ્રશ્ન કાંઈ પૂછ્યો નહિ ? "

ધર્મરાજ બોલ્યા,—" તે ક્યાં પૂછવો પડે એમ રહ્યું જ હતું ? ભગવાન જેને મારે છે તેને કેવી રીતે આધળો કરી મૂકે છે તે હું બરાબર સ્પષ્ટ રીતે જોઈ શક્યો. એના કરતાં વળી બીજું આશ્ચર્ય શું ?"

" મોગલ બાદશાહોના વખતમા કદી આવ્યા હતા કે ? "

" એક વાર આવ્યો હતો. ઔરંગઝેબ ત્યારે બુઢ્ઢા બાપના મૃત્યુની કામના કરતો કરતો દક્ષિણથી ઉત્તર તરફ આગળ વધતો હતો. 'હજરતજી 'ની ધાર્મિકતા જોઈને જ હું સમજી ગયો કે મોગલ બાદશાહના તખ્તને ઉધઈ લાગી ચૂકી છે.-તેમને પછી કોઈ પણ પ્રશ્ન પૂછવાની મને જરૂર જ લાગી નહિ. ત્યારે મોગલ દરબારમા એક મરાઠા યુવકની વાત જરા સાભળવામાં આવતી હતી. મને પણ થયું કે ભાઈસાહેબને એક વાર જોતો જાઉં. સહ્યાદ્રિની તળેટીમા આવીને જોયું તો એક ઊંચા બાંધાનો, વીરનાં લક્ષણવાળો, ઊંચા કપાળવાળો, ગૌરવર્ણ પુરુષ કલ્પનાને જોરે ભવિષ્યનું ભારત ઘડી રહ્યો હતો. અને મહાશક્તિ તેની મારફતે સમગ્ર મહારાષ્ટ્રને સંજીવિત કરી રહ્યાં હતા. હું સમજી ગયો કે આ જ શિવાજી. ઘણે દિવસે એક સાચા પુરુષને જોઇ મને પણ આનંદ થયો. મેં આશીર્વાદ આપીને તેને મારા ચાર પ્રશ્નો પૂછ્યા. શિવાજીએ કહ્યું,—" મહારાજ, મુઠ્ઠીભર તુર્કોએ આવીને ભારતની ક્ષત્રિયશક્તિને પદાવનત કરી રાખી છે-એ ખબર. જેમને જોરે તુર્કો સિંહાસન ઉપર બેઠા છે તેઓને સ્વપ્ને પણ ખ્યાલ નથી કે સંઘબદ્ધ થાય તો તેઓ જ દેશના અધીશ્વર થઈ શકે-એના કરતાં વળી બીજું આશ્ચર્ય કયું ? આ મોહ જે ભાંગી શકે તે જ સુખી. હું મહારાષ્ટ્રની શક્તિ જાગ્રત કરીને તેમને સમસ્ત ભારતના માલિક બનાવીશ-એ મારો માર્ગ.

આટલું કહીને ધર્મરાજ ઘણીવાર સુધી મૂગા રહ્યા. આખરે મેં પૂછ્યું,–" શિવાજીની સાથે બીજી કશી વાત ન થઈ ? "

ધર્મરાજે કહ્યું,–" ના' મને જે બીક હતી તે જ સાચી નીવડી."

" માર્ગની વાત સાંભળતા જ મારા મનમા વહેમ પેઠો હતો કે મરાઠાનું રાજ્ય સ્થપાશે પણ ટકશે નહિ. મરાઠાની તલવાર વીજળીની માફક એકવાર બધાની આંખને ઝાંખ લગાડી ફરી અંધકારમા ડૂબી જશે. જોતો નથી, આજ સુધી સારા ભારત ઉપર પ્રભુતા કરવાનો લોભ મરાઠાઓના મનમાથી ગયો નથી તે ? "

" ત્યાર પછી આ દેશમા આવ્યા નહિ હો ? "

" ના. હમણાં યે આવત નહિ. પણ ચિત્રગુપ્તે ચોપડા તપાસી હિસાબ કરીને કહ્યું કે ભારતવર્ષના પ્રાયશ્ચિત્તના દિવસો પૂરા થવા આવ્યા છે એટલે જરા તમારી ખબર લેવા આવ્યો છું. વારું. તું જ મારા પ્રશ્નોના જવાબ આપ જોઉં. કહે જોઉં, હમણા ખબર શી છે ? "

ભયથી મારા તો હાથ પગ પેટમાં પેસી ગયા. મેં કહ્યું,–" માફ કરો, ધર્મરાજ; હું રાજા મહારાજા નથી; તેમ જ રિફોર્મ બિલના પ્રસાદથી મારે પ્રધાન થઈ જવાની પણ કોઈ સંભાવના નથી. હું તો બિલકુલ ગરીબ બ્રાહ્મણ છું. આખરે આપની પરીક્ષામા નાપાસ થઈ આ ઘરડેઘડપણ બ્રાહ્મણીને અનાથ કરું ત્યારે કે ? "

ધર્મરાજ હસીને બોલ્યા,–" તમે લોકો તે કાંઈ જીવો છો તે-તમને મારું ? "

ત્યારે જરા હિંમત લાવી હું બોલ્યા–" હા, એ તો છે જ, અને તમો જ્યારે છોડવાના છો જ નહિ ત્યારે મારી વિદ્યા પણ સાંભળતા જાવ. આ દેશની મુખ્ય ખબર એ છે કે મોટા મોટા લોકો કહે છે કે સભાઓમા ઊભા રહીને સુંદર અંગ્રેજીમાં ભાષણો કરવાથી જ અનાજના અને કાપડના ભાવ એકદમ ઊતરી જશે, છોકરાંના તલ્લીના રોગ મટી જશે, કાળા અને ગોરા એક બીજાને ગળે વળગી નાચશે; મેલેરિયા, ઈન્ફ્લુએન્ઝા વગેરે આધિવ્યાધિ પણ દૂર થઇ જશે· ટૂંકમાં ભારતમા સત્યયુગ આવશે."

ધર્મરાજ ખૂબ ખુશ થઈને બોલ્યા,–" શાબાશ, શાબાશ ! હવે બીજા પ્રશ્નનો ઉત્તર આપ–સુખી કોણ ?"

મેં કહ્યું,–" મહારાજ, એનો જવાબ બહુ સહેલો છે. આ દેશમાં સુખી માત્ર મારવાડી અને મોડરેટ."

ત્યારે ત્રીજો પ્રશ્ન આવ્યો,–" આશ્ચર્ય શું ?"

" અમો આવી અક્કલે પણ હજી જીવીએ છીએ એ જ મને તો સૌથી મોટું આશ્ચર્ય લાગે છે."

ધર્મરાજે સંપૂર્ણ સમતિ દર્શાવી માથુ હલાવી પૂછ્યું,–" વારું, હવે માર્ગ શો ?"

હું ધર્મરાજને પગે બાઝી પડી બોલ્યો,–" મહારાજ, એટલું મને માફ કરો. માર્ગ બતાવવા જતાં શું નું શું બોલી જવાશે. હવે મારાથી આટલી ઉમ્મરે માર નહિ ખવાય. મારે તો રામ મારે તો ય મરવાનું છે, રાવણ મારે તો ય મરવાનું છે. જવાબ નહિ દઉં તો તમારે હાથે મરીશ. અને જો જવાબ દઇશ તો કાલે જ મને—"

" હા· હાઃ હા· " કરીને વિરાટ હાસ્ય કરી ધર્મરાજે મારી ચોટલી છોડી દીધી. છોડી દેતા જ દક કરતુંકને ટેબલ ઉપર મારું માથું ઠોકાયું.

× × ×

" હાઃ હાઃ હાઃ"

જોઉં છુ તો મારો છોકરો સામે ઊભો રહીને હા હા કરીને હસે છે.

" બાપા, અત્યારમા જ બેઠા બેઠા ઊંઘો છો ? ખાવું નથી ?"

" ખાવાની વાત કોણ કરે છે ? ધર્મરાજ ચાલ્યા ગયા ?"

" તે વળી કોણ ? "

" આ અત્યાર સુધી મારી ચોટલી પકડીને બેઠા હતા તે–" કહીને ઊઠવા જાઉં છું. તો માલુમ પડ્યું કે ગૃહિણી જે દોરી ઉપર અંગૂછો ટાંગી મૂકતા હતાં તે દોરી દિવાલ ઉપર ઝૂલતી હતી અને તેનો એક છેડો મારી ચોટલી સાથે ગૂંચવાઈ ગયો હતો.

ઉપેન્દ્રનાથ બંદ્યોપાધ્યાય

# ગુજરાતી સાહિત્યપરિષદ અને સાહિત્યવિષયક સ્નેહસંમેલનો માટે આશયપોષક બંધારણની આવશ્યકતા

## ૧ ચેતવણી

પાંચપચીશ માણસોનો સહકાર કંઈ ને કંઈ બંધારણને માગી જ લે છે. એક જ રસ્તા ઉપર બાલકો, સ્ત્રીપુરુષો, ભાર ઉપાડીને જતાં મજૂર, ગાડાં ઢોર ઘોડા હાથી સવારો, ગાડીઓ સાઈકલો મોટરો વરઘોડા આદિ એક જ વખતે ચાલવાના હોય, તો સૌએ વત્તાઓછા નિયમ પાળવા જ પડે, એ દેખીતું છે. એક છાપરાં તળે પાંચ પંદર ન્હાનાં મ્હોટાં સાજાં માંદાં માણસ પોતપોતાના કામકાજ હાસ્યવિનોદ જમણનિદ્રા આદિ કરે, તે દરેક માણસ કંઈ ને કંઈ નિયમો પાળે તો જ બની શકે.

કેટલાંક બંધારણ તો ઉપલી કોઇ સત્તા નક્કી કરે છે અને પળાવે છે, તેવા દાખલામા એ બધારણમાં શા શા નિયમો છે તેટલું જ દરેકને જાણવું પડે છે. ઘણાખરા બંધારણ બંધાઈ સ્વીકારાઇ ગયા હોય અને ઠીક પળાતાં હોય, તે સહકારમાં સામેલ થનાર નવી વ્યક્તિએ દેખાદેખી અને થોડીઘણી પૂછપરછ અને કંઈક શોધખોળ વડે જાણી લેવાં પડે છે. આવા દાખલામાં નવી વ્યક્તિઓને વિશેષ તસ્દી પડતી નથી. પણ બંધારણ નવેસર યોજવાનું અને વગર-જોહુકમીએ સૌના બુદ્ધિને અનુકૂલ કરી લેઇને દાખલ કરવાનું એટલે પળાતું કરવાનુ હોય, ત્યારે જીવનની એ પ્રવૃત્તિમાં જોડાવાને આવતી દરેક વ્યક્તિને તેને લગતુ બંધારણ ચર્ચવા ઘડવા અને પળાતું કરાવવામાં પણ વત્તોઓછો ફાળો આપવો પડે. આવી ઘડભાગમા સક્રિય ભાગ લેવા ન ઇચ્છે એવી વ્યક્તિઓએ પણ ઓછામાં ઓછું આટલું તો જોવું જ પડે, જે આ પ્રવૃત્તિમાં આગેવાન વ્યક્તિઓ હોય છે, તે બે કે વધુ પક્ષોમાં વ્હેંચાયલી દેખાય તો દરેક પક્ષની મુખ્ય જિકર શી શી છે, અને પોતે પોતાનો ટેકો કયા પક્ષને તથા તેમાં કયા આગેવાનોને આપવો, એટલુ તો એણે જાતેજ નક્કી કરી લેવું પડે છે. વળી બધારણપ્રવૃત્તિ ચાલી રહી હોય, એનો અંત હજી આવેલો ન હોય, ત્યાં લગી એણે પોતાને સુપાત્ર જણાતા પક્ષ અને આગેવાનોને એક સરખો ટેકો પણ આપ્યા કરવો પડે. સહકારી પ્રવૃત્તિએ અને સ્વતંત્ર પ્રજાકીય મથને જ સાહિત્યની અભિવૃદ્ધિ અને સાહિત્યનો પ્રસાર ઇચ્છવો તો ખરો, પરંતુ બંધારણના પ્રશ્નથી સુગાવું, તેની ગુંચવણોથી હારી જવું, તે સમજવાના પણ અખાડા કરવા, મત આપતા આવું મન તો ફલાણા પક્ષના લાભમાં ઉતરશે એટલું પણ ન જોવું, જુદા જુદા ઠરાવો ઉપર, જુદે જુદે પ્રસંગે, અને ચુંટણીઓમાં મત આપતાં મનસ્વીપણે વર્તવું, એમ જ પરિષદમાં રસ લેનારાનો મોટો ભાગ વર્તશે; ઝટ નિકાલ કરો, ઝટ અંત આણો, કે પછી આપણે સાચુ કામ લઇ બેસિયે, આ વ્યર્થ પીંજણ અને ઝઘડા પતાવો, ગમે તેવો ગોળોપોળો વાળા દઇને

પણ ખુદાની ખાતર પતાવો, એ જ વલણ ગુજરાતી સાહિત્યમાં રસ લેનાર વર્તમાનપત્રો અને વ્યક્તિઓનો મોટો ભાગ પોતાના પૂરતાં બળથી આગળ કરશે, તો તો સારું બંધારણ –આશયોની સિદ્ધિ થવાની આશા પડે એવુ બંધારણ, બંધાવાનું જ નથી.

## ૨—વસ્તુસ્થિતિ

હાલ એક બંધારણ છે. પણ તે સારુ નથી એટલું જ નહીં પણ એટલું તો નઠારું છે કે આપણું પ્રથમ કાર્ય તેને તોડવાનું છે. આ મત હું મુંબાઇની પરિષદમાં એ બધારણને જનતા પણ સ્વીકારે છે એવો ખેલ ખેલવામાં આવ્યો, તે ક્ષણથી વારંવાર જાહેર કરતો આવ્યો છું.

મુંબાઇ પરિષદે પરિષદપ્રવૃત્તિને માથે મારેલા એ દુષ્ટ બંધારણના ગંભીર દોષો ગણાવ્યાઃ–

(૧) એ બંધારણ પરિષદ અને પરિષદપ્રવૃત્તિને છેક નબળી અને અપંગ બનાવી દે છે.

(૨) એ બંધારણ પરિષદપ્રવૃત્તિ વડે જ મળતી અને પરિષદના આશયો માટે જ વાપરવાની મિલકત પરિષદના હાથમાથી લઇ લેઇને પરિષદમંડળ નામે નવી સંસ્થાને આપી દે છે.

(૩) એ બંધારણ એ નવી સંસ્થાને કાયદાની રૂએ આપી શકાય તે તમામ સત્તાઓ ઉપલી મિલકતને લગતી તેમ પરિષદપ્રવૃત્તિ માટેની તમામ, એ નવી સંસ્થાને જ આપી દે છે.

(૪) એ બંધારણ પરિષદમંડલના સભ્યોની સામાન્ય સભા અને તેની મધ્યસ્થ સમિતિને પણ શોભાનાં પૂતળાં જ બનાવી દઈ, પરિષદમડળની કાર્યવાહક સમિતિ તે જ પરિષદમંડળ એ જ અર્થ નીકળે, બીજો ન જ થઈ શકે, એવી સખ્ત અને મુત્સદ્દી કલમબંધી વડે મંડળની બધી સત્તા આ કાર્યવાહક સમિતિના ચરણકમલ આગળ જ ઠાલવી દે છે.

(૫) એ બંધારણ પ્રમાણે આ કાર્યવાહક સમિતિ અત્યંત સંકુચિત ટોળકી થઈ જાય છે. નિત્ય વ્યવહારમા ઉપપ્રમુખ અને તેને અનુકૂળ એક મંત્રી એ બેના જ હાથમાં બધો યે વહીવટ આવી રહે છે. તેમના કામકાજ ઉપર મંડળ કે તેની કોઇ સંસ્થાનો કે પરિષદનો કશો યે અંકુશ બંધારણમા નથી. વળી આવી અતિસંકુચિત ટોળકી જ મોખરે અને કર્તાહર્તા ભર્તાને સ્થાને દેખાયા કરે, ત્યાં પરિષદપ્રવૃત્તિ જેવી પ્રજાકીય પ્રવૃત્તિને માથે તો હિમ પડે, અને પરિષદપ્રવૃત્તિ નબળી પડતાં પરિષદમંડળ પણ ઉત્તરોત્તર નબળું પડે જ.

(૬) એ બધારણ ચુંટણીપદ્ધતિનો ઉપયોગ કરે તો છે, પણ તે છેક જ અપ્રશસ્ત રીતે. દરેક વર્ગનું દરેક જાતનું પ્રતિનિધિત્વ આણીને સંસ્થાને પ્રજાકીય બનાવીયે છે, એવા દેખાડા તળે, અનેક ન્હાના ન્હાના જૂથ પાડી નાખીને તેમાં જ ચુંટણી થતી હોવાથી; વળી મતદારો ( એક સ્થળે ભેગા થઇ ઉમેદવારોના જાહેર મુકાબલા પછી ચુંટણી કરે તેને બદલે ) ટપાલમાં મતપત્રિકાઓ નાખીને જ ચુંટણી કરતા હોવાથી, સ્વતંત્ર વજનદાર માણસો ઉમેદવાર તરીકે બ્હાર પડે અને એવા ઉમેદવારો ચુંટાય, એ લગભગ અસંભવિત બની જાય એવું આ બંધારણ છે.

(૭) અને વળી એ બંધારણ, પરિષદને નબળુ પાડતુ હોઇને તેને અતિ ટુંકે ટુંકે અંતરે ભેળવવાનું રાખી, પ્રજાકીય પ્રવૃત્તિને જોહુકમી ફરમાન છુટે તે પ્રમાણે તે સમયે અને તે સ્થળે બોલાવી બોલાવીને આખી પ્રવૃત્તિમાથી સ્વેચ્છાપુષ્ટ સજીવનતાને ઉડાડી દે એવું વિષસંચારક અને ઘાતક છે. મુબાઇ પરિષદ વિષે મેં તત્ક્ષણે કહ્યું હતું.—"પરિષદમાંથી પ્રસવેલું આ પરિષદ મંડલ-બાળક, ધાવણો નંદકુંવર યશોદા પ્રતિ વર્તે એમ નથી

વર્તતું, પૂતના તરફ વર્ત્યો હતો તેમ જ વર્તે છે." ઈ૦ સ૦ ૧૯૨૬ ના એપ્રીલમા વાપરેલું એ રૂપક સાડા ત્રણ વર્ષના એ બંધારણના અનુભવ પછી આજે નવેંબર ૧૯૨૯ માં મ્હને તો જરા યે વધારે પડતું નથી લાગતું.

### ૩—બંધારણ સુધારણાસમિતિ અને આવતી પરિષદની તારીખ

નડિયાદ પરિષદે બંધારણ સુધારણા સમિતિ નીમી, પણ તેને મંત્રી નીમી આપ્યો નહીં અને પ્રમુખે કે સમિતિએ પોતે મંત્રી નીમી લીધેલો જાણવામાં નથી. વગર મંત્રીએ કામ શી રીતે ચાલે વારુ? સમિતિની છેલ્લી બેઠક મુંબાઈમાં મળેલી, ત્યારે એક સભ્યે આખો ખરડો રજુ કરવાનું માથે લીધું, અને પછી તે મુજબ એમણે ખરડો અને તેમા કલમ રૂપે વ્યવસ્થિત સાંકળેલા સિદ્ધાંતોની ટુંકી યાદી બંને મોકલી આપ્યાં, પરન્તુ એ ટુંકી યાદીની પણ જોઈતી નકલો કરે કે કરાવે કોણ? મંડળમંત્રી થયા એ હોદ્દાની રૂએ પરિષદમંત્રીનું પદ પણ અપનાવવાને તૈયાર હતા, તેમાંના કોઈએ પણ આ પરિષદમંત્રીનું સેવાકૃત્ય કર્યું કરાવ્યું હોત, તો?—તો આખરે એ ટુંકી યાદીની નકલો એક સોલિસિટરની ઑફિસમા થઈ, એ લ્હાવો બંધારણસુધારણાકમિટિને ક્યાથી મળત વારુ? એ નકલો સભ્યોમા વ્હેંચાઈ ગઈ છે અને આખો ખરડો પણ છપાય છે ખરો, એટલે મ્હોટા ખાતાંઓની તુમારિયા પદ્ધતિએ વ્હેલો મોડો પણ સભ્યો અને બીજાઓના હાથમા આવશે ખરો.

આવા સંજોગોમા એક બાજુ દો હફ્તે કા આધા કોસને વેગે પ્રગતિ થઇ રહી છે, ત્યારે બીજી બાજુ વર્તમાનપત્રોમા અને બીજેથી નડિયાદને આવતી પરિષદ ભરવાની તૈયારીઓ કરવા માટે દબાણ કરવામાં આવે, એને તગાદા કહેવા કે કયુ નામ આપવું વારુ? બંધારણ સમિતિને હાથે ઘડાય તે આવતી પરિષદે તપાસીને ઘટતા ફેરફાર સાથે મંજૂર કરવાનું નવું બંધારણ, બહુમતિના નિવેદન (રિપોર્ટ) અને અલ્પમતિની તેમ કોઇક સભ્યની મતભેદદર્શક મિનિટો (minutes) સાથે, સત્તાવાર રીતે જાહેરમાં મુકાય, તે પછીજ નડિયાદી આગેવાનો આવતી પરિષદ મેળવવાની ખટપટ આદરી શકે એ દેખીતું છે. બંધારણસુધારણાસમિતિનું કામ નાતાલમા પૂરું થશે એમ માનિયે, તો જાનેવારીમા નડિયાદના આગેવાનો આવતી પરિષદ માટેની તૈયારીના ગણેશ માંડી શકે. અને ગણેશ મંડાયા પછી ૭ માસની અંદર પરિષદ અધિવેશનની તારીખો રાખી શકાય તો ખરી, પરંતુ જાનેવારીથી ૭ માંસે તો સખ્ત ઉન્હાળો અને ચોમાસું. ગયે એપ્રિલે બંધારણસમિતિનું નિવેદન પ્રજામાં જાહેર થઇ શકયુ હોત તો પરિષદ નડિયાદ મુકામે અકટોબર કે અકટોબરથી ડિસેંબર લગીમા મેળવી શકાત. પરંતુ ઉપર યત્કિંચિત સ્પર્શેલા સંજોગો લક્ષમાં લેતાં, આ ડિસેંબર લગી તો બંધારણસુધારણાસમિતિનું જ કામકાજ ચાલશે. ધારો કે બંધારણસુધારણસમિતિ પોતાનું કામ આ ડિસેંબરમા પણ પૂરું ન કરે, એપ્રિલ મે (૧૯૩૦)માં જ પૂરૂં કરી શકે,—તો? તોપણ આવતું પરિષદધિવેશન અકટોબરથી ડિસેંબર (૧૯૩૦)ના ત્રણ માસમાંથી જે તારીખો સુગમ પડે તે તારીખોમા મળી શકે. ઇ. સ. ૧૯૩૦ના એપ્રિલ મે લગીમાં પણ જો સુધારણાસમિતિ પોતાનું જવાબદાર કામ પૂરું ના કરી શકે, તો તે આવતું અધિવેશન ૧૯૩૧ ઉપર જ જાય. બંધારણનો નવો ખરડો અને તે ઉપર સમિતિનું નિવેદન, સમિતિ સભ્યોમાથી કોઇની મિનિટો વગેરે છપાઇને જાહેરમા ન આવે, ત્યા લગી

આવતી પરિષદની તારીખ વિષે કશો ય વિચાર કરવો વ્યર્થ છે. એ બહાર પડી જાય-અને આપણે સૌ આશા રાખીશું કે સમિતિ પોતાનું કાર્ય આ સાલની આખર લગીમાં તો પૂરું કરશે જ, તો એક તર્ફ નવું અધિવેશન મેળવવાની ખટપટ આરંભાય, બીજી તર્ફથી નવા બંધારણ વિષે સાહિત્યપરિષદ પ્રવૃત્તિમા રસ લેતા અનુભવી અને ઘડાયલા, તેમ તેમા નવજુવાન લોહીનું બલ રેડવાને ઉત્સુક મંડળમાના પણ અગ્રણીઓ, સૌનાં મંતવ્યો અને સૂચનાઓ જુદી જુદી દિશાએથી મુકાબલામાં ઓવી જઈ જાહેર છાપાં સભાઓ વગેરે દ્વારા ચર્ચા થઇને આખો વિષય પરિપાક દશામાં પણ આવે. આ પ્રમાણે ડગલે ડગલે ઘટતી જાહેર ચર્ચાના તાપમા બંધારણનું ઉંધિયું નવ્વાણું ટકા રંધાઇ જાય પછી પરિષદધિવેશન મળે, તો જ તેમાં નિર્ણાયક કામ થઇ શકે; અને પરિષદપ્રવૃત્તિ બંધારણનો કોયડો ઉકેલીને ક્રિયાત્મક પ્રગતિમાં નવે ઉમંગે વધી શકે લોકમતની અજ્ઞ કે બેપરવા દશામા અગર કાચી તૈયારીએ બોલાવેલા અધિવેશનમાં તો ફરીને છેલ્લા અધિવેશનમા થયા હતા તેવા જ ખારાખાટા તુરા બેસ્વાદ અને સાફ કટુ અનુભવો જ થવાના. અને વળી પરિષદપ્રવૃત્તિના સાચા હિતેચ્છુઓને હું સાફ સંભળાવી દેવાની અગત્ય જોઉં છુ, જે પરિષદનુ બીજું અધિવેશન પણ બંધારણની ગંભીર અનિવાર્ય બાબતનો નિર્ણાયક નિકાલ નહીં આણી શકે, ગોથા ખાશે કે લોચા વાળશે, તો આખી યે પરિષદ-પ્રવૃત્તિ ભાંગી જ પડશે. ગુજરાતમા આ અટપટા અને અરસિક અને લોકોને તદ્દન અપરિચિત તથાપિ પચાવી લીધા વગર છૂટકો જ નહીં એવા વિષય માટે જાગૃતિ ફેલાવતાં અને લોકમત કેળવતા કેટલી વીશે સો થાય છે તેનો મને નખશિખ સાક્ષાત્કાર થઇ ગયો છે, અને તે ઉપરથી જ આ ભવિષ્ય ભાખું છું.

## ૪—સુધારણાના મુદ્દા

ઉપર હાલના બધારણના ગંભીર દોષ અત્યંત ટુંકામાં દર્શાવ્યા છે, એ ટીકાઓ અર્ધે પણ વાસ્તવિક અને સકારણ હોય, તો ખુલ્લું છે કે બંધારણસુધારણાસમિતિ ઇધર ઉધર યત્કિંચિત ફેરફાર અને વધઘટ સૂચવીને તથા રંગરોગાનચૂનો આદિ જ લગાડીને મુખ્ય મુદ્દે એ ને એ બંધારણ ચાલુ રાખવા ભલામણ કરશે, તો કશું જ સરવાનું નથી. પોતાને સોંપવામા આવેલું પ્રજાહિતનું મહત્કાર્ય પોતાની જવાબદારી સમજીને અને પ્રજાએ પોતામાં મુકેલો વિશ્વાસ સાચો ઠરે એ પ્રમાણે કમિટિ પોતાનું કાર્ય કરવા માગશે, તો તેને આખું બંધારણ નવેસર નવા પાયા ઉપર રચવું પડશે. તો કોઇ પણ નવું બંધારણ સ્વતંત્ર અને પ્રજાકીય પરિષદપ્રવૃત્તિના આશયોનું પોષક નીવડે, તે માટે તેમાં કયા કયા મુદ્દાને વળગ્યા વગર છૂટકો જ નથી, તે પણ ગણાવું. માત્ર ખંડનાત્મક ચર્ચા મ્હને પસંદ જ નથી.

### ક—પરિષદનું વર્ચસ્વ

કાયદેસર રજિસ્ટર થાય તે સંસ્થા જ મિલકતની માલેક; તો પરિષદને પોતાને જ રજિસ્ટર કરવી પડે અને તેની રજિસ્ટર્ડ ઑફિસ સરકારી હદમાં જ રાખવી પડે. કાયદેસર માલેક કામકાજ અને વહીવટને માટે તથા મિલકત સંરક્ષવા યોગ્ય કામ માટે યોગ્ય રીતે ઉપયોગમાં લેવા અને તેને યોગ્ય રીતે વધારવાને કાજે પૂરતા અધિકાર સમિતિને સોંપે, તો પણ એ સોંપણી બધી જ અધિકાર આપી દઇ પોતે દિગંબર બને એમ ન જ કરે,

જેટલી સત્તા સોંપે તે સોંપતાં પણ તે સમિતિ ઉપર પોતાના કાયદેસર અંકુશ પરિષદે રાખવા પડે, સમિતિના મુખ્ય અધિકારીઓમાથી અર્ધ પરિષદે જ નીમી આપવા પડે. અચચ મિલકતના ટ્રસ્ટીઓ તો બધા યે પરિષદે જ નીમવા પડે.

## ખ-રજિસ્ટર્ડ પરિષદ

ગુજરાત, બૃહદ્‌ગુજરાતની સ્થાયી સાહિત્યસભાઓ અને સંસ્થાઓનું ફેડરેશન ( Federation ).

અનિયમિત સમયે અને લાબે લાબે ગાળે જુદે જુદે સ્થળે તથા દર વખતે મોટે ભાગે જુદા સભ્યોવાળા અધિવેશનો ( સેશન્સ sessions ) ભરાય અને ત્રણ ચાર દિવસ ગાજી પાછા બે ત્રણ વર્ષ લગી મૂંગા થઇ જાય, એ રૂપની સંસ્થાને રજિસ્ટર કરાવી જ શકાય નહીં. માટે રજિસ્ટર કરવાની પરિષદ-સંસ્થા આરંભથી પણ સો દોઢસો સ્થાયી સભ્યોની કરોડ ( બેકબોન backbone ) કે ન્યુકિલયસ ( nucleus ) વાળી હોવી જોઇએ. આ સ્થાયી સંખ્યા તે

(૧) આગલી પરિષદના પ્રમુખો,

(૨) તદાદ્યાત સભ્યો અને "આશ્રયદાતાઓ,"

ઉપરાત (૩) જુદા જુદા સ્થળોની જામેલી સાહિત્યસંસ્થાઓના બંધારણી જૂથ ( ફેડરેશન) દ્વારા ગળતા રહેતા આબ્દિક સભ્યોની મોટી સંખ્યા વડે જ તે મેળવી શકે અને કાલક્રમે વધારી શકે. અને વળી દર અધિવેશને સભ્યો થાય તેમાંથી જેઓ ( ઉપલા ત્રણ વર્ગની બ્હારના )—

(૪) વિષયસમિતિ ( અધિવેશનની સબ્જેક્ટસ કમિટિ subjects committee ) મા આવે, તેઓ પણ પછીના અધિવેશન લગીના સ્થાયી પરિષદ સભ્ય બને* બેશક, આ (૪) થો વર્ગ અધિવેશને અધિવેશને ત્રીશપાત્રીશ જ સભ્ય આપી શકે ( જુવો આગળ ); વળી તેમાના કેટલાક પછીના અધિવેશનથી ખરી પણ જાય. વર્ગ (૨) ના સભ્યોની સંખ્યાનો વધારો પણ દર બે ત્રણ વર્ષે એથી તો કઇંક મોટી સંખ્યામાં થવો જોઇએઃ મંત્રીઓ આ વર્ગમા સભ્યો વધારતા રહેવાના કર્તવ્યને પોતાના મુખ્ય કર્તવ્યોમાનું એક ગણે તો.

## ગ-હક્ક અને કર્તવ્યભારઃ રાઈટ ( right ) અને ડયૂટી ( duty ).

ગુજરાત બૃહદ્‌ગુજરાતમાની વધતી જતી અને બળ પકડતી જતી સાહિત્યસભાઓ અને સંસ્થાઓના બંધારણી જૂથ ( ફેડરેશન ) નું રૂપ પરિષદસંસ્થાને આપવું, એ બે-ધારી

* સાહિત્ય સભાઓના સભ્ય નહીં એવા વર્ગ (૧) કે (૨) ના નહીં એવા છૂટક સભ્યો પણ આબ્દિક લવાજમ ભરીને પરિષદસભ્ય થઈ શકે; પરિષદ સભ્યોનો આ વર્ગ તે ઉપરની ગણત્રી પ્રમાણે વર્ગ (૫) મો. પરંતુ આબ્દિક લવાજમી સભ્યો પૂરતી સખ્યામાં મેળવવાનો અખતરો ગોધરે ભંડોળ કમિટિ મળી હતી ત્યારથી આજ લગી આપણે કરી જોયો છે; અને એ તદ્દન તેવ નથી. હું પ્હેલેથી ભવિષ્ય ભાખતો આવ્યો છુ તેમ એ અખતરામા આપણે નથી જ ફાવ્યા. સાહિત્ય સભાઓ અને સસ્થાઓને પરિષદમા જોડવી અને દરેક ઉપર ઓછામા ઓછા દશ સ્થાયી સભ્ય આપ્યા કરવાની ફરજ નાખવી,-વર્ગ (૩) ના સભ્યોની પીડા ઉપર ઝાડ ઉગાડવું એ જ માર્ગ છે. 'મડળ,' 'મધ્યસ્થ સભા,' 'સન્માન્ય સભાસદો' આદિ રચનાજાલ અને અવનવા બુટ્ટા કાગળ ઉપર ગમે તેટલા આકર્ષક લાગે, પરંતુ નકામા જ સિદ્ધ થઈ ગયાં છે.

વાત છે, તેની બંને ધાર સૌએ પ્રથમથી પુરેપૂરી સમજી લેવી ઘટે. રાઈટ અને ડ્યૂટીને એક બીજાથી અલગ પાડી જ શકાતાં નથી. પરિષદના અંગ થવાનો હક્ક મેળવવો સૌને ગમે છે. તે સાથેની અનિવાર્ય જવાબદારી પણ પોતાને માથે લીધા વગર પરિષદના અંગ થવાનો અર્થ જ નથી, એ ઘણા ભૂલી જાય છે. (૩) જા કે (૪) થા વર્ગના સભ્ય થવું એટલે પરિષદનું આબ્દિક લવાજમ ભરવું—ટિપ્પણમાં નોંધેલ (૫) મા વર્ગના સભ્યોની માફક જ. જે જે સાહિત્યસભા વા સંસ્થા પરિષદનું અંગ બને તે સંસ્થા લેખે પોતે જ સ્થાયી હોવી જોઇએ. તેના એકએ વર્ષના અહેવાલો, હિસાબ, સભ્યોની સત્તાવાર યાદી, બંધારણ, આદિ જોઇને જ પરિષન્મંત્રીઓ તેને ફેડરેશનમાં લેવાય કે કેમ તે ઠરાવી શકે. અને જે સંસ્થા આ મુજબ ફેડરેશનમાં આવે, તે સંસ્થાએ પોતામાંથી ઓછામાં ઓછા દશને પરિષદને આબ્દિક લવાજમ ભરતા સ્થાયી સભ્ય લેખે આપવાની—એટલી ભરતી તો દર વર્ષે આપતા રહેવાની જવાબદારી માથે લેવી પડે. વળી જે કોઈ સાહિત્યસભા પરિષદમાં જોડાયા પછી આટલી ઓછામાં ઓછી ભરતી કરવામા પણ પછાત પડી જાય, તેને ફેડરેશનમાંથી પાછી કમી પણ કરવી પડે. હક્ક અને કર્તવ્યનો અભેદ, વર્ગ (૪) ના સભ્યોને પણ લાગુ પડે છે. અમુક અધિવેશન વખતે અધિવેશનસભ્ય લેખે આવ્યા હોય તેમાંથી જે વિષયસમિતિમાં ચુંટાવા ઇચ્છે, તે દરેકે પછીના અધિવેશન સુધીના ગાળા માટે પરિષદનું આબ્દિક લવાજમ આપવાનું માથે લઇને પરિષદ્ સંસ્થાના નવા (વર્ગ ૪ ના) સ્થાયી સભ્ય લેખે જોડાવું પડે. આટલો પણ ભાર જે પોતાને માથે લેવા ન ઇચ્છે, તે વિષયસમિતિમાં પ્રતિનિધિ લેખે આવવાની ઉમેદવારી પણ ના જ કરે.

## ઘ—રજિસ્ટર્ડ પરિષદની સભાઓ અને કાર્યવાહક સમિતિ

પરિષદના આ પાચે વર્ગના સ્થાયી સભ્યો દર વર્ષે એક વાર તો સાધારણ સામાન્ય સભા ભરે. તેમા મતાધિકાર (જાતે હાજરીથી કે પ્રોક્સી દ્વારા ભોગવવાનો) સૌને સરખો. આ સામાન્ય સભા કાર્યવાહકસમિતિ (managing committee મેનેજિંગ કમિટિ) ચુંટે, એટલે કે પરિષદધિવેશનમાં આવતા અધિવેશન લગીના સમયને માટે ચુંટી આપેલા ઉપપ્રમુખ અને બે મંત્રીઓ સાથે મળીને કામકાજ અને વહીવટ કરવાને માટે બારથી વીશ કાર્યવાહકો પસંદ કરે.+ આ કાર્યવાહકસમિતિ પછી પોતાની મેળે પોતામાથી એક વર્ષ માટે બીજા બે મત્રી (અને જરૂર જણાય તો એક ઉપપ્રમુખ) ચુટી લે, કામકાજનાં જુદા જુદા સ્વરૂપ પ્રમાણે પેટાસમિતિઓ વગેરે રચે; જેમાંની કોઈ પણ ચાર કે પાંચથી મ્હોટી સંખ્યાની ના હોય, તથા કાર્યવાહક સમિતિના નહીં એવા "ઉમેરેલા પેટાસભ્યો" પણ (જરૂર જણાય તો) હોય, અર્ધથી ઓછી સંખ્યા લગીના, એવી સાધારણ સામાન્ય સભામાં, બંધારણોની જાણીતી પદ્ધતિએ, આગલા વર્ષનો અહેવાલ અને હિસાબ, મંજૂરી ટીકા અને સૂચના માટે મુકાય, કાર્યવાહક કે કોઇ સભ્ય નવા ઠરાવ આણી શકે, અને આવતા વર્ષનું બજેટ પૂરતી વિગતો સાથે ટીકા સૂચના અને મંજૂરી માટે રજુ થાય. ક્યા સંજોગોમાં અસાધારણ સામાન્ય સભા ભરવી પડે, અને કયું જાતનું કામકાજ એવી

+ પરિષદધિવેશન પ્રમુખ, ઉપપ્રમુખ, બે મંત્રી, અને આ બારથી વીશ મળીને આ કાર્યવાહક સમિતિ ૧૬ થી ૨૪ ની થાય.

સભામાં જ થાય, વગેરે ન્હાની મ્હોટી બંધારણી બાબતો અને વહીવટી રૂઢિઓ આ સાધારણ સામાન્ય સભા ઠરાવે.

## ઙ—અધિવેશનની વિષયસમિતિ

મતલબ કે પરિષદને પોતાને રજિસ્ટર કરતાં જ ઘણી ગુંચવણો ઊડી જાય છે, અને હું પ્રથમથી કહેતો આવ્યો છું તેમ ફાર્બસ સભા ગુજરાત વર્નાક્યુલર સોસાયટી આદિ આપણી જાણીતી સંસ્થાઓને ઘણે અંશે મળતું આવે એવું પરિષદનું બંધારણ રચી શકાય છે. સુધરેલી દુનિયામા સહકારી ડેમોક્રેટિક સંસ્થાઓ માટે બંધારણનો પ્રશસ્ત ઢાળો આ રૂપનો જ છે; અને સામાન્ય રીતે પ્રચલિત બીબાને અનુસરવા અને બનતાં લગી અપનાવવામા આ મોટો લાભ સમાયો છે, કે તેમાંના મુખ્ય સિદ્ધાંતો સૌને જ જાણીતા હોવાથી સૌનુ વર્તન આપોઆપ તેને અનુકૂલ રહે છે. આવી પરિષદસંસ્થા અને આપણાં ઈ. સ. ૧૯૦૫ થી ચાલ્યા આવેલા પરિષદધિવેશનો વચ્ચે અન્યોન્ય સંબધ કેવો બાધવો, આપણા આશયને પોષે, આપણે ઇષ્ટ છે તે પ્રજાના સ્વેચ્છાબળે જ આપણને પોષણ મળે અને આપણે પ્રગતિ સાધી શકિયે, એને માટે શું કરવું, એ એક જ સવાલ રહે છે.

અધિવેશનની વિષયસમિતિની રચના અને તેના અધિકારનો વિચાર જરા શાંત ચિત્તે કરીશું તો એ સવાલનો ઉકેલ પણ થઈ શકે એમ લાગે છે. એ વિષયસમિતિમા આગલા પરિષદપ્રમુખો અને ચાલતી કાર્યવાહક સમિતિના સભ્યો હોદ્દાની રૂએ આવે. અત્યારે આગલા પરિષદપ્રમુખો ચાર છે, એટલે આ થયા વીશથી અઠ્ઠાવીશ: એટલા જ (વીશ કે અઠ્ઠાવીશ નહીં પણ અધિવેશનમાં એથી ઓછા હાજર હોય તો હાજર હોય તેટલા) વર્ગ (૨) અને (૩)ના અધિવેશનમાં આવેલા સભ્યો પોતામાથી ચુંટે; આ સભ્યો બધા મળીને પણ ઉપલી સંખ્યાના ના આવ્યા હોય તો આ બારણેથી વિષયસમિતિમાં દાખલ થતી સંખ્યા એટલી ઓછી રહે, અને અધિવેશનમાં આવેલા અધિવેશન-સભ્યોમાંથી પણ પેલી સંખ્યા જેટલા ચુંટાય સ્થાનિક સભ્યોમાથી આટલા, પરદેશીઓમાથી આટલા એમ મળીને. છેલ્લે અધિવેશનપ્રમુખ બીજા થોડાને ઉમેરે: ચારથી ઓછા નહીં આઠથી વધારે નહીં. વિષયસમિતિ જેમ મ્હોટી તેમ ને કંઈ પણ કામ કરવામાં વધુ સમય ખાય અને કામ સારું જ કરે એવો પણ નેમ નહીં. હું તો વિષયસમિતિને પચાસ સાઠ કરતાં જેમ મ્હોટી તેમ વધારે વધારે નબળી અને ઓછી ઓછી વજનદાર ગણું. રચના પછી અધિકાર ઉપર આવિયે. આવી રીતે રચાયલી વિષયસમિતિમા બધા જ-અધિવેશન પ્રમુખે ઉમેરેલામાથી કોઇ કદાચ ન હોય તે અપવાદને અવગણતાં લગભગ બધા-સ્થાયી પરિષદસભ્યો છે; અને પરિષદ અધિવેશન-વિષયસમિતિના ઠરાવો અમલમાં મુકવાને બનતું મથન કરે એવા માણસોને જ કાર્યવાહકો લેખે ચુંટી શકે છે. વિષય-સમિતિએ ચુંટેલા ઉપપ્રમુખ અને બે મંત્રી અધિવેશનપ્રમુખના ટેકાથી આવતા અધિવેશન લગી કાર્યવાહક સમિતિને અને પરિષદની સભાઓને પણ ધ્રુષ્ટ વલણ આપી શકે છે. છેવટ, વિષયસમિતિનો કોઇ ઠરાવ ધારો કે અધિવેશનની આખી બેઠકમાં ફરી જાય, તો એવું પરિણામ પરિષદના સ્થાયી સભ્ય નહીં—માત્ર અધિવેશનસભ્ય—એવા માણસોના મતથી જ આવે; અથવા તો વિષયસમિતિના કેટલાક સભ્યોએ વિષયસમિતિમાંની ચર્ચા પછી પોતાના મત ફેરવ્યા હોય તેથી પણ આવે. પરંતુ

વિષયસમિતિ વિરુદ્ધની બહુમતિનો આવો પ્રકાર હોવાથી, દેખીતું છે કે એવા અધિવેશન ઠરાવને પરિષદ પોતાના વહીવટમાં માત્ર ભલામણ જેવો ગણે, ફરજિયાત ન ગણે, એમાં ખોટું પણ નથી.

આ ટૂંકી ચર્ચામાં મુખ્ય બાબતોને જ લીધી છે અને તે ઉપર પણ મત જ નોંધ્યા છે. એ દરેકનાં કારણ સામા પક્ષનાં મંતવ્યો સમર્થનો આદિના ખંડનો સાથે સવિસ્તર સમજવાની જો કોઇ જિજ્ઞાસુને ઇચ્છા થાય, તે આ વિષયનું અનેક રીતે પૃથક્કરણ રજુ કરતાં મ્હારા આગલાં લખાણો "પરિષદ પ્રવૃત્તિ વિભાગ ૨જો" અને "વિભાગ ૩ જો" એ બેમાં મેં સંગ્રહેલાં છે, તે જોવાની તસ્દી લઇને એવો જિજ્ઞાસુ પોતાને રહી જતી અનેક ગુંચો ઉકેલી શકે છે. મુદ્દાની નહીં એવી માત્ર વિગતોને માટે મ્હને આગ્રહ પણ નથી. અથવા તો એટલો જ છે કે એવી વિગતોને બંધારણી કલમોમાં જેમ બને તેમ ઓછી જ રાખવી ઘટે. જરૂરત પૂરવાર થતી જાય તેમ તેમ જ વિગતોને બંધારણમાં ઉમેરવી, આગળથી નહિ, એ પદ્ધતિ જ ઉત્તમ છે.

## ૫–સાહિત્યપ્રેમીઓનાં યદૃચ્છા સ્નેહસંમેલનોમાં પણ બંધારણ

સુરત પાસે ડુમસમાં થોડા દિવસ ઉપર તરુણ લેખકોનું કશા કાર્યક્રમ વિનાનું નિઃસંકોચ સંમેલન થયુ હતુ. આ બનાવ સંબંધે જમણની વાનીઓ, મોટરો, લોરીઓ, સાયકલો, વગેરેની હકીકત છપાઈ છે. તત્કાલ છબીઓ પણ લેવાઇ અને કદાચ ચિતરાઈ હશે અને તેમાંની કેટલીક પણ છપાશે. પણ સાહિત્યવિષયક ચર્ચા, વિવાદો, વાર્તાલાપ, વાંચન, અભિનય, નકલ, ઠેકડી, કટાક્ષ, વક્તૃત્વ, પ્રવચન, આદિની લ્હાણી થઇ હશે, તેને માટે વિખરાઇ જતા પ્હેલા આ ભેગા મળેલા સાજનાએ સંમેલનની એ મુખ્ય અને સજીવન પ્રવૃત્તિઓનો સત્તાવાર અહેવાલ આલેખી બહાર પાડવાનું કાર્ય કોઇ પણ એ બંધુઓને રીતસર ઠરાવ કરીને સોંપ્યું છે ખરું?

નિમંત્રણો મોકલવામા ધોરણસર કામ લેવાયુ હતું ખરું? સચાલકોમાથી મુખ્ય પાચ કે પચીસ જણ રીતસર સભામા મળીને નિમંત્રણ મોકલવાનાં ધોરણ નક્કી કરે, અને એ ધોરણો મુજબ અમલ કરવાનું ગુંચવણિયું તથા ટીકા જ સાંભળવાને તૈયાર રહીને પણ કર્તવ્ય યથામતિ બજાવવાનું કાર્ય, ચોકખા ઠરાવથી બે પ્રતિષ્ઠિત વિશ્વાસપાત્રોને સોંપે, એવું "બંધારણ" બિનજરૂરી લાગે છે શું?

ત્રીજી વાત. નિમંત્રણો જરા વ્હેલાં મોકલી દરેકને કંઈક નવીન પ્રસાદી-લાંબી કે ટુંકી, ગદ્ય પદ્ય કે તૃતીયમ્, આકાશ પાતાલ કે પૃથ્વીની, ચાર દિવસ આગમચ મોકલવા પણ જણાવ્યું હોય, એવા વિષયોમાંથી બે ઉદારતા અને બહુરંગી રસિકતા માટે પંકાયલા નરો પસંદ કરે તેવા ત્રણ ચાર ઉપર ખાસ ચર્ચા થાય, અને એ બધા વિષયો તથા સંમેલનનો સત્તાવાર અહેવાલ પુસ્તક રૂપે પ્રકટ કરવામાં આવે, માફકસર કીંમતે, તો એટલો વિશેષ લાભ ન થાય શું?

આવી જ વ્યવસ્થા દરેક વખતે જોઇએ એમ કહેવાનો આશય છે જ નહીં. કંઈક વ્યવસ્થા, અગમચેતી અને આશયપોષક નિયમન તો આવાં યદૃચ્છા સંમેલનોમાં પણ જોઇએ, એટલું જ સૂચવવું છે; વળી ચોવીશે કલાક વિનોદન જ એના જેવું થકવનારું ભારેમાં ભારે નિયત કામકાજ પણ નથી, તો યદૃચ્છા વિનોદન, સંગીત, વાર્તાલાપ વગેરે વિવિધતાઓને

માટે પેટ ભરાય એટલો સમય રાખીને પણ સાથે આવું વ્યવસ્થિત પણ કંઈ ઉમેરાય, તો એ વિનોદનો પણ ઉલટાં વિશેષ આહ્લાદક બને ખરાં ને?

બંધારણ શબ્દ સાંભળીને જ આરણ્યક વછેરાની જેમ ઝાડ થાય એવા ઊર્મિલ બંધુઓને છેવટ બે આધીન બોલ કહી લઉં. બંધારણ એટલે બેડી કે ચાબુક, કડવી દવા કે જુલાબ, કે કંઈક જાતે જ સાહિત્યવિરોધી અને શુષ્ક, એવા એવા ખયાલ છેક જ ખોટા છે. ગુજરાતમા સારેમાઠે પ્રસંગે નાતો જમે છે તે જ જુવો; એટલે તેમાં બંધારણ પાળનાર નાનોના પંક્તિભોજન, અને ન પાળનાર, ને પાળી શકનાર, પાળવાની અગત્ય પણ ન સમઝનાર, નિયમન માત્રને "જુલમ" ગણનાર, સ્વતંત્રતાને નામે ઉચ્છૃંખલતાને સેવનાર નાતોના પંક્તિભોજનમા શા શા ફરક પડી જ જાય છે, તે તુર્ત ધ્યાનમાં આવશે. અથવા કોઈ પણ જાહેર વ્યવહારમાં સ્વયંસેવકોને નામે ઘુસણિયા વધતા જ જાય છે અને સાચા સ્વયંસેવકો તો હોંસે હોંસે પાળે છે એવા નિયમન ઘટતાં જ જાય છે; તેના અનેક વાર જોવા અનુભવવા પડતા પરિણામો વિચારો, એ જ વક્તવ્ય છે. ઝાઝા માણસે મળીહળીને કરવાના કોઇપણ સંઘકાર્યને અંગે વિષયાનુરૂપ અગમચેતી વ્યવસ્થા અને સંયોજનશક્તિ આવશ્યક છે. સૌનો લાભ લેવાય, સૌ લાભ લઇ શકે તેમ તેમ,—જેમ જેમ માણસો સ્વયંભૂ રુચિ અને આદરથી સાદા પણ ઉપયોગી નિયમો પાળીને વર્તે તેમ તેમ,—શું દરેકને શું સૌને ઉલટો વિશેષ આનંદ આવે, કેમકે જે આશયથી સંયુક્ત થયા હોય, તેની સવિશેષ સિદ્ધિ આ રીતે જ પ્રાપ્ત થાય. અને આ સ્વયંસ્વીકૃત નિયમન, તેનું નામ જ બંધારણ. અથચ વધારે મ્હોટાં, વિશાલ, સ્થાયી ફલો વાંછી વધારે વધારે મોટી સંખ્યાનો, સૌની સ્વતંત્રતા સંરક્ષીને સહકાર ચિરંજીવી ક્રિયાત્મક પ્રગતિમય પ્રવૃત્તિઓમાં સંયોજવાને મથિયે, તેમ તેમ બંધારણ વૃક્ષ પણ ફાલવાનું જ.*

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

* એક સાતવારિયાના બેસતા વર્ષના અંકને માટે લખેલો આ વિષય "પ્રસ્થાન" માસિકને પણ મોકલું છું, સાહિત્યરસિકોનો વર્ગ એને ખાસ વાંચેવિચારે એટલા માટે. વળી માસિકોના અંક લાંબા સમય સુધી સાચવવાને અને ઘણાને વાચવાને માટે સુગમ પડે છે તથા મુદ્રણની શુદ્ધિ અને સફાઈમાં પણ ચડિયાતા હોય છે. વડોદરા, તા. ૨૬-૧૦-૨૯ બ.

# છેલ્લું દર્શન

ધમાલ ન કરો, જરાય નહિ નેન ભીનાં થશો,
ઘડી બ ઘડી જે મળી, નયન વારિ થંભો જરા,
કૃતાર્થ થઇ લો, ફરી નહિ મળે જ સૌંદર્ય આ,
સદા જગત જે વડે હતું હસન્તું માંગલ્ય કો.

ધમાલ ન કરો, ધરો બધી સમૃદ્ધિ માંગલ્યની,
ધરો અગરુ દીપ ચંદન ગુલાલ ને કુંકુમ;
ધરો કુસુમ શ્રીફલો, ન ફરી જીવને આ થવો,
સુયોગ અણમૂલ સુંદર સુહાગી માંગલ્યનો.

ધમાલ ન કરો, ન લો સ્મરણ કાજ ચિહ્ને કશું,
રહ્યું વિકસતું જ અન્ત સુધી જેહ સૌંદર્ય, તે
અખંડ જ ભલે રહ્યું, હૃદયસ્થાન તેનું હવે
ન સંસ્મરણ વા ન કો સ્વજન એ કદી પૂરશે.

મળ્યાં તુજ સમીપ અગ્નિ ! તુજ પાસ જૂદાં થિંયે,
કહે, અધિક ભવ્ય મંગલ નથી શું એ સુંદરી ?

શેષ

# લંડનનાં કેટલાંક છૂટાછવાયાં દશ્યો

થોડા વખત પહેલાં છાપાંઓમાં વાંચેલું કે ઈટાલીનો પાટવીકુંવર લંડન શહેરમાં "સિનોટાફ" ઉપર ફુલ મૂકવા ગયો ત્યારે તેના ઉપર એક ઈટાલીના માણસે ગોળી છોડી: કુંવર બચી ગયો. તે પહેલાં ઘણીવાર છાપાઓમાં વાંચેલું કે ફલાણા મહારાજાએ અને ઢીકણા મહારાજાએ લંડન પહોંચીને તરત જ "સિનોટાફ" ઉપર ફુલ ચઢાવ્યાં.

આ "સિનોટાફ" એ શું? મહાન વિગ્રહમાં ખપી ગએલા સૈનિકોની સામટી યાદ રાખવા સારૂ ઊભું કરેલું આ ચૂના અને પત્થરનું સ્મરણચિન્હ છે. હરેકજણ, બાળક હો કે વૃદ્ધ, ગરીબ હો કે અમીર, તેની પાસેથી પસાર થતી વખતે માન આપતો હોય તેમ પોતાની ટોપી ઊંચકે છે. અગિયારમી નવેમ્બરના રોજ, દિવસે અગિયાર વાગે અહીં મોટી "ક્રિયા" થાય છે. રાયથી રંક સર્વ અહીં ભેગા મળે છે અને બે મિનિટ મૌન ધારી ઊભા રહે છે અને પાછી આ "સિનોટાફ" ઉપર ફુલ ચઢાવે છે.



Lest we forget · The Cenotaph, Whitehall

રખે વીસરીએ · શ્રી સિનોટાફ, વ્હાઈટહૉલ

લડાઈના કટોકટીના મામલામાં જેમણે પોતાના પ્રાણ અર્પણ કર્યા તેમની આથી વધારે સુંદર યાદ બીજી કઇ હોય?

પણ માણસ કેટલીક વખત કેટલો નિષ્ઠુર બની શકે છે એની કાંઈ હદ જ રહેતી નથી. આ નિષ્ઠુરતા તેના શબ્દોમાં, તેના કાર્યમા સર્વમાં નરી આવે છે.

વસ્તુ ગમે તેવી દુ:ખદ હોય, ગમે તેવી દુસહ હોય, છતાં જો તે દરરોજ અનુભવાતી હોય તો તેની તીક્ષ્ણતા, તેની તીવ્રતા આપણને જણાતી નથી. આપણી ચામડી આ દરરોજની ટેવથી એટલી જાડી થઈ જાય છે કે આ તીક્ષ્ણતા ધીમે ધીમે ઘસાઇ જાય છે. આથી વધારે નિષ્ઠુરતા બીજી કઈ હોઈ શકે?

આપણા દેશમા ગરીબાઇથી, સ્વચ્છતા અને સુઘડતાની લાગણીના અભાવથી, અને પરતન્ત્રતાની શૃઙ્ખલાઓથી આપણે જેમ બેશરમ રીતે ટેવાઈ ગયા છીએ, રીઢા થઈ ગયા છીએ, કાંઈક તેવી જ રીતે થોડા ઘણા અંશમાં ઇગ્લંડના લોકો પણ પોતાના બેકારીના પ્રશ્નથી ટેવાયા છે.

લડાઇમાં "જાન નિસાર" કરનારા સૈનિકોના કીર્તિસ્તંભો ઊભા થયા છે, આખી પ્રજા તેમની યાદ તાજી રાખે છે-જીવતી રાખે છે; ત્યારે લડાઈ પહેલા જેઓ જીવનમાં સુસ્થાપિત હતા-સુખી હતા, અને લડાઈ પછી રઝળી ગયા છે, જેઓને રળી ખાવાને કાંઈ સાધન નથી, જેઓ બેકારીના વમળમા ડૂબી ગયા છે તેઓની લડાઈ દરમિયાનની સેવા આજ ભૂલાઇ ગઇ છે, તેઓને આજ કોઇ ઓળખતું નથી, તેઓની સામે આજ કોઇ મીટ માંડીને જોતું પણ નથી. લડાઇમા આ જીવતા-મુઆ જેવા માણસોની સેવા કાંઈ જેવી તેવી નહોતી છતાં આવી ટાઢી કડકડતી રીતે તેઓ તરછોડાઇ રહ્યા છે.

એક વખત લંડનમાં રસ્તાના ફૂટપાથ (pavement) પર પગે ચાલતો હું જતો હતો. ત્યાં એકાએક મારું ધ્યાન ફૂટપાથ ઉપર ઊભા રહેલા એક ગરીબ માણસ તરફ ખેંચાયું. ફૂટપાથના કઠેરાને અઢેલી, અદબ-વાળીને તે ઊભો હતો. તેનાં કપડાં ફાટેલાં હતા, કોટનો કૉલર ટાઢીથી બચવાને ગળેથી ઊંચો કરેલો હતો, માથા ઉપર ફાટી ગએલી ટોપી હતી, નીચે પત્થરો ઉપર આ માણસે "ચૉક" થી ચિત્રો દોર્યા હતાં. ચિત્રોની બાજુમા એણે લખ્યું હતું કે "આ ચિત્રો મેં દોરેલાં છે. ના માનતા હો તો મારી પાસે બીજું ચિત્ર દોરાવી ખાતરી કરી લો."



ચીત્રકાર

એના ઊભા રહેવામા, એની અદબમા, એના ઊંચકેલા કોટના કૉલરમા, એની આખી વેષ્ટામાં એક જાતની એવી શાંતિ હતી, એવી નિરાશામય બેદરકારી હતી, એવું ક્રૂર મૌન હતું! સહાનુભૂતિ માગતી–ખોળતી–તેની આંખોમા કાંઇક અજબ આકર્ષણ હતું. આથી જ હું તેની તરફ આકર્ષાયો. બોર્ડ ઉપર લખેલું વાંચ્યા છતાં મેં તેને પૂછ્યુઃ "આ બધાં ચિત્રો તમે દોરેલાં છે?"

તેણે હા પાડી.

મેં કહ્યુંઃ "લૉઈડ જ્યોર્જનું માથુ દોરી આપશો?"

તેણે જવાબ આપ્યા વગર તરત જ હાથમાં "ચૉક" લઇ અડધી મિનિટમાં લૉઇડ જ્યોર્જનું માથું હુબહુ દોરી આપ્યુઃ અને પાછો હતો તેમ અદબ વાળી, કઠેરાને ચટેલો ઊભો રહ્યો.

મને તેની સાથે વાતો કરવાનું મન થયુ. મેં વાતો કરવી શરૂ કરી. તેણે પોતાની જીવનવાર્તા ટૂંકમા મને કહી અને નીચે ચિતરેલાં ચિત્રોમાંથી ત્રણ ચિત્રો બતાવ્યાં. ત્રણે ચિત્રોની નીચે લખેલુ હતું:—

1. Before the war. (લડાઈ પહેલાં)
2. During the war. (લડાઇ દરમિયાન)
3. After the war. (લડાઇ પછી)

લડાઈ પહેલા તે કેવો સારો ચિત્રકાર ગણાતો, કેવું તેનું ચિત્રકાર્યાલય (studio) હતું અને કેવી તેની કમાણી હતી તથા તે કેવો સુખી હતો તે તેણે પહેલા ચિત્રમાં આલેખ્યું હતું.

બીજા ચિત્રમાં, લડાઈ દરમિયાન પોતે કઇ કઇ જગ્યાએ ભોગવી, આખરે કેમ ઑફિસર થયો તથા તેણે કેવી કેવી જીંદગીના જોખમે સેવાઓ બજાવી હતી તે બતાવ્યું હતું.

અને ત્રીજા ચિત્રમાં, લડાઇમાં ઝેરી "ગૅસ" થી તે કેવો ફસાયો, કેવી રીતે તેમાંથી આખરે બચવા પામ્યો અને લડાઇ વખતે નકામો થયો તથા લડાઇ પછી તેના કેવા બૂરા હાલહવાલ થયા, આખરે કેવી ગરીબ સ્થિતિમાં તે આવી પડયો તથા તેને કોઇ હવે ઓળખતું પણ નથી તેનું સુંદર રીતે દર્શન કરાવ્યુ હતું.

આ ત્રણ ચિત્રોમાં તો એણે પોતાની આખી વે વાર્તા એક નાનકડી કવિતાની જેમ કહી દીધી હતી. મેં તેને યથાશક્તિ કાંઇક આપ્યું. પહેલી જ વાર આવી સહૃદય સહાનુભૂતિ અનુભવતો હોય તેમ તે ગળગળો થઇ ગયો. તેની આખમા ઝળઝળીયાં આવી ગયાં અને રૂંધાતે કંઠે તેણે મારો ઉપકાર માન્યો.

હું મારે રસ્તે પડ્યો. રસ્તામાં વિચાર આવ્યો કે પેલા પત્થર અને ચૂનાના બનાવેલા નિર્જીવ સ્મરણચિન્હ–"સિનોટાફ" ની કેવી પૂજા થાય છે? જ્યારે આવા જીવનાં સ્મારકોની કેવી દયાજનક સ્થિતિ છે? મનુષ્ય કેટલો ભૂલકણો છે, કેટલો નિર્દય છે? દરરોજના સહવાસથી તે આ દયાજનક સ્થિતિ તરફ કેટલો "ગાફિલ" બન્યો છે?

એક ક્ષણ એમ થયું કે લડાઇ પછી ઇંગ્લંડની જનતા પાછી ભોગો ભોગવવા તરફ તો નથી વળી? જીવતી જાગતી પ્રજામા પણ આવા દશ્યો નજરે ચટે છે.

ચૈતન્યપ્રસાદ મોતીલાલ દિવાનજી

[ ૧૬ મા પૃષ્ઠનું અનુસંધાન ]

આ રીતે વિદ્યાર્થીને માથા દીઠ માત્ર પુસ્તકોનું જ ખર્ચ આવે છે. આની કિંમત બધી મળીને પાંચ આના થાય છે. શિક્ષકો ગામમા ભણેલા હોય તેમાંથી જ એક એને શોધીને નીમવામાં આવે છે. જો ગામમાંથી કોઇ ભણેલું ન મળે તો પાડોશના ગામમાથી તેને બોલાવવામાં આવે છે અથવા તો લોકશિક્ષણની સંસ્થાના કોઈ તેજસ્વી અને ઉત્સાહી વિદ્યાર્થીને એ કામ સોંપવામાં આવે છે. આવા બહારગામથી આવનાર શિક્ષકોને મહિને સવા રૂપિયાનું 'ચા'નું ખર્ચ ("tea allowance") આપવામાં આવે છે. શાળા મંદિરમાં, ધર્મશાળામાં, ખળાવાડમાં, પોલિસ સ્ટેશનમાં કે પ્રાથમિક શાળાના મકાનમાં કે કોઈના ખાનગી ઘરમાં ફાજલ સમયે ચલાવાય છે અને આથી મકાનભાડું ભરવું પડતું નથી. છોકરીઓ અને સ્ત્રીઓની શાળા જૂના વહેમોને લીધે ખાનગી ઘરોની અંદર ચલાવાય છે.

આવી તિંગ સીયાન (સીયાન એટલે જીલ્લો) માં ૨૦૦ શાળાઓ ચાલુ થઈ છે અને તેમાં ૧૦૦૦૦ વિદ્યાર્થીઓ હાલ ભણે છે વિદ્યાર્થીઓની ઉમ્મર ૧૦ થી માડીને ૫૬ વરસ સુધીની છે. ૧૦૦૦ ઉપર વિદ્યાર્થીઓ પદવી લઇને બહાર પડી ગયા છે. તેમને મૂળાક્ષરના જ્ઞાન ઉપરાંત અર્થશાસ્ત્રનું અને શહેરીને ઉપયોગી બીજા (civic) વિષયોનું પણ જ્ઞાન આપવાની વ્યવસ્થા કરી છે જેથી તેઓ સુંદર શહેરી થાય એટલું જ નહિ પણ સ્વાવલંબી અને સ્વાધીન શહેરી થાય.

અત્યાર સુધી ખેતીવાડીનું જ્ઞાન કૉલેજની ચાર દિવાલોની અંદર જ આપવામાં આવતું. એ જ્ઞાન માત્ર પુસ્તકિયા જ્ઞાન જ હતું. ખેતરોમાં ખેતી કરનારને કામ લાગે તેવું નહોતું. (Agricultural education has been mainly a subject for theoretical teaching within the walls of a college, rather than for practical application on a farm.) ગરીબ ખેડુતો મોંઘાં પરદેશી ઓજારો ખરીદી શકે તેમ નહોતું અને ખરીદે તો તેમની ટૂકડો જમીનમા તે કામ લાગે તેમ નહોતાં, આથી આ કામ માટે આઠ નિષ્ણાતો (specialists) અમે નીમ્યા છે. દરેક પોતપોતાના વિષયમાં એક્કા છે, અને ખેડૂ ને તાત્કાળિક ફાયદો કેમ થાય તે પર જ તેમની નજર છે. ગ્રાઉઉછેર, ઢોરઉછેર, બીયાંની પસંદગી, ખેતીવાડીનાં ઓજારોની પસંગી, ખાતરની પસંદગી, ખેતીના જીવાતનો નાશ, બાગાયત અને ખેતીવાડીની કિફાયત એ એમના વિષયો છે એક દાખલો આપું. ઉત્તર ચીનમાં રેંટથી પાણી સીંચવાનો રિવાજ છે. આ રેંટ બે માણસો ચલાવે છે. વિજળીની મોટરથી પંપ મૂકયો હોય તો તે ઝપાટાબંધ કામ આપે પણ અમે તે દાખલ કરતા નથી, કારણકે ચીની ખેડૂતના ખિસ્સામા એ મોટરને ખરીદવા જેટલા પૈસા નથી.* આથી અમે અમારી બધી શોધ એ રેંટ બે માણસને બદલે એક માણસથી કેમ ચાલે એની પાછળ લગાડી છે.

કોઈ કહેશે કે એક અભણ ખેડૂત થોડું વાંચતાં શીખ્યો કે કાગળ લખતા શીખ્યો એથી શું વળ્યું? અમે તેને લખતાંવાચતાં જ શીખવતા નથી પણ ચીનના પ્રજાકીય

* એ બગડે તો એને દુરસ્ત કરવા માટે ઈજનેરને શોધવા જવાના પણ પૈસા નથી.

તંત્રનો તે કેવી રીતે સમજશે અને પ્રગતિશીલ શહેરી બને તે પણ શીખવીએ છીએ. આથી અમારો મુદ્રાલેખ છે: "નવા શહેરી બનાવો." ("Make new citizens.")

સૈકાઓ થયાં અમારાં ગામો સ્વાધીન અને પ્રજાતંત્રવાદી (democratic and self-governing) છે. ગામના મોટેરાઓ (elders) એ ગામની પંચાયત (village republic). આ રીત સ્થાનિક સ્વરાજને માટે યોગ્ય હશે પણ એ એટલી બધી સ્થાનિક છે કે એમાં રચ્યાપચ્યા રહેનારની દૃષ્ટિ ગામની બહાર દોડતી જ નથી. (Such a system of family and clan may be an efficient organ of local government for a small Community, but it is so strictly local that it does not stimulate its members to look beyond the village.) જો ચીનને આધુનિક પ્રજાકીય તંત્ર (modern democracy) બનવું હોય તો એના ગામડાંઓમાં રહેનારની દૃષ્ટિ વિશાળ બનાવવી જોઈએ અને તેમને ગામ બહારના વિષયોમાં રસ લેતા કરવા જોઈએ. આથી આ જૂની સંસ્થામાં રહેલા સદંશોને ખીલવી તેનો આખા રાષ્ટ્રને લાભ મળે તેવી વ્યવસ્થા અમે કરી રહ્યા છીએ.

આને માટે અમે મેળાઓ અને હરિફાઈઓની યોજના ગોઠવી છે. ખેડૂતોને આવી હરિફાઈઓમાં ખૂબ રસ પડે છે. અમે તેવે વખતે નાટકો પણ ભજવી બતાવીએ છીએ. અમારા વિદ્યાર્થીઓએ "આંધળાનું ગાડું" ("The Handicaps of an Illiterate Farmer.") એક મંદિરના મેળા વખતે ભજવેલું ત્યારે દૂર દૂરના ગામેથી ૪૦૦૦ ખેડૂતો તે જોવા આવેલા.

અમારા ચતુર્વર્ણ્ય સમાજમાંથી ખેડૂત યાને કણબીમાં ઉત્તમ શહેરીનાં તમામ લક્ષણો છે. તેને જરૂર છે માત્ર કેળવણીની, વિકાસની. (What he needs is an opportunity for development and expression) એ તક એને મળશે ત્યારે અમારું ૪૦૦૦ વર્ષનું જૂનું અખંડધજ ચીન એક આધુનિક પ્રજાકીય તંત્રમા બદલાઈ જશે.

હિંદુસ્તાનના ખેડૂતને આ તક ક્યારે મળશે? એનો જવાબ હિંદુસ્તાનના નવજુવાનોના હાથમાં છે.

નરહલાલ મ. શાહ

# નવો રાજકીય પક્ષ

આપણી રાજકીય પ્રગતિમાં એક ચીજ બહુ જ સ્પષ્ટ રીતે સમજી લેવાની જરૂર છે કે દેશમાં બંડ થવાનો સંભવ હોય એવો અસંતોષ ફેલાઇ રહે ત્યાં સુધી બ્રિટિશ સરકાર આપણને કાંઇ જ આપશે નહિ. સરકાર મજૂરપક્ષનું બનેલું હોય કે કન્ઝરવેટિવનું હોય તેમાં લગભગ કાંઇ જ ફેર પડતો નથી, કારણ કે મુખ્ય પ્રશ્ન સ્વાર્થનો છે. હાલમા જ એક બ્રિટિશ પેપરે ખુલ્લી રીતે જણાવી દીધું છે કે બ્રિટિશ જુવાનોને માટે જો ઇજીપ્ટ અને ઇરાક બંધ થાય અને થોડા વખતમાં હિંદને સ્વરાજ્ય અપાય તો એ જુવાનોને ધંધો શી રીતે મળશે? હિંદમાં સ્વરાજ્ય સ્થપાય તો બ્રિટિશ માલનો ઉપાડ શી રીતે થશે? અને આપણે એટલી જ ચોખ્ખી વાત કરી દેવાની છે કે જ્યા સુધી આ દેશને સંપૂર્ણ સ્વરાજ્ય ન મળે ત્યાં સુધી આપણી લડતનો જુસ્સો નરમ પડવાનો નથી. સાંસ્થાનિક સ્વરાજ્યનું નામ આપીને તદ્દન નમાલી અને ખચીંળ યોજનાઓ હિંદીઓ આગળ રજુ થાય તેથી આજનો જુવાનવર્ગ હવે છેતરાવાનો નથી.

એમ કહેવામાં આવે છે કે આપણી પ્રજા "કમજોર લેકીન ગુસ્સા બ્હોત" એ પ્રમાણે ખોટા ધમપછાડા મારે તેમા શો ફાયદો? તેથી કાંઇ બ્રિટિશ પ્રજા થોડી છેતરાવાની હતી. આ દલીલના સમર્થનમાં એમ કહેવાય છે કે મહાસમિતિની મે મહિનાની સભામાં ઠરાવ પસાર થયેલો કે આખા દેશમાંથી ઓછામા ઓછા ૫,૮૭,૯૦૮ સભાસદો નોંધવા, અને જે સમિતિ ઠરાવેલી સંખ્યા નોંધી શકે નહિ તેને રદ કરવી. જો પ્રાંતવાર તપાસ કરીએ તો ૨૧ પ્રાંતોમાંથી માત્ર અજમેર, આસામ, બિહાર, હિંદુસ્તાની મધ્યપ્રાંત, મરાઠી મધ્યપ્રાંત, ગુજરાત અને મહારાષ્ટ્ર એટલામાં જ જોઇતી સંખ્યા નોંધાઇ છે, જો કે કુલ સંખ્યા ૪,૪૮,૪૧૬ થઇ છે. આ હકીકત ખરી છે પણ સભાસદો કેવી રીતે નોંધાય છે તેનો વિચાર કરીએ તો આ સંખ્યા વધે કે ઓછી થાય તેની બહુ કિંમત આંકી ન શકાય. જેવી રીતે બોરસદ કે બારડોલીમાં સત્યાગ્રહ થયો ત્યારે પ્રજા કામ કરવાને તથા દુઃખ સહન કરવાને તૈયાર થઈ હતી તેના પરથી પ્રજાનું બળ માપી શકાય. તે જ રીતે આજે ભલે હિંદુમુસ્લીમો માંહોમાંહે લડતા હોય તો પણ જ્યારે દેશની લડત જાગે ત્યારે તેમની વૃત્તિ કેવી થાય છે તે તપાસીને તેમના ઐક્યનું માપ કાઢી શકાય.

હવે આપણે દેશની વસ્તુસ્થિતિ તપાસીશું તો ચોખ્ખું જણાશે કે આખા દેશમાં ભારે અસંતોષ ફેલાઈ રહ્યો છે. સાઇમન કમિશનનો ચુકાદો હાલમાં થવાનો નથી. મહાસભા એ ગાંધીજીની સૂચના પ્રમાણે અથવા તેમણે સૂચવેલી સમાધાની પ્રમાણે ૧૯૨૯ની આખરે અહિંસાત્મક અસહકારનો વિચાર કરવાનો છે. એમની મૂળ સૂચના ૧૯૩૦ની આખર સુધી રાહ જોવાની હતી. અમુક મુદત આપીને કામ કરાવી લેવામાં ફાયદા છે અને નુકશાન પણ છે. અમુક પદ્ધતિએ બેત્રણ વાર સારૂં પરિણામ આપ્યું હોય તેથી એમ માની લેવું કે એ પદ્ધતિ હમેશાં કામ લાગશે એ અનુભવની વિરુદ્ધ છે. એટલે એ મુદત આપવાની પદ્ધતિની જુવાનવર્ગ હવે પૂજા કરવા

તૈયાર નથી. એટલે અમુક તારીખને એવી પવિત્ર ( Sacrosanct ) ગણવાને તૈયાર નથી. તેવી જ રીતે સાંસ્થાનિક સ્વરાજ્ય અને સ્વતંત્રતા એ બન્ને શબ્દો ગૂંચવણ કરે એવા છે. જ્યાં સુધી એ બન્ને સ્થિતિમાં પ્રજાને કયા કયા હક્કો મળે છે અને સત્તા કોના હાથમાં જાય છે તેનો આપણે વિગતવાર અને સ્પષ્ટ રીતે નિર્ણય કરીએ નહિ, ત્યાં સુધી એ લડાઇમાં જુવાનવર્ગને રસ નથી. સ્વતંત્રતામાં જો સત્તા મુડીવાદીઓના હાથમાં જવાની હોય અગર માત્ર શિક્ષિતવર્ગના હાથમાં જવાની હોય, રૂઢિચૂસ્ત બુઢ્ઢાઓના હાથમાં જવાની હોય, કોઇ રાજકીય સંપ્રદાયના હાથમાં જવાની હોય તો તેમને એવું સ્વરાજ્ય જોઇતું નથી. આજના પક્ષો જમીનવિનાના ખેતી કરનારાનું હિત વિચારવા તૈયાર નથી ( દા. ત. બારડોલી તાલુકાના રાનીપરજ દુબળાઓનો ) અસ્પૃશ્યતા માટે લડવાને તૈયાર નથી, દેશી રાજાઓને પંપાળવા માગે છે, તેની સાથે જુવાનવર્ગ સંમત નથી. ત્રીસ વર્ષ પહેલાં લોકમાન્ય ટીળક એમ કહેતા હતા કે હાલમાં સામાજિક સુધારાનો પ્રશ્ન હાથમાં ન લો અને આજે અસહકારી કહેવાતો પક્ષ દેશી રાજાઓની પીઠ થાબડી રહ્યો છે. ખરી હકીકત એવી છે કે જે વર્ગે ૧૯૧૯–૨૦ મા સખત લડત આપી તે થાકી ગયો છે, તેનામાં લડવાનું બળ નથી, તેને પોતાની પ્રતિષ્ઠાની ગાદી સાચવી રાખવી છે, તે વિનીતપક્ષ તરફ ઢળવા માંડ્યો છે, તેને માત્ર અહિંસાના મંત્રો ભણવા છે અને અમે બહુ વિચારશીલ, ન્યાયી, તોળી તોળીને કામ કરનારા છીએ એવો ડોળ કરવો છે. એમનામાં લડવાની શક્તિ હશે પણ વૃત્તિ નથી, અર્થાત્, તે ઘરડા થઇ ગયા છે. જ્યારે એમણે રાજકીય લડતમાં ભાગ લીધો ત્યારે બહુ યે સભાઓ ભરીને ઠરાવો કર્યાં, દેશને ઉશ્કેર્યો અને પ્રચારકામ કર્યું. આ બધું આવશ્યક હતું, પણ હવે એ જ લોકો એવા મોટા થઇ ગયા છે કે તેમને સભાઓમાં અને પરિષદોમાં વિશ્વાસ નથી. તેમને નવા સૈનિકો પેદા કરવા નથી. લાગણી ઉશ્કેરવામાં પાપ જુએ છે. લાગણી ઉશ્કેરીને હજારો વિદ્યાર્થીઓને અસહકાર કરાવી સાત–આઠ વિદ્યાપીઠો સ્થાપ્યા પછી હવે લાગણી ઉશ્કેર્યા વિના એકું કામ કરવાની શીખામણ આપે છે. એમના હુકમ પ્રમાણે આખા દેશનું તંત્ર ચાલે અને જુવાનવર્ગે મૂગે મોઢે હુકમનો અમલ કરવાનું રહ્યું. આવી માનસિક સંકુચિતતા ચોખ્ખે ચોખ્ખી આજના આગેવાનોમાં આવેલી જોવાય છે. એમણે કબજ કરેલી સંસ્થાઓ અને તીજોરીનો એકહથ્થુ વહીવટ કરવો છે. મુંબઈમાં જે નવો મજૂરપક્ષ ઊભો થયો છે તેને ધપ્પો મારવાના (snub) બહુ યે પ્રયત્ન થયા, અને આજે યુવકસંઘો અને મંડળો સ્થપાય છે તે કદર અસહકારીઓને આત્મઘાતક હોવાને બદલે આંખમાં રેત જાય એવી રીતે ખૂચે છે. આવી વસ્તુસ્થિતિ આખા દેશમાં જોવામાં આવે છે અને ખાસ કરીને જ્યાં અસહકારીઓનું વિશેષ જોર હતું ત્યાં વધારે પ્રમાણમા અનુભવ થ છે.

આપણી રાષ્ટ્રીય લડત ઘણા વર્ષો સુધી ચાલશે એ પ્રજાજનોને બહુ સ્પષ્ટ રીતે સમજાવી દેવાની જરૂર છે. જ્યારે દેશમા આત્મભોગની વૃત્તિ ઓછી કેળવાઇ હતી ત્યારે એટલે ૧૦ વર્ષ પહેલાં એમ કહેવામા આવ્યું હતું કે આપણે બાર મહિનામા સ્વરાજ્ય મેળવી શકીએ. એને માટે અમુક શરતોનું પાલન કરવાનું હતું પણ તે પાલન ૩૧ કરોડ માણસો ન કરી શકે એ અત્યંત સ્પષ્ટ હતું. લોકમાનસને બદલવાને માટે એ આશાભરેલું વચન ઉપયોગી હતું એમ આપણે સ્વીકારીએ પણ આજે એટલી જ સ્પષ્ટતાથી પ્રજાને

કહેવાની જરૂર છે કે આપણી લડત ઘણા લાંબા વખત સુધી ચાલશે અને તેને માટે આપણે ભારે વ્યવસ્થિત ગોઠવણો કરવી પડશે. એક વર્ષ કે બહુ થોડા સમયમાં સ્વરાજ્ય મળી જશે એવી ખોટી આશા આપવામાં હવે ફાયદો નથી. જો હાલની મજૂર સરકાર સાંસ્થાનિક સ્વરાજ્યના નામથી આપણે આશા રાખીએ છીએ તેના કરતાં પણ વધારે સત્તા હિંદને આપે તો પણ આપણે સ્વરાજ્ય મેળવતા નથી, એ બાબત બહુ ચોખ્ખી થવાની જરૂર છે. જ્યાં સુધી બધું લશ્કર, જરૂરી નૌકા સૈન્ય, બધી આસપાસની સરકારો સાથે સમજૂતી અને સંધીઓ કરવાની સત્તા, આપણા વેપારઉદ્યોગ ખીલવવા માટે જે ઉપાયો લેવા પડે તે કોઇ પણ અંકુશ વિના કરવાની સત્તા અને દરેક પ્રકારની આતરિક વ્યવસ્થા કરવાની સત્તા (દેશી રાજ્યો સહિત) આપણે ન મેળવીએ ત્યાં સુધીનું સ્વરાજ્ય બહુ કિંમતી નથી. પણ છેક નજીકનો વિચાર કરતાં પણ સાંસ્થાનિક સ્વરાજ્યમાં જો બ્રિટિશ પોલાદી પંજો, સિવિલ અને લશ્કરી સર્વિસ ચાલુ રાખવાના હોય તો એ સ્વરાજ્યનો શો અર્થ? અને જે પ્રકારનું સ્વરાજ્ય આપણે ઉપર બતાવ્યું તે સ્વરાજ્ય અહિંસાના મંત્રો ઉચ્ચારવાથી આવવાનું નથી. અહીં અહિંસા એ શબ્દને પ્રેમના–વિશ્વપ્રેમના અર્થમા વાપરૂં છું.

વિનીત થઈ ગયેલા અસહકારીઓએ એક બીજી ગંભીર ભૂલ કરી છે. અમે હિંસાત્મક લડતમાં માનતા નથી એવી બૂમરાણ છાપરે ચઢીને કરવામાં દુનિયાનો એક પણ. માણસ છેતરાયો નથી. બારડોલીની લડત અહિંસાત્મક હતી એમ કહેવામાં પણ બહુ અર્થ નથી. બારડોલીની પ્રજા હિંસાત્મક થાત તો આપણે નવાઈ પામત. ખેડાની પ્રજા હિંસાનો ત્યાગ કરે ત્યારે આપણે સમજીએ કે હિંદી પ્રજા અહિંસાત્મક થતી જાય છે. આપણે આજે અહિંસાત્મક છીએ કારણ કે આપણામાં લડવાનું બળ નથી. બ્રિટિશ સરકાર પાસે એટલી બધી હિંસા કરવાની સામગ્રી છે કે આપણે અહિંસાનું પાલન કરવું પડે છે એ દલીલ બાયલાની છે. મોગલ સામ્રાજ્ય ફેલાઈ રહ્યું હતું તે વખતે શિવાજી લડયો તેમાં ખરી મર્દાનગી હતી, તેમાં પુરુષાર્થ હતો. હું નૈતિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ એમ ચોખ્ખું માનું છું કે દુષ્ટતાથી દુષ્ટતાનો નાશ થતો નથી, પ્રેમથી પ્રેમ મેળવી શકાય છે, અને દુષ્ટતા શરમાઇને શમી જાય છે. તે છતાં હિંદદેશના એકત્રીસ કરોડ માણસો પાસેથી આશા રાખવી કે શઠને ઠોકે નહિ, એ વ્યાજબી નથી અને છાપરે ચઢીને અહિંસાવાદી હોવાનો દાવો જગજાહેર કરવો તેમાં ડહાપણ નથી અને બ્રિટિશ પ્રજા તેનો ખોટો લાભ લે છે. વ્યવહારની અંદર હડકાયલાં કુતરાને મારી નાખવાં પડે છે, સાપને મારવો પડે છે અને ખુન કરનારને ફાસીએ લટકાવવો પડે છે; એટલે અહિંસાની વાયડી વાતો કરીને પોતાને, આપણી પ્રજાને કે સરકારને છેતરવાનો પ્રયત્ન થાય એ ઠીક નથી. તેમાં તો પ્રજાનું બળ ઘટે છે, પ્રજા હતાશ થઇ જાય છે.

આવી રીતે આદર્શો અને લડતના માર્ગો વિષે જુના અને નવા જમાના વચ્ચે મતભેદ જાગ્યો છે અને જેવી રીતે ખુબ અભ્યાસ કરીને લાંબાં લાંબાં ભાષણો કરનાર વિનીતપક્ષ લાગણીથી દોરાઈ જતા ઉદ્દામપક્ષ તરફ તિરસ્કાર અને દયાની દૃષ્ટિથી જોતો હતો, તેવી જ રીતે હાલનો ગાંધીપક્ષ અથવા કટ્ટર અસહકારી "કહેવાતો" પક્ષ તે આજના જુવાન વર્ગ, સ્વતંત્રપક્ષ, મજૂરપક્ષ, કોમ્યુનિસ્ટ પક્ષ, યુવક સંઘો વગેરે તરફ એટલા જ તિરસ્કાર અને અવિશ્વાસથી જુએ છે, અને જેવી રીતે અસહકારીઓ ફાવી ગયા તેવી જ રીતે આજનો પક્ષ પણ ફાવી જશે.

## નવાયુગની લડત

આપણી લડતના બે શસ્ત્રો ગાંધીયુગમાંથી મળેલાં છે. સરકારની સાથે અસહકાર અને જ્યારે જરૂર પડે ત્યારે અને જ્યાં વાતાવરણ તૈયાર હોય ત્યાં, અમુક કાયદાનો સવિનય ભંગ એ બન્ને જબરાં શસ્ત્રો છે. આપણે એટલું પણ જાણીએ છીએ કે છેલ્લાં દશ વર્ષ દરમિયાન એ શસ્ત્રોનો ઉપયોગ કેવી રીતે કરવો તેની તાલીમ પણ પ્રજાને મળી છે. દશ વર્ષ પહેલાં જેટલા જુવાનો સ્વતંત્રતાના યજ્ઞમાં હોમાવવા તૈયાર થયેલા તેના કરતાં આજે વધારે મોટી સંખ્યા તૈયાર છે. આપણી વ્યવસ્થા શક્તિ પણ ઘણી વધી છે અને રેલસંકટ નિવારણ તથા બારડોલી સત્યાગ્રહ વખતે આપણને તેનું બરાબર ભાન થયું છે. તેથી આપણી આત્મશ્રદ્ધામાં ખૂબ વધારો થયો છે. હવેના અસહકારમાં સખ્તાઈ વધારે થશે એ પણ ચોખ્ખું છે, તેમાં સામાજિક બહિષ્કારનો વધારે ઉપયોગ થવાનો સંભવ છે. પણ અસહકાર મજબુત બનશે એ સ્પષ્ટ છે. દારુનિષેધનું કામ સફળ થયું હોય કે નહિ તો પણ તેમાથી ખૂબ શીખવાનું મળ્યું છે, એટલે હવે ખરો પ્રશ્ન તો લડતની વ્યૂહરચના કરવાનો રહ્યો. સૈન્ય ઊભું કરવું, તેને તાલીમ આપવી, અને તેની પાસેથી કામ લેવા માટે વ્યવસ્થા કરવી એ બધી ગોઠવણ કરવાનું હવે ઉપાડી લેવાનું છે. સૈનિકો જુદા જુદા કામોમાં રોકાઇ ગયા છે, હિંદી સેવાદળ પણ તૈયાર થતું જાય છે પણ તેની સંખ્યા હજી જૂજ છે; તેથી જેમ મહાસભાના સભ્યો નોંધાય છે તેમ સૈનિકો નોંધવા પડશે. આજે આપણી મહાસભાનું મુખ્ય કાર્યાલય જોઇએ તેવી સારી રીતે રચાયું નથી. જે કાર્યાલયમાંથી ૩૧ કરોડ માણસો અને ૨૧ પ્રાંતોમાં રહેતી વિવિધ વિવિધ વૃત્તિ અને શક્તિઓવાળી પ્રજાનું કામ કરવાનું છે તેમાં અતિકુશળ કાયમી મંત્રીઓ હોવા જોઇએ. ભલે મહાસભાના મંત્રીઓ થોડે થોડે વર્ષે બદલાય પણ કાર્યાલયનો સ્ટાફ તો કાયમનો હોય. દરેક પ્રાંતમા આવું જ એક કાર્યાલય હોય, તેનો દરેક તાલુકા સાથેનો જીવંત સંબંધ હોય, પ્રમુખ જ્યારે એક દોરી ખેંચે ત્યારે સાત લાખ ગામડાંઓમાં અમુક હીલચાલ થાય એવી વ્યવસ્થા આપણે કરવાની છે. ટૂંકમાં, જે વ્યવસ્થાશક્તિ વડે અંગ્રેજ સરકાર આપણા પર રાજ્ય કરી રહી છે તે વ્યવસ્થાશક્તિ સંપૂર્ણ રીતે કેળવીને આપણે લડત આપવાની છે.

આજનો જુવાનવર્ગ આવી વ્યવસ્થા, આવી તાલીમ માગી રહ્યો છે અને આગેવાનોને તો મુત્સદ્દીગીરી કરવી છે. બ્રિટિશ સરકાર બોલાવે તો ગૉળમેજી પરિષદમાં જવું કે ન જવું એ મહત્ત્વનો પ્રશ્ન નથી, પણ દરેક હિંદીએ સમજી લેવાનું છે કે જે રાજ્યપદ્ધતિથી કમિશનનું કામ થવાનું છે તેમાં બાર અઢાર મહિના વીતી જશે. જો સ્વરાજ્યપ્રાપ્તિને માટે આપણે હાલથી જ ઝુંબેશ નહિ ઉપાડીએ તો આપણામાં આંતરવિગ્રહ જાગશે, આપણામાં ફાટફુટ પડશે. આપણા કેદીઓ જેલમાં દુઃખ ખમી રહ્યા છે, આપણા રણવીર યોદ્ધાઓ રાજકીય આરોપોને લીધે કાયદેસર કામ કરતા અટકી પડ્યા છે. એ બધી દુર્દશા જાણવા છતાં આપણે સરકારના સ્મિતથી લટ્ટ બની જઈએ તો ખરેખરા મૂર્ખ ગણાઇશું. સુર સેતલવાડ અથવા દળવી જેવા વિનીત માણસો એવા સ્મિતથી કૃતકૃત્ય થઇ જાય પણ જો મીસીસ નાયડુ પણ તેમાં ભળી જાય તો નવો જુવાનવર્ગ તેમની આગેવાની નહિ સ્વીકારે.

આ કટોકટીના પ્રસંગે નવી નવી ચર્ચા ખડી થશે પણ બધી વાતોની પછવાડે સત્ય એટલું જ છે કે મજૂર સરકારની ઇચ્છા હશે તો પણ બ્રિટિશ પ્રજા સારા સુધારા આપી શકશે નહિ અને તેની સાથે સાથે આપણે સમજી લેવાનું છે કે સુધારા મેળવવાનો આધાર આપણા બળ પર છેઃ આપણા માનસિકબળ, આધ્યાત્મિકબળ અને શારીરિકબળ પર છે.

ગુમન્ત મહેતા

# વિજ્ઞાન વિભાગ

## વિજ્ઞાનઃ હિંદમાં તથા ગુજરાતમાં

૧

વિજ્ઞાનનો જન્મ તો માનવીની બુદ્ધિની સાથે જ થયો ગણાય. એટલે એનો જન્મકાળ તથા જન્મસ્થાન એ તો કલ્પનાનો જ વિષય થાય.

જે જે પ્રાચીન સંસ્કૃતિઓના વધતા ઓછા વિશ્વાસપાત્ર અહેવાલો આજ આપણી પાસે છે ને ઇજિપ્ત જેવા દેશની સંસ્કૃતિના તો હવે વધુ સુલભ થતા જાય છે તે સર્વ ઉપરથી એ વાત નિર્વિવાદ સિદ્ધ થાય છે કે માનવી જીવનની ઉપર વિજ્ઞાનની અસર તે કાળે પણ બહુ ગંભીર હતી.

તેમ છતાં અરાઢમી સદીમા આ વિજ્ઞાનનો પોતાનો નવીન અવતાર કહીએ તેવો જે વિકાસ થયો તેની અસર એટલી સચોટ, વ્યાપક તથા મૌલિક થઇ છે કે વર્તમાનકાળના આખા જગતનું સ્વરૂપ એને જ લીધે પલટાઈ ગયું છે, તે દિવસથી આજ લગીમાં વિજ્ઞાને માનવજીવનનું જે પરિવર્તન કરી દીધું છે તે જેવું ક્રાન્તિકારક છે તેવું જ તે અચિન્તિત હતુંઃ તેની સાથે જ એ પરિવર્તન અત્યારના માનવીના જીવનમાં જાણે સ્વાભાવિક જેવું થઇ પડયું છે, એટલે તે પહેલાંનું વાસ્તવિક જીવન કલ્પવા બેસતાં જ આપણને તે પૂર્વકાળના માનવીને માટે દયા તથા કાંઇક તુચ્છકાર જેવું થાય છે.

૨

આ પરિવર્તનનું સ્વરૂપ તથા વિજ્ઞાનનું સ્વરૂપ બહુ આછી રીતે આલેખવા યત્ન કરીએ.

અરાઢમી સદીએ વિજ્ઞાનનું તાત્ત્વિક રૂપ ઘડયું. એની લાક્ષણિક પ્રયોગાત્મક પદ્ધતિના પાયા ચણ્યા, સત્યશોધન એ વૈજ્ઞાનિકનો આદર્શ થયો ને તેમ થતાં એણે અપૂર્વ ગૌરવ તથા ઉગ્ર સત્ત્વશાલીનતા પ્રકટાવ્યા. વિજ્ઞાન એ શાસ્ત્ર થયુંઃ એટલું જ નહિ પણ અનેક શાસ્ત્રોની માતા થઇ.

ઓગણીસમી સદી તો "વિસ્મયકારક સદી" તરીકે પૂરી થઇ. તદ્દન અકલ્પિત ને અસંભવિત-ગનાયલી શક્તિ માનવીના હાથમાં આવી. નવી શોધો, નવા સિદ્ધાન્તો, નવી યંત્ર-રચના થઇ અને માનવજીવને નવો વિકાસ દીઠો. ગતિ વધી, પ્રવાસ વધ્યો. આગગાડી, સ્ટીમર, ટપાલ, તાર, ઇત્યાદિએ પૃથ્વીની આખી સપાટી—જળની તેમજ જમીનની—ઉપર નવો જ રંગ આણ્યો, જાણે નવો જીવન-સંચાર કર્યો. અમાપ તથા છેડા વગરની ગણાતી ધરતી હવે મર્યાદાવાળી થઇ એટલું જ નહિ પણ નાની સરખી થઇ પડી. ખગોળવિદ્યાની સમજ આવતી ગઇ તેમ આવડી મોટી પૃથ્વીની લઘુતા સમજાઇઃ તેમ જ પૃથ્વીના પોતાના કાંઇક સમગ્ર અવલોકનથી એક દેશનું-એક વ્યક્તિનું મિથ્યાભિમાન ઓસરી જવા

લાગ્યું. માનવતાનું ભાન વધારે સત્યરૂપમાં થયું. તેમ બીજી પાસથી સાહસ વધ્યું. રસાયનાદિ શાસ્ત્રોએ સંપત્તિ વધારી. પરાક્રમ વધ્યું. દરેક વસ્તુ હવે મોટા પાયા ઉપર બનવા લાગી પ્રાકૃત જીવનમાં ઉલટપાલટ થઇ તો આન્તરજીવન પણ અસ્પૃષ્ટ ક્યાંથી રહે? વિજ્ઞાનની નવી શક્તિની સામે પુરાણી ઘણી શક્તિઓ આવીને ઊભી રહીઃ કોઇ કોઇ વિજ્ઞાનને જોઇને જ ડરી ગઇ; કોઇ કોઇ, ધર્મ જેવી, ખૂબ આથડી. ખ્રિસ્તી ધર્મ એ અથડામણીમાથી વિશુદ્ધ થયો, પોતાનું સત્યસ્વરૂપ વિશેષ સમજતો થયો. અસત્યની ઉપર એની જેટલી રચના થઇ હતી તે તૂટવા લાગી. તત્ત્વચિન્તનને પણ વિજ્ઞાનની ગણત્રી કરવા માંડી, વિજ્ઞાનનાં ઘણાં ફળોનો ઉપયોગ કરવા માંડ્યો અને વિજ્ઞાનને ખાસ આદરનું સ્થાન આપ્યું. સક્ષેપમાં, ઓગણીસમી સદી પુરી થઇ ત્યારે કેટલાકને એમ જ લાગ્યું કે માનવ જાતિને જે જે ચમત્કારો જોવાના હતા તેમાંના ઘણાખરા થઇ રહ્યા છે, અને હવે વિશેષ બનવાનું નહિ જેવું જ રહ્યું છે.

પણ વીસમી સદીએ તો પોતાના શિશુ-કાળમા જ બતાવી આપ્યું કે આ ભ્રમ છે અને માનવ-શક્તિની તથા વિજ્ઞાન-સિદ્ધિની આડી દિવાલો કાં તો છે જ નહિ, અથવા તો હોય તો તે હજી બહુ દૂર છે. ઓગણીસમી સદી કોયલા તથા વરાળની શક્તિઓની હતી, તથા વિજળીનો તો જન્મ જ જાણે થયો હતો. પણ વીસમીનું હજી તો પહેલું ચરણ પૂરૂં થાય છે એટલામાં વિજળીએ તથા નવા પ્રકટેલા રેડિયમે આખા જગતને ખળભળાવી નાખ્યું. એ બન્નેની સાથે વિજ્ઞાનની અન્ય અનેક શાખાઓ-જેમાંની કેટલીક તદ્દન નવીન હતી-તેઓએ જ્ઞાન તથા સંપત્તિ, પરાક્રમ તથા સુખસગવડ એ સર્વનો નવો જ યુગ પ્રવર્તાવ્યો છે. મોટર, સબમેરિન, હવાઇ ઝાઝ એ સૌએ તથા એમના વંશ-વિસ્તારે માનવીના વાહનના ખ્યાલ જ બદલાવી નાખ્યા, વાયરલેસ તથા રેડિયોએ આખી પૃથ્વીને એકઠી સાંધી લેવા માંડી. નવી નવી સગવડો, નવી નવી જરૂરિયાતો, નવા નવા વિનોદો તથા નવી નવી સિદ્ધિઓએ આપણી ઉપર એવું આક્રમણ કર્યું છે કે એના ધસારાથી આપણામાના કેટલાક તો સાવ ગભરાઇ ગયા છે. હજી તો "પારોઠમાં પહેલી પૂણી" પણ નથી. માનવી હજી તો બાળક દશામાં જ છે. "હજી તો માનવબાળ ચોડીઆમાં પડે પડે આંખો ઉઘાડી જોતાં તથા કાંઇક સમજતા જ શીખ્યું છે" એમ ડૉ. સર જેમ્સ જીન આપણને કહે છે.

ખેતીનો આરંભ એ પણ વિજ્ઞાનનો બીજો જન્મ છે. એ ખેતીને અંગે આજ અનેક વિજ્ઞાનશાસ્ત્રો વધ્યાં છે, અને એ સર્વ શાસ્ત્રોએ ખેતીને એવી વિકસાવી છે તથા હજી વિકસાવ્યાં જાય છે કે જમીનમાથી આપણે હવે કેટલાગણું વધારે પ્રાપ્ત કરી શકીએ છીએ, ખરાબ જમીનને સારી ફળદ્રુપ કરીએ છીએ, અને વરસાદ આદિ આગન્તુક બળોના મનસ્વીપણામાંથી પણ કેટલેક અંશે છૂટી સ્વતંત્ર થઇ શકીએ છીએ. ઉદ્યોગો, વ્યાપાર, કળાઓ અને રાજ્યરચનાઓ એ સર્વમાં વિજ્ઞાનનું આધિપત્ય પૂરેપૂરૂં જામ્યું છે. યુદ્ધમાં વિજ્ઞાન જ પરમ-આશ્રય સિદ્ધ થયેલ છે, તો શાન્તિમા વળી એની સુવાસ તથા શક્તિ એથી હજારગણી છે.

પણ માત્ર જીવનવ્યવહારની ઉપર જ અસર કરી વિજ્ઞાન અટક્યું નથી. માનવીની રહેણીકરણી, આચારવિચાર, લાગણીઓ, ભાવનાઓ, કલ્પના, દૃષ્ટિ-એ સૌની ઉપર વધારે ને વધારે ઘેરી અસર એણે કરવા માંડી છે. ખ્રિસ્તી ધર્મની ઉપર જે પ્રબળ પ્રકાશ નાખી એની શુદ્ધિનું કામ એણે આરંભ્યું છે, તેનું જ મોડેવહેલે સર્વ ધર્મો તથા સંપ્રદાયોનું પણ

થશે, અને ધર્માન્ધતાથી તથા ધર્મ-અજ્ઞાનથી કલહો જગતમાં મચી રહ્યા છે તેઓના ઉપર શાન્તિકારક પ્રભાવ પડશે. તત્ત્વચિન્તનમાં માનવજીવનના તથા પાર્થિવ-જીવનના ખરેખરા મૌલિક પ્રશ્નોની તપાસમાં એના સેવકો આજ ગુંથાયા છે. " From known to the unknown " એ ન્યાયે જડપદાર્થો, જીવતાંના સ્થૂળ દેહો, પરમાણુઓ: પરમાણુના ય પરમ-અણુ સમાન વિદ્યુદણુ-' ઇલેક્ટ્રૉન '-થી માંડીને પૃથ્વીઓ-ગ્રહનક્ષત્રો-તારાઓ-સૂર્યમંડળો-વિશ્વો-તથા બ્રહ્માંડો લગીની પર્યેષણા એણે હાથમાં લીધી છે. હવે જડચેતનના સંગમના કોયડામાં તે ઊતરી પડ્યું છે. જડચેતન, પદાર્થ-શક્તિ એ દ્વન્દ્વના ઉપરાંત દિક્ તથા કાળ એ બેનો ય પોતાની શોધમાં પહેલીવાર વિજ્ઞાને સમાવેશ કરવા માંડ્યો છે. પ્રકાશ-વિદ્યુત્ ઉષ્ણતા-ગતિ-ધ્વનિ-ગુરુત્વાકર્ષણ એ સર્વ શક્તિમા સ્થૂલ-જડને શમાવી દઈ, હવે એ સર્વ શક્તિઓની પણ એક સર્વગ્રાહી વ્યાખ્યા શોધવા સર્વ રૂપો ને સર્વ ચેતનાઓનું પણ જે મૌલિક ચેતન હોય તેને શોધવા વિજ્ઞાન તૈયાર થયું છે. આવા વિજ્ઞાનાર્થીઓના એક સમર્થ અગ્રણી સર ઑલિવર લૉજ આજ કહે છે કે—

" Meanwhile, matter and energy have merged into one another: both are treated geometrically as if they were properties of space, or rather of the greater generalisation called space-time: there is beginning a great unification which in spite of present complexity *seems likely to lead to an ultimate simplification.* ... ... We must transcend matter and its relative motions, and must formulate the properties of the fundamental entity which fills space and endures in time."

ગોવર્ધનરામના શબ્દોમા લખ્ય-અલખ્યના ભેદ તથા સંબંધ વિજ્ઞાને શાસ્ત્રીય રીતે હાથમાં લેવા માંડ્યા છે.

## ૩

આ વિજ્ઞાનમાં આપણા દેશનો-ભરતખંડનો-કાંઇ ફાળો છે?

પ્રાચીન હિંદનું વિજ્ઞાનના વિકાસમાં સમર્પણ જેવું તેવું નહોતું. જો કે હજી એની પૂરી તપાસ થઈ નથી એટલે એનું બરોબર માપ કાઢી શકાય એમ નથી, તો પણ આપણા ઉન્નતિકાળમાં, છેક સત્તરમી અઢારમી સદી લગી, કળા-હુન્નર-ઉદ્યોગાદિ અનેક માર્ગોએ, વિજ્ઞાનના વ્યાવહારિક પ્રદેશમાં આપણા દેશે પુષ્કળ સમર્પણ કર્યું હતું તે વિશે સન્દેહ નથી. તે કાળ લગી અન્ય દેશોની નજરે હિંદ લગભગ સુવર્ણભૂમિ જેવી-El Dorado-હતી. પણ આજે તે સ્થિતિ રહી નથી. આજે તો હિંદ બહારનો પ્રકાશ ઝીલે છે, બહારથી આવતાં વિજ્ઞાન-ફળોને સ્વીકારે છે એટલું જ નહિ પણ એ વિદેશી વસ્તુઓની ઉપર જ હવે હિંદનું જીવનચક્ર ઘણે અંશે આધાર રાખતું થયું છે. આપણી કળા, આપણું કૌશલ્ય, આપણું જ્ઞાન-સર્વ લગભગ મૃતપ્રાય થઇ ગયું છે: સ્વતંત્રતાની સાથે આપણે વિજ્ઞાન પણ ખોયું છે. આજે આપણે વિદેશી કાપડનો બહિષ્કાર, કે બહિષ્કારની વાતો, કરી શકીએ છીએ; રાજકીય અસહકાર, કે અસહકારની ચળવળ, કરી શકોએ છીએ; પણ અન્ય દેશોએ આપેલાં વિજ્ઞાનફળોને, નથી આપણે તરછોડી શકતા કે નથી સ્વયમેવ એનું સ્થાન લેવા

અન્યને ઉત્પન્ન કરી શકતા. મોટામાં મોટા અસહકારીઓ તથા ચૂસ્તમાં ચૂસ્ત "સ્વદેશી" ના ભક્તો આજે ટ્રેન, મોટર, તાર, ઘડિયાળ, ફાઉન્ટન-પેન આદિ હજારો વસ્તુઓની બાબતમાં પરાધીન જ છે. આપણા પ્રાકૃત જીવનની કેટલી ચીજો આપણે બહારથી જ લેવી પડે છે, એ વાત સર્વવિદિત છે.

આ પ્રશ્ન સ્વાભિમાનની દૃષ્ટિએ ગમે તે રીતે જોવાય. અત્યારે એ જ જોવાનું છે કે આ સર્વ વિજ્ઞાન-ફળોમા આપણે આપણા પોતાના નિર્વાહ પૂરતું ય હજી કરી શકતા નથી તો જગતને કાંઈક અર્પણ કરીએ એ વાત તો ક્યા રહી ?

જો વ્યવહારપ્રદેશમાં આપણા દેશનું સમર્પણ આવું છે તો સંશોધન-પ્રદેશમાં, વિજ્ઞાનના ખરા સ્વરૂપના પ્રદેશમા, શી સ્થિતિ છે ?

આમા પણ આપણા ઋષિ-મુનિઓએ, " દ્રષ્ટાઓ " એ, દેખેલાં તથા કથેલાં જીવન-સત્યો તરફ આપણો પક્ષપાત હોય. એના વારસો આપણે આજના વિજ્ઞાનની તરફ, આ પ્રદેશમા તો, જરા તિરસ્કારથી જોવા લલચાઇએ. " હજી તમારા વિજ્ઞાનને બહુ ફાફાં મારવાં બાકી છે." " હજી આપણને પહોંચવાની વિજ્ઞાનને બહુ વાર છે." એ સંતોષની લાગણી પ્રકટ કે અપ્રકટ રૂપમા પણ હજી છે.

આ લાગણીની ઉપર એક જ ટીકા થઇ શકે. સત્યાસત્યનો નિર્ણય આખરે થશે. વિજ્ઞાન સંપૂર્ણતાનો દાવો કરી શકે જ નહિ: એના તો હજી પ્રારંભિક પ્રયાસો છે એમ એ પોતે કહે છે. પણ આપણો સ્વસંતોષ આપણી પોતાની સિદ્ધિની ઉપર નથી સ્થાપેલો, એ વિશ્વ-જૂનાં સત્યો નથી આપણે-આજ કાલના ભારતવાસીએ-સ્થાપ્યાં, કે નથી આપણે એમને વિજ્ઞાનની સામે કસીને સિદ્ધ કરી બતાવ્યાં. કદાચિત આપણે એમને જીરવ્યાં પણ નથી. એટલુ જ નહિ પણ આપણી દશા આજે એવી કંગાલ ને હાસ્યાસ્પદ છે કે પશ્ચિમના વિજ્ઞાનીઓ આપણા એ જૂના સત્યો સ્વીકારે એની માત્ર વાટ જોતા આપણે બેસી રહીએ છીએ: આપણી શ્રદ્ધા કા તો આંધળી છે, અથવા એવી ડગમગી રહી છે કે વિજ્ઞાનને જે છેવટે ન્યાય કરવાનું કામ પણ સોપી દઇએ છીએ.

આ પ્રશ્ન બાજુએ મૂકી, મૂળ વાત હાથમાં લઇએ. વિજ્ઞાનનાં જે વ્યાવહારિક ફળોએ જગત-પરિવર્તન કર્યું છે તે ફળોના ઉત્પાદક, મહાન વિધાયકોમા એડિસન, સ્ટૅાન, માર્કોની ઇત્યાદિ જેવામાં-સ્થાન લઇ શકે એવો કોઇ ભારતવાસી આજ નથી. એટલું જ નહિ પણ ન્યૂટન, આઇન્સ્ટાઈન, એડિંગ્ટન, લૉજ ઇત્યાદિ જેવા મૌલિક સિદ્ધાન્ત-દર્શકોમાં સ્થાન લઇ શકે એવો પણ કોઇ નથી.

છતાં, આ ગ્લાનિકારક કથન પછી, એટલું ઉમેરવું જોઇએ કે આથી ભવિષ્ય નિરાશાજનક છે એવું કાંઇ સમજવાનું નથી. આપણે બીજા દેશોની બહુ પછાડી છીએ, પણ આપણે ય પગ ઉપાડવા માંડયા છે. બહુ જ ધીમા છીએ, છતા હવે સંશોધન-વિષયમાં તદ્દન ગતિશૂન્ય નથી. વચલી દીર્ઘ નિદ્રાનો ખ્યાલ કરીએ તો હવે ગતિનો આરંભ સ્પષ્ટ છે.

રામાનુજમ્, રાય, બોસ, રામન તથા મેઘનાદ શાહ-એ પંચમૂર્તિ આપણને વિજ્ઞાન કૃતિની તદ્દન શૂન્યતામાંથી બચાવી લે છે. આ પાચમાથી માત્ર ચારને જ લન્ડનની રૉયલ સોસાયટીના ફેલો તરીકે સ્વીકારાવાનું માન મળ્યું છે. એથી વિશેષ મોટાં ઘણા વૈજ્ઞાનિક

સન્માનો છે: તેમાનાં એક બે જ માત્ર બે જણાને-બોસ તથા રામનને મળ્યાં છે: મોટામા મોટાં સન્માનોમાં ગણાતું નોબેલ-પારિતોષિક વિજ્ઞાન માટે હજી કોઈને મળ્યું નથી.

એટલું જ નહિ પણ આ પાંચમાના પ્રથમ, રામાનુજમ્, તો અત્યારે માત્ર યશઃ-શરીરે જ જીવે છે. યશઃશરીર અદ્ભૂત છે, જગતના મોટા ગણિતશાસ્ત્રીઓ આજે રામાનુજમ્‌ના અધૂરા કાર્યને સમજવામાં, એની ડાયરીની ટૂંકી નોંધો ઉકેલવામાં, તથા એની પ્રતિભાનો વિશેષ પાર પામવામા ગુંથાયા છે. છતાં રામાનુજમ્ હવે રહ્યા નથીઃ હવે વિશેષ કરી શકે એમ નથી.

તે પ્રમાણે રાય, આજે આચાર્ય રાયના નામથી વિશેષ જાણીતા થયેલા ડૉ. સર પ્રફુલ્લ ચન્દ્ર રાય, હવે વિજ્ઞાન-પ્રદેશમાથી નિવૃત્ત જેવા છે. હિંદની બહારના જગતે એમની કદર, આ પાચેમા સૌથી ઓછી કરી છે: તો હિંદે પોતે સૌથી વધારે પ્રેમ એમની ઉપર ઢાલવ્યો છે. પ્રાચીન હિંદના રસાયનની કથા; બેંગાલ કેમિકલ એન્ડ ફાર્માસ્યુટિકલ વર્કસ લિમિટેડ, જેવી અદ્ભુત વૃત્તાન્તવાળી ઔદ્યોગિક રચના; બંગાળામાં રસાયનના અભ્યાસની તેમજ સંશોધનની સ્થાપના—એ આ હિંદી રસાયનશાસ્ત્રીઓના પિતામહ સમાન આચાર્ય રાયની મુખ્ય વિજ્ઞાન-કૃતિ છે.

ત્રીજા બોસ સીત્તેરથી ય વધારે વર્ષની ઉમરે હજી પ્રવૃત્ત છે. એમને જેમ આરંભમાં અવગણના મળી તેમ હવે વિશેષ આદર-સત્કાર મળે છે. પૂર્વાવસ્થાના ભૌતિકશાસ્ત્રી આજે વનસ્પતિ-જીવનના પ્રદેશને અજવાળી રહ્યા છે અને જડ-ચેતનના સંગમને સમજવામાં જીવન-સર્વસ્વ અર્પણ કરી રહ્યા છે. એમના યંત્રો પ્રથમ દરજ્જે, તે પછી એમના પ્રયોગો તથા એમની વક્તૃતા, ખૂબ પ્રશંસા પામ્યા છે. જે અનુમાનો સત્ય તરીકે સ્થાપવા તે મથી રહ્યા છે તેઓએ પુષ્કળ વિરોધ પ્રકટાવ્યો છે-હજી પણ તે સ્વીકારાયાં છે એમ કહેવાય નહિ. પણ જો તે સ્વીકારાય તો જગતના વિજ્ઞાનીઓમાં એમનું સ્થાન ઊંચું રહેશે એ ચોકસ છે. પણ તે માટે ઘણો કાળ તથા ઘણી વધારે પર્યેષણા જોઈશે.

રામન તથા શાહ-બે જ બાકી રહ્યા. તેઓ જ અત્યારે દેશની ખરેખરી આશા છે. બન્ને હજી જીવનની પૂરી શક્તિવાળા છે. બન્નેના નામ હિંદની બહાર સારી પેઠે જાણીતા છે. બંને ભૌતિકશાસ્ત્રીઓ, છતા રામન વિશેષ પ્રયોગશીલ અને શાહ મનનશીલ. બન્નેએ કેટલુંક મહત્ત્વનું કાર્ય નાની વયમા કરી બતાવ્યુ છે. બન્નેએ પર્યેષણ-પરંપરાઓ આ દેશમાં તેમજ યુરોપ-અમેરિકામાં જન્માવી છે. પહેલો વૈજ્ઞાનિક નોબેલ-પારિતોષિક મેળવનાર રામન થાય તો આશ્ચર્ય નથી.

આ મહારથીઓની પાછળ, તેમ જ સ્વતંત્ર રીતે, ઘૂમનારા અન્ય રથીઓ, ઘોડેસ્વાર, પાયદળ આદિ પણ છે. ઇન્ડિયન સાયન્સ કોંગ્રેસની બેઠકો બતાવી આપે છે કે આ સંખ્યા વધતી જાય છે. કેટલીક વિજ્ઞાન-સંસ્થાઓ સ્થપાઇ છે. વૈજ્ઞાનિક સંશોધનના કેન્દ્રો બળવાન થતા જાય છે તથા નવા પ્રકટે છે. યુનિવર્સિટીઓએ આનો સંવેગ ઝીલવા માંડયો છે: ઝીલીને વધારે સમૃદ્ધ કરવા માંડયો છે. વૈજ્ઞાનિક પત્રો વધવા માંડયાં છે.

આમ જગતમાં અતિશય પછવાડે હોવા છતાં જીવન-સંચાર સ્પષ્ટ છે. હિન્દે વિજ્ઞાન-ક્ષેત્રમાં પગલા માંડવા માંડયા છે.

## ૪

અને ગુજરાતે ?

દૃષ્ટિને ગુજરાતની તરફ સંકોચી લેતાં વિશેષ ગ્લાનિ ઊપજે છે. જગતના વિજ્ઞાનમાં હિંદે પ્રવેશ માત્ર કર્યો છે, એટલો જ થોડો પ્રવેશ હિંદના થોડા વિજ્ઞાનમાં ગુજરાતનો હશે!

ઉપરની પંચમૂર્તિઓમાં એક પણ ગુજરાતી નથી.

ગજ્જરનું નામ યાદ આવે જ. છતાં સમગ્ર વિચાર કરીએ તો આ પંચમૂર્તિમાંના એકની બરોબર પણ ગજ્જરની ઉજ્જવળતા આવતી નથી. મહત્ત્વની કૃતિઓ, તેથી વધારે મહત્ત્વની આશાઓ, અને એવડી મોટી નિષ્ફળતાઓ: એ સર્વ એક સામટા નેત્ર સમક્ષ ઊભા રહે છે. એવા એવા ગજ્જર પણ આજ નથી.

છે માત્ર એક જ જણ. પણ એમને નથી યુનિવર્સિટીએ સન્માન્યા કે નથી રાજ્યે. તે ઓસની વયના શ્રી જયકૃષ્ણ ઇન્દ્રજી: વનસ્પતિશાસ્ત્રના ખરા ધુરંધર, હિંદની વનસ્પતિના વ્યાવહારિક તેમજ શાસ્ત્રીય જ્ઞાતા. ઇંગ્લન્ડમાં પ્રાચીન અસ્થિ–અવશેષના સર્વમાન્ય આપ્ત-પુરુષ સર આર્થર કીથ. પ્રિન્સ ઑવ વેલ્સે ઑક્સફર્ડની બ્રિટિશ એસોસિયેશનમાં બે વર્ષ ઉપર કહ્યું હતું: "કોઇને ય જમીનમાંથી આવો અસ્થિ—અવશેષ મળી આવે તો એને એમજ થાય કે લાવ, સર આર્થર કીથને તે મોકલું." એવું વનસ્પતિની બાબતમાં જયકૃષ્ણભાઇનું ગુજરાતમાં છે. કચ્છરાજ્યે આજે એમની કદર કરી છે અને એમની સેવાનો પૂરો ઉપયોગ કર્યો છે. બાકી ગુજરાત, મુંબાઈની યુનિવર્સિટી, યુનિવર્સિટીની વનસ્પતિના પદવીધરો ઇત્યાદિએ કશું કર્યું નથી. મારી ખાતરી છે કે કોઇ પણ અન્ય દેશમાં જયકૃષ્ણભાઇ હોત તો યુનિવર્સિટી તરફથી ડૉક્ટર આવ સાયન્સની પદવી તો એમને, સંમાનચિહ્ન તરીકે, ક્યારની મળી હોત. હજી પણ મુંબાઇની યુનિવર્સિટી આ ઉપર વિચાર કરી શકે.

સન ૧૯૨૪ માં ગુજરાતી સાહિત્યપરિષદના વિજ્ઞાન-વિભાગને અધ્યક્ષસ્થાનેથી ગુજરાતના વૈજ્ઞાનિક સંશોધનનું અવલોકન કરતાં માત્ર બે જ વસ્તુઓ મને ગણવા જેવી જડી હતી: (૧) જયકૃષ્ણભાઈનું વનસ્પતિ–બાગ–આદિનું મહત્કાર્ય. (૨) પુરાતત્ત્વ–મન્દિરનું પ્રાચીનશાસ્ત્ર વિષયક સંશોધન. આ બીજું કાર્ય, જે રાષ્ટ્રીય શિક્ષણની શાળાઓની વેરાળીઆ જેવી પ્રવૃત્તિમાંનું લગભગ એક જ સુફળ હતું, તે આજે માત્ર સ્મરણાવશેષ રહ્યું છે. પુરાતત્ત્વ–મન્દિરનો અન્ત થયા પછી આ રાષ્ટ્રીય શિક્ષણના ક્રમમાં કાંઈ પણ સત્ત્વ રહ્યું છે એમ માનવું મુશ્કેલ છે.

ગુજરાતે વિજ્ઞાનને શો ફાળો આપ્યો છે તે શોધી કાઢવું પણ મુશ્કેલ છે. એવાં કાર્ય કરનાર વ્યક્તિ અથવા સભા કોઇ પણ આજે નથી: જયકૃષ્ણભાઇના એક અપવાદ સિવાય.

માત્ર કેટલાક પ્રયાસો, અથવા પ્રયાસોના આરંભમાત્ર, નોંધવા પૂરતા મળી આવે એમ છે. અને તેઓ હજી ઊંચું સ્થાન પામી શકે એવાં ગણાય નહિ. ગુજરાતની ખેતી, ગુજરાતના ઉદ્યોગો, ગુજરાતની કળાઓ, ગુજરાતનાં નદી–પર્વત–સમુદ્રતટો, ગુજરાતનાં જળાશયો, ગુજરાતનાં વન ફળ તથા ફુલો અને ઔષધિઓ, ગુજરાતના પક્ષીઓ પશુઓ જન્તુઓ તથા ખાસ કરીને ઢોર: એ સર્વ આજે વૈજ્ઞાનિક પર્યેષણાની રાહ જોઇને બેઠા છે, તેઓને સંતોષે એવું કાંઇ પણ આજે થતું હોય એમ કહી શકાય નહિ; તો પણ જેમ

અલ્પારમ્ભમાથી ઘણાં ફળ થાય છે તેમ આજેય કેટલાક આરમ્ભો આશા આપનાર તરીકે ગણી શકાય એવા છે.

ગુજરાતમાં સંશોધન કરનારા જૂજ છે તેમ સંશોધનના કેન્દ્ર પણ હજી જામ્યાં નથી. મુંબાઈની યુનિવર્સિટીએ એમ. એસસી. ની પદવીને માટે, પરીક્ષાને બદલે અન્વેષણો સ્વીકારવા માંડયા છે એટલે મુખ્યત્વે રસાયનમા, ને બહુ ગૌણ અંશે ભૌતિક-પ્રાણિ-વનસ્પતિ-શાસ્ત્રોમાં, વિદ્યાર્થીઓ અન્વેષણની તાલિમ લેવા લાગ્યા છે. તેમાં ગુજરાતીઓનો ભાગ સારો છે. ઘણા બેંગલોર તથા મુંબાઈ, ને કોઈ વડોદરામાં રહીને આ પ્રમાણે યુનિવર્સિટી-શિક્ષણને અંગે શોધખોળના કામમા ઊતરે છે. આમા ગુજરાતનું રાજનગર અમદાવાદ સુરત છે. સર ચીનુભાઈએ સાયન્સ કૉલેજને માટે મોટી સખાવત કરી, એ એક કાર્ય ઉપરાંત બીજુ કાઇ પણ મોટું કામ વિજ્ઞાનને માટે તથા ઉચ્ચતર શિક્ષણને માટે ય, અમદાવાદે કર્યું હોય એમ દેખાતું નથી.

આ ઉપરાંત સામાન્ય રીતે ય આજના યુવક-ગણનું વિજ્ઞાનના અભ્યાસ તરફ વલણ વધ્યું છે. મુંબાઈની યુનિવર્સિટીએ મોડી મોડી ય પોતાની એક ગંભીર ભૂલ સુધારી અને મેટ્રિકમા વિજ્ઞાનને ફરજિયાત પરીક્ષા-વિષય તરીકે સ્થાપ્યું એની અસર ઘણી થઇ છે. તે તથા એવાં બીજાં કારણોને.લીધે એક પચીસીમા વિજ્ઞાન ભણનારા વિદ્યાર્થીઓની સંખ્યા મુંબાઇ યુનિવર્સિટીમાં કેટલા ગણી વધી પડી છે.

વિજ્ઞાનનું શિક્ષણ તળેથી જેમ પ્રસાર પામ્યું તેમ ઉપરથી પણ ઉચ્ચતર થયું. વિજ્ઞાનના વિશેષ અભ્યાસ માટે કેટલાય તરુણ ગુજરાતી બન્ધુઓ આજે વિજ્ઞાન-તીર્થો સમાન વિદેશી સ્થળોમાં જવા લાગ્યા છે. પહેલા લગભગ "બાર"ને માટે જ, યા તો દેશાટન અર્થે, ગુજરાતીઓ જતા: આજે તે ઉપરાત વિજ્ઞાનાદિનો અભ્યાસ એ મોટું લક્ષ્ય થઇ પડયુ છે. જુદા જુદા દેશોમા પણ જવા લાગ્યા છે એ વધારે સારૂં છે, જો કે હજી ઇટલિ, સ્વિટઝરલેન્ડ, કેનેડા, જાપાન તુર્કસ્થાન-આદિ અન્ય દેશોમા ય આપણા ભાઇઓ જાય એ આવશ્યક છે. તેમ વિજ્ઞાનની આજે કેટલીય શાખાઓ છે, ને તે શાખાઓના સંબંધમા કેટલાય વ્યાવહારિક પ્રદેશો ખાસ જ્ઞાન તથા અનુભવની અપેક્ષા રાખે છે. જ્યાં જ્યા જે વિજ્ઞાનશાસ્ત્ર સર્વોત્તમ રીતે ખીલ્યું હોય ત્યાં ત્યા આપણા ભાઇઓએ પહોચવું જોઇએ. ગુજરાતને ખાતર તેમ જ ભારતમાતાને ખાતર વિજ્ઞાનનું ધન સર્વ સ્થળેથી ભેળુ કરવું જોઇએ.

વિજ્ઞાનવૃક્ષ સજીવ નહિ હોય તો સ્વરાજ પણ બહુ કામનું નથી. સ્વરાજ જેમ વિજ્ઞાનવૃક્ષને ઉછેરશે તેમ સ્વરાજ પોતે વધારે સંસિદ્ધ તથા સત્ત્વશાલી થશે.

ગુજરાતમા વિજ્ઞાનની ખામી તો ગુજરાતને નીચું જોવરાવે એવી છે. બંગાળા, પંજાબ, મદ્રાસ, માઇસોર, સંયુક્ત પ્રાત, એ સૌ ગુજરાતની બહુ આગળ છે.

આપણે ત્યાં વિજ્ઞાનની સભા કે મંડળ પણ નથી: જ્યાં વિજ્ઞાનના અભ્યાસકો ભેળા મળે, વિજ્ઞાનની શોધખોળો અર્થે, પોતાની પર્યેષણા રજુ કરે અને બીજાની સાંભળે.

કાંઈક આ દષ્ટિથી, અને વિશેષ અરસપરસના ઓળખાણના લાભને માટે તેમ જ ગુજરાતી ભાષામાં તથા ગુજરાતની પ્રજામાં વિજ્ઞાનને અવતારવાને માટે, આજથી નવ વર્ષ ઉપર, સન ૧૯૨૦ માં, એક વિજ્ઞાન-સમિતિની રચના, ગુજરાતી સાહિત્યપરિષદ્‌ની છઠ્ઠી

બેઠકને અંગે, અમદાવાદમાં થઈ હતી. આ સમિતિને હાથે કાંઇક ઉપયોગી કાર્ય થયું પણ છે. તેમ એને ઘણી મુશ્કેલીઓ પણ નડી છે, એટલે એની સ્થિરતા, કાર્યકરશક્તિ ને વિકાસ એ સૌ હજી ભવિષ્યના ઉપર આધાર રાખે છે.

ગત વર્ષ નડિયાદની સાહિત્યપરિષદ્‌મા વિજ્ઞાનવિભાગની બેઠકમાં પાછો ઉત્સાહ આવ્યો હતો તથા ગુજરાતી વિજ્ઞાનમંડળની સ્થાપનાની સૂચનાઓ તથા માગણીઓ થઇ હતી. એવું મંડળ બહુ ઉપયોગી થાય અને એને માટે કાર્યક્ષેત્ર તો ઘણું જ મોટું છે.

સદ્‌ભાગ્યે આપણી સાહિત્ય-સંસ્થાઓમાં સૌથી વધારે વૃદ્ધ તથા સમૃદ્ધ એવી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ આ પ્રદેશમાં વિશેષ રસ લેવાનું નક્કી કર્યું છે. "ગુજરાતી સાહિત્ય, ઇતિહાસ, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર એ વિષયોમાના ગમે તે એક વિષય"ના અભ્યાસ તથા સંશોધનને માટે રૂ. ૨૦૦)નું પારિતોષિક જાહેર કર્યું છે. એ ઉપરાંત વિજ્ઞાન-વ્યાખ્યાનમાળાની યોજના ઘડવા માંડી છે એ બહુ આશાજનક છે.

આવો જ એક સ્વતત્ર તથા ખાનગી પ્રયાસ, વિજ્ઞાનના અભ્યાસના ઉત્તેજનને અર્થે, ભાઈ પોપટલાલ ગોવિન્દલાલ શાહે, ઇનામી નિબન્ધોની માગણી કરીને, કર્યો છે.

તરુણ ગુજરાત, વિજ્ઞાનોત્સુક તથા વિજ્ઞાન-અભ્યાસી ગુજરાત, આ સર્વ પ્રયાસોને ઉચિત સત્કાર કરે એ ઈષ્ટ છે.

ગુજરાતના વૈજ્ઞાનિક સાહિત્યને વિષે બોલતાં, સન ૧૯૨૪ માં, સાહિત્યપરિષદ્‌માં, તેમ જ "નવચેતન"ના (૧૯૨૪ એપ્રિલના) અંકમાં, ગુજરાતી પત્રકારોને મેં અપીલ કરી હતી કે તેઓ વિજ્ઞાનનું મહત્ત્વ સમજે તથા સામયિક તથા દૈનિક પત્રોમાં વિજ્ઞાનને નિયમિત તથા યોગ્ય સ્થાન હમેશા આપ્યાં કરે. સાહિત્યની તેમજ પત્રકારોની અસર પ્રજાજીવનની ઉપર ઘણી થાય છે. ગુજરાતી પ્રજાના માનસની અંદર વિજ્ઞાનને ઉતારવામાં ગુજરાતી પત્રકારોની મદદ અનિવાર્ય આવશ્યક્તા જેવી છે.

"નવજીવન" તથા "સૌરાષ્ટ્ર" એ બન્ને પત્રોએ ગુજરાત-કાઠિયાવાડના માનસને ઘડવામા જે કર્યું છે તેથી ભાગ્યે જ કોઇ અજ્ઞાત હશે. આ બન્ને પત્રો જો વિજ્ઞાનથી અલગ ન રહે અને વિજ્ઞાનને પણ સ્વીકારે, તો તેઓની પોતાની કલ્યાણકર શક્તિ બહુ વૃદ્ધિ પામશે.

તેમ છતા અન્ય પત્રો વધતેઓછે અંશે વિજ્ઞાનને સમજવા લાગ્યાં જણાય છે. આજથી પંદર વર્ષ ઉપર, પાંચ વર્ષ ઉપર પણ, જે સ્થિતિ હતી તે કરતાં આજે પ્રગતિના સ્પષ્ટ ચિહ્નો છે.

સર્વ પત્રો તથા પત્રકારોનો વિજ્ઞાન સાથેનો સંબંધ વર્ણવવો એ અત્ર અસ્થાને છે. પણ પ્રથમના કરતાં પ્રગતિ જણાય છે એમ જે ઉપર કહ્યું છે તેનો કાંઈક પૂરાવો આપવો યોગ્ય છે.

આજે ય કેટલાક વિદ્વાન તથા પ્રતિષ્ઠિત પત્રકારો વિજ્ઞાનથી પોતાના પત્રને અસ્પૃષ્ટ રાખી શકે છે, અને રાખવા ઇચ્છે છે. તેઓનાથી તદ્દન ઉલટા પ્રકારનું ઉદાહરણ આનંદશંકરભાઈનું છે. ખરે,-જે પત્રોએ વિજ્ઞાનની હમેશાં તથા પ્રથમથી જ કાઇક યોગ્ય સમજણ પ્રકટ કરી છે તથા પોતાના સામાયિક સાહિત્યના ફાળામાં વિજ્ઞાનને અચૂક સ્થાન આપ્યાં કર્યું છે તે પત્રોમાં "વસન્ત" સહેલાઈથી અગ્રસ્થાન લઇ શકે. એનો આબાદ પૂરાવો

કોઇ પણ દિવસે "વસન્ત"ની ફાઇલ હાથમાં લેતાં મળી આવશે. "વસન્ત"ના વયની સાથે આનંદશંકરભાઇની આ ગુણજ્ઞના પણ પરિપાક પામી છે. એમના માનસની અસાધારણ ઉત્કૃષ્ટતા મને વિજ્ઞાન તરફના એમના રસમાં પણ લાગી છે.

મારા અનુભવથી હું બોલુ તો "વસન્ત"ની પછી ભાઇ હાજીમહમદના "વીસમી સદી" ને તથા રમણીયરામના તે કાળના "સમાલોચક" ને મૂકું. સન ૧૯૧૬થી-૨૦ લગી, ત્રણ ચાર વર્ષ લગી, આ બન્ને પત્રોએ વૈજ્ઞાનિક સાહિત્યને ગુજરાતીમાં પ્રકટ કરવામાં જે તત્પરતા તથા આદર બતાવ્યા છે તે આજે પણ અસાધારણ છે અને હમેશાં ધન્યવાદને પાત્ર રહેશે.

સન ૧૯૨૩માં હુ ઇંગ્લન્ડથી પાછો આવ્યો ત્યારે મને આ વિષયમાં નિરાશા થયેલી. તે વખતે અનેક નવાં પત્રો નીકળી ચૂકેલાં. પણ વિજ્ઞાનની આવશ્યકતા કોઇએ બરાબર જોયેલી નહિ. અને તેથી જ "વિજ્ઞાન તથા પત્રકારો" એ શીર્ષકથી મારે ગુજરાતી પત્રકારોને ("નવચેતન"મા) અપીલ કરવી પડેલી.

હવે નવામાના ઘણાઓએ વિજ્ઞાનને સ્થાન આપવા માંડયું છે. જૂનાં પત્રોમા ય સારો ફેરફાર થયો છે. આ સર્વ પત્રોમા અલબત લોકભોગ્ય વૈજ્ઞાનિક સાહિત્ય જ હોય: સંશોધનાત્મકની તો આશા રખાય જ નહિ. તેમ ઘણે સ્થળે લેખોમાં અનૌચિત્ય, તરજુમીઆપણું ઇત્યાદિ દેખાય તો તે પણ સ્વાભાવિક છે. ધીરે ધીરે એ ખામીઓ પૂરાવી જોઇએ.

"ગુજરાતી", "નવચેતન", "શારદા" એ ત્રણેના પ્રયાસ જાણીતા છે. "ગુણસુંદરી" "સાહિત્ય" આદિ પ્રસંગોપાત્ત વિજ્ઞાનલેખો પ્રકટ કરે છે. દીવાળીના તથા એવા ખાસ અંકોમાં હવે જૂજ પણ વિજ્ઞાન-લેખો હોવાના તો ખરા. બાળપત્રો તથા બાળસાહિત્યમાં વિજ્ઞાનની છાંટ ધાર્યા પ્રમાણે વધારે આગળ પડતી હોય છે જ અને તે ઉચિત છે. "સ્ત્રીબોધ"માં કેટલાક સમય થયા વિમળાબહેન સેતલવાડ સુઘડ લેખો લખી વિજ્ઞાનને સરળ કરવાને યત્ન કરી રહ્યા છે.

"કુમાર"નું કાર્ય બેશક ઊંચી ભૂમિકા ઉપર, આ દૃષ્ટિથી જોતાં પણ માલૂમ પડે છે. સચિત્ર, ઉપયોગી, પ્રેરક વિજ્ઞાન એમાં દર્શન દે છે. કેટલાકને કેમેરા-સ્ટવ-વિટેમિન જેવા વ્યાવહારિક લેખો ખાસ આકર્ષતા હશે, તો ગુજરાતના પક્ષીઓનાં મોહક વર્ણન બીજાઓને લોભાવતા હશે, તો વૈજ્ઞાનિક ચરિત્રોની સમૃદ્ધિ સૌની ઉપર પ્રભાવ નાખતી હશે. ખરે, રવિભાઇ તથા બચુભાઇનું કાર્ય આ દૃષ્ટિએ પણ ઘણું સરસ છે.

આ કક્ષામા બે નવાં પત્રોએ-ગંભીર તથા પ્રતિષ્ઠિત પત્રોએ, તાજેતર ઉમેરો કર્યો છે. એક તો "કૌમુદી": સાહિત્યનો સકુચિત અર્થ, ઊચી ભૂમિકાની ઉપર ઊભા રહીને પણ ભાઇ વિજયરાયે કર્યો તથા કેટલાક કાળ લગી એને ચૂસ્તપણે વળગી રહ્યા; પણ આજે "કૌમુદી" પણ દરેક અંકમા વિજ્ઞાન-ખંડ રાખવા સજ્જ થયેલ છે. એટલું જ નહિ પણ વિજ્ઞાને આવા ઉગ્ર તંત્રીને જીત્યા પછી, તંત્રીના ભાઇની પાસે કલમ પકડાવી એમને વિજ્ઞાન-લેખો લખતા કર્યા. મારી ખાતરી છે કે ભાઈ વિજયરાયને આ ફેરફાર કર્યાનો પસ્તાવો નહિ થાય: ભાઇ ભદ્રમુખને પણ નહિ થાય!

અને બીજું પત્ર તે "પ્રસ્થાન." "પ્રસ્થાન"ની દૃષ્ટિ સાહિત્યના પ્રદેશના કરતા વિશાળ જ હતી. કહો કે એણે સાહિત્યનો સાકડો અર્થ કર્યો નથી, પણ વિશાળમાં વિશાળ

અર્થ કરી ઉચ્ચતા જાળવી રાખવા યત્ન કર્યો છે. સાહિત્યને રાષ્ટ્રના નિર્માણમાં એક સબળ સાધન ગણનાર ભાઈ રામનારાયણ વિજ્ઞાનને ભૂલ્યા નહોતા. પણ હવેથી વધારે આગળ જઈ "પ્રસ્થાન"નું એક નિયમિત અંગ એને બનાવવા તેઓ તૈયાર થયા છે. "નવા વર્ષ"ની એમની આ યોજના બહુ સફળ થાઓ એમ જ હું ઇચ્છી શકું.

આમ વૈજ્ઞાનિક સાહિત્યની પ્રતિ ગુજરાતનો પ્રયાસ આગળ વધે છે. આરંભમાં દોષો ઘણા દેખાય તો તેથી ગભરાવાનું કાંઈ કારણ નથી. સારા વૈજ્ઞાનિક લેખો તથા વ્યાખ્યાનો માટે ગુજરાતમા સાધનો પાકે પાયે બંધાય એ વિજ્ઞાન-પ્રસારને માટે અતિ આવશ્યક છે.

આ બહુ જ સંક્ષિપ્ત રેખા છે. પણ એમા આશાનાં જે કિરણો મને અત્યારે દેખાય છે તે બીજાઓને ય દેખાય, અને તે આગળ વધીને પૂરો પ્રકાશ આપણા પ્રાન્તની ઉપર તેમ જ આપણા આખા દેશની ઉપર પ્રસારે એ જ શુભેચ્છા છે.

કાન્તિલાલ છગનલાલ પંડયા



# ચ ર્ચા પ ત્ર

## નીરક્ષીર વિવેચન કે જાદુગરનો હાથચાલાકીનો ખેલ ?

'પ્રસ્થાન'ના શ્રાવણ સં. ૧૯૮૫ના અંકમા "આપણી કવિતાસમૃદ્ધિ"ના લેખમાં 'હૃદયવીણા'ના અર્પણકાવ્યમાં આવેલા એક વિધાન ઉપર આક્ષેપ કરાયો છે. સંગીત તે આત્મા કવિતા તે દેહ એમ એ અર્પણમાના (કવિત્વ દર્શનથી કરેલા)-વિધાનને "છટ્!" ઉદ્ગારથી વધાવીને અસત્ય ઠરાવ્યું છે. અને ખરે, એ લેખમાં ઊતારેલી પંક્તિઓ પૂર્વાપર-દર્શન વિના વાચનાર પણ એ 'છટ્'કાર કરનાર જોડે સંમત થાય તો નવાઇ નહિ. એ પંક્તિઓ આઃ—

'વિરમતાં ગાન વિરમેં સહુ લય,
મધુરતા એ નવ સાચી રખાય;
મધુરતા અનુપમ કેરો સાર,
વિનશ્વર કેમ કર્યા કરતાર?
કવિત-પદ મુજ ટકશે કંઇ કાળ,
ગાન તુજ સમશે શમતાં વાર!
**વિનશ્વર આત્મા સ્થાયિ શરીર;**
જોઈ અન્યાય થયો હું અધીર.

અલબત્ત, બ્લેક ટાઇપમાં મૂકેલું ઉપાન્ત્ય પંક્તિનું વિધાન એક આંખ્યથી જ જોનારને 'છટ્' કહેવડાવે, પણ બીજી આંખ્ય ઉઘાડીને એ વિધાનના-આધારભૂત વચનો એ જ

કાવ્યમાં અન્યત્ર છે તે જોનારને જુદું જ દર્શન થશે, અને આ જાદુગરી હાથચાલાકી કરનાર વિવેચકની હાથચાલાકી માટે જરૂર આશ્ચર્યયુક્ત સંમાન ઉત્પન્ન થશે. એ વચનો આ :

(૧) " અને મુજ કવિત પદો શબ રૂપ
તજી જ સજીવ થયા રસકૂપ
ફૂકીને ગાન મન્ત્ર જે વાર
રેડી ત્હેં એથી અર્મોની ધાર:
લહી નવજીવન દિવ્ય અગમ્ય
કવિત પદ કાન્તિ ધરી રહ્યા રમ્ય "

(૨) " અર્પું તુજને બન્ધુ ! આ કવિત કુસુમ ગણુ મ્લાન;
સજીવની શક્તિથી ખીલવજે રેડી " મધૂરું ગાન. "

આ વચનોના પાયા ઉપર કવિત્વકલ્પના ચણાઇ છે તે સુજ્ઞજનોને આપોઆપ પ્રત્યક્ષ થશે. પ્રયોજિત સંગીતનો કવિતા જોડેનો સંબન્ધ હેવો છે કે સંગીતથી કવિતપદોમા અપૂર્વ અર્થતત્ત્વ પૂરાય છે અને તે દૃષ્ટિયે જ—સંગીત તે આત્મા અને અન્યથા શબરૂપ રહેતાં કવિતપદ તે શરીર—એમ કવિત્વ કલ્પનાનું અપૂર્વ દર્શન પ્રગટ થાય છે.આ કવિત્વ કલ્પનાનો ખાસ અંશ અંક (૧) વાળા ઉતારાની છેલ્લી બે પંક્તિયોમાં સૂચવાયો છે. અન્યથા શબરૂપ કવિતપદોના **નવજીવનમાં**–સંગીત શક્તિએ અર્પેલા નવજીવનમા—વાણી અને અર્થની, પ્રત્યગ્ દૃષ્ટિએ, સ્થૂલ ભૂમિકાથી અતિ ઉચ્ચરિથત સૂક્ષ્મ ભૂમિકામાં સગીત તે આત્મા અને કવિતપદ તે શરીર એમ વિરલ સંબન્ધ સ્થપાયો બતાવ્યો છે. કવિતા–રૂઢિયોની જડતાનું સેવન પ્રસ્તુત લેખક અનિષ્ટ જ ગણે છે, "સજીવન કલ્પના–શક્તિ પોતાના વક્તવ્યને માટે નવી નવી રચનાઓ જ પસંદ કરે," "જૂના ઢાળની, જૂની ઢબની, જૂના બીબા પ્રમાણેની અને મોટે ભાગે જૂના શબ્દ ચૉસલાં વાપરી વાપરીને" રચાતી કવિતામા કવિતા ભાગ્યે જ હોય, એમ ઉત્તમ દર્શન પણ એ લેખક કરે છે; * તો પછી " અર્થપ્રવાહ જ આત્મા, શબ્દો, લય, સંગીત એ સર્વ મળીને આત્માનું શરીર " એ જૂની રૂઢિ, જૂના બીબાનું જ સેવન કરાવવાનો આગ્રહ રાખનાર પ્રસ્તુત વિવેચકની તુલનાપદ્ધતિ માટે શું કહેવું ?

સાંટાક્રુઝ
તા. ૫-૯-૨૬

**નરસિંહરાવ ભોળાનાથ**

* *

**તંત્રી મહાશય,**

ટીકા અને તેને મ્હારે જે પ્રત્યુત્તર દેવો હોય તે બંને સાથે છાપવાના આશયથી ત્હમે ઉપલી ટીકા મ્હને છાપતા પ્હેલા બતાવી એ રીત સારી છે, અને બીજા તંત્રીઓએ પણ પાળવા જેવી છે.

અર્થાનુકૂલ " સંગીતથી કવિતપદોમા અપૂર્વ અર્થતત્ત્વ પૂરાય છે "; અર્થના કેટલાક સૂક્ષ્મ અંશો–ભાવની ઉંડાઈ અને ઘનતાના માપ વગેરે, શબ્દોનું વાહન બહુ સ્થૂલ પડી ન દેખાડી શકે તે, અર્થાનુકૂલ સંગીતનું વાહન શ્રોતાના હૃદય ઉપર વધારે સીધી રીતે અને વધારે સચોટતાથી સીંચે છે એ સ્વીકારું છું, બેશક.

* એ જ લેખમાં પૃ. ૨૪૯ મે મદભારીના કાવ્યની ચર્ચાના અંતિમ ભાગમાં આ મતદર્શન છે.

પણ આ સેવા એકલું સંગીત જ કરી શકે એ નથી સ્વીકારતો, (૧) બોલનારના કંઠની મીઠાશ, (૨) વાણીમાધુર્ય એટલે શબ્દપ્રવાહનો પોતાનો રવ, (૩) અને વાણી છંદોબદ્ધ હોય તો છંદનું લયમાધુર્ય, એ પણ આ કેવલ શબ્દાર્થથી નથી પમાતા એવા અર્થના સૂક્ષ્માંશો દર્શાવી શકે છે, સંગીતની પેઠે જ સીધી રીતે અને સચોટતાથી. વળી (૪) સહૃદય બોલનાર પોતાની ઉચ્ચારણાનો પ્રવાહ અર્થગાના રસ આદિને અનુકૂલ વહેવડાવવાની કલામાં કેળાયલો હોય છે, તો બોલનારની એ "હલક*" પણ આ સેવા બજાવી લે છે. સંગીતને બધો જશ આપી દેનારાઓને આ પૃથક્કરણ ભેટ કરું છું, અને દાવો કરું છું, કે સંગીતને જે બધો જશ આપો છો તેમાંનો કેટલોક ભાગ તો ખરી રીતે આ સાથીતત્ત્વોના હક્કનો છે. અને તો પણ મ્હારી જે મૂલ જિકર, તે તો જરા યે નબળી પડ્યા વિના નિશ્ચલ અને અજિત ઊભી જ રહે છે. આ સર્વ વાહનો અગર એમાંનું કોઈ એક વિશિષ્ટ વાહન તે આત્મા ? કે આ પાંચે વડે ઉચ્ચારાતો અર્થ ?

અર્થ જ આત્મા : (૧) બોલનારના કંઠની મીઠાશ, (૨) બોલનારની હલક, (૩) રવ મીઠાશ, (૪) પદ્યમીઠાશ, અને (૫) સંગીત મીઠાશઃ એ પાંચે વાહનો ઉપર ચઢીને અસર ઉપજાવનાર શબ્દો અથવા વાણી, તે તો માત્ર દેહ. અર્થરૂપ આત્મામાં અમરતા હોય વા જે કંઈ ચિરંજીવતા હોય તેના બળે અને તેટલા જ માપની અમરતા વા ચિરંજીવતા એ આત્માના દેહની: તેથી વધારે લેશ પણ નહીં.

માટે જ "વિનશ્વર આત્મા સ્થાયિ શરીર"—એ કોટિને પુનરપિ છટકાર જ ઘટે છે.

અને એટલુ જ ઉમેરવાની તક લઉં છું જે મ્હારો છટકાર માત્ર આ ખોટી કોટિને ખોટી દેખાડવા પૂરતો જ સેવો; એ કોટિના કર્તા પ્રતિ એ કે કોઇ પણ પ્રકારનો વા લેશ પણ અવિનય એમાં સમજી લેવાનો મ્હને અન્યાય કરવો નહીં.

વિ. "આપણી કવિતાસમૃદ્ધિ"ના લેખક

---

* "હલક"માં અથવા હલકની સાથે નેત્રોના તેજ, ગતિ, આદિ, તેમ મુખ, કર, અને અંગોપાંગોના તમામ "અભિનય" પણ સેવા.માણસ કેટલો નિખાલસ છે, કેટલો મક્કમ છે, વગેરે વગેરે તે બોલતો હોય છે તે અર્થના સૂક્ષ્મ અને ઉત્તમ અંશો, આપણે શ્રોતા તેના માત્ર શબ્દો કરતાં તેના દેખાવ અભિનય આદિ વડે જ સાચા ગ્રહણ કરિયે છિયે. શબ્દો ગમે તેટલા ઉગ્ર હોય તથાપિ વક્તાની "છટા" ઉપરથી આપણે કેટલી યે વાર એ શબ્દોથી ઉલટો જ અર્થ લઇયે છિયે, આપણે ગાંઠ વાળી દઈયે છ કે આ માણસ તો નરમ ચારિત્રનો છે, ઉશ્કેરવાને બોલે છે, પણ નેતા લેખે માહવગરનો નિવડનારો, વગેરે. આવા દાખલાઓમાં વક્તાના ચારિત્રનું કથન એ જ અર્થનો સૂક્ષ્મ અને ઉત્તમ અંશ છે, અને વક્તાની તે જણાવી દેવાની અનિચ્છા છતાં પણ શ્રોતા તે જાણી લે છે.

# સ્વૈરવિહાર

આજકાલ ગુજરાતીઓ ઘણા મુસાફરીએ જાય છે. મુસાફરીએ જાય તેને પહેલાં ભાતું આપવાનો અને સાચવીને જવાનું 'કાગળ પતર' લખવાનું કહેવાનો રિવાજ હતો તેને બદલે હવે તેને શું શુ જોવું તેની સલાહ આપવાનો રિવાજ છે. મારે પણ મુસાફરોને સલાહ આપવાની છે.

માણસ મુસાફરીએ જાય છે ત્યારે એકદમ નિરીક્ષક બની જાય છે. અરે મુસાફરીનો સંકલ્પ કરે ત્યારથી જે ગાડીમા કે બસમા કે ટ્રામમા બેઠો હોય તેને પણ જોવા માડે છે. પરદેશ કે પરપ્રાન્તમા જાય ત્યારે ત્યાનો પહેરવેષ, ખોરાક, રીતરિવાજ, પશુપક્ષી, ઝાડપાલો અને પથરા પણ જોવા માડે છે. 'આ કયુ ઝાડ કહેવાય,' 'આ કયું પક્ષી કહેવાય' એમ રઘુવંશના દિલીપની પેઠે (?) રસ્તે મળતા માણસોને પૂછે છે અને જો ભોગજોગે પેલો માણસ તે ન જાણતો હોય તો તરત અનુમાન કરી લે છે કે 'આ બાજુના માણસ ઘણા જ અજિજ્ઞાસુ અને જડ છે. રસ્તા ઉપરનાં ઝાડ કે પક્ષીનાં નામો પણ જાણતાં નથી!'—પછી ભલે એ ઝાડ કે પક્ષી પોતાના વતનમાં પણ થતાં હોય અને તેની ભાઇસાહેબને ખબર જ ન હોય!

**परोपदेशे पांडित्यम्**ની પેઠે **परप्रदेशे पांडित्यम्** એ પણ માણસનો સ્વભાવ થઇ ગયો લાગે છે. મારા હાથમા જગતના કાયદા હોય તો, જ્યા સુધી સ્વદેશ પરદેશની ભાવના છે ત્યા સુધી પરદેશની મુસાફરી જ અટકાવી દઉં. મિસ મેયોએ હિંદમા બધુ ખરાબ જોયું તેનુ મને એટલુ એક જ કારણ પૂરતુ લાગે છે કે તે પરદેશમા નિરીક્ષણ કરવાની બુદ્ધિથી નીકળી હતી.

ઘણાં કામો બુદ્ધિપૂર્વક કરવાથી બગડે છે તે હજી લોકો જાણતા નથી. મારા નાના ભત્રીજાને ખાતી વખતે હું કહેતો કે "બરાબર ચાવીને ખા". એમ કહું કે તરતજ તે ચાવતો હોય તે કોળિયો ઉતારી જઇ એકદમ ખાલી દાત ભીંસવા માડતો, અને એવા જોરથી ભીંસતો કે આખું શરીર ધ્રૂજી ઉઠે. ઘણા માણસોને "વિચારીને વાંચવાની" શિખામણ એટલી બધી દાડ બેસી ગઇ હોય છે કે વાચતી વખતે બહુ જ ગંભીર થઇ જાય. શબ્દે શબ્દ નહિ પણ આસપાસનું બધું વાતાવરણ ગંભીર નહિ પણ શૂન્ય કરી મૂકે. ઘણાઓને સ્માઇલ્સની કૅરૅક્ટરનુ કે સરસ્વતીચંદ્રનું હમેશ એકજ પાનું બરાબર ધ્યાનપૂર્વક મેં વાચતા જોયા છે. મને બરાબર ખાત્રી છે કે જેમ મારો ભત્રીજો દાત દાબતો હતો ત્યારે તેનું મોં તદ્દન ખાલી જ હતું, તેમજ આ લોકો બહુજ ગંભીર દેખાય છે તે વખતે તેમનું મન તદ્દન ખાલી, વિચારશૂન્ય હોય છે. બહુ ધ્યાન રાખવાના પ્રયત્નમા જ તેમનું બધુ ધ્યાન ચાલ્યું જાય છે અને વાચનના વિષય ઉપર તેઓ જરા પણ ધ્યાન આપી શકતા નથી. તેના કરતાં રમતા રમતા વાચે છે તેઓ વધારે સારું સમજે છે.

આવા પરદેશ ફરનારાઓને શિખામણમાં કોઇ અંગ્રેજી પ્રાઇમરમાં વાંચેલુ કાવ્ય ભેટ કરૂં છું. તે કાવ્યનો મૂળ અર્થ શો હશે તે તો હું જાણતો નથી પણ અંગ્રેજી કાવ્યોનો પણુ મને અનુકૂળ અર્થ કરવાનો મારો હક છે. અંગ્રેજી લીટીઓ નીચે પ્રમાણે છે.

There was a naughty boy,
And a naughty boy was he.
He ran away to Scotland,
There he found
That the ground
Was as hard,
That a yard
Was as long,
That a song
Was as merry,
That a cherry
Was as red;
And he wandered; વગેરે વગેરે.

આવાં કાવ્યોમાંથી આપણા વિદ્યાર્થીઓ શું શીખતા હશે તે મને જરા પણ સમજાતું નથી. પણ તેનો નીચે ગુજરાતીમાં અર્થ, જરા સ્વૈરવિહારી અર્થ કરૂં છુ, તે તો સંપૂર્ણ અર્થમય છે તેમાં મને શંકા નથી.

( કુંડળિયા )

એક તુફાની છોકરો, ગયો પારકે દેશ,
ત્યાં પોતાના દેશથી, હતુ ન કાંઈ વિશેષ.
હતુ ન કાઇ વિશેષ, ભોંય પણ એવીં જ કઠ્ઠણ,
ભરીને જોતા થયો એટલો લાંબો ગજ પણ,
કાન દઇને સુણ્યું ગીત પણ એવું મધુરું,
રૂડે ડોલ્યું હતું લાલ પણ એવું બોરું;
કહે કવિ સ્વૈરવિહારી, સાભળો સજ્જન કહાણી,
ભટકયો તોય વિદેશ છોકરો એક તુફાની.

આ કુંડળિયામાં મેં એક નવું પ્રસ્થાન કર્યું છે. કુંડળિયો સાધારણ રીતે ૭ પંક્તિનો હોય છે. આ આઠનો છે. હવે આ કાવ્યમાં 'કઠ્ઠણ' અને 'પણ' એ પ્રાસમાં અંત્ય સ્વર કેવો છે, એ પ્રાસ સારો ગણાય કે ખોટો, એ સંબંધી, "આપણી કવિતાસમૃદ્ધિના અજ્ઞાત લેખક" અને શ્રીયુત નરસિંહરાવભાઇ ભલે ચર્ચા કરે; પણ તે ચર્ચાની એક સરત : ચર્ચા શરૂ કર્યા પહેલાં સ્વૈરવિહારી કવિ છે એટલુ બન્નેએ સ્વીકારવું જોઇએ—ભલેને દલપતરામભાઈની શાળાનો. એ શાળાથી મને જરા પણ શરમ નથી આવતી. અમુક પ્રકારની કવિતા માટે એ જ યોગ્ય શૈલી છે.

અને એક બીજી વિનંતી. ભલા થઈને બન્નેએ મારા કર્ણની પરીક્ષા ન કરવી.

મહેતાજીએ પણ એ કાન ઉપર હમેશાં રહેમ રાખી છે. મારા કાન સંગીતદેવીએ કે સરસ્વતીએ વીંધ્યા છે એવો મારો કદી દાવો નથી. બાકી મારા કાવ્યનું જે કરવું હોય તે કરો. તેને ભાસના નાટકની પેઠે કે ગુણાઢ્યની કથાની પેઠે અગ્નિમાં નાંખી જુઓ. તેને પાણીમાં બોળી જુઓ. શસ્ત્રથી કાપી જુઓ અને હવામાં ઉડાડી જુઓ.

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥

તિલક મહારાજ કહે છે કે કોઈ પણ વસ્તુનું શાસ્ત્રીય પૃથક્કરણ કરવાના આ ચાર ઉપાયો છે. તે ચારેય ઉપાય કાવ્ય ઉપર કરી જુઓ. કૃપા કરી કશુંય મારા ઉપર નહિ. પછી ભલે મારો આત્મા ગીતામા કહ્યા પ્રમાણે અચ્છેદ્ય, અદાહ્ય, અક્લેદ્ય, અને અશોષ્ય હોય અને કાવ્યનો આત્મા એવો ન હોય, અથવા કાવ્યને આત્મા જ ન હોય !

હવે મારે શરમાયા વિના હું કવિ છું એમ જાહેર કરવું છે. અસલના લોકો શરમાળ હતા, બહુ જ વિવેકી અને નમ્ર હતા, તોપણ પોતાનું નામ કવિ તરીકે, પોતે કવિ નથી એમ કહીને પણ લખતા. આપણે શા માટે એમ ન કરવું ? શરમ અને નમ્રતાને સદ્ગુણ નહિ ગણનાર આ અતિમાનુષી જમાનો એમ કરતાં શા માટે શરમાય છે ? આ તરુણ-લેખકમિલનમા ગયા પછી મને હવે બીજો ઉપાય જ નથી લાગતો. બધા કવિઓ અને લેખકો એમ આશા રાખે કે આ સાહિત્ય સંસ્થાઓ, પહેલા રાજાઓ રાજકવિઓ સ્થાપતા હતા તેમ, આપણને કવિપદ કે લેખકપદ આપશે તેને બદલે આ મિલનમાં બધાએ ભેગા થઇ ઉલટું મને સંભળાવ્યું કે હું જરા પણ કવિ જેવો દેખાતો નથી ! અરે ભાઈ આવી ખબર હોત તો ત્યાંસુધી ધક્કો ન ખાત !

બધા પ્રશ્નો પૂછવા માંડ્યા છે: 'તરુણલેખકમિલન' કેવું થયું ? પણ આમાં પૂછવું શું અને આનો જવાબ શો દેવો તે મને સમજાતું નથી. જેવા અમે હતા, તેવું અમારું મિલન હતું. જેટલું અમારું જીવન ઉન્નત, તેટલું અમારું સાહિત્ય ઉન્નત, જેટલું અમારા જીવનમા સાહિત્ય તેટલું અમારા મિલનમા સાહિત્ય. સંસ્કૃતમા કહેવત છે કે કોઈ પોતાના ખભા ઉપર ચઢીને મોટું ન થઈ શકે. હા બર્નાર્ડ શોએ એકવાર કહેલું કે હુ શેક્સપિયર કરતા મોટો છુ ''કેમ કેવી રીતે ?' તો કહે '*કારણકે હું શેક્સપિયરના ખભા ઉપર ચઢેલો છું.*' આપણા પહેલાના જમાનાના સાહિત્યકારો એમ કોઇને પોતાના ખભાપર ચઢવા દે કે કેમ તે હુ નથી જાણતો. અને અત્યારનો લેખક એમ ચઢવા જાય ખરો કે કેમ તે હું નથી જાણતો. અત્યારના કેટલાક લેખકો બર્નાર્ડ શો કરતા પણ એમ પારકી ઊંચાઇ ન લે એટલા અભિમાની છે. કેટલાક એમ બીજાપર ચઢી બેઠા પછી સિન્દબાદના ખભાપર વાંદરો ચઢી બેઠો હતો એમ પછી ત્યાંથી ઉતરે જ નહિ એવા છે અને કેટલાક એમ બીજાથી મળેલી ઊંચાઇને પોતાની જ ગણાવવા આગ્રહ રાખ્યા કરે એવા છે. અસ્તુ. એમ તો દુનિયાંમાં અનેક પ્રકારના માણસો છે તેવા સાહિત્યમા પણ રહેવાના. પણ એક વાત આ તરુણ મિલનના પક્ષમા હું કરી શકું તેમ છું. આ મિલન, મળનારાની સરેરાશ કરતાં વધારે હલકું નહોતું. કેટલાક મિલનો એવા છે કે ત્યા મેળાવડાની ભૂમિકા સરેરાશ કરતાં પણ હલકી કે નીચી થઈ જાય. બધી નાતની પંચાતો એવી છે. આપણને એમ થાય કે આવા સારા માણસો

નાતમા બેસીને આવું કરે છે ? વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે વાદળા બધા ભેગાં થાય છે ત્યારે તેમનું ઉષ્માશ્માપ બધાં વાદળાની સરેરાશથી પણ નીચે ઉતરે છે. તેમ સાક્ષરો ભેગા થાય છે ત્યારે તેમના સ્વભાવોનું મિશ્રણ દરેકના સ્વભાવ કરતા પણ વધારે નીચે ઉતરે છે. અને તેથી પછી વિજળી અને કડાકા સાથે વરસાદ પડી સાહિત્યભૂમિને કચરાળી કરે છે. આવાં સાહિત્ય-માવઠાથી કોઈ પાક થતો હોય એમ હું નથી માનતો. ઉલટું, પછી ઋતુનો વરસાદ મોડો આવે છે, ચાલુ પાકને નુકસાન થાય છે, ખળામા પડેલો માલ બગડે છે. કાન્તજયન્તી ઉપર શ્રીયુત ન્હાનાલાલ કવિ ભાવનગર ભાષણ કરવા ગયા. ત્યાં કોઇ ઇંડા ખાનારની વાત કરી. તેમા નામ ઠામ પાછું ન આપ્યું. એટલે ઘણા શ્રોતા અને વાચનારા પોતાને ફાવતા હરકોઇ સાક્ષર ઉપર એ આક્ષેપ છે એમ સમજ્યા. મને ખરું પૂછો, તો જેને વિશે એ લખ્યું છે તે સાક્ષર પણ નથી, અને વિદ્યમાન પણ નથી. કેટલીક વાત શ્રી બલવંતરાય ઠાકોરને લક્ષીને કરી હતી તેથી તેનો જવાબ તેમણે આપ્યો. બિન્નેના લેખોનું એકંદર ફળ શું ? તમે કાન્ત વિશે શું વધારે જાણી શકયા ? હા બન્ને વાદીઓ વિશે કંઇક સાચું ખોટું જાણી શકયા હશો. સદ્‌ગત રમણભાઇએ તોછડાઈની કળા ઉપર લખેલુ. પણ એ કળા હજી સૌથી સારી રીતે આપણા સાક્ષરોએ સાચવી રાખી છે. 'તરુણલેખકમિલન' એવી રીતે પોતાની વ્યક્તિઓની સરેરાશ કરતા હલકું નહોતું પડયું. તેમાં જનારી વ્યક્તિઓ અત્યારે સિદ્ધહસ્ત લેખક નહિ હોય તો ભવિષ્યમાં થશે, બધી નહિ તો કેટલીક તો થશે, અને થોડા સાચા લેખકો સાથે બીજાઓની સારી પિછાન કે મૈત્રી થશે તોપણ હું તો મિલનને સફળ ગણીશ. અને આવતું મિલન આ કરતાં વધારે સારું કરશે એમ માનું છું.

× × ×

હું ઘણા માસથી રાહ જોઉં છું કે યુવકો સુધરેલાં લગ્ન કરનારને અભિનંદન આપે છે ત્યારે એક યુવકે ખરેખર બહાદુર પગલું લીધુ છે તેને અભિનંદન આપે છે કે નહિ ? હજી સુધી કોઇએ આપ્યું નથી. હું પૃછુ તો પણ કોઇ કહી શકશે નહિ કે એ યુવક કોણ ? જો કે તે જગપ્રસિદ્ધ વ્યક્તિ છે. યુવકો ઘરડા વરનાં લગ્નો અટકાવે છે, એક જીવતા બીજી સ્ત્રી સાથે થતા લગ્નો અટકાવે છે, નાતના બારમાના જમણો અટકાવે છે, પણ એ મને બહુ મોટું પરાક્રમ લાગતું નથી. આવાં કામો યુવકોએ કરવા જોઇએ. કરે છે તે ઠીક કરે છે પણ હું એને ખરેખરું બંડ કહી શકું નહિ. ખરુ બંડ તો કૃષ્ણમૂર્તિનું.

તેને 'અવતાર' તરીકે મીસિસ બીસન્ટે ઓળખાવ્યો, તે 'અવતાર' થાય તેટલા માટે પ્રીવી કૌંસિલ સુધી લડીને તેનું વાલીપણુ લીધું, તેને 'અવતારને' અનુકૂળ કેળવણી આપી, અને તેને 'અવતાર' તરીકે માનનારનું એક મંડળ—આપણા હિંદમા જાણે સંપ્રદાયોની અવતારોની અને ધર્માનુયાયીઓની ખોટ હોય તેમ—એક નવો સંપ્રદાય બાંધ્યો અને તેનું નામ પાડયુ "Order of the Star in East." અને કંઠી કે જનોઈ કરતાં વધારે પ્રસિદ્ધ રહે તેવું તેનું પ્રતીક કર્યું એક લટકતા લોકેટ જેવો પંચખૂણિયો તારો. આટલું બધું થયા પછી, એ અવતાર તરીકે મનાયા પછી, તેણે પોતે એ સંપ્રદાય તોડી નાખ્યો. જે સંપ્રદાય પોતાનું ગૌરવ કરતોહોય તેને જ તોડવો, એના જેવું બહાદુરીવાળું બીજું બંડ નથી. બ્રાહ્મણ બ્રાહ્મણ તરીકેની સામાજિક ઉચ્ચતા છોડી દે, તો હું માનું કે તેણે બંડ કર્યું.

પણ એથી પણ મોટું બંડ હું કયારે ગણું કે જ્યારે કૃષ્ણમૂર્તિ કહે કે હું અવતાર નથી, હું તો સામાન્ય માણસ છું ત્યારે. અને તે દિવસે એ મારે મન ખરેખર પૂજ્ય બનશે,

માણસ માણસ સિવાયનું બીજું કાંઇ બનવું છોડી દઇને જ્યારે માણસ જ બનશે ત્યારે જ તે ખરેખર પૂજ્ય થશે. આપણે માણસ મટીને કાંઇ પણ બનવા મથીએ છીએ ત્યારે પતિત થઇએ છીએ માણસ મટી અતિમનુષ્ય (Superman) બનવા પ્રયત્ન કરીએ છીએ ત્યારે જ આપણે અમાનુષ બનીએ છીએ. કોઈએ કહ્યું છે કે એક ગણિતશાસ્ત્રી વધ્યો એટલે એક માણસ ઓછો થયો સમજવો. પણ હું તો કહું છું મોટા પૈસાદાર થવું, મોટા રાજા થવું, મોટા ડિક્ટેટર થવું, મોટા મુસોલોની થવું એટલે માણસ મટવું. મને તો આ બધા વેપારો માથા સાટે પાઘડી લીધા જેવા લાગે છે.

પણ કૃષ્ણમૂર્તિના તોડવાથી એ સંપ્રદાય એમ તૂટવાનો નથી. હિંદ એટલું બધુ ધાર્મિક છે કે ઈશ્વર હિંદને છોડીને નાસી જાય-અત્યારે તો નાસી ગયો જ છે-પણ હિંદ ઈશ્વરને અને ધર્મને છોડે નહિ તુર્કસ્તાને ખલીફની જગા અને ખિલાફત કાઢી નાખ્યા પણ હિંદની ખિલાફત કમિટી હજી ચાલ્યા કરે છે. તેમ કૃષ્ણમૂર્તિ પોતે સંપ્રદાય તોડે પણ સંપ્રદાય પોતે કૃષ્ણમૂર્તિને વળગી રહે તો મને જરા પણ નવાઇ ન લાગે. ગાંધીજી કહે છે કે હુ માણસ છું, મહાત્મા નથી,–દેવ નથી, પણ માણસો તેમને મહાત્મા અને દેવ જ માનવા ઉત્સુક છે. હિંદમાં બીજા દેશો કરતા વધારે સાધુસંતો છે તેનું કારણ ખરેખરા સાધુ કે સત પુરુષો અત્યારે આપણે ત્યાં છે એમ નથી, પણ આપણે વધારે સાધુસંતો જોઇયે છીએ—છે તેથી એ દશ ગણા સાધુ સંતો, નાગાબાવાઓ હોય ત્યારે જ આપણી શ્રદ્ધાની ભૂખ ભાગે છે, માટે આપણે ત્યાં ફકીર બાવાની એટલી મોટી સખ્યા છે. માગ અને પૂરણી demand and supplyનો નિયમ અહીં બરાબર લાગુ પડે છે. જેમ રાજા અને સામાન્ય મનુષ્યમા કશો જ ફરક હોતો નથી, પણ આપણી પાસે રાજા નહોય તો હાથણી પાસે કળશ ઢોળાવીને પણ કોઈને આપણે રાજા કરીએ છીએ, તેમ હિંદમા એક પણ ખરો સાધુ કે સંત નહોય તોપણ આપણે આપણી શ્રદ્ધાનો કળશ ઢોળીને ગમે તેને સાધુ કે સંત બનાવવાનાઃ ભટના ભોપાળામા જેમ 'ભટ'ને મારી મારીને વૈદ્ય બનાવ્યો હતો, તેમ ગમે તેવા માણસને પૂજી પૂજીને સાધુ કે મહાત્મા કે અવતાર બનાવવાના —પૈસો ના પાડે છતા! એવા એક અવતારી પુરુષને મેં જોયા પણ છે-ચરોતરમા. તેઓને પૂછીએ કે 'તમે અવતારી પુરુષ છો?' ત્યારે તેઓ સ્પષ્ટ કહે છે: "તે વિના મને બધા પૂજતા હશે!" બધા પૂજે છે માટે તે પોતે પણ માને છે. આપણને સંતોનો લાભ લાગ્યો છે. લોભિયા હોય ત્યા ધુતારા કદી ભૂખ્યા મુવા સાભળ્યા છે?

સ્વૈરવિહારી

# નોંધ

## સચિત્ર પ્રસ્થાન

આ અંકથી પ્રસ્થાન સચિત્ર બહાર પડશે. ઉચ્ચ ચિત્રકલાના નમૂના આપવા અને તેનું વિવેચન કરવું એ પણ પ્રસ્થાનનો એક આદ્ય હેતુ હતો, અને તેને માટે જરા પણ અનુકૂળતા મળતા અમે ચિત્રો આપવાં શરુ કર્યા છે.

આ કામમાં અમે આપણા ચિત્રકારોનો સહકાર માગીએ છીએ. તેઓ પોતાની કોઇ પણ મૌલિક કૃતિ પ્રગટ કરવા ઇચ્છા કરશે તો તેને યોગ્ય રીતે પ્રગટ કરવાની વ્યવસ્થા થશે. તેમ જ કલાવિવેચકોને પણ ચિત્રકલાની કૃતિઓ ઉપર વિવેચન લખી મોકલવા અમારી વિનંતિ છે.

આ કામમા ફોટોગ્રાફીના શોખીનો પણ પ્રસ્થાનને પુષ્કળ મદદ આપી શકશે. ગુજરાતના અને હિંદના સુંદર કુદરતી દૃશ્યો, કે મંદિરો કે ઘરો કે બીજાં સુંદર સ્થાપત્યકામો, કે સુતારી કે શિલ્પ કે કોતરણી અને એવી કારીગરીના કામો કે સુંદર ઘડતરના કે પોટના નમૂનાઓ, એ કે એવી બીજી હાથ-કલાનાં કામોના ફોટાઓ તેઓ મોકલશે તો પ્રસ્થાનમાં તેને પ્રગટ કરવાને અમે બનતુ કરીશું.

પણ આ કામ ખરચાળ છે. અમે અમારી આર્થિક મુશ્કેલીઓ અને મૂંઝવણો વાચક વર્ગ આગળ રજુ કરવા નથી ઇચ્છતા. પણ એટલું જણાવીશું કે આ નવા સાહસના ખરચને પહોંચી વળવા પૂરતી નવી ઘરાકી નહિ થાય તો ચાલુ વરસને અંતે આ અખતરો અમે બંધ કરીશું.

રા.

* * *

## ગુજરાત સમાજ સેવામંડળ પરિષદ

ગયા સપ્ટેમ્બર મહિનાની આખરે આ પરિષદ અમદાવાદમાં ભરવામાં આવી હતી. શ્રી. અમૃતલાલ ઠક્કર તેના પ્રમુખ હતા. પહેલે દિવસે ત્રણ લાંબાં ભાષણો થયાં અને ત્યાર પછી જે ખરું અગત્યનું કામ હતું તે ટૂંક સમયમાં પતાવી દીધું અને બીજે દિવસે નક્કી કરેલા ઠરાવો પસાર થયા. મંત્રીના નિવેદનમા, સ્વાગતસમિતિ અધ્યક્ષના ભાષણમા અને પ્રમુખના ભાષણમાં ઘણી યે બાબતોનું પિષ્ટપેષણ થયું. ખરૂં જોતા મંત્રીના નિવેદનની જરા યે જરૂર નહોતી. રાત્રે ભોજન થયું તેમાં જેવી સાદાઇ હોવી જોઇએ તેવી સચવાઇ નહોતી.

તે છતા કાઠિયાવાડ, ઉત્તર ગુજરાત અને દક્ષિણ ગુજરાત બાદ કરીએ તો—એટલે મધ્ય ગુજરાતના સમાજસેવકો ઠીક સંખ્યામાં એકઠા થયા હતા અને આ પરિષદમાંથી સારૂં પરિણામ આવી શકે, એમ છે.

શ્રીમતી વિદ્યાબહેને એમના ભાષણમાં એક સુંદર સૂચના કરી હતી: "આપણા પ્રાંતમા સેવા કરવાની સંસ્થાઓ ઘણીખરી પા સૈકાથી જૂની નથી અને હાલ એ લગભગ સર્વે તેના મૂળ સ્થાપકોને હાથે જ ચાલે છે. તેના કાર્યકર્તાઓ પોતાનો પૂર્ણ સમય તેમાં આપે છે અને સંસ્થાને સર્વથા આબાદ કરવા પ્રયત્ન કરે છે. તેમણે એક વાત ધ્યાનમાં રાખવી ઘટે છે કે પોતાની સાથોસાથમાં પોતાના જેવા જ કાર્યકર્તાઓ ઊભા કરવા ... ... જેમ બને તેમ વધારે માણસોને તાલીમ આપી કામ ઉપાડી લેવાને શક્તિમાન કરવા એ કાર્ય કરનારની બહુ મોટી ફરજ છે, કારણ કે તેમ થાય તો જ સંસ્થા સદાકાળ સફળતાથી ચાલે." ઉચ્ચ ભાવનાવાળા જુવાન દેશસેવકો જોઇતી સંખ્યામા આવો સાથ આપવાને તૈયાર નહોતા એ થોડે અંશે શ્રી. વિદ્યાબહેન ભૂલી ગયાં છે પણ અસહકારના

યુગ પછી એ અડચણ મોટે ભાગે દૂર થઈ છે એટલે તેમની સૂચના અમે પ્રજા સમક્ષ ફરી રજુ કરીએ છીએ.

ગુજરાતમાં ઠેકઠેકાણે જુદાજુદા પ્રકારની સંસ્થાઓ સ્થપાયા કરે છે અને એ સર્વે સંસ્થાઓ વચ્ચે સહકાર અને સંગઠન થાય તો વધારે ઉત્તમ પરિણામ આવે એ વિચાર ચોમેર ફેલાઈ રહ્યો છે. આ પરિષદના પ્રમુખ શ્રી. અમૃતલાલ ઠક્કરે એમના ભાષણના છેવટના ભાગમાં કહ્યુ છે કે, "સેવાકાર્ય ફુરસદની વખતે કરવાનું ક્ષેત્ર હવે રહ્યુ નથી. સમાજ-સેવકમા પણ એક ખાસ્સો મોટો વર્ગ જુદા જુદા ક્ષેત્રોમા કામ કરનાર હોવો 'જોઇએ. તેમને કેળવવાને માટે, તેમને દોરવાને માટે અને તેમના વેતનની વ્યવસ્થા કરવાને માટે મધ્યવર્તી મંડળ હોવું જોઇએ."

આ સૂચનાનો અર્થ એક જ હોઇ શકે કે જેવી રીતે પુનામા હિંદસેવક સમાજ છે અને લાહોરમા પ્રજાસેવક સમાજ છે તેવી એક સંસ્થા ગુજરાતને માટે સ્થાપવી. પરિષદમા જે ઠરાવો પસાર થયા તેમા ઠરાવ ૧૩ મો નીચે પ્રમાણે છે:—

"આખા પ્રાંતમાં સમાજસેવાનું કામ સારી રીતે અને યોજનાપૂર્વક થઇ શકે અને જુદીજુદી સંસ્થાઓ સાથે એકત્ર જોડાઈ સહકાર કરવાનું બની શકે તે માટે 'ગુજરાત સેવા મંડળ' સ્થાપવા અને તેનું બંધારણ વગેરે ઘડી કાઢવા એક કમિટિ નીમે છે."

આવું મંડળ આજીવન સેવકોનું જ હોઇ શકે. જે ભાઇઓ પોતાના ધધામાં સવારથી બપોર ગાળે છે અને દરરોજ એક બે કલાક તથા તહેવારના દિવસોએ થોડો વધારે સમય આપી શકે છે તે દેશની સારી સેવા કરે છે એમાં જરા યે શંકા ન હોય; પણ આ મંડળ એવા ગૃહસ્થોનું ન બની શકે. જ્યાં સુધી આજીવન સભ્યો ન મળે ત્યા સુધી એવા ભાઇઓને પણ લેવા જ પડશે. પણ આપણે તો અમૃતલાલ ઠક્કર, ઇન્દુલાલ, ચીતળીયા, વિદ્યાપીઠના અધ્યાપકો અને શિક્ષકો, સ્વરાજ્ય આશ્રમોના સેવકોના જેવા સ્થાયી કાર્યકર્તાઓનું લશ્કર કરવાનું છે. જેવી રીતે અત્યજોદ્ધારને માટે તથા ભીલોની સેવા માટે મંડળો છે તેવી રીતે સામાજિક સેવાના બધા પ્રશ્નોનો વ્યવસ્થિત રીતે ઉકેલ કરે અને કરાવે, જુદી જુદી સંસ્થાઓ વચ્ચે સહકાર ગોઠવી આપે, સંસ્થાઓની મુશ્કેલીઓનો ઉકેલ કરે, યોગ્ય માણસો મેળવી આપે, પ્રજામા સેવાધર્મનો પ્રચાર કરી શકે એવા અનુભવી માણસોનું મડળ થવું જોઇએ. એવા સેવકો ગુજરાતમાં નથી એમ અમે માનતા નથી

આવું મંડળ અમદાવાદમા સ્થપાય અને જ્યારે જરૂર પડે ત્યારે અન્ય સ્થળે તેની શાખા સ્થાપે. આવા મંડળના બધા સેવકો સાથે રહે તો તે આશ્રમ સમાજસેવાનુ કેન્દ્રસ્થાન બની રહેશે. ત્યા નવા શિષ્યોને કેળવવાના વર્ગો લઇ શકાય, ત્યા દરેક જાતની માહિતી મેળવી શકાય એવી ઑફિસ ( Information bureau ) હોય, ત્યા સામાજિક સેવાને લગતા પુસ્તકો, નિવેદનોને સારૂ પુસ્તકાલય હોય અને ત્યાથી જ સેવાકાર્યની સંસ્થાઓની ટીપ ( ડિરેક્ટરી ) તૈયાર થઈ શકે.

સામાજિક સેવાના કાર્યમા એક મોટી મુશીબત નડે છે તે આવા મધ્યસ્થ મંડળને લીધે જ દૂર કરી શકાય એમ છે. આજે ગુજરાતમાં ( કાઠિયાવાડ સહિત ) અનેક આરોગ્યવર્ધક સભાઓ છે. તેને પ્રચારકાર્ય માટે જે નકશા, પોસ્ટરો, મૅજીક લેન્ટનની તકતીઓ, સિનેમા વગેરે જોઇએ તે યુરોપીય અથવા થોડા દિલ્હીમા બનાવેલા સાધનો મળે છે પણ આપણા રીતરિવાજોને અનુકૂળ સાધન મળતા નથી. તેવી જ રીતે દારૂનિષેધના પ્રચારને માટે પણ પોસ્ટરો, ચિત્રો, સ્લાઇડઝ જોઇએ

તેવા મળી શકતાં નથી. કોઇ પણ એક સંસ્થા આવી ચીજ તૈયાર કરાવે તો બહુ અસલ ખર્ચ થઇ જાય તેથી સહેલો માર્ગ એ જ છે કે આવું મધ્યસ્થ મંડળ આવા સાધન તૈયાર કરાવે અને પડતર કિંમતે વેચે અથવા યોગ્ય લાગે તો જુજ ભાડે સંસ્થાઓને આપે. આપણા લોકો હજી પોસ્ટર્સ વગેરેની કિંમત અને આવશ્યકતા બરાબર સમજ્યા નથી પણ રશિયા, જર્મની, અમેરિકા વગેરે દેશોમા આમવર્ગની કેળવણી માટે અને પ્રજામત કેળવવા માટે પોસ્ટર્સ, ફીલ્મ, સ્લાઇડઝનો ઘણો બહોળો ઉપયોગ થાય છે.

આવી રીતે સંસ્થાઓનો સહકાર થશે અને માહિતી માટે વ્યવસ્થા થશે એટલે એક માસિક પણ કાઢવું પડશે, પણ એ બધી વિગતોની ચર્ચા હાલ કરવી નકામી છે.

આ પરિષદમા ૧૬ ઠરાવો પસાર થયા તેનો બરાબર અમલ કરવો હોય તો યોગ્ય માણસો વિના થઇ નહિ શકે. આ પ્રશ્નોની ચર્ચા માટે, સમિતિઓ મેળવવા માટે, પ્રજામત કેળવવા માટે, સભાઓ બોલાવવા માટે સતત પ્રયાસ કરવાનો છે. અને બીજા કામમાં રોકાયલા દેશહિતચિંતકો બહુ મદદ નહિ કરી શકે તેથી જે જુવાન કાર્યકર્તાઓ પોતાનું જીવન આ ક્ષેત્રમા ગાળવા ઇચ્છતા હોય તેવા લાયક ભાઈઓને યોગ્ય વેતને રાખી લેવા જોઇએ. આ જ કામમા રચ્યાપચ્યા રહે એવા સેવકો જોઇએ. તેમનાથી બીજી પ્રવૃત્તિઓમાં ન પડાય. આજે જે સામાજિક સેવાનાં કાર્યો થાય છે તે પાશેરામાં પહેલી પુણી જેવા છે અને હજી તો સેંકડો સંસ્થાઓ મારફત કામ કરવાનું બાકી છે.

જે સેવામંડળની સ્થાપના થાય તે માત્ર એક બે કારકુનને કોઈ મંડળની ઑફિસમાં બેસાડવાથી નહિ થઈ શકે. એ મંડળની પછવાડે મહાન આદર્શ અને મહાન યોજના હોવાં જોઇએ. તે નહિ હોય તો થીંગડાં મારવા જેવું કામ થશે. જો યોજનાપૂર્વક કામ ઉપાડી લેવાશે તો ગુજરાત સેવક મંડળની સ્થાપના થશે. ગુજરાતીઓએ વિચાર કરવાનો રહ્યો કે તેમને શું જોઇએ છે અને તે મેળવવાની કેટલી શક્તિ છે.

સુ. મ.

**

## આપણા રાજાઓ

જેવી રીતે હિંદુમુસ્લીમ સમાધાનીનો પ્રશ્ન ખૂબ મહત્ત્વનો થયો છે તેવી રીતે હિંદી રાજાઓનો સવાલ પણ હિંદી સ્વરાજને માટે ઘણો મહત્ત્વનો છે. હિંદુમુસ્લીમ સમાધાની ન થાય તો સ્વરાજ આગળ ધકેલાશે અને હિંદીપ્રજા અને હિંદીરાજાઓ વચ્ચે સમાધાની અગર સમજુતી ન થાય તો હિંદી સ્વરાજમાં ફાટફુટ પડશે; કારણ કે કેટલાંક દેશી રાજ્યો હિંદી રાજ્યની સાથે પુલગુંથણી હોવાને લીધે કાયદાનો અમલ કરાવવો બહુ મુશ્કેલ અથવા અશક્ય થઈ પડે.

બટલર કમિટિએ ખરૂં કહ્યું છે કે રાજાઓની માગણી નોખી નોખી છે. રાજાઓની મુખ્ય માગણીઓ બે હતીઃ (૧) તેમના રાજ્યવહીવટમા દખલગીરી ન થાય અને (૨) બ્રિટિશ સરકાર કેટલાક કરો વસુલ કરે છે તેમાથી તેમને હકસર હિસ્સો મળે. ગાદીવારસ ગાદીએ બેસે તેમાં બ્રિટિશ સરકાર દખલગીરી ન કરે, તેમાં સરકારની સંમતિની જરૂર ન હોય અને એકંદરે રાજાઓ સંપૂર્ણ સ્વતંત્ર છે (પોતાનાં રાજ્ય માત્રમાં) એવું સરકાર જાહેર કરે. ઘણા યે રાજાઓ શરતો અને સનદોની રાહે પોતે સ્વતંત્ર હોવાનો દાવો કરતા હતા અને જ્યારે ત્રણચાર રાજાઓને ગાદી પરથી ઉઠાડી મૂક્યા ત્યારે સ્વતંત્રતાની માગણી પેશ કરવામાં આવી છે. આ માગણી જરા યે ન્યાયસર નથી એ કહેવાની ભાગ્યે જ જરૂર

હોય. ગાદીને માટે માહોમાહે લડાઇ થાય ત્યારે જુના જમાનાની માફક આજે પણ લશ્કરો લઇને તેનો નિકાલ કરી શકાશે? રાજા અને પ્રજા વચ્ચે ગંભીર મતભેદ થાય ત્યારે તેમની વચ્ચે સલાહ કરાવવાની, તપાસ કરવાની, અને છેવટનો ચુકાદો આપવાની સત્તા હિંદી સરકારને છે, અને હોવી જ જોઇએ. રાજા રાજા વચ્ચે તકરાર થાય ત્યારે પણ છેવટે તો હિંદી સરકાર ( હિંદી લશ્કરના બળને લીધે ) ન્યાય આપે છે.

આપણી ગુલામી અવદશા અને નિર્બળતાને લીધે આપણું માનસ કેવું અધોગતિએ પહોચ્યું છે કે હિંદી સરકારમાં અંગ્રેજ લોકોને બદલે હિંદીઓ આવશે તેથી હિંદી રાજાઓ ગભરાયા છે અને હવે હિંદી સરકારને નહિ પણ બ્રિટિશ તાજને ધણી કરવા ઇચ્છે છે, ગવર્નર જનરલ-ઇન-કાઉન્સિલ નહિ પણ વાઇસરૉય એમનો ધણી થાય એવી એમની માગણી છે. આ અધમ દશા સમજી શકાય એવી છે. આજથી પચીસ વર્ષ પહેલા કોઇ ઉત્તમ બારિસ્ટર રોકવો હોય અગર કાબેલ દાક્તર બોલાવવો હોય તો તે ગોરો જ હોવો જોઇએ એવી માન્યતા હતી. એ બધુ બદલાઈ ગયું છે પણ આપણા રાજાઓ બિચારા પછાત અને અસંસ્કારી હોવાને લીધે પચીશ વર્ષના વિચારોને સેવે છે.

રાજાઓને હિંદી પ્રજા વિષે એવી બીક ન રહે કે સ્વરાજના કારભારમાં તેમને ન્યાય નહિ મળે તેટલા માટે આપણા વિચારો સ્પષ્ટ રીતે જણાવી દેવાની જરૂર છે, અને હિંદી પ્રજામાં તેમ જ રાજ્યોની પ્રજામાં એ બાબતોમાં બહુ મતભેદ ન હોવો જોઇએ. જેમ જેમ દેશની પરિસ્થિતિ બદલાય છે તેમ તેમ થોડા ઘણા ફેરફાર થયા જ કરશે તે છતાં જેવી રીતે નાની કોમો અભયદાન ઇચ્છે છે તેવી જ રીતે દેશી રાજાઓ પણ પોતાના હક્ક વિષે મમત્વ રાખે અને અભયદાન માગે તેમાં કાંઇ ખોટું નથી. આપણે એમ કહી શકીએ કે,

(૧) રાજાઓને જડમૂળથી ઉખેડી નાખવાની વાતો કેવળ ગલત છે. તેમના માનમરતબા જમાનાને અનુકૂળ રીતે સચવાઇ રહેશે.

(૨) હિંદી સરકાર અને હિંદી રાજાઓ વચ્ચે મતભેદ થાય ત્યારે તેનો નિકાલ કરવા માટે પ્રતિનિધિવાળી ખાસ સંસ્થા નીમવી પડશે.

(૩) દેશી રાજાઓનો સર્વસામાન્ય હિંદી પ્રશ્નોના નિકાલમાં હાથ રહેશે, તેમ જ આવક ખર્ચમા ભાગ મળશે.

(૪) દેશી રાજાઓ તેમની પ્રજાના સરદાર અથવા પ્રતિનિધિ તરીકે આવશે.

બટલર કમિટિ અને તેવી બીજી કમિટિઓ આ મહાન પ્રશ્નનો નિકાલ કરે એ બનવા જેવું નથી. હિંદી પ્રજા અને હિંદી રાજાઓ વિષે એમણે ખૂબ ચર્ચા, તકરાર કરીને નિકાલ કરવાનો છે. રાજાઓ અને તેમની પ્રજા વચ્ચેનો જે સંબંધ છે તેનો નિર્ણય રાજા પ્રજા કરી લેશે. આજે હિંદી સરકાર પાસે અપીલ કરવી પડે છે કારણ કે આપણામાં પરસ્પર અશ્રદ્ધા છે. વખત વખતનું કામ કરે છે એટલે સમયને અનુકૂળ જે વિચારો આપણા દેશમાં પ્રસરી રહ્યા છે તેના બળથી અને તેને અનુસરીને જ ચોખવટ થઇ જશે. આપખુદી અને જુલમનો અંત આવવો જ જોઇએ. બનવાજોગ છે કે કાયદાનો જુલમ આવશે પણ વ્યક્તિનો જુલમ ટકી શકે એમ નથી. એટલે આપણે રાજાઓ વિષે રાજ્યનીતિ ચોકખી કરી નાખવી જોઇએ. રાજાઓ તરફથી બોલનારા અને આગળ પડતા પતિયાળા, બિકાનેર, જામનગર અને કાશ્મીરના મહારાજાઓ અને કચ્છના મહારાઓ વિષે એટલું જરૂર કહી શકાય કે તેમના રાજ્યોમાં ભારે ગેરવહીવટ છે અને પ્રગતિના ચિહ્નો અત્યંત

થોડાં જોવામાં આવે છે. રાજ્યવહીવટની કસોટી પ્રજાને બોલવા લખવાની કેટલી છૂટ છે તેના- પરથી માપી શકાય અને આ ઉપર ગણાવેલા રાજ્યોમા પ્રજાને બોલવા લખવાની છૂટ બ્રિટિશ હિંદના જેવી નથી એ સો ટકા ખરૂં છે. બિકાનેરના મહારાજા ગમે તેટલાં લાંબા ભાડૂતી ભાષણો કરે પણ જગત તે માનવાની ના પાડે તેમા નવાઇ નથી. દેશી રાજ્યોમાથી રાજાઓ નીકળી જશે કે નિયમબદ્ધ રાજ્યપદ ભોગ- વતા પ્રમુખ થશે એ પ્રશ્નની ચર્ચા હાલ કરવી નથી, પણ એક હકીકત સાચી છે કે હવે આપખુદી અને જોહુકમી કોઇ સાંખી રહેવાનુ નથી.

સુ. મ.

**

**અફ્ઘાનિસ્તાન**

અફ્ઘાનિસ્તાનના રાજ્યની સ્થિતિ જુના વખતમા સ્વીટ્ઝરલૅંડની હતી તેવી વિષમ છે. આસપાસના મોટાં રાજ્યો તેનો થોડો ઘણો ભાગ વખતોવખત પચાવી પાડવા પ્રયત્ન કરે છે. પ્રદેશ ઘણો પહાડી છે, ગામડાં નાના અને દૂરદૂર વસેલા હોય છે તેથી તેની પ્રજામાં રાષ્ટ્રીય ઐક્યની ભાવના બરાબર ખીલી શકતી નથી. રાષ્ટ્રને બદલે જુદીજુદી કોમો (tribes) નું ઐક્ય થાય છે, અને તેથી જ્યારે આસ- પાસના મોટા રાજ્યોને અફ્ઘાનોની પ્રગતિ ખૂંચે છે ત્યારે એ તાયફાઓને ઉશ્કેરીને માહોમાહે લડાવી મારે છે. આવી જાતની ઉશ્કેરણી કોરટમાં પુરવાર કરવી મુશ્કેલ હોય છે પણ આવી દુષ્ટનીતિ છેક ચાણક્યના વખતથી તે આજ સુધી ચાલતી આવી છે.

અફ્ઘાનિસ્તાનના નસીબમા શાન્તિ નથી કારણ કે જ્યારથી બ્રિટિશ સામ્રાજ્યને રૂશિ- યાના હાઉની બીક લાગી ત્યારથી એ દેશમાં હજાર જાતની ખટપટ ચાલી રહી છે. એ ખટપટને અંગે અનેક અમીરોને ગાદી છોડીને નાસી જવું પડયું છે, અનેક 'અમીરઝાદાઓ હિંદુસ્તાનમાં રાજકેદી તરીકે રહે છે અને અનેક નવા અમીરો ગાદી પર ચઢી બેસે છે.'

એશિયાઇ પ્રજા જ્યાં સુધી કુસંપ અને અજ્ઞાનમાં દટાઇ રહી હતી ત્યારે આવી ઉથલ- પાથલને લીધે લડાવનાર પ્રજા કાંઇ કાંઇ લાભો મેળવી લેતી હતી, પણ હવે એશિયાઈ પ્રજા જાગૃત થઇ છે તેથી તે હિતાહિત સમજે છે. અફ્ઘાનિસ્તાનમા નવું બળ આવ્યું તેને લીધે દરેક દિશામાં સુધારા અને પ્રગતિ કરવાનું મહાન કાર્ય તેના પ્રજાજનોએ ઉપાડી લીધુ. નવા અમીર અમાનુલ્લાહે પરદેશની મુસાફરી કરી. તેને અપૂર્વ માન મળ્યું તેને લીધે બીજી યૂરોપીય પ્રજામાં ઇર્ષ્યા ઉત્પન્ન થઈ. પ્રગતિને માટે નાણું જોઇએ તે તેણે પરદેશથી લોન તરીકે મેળવ્યું. યોગ્ય પરદેશી માણસોને ચુંટી કાઢીને પોતાની પ્રજામા શિક્ષણ, લશ્કરી તાલીમ, આરોગ્ય, સ્થાનિક સ્વરાજ્ય વગેરે અનેક દિશામાં કેળવણી આપવાનું શરૂ કર્યું. ત્યાર પછી ગમે તે કારણને લઇને મુલ્લાઓ ઉશ્કેરાયા, અમુક તાયફાઓએ બંડ ઉઠાવ્યું અને રાજા અમાનુલ્લાહને દેશવટો લેવો પડયો; પણ કોઇએ નહિ ધારેલું તેવી રીતે એક બીજા અફ્ઘાન ગૃહસ્થ નાદીરખાને બંડખોરોને હરાવ્યા અને એ અમીર નાદીર- ખાન પ્રગતિનો ઝુંડો નીચે નહિ પડવા દે એવી આશા રહે છે.

આપણા દેશમાં પણ જ્યારે જ્યારે ઐક્ય અને પ્રગતિનાં ચિહ્નો જણાય છે ત્યારે એક- દમ અચાનક કુસંપ અને કલેષનું વાતાવરણ જામીને તોફાન થાય છે તે કેવળ આકસ્મિક નથી એ દરેક હિંદી સમજે છે. દેશની લડતમાં આગેવાનીભર્યો ભાગ લેતા કેટલાક નેતાઓ બ્રિટિશ સરકાર આગળ પીગળી જાય છે તે પણ આકસ્મિક નથી. આપણે હમેશા આવા ફેર- ફારો માટે ચેતતા રહેવાનું છે અને દરેક સત્તા-

ધીશ જ્યારે હારવાની શરૂઆત થાય છે ત્યારે સામ દામ દંડ અને ભેદથી પ્રજાબળ નબળું કરવાનો પ્રયત્ન કરશે એ અનિવાર્ય સમજી લેવું.

યૂરોપની પ્રજા આખી દુનિયાને કબજ કરવાનો પ્રયત્ન કરી રહી હતી. ઘણે અંશે તેને સફળતા મળી. એક વખત તો એવું લાગ્યું કે ગોરી પ્રજા સિવાયની બધી પ્રજા માત્ર શુદ્ર થઈ જશે અને ગોરી પ્રજાની ગુલામગીરી કરવામાં તેનું જીવન સાર્થક થશે. પણ ઇશ્વરી સંકેત જુદો જ જણાય છે અને તુર્કિથી માંડી ને તે ચીન સુધી અને ઉત્તર ધ્રુવથી ફીજી સુધી બધે નવચેતનનાં ઝરણા ફૂટ્યાં છે. અફઘાનિસ્તાનને યૂરોપ બનાવવાનો પ્રયત્ન નિષ્ફળ જાય એ સ્વાભાવિક છે પણ યૂરોપ અને એશિયા એ બન્નેની સંસ્કૃતિનું સમન્વય થતું જાય છે. જુના રીતરિવાજોના કિલ્લા જમીનદોસ્ત થતા જાય છે, મુલ્લાંઓ અને ધર્મગુરુઓ વિદ્વાન દરવેશ અથવા ઋષિમુનિ જેવા હશે અને ઉચ્ચ પ્રગતિવાન સંસ્કારોનો પ્રચાર કરશે તો જ તેમને જીવવાનો હક છે. શાસ્ત્રો અને શરીઅત નવાં રચાતા જાય છે અને તે રચવામાં જુના ડહાપણ તથા અનુભવનો ઉપયોગ થઇ રહ્યો છે, પણ જે નિયમો હજાર કે બે હજાર વરસ પર અનુકૂળ હતા તે અનંત કાળને માટે બંધનકારક હોવા જોઇએ એવી દલીલને આજની પ્રજા હસી કાઢશે.

અફઘાનિસ્તાનની પ્રગતિ અટકાવવા માટે, તેનું રાષ્ટ્રીય બળ હણવા માટે, તેની પ્રજાને છિન્નભિન્ન કરી નાખવા માટે જે પ્રયત્નો થાય છે તે હવે બહુ સફળ થવાના નથી અને જે ખારો ખેદે તે પડે એવી સ્થિતિ થવાનો સંભવ છે એટલે જો કોઈ દુષ્ટ રાક્ષસી પ્રજા બીજી પ્રજાને લડાવી મારવાનાં કાવતરાં કરશે તો તેનો હિસાબ લેવાશે. આજ સુધી મળેલી હકીકત પરથી એમ જણાય છે કે અફઘાન પ્રજાને ઘણું શીખવાનું મળ્યું છે અને ફરીથી ઉન્નતિને પંથે કૂચ કરશે.

પદભ્રષ્ટ થયેલા અમાનુલ્લાહખાને સંદેશો મોકલ્યો છે કે તેને ગાદી કે તાજની કાંઇ કિંમત નથી એ બદલાતા જમાનાનું સાચુ ચિહ્ન છે. રાજા થવું તે વધારે કપરી સેવા કરવા માટે હોય, પ્રમુખપદ કે મંત્રીપદ એ માનને માટે નથી પણ ભારે સેવા કરવા માટેનું સ્થાન છે. પ્રજાના કે સમાજના પૈસા મરજીમાં આવે તેમ વેડફી નાખવા માટે નહિ પણ સમાજ કે પ્રજાની સેવામાં જીવન ગાળવા માટે નેતૃત્વ આપવામાં આવે છે. આપણા હિંદી રાજાઓ આ સત્ય વહેલા સમજી જાય.

સુ. મ.

* *

## વોઇસરોયનું જાહેરનામું

વોઇસરોયનું જાહેરનામું આ માસમા રાજકીય વાતાવરણને વધારેમાં વધારે ક્ષુબ્ધ કરનાર બનાવ છે.

મિસિસ બીસન્ટ ઇંગ્લંડથી આવ્યાં ત્યારે તેમણે હિંદને કિનારે ઉતરતાં જ જણાવ્યું કે મજૂર સરકાર હિંદને સાંસ્થાનિક સ્વરાજ્ય આપવાની છે અને તે સંબંધી પોતાની નીતિની જાહેરાત એક જ સમયે હિંદમાં વોઇસરોય અને ઇંગ્લંડમા હિંદી વઝીર મિ. વેજવુડ બેન કરવાના છે. પણ આ પ્રમાણે બની શક્યું નથી. એમ મનાય છે કે કૉનઝરવેટિવ પક્ષના નેતા મિ. બોલ્ડવિને મજૂર સરકારની આ નીતિને પોતાની સંમતિ આપેલી પણ પછી પોતાના પક્ષના દબાણથી તે સંમતિ તેમણે પાછી ખેંચી લીધી અને તેથી ઇંગ્લંડમાં મિ. વેજવુડ બેન એ પ્રમાણે જાહેર કરી શકયા નહિ.

પણ લોર્ડ ઇર્વિને હિંદમાં આવીને તા. ૩૧ મી ઑક્ટોબરે ખાસ ગેઝેટદ્વારા એક જાહેરનામુ બહાર પાડયું છે. તેમા મહત્ત્વની વાત એ છે કે તેમાં હિંદનો સાંસ્થાનિક સ્વરાજ્ય મેળવવાનો હક નામદાર વોઇસરોય, સરકારની

સંમતિથી સ્વીકારે છે. ૧૯૧૭ માં હિંદની જે બંધારણપૂર્વકની પ્રગતિ આલેખાઈ હતી તેનું અંતિમ ધ્યેય સાંસ્થાનિક સ્વરાજ્ય છે અને તે સમયના વચનનો અનર્થ કરવાનો સર માલ્કમ હેલીએ જે પ્રયત્ન કર્યો હતો તે અયથાર્થ છે એમ જાહેર કર્યું છે. તે ઉપરાંત નામદાર વૉઇસરૉય શહેનશાહી સરકારના અધિકારીઓની સાથે બ્રિટિશ હિન્દના અને દેશી રાજ્યોના પ્રતિનિધિઓની એક પરિષદ એટલે રાઉન્ડ ટેબલ કૉનફરન્સ ભરવાનું જાહેર કરે છે. આ પરિષદનો પ્રસંગ સર જૉન સાઈમનના એક પત્રથી ઉપસ્થિત થયો છે. સર જૉન સાઇમનને કમિશનમાં કામ કરતાં જણાયું છે કે પોતાનું કમિશન પાર્લમેન્ટ પાસે જે રિપોર્ટ રજુ કરશે તે પછી આવી એક પરિષદની જરૂર રહેશે, કારણ કે બ્રિટિશ હિન્દ અને દેશી રાજ્યોનો સંબંધ કેવો બાંધવો એ પોતાના કમિશનના અધિકારમા આવતું નથી.

આ જાહેર નિવેદનથી હિંદની રાજકીય પ્રગતિની સ્થિતિ કેવી થઇ તે જરા જોઇએ. સાઇમન કમિશન નીમાયું તેમા કોઈ પણ હિંદીને સ્થાન નહોતું. તેથી હિંદે તે કમિશનનો બહિષ્કાર કર્યો. આ બહિષ્કારમાં હિંદના મહત્ત્વ ધરાવતા સર્વ રાજકીય મંડળો અને પક્ષો જોડાયા. તે જ બહિષ્કારના વિરોધના પરિણામે સર્વપક્ષ પરિષદ ભરાઇ અને તેણે નહેરુ રિપોર્ટ ઘડયો અને તેમાં સમગ્ર હિંદને માટે જોઇતું સાંસ્થાનિક સ્વરાજ્યનુ બંધારણ નક્કી કર્યું તે પછી ભરાએલી છેલ્લી મહાસભાએ એ રિપોર્ટ મંજુર રાખ્યો અને એક વરસમાં સરકાર તરફથી સાંસ્થાનિક સ્વરાજ્ય ન મળે તો આવતા ડિસેંબરમા લાહોરમાં ભરાનારી મહાસભામા હિંદને માટે સ્વાતંત્ર્ય એટલે ઇન્ડિપેન્ડન્સ જાહેર કરવાનો ઠરાવ કર્યો. હવે પ્રશ્ન એ થાય છે કે નામદાર વૉઇસરૉયના નિવેદનથી આપણને સાંસ્થાનિક સ્વરાજ્ય મળવા જેવું કંઇ થયું છે કે જેથી આવતી મહાસભામાં સ્વતંત્રતાના જૂના ઠરાવનો ફરી વિચાર કરવો પડે?

નામદાર વૉઇસરૉયના નિવેદનમાં સૌથી પહેલો ડુમિનિયન સ્ટેટસ એટલે સાંસ્થાનિક સ્વરાજ શબ્દ વપરાયો છે, જો કે એ શબ્દપ્રયોગની સામે પણ ઇંગ્લંડના કેટલાક રાજનીતિજ્ઞોને વાંધો છે. પણ એ સાંસ્થાનિક સ્વરાજ્ય ક્યારે મળવાનું? જે ગોળમેજી પરિષદ ભરવાનું નામદાર વૉઇસરૉયે જાહેર કર્યું તે પરિષદ સાંસ્થાનિક સ્વરાજ્યના બંધારણની અને તેને અમલમા મૂકવાના કાર્યક્રમની ચર્ચા કરશે, કે માત્ર સાંસ્થાનિક સ્વરાજ ક્યારે આપવું તેની જ ચર્ચા કરશે? જો સાંસ્થાનિક સ્વરાજ્ય આપવું કે નહિ એ પણ હજી પ્રશ્ન જ રહેતો હોય તો સાઇમન કમિશન નીમાયું તે પહેલા આપણે જ્યાં હતા ત્યાં ને ત્યાં રહ્યા ગણાઇએ. આવી સ્થિતિ સ્વીકારીએ તો કલકત્તા મહાસભાના સાંસ્થાનિક સ્વરાજ્યની એક વરસની અવધિનો ઠરાવ આપણે આપણે હાથે રદ કર્યો ગણાય.

નામદાર વૉઇસરૉયનું જાહેરનામું બહાર પડવાને વખતે દિલ્હીમા શ્રીયુત વિઠ્ઠલભાઈના બોલાવવાથી ગાંધીજી, સર તેજબહાદુર સપ્રુ, શ્રીયુત મોતીલાલ નહેરુ, શ્રીયુત જવાહીરલાલ નહેરુ, શ્રીયુત વલ્લભભાઇ વગેરેની સભા ભરાઇ. આ સભાએ ચર્ચા કર્યા પછી એક જાહેરાત બહાર પાડી છે. તેમાં હિંદનું મન સંપાદન કરવા બ્રિટિશ સરકારે કરેલા પ્રયત્નની કદર કરી છે અને તેની સાથે સહકાર કરવા ખુશી બતાવી છે. પણ તેઓ સહકાર આપી શકે તે માટે નીચે પ્રમાણે કરવું અગત્યનું છે એમ ઠરાવ્યું છેઃ (૧) વાતાવરણને શાંત કરવાને વધારે સમભાવ વાળી નીતિ અખત્યાર કરવી જોઇએ; (૨) રાજકીય કેદીઓને માફી મળવી જોઇએ; (૩) આગળ પડતી રાજકીય સંસ્થાઓના પ્રતિનિધિઓને પરિષદમા સ્થાન મળવું જોઇએ

અને ખાસ કરીને તેમાં હિંદની મહાસભાના સભ્યોની બહુમતી જોઇએ. આ માગણી ઉપરાંત સાસ્થાનિક સ્વરાજ્ય સંબંધી રહી ગએલી અસ્પષ્ટતાનું નિવારણ કરવા જણાવ્યું છે કે પરિષદ, સાંસ્થાનિક સ્વરાજ્ય ક્યારે આપવું તેની ચર્ચા કરવા નહિ પણ હિંદને માટે સાસ્થાનિક સ્વરાજ્યનું બંધારણ ઘડવા મળવાની છે એમ અમે સમજીએ છીએ. આ ઉપરાંત સર્વત્ર વધારે વધારે હિંદનો મેળ કરનારી નીતિ અમલમા મૂકવાનું જણાવ્યુ છે.

નામદાર વૉઇસરૉયનું નિવેદન બહાર પડ્યા પછી થોડા દિવસો તો હિંદ આખાનું વાતાવરણ ઘણું ઉત્સાહી હતું. પણ નામદાર વોઇસરૉયે ઉપરની શરતો સબંધી તથા સાસ્થાનિક સ્વરાજ્યની સમજણ સંબંધી કશો જ પ્રત્યુત્તર વાળ્યો નથી. દરમિયાન વૉઇસરૉયના આ જાહેરનામા સબંધી ખાસ સભામા અને આમની સભામા જે ચર્ચા થઇ તેથી હિંદની પ્રજાનું મન ધીરે ધીરે વધારે ને વધારે અવિશ્વાસુ બનતું જાય છે.

ખાસની સભામાં લૉર્ડ રેડિંગે વૉઇસરૉયના જાહેરનામા સામે એવો વાંધો લીધો હતો કે સાઇમન કમિશનનો રીપોર્ટ બહાર પડ્યા પહેલાં ડુમિનિયન સ્ટેટસ એવા શબ્દો વાપરી શકાય નહિ. તેમણે એવી માગણી કરી કે ડુમિનિયન સ્ટેટસ એ માત્ર અંતિમ ધ્યેય છે એવો જ વૉઇસરૉયના જાહેરનામાનો અર્થ થાય છે એમ જાહેર કરવું જોઇએ. તેના જવાબમાં લૉર્ડ પારમુરે જણાવ્યું કે ૧૯૧૭ ના જાહેરનામાના અર્થ સંબંધી હિંદમા શંકા ન રહે માટે વૉઇસરૉયનું જાહેરનામું જરૂરનું હતું. ડુમિનિયન સ્ટેટસ ક્યારે અપાય એ સવાલ તો સાઇમન કમિશનના રિપોર્ટ પછી સરકાર ગોળમેજી પરિષદમાં નક્કી થઇ શકે. હિંદના નેતાઓનો સહકાર મેળવવા વૉઇસરૉયની જાહેરાતની જરૂર હતી અને સાઇમન કમિશન આવી લખાપટ્ટીમા ભાગ લેવા ઇચ્છતું નથી તેથી તેની સંમતિ મેળવવા આમા પ્રયત્ન કર્યો નથી. આ ચર્ચાને અંતે લૉર્ડ રેડિંગે પોતાનો વાંધો પાછો ખેંચી લીધો હતો.

આમની સભામાં કોનઝરવેટિવ પક્ષના નેતા મિ. બૉલ્ડવિને પણ એ જ વાંધો લીધો હતો કે સાઇમન કમિશનના રિપોર્ટ પહેલાં ડુમિનિયન સ્ટેટસ આપવા વિશે જાહેરાત કાઢી શકાય નહિ. લોર્ડ બર્કનહેડે પણ આ ચર્ચામાં ભાગ લીધો હતો. આખી દુનિયામા સૌથી મોટા પગારોવાળી હિંદની સેવા કર્યા પછી આ સેવકોથી ઇંગ્લંડમાં રહ્યાં રહ્યા પણ હિંદની સેવા કર્યા વિના રહેવાતું નથી!

બધી ચર્ચાઓમાંથી એટલું જરૂર નિષ્પન્ન થાય છે કે નામદાર વૉઇસરૉયના જાહેરનામાથી હિંદને કશું નવું નથી મળી ગયું. પણ સાથે સાથે એ પણ સમજવું જોઇએ કે સાઇમન કમિશનના રિપોર્ટ પહેલાં મજૂર સરકાર કશું નવું આપવાની જાહેરાત કરી પણ ન શકે. કૉનઝરવેટિવ પક્ષના નેતા, શિષ્ટ સાહિત્યના પંડિત તરીકે પ્રખ્યાત થએલા મિ. બૉલ્ડવિને આમની સભામાં, હિંદ અને યુરોપની પ્રજાઓ ભૂગોળના અને વિચારના ભિન્ન ભિન્ન પ્રદેશોમાં પ્રસ્થાન કરીને ગએલી પણ અસલ એક જ આર્યકુળની બે શાખાઓ છે અને તેમને આટલાં વરસે મેળથી રહેવાનો પ્રસંગ આવ્યો છે વગેરે કહ્યું તે દર્શાવે છે કે તેઓ કદાચ હિંદને માટે સાચી લાગણી ધરાવતા હોય, પણ તેમના પક્ષને માટે એટલો વિશ્વાસ પડી શકતો નથી. મિ વેજવુડ બેને, લૉર્ડ બર્કનહેડને કહ્યુ કે તમે વેપાર કરો છો. તે કરો, રાજકારણમાં તમારે પડવાની જરૂર નથી, અને સર જ્યૉર્જ લૉઇડનો એક સુદીભર માણસોના પ્રતિનિધિ કહી ઉપહાસ કર્યો, વગેરેથી એમ લાગે કે હિંદી વઝીરને હિંદને માટે કંઇક કરવાની સાચી લાગણી છે. પણ એ લાગણી છતાં તેઓ કાંઇ જ ન કરી શકે એ સંભવિત છે. આજ સુધી બ્રિટિશ સરકારમાં હિંદને માટે

સાચી લાગણી ધરાવનાર કોઇ જ નથી થયું એમ તો છે જ નહિ. એવી લાગણી ધરાવનારાની આપણે અંગત કદર કરવી જોઇએ, પણ એવા પુરુષો ઉપરનો વિશ્વાસ કદાચ આપણી રાજકીય પ્રગતિને વિઘાતક નીકળે. એ સર્વે સાચી લાગણી છતાં પણ વધારેમાં વધારે મજૂર સરકાર એટલું જ કરી શકે કે હિંદને સાંસ્થાનિક સ્વરાજ્ય ચલાવવાને પાર્લમેન્ટ પાસે બિલ લાવે અને તે પ્રશ્ન ઉપર ફતેહમંદ ન થાય તો રાજીનામુ આપે-જો કે એટલું બધું મજૂર સરકાર કરશે એવી આશા વધારે પડતી છે. પણ લિબરલ પક્ષે આયર્લૅંડને સ્વરાજ આપવાની બાબતને પોતાના પક્ષનો પ્રશ્ન ગણ્યો તે પછી પણ આયર્લૅંડને કેટલે વરસે સ્વરાજ મળ્યું? અને તે લિબરલોએ આપ્યું એમ નહિ પણ બંડ કર્યું ત્યારે મળ્યુ એ યાદ રાખવાનું છે. એટલે મજૂર સરકારને કંઇ પણ આપવું હશે તો પણ હિંદના સાચા બળની પ્રતીતિ ઇંગ્લંડની પાર્લમેન્ટને થશે તો જ કંઇ પણ મળી શકશે.

એટલે અત્યારની સ્થિતિ એ છે કે આપણી પાસે સાંસ્થાનિક સ્વરાજ્યનું વચન સરકારે આપેલું નથી. આપણે તો માત્ર મજૂર સરકારની નેમ કરવાની શુદ્ધ દાનત ઉપર આધાર રાખી ગોળમેજી પરિષદમાં સહકાર કરવાનો પ્રશ્ન છે. એટલો એ પ્રયત્ન પણ કરી જોવો જોઇએ એમ અમારું માનવું છે. એટલા સહકાર પછી પણ બ્રિટન હિંદની માગણી પૂરી નહિ પાડે તો પછી હિંદ વધારે એકદિલીથી સ્વાતંત્ર્ય મેળવવા પોતાનો રસ્તો પોતે કરી લેશે. પણ એટલો વિશ્વાસ મજૂર સરકાર ઉપર ક્યારે રાખી શકીએ કે એ સરકાર આપણી માગણી મુજબ રાજકીય કેદીઓને છૂટા કરે ત્યારે. આટલી માગણી તો નજીવી છે. ૧૯૨૧ માં અસહકારની શરુઆતમાં લૉર્ડ રેડિંગે ગોળમેજી પરિષદ ભરવા મરજી બતાવી ત્યારે પણ આટલું કરવા તો તેઓ રાજી હતા જ. આપણા પત્રોમા પોચામા પોચા ઇન્ડિયન ડેલી મેલે પણ આટલો તો આગ્રહ કર્યો છે. અને એટલું પણ થોડા દિવસમા ન થાય તો મહાસભાએ સાઇમન કમિશનની પેઠે એ ગોળમેજી પરિષદનો પણ બહિષ્કાર કરવો જોઇએ અને સરકારના સહકાર વિના પોતાનું સ્વાતંત્ર્ય મેળવવાનો માર્ગ તેણે શોધી કાઢી તેમા પ્રયાણ શરુ કરવું જોઇએ.



## ચિત્ર-પરિચય

આ ચિત્ર સુપ્રસિદ્ધ અજન્તાની ગુફાના એક ચિત્રની શ્રી. રવિશંકર રાવલે કરેલી પ્રતિકૃતિ છે. શ્રી. રાવલે મૂળની બધી રેખાઓ અને બધા ભાવો આમાં ઉતાર્યા છે એ વિષે શંકા નથી.

ચિત્રના શિલ્પમાં વિવિધ પ્રકારની ગતિઓ કેમ બતાવવી એ એક ફૂટ પ્રશ્ન છે. તેમાંએ ખાસ કરી ઊડવાની ગતિ-ઉડ્ડયન-કેમ બતાવાય છે એ શિલ્પના ઇતિહાસમાં જાણવા જેવો મુદ્દો છે. હાવેલ સાહેબ કહે છે કે આ વિષયમા ભારતીય શિલ્પીઓની વિશેષતા છે. યૂરપમા મધ્યકાળમા જ્યારે ઊડતા દેવદૂતો બતાવવાનો પ્રશ્ન ઊભો થયો ત્યારે તે કાલના શિલ્પીઓએ પાખો ચિતરી ઉડ્ડયન સૂચવવાનો પ્રયત્ન કર્યો. હાવેલ સાહેબ કહે છે કે ભારતીય શિલ્પીઓએ જ પાખોની મદદ વિના કેવળ અંગોના સન્નિવેશથી જ ઉડ્ડયન બતાવવાનો સમર્થ-સફળ-પ્રયત્ન કર્યો છે. આ હકીકત કેટલી સાચી છે તે આ ચિત્ર ઉપરથી જોઈ શકાય છે.

પ્રાચીન ભારતીય શિલ્પીઓ આ ઉડ્ડયનનો સન્નિવેશ શી રીતે કલ્પી શક્યા તે એક વિચારવા જેવો પ્રશ્ન છે. બીજી ગતિઓમા તો કુદરતની મદદ મળે પણ ઊડતી માણસ જેવી આકૃતિ કેવી રીતે બતાવવી એ શિલ્પીઓ માટે ઘણો અઘરો પ્રશ્ન થઇ પડ્યો હશે. પ્રતિભા અને સમાધિ કલામા શું કરી શકે છે તેનું આ સુભગ ઉદાહરણ છે.

આ ચિત્ર અમને પ્રકટ કરવા આપ્યું તે માટે અમે શ્રી. રાવલના આભારી છીએ.



માતાની માંડવી માથે લઇને ગરબીમાં નૃત્ય

(જુઓ પૃ ૧૩૧)

# ॥ પ્રસ્થાન ॥

પુસ્તક ૯ માગશર : ૧૯૮૬ અંક ૨

## શોભનકુમાર

શુક્લતીર્થથી થોડેક દૂર ઉપરવાસ નર્મદાની ઊંચી ભેખડ ઉપર એક બંગલો હતો. તેની પાછળ જરા દૂર એક ધર્મશાળા હતી. એક એકાન્ત સ્થળમાં ઝાડીમા એક ઝુંપડી હતી.

"હવે વરસાદ નહિ પડે. ચાલો આપણે આંગણામાં બેસીએ" સુલેખાએ કહ્યું; અને નોકરને ખુરશીઓ આંગણામાં મુકવાનું કહેવા જતી હતી ત્યા શોભનકુમારે અને બીજાઓએ પોતપોતાની ખુરશી ઊંચકી આંગણામાં મુકી દીધી. ખુરશી મુકતાં મુકતા ચર્ચાના વેગમા શોભનકુમારે કહ્યું :

"તો મી. ગણેશ, હું તમને કહું છું કે આપણા પ્રાચીનોએ સ્ત્રીઓ વિષે જે કાંઈ કહ્યું છે તે મને વ્યાજબી લાગે છે. હું તમારા ગાંધી ઉપર ટીકા કરૂ છુ ત્યારે તમે મને હંમેશા એમ કહો છો કે ગાંધીના વિચારોને હું ગમે ત્યાંથી ઉપાડી ટીકા કરૂ છું. તો મારે તમને પણ એ જ કહેવાનું છે કે તમે લોકો પણ પ્રાચીનોના સ્ત્રીઓ વિષેના વિચારો ઉપર પણ તે કયા પ્રસંગમાં આવે છે તેનો વિચાર કર્યા વિના જ ટીકા કરો છો!"

શોભનકુમાર ખુરશી પાછળ ઊભા ઊભા જાણે ખુરશીને જોરથી ઊંચકીને ફેંકવાની હોય એ રીતે તેની પીઠ પકડી બોલતા હતા. ગણેશલાલ ખુરશી ઉપર બેસવા જતા હતા પણ શોભનકુમારે બોલવાનું શરૂ કર્યું એટલે તે ખુરશી આગળ ઊભા ઊભા સાંભળતા હતા.

સુલેખાએ કહ્યું : "મોટા ભાઈ, સ્ત્રીઓ વિષેના આ તમારા વિગ્રહમા ખુરશીઓનો હથીઆર તરીકે ઉપયોગ થવાનો છે? અંહીઆ ન્હાનકડી સૂરત કૉંગ્રેસ તો થવાની નથીને!"

શોભનકુમાર સ્મિત કરીને ખુરશી ઉપર બેઠા અને ગણેશલાલ પણ બેઠા.

"એટલે કે નારી નરકની ખાણ છે, ન સ્ત્રી સ્વાતન્ત્ર્યમર્હતિ ઈત્યાદિનું તમે સમર્થન કરવા તૈયાર છો?"

શોભનકુમાર જવાબ આપવા જતા હતા તે ધ્યાનમાં લીધા વિના ગણેશલાલે આગળ ચલાવ્યું :

"તમે યૂરોપમાં બાર વર્ષ રહી આવ્યા ત્યાંથી આ શીખી આવ્યા હશો' પણ તમે જે વેપારી રહ્યા તેને યૂરોપની સાચી સંસ્કૃતિની શી ખબર પડે! તમે કયાં જ્ઞાન મેળવવા ગયા હતા? તમે તો પૈસા પડાવવા ગયા હતા —"

મી. ગણેશનો વાક્પ્રવાહ ચાલતો હતો ત્યાં શોભનકુમાર ખડખડાટ હસી પડ્યા. તેમને હસતા જોઇ આજુબાજુના માણસો હસવા લાગ્યા. અને ગણેશલાલ પણ પ્રવાહમાં ખેંચાઈ હસવા લાગ્યા.

શોભનકુમારની ઉમ્મર ચાલીશની આજુબાજુ હતી. વિધુર થયા પછી તેઓ યૂરપની પેઢીએ કામ કરતા હતા. હાલમા તેઓ વેપારમાથી નિવૃત્ત થઈ જીવનને સાર્થક કેમ બનાવવું તેનો વિચાર કરતા હતા. એમને પોતાને વેપારમાંથી નિવૃત્ત થવું હતું પણ જૂના સમયના વેપારના સાથીઓ એ વાત માનતા ન હતા; અને આ તો શોભનશેઠનો એક તરંગ છે એમ ગણતા હતા. તેઓ હંમેશા તેમની પાસે સવાર સાંજ આવી ધર્મની, હઠયોગીઓની અને મહાત્માઓની ખબર લાવતા અને ધર્મની વાતમાથી અર્થની વાતમાં સરી પડતા. કોઇકને નવા ધંધાની યોજના ઘડવાની હોય, કોઇકને અમુક રકમ ઉછીની જોઇતી હોય, તો કોઇકને કફોડી સ્થિતિમાથી બ્હાર નીકળવાની સલાહ જોઇતી હોય. શોભનશેઠને આ બધી બાબતોનો બહુ જ કંટાળો હતો અને છતા ટેવને લઇને દરેકની વાત હસતા મ્હોડે સાંભળતા. પણ આવા લોકોને નસાડી મુકવાની એમણે એક સરસ યુક્તિ શોધી કહાડી હતી. તેઓ સવાર સાજ તેમના ઓળખીતાઓમાથી જેઓ જાહેર જીવનમા કે કેળવણીમાં કે જ્ઞાનના વિવિધ વિષયોમા રસ લેતા હોય તેવા જુવાનીઆઓને બોલાવતા, અને વેપારી મિત્રોની મંડળી જામે કે આ જુવાનીઆઓ સાથે એવી ચર્ચા શરૂ કરતા કે પેલા વેપારીઓને કંટાળો આવે અને ચર્ચામા મગ્ન થએલા શેઠની તરફેણમા કાઇ પણ સમજ્યા વિના હસી પોતાને વાત કરવાની હવે તક નથી એ જાણી રજા લેતા. શોભનશેઠ હસતા મ્હોડે તેમને વિદાય આપતા. આ એકાન્ત સ્થળે પણ તે બંધુઓ આવી પ્હોંચ્યા હતા. આ સ્ત્રીઓ વિષેની ચર્ચામા શોભનશેઠના પક્ષમાં હસ્યા પછી તેઓને કાંઈ કરવાનું ન હોવાથી તેઓ આજુબાજુના સ્થળો જોવા વિદાય થયા.

શોભનકુમાર, ગણેશલાલ અને સુલેખા માત્ર ત્યાં રહ્યાં.

ગણેશલાલ લગભગ પચીશથી ત્રીશ વર્ષની વયનો જુવાન દેખાતો હતો. એલ. એલ બી. હતો, કુંવારો હતો, વકીલાત શરૂ કરી હતી છતા ખાદી પ્હેરવાની હિંમત રાખતો હતો. એ ગાંધીજીના બધા વિચારો માનતા હતા અને જે વિચારોને પોતે અમલમાં ન્હોતો મુકી શકતા તેના વિષે વધારે આગ્રહ રાખતા અને પછી પોતાની નબળાઇ, કૌટુમ્બિક પરિસ્થિતિ ઇત્યાદિ રજુ કરી પોતાના અને બીજાના મનનું સમાધાન કરી લેતા. જેમ કેટલાક ન્યાતજાતમા માની, કેટલાક પોતાના સંપ્રદાયમાં મમતા બતાવી, કેટલાક બીજા ઉખડેલા કેળવાએલાઓથી પોતાને જુદા બતાવવા માટે પોતાની સ્ત્રીને જૂની મર્યાદાઓ પાળવાનો ખાસ ઉપદેશ આપી પોતાની વકીલાત જમાવી શકે છે તેમ બીજા કેટલાક ખાદી પ્હેરી, ગાંધીના માણસ કહેવાઈ, ગાંધીજીને અભિપ્રેત સુધારાના વિચારમાં શ્રદ્ધા બતાવી પણ

વકીલાત જમાવી શકે છે. શાસ્ત્રમા ધર્મ અને મોક્ષ પરમ પુરુષાર્થ મનાયા હશે પણ વ્યવહારમા તો અર્થ અને કામ જ પરમ પુરુષાર્થ દેખાય છે–એટલે કે ધર્મની અને મોક્ષની ભાવનાઓનો અભાવ છે એમ નહિ પણ ધર્મ અને મોક્ષ, અર્થ અને કામનાં સાધન થાય છે. ચાર્વાક–લોકાયત મતનો આચાર્ય કેટલો ડાહ્યો હતો !

મી. ગણેશની વકીલાત તેમની ઉમ્મરના પ્રમાણમા સારી જામેલી હતી. તેમની નાતમાં કન્યાની અછત હોવાથી અને તેમનું કુળ હલકું ગણાતું હોવાથી તેમને કન્યા મળી ન હતી. પણ આજકાલ મોટી ઉમ્મરે લગ્ન થવું એ સુધરેલા કુટુમ્બનું ચિન્હ ગણાતું હોવાથી પોતાની કુંવારી સ્થિતિનો મી. ગણેશલાલ તે રીતે નિર્દેશ કરતા. અત્યારે તેઓ પૈસા ટકાથી એટલા સ્વતંત્ર થયા હતા કે લાગ આવે તો કોઇ વિધવા સાથે પણ લગ્ન કરે ! જો કોઇ કુમારિકા તેમને વરે તો તે વધારે ઇષ્ટ ખરૂં જ. પણ તેઓ ઘણીવાર કહેતા કે 'કમબખ્ત સુધારકો પણ નાતીલાઓ કરતા વધારે સકુચિત છે. તેઓ તેમની નાત-વાળાઓને જ કન્યાઓ આપે છે એટલું જ નહિ પણ વધારામાં વિલાયત જઇ આવેલો હોય એવી માગણી કરે છે' ' અને પછી સ્મિત કરતા. પોતાને સ્ત્રીઓ વિષે, દરેક કુંવારાને હોય છે તેવો, ઘણો આદર હતો.

સ્ત્રીઓ વિષે શોભનશેઠના આવા વિચારો જાણી મી. ગણેશ ખરેખર ચકિત થયા હતા. ત્રાહિત માણસોના ગયા પછી તે વધારે છૂટથી બોલવા લાગ્યા. ગણેશલાલનો અને શોભનકુમારનો સબંધ ઘણો સારો હતો. શોભનકુમારને ગણેશલાલની બુદ્ધિ અને ચારિત્ર માટે માન હતું. તેના તરફ તે ન્હાના ભાઇ જેવી લાગણી રાખતા.

"સાચી વાત છે ભાઇ" શોભનકુમારે કહ્યું "તમારી માફક હું ગ્રેજ્યુએટ થયો નથી. તમારા જેટલું અંગ્રેજી અને સંસ્કૃત પણ હું ભણ્યો નથી. સંસ્કૃત તો મને મુદ્દલ આવડતું નથી. છતાં મારા બાર વર્ષના યૂરપના અનુભવ પછી કહું છું કે હિન્દુસ્થાનની જૂની વાતો સાચી છે."

"શું સાચી છે ?" ગણેશલાલે ચીડાઇને કહ્યું "ગાધીજી ઇચ્છે છે એ અર્થમા વર્ણ-વ્યવસ્થા સાચી હશે પણ એવી વર્ણવ્યવસ્થા કયારે હતી ? પણ સ્ત્રીઓ વિષે ગાધીજીના વિચાર જાણો છો ? હું ધારૂં છું યૂરોપમાં પણ કોઈ એટલા આગળ પડતા વિચાર ધારણ નહિ કરતું હોય, અને તમે યૂરોપમા—"

મી. ગણેશ વાતવાતમા ગાધીજીનું નામ લેતા હતા એ શોભનકુમારને ન ગમ્યું.

"મી. ગણેશ, તમને ગાધી વિષે ઘણું માન છે તે હું જાણું છું. પણ તમે મારો અભિપ્રાય જાણો છો. હું માનું છું તમારા ગાધીમા કોઈ પણ વિષય ઉપર વ્યવસ્થિત વિચાર કરવાની શક્તિ નથી. હું માનું છુ તે જ્ઞાનદરિદ્ર છે, તેમનામા અનુભવમાથી કાંઈ પણ પાઠ લેવાની શક્તિ નથી ! હિન્દુસ્થાનને સત્યથી અને અહિંસાથી સ્વરાજ્ય અપાવવાની જે માણસ વાત કરે છે તે માણસને માનનારા હિન્દુસ્થાનમાં આટલા બધા છે તે જોઈ મને ખરેખર આશ્ચર્ય થાય છે. હું સત્ય અને અહિંસામા માનું છું. હું સ્વરાજ્યમાં માનું છું. તમે કદાપિ જાણતા નહિ હો પણ યૂરપમાં રહી હું જે કાંઈ કમાયો છું તેનો પોણો ભાગ બ્રીટીશ સલ્તનતને ઉધી કરવાના પ્રયત્ન કરનારાઓમા મેં ખર્ચ્યો છે. ટિળક સ્વરાજ-ફાળામાં એક પૈસો પણ ન આપી જો કે મેં તમને ચિડવ્યા ! પણ મને હવે સ્વરાજ્યની

ચળવળમાં રસ નથી, અને તમારા ગાંધીની રીતભાતમાં તો હું મુદ્દલ માનતો નથી. તે ભલા માણસ છે. પણ આપણે ગાંધી વિષે ચર્ચા નથી કરતા. કૃપા કરી તમે જો ચર્ચામાં ગાંધીનું નામ ન લાવો તો સારૂં. સ્વતંત્ર રીતે સ્ત્રીઓ તરફ પુરુષોના વલણ વિષે આપણે વાતો કરીએ. અને હું કહું છુ કે પ્રાચીન વિચારકોએ સ્ત્રીઓ તરફ જે મનોવૃત્તિ કેળવવા પ્રયત્નો કર્યા છે તે યોગ્ય છે."

આ સાંભળી સુલેખાનું મ્હોડું લાલચોળ થઇ ગયુ: "મોટા ભાઇને ભાભીના મરી ગયા પછી બધી સ્ત્રીઓ ખરાબ જ લાગી છે. મોટા ભાઇને સ્ત્રીજાતિ ઉપર દ્વેષ છે. તમે મી. ગણેશ, શા માટે એમની સાથે એ વિષયની ચર્ચા કરો છો!"

ફરીથી શોભનકુમારને ખડખડાટ હસવું આવ્યું. મી. ગણેશને શોભનકુમારનું ખડખડાટ હસવું બહુ વિચિત્ર લાગતું!

"શોભનભાઈ અવિનય માફ કરજો. સુલેખાબ્હેન જરા અંદર જશો—" ગણેશલાલ શોભનકુમારને કાંઇ ખાસ કહેવા માગતા હોય એ રીતે બોલ્યા.

શોભનકુમાર હસતા હસતા બોલવા લાગ્યા: "બોલો બોલો મી. ગણેશ. હું સ્ત્રીઓની લાગણીઓ સાચવવામાં માનતો નથી; કેમ નહિ સુલેખા?"

સુલેખાએ કહ્યું: "નહિ! નહિતો મારે ફરી પરણવાની વાત તમે તમારા મ્હોંડે મને કરો!"

સુલેખાની ઉમ્મર લગભગ પચીશ-છવ્વીશ વર્ષની લાગતી હતી. લગભગ ચૌદ વર્ષની ઉમ્મરે તે વિધવા થઇ હતી. ત્યાર પછી તે ભાઇના ઘેર જ રહેતી હતી. તે વિધવા થઇ ત્યાર પછી એકાદ વર્ષે શોભનકુમાર વિધુર થએલા. બ્હેને પોતાની એક સુમિત્રા નામની સખી સાથે ભાઇનો ફરી સંબંધ બાંધવા પ્રયત્ન કરેલો, ત્યારે શોભનકુમારે સ્વભાવ પ્રમાણે હસતાં હસતાં કહેલું કે—"બ્હેન, તું મારાથી ન્હાની છુ. તું ફરીથી પરણ ત્યાર પછી જ હું પરણવાનો વિચાર કરી શકું ને?" આથી તે ક્ષણે સુલેખાનું મન ખૂબ દુભાએલુ પણ ભાઇની ભલમનસાઈ જાણતી હોવાથી તેના ઉપર બહુ વખત રોષ રાખી શકી ન હતી. પછી તો ભાઈ પાસે એક બેવાર યૂરપ પણ ગએલી.

શોભનકુમારને સુલેખાનું આ મ્હેણુ સાંભળી કાંઇ માઠું લાગ્યું નહિ પણ તે જરા ગંભીર થઇ ગયા. ભાઇનું ગંભીર મ્હોંડું જોઇ બ્હેનને થયું કે દુઃખી દીલના આ હસતા ભાઇને આવું ન કહેવાય!

"મી. ગણેશ ચ્હા લેશો કે? પેલા વેપારીઓ સાથે ચ્હા પીતા મને કંટાળો આવે છે એટલે મેં ન મંગાવી. સુલેખા જરા અંદર જઈ એટલી ગોઠવણ કરી આવ. મારા માટે ત્રણ પ્યાલા ઓછામાં ઓછા" શોભનકુમારે ચ્હેરાની રેખાઓ શિથિલ કરતાં કરતાં કહ્યું.

સુલેખા અંદર ગઇ.

"શોભનભાઇ, તમને એમ નથી લાગતું કે તમે જે જાતનું યૂરોપમાં જીવન ગાળ્યું છે તેનું આ બધુ પરિણામ છે. હું કૉલેજમાં હતો અને તમે વચમાં એકવાર હિંદુસ્થાન આવેલા અને જે વાતો કરેલી તે ઉપરથી તે સમયે તો મને આકર્ષણ થએલું; પણ ગાંધીજીના વિચારો સેવ્યા પછી હવે મને લાગે છે કે તમે જે શિથિલ જીવન યુરપમાં ગાળ્યું છે તેને લઇને જ તમારામાં આવા ઉંધા અભિપ્રાયો આવ્યા છે." ગણેશલાલે એકાન્તનો લાભ લઈ પોતાના મનમાં હતું તે કહી દીધું. કહ્યા પછી તેને પણ એમ લાગ્યું કે પોતે એ ન બોલ્યો હોત તો સારૂં!

"મી. ગણેશ તમે મારા કરતા વધારે વિદ્વાન છો. હું વેપારી માણસ છું. તમે કહો છો એ સાચું હશે. પણ તમે મારા જીવન વિષે શું કલ્પના કરી છે ? હા–હું માંસ ખાતો હતો. મેં તમને પણ ખાવાની ભલામણ કરેલી. અને હૃં માનું છુ કે જેમને સ્વરાજ્ય લેવામાં રસ હોય તેમણે માંસ ખાવું જોઇએ. હું હવે ખાતો નથી. કારણ હવે મને વ્હેવ્હારની કોઇ પણ બાબતમાં રસ રહ્યો નથી. સ્વરાજ્યને હું વ્હેવ્હારની બાબત ગણું છું. અને આધ્યાત્મિક અને એવા વિશેષણો લગાડી ગાંધીએ અધકચરા જુવાનીઆનાં મનનાં પાણી ડહોળી નાંખ્યા છે. તમે કદાપિ એમ માનતા હશો કે માસ ખાવાથી મારી મનોવૃત્તિઓ સાત્વિક રહી નથી એટલે હું તમારા ગાધીના વિચારો ન સમજી શકું ?" શોભનકુમારે હસવા માંડ્યું.

"શોભનભાઇ માફ કરજો. માસની વાત ખરી, પણ હું તેનો ઉલ્લેખ નથી કરતો. આપણા ગામના પેરીસ અને બેલ્જીઅમમાં રહેતા બીજા માણસોએ ત્યાંની સ્ત્રીઓ સાથેના તમારા વ્હેવ્હારો વિષે જે વાતો કરી છે તે ઉપરથી કહું છું. હું માનું છું કે હાલની તમારા મનની સ્થિતિ અતિભોગનું પરિણામ છે"–ગણેશલાલ અપ્રિય સત્ય કથનના દુઃખદ પ્રસંગને ઉચિત અભિનયો કરતા બોલ્યા.

"ઓહો ! કયારનું તમારા મનમા એ છે ? ઠીક ઠીક ! હા, હા, તમે કહો છો એ વાત સાચી હશે........પણ તમને હું એક વાત કહુ ! સ્ત્રીના જીવન્ત શરીરને સ્પર્શ કરે મને બાર વર્ષ ઉપર થઇ ગયા. મારી પત્નીના શબને દાહ દેતા – આજે જે મુરખાઈ લાગે છે પણ તે સમયે શું હતું તેની ખબર નથી – તેના કપાળ ઉપર મેં એક ચુંબન મસાણીઆઓની સભામાં જાહેર રીતે કર્યું હતું; – ત્યાર પછી કોઇ સ્ત્રીને અડવાની ઊર્મિ થઇ આવી હોય એમ મને યાદ નથી. એટલે કે હું જિતેન્દ્રિય છું, કે મારામાં કામની લાગણીઓનો અભાવ છે છે કે એવું કશુ કૃપા કરી માની ન લેશો. એ સાચી વાત છે કે આપણા દેશમા અને યૂરપમા મારી શ્રીમંત સ્થિતિ અને ખરચાળ ટેવને લઇને સુંદરમા સુંદર કહેવાય એવી સ્ત્રીઓના સંબંધમા હું આવ્યો છુ. મને એમના વિષે પ્રાથમિક આકર્ષણ પણ થતું હું કોઈ-સતો હોવાનો દાવો કરતો નથી. હૃ સ્ત્રીસૌન્દર્યથી આકર્ષાઉ છું...અરે પણ ગાધીના અનુયાયી આગળ હું કયા આવી વાત કરૂ છુ ? તમારી વિચારસરણીવાળા માણસને તો એ સમજાય પણ નહિ કે સ્ત્રીસૌંદર્યથી આકર્ષાતો વળી મારા જેવો માણસ સ્ત્રીને કામસ્પર્શ ન કરવાનો દાવો કયાથી કરી શકે ?"

"હું એમ કહું છું એમ નથી એ તો તમારા યૂરોપના ચિત્તશાસ્ત્રીઓ અને કામશાસ્ત્રીઓ કહે છે. તમે તો ફ્રુડનો મત જાણતા હશો. એ તો માણસની બધી લાગણીઓનુ મૂળ કામમા જ જુવે છે" ગણેશલાલ વિદ્વત્તાથી શોભનકુમારને મ્હાત કરતા હોય એમ બોલ્યા.

શોભનકુમારને વળી ખડખડાટ હસવું આવવા લાગ્યું. એના હાસ્યથી જ ગણેશલાલને પોતે જાણે હારી ગયો હોય એમ લાગ્યું.

"તમે ફ્રૉઇડ વગેરેને જાણો છો !...હું તમારા જેટલો વિદ્વાન નથી પણ મારે ધંધાના અંગે ફ્રેંચ, જર્મન, આદિ ભાષાઓ જાણવી પડી છે; અને અમારે ધંધો દિવસમાં બે ત્રણ કલાકથી વધારે નહિ એટલે બાકીનો વખત વાંચવામાં કે સુંદર કહેવાતી સ્ત્રીઓના સમાગમમાં જ ગાળવાનો હોય ! મેં ફ્રૉઇડ-વગેરેને મૂળમાં વાચ્યા છે. મને અંગ્રેજી બરાબર નથી આવડતુ. પણ કૉન્ટીનન્ટના લેખકોનો અંગ્રેજીમાં કચુંબર થઇ જાય છે એવી ફરીઆદ

ત્યાંના કેટલાક લેખકો તરફથી સાભળી છે. વારૂ પણ હું તમને કહું. હું માનું છું કે આ બધાને કોઈ પણ પારમાર્થિક વસ્તુનું ભાન નથી. વારૂ પણ એ વાત જવા દઇએ !... અરે પણ સુલેખાને ચ્હા લઇ આવતાં આટલી બધી વાર કેમ થઇ ? કોઇ મળવા આવ્યુ હશે ! "

ગણેશલાલ શોભનકુમારની છૂટથી બોલવાની રીત અને વિચિત્ર વિચારો જોઇ જરા ચકિત થઇ ગયા હતા. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિના વિદ્વાન ગણાતા ગૂજરાતના કેટલાક લેખકોને અનુસરી તેમણે પૂર્વનું સારૂં અને પશ્ચિમનું સારૂં ભેગી કરી એક આદર્શ સંસ્કૃતિ ઘડી હતી તે, પોતાને અભણ જણાવતા આ માણસની નિખાલસ વાતચીત આગળ જાણે ગોટાઈ જતી હોય તેમ તેમને ભાસવા લાગ્યું. અને એમાંએ "સુંદર કહેવાતી સ્ત્રીઓ" એ શબ્દોથી શોભનકુમારનો શો અભિપ્રાય હશે એ જાણવાની એમને જિજ્ઞાસા થઈ.

"એ તો બધું ઠીક ' પણ શોભનભાઈ, 'સુંદર કહેવાતી સ્ત્રીઓ' થી તમે શું કહેવા માગો છો! મને લાગે છે યૂરોપની પાઉડર આદિ કૃત્રિમ ઉપાયોથી રૂપાળી લાગતી સ્ત્રીઓની તમે વાત કરતા હશો ? "—ગણેશલાલે પુછ્યું.

શોભનકુમારે સ્મિત કરી કહ્યું. "તમને ખાદીવાળાઓને પણ સુંદર સ્ત્રી વિષે જિજ્ઞાસા તો હોય છે! ચાલો એ પણ ઠીક છે. તમારામા સુંદર સ્ત્રીમાં રસ લેવા જેટલી હજી માણસાઈ રહી છે એટલે મને આશા છે કે થોડા સમયમા જ ચાલુ રાજકીય ગોટાળામાથી પણ તમે બ્હાર નીકળી શકશો. સુદર સ્ત્રી! આ વિષે મારા અનુભવો અને અભિપ્રાયો તમને વિલક્ષણ લાગશે. પણ યૂરપની સ્ત્રીઓને ન્યાય આપવા ખાતર કહી દઉં કે મારી કલ્પનાને એમના પાઉડર આદિ સાથે કાઇ સંબંધ નથી...અરે પણ ચ્હા કેમ ન આવી ? એ સુલેખા બ્હેન!" 'બ્હે—ન' નો 'એ' લંબાવી શોભનકુમાર બોલ્યા. બ્હેન હસતાં હસતા બ્હાર આવ્યા અને ચ્હા આવે છે એમ આશ્વાસન આપી પોતે પોતાની સખી સુમિત્રાની સાથે અંદર ચ્હા પીશે એમ જણાવી ઘરમા ગયા.

ભાઇ બ્હેનનો આટલો સરલ સંબધ અને શોભનકુમારના સ્ત્રીઓ વિષેના આવા વિલક્ષણ વિચારોનો મેળ ગણેશલાલને કરવો કઠણ થઇ પડયો.

ચોમાસાના દિવસનો નમતો પ્હોર હતો. વરસાદ વરસી ગયો હતો છતાં વાદળો બ્હાર બેસનારને છાયો આપે જતા હતાં; અને છતાંએ આજુબાજુની ઘાસ ઉપર પડેલા જલબિન્દુઓને સૂર્યના તેજથી વિવિધ રંગલીલા કરવામાં અન્તરાય ન્હોતો આવતો.

ચ્હા આવી. વચમાં મેજ ઉપર કીટલી વગેરે મુકાયાં. શોભનકુમારનું મુખ વિચારમૂક હતું, આંખ ઘાસ ઉપરના જલબિન્દુઓની રંગલીલા જોતી હતી, અને હાથ ચ્હા બનાવતા હતા. ચ્હાનો પ્યાલો ગણેશલાલ આગળ ધરી કહ્યું: "લ્યો, ચ્હા પીતાં પીતાં સ્ત્રીસૌન્દર્યની વાત કરવી ઠીક પડશે!"

ગણેશલાલે હસતાં હસતા કહ્યું: "વારૂ, તમારી સૌન્દર્યમીમાંસા ચલાવો."

શોભનકુમારે કહ્યું: "માફ કરજો. એવા અઘરા શબ્દો મને વાપરતા આવડતા નથી. ગુરુની કૃપાથી હું તે બધા સમજી શકું છું. તમને ખબર નહિ હોય પણ ગુરુને મળ્યા પ્હેલાં મને ગુજરાતી બોલવામાં બહુ તકલીફ પડતી."

ગણેશલાલે ચ્હાનો પ્યાલો મેજ ઉપર મુકયો· "મને તમારા ગુરુ બુરુમાં શ્રદ્ધા નથી. મારે તો તમારા અનુભવો જાણવા છે." પ્યાલો હાથમાં લઇ ચ્હા પીવા માંડી.

શોભનકુમારે એક પ્યાલો ખાલી કરી બીજો ભર્યો અને ગણેશલાલને લેવા આગ્રહ કર્યો પણ તેમણે ના પાડી.

"વાહ મી. ગણેશ. તમને ગાંધી ઉપર જેવી શ્રદ્ધા છે એવી મને મારા ગુરુ ઉપર છે. પણ એ વાત જવા દઇએ. તમે સુંદર ચ્હેરો કોને કહો ?" શોભનકુમાર પોતાના વિશદ પણ શબ્દમા મુકવો કઠિન એવા અનુભવને વાચ્ય કરવાનો પ્રયત્ન કરતા બોલ્યા.

"એ વિષે મારે કાંઇ નવું કહેવાનું નથી. સુંદર ચ્હેરો અને કદ્રૂપો ચ્હેરો પછી તે સ્ત્રીનો હોય કે પુરુષનો તે સ્હેલાઇથી અને પ્રત્યક્ષ દેખાય છે" ગણેશલાલે કહ્યું.

"એ તમારી વાત સાચી. સૌન્દર્ય કાઇ એકલા સ્ત્રીના ચ્હેરામાં હોતું નથી. પણ તમને કોઇ દિવસ એવો અનુભવ નથી થયો કે અમુક સ્ત્રીનો ચ્હેરો પ્રથમ નજરે એકદમ આકર્ષક લાગે અને જેમ જેમ તેના તરફ વધારે જોતા જઇએ તેમ તેમ જુગુપ્સા ઉત્પન્ન થતી જાય ? મારો લગભગ એવો અનુભવ છે, અને માટે જ પ્રાચીનોને અનુસરી હું કહું છું કે સ્ત્રીમા કશું આકર્ષક નથી–સ્ત્રીના કારણે માણસે જીવનના વધારે સાચી રીતે આકર્ષક ધ્યેયોને બગાડવાં ન જોઇએ. મોક્ષ મેળવવો એ એક એવું ધ્યેય છે એમ પ્રાચીનો માનતા અને હું પણ માનું છું. સ્ત્રી પ્રથમ દૃષ્ટિપાતે આકર્ષી માણસને એનું ધ્યેય ભુલાવી દે છે, અને પછી સ્ત્રી તરફ ધીમે ધીમે અણગમો થાય છે અને છેવટે જુગુપ્સા થાય છે પણ એટલી વારમા તો પેલું ધ્યેય ભુલાઇ ગયુ હોય છે. અને માણસ બ્હાવરા જેવો–આ મારી માફક, દુનીઆના જંગલમા ભટક્યા કરે છે.

'અહા હું એકલો દુનીયા–બીયાબાંમા સુનો ભટકું.'

'અમારા ગુરુના એક શિષ્ય બોલતા હતા તેની માફક.' શોભનકુમારે બીજો પ્યાલો ખાલી કર્યો અને ત્રીજો ભર્યો.

"મી. ગણેશ, પ્હેલા, હું દારૂની બાટલીઓ ખાલી કરતો હવે ચ્હાની કીટલીઓ ખાલી કરૂં છું. ગુરુની ઇચ્છાથી દારૂની બાટલી બંધ થઇ તેમ ચ્હાની કીટલી પણ બંધ થશે. પણ તમને એ આશ્ચર્ય લાગશે કે માસ અને મદિરા સેવ્યા છતા ત્રીજા 'મમ્મા' માનિનીમા હું કેમ લુબ્ધ ન થઇ શકયો ? મારી મુશીબત સમજાવું ! હું કોઇ એક સુદર સ્ત્રી જોઉં – તે હંમેશા યુવતિ હોય એવું કાઇ નહિ – કાંઈ યુવતિઓ જ સુંદર દેખાય છે એમ નથી ! હું બહુ સ્હેલાઇથી તેના સમાગમમાં આવી શકતો. વધારે પરિચય થતાં, સ્ત્રીનો ઠીક દેખાવવાનો પ્રયત્ન શિથિલ થતા, તે વાત કરતી હોય અને ઓચિંતી મારી નજર તેના ચ્હેરા ઉપર પડે, અને કોઇ ન સમજાય એવા કારણથી અણગમો પેદા થાય ! મોટા ભાગે આટલાથી જ હું સંબંધ ઓછો કરી નાખતો. પણ ઘણી વાર તો એક જ મુલાકાતમાં સંબંધ પૂરો થતો. બહુ ઝાકઝમાળ મ્હોડું હોય ! પણ અકસ્માત ડોક ફરે અને એકદમ કદ્રૂપું લાગવા માંડે. પણ એક સ્ત્રી હિન્દુસ્થાનમાં મેં એવી જોઈ કે જેનું મુખ ઘાટીલું હતું, જે પ્રોફાઇલમા પણ ઘાટીલી લાગતી પણ તેના આખા ચ્હેરા ઉપર એક એવી મૂર્ખતા હતી કે આપણને હસવું આવ્યા વિના રહે-નહિ ! અને હું તમને કહું કે જેમ જેમ સ્ત્રીઓના વિષે મારૂ મન વધારે નિખાલસ થતું ગયું તેમ તેમ જાત જાતની સ્ત્રીઓનું નિરીક્ષણ કરવાની મને ટેવ પડતી ગઈ. કોઈકવાર મને લાગતું કે હું ચોરી કરૂં છું, પણ જે લોકોને વેપાર કરવાની ટેવ હોય છે તેઓ સાધારણ રીતે આવા વેદિઆવેડાથી ગભરાતા નથી. તમારા વડિલોનું પણ એમ જ હશે–હું ધારૂં છું. ગાંધીના અનુયાયી હોવા છતાં તમારામાં માણસાઇ છે તેનું કારણ મને એ લાગે છે કે તમે વકીલાત કરો છો."

શોભનકુમારે ત્રીજો પ્યાલો કયારનો એ પૂરો કર્યો હતો, અને કિટલીમાં વધારે ચ્હા હશે એમ ધારી તે પ્યાલા ઉપર ધરી, પણ થોડાં ટીપાં જ પડયાં એટલે ઢાંકણું ઉઘાડયું તો ચ્હાના ફોતરાં પ્યાલામાં પડયા. આથી શોભનકુમારને ખૂબ હસવું આવ્યું.

ગણેશલાલને શોભનકુમારની વાત સાભળી બહુ જ આશ્ચર્ય થયું. ખરેખર શોભનકુમાર વિચિત્ર માણસ હતો! પ્રથમ તો ગણેશલાલને લાગ્યું કે શોભનકુમાર બદમાસ માણસ છે. પણ જે બદમાસ હોય છે તેઓ આટલી નિખાલસતાથી સ્ત્રીઓ વિષે વાત કરી શકતા નથી. પણ તેના દીલમા શોભનકુમાર પાસેથી સ્ત્રીઓ વિષે વધારે જાણવાની ઈચ્છા થઈ. આ જિજ્ઞાસાના મૂળમાં કામવાસનાનો ગૂઢ રીતે અનુભવ ગણેશલાલને થયો; પણ જેઓને પોતાની વાસનાઓને કૃત્રિમ રીતે દાબી દેવાની ટેવ હોય છે તેઓ કોઈ દિવસ સરળ થઈ શકતા નથી.

"શોભનભાઈ, તમારી આ વાતો સાભળી મને ઘણું દુઃખ થાય છે. તમે સ્ત્રીઓ તરફ આવી દૃષ્ટિ રાખો છો એમ જાણ્યા પછી કોઇ પણ ગૃહસ્થ માણસ કે સારી સ્ત્રી તમારી સાથે વાત પણ શા માટે કરે એ મને સમજાતું નથી. તમારા અભિપ્રાયો હલકી સ્ત્રીઓના સહવાસમાથી ઉત્પન્ન થએલા છે–" છેવટનું વાકય બોલતાં ગણેશલાલ પોતાની જાતને ગુસ્સામા લાવી શકયા હતા.

શોભનકુમારે પોતાનું હસવું રોકવાનો વ્યર્થ પ્રયત્ન કર્યો.

"તમારો સ્વભાવ મી. ગણેશ સ્ત્રીઓ જેવો લાગે છે. સ્ત્રીઓ જ્યારે ગુસ્સો કરે છે ત્યારે અમે તુરત જ ગુસ્સાનું કારણ સમજી જઇએ છીએ. તમે એમ કહોને કે તમારે એ જાણવું છું કે મારી આવી દૃષ્ટિ જેને તમે મલીન ગણો છો–તેવી દૃષ્ટિ હોવા છતા પણ હું શી રીતે સારી સ્ત્રીઓના સમાગમમા આવી શકુ છું! તમારે એ કળા જાણવી છે ખરૂં ને?"–શોભનકુમારને ઘણુ હસવુ આવ્યું અને ગણેશલાલ આભો બની ગયો.

"વાઈ સાભળો. હું જ્યારે એમ કહું છુ કે કોઇપણ સ્ત્રી સુંદર નથી ત્યારે એનો એ અર્થ છે કે સ્ત્રીની કિંમત એની સુંદરતાથી કરવી એ ખોટી છે. કોઇ પુરુષ કદ્રૂપો હોય અને છતા જેમ આપણે તેને માન આપી શકીએ છીએ–માફ કરજો પણ તમે તમારા ગાંધીના અનેક ગુણોમાં સુંદરતાનો ગુણ પણ નહિ ગણતા હો અને છતાં તમે બધા માન આપો છો. એ રીતે સ્ત્રી સુંદર હોય કે ન હોય તેનો વિચાર કર્યા વિના આપણે તેની સાથે વ્હેવહાર ન કરી શકીએ? હું ખાત્રીથી કહી શકું છું કે મારા સંબંધમા આવેલી કોઈપણ સ્ત્રીને તેની બીજી યોગ્યતા પ્રમાણે તેને માન આપવામા મેં કદી ભૂલ કરી નથી. પણ દુઃખની વાત તો એ છે કે સ્ત્રીઓ પોતાના શરીરથી જ પોતાની કિંમત કરાવવા ઈચ્છે છે, નહિ તો શણગાર પાછળ આટલો બધો વ્યર્થ પ્રયત્ન કરે! તમને ગુસ્સો ચડે છે ત્યારે કહું છુ કે કેટલીએ સભ્ય દેખાતી સ્ત્રીઓને અસભ્ય થતી અટકાવીને મેં એમને એમના આત્માનું ભાન કરાવ્યું છે. તમે કદાપિ એમ માનતા હશો કે પુરુષો જ અસભ્ય હોય છે, અને સ્ત્રીઓને ફસાવે છે. પણ સ્ત્રીઓને પોતાને ફસાઇ જવાની કેટલી ઇચ્છા હોય છે તે મારા જેવા જ જાણે છે. પણ તમારે તો મારી પાસે–પેલો એક શબ્દ વાપરીને–'સૌન્દર્યમીમાસા' જાણવી છે. વાઈ સૌન્દર્ય એ કોઇ જડ વસ્તુ નથી. પણ તે એક સતત ચાલતી ક્રિયા છે. કોઈ એક સ્ત્રીના અવયવો ઘાટીલાં હોય, મુખ સારા આકારવાળું હોય – એના રૂપમાં રંગને બહુ સ્થાન ન હોવું જોઇએ – પણ તે ફક્ત

એટલું જ નથી હોતું. કોઇ એક સુંદર મૂર્તિને સુંદર કલા પછી સુંદર જ કહીશું. સુંદર મૂર્તિઓ જોવી હોય તો તમારે પેરીસનું મ્યુઝીઅમ જોવુ જોઇએ. પણ સ્ત્રી કાંઈ જડ મૂર્તિ નથી. તેનો ચ્હેરો તેના આત્માનો સૂચક છે. સ્ત્રીઓને ન્હાનપણથી દાવકા રહેવાનો પાઠ આપવામા આવે છે એટલે દરેક સ્ત્રી પ્રથમ દૃષ્ટિપાતે આકર્ષક લાગે છે. પણ તમે જેમ જેમ વધારે નિખાલસ થાઓ તેમ તેમ તેમના આત્માના પરિવર્તનો તેમના મુખ ઉપર જોતા જાઓ છો. ત્યારે જ ઘણી વાર કોઇ ન સમજાય એવી રીતે સુંદરમા સુંદર મ્હોડું પણ નાસી જવાનું મન કરાવે એવી જુગુપ્સા ઉત્પન્ન કરે છે. પણ આનાથી ઉલટી એક વાત કરવા માગું છું. ફ્રેંચ ભાષાનો સારી રીતે ઉચ્ચાર શીખવા માટે સ્ત્રી શિક્ષિકાઓ જ સાગમા સારૂં કામ આપે છે. હું ઘણી વાર જેને બધા મારા મિત્રો સૌન્દર્ય વિનાની ગણતા એવી સ્ત્રી પસંદ કરતો. અને તમે માનશો–એ જ્યારે ફ્રેન્ચ બોલે ત્યારે મને તેના પગે પડવાનું મન થતું ! અને અમે જ્યારે કોઇ ચાલુ વિષયની ચર્ચા કરતા ત્યારે તેના મુખ ઉપર બુદ્ધિના પ્રસાદનું જે તેજ દેખાતું તેથી ખરેખર તે સુંદર લાગતી. પણ દુઃખની વાત તો એ છે કે સ્ત્રીઓનો મોટો ભાગ પોતાના શરીરથી જ જીવતો હોવાથી થોડીક બુદ્ધિશાળી અને ખરેખર જીવન્ત આત્માવાળી સ્ત્રીઓ પણ એ પ્રવાહમા ખેંચાય છે; અને દર્પણમાં પોતાનું પુરુષોને અનાકર્ષક મ્હોડું જોઇ નીસાસા નાખે છે–અને એ બાબતનુ સ્મરણ પુરુષો સાથેના વ્હેવ્હારમાં તેઓ કદાપિ દૂર કરી શકતા નથી. મારા જેવા સ્ત્રીપૂજારી સાથેના વ્હેવ્હારમાં પણ તેઓ એ વિસરી શકતા નથી."

"તમે તમારી જાતને સ્ત્રીપૂજારી માનો છો એ તમારા અવ્યવસ્થિત મગજની નીશાની છે. થોડાક સમય પ્હેલા જ તમે કહ્યું હતું કે તમે પ્રાચીનોના સ્ત્રીધિક્કાર સાથે સંમત છો !" ગણેશલાલે પોતાને કાંઇ પણ ન સમજાયાથી આવેશમા આવી કહ્યું.

સુલેખા અને સુમિત્રા એટલા ઉપર દેખાયા. શોભનકુમારે ઊભા થઇ કહ્યું: "આવો સુમિત્રા બ્હેન ! સુલેખા, એમને કેમ એટલી વારમા જવા દે છે ? કે મારા સ્ત્રીઓ વિષેના વિચારો તમે ઘરમાથી સાભળતા હતા ?"

સુલેખાએ કહ્યું. "અમને તમારા સ્ત્રીઓ વિષેના વિચારોની મુદ્દલ કિંમત નથી. પણ આ સુમિત્રા બ્હેન આપણા ગામથી આવ્યા છે અને આપણા ઘેર એક દિવસ પણ રહેવાની ના પાડે છે. સ્ત્રી વિષેના તમે ઘાટા પાડીને જગજાહેર કરેલા તમારા વિચારો તે સાભળતા હોય એમ દેખાતું હતુ."

સુમિત્રાએ કહ્યું: "તમે છેવટે તો તમારી જાતને સ્ત્રીના પૂજારી તરીકે જાહેર કરી!" પણ એ શબ્દો પૂરા કરતા તેનુ મ્હોડું જરા પડી ગયું. તે સુલેખા અને ગણેશલાલના ધ્યાનમા આવ્યું.

"હું છું. જો કે હું માનું છું કે આ દુનિયામા એક પૂજકે બીજી પૂજકના વચમાં ન આવવું જોઈએ. પણ તમે સૌ એટલા ઉપર કેમ ઊભાં છો ? અહીં ખુરશીઓ ખાલી છે. કે સ્ત્રીદ્વેષીની સાથે ન બેસવાનો તમે નિશ્ચય કર્યો છે ? પણ આ મી. ગણેશલાલ તો ખરેખરા સ્ત્રીપૂજક છે. તે સ્ત્રીઓ સ્ત્રીઓ છે માટે એમનો કોઇ પણ દોષ જોવા તૈયાર નથી."

"મેં ક્યારે એમ કહ્યું છે ? હું તો તમને એમ કહું છું કે તમે સ્ત્રીઓ તરફ જે દૃષ્ટિથી જુઓ છો એ તિરસ્કાર કરવા યોગ્ય છે" ગણેશલાલે કહ્યું.

૭

"હવે તમારી ચર્ચા બંધ થાય તો સારું? કોઇ પણ સ્ત્રી તમારા અભિપ્રાયની પરવા કરતી નથી, છતાં શા માટે તમે થુંક ઉડાડો છો? એ જ બતાવે છે કે તમે કોઇ પણ રીતે સ્ત્રીઓની મહેરબાનીમા આવવા ઇચ્છો છો?" સુલેખાએ સૂગ ચડાવી કહ્યું.

"એ આ મી. ગણેશલાલ જેવા સ્ત્રીભક્તનો હેતુ હશે! પણ સુલેખા, એમાં તારું નાક તું શું કરવા આમ ચડાવે છે? હવે જો હું એમ કહું કે સુલેખા જેવી સુંદરી પણ જ્યારે નાક આવી રીતે ચડાવે છે ત્યારે કદ્રપી લાગે છે તો મી. ગણેશલાલ કહેશે કે મારી દૃષ્ટિ દૂષિત છે–" શોભનકુમારે ગંભીરતાથી બોલવાનો અભિનય કર્યો જેથી બધાને હસવું આવ્યું.

સુલેખા અને સુમિત્રા ખુરશીઓ ઉપર ગોઠવાઈ ગયાં હતાં.

"કેમ સુમિત્રા બ્હેન અમારા ઘરની મ્હેમાનગીરી પસંદ નથી? એકલા આવ્યા છો કે બાપુ સાથે છે?" શોભનકુમારે પુછ્યું.

"ના, હું એકલી આવી છું. બાપુજી જે ગુરુની ભક્તિ કરે છે તેના તમેએ શિષ્ય થયા છો ને? આટલી બધી નાસ્તિકતામાંથી આટલી બધી આસ્તિકતા શી રીતે આવી?" સુમિત્રા મ્હોંડાની રેખાઓ જે રડવાનું રૂપ ધારણ કરવા પ્રયત્ન કરતી હતી તેને સંયમમાં રાખવાનો પ્રયત્ન કરતા બોલી.

જવાબમા શોભનકુમાર ફક્ત એમનું સહજ હાસ્ય હસ્યા.

ગણેશલાલે સુલેખાને કહ્યું: "સુલેખાબ્હેન આ શું ગુરુનું ધતીંગ તમારા ભાઈને વળગ્યું છે? બધા પાખંડી છે!"

"ફક્ત તમારો ગાધી એકલો પાખંડી નથી! તમે બધા ગાંધીના અનુયાયીઓ કેટલા અસહિષ્ણુ છો?" શોભનકુમારે કહ્યુ: "સુમિત્રા બ્હેન અહીંઆ કેમ આવવું થયું?"

"તમારા ગુરુને મળવા" સુલેખાએ કહ્યુ. "પણ એમને તમારા ગુરુમાં શ્રદ્ધા નથી. એ તો એમના બાપુના કહેવાથી મળવા આવ્યા છે."

"તો પછી તમે શા માટે અહીં રહેતા નથી? સચ્ચિદાનંદ પ્રભુ અહીં આવવાના છે. એમની પાસે રહેવા માટે તો આ વેરાન જેવા સ્થળમાં મેં મકાન કરાવ્યું છે. તમે એમના પરિચયમાં આવશો તો જરૂર એ મહાત્માને પીછાનશો. એમણે અનેક આત્માઓને શાન્તિ આપી છે. ફક્ત આ મ્હારી બ્હેનને કોઈ મહાત્માની જરૂર પડતી નથી!" શોભનકુમારે કહ્યું.

"મારો આત્મા શાન્ત છે. મારે કોઈ મહાત્માની જરૂર નથી. હું, પુરુષ ક્યારે સુંદર દેખાય છે અને ક્યારે નથી દેખાતો એની ફીલસુફી ડહોળતી નથી!" સુલેખાએ કઠોરતાથી કહ્યું.

શોભનકુમારનું મ્હોડું પડી ગયું: "તમે શા માટે ચોરીથી અમારી વાતો સાંભળતા હતા?"–શોભનકુમારે હસવાનો પ્રયત્ન કર્યો પણ હસાયું નહિ. બ્હેનને ખરેખર માઠું લાગ્યું છે એ સમજાતાં શોભનકુમાર હસી શક્યા નહિ. બ્હેનના વાક્યોનો મર્મ પણ એમને મુંઝવવા લાગ્યો.

પોતે સ્ત્રીના સંગથી મુક્ત રહ્યા હતા અને છતાં અશાન્ત હતા, પોતે સ્ત્રીના સૌન્દર્યથી આકર્ષાતા અને એ સૌન્દર્યમા સ્હેજ વિકાર થતાં જુગુપ્સા પામતા, પોતે વિકારની લાગણી

વિના સ્ત્રીસૌન્દર્ય જોઇ શકતા—આ બધા વચ્ચે કાંઇક વિલક્ષણ સંબંધ બ્હેનના વાક્યોથી એમના મનમાં સ્ફુરવા લાગ્યો. સ્ત્રીસૌન્દર્ય તરફની આ દૃષ્ટિ અને આ અશાન્તિ વચ્ચે કાંઇક સંબંધ ગૂઢ રીતે દેખાવા લાગ્યો.

ભાઇનું મ્હોડું પડી ગએલું જોઇ બ્હેનને વળી પશ્ચાત્તાપ થયો. સુમિત્રા તો આંખ જ ઊંચી ન્હોતી કરતી. અને મી. ગણેશલાલ જડની માફક આ બધું જોતા હતા.

"ભાઇ, સુમિત્રા બ્હેનને આપણા ઘેર રહેવાની હા પડાવો, આપણું ઘર હોય અને એમનાથી ધર્મશાળામાં રહેવાય ?"–સુલેખાએ પ્રસંગ બદલવા માંડ્યો.

"ધર્મશાળા પણ તમારા ભાઇની જ બંધાવેલી છે ને ? અને રસોડુંએ તમારા ખર્ચે જ ચાલે છે, એટલે હું ત્યા રહું ત્હોયે તમારા ઘેર જ છુ ને ? ત્યાંથી ગુરુનું ધામ નજદીક પડે અને પિતાજીનો પત્ર એકાન્તમા આપવાનો છે તે આપી શકાય" સુમિત્રાએ આનાકાની કરી.

"ના ના એમ શા માટે કરો છો ! આજ રાતના ગુરુજી અહીં પધારવાના છે. સુલેખા બ્હેન ! એમના માટે ઓરડો સાફસુફ કર્યો છે ને ? પેલા લિંપણવાળા ઓરડામાં પધરાવવાના છે" શોભનકુમારે સહજ સ્થિતિ પ્રાપ્ત કરી કહ્યું.

"તમારા ગુરુની પધરામણી થવાની હોય અને મારાથી કાંઇ ઊણપ રખાય ?" સુલેખાએ હસતાં હસતા કહ્યું.

"તમે મી. ગણેશલાલ રહેશોને ? તમારે કાંઇ પુછવું હોય તો પુછજો" શોભનકુમારે કહ્યું.

મી. ગણેશલાલ હસ્યા ! "હું તો કોર્ટમા રજાઓ છે એટલે નર્મદા કાંઠે સ્હેલ કરવા આવ્યો છું. શુકલતીર્થ સુધી આવ્યો હતો અને તમારૂં નિમન્ત્રણ હતું એટલે થયું કે ચાલો તમને મળી લઉં. મને કાંઇ ગુરુને મળવાની ઇચ્છા નથી. વળી અસીલની મોટર લઇને આવ્યો છું એટલે જલદી પાછા જવું જોઇએ."

"તમારે ગુરુને નહિ મળવું હોય તો કોઇ દબાણ નહિ કરે ! હું પોતે ગુરુ પાસે બેસી રહેતી નથી. પણ તમે આમ આવીને ચાલ્યા જાઓ એ ઠીક નહિ. શૉફરને કહો–તે જશે. આવતી કાલે અમારી મોટરમાં ભરૂચ પહોચતાં કરીશું" સુલેખાએ ગૃહસ્થાઇને છાજે એવો આગ્રહ કર્યો. ગણેશલાલથી ના ન કહેવાઇ અને શૉફરને જવાની આજ્ઞા કરી દીધી.

૨

ચોમાસાની ચાંદની રાતોએ કવિઓનું જેટલું ધ્યાન ખેંચવું જોઇએ તેટલું ખેંચ્યું નથી. સાધારણ રીતે આકાશમા ઘનઘોર વાદળા હોય એટલે ચોમાસામાં અંધારીઆ–અજવાળીઆને લોકો સરખા માની ચોમાસાની ચાંદની રાતનું વિશિષ્ટ સૌન્દર્ય જોવાની કોઇને અપેક્ષા રહેતી નથી. પણ ગમે તે કારણથી–

"રજની મહિ સખી ઘણીક વેળા,
નયન મળે નહિ ઉંઘ જાય ચાલી"

અને પ્રિયતમાનો વદનસુધાકર પણ જેને જોવાનો ન હોય તે કોઇક વાર પથારી

છોડી અગાશી કે છજામાં આવી આજુબાજુ દૃષ્ટિ નાંખે તો તે કોઇ અલૌકિક સૌન્દર્યનો ભોક્તા થાય છે.

શોભનકુમાર અગાશીમાં આટા મારતા હતા. ઝીણી ઝીણી ફોરંમ પડતી હતી. ચંદ્રસ્થાનેથી વાદળાં ખસી ગયા હતા અને જાણે પોતાના વિવિધ રૂપ ચંદ્રતેજથી જગતને બતાવવા ઇચ્છતા હોય એમ ગોઠવાઇ ગયા હતા. મદભર નર્મદા વેગથી ધસતી હતી. જલબિંદુઓથી અંકિત થએલા ઘાસ અને વૃક્ષોનાં પાદડા ઉપર કિરણોની એક લીલા ચાલતી હતી, અને બીજી નર્મદાના પ્રવાહ ઉપર ચાલતી હતી.

ગુરુએ શોભનકુમારને ચિત્તનદીના પ્રવાહનું નિરીક્ષણ કરવાનું કહ્યું હતું. ગુરુએ સૂચવ્યું હતું કે ચિત્તનદી 'ઉભયતોવાહિની' છે, કલ્યાણ થાય એમ પણ વહે છે અને પાપ થાય એમ પણ વહે છે. ગુરુનો આદેશ હતો કે શોભનકુમારે પોતાની ચિત્તનદીની દિશા પારખવી.

શોભનકુમારની દૃષ્ટિ આકાશ તરફ હતી. ચંદ્રના તેજથી દિવસે દેખાય તેના કરતા જુદી જાતના વાદળા દેખાતા હતા. કોઇ કોઇના આકારો પ્રકાશમાં અતિશય ભયંકર લાગતા હતા. શોભનકુમારને હૃદયની ગુફાઓમાંથી નીકળેલા ભૂત જેવા તે લાગતા હતા. ઘડીભર દૃષ્ટિ રેવાના પ્રવાહ ઉપર પડી: "આ પ્રવાહે કોનુ 'કલ્યાણ' કર્યું હશે અને કોનું 'પાપ' કર્યું હશે." શોભનકુમારને પોતાની ચિત્તનદી કાંઇક રેવા જેવી અગમ્ય લાગી.

ગુરુની પાસે રાત્રે બધા મળ્યા હતા. સુમિત્રાના પિતાનો પત્ર ગુરુએ એકાન્તમાં વાંચ્યો હતો. શ્રી ગણેશલાલની ઇચ્છા પ્હેલા તો ગુરુને મળવાની ન હતી પણ આ 'ધતીંગ' જેવાની ઇચ્છાથી અને ગુરુ ખરેખર કોઇ વિચારશીલ પુરુષ હોય તો શોભનકુમારની આખી "સૌન્દર્યમીમાંસા" રજુ કરવાની હતી. સુલેખા ગુરુની બધી સગવડ સાચવી, ગુરુને નમસ્કાર કરી એક બ્હારી આગળથી રેવાનું નિરીક્ષણ કરતી હતી. પત્ર આપીને આંસુ ભરી આંખે સુમિત્રા પણ સુલેખા પાસે આવી હતી. સુમિત્રાને પત્રમાં શું હતું તેની ખબર ન હતી, પણ પત્ર વાંચતા ગુરુની આંખના ચમકારાથી કાંઇક સમજી હતી. એમાં એક જાતનો અમર્ષ હતો. ગુરુએ પત્ર વાંચી સુમિત્રાને એક સવાલ પુછ્યો હતો: "કેમ સુમિત્રા કુંવારા જ રહેવું છે ને?" સુમિત્રા ઉત્તર આપ્યા વિના આંસુ ભરી આંખે સુલેખા પાસે આવી હતી. સુલેખા આંસુનો અર્થ જાણતી હતી.

સુમિત્રાના ગયા પછી શોભનકુમાર અને ગણેશલાલ સચ્ચિદાનંદને મળ્યા હતા. ગણેશલાલ ઉપર ગુરુના 'યોગાભ્યાસ પ્રબલ થઈ શા યોગ્યતામાં ઠરેલા' આકારની છાપ પડી હતી. એ શોભનકુમારની "સૌન્દર્યમીમાંસા" અને જ્યાં "સ્ત્રીઓની સૂઝ" સમજી શકયા નહતા; પોતે પ્હેલા થએલી વાતચીતમાં જરા મૂર્ખ જેવો દેખાયો હતો તે ભાવ પણ વેર લેવા ઇચ્છતો હતો. અને તેથી તેમણે શોભનકુમારની સમક્ષ ગુરુ આગળ આખી "સૌન્દર્યમીમાંસા" રજુ કરી હતી. શોભનકુમારને એક રીતે શાન્તિ થતી હતી. કારણ આ વિષય ગુરુ આગળ પોતે કદાપિ રજુ ન કરી શકત; અને ગુરુ આગળ પોતાનું આખું મન વ્યક્ત કરવાની તેમની ઇચ્છા હતી. આખો અહેવાલ સાંભળી ગુરુને ઘણું જ હસવું આવ્યું. ગુરુના અને શિષ્યના હાસ્યમાં ગણેશલાલને અમુક સમાનતા લાગી.

ગણેશલાલ સુવા ગયા પછી ગુરુએ શોભનકુમારને પોતાનું ચિત્ત તપાસવાની આજ્ઞા કરી હતી; અને જો મૃત થએલી પત્ની રજા આપે તો ફરી પરણવાનો વિચાર કરવા સૂચના કરી હતી.

શોભનકુમાર અગાસીમા આટા મારતા હતા ત્યારે સુલેખા સુમિત્રાને છાતી સરસી ચાંપી આશ્વાસન આપતી હતી. ભાઈએ પોતાને અનેક વાર ફરી લગ્ન કરવાનું કહ્યાં છતાં પોતાનું સ્વાતન્ત્ર્ય જતું કરવાની તેને કદી ઇચ્છા થઇ ન હતી એ પણ તેણે સુમિત્રાને સમજાવ્યું; વળી ભાઇને સ્ત્રીઓની કેવી સૂગ છે તે પણ યાદ કરાવ્યું; જો કે સાથે સાથે ભાઈની પ્રથમ પત્ની તરફની વફાદારીની પણ પ્રશંસા કરી. ભાઈની અશાન્તિ અને સૌન્દર્ય-મીમાંસાનો સંબંધ પોતે કરી આપ્યો હતો પણ તેના સ્વરૂપનો સુલેખાને ખ્યાલ ન હતો. સુમિત્રા આમ અઠ્ઠાવીશ વર્ષ કૌમાર સેવ્યા પછી સોળ વર્ષની ઉમ્મરે જેને પરણવાની ઇચ્છા થએલી તે પુરુષને પરણવાની વાત તો નહોતી કરતી, કદાપિ વિચાર પણ ન્હોતી કરતી છતા તેના દીલનું દુઃખ અદમ્ય હતુ–એ સુલેખા સમજતી હતી. હસતા ભાઈનું દુઃખ પણ અદમ્ય હતું તે પણ જાણતી હતી. છતા ભાઇને સુમિત્રા ઉપર ખાસ ભાવ ન હતો એમ પણ તે જાણતી હતી. ભાઇના દુઃખનો અર્થ સુલેખા મૃત પત્નીનો શોક માનતી; જો કે ભાઇને ફરી પરણાવવા તેણે પ્રયત્નો કરેલા અને જ્યારે નિષ્ફળ ગઈ ત્યારે એક ન્યાતીલી બાઇને તેણે કહેલું કે 'ભાભી પાછા અવતાર લે તો ભાઈ પરણે.' સતી માટે ઝુરતા ભગવાન શંકર જેવા તેને ભાઇ લાગતા હતા.

સુમિત્રામા ભાઇ તરફ મમતા ઉત્પન્ન કરવામા પોતે જવાબદાર હતી તેનું સુલેખાને સ્મરણ હતું.

અત્યારે આખુ ઘર શાન્ત હતું. ફક્ત એક ખંડમાથી મળવા આવેલા વેપારી મંડળમાથી કેટલાકના નસકોરાં સંભળાતા હતા!

'ચિત્તનદી નામ ઉભયતોવાહિની'–એ ગુરુએ ઉચ્ચારેલું સંસ્કૃત વાક્ય શોભન-કુમાર ક્ષણે ક્ષણે યાદ કરતા અગાશીમા ચિત્તનદીના વેગને સૂચવતા આંટા મારતા હતા.

ચંદ્ર ઉપર એક વાદળું આવી ગયું કિનારા પાસેના પાણી ઉપર કાંઇક પડયું. ભીની થએલી ભેખડ ઉપરથી એક ઢેખું પડયું હતું! શોભનકુમાર એક થાભલીને અઢેલી ઊભા રહ્યા. શોભનકુમારને ખબર ન્હોતી પડતી કે તેની ચિત્તનદી કલ્યાણવાહિની છે કે પાપવાહિની છે. ગુરુએ શા માટે એને ફરી પરણવાની સૂચના કરી? એને પુત્રનો અભિલાષ ન હતો–પોતાના જેવાનો વંશ ન ચાલે એમા જ એને ઔચિત્ય લાગતું હતું. પોતે કામવેદનાને નષ્ટ કરી શકયો છે?–એનો વિચાર થવા લાગ્યો. મૃત પત્નીનું દર્શન થયુ. ચિત્તમા એક જાતની શાન્તિ થઈ. બ્હેને અનેકવાર મશ્કરીમા કહેલું 'ભાભી પાછા આવે તો સ્ત્રીઓને ગાળો દેવી મુકી દો'–એ સ્મરણમાં આવ્યું. પણ બ્હેન કાઇ સમજતી ન હતી. ભાભી સાથે લગ્ન થયા ત્યારે ભાઇનામા વિવેકબુદ્ધિ જાગી ન હતી. ભાભીના અવસાન પછી ભાઇને સ્ત્રીનુ જીવનમા સ્થાન સમજાયું હતું જેમ બીજાં સૌન્દર્યો વિનોદનું સ્થાન છે તેમ સ્ત્રી હતી. સૌન્દર્યનો ભોગ સૂક્ષ્મ છે. એટલે જગતના જેમ બીજાં સૌન્દર્યોને પોતપોતાનામાં સ્થાનમા રહેવા દેઈ ભોગવાય છે તેમ સ્ત્રીઓને પણ પોતપોતાના સ્થાનમાં

રહેવા દેઈ તેમના સૌન્દર્યનો આહ્લાદ લેવો. પણ એ એક કાયદો હતો કે દેશ પરદેશની બધી સુન્દરીઓ તરફ થોડા જ સમયમાં તેને શાથી અણગમો થતો ? સુંદર મૂર્તિ હંમેશાં સુંદર લાગતી, સુંદર ચિત્ર હંમેશાં સુંદર લાગતું. સ્વીટ્ઝર્લૅન્ડના સુંદર દશ્યો હંમેશાં સુંદર લાગતા—નર્મદાતટ હંમેશાં આકર્ષક લાગતો—ફક્ત સ્ત્રીસૌન્દર્ય જ ઘડી ભર આહ્લાદ આપતું. એકવાર પોતાની અસ્વસ્થતા યૂરપના માનસ વૈદોને પણ જણાવેલી—પણ તેમનો ઉત્તર સાંભળી તે લોકો તરફ અણગમો થએલો. પણ ગુરુએ શા માટે ફરી પરણવાની સૂચના કરે છે ? માનસ વૈદોએ કામવાસના તૃપ્ત કરવાની સલાહ આપેલી અને છતાં ચિત્તનદીના ડહોળા પાણીમાં ડુબકી માર્યા પછી પણ કોઈ સ્ત્રીને કામસ્પર્શ કરવાની ઊર્મિ થતી ન હતી. ગુરુ એને પરમાત્માના માર્ગે લેઇ જવાને બદલે શા માટે સંસારકીટ થવાની સૂચના આપતા હશે ? ગુરુ ઉપર અશ્રદ્ધા થઇ. પણ ગુરુનું મુખ યાદ આવ્યું અને અશ્રદ્ધા ટળી ગઈ. મૃત પત્નીનું સ્મરણ થયું. એનામાં અનેક દોષો જોવા પ્રયત્ન કર્યો...." પણ એ મરી શા માટે ગઇ"—એમ કહીને મુઠી વાળી જોરથી છજાની થાંભલી ઉપર પછાડી. વાગ્યુ એટલે યોગનિદ્રામાંથી જાગી વળી આંટા મારવા માંડયા. આકાશ તરફ દૃષ્ટિ નાંખી. વાદળાંઓ ઘડીક ભર ચન્દ્રને કેદી હોય એમ જાળી આગળ આવવા દેતા અને તે બ્હાર નીકળવા જાય એટલે ધક્કો મારી અંદર કહાડી મુકતાં. શોભનકુમાર એ દશ્ય ઘડી ભર જોઇ રહ્યા; અંતર્મુખ દૃષ્ટિ બહિર્મુખ કરી. પણ આંખ આકાશ તરફ રહી અને દર્શન ચિત્તનું કરવા લાગી. " મારો આત્મા આ ચંદ્રની માફક વાદળાંઓથી મુક્ત થવા ઇચ્છે છે પણ મુક્ત થઈ શકતો નથી. ગુરુને કહીશ કે બંદીવાન છું, આપ મુક્ત કરો ત્યારે થઈશ " શોભનકુમાર અગાશીમાંથી નીચે ઊતર્યા. બ્હેનના ખંડમાં થઇ પોતાના ખંડમાં જવાનું હતું. સુમિત્રા અને સુલેખા બન્ને એક બીજાને છાતી સરસા ચાંપીને સુઇ ગયાં હતાં. સુમિત્રા ઉંઘમાં ડસકાં ખાતી હતી; સુલેખા એ જ સ્થિતિમાં એની પીઠ ઉપર હાથ ફેરવ્યા કરતી હતી.

૩

ઘરના આગળના આંગણામાં વેપારી–મિત્રો સાથે શોભનકુમાર ચ્હા પીતા હતા.

" શેઠ સાહેબ બહુ સારો વિચાર કર્યો. એમ એકલા તે કયાં સુધી રહેવાય ? સુમિત્રા બ્હેનનું કુંવારા રહેવું એ ફળ્યું " એક વેપારી–મિત્રે કહ્યું.

" આપે લગ્નક્રિયા ખાનગીમાં જ કાંઇપણ ધામધૂમ વિના કરવાનો નિશ્ચય કર્યો એ બહુ સારૂં કર્યું " બીજા જરા સુધરેલા વેપારીમિત્રે કહ્યું. તે સુધરેલા હતા અને નવીન ઢબના હતા તેની મુખ્ય નિશાની એ હતી કે તે મૂછો રાખતા ન હતા.

શોભનકુમાર હસતું મ્હોડું રાખી ચ્હાના પ્યાલા ખાલી કરતા હતા.

સુલેખાએ સુમિત્રાને પોતાને હાથે ફૂલોથી શણગારી ભાઇ પાસે ચ્હાની બીજી કીટલી લઇ મોકલી, અને પોતે પાછળ હસતી હસતી આવી. મી. ગણેશલાલ સુલેખાના હસતા મ્હોંડા તરફ જોઈ રહ્યા હતા—અને તેની સાથે એકાન્ત મળે એમ ઇચ્છતા હતા.

સુમિત્રાને જોઇ શોભનકુમારથી બોલી જવાયુંઃ " અરે આ તો જાણે વધેરવા લઇ જતા હો એમ સુમિત્રાને ફૂલ પહેરાવ્યાં છે ?"

બધા લોકો આ વાકય સાભળી ચકિત થયા. કેટલાક વેપારી મિત્રો એમ સમજ્યા કે શોભન શેઠ તેમના સ્વભાવ પ્રમાણે બધાને હસાવવા આમ બોલે છે એમ ધારી હસવા લાગ્યા.

સુમિત્રા થંભી ગઈ. બધાં ફુલ ફેંકી દીધા; અને ફીટલી લઈ સ્વસ્થતાથી શોભનકુમારની પાસેની ખુરશીમા બેઠી. સુલેખા પ્રથમતો ચીડાઇ ગઇ પણ પછીથી શાન્ત થઇ મી. ગણેશલાલ પાસે બેઠી.

ગણેશલાલે સાન્નિધ્યનો લાભ લેઇ કહ્યું: "સુલેખા જરા એકાન્તમાં ગળશો? ભાઇ વિષે થોડુંક કહેવું છે."

"ખુશીથી" સુલેખા ઊભી થઇ ચાલવા લાગી. ગણેશલાલ પણ પાછળ પાછળ ચાલ્યા.

ચ્હા પૂરી થઇ, વેપારી મિત્રો આજુબાજુની જગાઓ જોવાનું કામ પૂરૂં કરવા બહાર નીકળ્યા.

"સુમિત્રા!" શોભનકુમારે કહ્યું.

'જી' સુમિત્રાએ જવાબ આપ્યો.

"મારા જેવાને પરણવામાં તમે શા સુખની—શી શાન્તિની આશા રાખો છો? ગુરુ કહે છે આપણા લગ્નથી બન્નેને શાન્તિ થશે. પણ મને એ સમજાતું નથી. ગુરુની આજ્ઞા હતી એટલે મેં હા પાડી છે"—શોભનકુમારે કહ્યું.

"મને શાન્તિ થઇ છે. જાણે દીલ ઉપરથી એક વાદળ ખસી ગયું હોય એમ મને લાગે છે. હું સુંદર નથી એટલે આપને મારા તરફ અણગમો નહિ થાય"—સુમિત્રાએ સ્વસ્થતાથી કહ્યું.

શોભનકુમાર મૂક રહ્યા.

મી. ગણેશલાલ અંદરથી ચીડાએલા મ્હોડે બ્હાર આવ્યા. એમના ગાલ ઉપર જરા ધૂળ હતી.

શોભનકુમાર એના સામું જોઇ રહ્યા.

"શોભનકુમાર હું તમને મળવા આવ્યો હતો. તમારી બ્હેનની સપાટ ખાવા નહિ? હું પુનર્લગ્નમાં માનું છું, તમે માનો છો, તમારી બ્હેન માને છે. મેં માગણી કરી તેમા શું અનુચિત કર્યું કે મને સપાટ મારી?"—પારકા ઘરમાં બતાવી શકાય એટલો ગુસ્સો બતાવી મી. ગણેશલાલ બોલ્યા.

સુલેખા અંદરથી આવી. "માફ કરજો મી. ગણેશલાલ! તમે જૂઠું બોલો છો. મેં સપાટ તમે માગણી કરી એટલા માટે નથી મારી. પણ તમે મને એકાન્તમાં ભાઇ વિષે વાત કરવા લઈ ગયા—અને થોડીક અસંબદ્ધ વાતો કરી પછી માગણી કરી માટે સપાટ મારી. તમે સીધી રીતે પુછ્યું હોત તો હું સીધી રીતે ના પાડત."

શોભનકુમારે ગણેશલાલને શાન્ત પાડવા પ્રયત્ન કર્યો પણ વ્યર્થ ગયો. "મારા લગ્નમા હાજરી નહિ આપો?" શોભનકુમારે કહ્યું.

ગણેશલાલે ના પાડી.

"મારી ઠાઠડી ઉચકવા હાજર નહિ રહો ?" શોભનકુમારે કહ્યું.

ગણેશલાલ શોભનકુમારના મુખ સામું જોઇ રહ્યો. કોઇ અગમ્ય આકર્ષણથી તેણે રહેવા હા પાડી. આ બધુ શું થવાનું છે ? —એ આકર્ષણ હતુ.

૪

શોભનકુમાર સંધ્યા સમયે સામીપાર રેવાના કાંઠે ફરતા હતા.

"પરણવું ? શા માટે નહિ ?" એ શબ્દો ખખડતા હતા.

"સુલેખા વિધવા છે. એ શાન્ત છે. એ અન્યને પરણવા ઇચ્છતી નથી. હું પણ અન્યને પરણવા ઇચ્છતો નથી. છતા હું શા માટે અશાન્ત છું ?"-વિચારવમળમા પડેલા શોભનકુમાર રેવાના વમળ જોતા જોતા ચાલતા હતા.

એક ઊંચી ભેખડ આવી. શોભનકુમાર તેની ઉપર પ્રયત્નપૂર્વક ચડયા. સામેપાર ભેખડ ઉપર બંગલો હતો. વચમા રેવા હતાં. શોભનકુમારનું મુખ પશ્ચિમ તરફ હતું.

"સુમિત્રાને શાન્તિ મળશે. પણ મારૂં શુ થશે ? ગુરુને શા માટે એમ લાગ્યું કે સુમિત્રાને પરણવાથી મને પણ શાન્તિ થશે. હુ અશાન્ત છું તેનું મૂળ કામવાસના—અતૃપ્ત કામવાસના છે એમ ગુરુ માને છે. તે વાત સાચી હશે ! પણ મારી કામવાસના ગમે તે સ્ત્રીના સંગથી તૃપ્ત થશે અને હું શાન્ત થઇશ એમ ગુરુએ શા માટે માન્યું ?...તે દિવસે સુલોચનાના બોલ પણ મૃત્યુએ પૂરા થવા ન દીધા. મારી તકરાર મૃત્યુ સાથે છે ! મારે સુલોચના જોઇએ છે ! એ વિશ્રમ્ભ અન્ય સ્ત્રી સાથે શકય છે !......બિચારી સુમિત્રા ! અરે પણ મારે તો સુલોચના જોઇએ ... ..." શોભનકુમારે આવેશથી કહ્યું. "મૃત્યુ ! સુલોચના નહિ આપે ?—નહિ આપે ?

ભેખડ ઉપર ઊભા ઊભા શોભનકુમાર થોડીક વાર શૂન્ય નજરે આથમતા સૂર્યના તેજથી સળગતી ચિતા સમા લાગતા વાદળા તરફ જોઇ રહ્યા' તે ધીમા અવાજે બોલ્યા: "સુલોચના બળે છે— " અને જાણે તેના કપાળ ઉપર ચુમ્બન કરવા જતા હોય એમ નમ્યા. ઊભા થઈ વિલક્ષણ અટ્ટહાસ્ય કર્યું.

મૃત્યુ સાથે બાથ ભરવામા કોણ ફાવ્યુ છે ? કા તો માણસ ભાન ગુમાવે કે કાં તો વશ થાય !

સંજય

元太祖皇帝



God in Heaven. The Kha Khan, the Power of God on Earth The seal of the Emperor of Mankind.

—THE SEAL OF GENGHIS KHAN

સ્વર્ગમાં ઇશ્વર ખા ખાન, પૃથ્વી ઉપરની ઇશ્વરની સત્તા માનવજાતિના શહેનશાહની મહોર

— ચંગિઝખાનની મહોર ઉપરનો લેખ.

# દિગ્વિજયી ખાખાં જંઘીસખાં

અથવા

# સાર્વભૌમ મોગલાઈની ભૂમિકા

" The manner in which he moved large bodies of men over vast distances without an apparent effort, the Judgment he showed in the conduct of several wars in countries far apart from each other, his strategy in unknoun regrous, always on the alert, yet never allowing hesitation or over caution to interfere with his enterprises, the sieges he brought to a successful termination, his brilliant victories, a succession of "Suns of Aursterlity" all combined, make up the picture of a career to which Europe can offer nothing that will surpass, if indeed she has anything to bear comparison with it."

**History of China** by Demetries Boulgar, P. 100

" Indeed it is difficult to measure him by ordinary standards. When he marched with his horde, it was degrees of latitude and longitude instead of miles; cities in his path were obliterated, and rivers diverted from their courses; deserts, were peopled with the fleeing and dying, and when he had passed, wolves and ravens often were the sole living things in once populous lands....... If this devastation, this arresting of human progress, had been the whole of his story, Genghis Khan would have no more than a second Attila, or Aloric–a formidable warrior without a purpose. But the Scourge was also the Perfect Warrior and Master of Thrones and Crowns. ... A nomad, a hunter and a herder of beasts, outgenerated the powers of three empires; a barbarian who had never seen a city and did not know the use of writing drew up a code of laws for fifty peoples. ... ... So utterly did Genghiz Khan made himself master from Armenia to Korea, from Tibet to the Volga that his son entered

upon his heritage without protest, and his grandson Kubilai Khan still ruled half the world." **Ganghlz Khan, the Emperor of All men** by Harold Lamb ( 1927 )

માણસ કાળધર્મને વશ છે; તે બાળકમાંથી યુવાન થાય છે, ને યુવાનમાંથી વૃદ્ધ થાય છે; તેવી જ રીતે રાષ્ટ્રોનાં ને પ્રજાઓના જીવનો પણ કાળધર્મને વશ રહે છે; રાષ્ટ્રો ઉદય પામે છે, પૂર બળમાં તપે છે અને પછી તેમનો નાશ થાય છે. માત્ર પૂર બળમાં તપતી માણસની, રાષ્ટ્રની ને પ્રજાની યુવાવસ્થા અંધ બની જાય છે અને ભૂતકાળનો કે ભવિષ્યકાળનો જરા પણ વિચાર કરતી નથી. યૂરોપ અને એશિયા, એ બે ખંડોને આ વિચાર બરાબર લાગુ પડે છે. યૂરોપના સમાજો ને યૂરોપના રાષ્ટ્રો એશિયામાંથી ફૂટયા હતાં; એશિયાના અનેક નરવીરોએ યૂરોપમા રાજ્યના અધિકારો ભોગવ્યા છે અને યૂરોપની ધાર્મિક યોજના તો એશિયાથી જ જન્મી છે. એશિયાનો યૂરોપ ઉપરનો અધિકાર યુગોના યુગો સુધી ચાલ્યો હશે; ઇતિહાસ તેની ગણના માત્ર હજારો વર્ષોની કરી શકે છે; છતા અત્યારે એશિયા યૂરોપ પાસે પાદાક્રાંત થઇ ગયું છે, અને યૂરોપ પોતાનો એ પરાધીન યુગ ભૂલી ગયું છે. માત્ર થોડાએક સૈકાઓ સુધી રોમ શહેરે પ્રવર્તાવેલ ચક્રને યૂરોપ અત્યારે યાદ કરી, એશિયાનું માથું નીચું નમાવે છે અને અઢારમાં સૈકાની અધવચથી શરૂ થએલી એશિયાની તાબેદારીથી યૂરોપ તેને કાયમની નાલાસીના પાઠ પઢાવી રહ્યું છે. એશિયાની ઘણી શાળાઓમાં વિદ્યાર્થીઓ આગળ સીકંદરની, સીઝરની ને નેપોલિયનની સવારીઓને દુનિયાના અજબ સેનાપતિઓની સવારીઓ સાથે સરખાવવામાં આવે છે અને તે ત્રણેયને અપ્રતિમ ભડવીરો અથવા મહારથીઓની પંક્તિમા મૂકવામાં આવે છે. ઇતિહાસ કાંઇ યૂરોપિયનોએ જ પહેલો લખવા માંડયો નહોતો. ચીનમા તે કળા ઘણા જૂના વખતથી જાણીતી હતી; આરબો ને મુસલમાનો તો ઇતિહાસનું લેખન સુંદર રીતે કરી શક્યા હતા; પણ તે ઇતિહાસોની સાધારણ રીતે ઉપેક્ષા કરવામા આવે છે અને બીજાના શ્રમ ઉપર જીવનારી તાબેદાર એશિયાની પ્રજાઓ અત્યારે માંડ માંડ પોતાનું જીવન બરાબર ઉકેલતી જાય છે.

છતા એશિયાના સરદારોએ યૂરોપમા પ્રવર્તાવેલો નવો યુગ હવે જાણીતો થવા માંડયો છે. ગિબનના " ડિક્લાઇન ઍન્ડ ફૉલ ઓફ ધિ રોમન એમ્પાયર " માં જંઘીઝખાં અને તીમૂરલંગ, એ બંનેના ઉત્પાતોનાં સુંદર ચિત્રો મૂકવામાં આવ્યાં છે. ને તે આલેખનો વાંચતાં વાંચનારને જંઘીઝખાં ને તીમૂરલંગ, બને વિશે વિશેષ જાણવાનું સ્હેજે મન થઈ આવે છે. પણ હિન્દુસ્તાનમાં વિદ્યાર્થીઓની કુતૂહલ દશાને યોગ્ય માર્ગે લઇ જનારાં સાધનો ઘણાં ઓછા છે તેથી તેવી વૃત્તિ થોડા વખત પછી શમી જાય છે અને કૉલેજ છોડયા પછી એવી વૃત્તિનો ઉદય તો ઘણો ઓછો સંભવે છે. મુસલમાની રિયાસતનો વિગતવાર અભ્યાસ કરતી વેળા અફઘાનોની સલ્તનતને અનેક વાર " તોબા " પકડાવનાર મોગલો વિશે આપણે બહુ વિસ્મય પામીએ છીએ, પણ શાહઝાદા મહમુદના માર્યા જવાના બનાવથી ને પોતાની કેદથી ખિન્ન થએલા કવિ ખુશરૂએ કરેલા મોગલોના ભયંકર વર્ણનથી આપણને તેમની સામે એટલી બધી ઘૃણા ઉત્પન્ન થાય છે કે તેમને વિશે વિશેષ જાણવાની જે વૃત્તિ થઈ હોય છે તે પણ તરત શમી જાય છે; છતાં જ્યારે એ લોકોની એક શાખા મોગલો બાબરની સરદારી નીચે આપણે ત્યાં રાજ્ય સ્થાપે છે અને

પછી મૌર્યવંશની, ગુપ્તવંશના મહારાજાઓની ને હર્ષવર્ધનની જાહોજલાલીને પણ ભુલાવનારી મોગલાઇની જીવંત જાહોજલાલી જ્યારે આપણે જોઇએ છીએ ત્યારે આપણે તે જ લોકોના જંગલી વાસને ને તેમના જંગી વડવાઓને એકદમ વિસારે પાડી દઇએ છીએ.

આવી જ કુતૂહલવૃત્તિ મને એક વાર થઇ આવી હતી. બાબર "બાબરનામા" માં એક સ્થળે કહે છે કે—"મારા વડવાઓ અને મારા કુટુંબનાં તમામ માણસો ખાખાં જંઘીસખાના કાયદાઓનો કદિ પણ ભગ કરતા નહિ અને એ પરંપરા ઘણા વખતથી અમારા કુટુમ્બમા ચાલી આવતી મેં સાભળી હતી." આટલું વાચતાં ઇતિહાસના ગમે તે અધ્યાપકને સહેજે પ્રશ્ન થાય કે-જગલી જંઘીસખાંના કાયદાઓ કેવા ? ગિબને તો તે ક્યાય આંપ્યા નથી. "તબકાત ઇ. નાસિરિ" ના કર્તાએ એ વિષે ક્યાય ઉલ્લેખ કર્યો નથી. ફિરિશ્તા ને અબુલફઝલ તો એ વિષે ચૂપ રહ્યા છે ! મોગલોનો ઇતિહાસ લખનાર હોવર્થ એ વિશે બહુ લખતો નથી. આ કાયદાઓ ત્યારે વળી કેવો ? એ વિશે વધારે જાણવા કેનાવે—Kennaway નું જંઘીઝખા ઉપરનું જૂનું પુસ્તક મેં એક વાર હાથમાં લીધું પણ તેમાં એ ઉપર વિચાર કરેલો જોવામા આવ્યો નહિ. પછી ઘણા વર્ષોના ગાળા પછી હમણા જ અમેરિકામા પ્રસિદ્ધ થએલ અને મહિના મહિનાને આંતરે જેની ૭ આવૃત્તિઓ નીકળી ગઈ છે એવા તે જ વિષય ઉપર લખાએલું એક તદ્દન નવીન પુસ્તક મળી જતા એ વિષય ઉપર વિગતવાર માહિતી મળી શકી. એ વિષય ઉપર સ્ફુરેલા વિચારો અહીં આપવામાં આવ્યા છે.

ઉપર નિર્દિષ્ટ કરેલા હોવર્થના મોગલોના ઇતિહાસ ઉપરના પ્રથમ વિભાગમાં એક મોગલ સરદાર કુતુલાખા વિષે નીચે પ્રમાણે વર્ણન આપવામાં આવ્યું છે:—

Kutala Khan's voice is compared to the thunder in the mountains, his hands were strong like bear's paws, and with them he could break a man in two, as easily as an arrow may be broken. He would lie naked near an immense brazier in the winter, heedless of the cinders and sharks that fell on his body, and on awakening would mistake the burns merely for the bites of insects. He ate a sheep a day, and drank immense quantities of Kermis ( Fermented mare's milk. )

ગોબીના ટેકરાઓમા આવી મોંગલ જાતિમા જંઘીસખાનો જન્મ ઇ. સ. ૧૧૬૨ માં થયો હતો. તેનું મૂળ નામ તેમુજી હતું. તેર વર્ષની ઉમરે તો તેનો બાપ યેશુકાઇ મરી ગયો એટલે મોગલોની સરદારી તેને શિર આવી પડી. એ મોંગલો બાબરના કે તીમુરલંગના વડવાઓ જેવા મુસલમાનો નહોતા. તેમની આસપાસ તાતાર જાતિના, ઉગુડ જાતિના ને કિરાત જાતિના લોકો રહેતા. તેઓ બૌદ્ધ ધર્મ પાળતા. થોડા વખત થયાં ઉગુંડ જાતિના લોકોમાં ખ્રિસ્તી પથ પણ દાખલ થયો હતો, પણ મોગલો મુસલમાનો સાથે હજુ પરિચયમાં આવ્યા નહોતા અને બૌદ્ધ સંપ્રદાય તરફ તેઓ ઉપેક્ષા ધરાવતા. તેમની દક્ષિણે ને તિબેટની ઉપર હેય લોકો વસતા હતા. આ બધા સાથે મોગલો હમેશાં લડયા કરતા. તાતાર લોકોના પ્રદેશની દક્ષિણે ચીનનો વિશાળ પ્રદેશ પ્રસરી રહ્યો હતો અને જ્યારે જ્યારે આ લોકો

ચીન ઉપર ધસી જતા ત્યારે તેમની સામે જ ઊભી કરવામાં આવેલી ૭ ૭ મજબુત ઘોડાઓ એકી સાથે દોડયા જાય તેવી ઊંચાં ને પહોળા કાંગરાવાળી દીવાલો તેમને તે દેશની પ્રાચીન સંસ્કૃતિનો નાશ કરતાં અટકાવતી.

યુવાન તેમુજીને માત્ર મોગલોની નહિ પણ આ તમામ મધ્ય એશિયાના લોકોની સરદારી લેવી હતી, અને આ કાર્ય સિદ્ધ કરવામાં બહુ મુશીબત નડે એમ હતું પણ નહિ. આ લોકોની સંખ્યા તો ઘણી ઓછી હતી; તેઓ સંસ્કારે જરાં પણ ઊંચા નહોતા. રહેવા માટે માટીના કે પથ્થરનાં મોટાં ઘરો બાંધવાનું પણ તેમને પોષાતુ નહિ. લોઢાના અથવા વાંસના મોટા જાડા ઘોક્કાઓ ખોડી તેમના ઉપર જાડું કપડું વીંટાડી તેમનાં ગાડા તેઓ બનાવતા ને એવા ગાડાને બળદો કે ઘોડા જોડી ગાડામાં જ પોતાનો બધો સરસામાન સઘરી આખા પ્રદેશમા ભટકયા કરતા, ઘેટાંના ચામડાના વસ્ત્રો પહેરતા, ઘોડીઓનું ને બકરીનુ ને ગાડરનું દૂધ પીતા, શિકાર ખેલતા, ને જનાવરોનું કાચું માસ ખાઈ પોતાનો નિર્વાહ કરતા.

તેર વર્ષની ઉમરે તેમુજીના જ વંશજોમા બાબર રાજ્યારૂઢ થયો હતો અને તેને પણ કુટુંબીઓની અને પાડોશી રાજ્યકર્તાઓ–ખાસ કરીને શૈબાનીખાં ઉઝબેગ તરફથી શોષાવું પડ્યું હતું, તેમુજીને પણ એવા અનેક કડવા અનુભવો મળ્યા હતા. ગોબીના ઉત્તર પ્રદેશમાં તાઈજ્યૂત નામના લોકોના સરદાર તાર ગોઉતાઇ નામના મોંગલે તેમુજીને પોતાના પ્રદેશમાથી હાકી કાઢયો. તેમુજીની સ્ત્રીના કુટુંબીઓ સારી સત્તા ધરાવતા હતા; કિરાત લોકોનો સરદાર ટોગ્રુલખા તો તેના બાપનો સ્નેહી થતો હતો; પણ બાળ તેમુજીને પારકી મદદથી પોતાનું વતન પાછુ મેળવવું નહોતું, તે ઘણી કુનેહથી અને અપાર હિંમતથી શત્રુઓના પંજામાથી છટકી ગયો ને પોતાને ઘેર સહીસલામત પહોચી ગયો. જશવંતરાવ હોલકર એકવાર માત્ર સાત ઘોડેસવારોનો સરદાર હતો; તેમાથી આપબળે તે સીત્તેર હજાર ઘોડેસવારોનો ધણી થયો; અંગ્રેજ સરદાર મૉન્સનની કેઠ આગ્રા સુધી તેણે પૂઠ લીધી હતી; તેમ તેમુજી જ્યારે ઘેર ગયો ત્યારે તેની પાસે માત્ર આઠ ઘોડાઓ જ હતા; એ જ તેમુજી પાછળથી જંઘીસખા તરીકે પ્રસિદ્ધ થયો, ને તેનુ લશ્કર ઓછામા ઓછુ અઢી લાખ ઘોડેસવારો જેટલું થઇ ગયુ.

તેમુજી હવે જુવાન થયો હતો. નાનપણમા પરણેલી સ્ત્રીને તેણે હવે ઘેર આણી; પણ નાનપણની અભિલાષાઓ સિદ્ધ કરવામા તેનો પુરુષકાર જરા પણ શિથિલ થયો નહિ. મોંગલ લોકોમાં એ વેળા બૌદ્ધ શ્રમણોનું ઘણું જોર હતું. તેમુંજીની નાની ઉમરથી અને તેની વધતી જતી સત્તાથી આ શ્રમણોના એક આગેવાને તેના સામે ખટપટ કરી. સામાન્ય સંયોગોમાં તો તેમુંજીએ જીંદગીભર ધાર્મિક વિષયોમા તટસ્થતા બતાવી; ઇસ્લામના ખ્રિસ્તી પંથના, બૌદ્ધ સંપ્રદાયના, અને કોન્ફ્યુસિયસના સંપ્રદાયના ધર્માચાર્યોને તે કોઇવાર મનાવતો નહિ; પોતાના તમામ મુલકોમા તેણે ધર્મમાં તટસ્થતાની ઘોષણા પ્રવર્તાવી હતી; ધર્મગુરુઓ પાસેથી તેના અમલદારો કોઈ કરવેરો પણ વસુલ કરી શકતા નહિ; છતાં આ વખતે તો પોતાની સત્તા સામે જ બૌદ્ધ શ્રમણે પ્રપંચ રચ્યો હતો; તેથી તેમુંજીએ તેનું "કાટલું" કાઢી નાંખ્યું અને પોતાના આખા કુટુંબને એના કારસ્તાનથી મુક્ત કર્યું. મોંગલોએ હવે તેને રાજાના તમામ અધિકારો આપ્યા.

પણ તેમુજીને માત્ર રાજ્યસત્તા જોઈતી નહોતી; તે માત્ર પૈસાનો ભૂખ્યો નહોતો. તેને તો મધ્યમ એશિયામા "પુર્તુ"માં ને "ઓરડાઓ"મા ફરતા મોગલોને ઉગુરો, તાર્તારો અને તુર્કો એ બધાને એકત્ર કરવા હતા. આ ભાવના તેના પોતાના મનમા સહજ ઉત્પન્ન થવા પામી હતી. કોઇ બૌદ્ધ શ્રમણે એ ભાવના તેનામાં ઉત્પન્ન કરી નહોતી. "મહારાષ્ટ્ર ધર્મ"નો શિવાજી મહારાજ પાસે રામદાસ બાવાનો મંત્ર જેમ પહોચી ગયો હતો, તેમ તેમુજીને કોઈ "મોગલધર્મ"નો મંત્ર પહોચી ગયો નહોતો. એ મંત્ર તો સ્વયંભૂ તેનામા આવી વસ્યો હતો અને એ મંત્ર તેણે બરાબર ને આખા જગતને વિસ્મય પમાડે તેમ સાધ્યો.

મોંગલોને મધ્ય એશિયામા સાર્વભૌમ કરવા એ તેમુંજીનો પહેલો મંત્ર હતો; તેનો બીજો મંત્ર સ્વાર્થી કહી શકાય- તેને ચક્રવર્તી થવું હતું; તેને માત્ર નરેન્દ્ર થવું નહોતું; "નરેન્દ્રો"ના પણ ઇન્દ્ર થવાની "તાલાવેલી" તેના મનમાં હવે જાગી હતી–તેનો જીવનકથાકાર કહે છે તેમ– He was obsessed by a hunger for men to serve him. He measured strength not in terms of political power, or of wealth, his conception of strength was, man-power. When he praised his horses, he said that they had crashed hard stones into gravel, overturned cliffs, and stopped the rush of deep waters. તેમુંજીના પ્રાર્થનામા તો જનતા ઉપર આધિપત્ય મેળવવાની અભિલાષાઓ જ ઉચ્ચાર પામતી.

તેમુજી કાંઇ સરકારી નહોતો. સંરકારી રાજા ઇન્દ્રની સત્તા લેવા માટે સંરકારી "બ્હાનાઓ" ગોતે છે. તેમુજી એવી કૌટિલ્યવિદ્યામા સમજતો નહિ. પ્રાચીન આર્ય રાજાઓ અશ્વમેધ ઘોડાને પરદેશમા મોકલી દેતા અને જે રાજાઓ તે ઘોડાને અપમાન પહોચાડતા તે રાજાઓ સામે તેઓ લડાઇ કરતા ને પોતાનું ચક્રવર્તીપણુ તેમના ઉપર સાબીત કરતા. તેમુંજીનો પણ કાઇક આવો જ ક્રમ હતો. પોતાના પાડોશી રાજ્યકર્તાઓને કે સરદારોને તે મૈત્રીના સંદેશા મોકલતો; જો તેઓ તે સંદેશાઓ ન સ્વીકારે તો તેમની સામે તે પોતાના મોગલો સાથે ચડી જતો ને તેમનો સદન્તર ઉચ્છેદ કરતો. તેમુજીમાં શત્રુ પ્રત્યે લેશ માત્ર દયાભાવ નહોતો. કિરાતોના સરદાર, પોતાના બાપના જ સ્નેહી અને એક વાર ચીન સામેની તાર્તારોની લડાઇના સાથી તો ઘરૂલખાનો ને તેના કુટુંબનો તેણે આવી રીતે જ ઉચ્છેદ કર્યો. મોગલોનું સ્વામિત્વ અથવા ચક્રવર્તિત્વ એટલે શત્રુઓનો નિઃશેષ ઉચ્છેદ; તેમાં સામંતોની સંસ્થાને જરા પણ સ્થાન નહોતું.

આ કિરાતો ઉપર તેમુજીનો વિજય થયો ત્યારે તેમની રાજધાની કારાકોરમ તેના હાથમાં આવી. એ શહેર હવે નવી મોંગલ સત્તાની રાજધાની બન્યું. કિરાતોમાં કેટલાએક ખ્રિસ્તી અને બૌદ્ધ હતા તેથી તેમુજીના દરબારમાં આ લોકો રહેવા લાગ્યા અને મોગલો, બૌદ્ધો ને ખ્રિસ્તીઓના પરિચયમાં આવ્યા. ઉગુરો અને કિરાતો તેમુંજીની સરદારી નીચે આવ્યા એટલે તેમણે એક સામાન્ય સભા–કુસલતાઇ–બોલાવી અને તે સભાની એકમતિથી તેમુજી જંઘીસખા ખાખાં બન્યો. એક લાખ "પુર્તુ"ઓ હવે તેમુજી મોંગલની આસપાસ વીંટાઈ રહ્યા. મધ્ય એશિયામા એક પ્રચંડ સત્તાનો ઉદય થયો. આ લોકોના વહીવટ માટે તેમના નવા ચક્રવર્તીએ તેમના જ સમાજને અનુકૂળ ધર્મશાસ્ત્ર રચ્યું, એ ધર્મશાસ્ત્ર ઠેઠ ઇ. સ. ૧૮૫૮ની સાલ સુધી આપણા જ મોગલ શહેનશાહો ઓછાવત્તા પ્રમાણમાં પાળતા આવ્યા.

આ ધર્મશાસ્ત્ર એકદમ પ્રાથમિક સંસ્કૃતિવાળું અને સાદું હતું, કારણ કે તેનું પાલન કરવા વાળા લોકો એકદમ પ્રાથમિક સંસ્કૃતિમાં હતા. તેના સખ્ત વહીવટથી મધ્ય એશિયાના આતરકલહો થોડા વખત માટે તો બંધ રહ્યા. ધર્મસહિષ્ણુતા એ તો તેનું વિશિષ્ટ લક્ષણ કહી શકાય. બાબરવંશી આપણા મોગલ શહેનશાહો ઔરંગઝેબના અપવાદ સિવાય ધર્માંધ નહોતા તે આ ધર્મશાસ્ત્રના કાનુનનું એક પરિણામ કહી શકાય. જંઘીસખાના મોટા સામ્રાજ્યમાં ધર્મને નામે કમાય પણ સતામણી ન થતી. એના સામ્રાજ્યમાં મધ્ય એશિયા, કોરિયા, ઇરાન, અફઘાનિસ્તાન, ઇરાક, ને બદક્ષાન આવી ગયાં હતાં. એના સરદારોએ ને પુત્રોએ રશિયા, પોલંડ, હંગરિ, ઑસ્ટ્રિયા, ક્રિમિયા, સિરિયા, ચીન, ને મલાયા જીતી લીધાં. એ બધા પ્રદેશોમાં મોગલ પાદશાહો પોતાનો ધર્મ પાળતા એટલે કે એકેશ્વરવાદમાં માનતા; પણ બૌદ્ધો, પારસીઓ, શિયાઓ, સુન્નીઓ, ખ્રિસ્તી ધર્મના જુદા જુદા સંપ્રદાયના માણસો ને હિંદુઓ સૌ સૌનો ધર્મ પાળી શકતા. એ ધર્મશાસ્ત્રમાં વ્યભિચાર, ચોરી, લોડાબાજી, બીકણુ-પણું, ખોટી જુબાનીના ગુન્હાઓને દેહાતદંડ થતો. પણ જંઘીસખાનું ધર્મશાસ્ત્ર બીજા વિષયો પરત્વે ઘણું નિષ્ઠુર હતું. એ નિષ્ઠુરતાના દષ્ટાંતો આપણને તેના વંશજોમાં પણ મળી આવે છે. જંઘીસખા પોતાના લશ્કરને તાલીમ આપવા માટે દર શિયાળામા શિકારની મોટી યોજનાઓ કરતો. આ યોજના માટે તેના ધર્મશાસ્ત્રમા પણ તેણે નિયમ રાખેલો. શત્રુઓને કોઇ દિવસ અભયદાન ન આપવું તે પણ તેનો એક ખાસ નિયમ હતો. પરિણામે બૌદ્ધ અને ખ્રિસ્તી સાધુઓની વિનતિઓને પણ તુચ્છકારી તે લાખો માણસોનો સંહાર કરાવતો. જેમ ગયા મહાયુદ્ધના બંને પક્ષકારો લડાયક શહેરીઓમાં અને બીન લડાયક શહેરીઓમાં ભેદભાવ સમજતા નહિ અને બધાંને એક ગણી તેમને ભૂખ્યે મારવામાં કે ગૅસથી કે બૉંબથી તેમનો નાશ કરવામા મહા પાપ ન ગણતા તેમ જંઘીસખાં પણ કિલ્લા બહાર લડતા લશ્કરને ને કિલ્લાની અંદર રહેતી જનતાને, બધાને એક સરખા ગણતો ને બધાનો એક જ રીતે વધ કરવાનો હુકમ કરતા જરા પણ અચકાતો નહિ. આ જ સ્વભાવ તેના વંશજોમાં ઊતરી આવ્યો ને અકબર જેવા સમજુ પાદશાહો પણ આપણા દેશમા એવી જાતનો માણસોનો ભયંકર શિકાર ખેલતા–અકબરનો ત્રીસ હજાર ચિતોડવાસીઓનો વધ કોઇ પણ પક્ષપાતી ક્ષમા પાત્ર ગણશે નહિ. પણ જંઘીસખાની આ નિષ્ઠુરતા શત્રુપક્ષી હતી. પોતાના સરદારો, પુત્રો, પૌત્રો, સ્ત્રીઓ અને સિપાઇઓ તરફ તે દયાર્દ્ર રહેતો–એ નિષ્ઠુરતા હિન્દની મોગલ નિષ્ઠુરતા માફક કુટુંબદ્રોહી નહોતી.

પોતાના મોગલોને "મોંગલધર્મ" માં ગોઠવી હવે જંઘીઝખાએ મનના મનોરથો સાધવા ઉપાયો લીધા. ચીન ઉપર ત્રણ જબરી સવારીઓ કરી તેના પાદશાહને તેણે રાજ-ધાનીમાથી નસાડી મૂક્યો. આ સવારીઓથી જંઘીસખાને એક ખાસ લાભ મળ્યો. અનેક ચીની સરદારોએ ને બૌદ્ધ અભ્યાસીઓએ તેનો "આશરો" લીધો. તેમા યે લિયુ ચુતસાઇ નામનો એક બૌદ્ધ ચીની બાબાનો ને તેના મરણ પછી તેના પુત્ર ઓગોતાઇ પાદશાહનો માનીતો મંત્રી થઇ ગયો. તેની મદદથી અરધી દુનિયાનું રાજ્ય આ બે ચક્રવર્તીઓ ચલાવતા.

જંઘીસખાં રગેરગ મોગલ હતો. તેનો આચાર પણ સર્વાંશે મોગલ આચાર હતો. પરાજિત સંસ્કૃતિનો ચેપ તેની "મોગલાઈ" ને જરા પણ લાગતો નહિ. તે ચીનમા ગયો પણ બૌદ્ધ થયો નહિ. તે ખ્વારિઝમના મહારાજ્ય ઉપર ફરી વળ્યો પણ સુન્ની મુસલમાન

બન્યો નહિ. તે ઇરાન ઉપર ચડી આવ્યો પણ શીઆપંથનો રંગ તેને લાગ્યો નહિ. તે સિંધુ નદી સુધી ચાલ્યો આવ્યો પણ કોઇ હિંદુ સંન્યાસી તેને મળી શકયો નહિ. બીજા મહારથીઓ આવા નહોતા. સિકંદર જ્યાં ગયો ત્યાં ગ્રીક થાણાંઓ વસાવતો ગયો ને ઉપરાંત ત્યાંની સંસ્કૃતિને સમજવા તે પ્રયાસ કરતો ગયો. આપણે ત્યાં જ તેણે એક કલ્યાણ (Calanos) નામના સાધુની મુલાકાત લીધેલી. સીઝરે તો રોમની સંસ્થાઓ બધે દાખલ કરી. બાબરે દિલ્હી જીતી દિલ્હીને જ રાજધાની કરી. તેર વર્ષના અકબરે દિલ્હી ફરી જીતી હિંદમાં હિંદી સંસ્કૃતિને પોષણ આપ્યું; પણ જંઘીસખાં ન રહ્યો ચીનમાં કે ઇરાનમાં, કે અફઘાનિસ્તાનમા. મોટા મોટા સુલતાનોને હરાવી, અનેક કોટકિલ્લાઓને તોડી, લાખો માણસોનો સંહાર કરી, ફળદ્રૂપ પ્રદેશોને વેરાન કરી નાખી, તે પાછો સ્વદેશ ચાલ્યો ગયો. તે કારાકોરમમા પોતાના "યુર્તૂ"ઓને "ઓરડાઓ" વચ્ચે રહી ઘેટાના ચામડાની દોરીદાર ટોપી પહેરી, ઘોડીનું દૂધ પી, ને કાચું પાકું માંસ ખાઈ, હજારો ગાઉ દૂર કામ કરતા સરદારોને હુકમ આપતો. ઇરાદાપૂર્વક તેણે અનેક સંસ્કૃતિઓનો સંહાર કર્યો, પણ એક પણ સંસ્કૃતિને તેણે ઇરાદાપૂર્વક પોતાના પ્રદેશમાં વસાવી નહિ. તેના જીવનનું ધ્યેય તો તેના જ શબ્દોમાં To crush your enemies, to see them fall at their feet, to take their horses and goods and to hear the lamentations of their women, that is best–એ હતુ.

જંઘીસખાંનો આ જીવનક્રમ હવે ઇસ્લામને પીડવા લાગ્યો. કારાકોરમની પાસે જ શાહ અલાઉદ્દીન ખ્વારિઝમ, ઇરાન અને અફઘાનિસ્તાન ઉપર હુકમ ચલાવતો હતો. શાહે ખાખાના વકીલોની ને વેપારીઓની બેઅદબી કરી એટલે આખું મોગલ ધણ તેના મુલક ઉપર ત્રુટી પડયુ. બોખારા ને સમરકંદનાં ભવ્ય શહેરો જમીનદોસ્ત થઇ ગયા. શાહનો પુત્ર જલાલુદ્દીન ઇરાનમાં ને પછી અફઘાનિસ્તાનમા નાસી આવ્યો. જંઘીઝખાંએ કોઈ શત્રુને છોડયો નહોતો. તે પણ પાછળ પડયો. બાઇમાન, હિરાત, ગઝની ને બીજાં અનેક ગામો જમીનદોસ્ત થઇ ગયા. સુલતાન જલાલુદ્દીન સિંધુ નદી ઉપર આવી ચડયો. એક તરફ સિંધુ નદીના ઘુઘવાટ કરતા ધસતા પાણી, બીજી તરફ વીસફુટ ઊંચી તેની ભેખડો; પાછળ અઢી ગાઉ છેટે ખાખાંના મોગલ ઘોડેસવારોની ચિચિયારીઓ સંભળાય, પણ જલાલ ભડ હતો, એકદમ તેણે સિંધુનાં પાણીમાં પડતું મૂકયું. જોતજોતામા સામા કાંઠા ઉપર ખાખાં પોતે આવી ચડયો અનેક મોગલ ઘોડેસ્વારો ને તીરંદાજો જલાલ પાછળ પાણીમાં તરવા લાગ્યા; પણ જલાલ સામે કાંઠે જઈ પુગ્યો મોંગલો તેને પકડી શક્યા નહિ. તેઓએ લાહોર ને પેશાવર બાળી મૂક્યા. જલાલે દિલ્હીના સુલતાન ઇલ્તમશની મદદ માગી, પણ કાબેલ સુલતાને "સળગતી" માથે લેવા ના પાડી. મોંગલોથી પંજાબનો ઉનાળો સહન થઇ શકયો નહિ એટલે તેઓ પણ પાછા ફર્યા ને હિન્દ બચી ગયું. ખાખા જલાલની બહાદુરીથી બહુ ચકિત થઇ ગયો ને બોલી ઉઠયો કે–ધન્ય છે એના માતપિતાને. જ્યારે ખાખાં પોતે સીકંદર, હૅાનિબાલ, સીઝર ને નેપોલિયન પણ ન કરી શક્યા તેવું કાર્ય કર્યે જતો હતો ત્યારે તેના સરદારો ને પુત્રો–ઓરખોનો–બીજા પ્રદેશોને વટાવ્યે જતા હતા. સુબોતાઇ નામના સરદારે કુર્દીસ્તાન, જ્યૉર્જિયા, રશિયા, ને ક્રિમિયામાં મોગલ

ઘોડાઓને ચરતા કરી દીધા. આ મોંગલોએ ચીની અમલદારોની મદદથી જીતેલા પ્રદેશોની ભૂગોળ નોંધી લીધી અને ખાખ્ખાંના મરણ પછી પુનઃ તેમણે તે પ્રદેશો ઉપર ધસારો કરી રશિયામા ને ક્રિમિયામાં કાયમ રાજ્યો સ્થાપ્યાં, લોકોનાં વસતિપત્રકો લીધાં, અને ખ્રિસ્તી ધર્મોનાં દેવળોને ઇસ્લામના ત્રાસથી બચાવ્યાં. તેઓ ઠેઠ વેનિસ સુધી પણ પહોંચી ગયા હતા! આવી રીતે કોરિયાથી તે ઠેઠ ઇજિપ્તની સરહદ સુધી ને વોલ્ગા નદીથી તે ઠેઠ સિંધુ નદી સુધી ખાખાએ ને તેના સરદારોએ મોગલોને રાજ્યકર્તા કર્યા.

જંઘીસખાના મનોરથો હવે બર આવી ગયા હતા; તેનો જીવનક્રમ હવે ખલાસ થઈ ગયો હતો. ઇ. સ. ૧૨૨૭ ની સાલમા તે ચીનમાં સવારી દરમિયાન મરણ પામ્યો.

ઉપર ઘણી વાર જંઘીસખાને બીજા વિજેતાઓ–જહાનુગુશાઇઓની સાથે મૂકવામા આવ્યો છે. જંઘીસખાએ ઇરાદાપૂર્વક કોઇ સંસ્કૃતિની સ્થાપના કરી નહિ. એ દૃષ્ટિએ તે યુગસર્જક થઇ શકયો નથી તે વાત ખરી છે; પણ બીજી અપેક્ષાએ એને હાથે નહિ તો તેના કૃત્યથી નવીન યુગનું સર્જન તો થયુ એ ચોક્કસ છે. જંઘીસખાં અગાઉ યૂરોપ મધ્ય એશિયાથી ને ચીનથી અજાણ્યું હતું જંઘીસખાના સરદારો યૂરોપમાં ગયા ને ત્યા તેમણે નાનાં મોટા રાજ્યો સ્થાપ્યા. તેથી જંઘીસખાના મૃત્યુ પછી યૂરોપનો ને મધ્ય એશિયાનો તથા ચીનનો સંબંધ નવેસર ઘડાયો ને કાર્પિની તથા રૂબ્રુકિવસ જેવા ખ્રિસ્તી સાધુઓ ને એલચીઓ મધ્ય એશિયામા જવા લાગ્યા. તેમના પછી માર્કોપોલોએ એ બાબતમા સૌથી વિશેષ કીર્તિ મેળવી અને માર્કો પોલો પછી બીજા અનેક યૂરોપિયનો ઠેઠ ચીન સુધી મુસાફરી કરવા લાગ્યા. પરિણામે, પૂર્વ ને પશ્ચિમનો સંબંધ નવો થયો ને પરસ્પર સંસ્કૃતિનું જ્ઞાન વધવા માડયું.

જંઘીસખાએ ને તેના સરદારોએ તથા પુત્રોએ મોંગલોને એશિયામાં સાર્વભૌમ બનાવ્યા. ચીનના મોગલ પાદશાહો બૌદ્ધ થયા; ઇરાનના ઇલ–ખાનોના વંશજો શિયાપંથીઓ થયા; ને ખ્વારિઝમના મોગલ ખાનો સુન્ની પંથીઓ બન્યા. પણ તે ધર્માંતર ઘણાં વર્ષો પછી થયું. દરમિયાન એશિયાના ને યૂરોપના આ મોંગલ રાજ્યકર્તાઓએ ધર્મને નામે થતી સતામણી બધ કરાવી ને ખ્રિસ્તીઓને ઇસ્લામના ઝનુનથી બચાવ્યા. પ્રથમ મોગલ રાજ્યકર્તાઓ દડક રાજ્યકર્તાઓ હતા. તેમણે પરાજિત પ્રજાના આંતરકલહો નિવાર્યા, એકચક્રી રાજ્યો સ્થાપ્યા, ને મધ્ય યુગની યૂરોપીય પ્રજાઓને સામ્રાજ્યભાવના શીખવી. રશિયાના સામ્રાજ્યનો ઉદય ખ્રિસ્તી રાજાઓના વખતમાં થયો પણ તેની ભૂમિકાની સ્થાપના તેના મોગલ રાજ્યકર્તાઓના અમલમા મડાણી હતી. બોખારા, સમરકંદ, ઇરાન, અફઘાનિસ્તાન, ને ઇરાકમા ઇસ્લામની સત્તા ઘણાં વર્ષો સુધી ઝાંખી થઈ ગઈ. અરબી સાહિત્યનો ને ઇસ્લામી સંસ્કૃતિનો પ્રચાર એટલે અંશે ઓછો થઇ ગયો ને તેથી પશ્ચિમે ખ્રિસ્તી પ્રજાઓ ને રાજ્યો ને પૂર્વે હિન્દી ને ચીની રાજ્યો ને ઇરાણી ને તુર્કી ખટપટોથી વિશ્રામ મળ્યો. જેરુસલેમ માટે ચાલતા ધર્મયુદ્ધો–Crusades હવે બંધ થયા. ચીનમાં ને તિબેટમા બૌદ્ધ સંસ્કૃતિના પોષણ માટે વિશેષ અવકાશ મળ્યો. મોગલ ખાનોએ યોજેલા ધોરી ડાક રસ્તાઓ વાટે અનેક લોકો પૂર્વ પશ્ચિમમાં ભમવા લાગ્યા ને જુદી જુદી સંસ્કૃતિઓને ઓળખવા માંડયા. મોંગલો રાજ્યકર્તા થયા તેની પણ સનાતન અસર રહી ગઇ. જંઘીઝખાંએ પોતાની નજીક આવેલા તુર્કોને પશ્ચિમમા નસાડી મુકયા હતા. તે તુર્કો

હવે એશિયા માઇનોરમાં દાખલ થયા, ફરી સ્તમ્બુલ કબજે કરી તેમણે રોમના મહારાજ્યના અવશેષને ઉડાડી મૂક્યો ને યૂરોપમાં મુસ્લીમ ને તુર્કી સંસ્કૃતિની સ્થાપના કરી. જંઘીસખાએ એકવાર અરધી દુનિયા પોતાને તાબે કરી હતી તે વાત મોંગલો કદી ચૂકી ગયા નહિ. એ સામ્રાજ્યભાવના, એ વિશ્વવ્યાપી હત્યાકાંડો, અને એ મોગલ ઘોડેસવારોની ચતુર્દિશ ફલાંગો તેમના કુટુંબોમા ને રાજવંશોમા ઘરગથ્થુ વાતો થઈ પડી. તીમૂરલંગે પાછો કાંઇક જંઘીસખા જેવો જ જંગ મચાવ્યો. ને તે પછી બાબરે ને અકબરે હિન્દમાં સામ્રાજ્યો કર્યાં. માતૃપક્ષે જંઘીસખાનો વંશજ બાબર ને બાબરનો વડવો તીમૂરલંગ, બંનેની છડી સવારીઓ જંઘીસખાની પેલેલી ભાવનાની બાળકીઓ કહી શકાય.

યુદ્ધકળામાં પણ જંઘીસખાના મોંગલ ઘોડાઓએ મોટું પરિવર્તન કરી નાખ્યું. ખ્રિસ્તી રાજાઓ તો તેની કળાથી અજબ જ થઈ ગયા. જંઘીસખાની ઘોડેસવારોની પલટનોએ તેમના ને અલ્લાઉદ્દીન શાહના પાયદળોના ચૂરેચૂરા કરી નાખ્યા. બસો ચારસો ઘોડેસવારોને આગળ કરી દેવા ને તેમની પાસેથી દુશ્મનોની ને તેમના પ્રદેશોની ખબર મેળવી લેવી, પછી બે ચાર હજાર ઘોડેસવારોને દુશ્મનોની સાથે લડવા મોકલવા, ને તેમની પાછળ મુખ્ય લશ્કરને યોજવું, ખરે વખતે દુશ્મનોને ચોમેર ઘેરી લઇ તેમનો દાટ વાળવો, એ કળા જંઘીસખાંએ ચાલુ કરી ને તે જ કળાનું અનુકરણ તીમૂરે ને પછી બાબરે કરી અફઘાનિસ્તાનમાં ને હિન્દમાં વિજય મેળવ્યો.

આપણા દેશના ઇતિહાસ ઉપર પણ જંઘીસખાં એક દૃષ્ટિએ કાયમ અસરો મૂકતો ગયો. અફઘાનિસ્તાનમાં પડાવ નાખી મોગલ સરદારો તેના પછી આપણી વાયવ્ય સરહદ ઉપર ઠેઠ તીમૂરના વખત સુધી ચડી આવતા. દિલ્હીશ્વર બલબનના દરબારમાં મોગલો બીકના માર્યાં એશિયાના અનેક મુસલમાનો રાજાઓ ને સરદારો આવી ભરાયા અને દિલ્હી તે વખતે નાસેલી મુસ્લીમ સંસ્કૃતિનુ ધામ થઈ પડયું. દિલ્હીશ્વરો મોગલો સામે ઠેઠ બીજા (તઘલક વંશના) મહમુદ સુધી લડયા. કવિ બાણભટ્ટે કનોજના હર્ષવર્ધનના પિતા થાણેશ્વરના પ્રભાકરવર્ધનને હર્ષચરિતમા "હૂણ હરિણ કેસરી" કહ્યો છે. દિલ્હીશ્વરો પણ તેરમા સૈકાથી તે ઠેઠ પંદરમા સૈકા સુધી મોગલો સામે કેસરી રૂપ હતા. જો સુલતાનોએ મોંગલોને આ પાર આવતા અટકાવ્યા ન હોત તો તેઓ હિંદની મુસ્લીમ ને ઉત્તરની આર્ય સંસ્કૃતિને એકદમ તોડી પાડત; કદાચ કાળક્રમે તેઓ આર્ય બની જાત; પણ થોડી મુદ્દત માટે તો તેઓ હિન્દને ખેદાનમેદાન બનાવી દેત. તે જ લોકોએ દિલ્હીના સુલતાનોનાં મોટા મોટાં લશ્કરોને પંજાબમા રોકી રાખ્યાં ને તે કારણથી રજપુતોને ને દક્ષિણનાં હિંદુ રાજ્યોને કાંઈક આરામ આપ્યો–તેમને અભાવે દિલ્હીની મુસ્લીમ સત્તા હિન્દમાં એકદમ પ્રસરી શકત અને સાથે આર્ય સંસ્કૃતિને વહેલી હાની થઇ શકત. છતા જેમ ઈ. સ. ૭૧૨થી મંડાએલી મુસ્લીમ સવારીઓએ હિન્દુ રાજાઓને પસેરકે, માણસે ને ધીરજે ઘસવી નાખ્યા ને પાચસો વર્ષે પણ છેવટે હિન્દુઓને મુસ્લીમ સત્તા પાસે નમવું પડયું તેમ ઈ. સ. ૧૨૧૯ મા મંડાએલી આ મોગલ સવારીઓએ દિલ્હીના સુલતાનોની સત્તાને ધીમે ધીમે થકવી દીધી ને છેવટે ઈ. સ. ૧૫૫૬ માં અકબરે તે સત્તાને "મોગલાઇ"ને નામે આપણે ત્યા કાયમનો વાસ અપાવ્યો. કેટલાક દિલ્હીના સુલતાનોએ આ મોગલોને

તેમની જ રીતે હંફાવ્યા. બલ્બન, અલાઉદ્દીન ખીલજી, ને મહમુદ (તઘલખ) ગાંડો, એ ત્રણ સુલતાનો મોગલોને યજ્ઞના જાનવરોની માફક કાપી નાખતા તે સામે આપણને તિરસ્કાર ઉપજે છે એ ખરૂં છે પણ મોગલો પોતે શત્રુઓ સાથે એથી પણ વધારે નિષ્ઠુરપણે વર્તતા એ જો આપણે સ્મરણમા રાખીએ તો તે ત્રણ સુલતાનોનો આ મોગલોનો વધ એટલો બધો તિરસ્કારપાત્ર ગણાશે નહિ. જંધીસખા, તીમૂર, ને તેમના સરદારો પ્રાચીન કાળના આપણા દેશના "મિહિરધુલો" હતા. દિલ્હીના સુલતાનો ગુપ્ત મહારાજાઓ જેવા કે હર્ષવર્ધન જેવા એકચક્રી અધીશ્વરો નહોતા; તેથી જ મોગલો છેવટે ફાવી ગયા. આપણા દેશના સંગીન બચાવ માટે એક પ્રતાપી, પ્રૌઢ, લક્ષ્મીવાન, ને પ્રજાપ્રિય મધ્યવર્તી સત્તાની જરૂર છે તે એ ઉપરથી ફલિત થાય છે. જંઘીસખાના જીવનપ્રયાસને આપણા દેશના ઇતિહાસના સંબંધની આ બાજુ આપણા કે મોગલોના ઇતિહાસકારો તપાસતાં સર્વથા ચૂકી ગયા છે એ શોકની વાત છે. આવી રીતે અજાણતા પણ ચોક્કસ આવાં મોટાં પરિવર્તનો ને ઉત્પાતોનો ઉપજાવનાર અરધો જંગલી જંઘીસખા હંમેશા જગતના ઇતિહાસમા ઊંચું સ્થાન લેશે ને ઇતિહાસને વ્યક્તિપ્રધાન ગણનાર અગ્રેજ લેખક કાર્લાઇલના મંતવ્ય માટે "**ओम् इति ब्रूमः**" એમ આપણી પાસે ઉચ્ચાર કઢાવશે.

કેશવલાલ હિંમતરામ કામદાર

# સ્મૃતિબળ:

વિશાળ રસવ્યોમમાં સ્મરણ માત્ર ત્હારું ઝગે,
અનેક સ્મૃતિ અન્ય એ સ્મરણ મધ્ય ડૂબી જતી;
ડુબ્યો હુ વ્યવહારમાં ફરજ એ દિશે દોરતી,
તથાપિ તુજ આત્મમાં વિલીન આત્મ મ્હારો, સખિ.

રહું સતત ના કને રહી શકું સદા આંગણે?
ધર્યું જીવન: પાળવો જીવનધર્મ, વીરાંગને,
વિયોગ સહવો, સખિ, ભરજુવાની માંહી લખ્યો;
અધીન રહી દૈવને વિમુખ ના થવું કર્મથી

વિદેશ વસું દૂર, ઉર પણ એક ત્હારી સ્મૃતિ,
અને તુજ છબી સજેલ મુજ કલ્પના રંગથી
લઈ ફરું વિશાળ વ્યોમ નવચેતનાથી ભર્યો,
સદૈવ પણ પ્રાર્થું ત્હોય,—'પ્રભુ, દેવીશું મેળવો'.
પ્રિયે સહીં વિયોગકાલ કસણી—કસેલાં ઉરે,
ચડીશું ભવજંગમાં બની મહારથીઓ રુડાં.

ચતુરભાઈ ઉ. પટેલ

## ૧૨

### દોલતરામ કૃપારામ પંડયા : દયા

નિર્મલ વૃત્તિ નિરંતર ધારી, નિર્બલ ઊપર પ્રીત,
ગર્વ તજી મન રાખ વિચારી, ચિત્ત ધરીને પુનિત:
ચિત્ત ધરીને પુનિત ત્હમારું,
ધર્મનું કાર્ય ગણી અતિ પ્યારું,
ક્રોધ તજી થઈને અધિકારી,
નિર્મલ વૃત્તિ નિરંતર ધારી: રે રે માનવજાત!

પરમેશ્વરના છે સહુ પ્રાણી, રાખે સરખી રહેમ,
આપણ સર્વ સહોદર સાથી, કરવો છાજે પ્રેમ:
કરવો છાજે પ્રેમ સદાનો,
નિત્ય ઘટે અવકાશ દયાનો,
સંપ ધરી કર હર્ષ—ઉજાણી,
પરમેશ્વરના છે સહુ પ્રાણી: રે રે માનવજાત!

હિંસા કોઇ વખત નહિ કરવી, મોંઘો સહુનો દેહ,
એક નહીં ઉપજાવી શકે, તવ શાને દેવો છેદ:
શાને દેવો છેદ લગારે,
પૃથ્વીમાત મરે નહિ ભારે,
સ્થાવર જંગમમા રતિ ધરતી,
હિંસા કોઈ વખત નહિ કરવી: રે રે માનવજાત!

પેટ ભરાવા પાપ કરો છો, તૃષ્ણાનો નહિ પાર,
આપણ પેઠે હોય બધાને પુત્ર અને પરિવાર:
પુત્ર અને પરિવાર વિકારે
જીવ સકલ તરફડિયાં મારે;
તેહ અકારણ કેમ દમો છો?
પેટ ભરાવા પાપ કરો છો: રે રે માનવજાત!

લેશ ભવિષ્ય વિચારી રહેજે, નહિતર પડશે માર,
સાર વિચારી દયા મને ધરો સ્મરતા સરજનહાર:
સ્મરતાં સરજનહાર દયાળુ,
કરતા અંતર સ્નિગ્ધ સુંવાળું,
આયુષ્ જનહિતમા તું વ્હેજે,
લેશ ભવિષ્ય વિચારી રહેજે: રે રે માનવજાત!

નૌતમ બાગ પ્રફુલ્લ સુહાગી ખેંચે જગનું ધ્યાન;
દવ પડતાં બળશે, નહિ રહેશે: કિંચિત નામનિશાન:
કિંચિત નામ નિશાન ભુસારો,
પાસ જઈ કોઇ વારિ ન પારો,
ત્યાગ કરે પશુ પક્ષિ અભાગી,
નૌતમ બાગ પ્રફુલ્લ સુહાગી: રે રે માનવજાત!

સાધન છે તવ દુઃખ વિડારો, રોજ મળે નહિ યોગ,
ધૈર્ય ધરી થાવા નવ દેશો સોનુ–સુગંધ–વિયોગ:
સોનું સુગન્ધ વિયોગ ઉડાવો,
મેળવી શક્તિ દયા વરસાવો,
મ્હેણું તજો વળિ ગાળ પ્રહારો
સાધન છે તવ દુઃખ વિડારો: રે રે માણસજાત!

દુ:ખ અને સુખના નદ વ્હે છે, ગંગા યમુના સાથ,
ધિક્કારે ક્ષણ વાર ન જોશો હોય ઉપર જો હાથ:
હોય ઉપર જો હાથ સુકર્મે
કષ્ટ કરો નહિ, રહો શુભ ધર્મે
સુખ દેતાં જન સુખ પામે છે:
દુઃખ અને સુખના નદ વ્હે છે રે રે માનવજાત!

વિષય:—પરોપકાર અથવા પર-સેવા, દયા, અહિંસા આદિનો બોધ. નિષ્કામ સદાચરણની ઉચ્ચ ભાવનાને જેઓ વળગે છે તેમાંના કેટલાક 'સુખની કામના હોય તો સુખ મેળવવાની ખાતર તેના મૂલ્ય રૂપ સદાચરણ આગળથી જમે કરાવો.' એ પ્રકારના બોધથી સૂગાય છે, અરે તેને નિંદે પણ છે,—આ તો ચોકખો સ્વાર્થબોધ છે, એને નીતિબોધ શી રીતે ગણાય વારુ, આ સ્વાર્થબોધ, જો નીતિબોધ, તો પછી અનીતિબોધ કેવોક હશે,—

વગેરે ટીકાથી તેને હણવા પણુ મથે છે. આવું વિચાર વલણ પોતે જ ટીકાપાત્ર છે, એક નહીં બે રીતે.

(૧) નિષ્કામ સદાચરણની ઉચ્ચ ભાવના કેટલા થોડાને સાધ્ય છે! નિષ્કામતા, નિઃસ્વાર્થતા, નિર્મમતા આદિ શબ્દો બોલી નાખવા સહેલ છે, પણ એ મનોદશાની સિદ્ધિ અત્યંત વિરલ જોવામા આવે છે. સંસાર વ્યવહારનું વાતાવરણ જેમાં આપણે સૌ વ્યક્તિઓ શ્વાસ લઇયે છિયે, જીવન જીવિયે છિયે, દિવસ નિર્ગમિયે છિયે, તે એટલું તો સ્થૂલ છે કે એમા રહીને સાચી નિષ્કામતાસિદ્ધિ કોઇ વિરલ મહાપુરુષ જ મેળવી શકે. લાખ વ્યક્તિએ એકબે જ એવી પાકતી હશે. બીજાઓ વાતો ડહોળે ગમે તે, પરંતુ દિલનાં ઊંડાણોમાં અને આચરણની કસોટીએ, સ્વાર્થને જ "કુદરતી ધર્મ" કે અપરિહાર્ય પ્રકૃતિ લેખે વળગનારી જણાય છે. તો તેવાઓને એટલે માણસ જાતના ઘણા મોટા ભાગને બોધ કરતા વ્યવહારુ પદ્ધતિ સ્વીકારીને "વર્તો અન્યથી તેહવુ, વાછો અન્યથી જેહવું," એ મતલબના વિનિમય સિદ્ધાન્ત કે "સોનેરી સૂત્ર (Golden Rule) ને આધારે નીતિબોધ કરવામાં આવે, તે જ લક્ષ્યસિદ્ધિ મેળવી શકે.

(૨) અને વળી આર્યધર્મ અને આર્યફિલસુફીના કિસમતનો મહિમા નથી ગાયો; કર્મના સિદ્ધાન્તને તેમ પુરુષપ્રયત્ને (આજથી એકડે એકથી માંડીને નવેસર કરવાના) ક્રિયમાણ આચરણોને એક સરખો મહિમા આપેલો છે; સંચિત અને પ્રારબ્ધ ગમે તેટલાં પ્રતિકૂલ હોય તથાપિ પુરુષપ્રયત્ને તે સર્વને પ્રજાળીને નરનો નારાયણ બની શકે છે, એવા શંખનાદ વ્યાસથી માંડીને અનેકાનેક મહાજનોએ ઉપનિષદોમાં ને ઇતિહાસોમાં પુરાણોમાં ને લોકકથામા, સંસારઘટનામા અને વ્રતવ્યવસ્થામા, વેદોક્ત સંસ્કારોમા ને નાટકાદિ ખેલ-વણાટમા પણ કર્યા જ કરેલા છે. કર્મનો સિદ્ધાન્ત જે સસ્કૃતિમા આ રૂપે આલેખવામા આવેલો છે, તેમા ઉચામા ઉચો પરમાર્થ જ સાચો સ્વાર્થ, અર્થાત બીજાનુ રૂપ ફલ કે પુરુષ-પ્રયત્નાનુરૂપ ફલ, એ પ્રમાણે બોધ કરવામા આવે તેને સકામ સ્વાર્થી કે બજારૂ નીતિ બોધલેખે નીંદવામા થોડાઘણો તો અન્યાય નિઃસંશય થાય છે.

૯૮—કુડળિયાના દાખલામા કહેવાઈ ગયું છે તેમ આવી પ્રાસ વલણ અને પુનરુક્તિ વડે ગઠિલી પદ્યરચનાઓમાં દરેક કડી "મુક્તક" જોઇએ. શબ્દેશબ્દ અર્થઘન જોઇએ, પંક્તિએ પંક્તિ ઓપવાળી જોઇએ, વલણે વલણ ચોટદાર જોઇએ. કર્તાએ આ કવિતા ૧૫ કડીની લખી છે તેમાંથી અહીં આઠ જ લીધી છે, પણ એ આઠે મુક્તકો છે એવો દાવો કોણ કરી શકશે? દલપતપિંગળમાં ચંદ્રાવળાના ઉદાહરણ લેખે વડતાલ વર્ણનની સાત કડી આપી છે, તેની પણ આ આઠ કડીઓ નથી જણાતી. રણછોડભાઇ, ચંદ્રાવળા નામને નવું જણાવે છે, જૂનું નામ ચંદ્રાવલી કે ચંદાલી હોવાનું કહે છે, પણ વળી ઉમેરે છે કે ચંદ્રાવલી (ચંદાલી)મા કુંડળી વાળવાનો નિયમ નથી; તો પછી કુંડળી વાળી હોય તેવી કડીને ચંદ્રાવળા જ કહેવી ઘટે. ચંદ્રાવળા એટલે ચરણાકુલની દોઢ તૂક અને દૂહાના બે ઉત્તરાર્ધની અર્ધ તૂક. એટલે પ્હેલી તૂકમા બે પૂર્વાર્ધ ચરણાકુલના (માત્રા ૧૬=૮+૪+બે ગુરુ) અને બે ઉત્તરાર્ધ દુહાના (માત્રા૧૧=૬+૪+લઘુ). આમ પ્હેલી તૂક થતાં, તેની બીજી લીટીના ઉત્તરાર્ધમાં ૫ માત્રા ઉમેરીને બીજી તૂકની પ્હેલી લીટી રચવી, તથા બીજી ચરણાકુલની બીજી ત્રણ લીટી ઉમેરી લેવી, જેમાંની છેલ્લી, પ્હેલી તૂકની પ્હેલી પંક્તિના પૂર્વાર્ધની

પુનરુક્તિ હોવી જોઇએ, કે કુંડળી પૂરેપૂરી વળે. અને આવી રચનામાં પ્હેલી તુકમાં દુહાનો લય પણ આવ્યો હોવાથી કડી પૂરી થતા લય પ્રવાહમાં કંઇક અપૂર્ણતા લાગે છે, એટલે અહીં ઉતારેલા દાખલામાં દોલતરામે દરેક કડીને અંતે "રે રે માણસજાત!" એ ૧૧ માત્રાનું (દુહાના ઉત્તરાર્ધનું) નવું ચરણ ઉમેરેલુ છે, તે લયપ્રવાહની સંપૂર્તિની દૃષ્ટિએ એમણે ઠીક સુધારો કર્યો છે. (લોકપ્રિય કથાખ્યાનમા "જે જે વૈકુંઠરાય" એ ટેક દરેક કડીએ આવે છે તે ઉપરથી પણ એમને આ સુઝેલું હોય).

અર્થ--૧. રાખ વિચારા તો શો અર્થ કે શી જરૂર? ને લઘુ અને પુનિતમાં નિ ગુરુ કર્યો છે એ પણ ઠીક નથી. આ પ્હેલી કડીનો અન્વય તાણીને જ કરવો પડે છે.

૨. આ કડી અને છેલ્લી કડી સારી છે.

૩ સ્થાવરજંગમ એટલે વનસ્પતિસૃષ્ટિ અને પ્રાણીસૃષ્ટિ એમ લેવાનું હશે. પણ વનસ્પતિસૃષ્ટિની ચીજોને ઉપયોગમા લેવી તે પણ જો હિંસા તો તો પછી આ બોધ ખાનપાન માટેના જૈન નિયમો કરતા ય આકરો પડી જાય. પૃથ્વીમાત ભારે મરવાની છે શું?–એ વક્રોક્તિ છે અહિંસા ધર્મ જેમ વધારે સ્વીકારાશે તેમ પૃથ્વી ઉપરની વસતી વધતી જ જશે,–ભલે ને વધે!

૪. આ કડીમા પમી લીટી જરા નબળી છે. સૌને તૃષ્ણા છે, સૌને પેટ છે, સૌને કુટુંબપરિવાર છે, સૌ વિકારવશ છે, તો પછી જે કોઈ પાપ કરી બેસે તે આમાથી કોઇ એક અગર બીજા બલનું પરિણામ હોવાથી, એવા પાપને માટે પાપીને દમવાં "અકારણ" ઠરે છે. ખરેખર? લોકરક્ષાની ખાતર પાપીને સઝાની નીતિ પોતામા સમાવી ન શકે એવી અહિંસાભાવના ખયાલી અવ્યવહારુ અતિરેકી અને ખંડનયોગ્ય જ છે.

૫ ત્હારા પોતાના ભવિષ્યનો લેશ=થોડો તો વિચાર કરજે. સ્નિગ્ધ-હેતાળ.

૮. દુઃખનો નદ તે–ગંગા? સુખનો નદ તે-યમુના? ક્રમને વળગિયે તો એમ જ લેવું પડે, પણ ઉલટો ક્રમ પણ લેવાય. કષ્ટ કરો નહિ, બીજાને કષ્ટ આપો નહિ એવો અર્થ હશે.

૧૩

## રા. રા. જન્મશંકર મહાશંકર બુચ : દુખિયારાં

ધા સુખિયે દુખિયાની, વ્હાલા, જન્તુ બનિયે—જન્તુ બનિયે રેઽઽ, બેલી બનિયે રેઽઽ,
દુખિયાને સમ્ભાળિયે! ટેક.

એક જ જગતનીનાં જાયા,
એક જ શિરછત્ર છવાયા,
રંક ભાંડુનાં રખવાળાઽઽ
લઇએ રે ઽઽ, દુઃખ હુલાવિયે રેઽઽ—ધાo ૧

બેલડિયાં બાથ બરોબર,
સ્હેવા સરજ્યા જ સહોદર,
દુઃખે દુખિયારા આજાંઽઽ અંતર
ચાપિયે રેઽઽ, હો હયાળી દઇએ રેઽઽ—ધાo ૨

દુખિયાંનાં ફેડી બન્ધન,
રચિયે ઉર આગણ નન્દન,
દીનને દ્વારે દયાસાઽઽ ગર
રેલિયે રેઽઽ, આસુ આંજિયે રેઽઽ—ધાo ૩

દુનિયાના દેવ સહાયક,
દીનના તો સન્તન સેવક,
રંકને પગલે પ્રભુલીલાઽઽ
ન્યાળિયે રેઽઽ, પ્રભુને ભાળિયે રેઽઽ—ધાo ૪

# પ્રસ્થાન

સંપીલી મિજલસ ભરિયે,
હૈયાને હેલે ચઢિયે:
વિભુની વ્હાલપના રઢાઽઽ જ્યોતિ
વઢિયે રેઽઽ, પ્રાણ ઉજાળિયે રેઽઽ—ધ્રા૦ ૫

**વિષય**—દુખિયારા પ્રતિ બન્ધુત્વની ફરજનો બોધ. બોધપ્રધાન કવિતા આવા વિષયમા બહુ અસરકારક નથી, સગીત ઘણી વધારે અસર કરી શકે છે, એ દેખાઇ આવે તેટલા સારુ દોલતરામની કૃતિ પછી તુર્ત આને મુકી છે.

છંદ—આ પદ્યરચના નથી, પદ છે, એટલે એની રચનાનું સંતોષકારક પૃથક્કરણ સુરાનુપૂર્વી (તેમાના તાલ અને આરોહાવરોહ)ના પૃથક્કરણ વડે જ થાય; ગાત્ર માત્રાસંખ્યા અને તાલના સ્થાન બતાવીને થઈ શકે નહીં. આ સગ્રહમા વિવરણોમા પદ્યરચનાના પૃથક્કરણ વિષે ખાસ ધ્યાન આપેલુ હોવાથી સંગીતકાવ્ય રચાયું હોય તે રચના—"પદ"—પદ્યરચના નથી સુરાનુપૂર્વી છે, એમ આખે પણ દીસી આવે તેટલા માટે સંગીતમા જ્યાં સ્વર પ્રલબાય છે, ત્યા ઽ ઽ એટલે ગુરુસ્વરના ચિહ્ન મુકયા છે. પણ આ પ્રમાણે છાપવું સરલ નથી, તેમ સામાન્ય રીતે એવી ચીવટ ઉપયોગી પણ નથી, એટલે આવાં ચિહ્ન એકબે દાખલામા જ મુકયા છે.

રા. રા. નરસિંહરાવના દાખલામાં લખતા લખતા સૂચવાયુ છે કે સંગીત વિચારપ્રવાહ નથી, વિચારપ્રવાહ સંગીતને આવશ્યક નથી, તે આપણા લોકપ્રિય પદ ભજન આદિમાં જોઇ શકાય એમ છે. ઘણાખરા પદોમા વિચાર અને વિચારપ્રવાહની એક બિંદુથી બીજા બિંદુ સુધી ગતિ છેક ઓછા હોય છે, લગભગ ના હોયને, તોપણ દોષ નથી; પુનરુક્તિઓ, ધુન, લાગણીભરી ખાલી સુરાવટ આદિ વિશેષ હોય, એ પણ દોષ નથી; ઉર્મિને છેક ઉંડાણો લગી પ્હોંચાડવામા વિજયી નીવડે તો ગુણ લેખે પણ પરિણમે છે.

અર્થ—ધા નિસાસા, અસહ્ય પીડાને લીધે અજાણતાં નીકળી પડતા ઉન્હા વિષાદમય શ્વાસ.

૧. કવિ. બન્ધુત્વની ફરજ આખી માણસજાત સમ્બન્ધે પ્રબોધવાને બદલે એક દેશનાં સતાનોમા જ પ્રબોધે છે તે ઠીક નથી. પ્રભુરૂપ "શિરછત્ર" = પિતાનું છાજ = રક્ષણ આખી માણસજાત માથે છે. **રખવાળાં**—ટ્રસ્ટીશિપ, ગાર્ડિયનશિપ, પ્રોટેક્ટરશિપ. હુલાવિયે બાલકને રમાડિયે અને આનંદ આપિયે છિયે તેમ. લાડઘેલો શબ્દ છે.

૨. મૂલમા બીજી પંક્તિમા શું છાપી છેડે પ્રશ્નચિહ્ન છે; આથી પંક્તિ બાર્થ થતી હોવાથી મેં શું ફેરવી જ લખ્યું છે. ત્હમારા સંગીતશોખી કવિતાભોગીને શબ્દાર્થની બહુ પરવા હોતી નથી. પણ એમને શ્રુતિલાલિત્યની કંઇક પરવા ખરી, તો તે દૃષ્ટિએ જુઓ કે ત્રણ સકાર વચ્ચે ચોથો શકાર શી રીતે સારો લાગે! પછી કેટલાકને સૅ–સ્–શ્–સ્–સ્–રી ની પરંપરા ખાસ મૃદુ અને મીઠી લાગે છે (દા. ત. જુઓ ગોપાળરાવ ગોખલેનું કોઇ પણ અંગ્રેજી ભાષણ), એવા રુચિભેદ પણ હોય છે ખરા.

આપણાં અંતર સાથે સાંધિયે; **હુંફાળી**, આપણા હૈયાનો આધાર એ દુખિયારાને આપિયે.

૩. આ કડીમા વિચારશીલ માણસને એક ઉપર એક વાંધા નડે છે. બન્ધન, ગુલામી; એ જ દુનિયામા દુઃખનું મુખ્ય કે મોટું કારણ છે શું? પરિપુષ્ટ રૂપ બન્ધનોનો

અર્થ લઇ શકાય, તો તે એટલો ખોટો નથી; પણ કવિના મગજમા નહીં તે વાંચનારે ગાઠનું ઉમેરવાની રીત પ્રશસ્ત નથી. વારુ, દુખિયારાંના દુ:ખ ફેડાયા એટલે બસ–નન્દન વન (ઇન્દ્રનું સ્વર્ગ) રચાઈ જવાનું! શ્રી વામનાવતારને પણ ત્રણ ડગલાં ભરવા પડેલાં, ત્યારે ઊર્મિલ ગુજરાતીએ તો એક ડગલે જ અમરાપુરી સર કરે છે! વાચનારા અને સાંભળનારા પણ લેખકના જેવા જ ઊર્મિલ, એટલે તેને બિચારાને ચેતવે કોણ, કે આ સંગીત લેખે સુંદર હશે પણ શબ્દોમા અર્થ ગ્રહણ થાય એવો તો નથી જણાતો, એટલે આ કવિતા તો નથી.

૪. આ કવિને લાડઘેલા શબ્દ પ્રિય છે. "દુલાવિયે" ઉપર આવી ગયો; અહીં "સન્તન" છે. સન્ત શબ્દના બહુ વચન માટે એ સન્તન વાપરે છે સન્તનિયા પણ વાપરે છે. સન્તનુ બહુ વચન સન્તો છોડીને આવા લાડ–મચડેલાં રૂપ કોઇ ખાસ સ્થાને જ યોગ્ય જણાય; જ્યા ત્યા વાપરવાની ટેવ હાસીપાત્ર કટોર જ લેખાય. દુનિયામાં જે સેવાધર્મી, જે પરગજુ, જે સહાયક, જે દીનદયાળુ, તે તો સન્ત, તે તો દેવ. રંકમાં રંક-જીવનોમા પ્રભુ દર્શન પમાય છે. સાધુ પુરુષો પરગજુ જીવન ગાળે છે તેમને આવાં પ્રભુ-દર્શનનો મોટો લાભ થાય છે.

૫. આપણે અને દુખિયારા એક થઇ જઇયે: એક જ સંઘ લેખે જીવન ગાળિયે: સૌના હૈયા દરેકને ઉલ્લાસ થાય એમ કરીએ. મંજિરાના વાતાવરણમાં "હૈયાને હેલે ચડિયે" એ સ્થિતિ કઈ નન્દનવનના સુખની સ્થિતિ લાગતી હોય તો ભલે. માત્ર લાગણી-પ્રવાહને વૈષ્ણવ પંથથી બ્હાર કોઇ ઠેકાણે આમ મહત્ત્વ અપાતું નથી. રવીંદ્રનાથ ઠાકુરની એક નવલકથામાં આવી માત્ર લાગણીમય ભક્તિ માનનારા એક પંથની સારી તપાસણી છે.

# વિચાર ચંક્રમણ

## શરદુત્સવો

ગુજરાતમાં થએલી નવી જાગૃતિ જેમ સામાજિક અને રાજકીય ક્ષેત્રમા દેખા દે છે તેમજ કલામા પણ તે પ્રકટ થાય છે. અ–સરકારી નિશાળોના મેળાવડા જુઓ, કે યુવક સંઘોના ઉત્સવો જુઓ, છાત્રાલયનાં કે અખાડાનાં સામાયિક સંમેલનો જુઓ, કે બાલમંડળીઓના કાર્યક્રમો જુઓ, કે નવગતના ગરબા જુઓ સર્વત્ર નવીન રીતિને માટે લોકમાનસ પ્રયત્ન કરતું જણાશે.

આ પ્રયત્નોને હું કલાના જ ગણુ છું. પહેલા કલા ધર્મનું અંગ હતી અને ધર્મને પોષવાને ધર્મને નિમિત્તે જ થતી, તેને બદલે હવે ધર્મથી સ્વતંત્ર થઇ વિહરે છે. આપણી નવી જાગૃતિ ધર્મમા પ્રગટ નથી થઇ કે નહિ થાય એમ મારું કહેવું નથી, પણ હવે ધર્મ વધારે સૂક્ષ્મ સ્વરૂપ લેશે, હાલ બાહ્ય આચારોમા ગણાતો ધર્મ ખરો ધર્મ નહિ ગણાય અને સમસ્ત જીવતમા વધારે સૂક્ષ્મ રીતે વ્યાપશે. હાલ તુરત તો આ બાહ્યાચારનો ધર્મ નાશ પામશે–

પામવો જોઈએ, એટલે પુનર્જાગૃતિ ધર્મક્ષેત્રમાં પ્રવેશની આપણને હાલ તુરત જ જણાય એ બનવા જોગ છે.

કલાના નવા પ્રયત્નોમા ગુજરાતના ધનિક વર્ગે આગળ પડતો ભાગ લેવા માડ્યો છે એ આપણા સમાજનું એક સુચિહ્ન છે. એ કલા ધનિક વર્ગ જાતે સિદ્ધ કરવા માગે છે તેટલે જ અંશે તેણે કલાવિદોને પોષવાનું પણ રાખવું જોઈએ. જૂના જમાનામા કલાવિદોને રાજકુલો પોષતા, તેને બદલે આ પ્રજામત્તાના જમાનામા તે કામ ધનિકોએ કરવું જોઈએ.

એક બીજું પણ સુચિહ્ન એ છે કે ધનિકો એ કલા પોતે શીખીને કે તેનું પ્રદર્શન અંદર અંદર ધનિકોમા કરીને સંતોષ નથી માનતા પણ આમ વર્ગ પણ તેના આનંદના ભાગી બને એમ ઇચ્છે છે અને આમ વર્ગ આગળ વગર સંકોચે, વગર આડંબરે તેને રજુ કરે છે. બધા વર્ગોને ભેગા થવાનુ કલા જેવું અકૃત્રિમ અને આનન્દદાયી બીજું એકે ક્ષેત્ર નથી પણ કલાના આ નવા પ્રયત્નો સૌથી વધારે સંભાળ રાખવા જેવા છે, સાચા જુસ્સાથી જે કંઇ કહીએ તેથી કાવ્ય થતું નથી, ખરા આનંદથી જે કાંઇ અવાજ કરીએ તેથી સંગીત થતું નથી. ખરી અકૃત્રિમ રીતે અંગોનાં જે કંઇ ચલનવલન કે અભિનય કરીએ તેથી નૃત્ય થતું નથી. કલા શાથી થાય છે તે ભલે કોઈ કહી શકતું નહિ હોય, પણ માત્ર નિર્દોષતા, આનંદ, અકૃત્રિમતા, સ્વાતંત્ર્ય કે સ્વેચ્છાવિહારથી કલા થતી નથી. એ બધાં કલામાં જરૂરના છે, પણ એ એકલાથી કલા થતી નથી. અને કલા અને અકલા એ બે તદ્દન જુદી વસ્તુઓ છે.

વળી જૂની કલામાં કલાક્ષતિને ઢાંકનારૂં જે એક તત્ત્વ હતું તે હાલ નથી. પહેલાં સ્ત્રીઓ ગરબા ગાતી હતી તેમા કદાચ કલા નહિ હોય (મને તો જો કે જૂના ગરબામા હમેશા કલા જણાઈ છે, અને નવામાં જૂના જેટલું બલ અને સ્વાતંત્ર્ય અને ઉલ્લાસ હજી જણાયા નથી) પણ તેમા તેમની વૃત્તિ ધર્મની હતી અને તે વસ્તુને કલાની નહિ પણ ધર્મની વૃત્તિથી આપણે જોઈ શકતા. તેમા કલાની ખોડ કાઢવી અપ્રાસંગિક હતું. હાલ તો આ બધા ગરબા કે નાટકો કે નૃત્યો કેવળ કલાના જ છે, તેને ધર્મવૃત્તિની આડાઇ કે નિર્દોષતા કે અજ્ઞાનતાનું સમર્થન અસંભવ છે. જૂના કાલમા કૃષ્ણરાધા દૈવી પાત્રો હતા તેમની ચેષ્ટાના ભાવો આપણે માનુષ દૃષ્ટિએ નહોતા ઉકેલતા, અને તેમની કામચેષ્ટામા પણ આપણે જીવ અને ઇશ્વરનું રૂપક જોતા. પણ અત્યારની રંગભૂમિ ઉપરનાં કૃષ્ણરાધાને આવા એક પણ દૈવી અર્થનો લાભ મળી શકે તેમ નથી. અજ્ઞાન કોમો કૃષ્ણરાધાના વિહારો સ્થૂલ કે જુગુપ્સાકારક રીતે વર્ણવે અને તેમાં આહ્લાદ લે, તો આપણે અજ્ઞાનતાને કારણે તેને માફ કરી શકતા. એવા અજ્ઞાનમા પણ પોતાની રીતે તેઓ ધર્મવૃત્તિ અનુભવે છે તેની કદર કરતા, અત્યારની રંગભૂમિ ઉપર પાઠ લેનારની ચેષ્ટાની સ્થૂલતાનો આપણે આવા એકેય કારણે નિર્વાહ કરી શકીએ તેમ નથી. જોનાર વર્ગ જરૂર કહે કે તેમનામાં જ્ઞાન ન હોય, ભાવ પ્રકટીકરણની સૂક્ષ્મતા ન હોય, કલાને આવશ્યક નાજુકતા ન હોય, તો તેમણે કથામા હસ્તક્ષેપ કરવો ન જોઇએ.

× × ×

બીજી એક બાબત યાદ રાખવાની એ છે કે એક કલાની વસ્તુ બીજી કલામાં એ ને એ સ્વરૂપમાં ન લઈ જઇ શકાય. દાખલા તરીકે શ્રાવ્ય કાવ્યમાં શૃંગારમાં જેટલું ખુલ્લું

વર્ણન થઇ શકે તેટલું ચિત્રમાં ન કરી શકાય, અને ચિત્રમાં કરી શકાય તેટલું રંગભૂમિ ઉપર ન કરી શકાય. દરેક કલાને શિષ્ટતાની સુરુચિની અને ઔચિત્યની પોતપોતાની મર્યાદા હોય છે. શૃંગારમા ઘણી છૂટ લેનારા આપણા કવિઓએ પણ તખ્તા ઉપર ચુંબન ન કરાવાય એ સમય સ્વીકાર્યો છે. એક કલામા જે અનુચિત ન લાગે તે બીજીમા લાગે છે. દયારામની

શ્યામ રંગ સમીપે ન જાવું
મારે આજ થકી—શ્યામ૦
મરકત મણિ ને મેઘ દૃષ્ટે ન જોઉં
જાણુ વંત્યાક ન ખાવું—
મારે આજ થકી—શ્યામ૦

એ પંક્તિઓને તખ્તા ઉપર ઉતારતી વખતે કોઇ ગોપી ઘરમાંથી વંત્યાક ફેંકી દેતી બતાવીએ તેથી મૂળ રસની નિષ્પત્તિ નહિ થાય. જે, શ્રાવ્ય કવિતામાં નિર્વાહ્ય છે તે તખ્તા ઉપર જુગુપ્સાકારક થશે. કૃષ્ણની બાલચેષ્ટામાં ગોપીઓનું વસ્ત્રાહરણ શ્રાવ્ય કાવ્યમા પણ ઘણાને અનુચિત અને અમર્યાદ લાગે છે, પણ શ્રાવ્ય કાવ્યમાં પરમાત્મા અને જીવના સંબંધના આરોપણથી તે કલાની કૃતિ બની શકે છે. પણ તેનું વર્ણન જેટલું ખુલ્લું છે તેટલું ખુલ્લું તેને ચિત્રમાં ન નિરૂપી શકાય અને ચિત્ર જેટલું તખ્તા ઉપર ન નિરૂપી શકાય. એ ભાગવતકાર પોતે જ નાટક લખતો હોત તો એ દશ્ય ઉડાવી દેત અથવા તેને જુદી જ રીતે તખ્તા ઉપર નિરૂપત. દયારામ પોતે નાટક લખતો હોત તો રાધાકૃષ્ણના વિહારમાંથી જુદી જ રીતે વસ્તુની પસંદગી કરત. અતિ કુશળ કલાકોવિદ જ આમ એક કલાની કૃતિનું બીજી કલામાં અવતરણ કરી શકે છે. આપણા નવા પ્રયત્નોમાં કલાનો આ સૂક્ષ્મ વિવેક આપણે ધ્યાનમા રાખવો જોઇએ.

બાલસાહિત્યના અભ્યાસીઓ જાણે છે કે જૂના પરંપરાગત બાલસાહિત્યમા ઘણું એવું છે જે બાલકની ગૂઢ અપ્રકટ કામવૃત્તિને ઉત્તેજવાની અસર કરે છે. બહુ નિર્દોષ દેખાતી થોડી પંક્તિઓ લઇએ.

હું તો છાણાં વીણવા ગઇતી રે હઓ હંઓ વીંછીડો
મા મને વીંછીડે ચટકાવી રે હઓ હંઓ વીંછીડો

પછી આ વીંછીના દંશવાળી બાઇ સસરાને બોલાવે છે અને વીંછી નથી ઉતરતો,... છેવટે પરણ્યો આવે છે ત્યારે વીંછી ઉતરે છે. અહીં નાયિકા વીંછી કરડવાનું ખોટું બહાનું કાઢે છે અને એ નિમિત્તે પતિને મળે છે ત્યારે ઝેર ઉતર્યાનો ઢોંગ કરે છે. એનો વ્યંગ્યાર્થ એટલેથી અટકતો નથી. સૂક્ષ્મ રીતે જોતાં વીંછીનો અર્થ જ કામદંશ છે. એ ગીત બોલતી વખતે જે અભિનય કરે છે તે બધા આ જ અર્થના અભિનયો છેઃ અને આ ગીતમાંથી પરણ્યો આવે છે તે છેવટની પંક્તિ કાઢી નાખો તોપણ એ ખંડિત કાવ્યનો પણ વ્યંગ્યાર્થ ફરતો નથી. બાળકોને કામોત્તેજક અભિનયોથી વારવાં જોઇએ એમ આપણે માનતા હોઇએ તો આવું કાવ્ય એમની પાસે ન મૂકવું જોઇએ.

ઘણા કાવ્યોમાં આ પ્રમાણે શૃંગારનું સૂચન હોય છે.

ચંદન તલાવડી રોકી કાનુડે.
વનમા વહાલો દાતણુ મંગાવે
„ „ નાવણુ મંગાવે
„ „ ભોજન મંગાવે
„ „ પોઢણુ મંગાવે

આ સર્વ માગણીમા છેલ્લી પોઢણની માગણી જ આખા કાવ્યમાં મુખ્ય છે. વનમાં દાતણુ મળવું દુર્લભ નથી. અને આખા કાવ્યનું ગમે તે કરો તોપણુ તેનો મુખ્ય શૃંગારાત્મક વ્યગ્યાર્થ કદી ખસવાનો નથી.

આ ભજવનારા બાળકો નિર્દોષ છે એ જવાબ નથી, એ તો ઉલટું વધારે ખરાબ છે. પ્રથમ તો જો ભજવનારાં બાળકો આ શૃંગારસૂચન ન સમજતાં હોય તો તેમને આવો પાઠ ભજવવા જ ન આપવો જોઇએ. ભાવને પ્રત્યક્ષ કર્યા વિના જે કંઇ ભજવાય તે કલા જ નથી. પણ સમજનારા પાત્રોને આવી પંક્તિઓ અસર કરે તે કરતાં વધારે ખરાબ અસર નહિ સમજનારા બાળકો ઉપર થાય છે. આવા કાવ્યોથી બાળકો જરૂર precocious અકાલપક્વ થાય જ. કામવૃત્તિના સંસ્કારો બાળકોમાં આદિથી જ હોય છે અને જરા પણ સૂચન મળતા તે એકદમ ઉદ્બુદ્ધ થાય છે. પચીસેક વરસ ઉપર આપણાં ઘરોમા નાનાં બાળકો પાસે તેમને પરણાવવાની વાતો કરવામાં કોઈ કશું ખોટું માનતું નહોતું. બાળકનાં હાલરડાંમા પણ તેમને પરણાવવાની વાતો આવતી. હવે આપણે બાળકોને આવા સંસ્કારથી મુક્ત રાખવા માગીએ છીએ, અને બાળકોને આવી વૃત્તિ જેમ મોડી ઉદ્ભવે તેમ ઠીક એમ માનીએ છીએ. પણ એ જ વૃત્તિને વધારે સૂક્ષ્મ રીતે ઉત્તેજનારા કાવ્યો કે તેથી પણ વધારે ખરાબ કાવ્યોના તખ્તા ઉપરના નિરૂપણો કરીએ તો જૂની ભૂલને વધારે ખરાબ રૂપે આપણે તાજી કરીએ છીએ. આપણે નવા પ્રયોગો કરવા જોઇએ, તે વિના પ્રગતિ નથી, પણ તે પ્રયોગોની અસર શી થાય છે તેની પૂરી સંભાળ પણ રાખવી જોઈએ.

× × ×

આપણો સમાજ ગરબીરસિક કે રાસરસિક થતો જાય છે. આપણે સૌંદર્યનાં નવાં નવાં રૂપો ઉત્પન્ન કરવા પ્રયત્ન કરીએ છીએ. ત્યારે રાસના કેટલાક જૂના સ્વરૂપો આપણે બરાબર સમજીને જોવા જોઇએ.

રાસરસિકોને ઠાકરડામા સ્ત્રીઓ જે ગરબી લે છે તે જોવાની મારી ખાસ વિનંતી છે. તેમની રીત બધી રીતે જુદી છે. તેઓ દીવાળીએ અને દેવદેવાળીએ માતાની માંડવી રાખે છે. કેટલાક કુટુંબો ઉપર માંડવી રાખવાનો લાગો હોય છે. આ દિવસો પણ અનુકૂળ છે કારણ કે આ દિવસો પહેલાં આપણા શરદુત્સવો પૂરા થયા હોય છે. એટલે આ ગરબી જોવાને ચાલુ ગરબાના કાર્યક્રમો છોડી દેવા નહિ પડે. ગુજરાતમા ઊંચી ગણાતી કોમોમાં જે ગરબીઓ ગવાય છે, અને ગરબીઓ ગાવાની જે રીત છે, તેના જે રાગો છે, અથવા ગુજરાત-કાઠિયાવાડની રીતમાં જરા ફેરફાર કરી જે નવી રીતે અત્યારે શિક્ષિત વર્ગ ગરબી લે છે તેનાથી આમની ગરબીઓ, રીત, વગેરે સર્વ ભિન્ન છે. ગુજરાતમાં ઠાકરડાઓ ઘણી ખરી જગાએ પહેલા રાજ્ય કરતા એમ મનાય છે. મને તે સાચું હશે એમ લાગે છે. પુરુષોમાં એ પ્રાચીન જાહોજલાલીના વિકૃત અવશેષ તરીકે માત્ર ખૂની સ્વભાવ અને આળસુ-

પણું બે જ રહ્યા છે. પણ તેમની સ્ત્રીઓએ જે ગરબી સાચવી રાખી છે તે ખરેખર તેમના પ્રાચીન રાજકુલોનો અસલ અણમૂલ અવશેષ છે. તેમનો કપાળી રાગ તો બીજી કોઇ વર્ણની સ્ત્રીઓ ભાગ્યે જ કાઢી શકશે. પણ તેમનાં ગીતોની હલક પણ જુદી જ છે. તેના આરોહ-અવરોહ અને ગાવાની રીત, પંક્તિ પૂરી કરવાની રીત, નવી પંક્તિ ઉપાડવાની રીત સર્વ મને બીજા કરતા ભિન્ન જણાયાં છે. જ્યારે આ સ્ત્રીઓ તેમનો પોતાનો પહેર-વેષ પહેરી ( હવે ધીમે ધીમે નવો જમાનો એને છોડતો જાય છે ) અડોઅડ રહી, ધીમે પગલે, તાળીનો અવાજ કર્યા વગર, બરાબર ગોળ નહિ પણ હારબંધ ગૌરવથી ફરતાં ગાય છે ત્યારે અનુપમ દૃશ્ય થાય છે. ગીતનું વસ્તુ પણ તેમના જીવનમાથી લીધેલું એટલે કે સામાન્ય રાસમા નહિ ગવાતું એવું હોય છે. અને એકના એક ઊંચે સ્વરે રાતની રાત ગાતા તેઓ જરા પણ થાકતા નથી. તેઓ હીચ લે છે તે આપણા મેળાવડાની પેઠે લોટાથી નહિ, પણ ગાગરથી અને કોઇ વાર હાડાથી પણ લે છે. ( આપણી કેટલીક બીજી વર્ણો પણ ગાગર અને હાડાથી હીચ લે છે. ) હીચ લેતી વખતે હાથને છુટા ગોળ ફેરવે છે. વચમાં પુરુષ એ હીચને અનુકૂળ ઢોલ વગાડતો હોય છે. તે પણ આ દશ્ય અને તાલને વશ થઇ સ્વૈરનૃત્ય કરે છે. મને ઘણી વાર લાગ્યું છે કે વલ્લભે 'શણગારનો ગરબો' લખ્યો છે, તેમા માતા પોતે રાસ લીધાનું જે ચિત્ર આપ્યું છે તેની નિકટમા નિકટનું દશ્ય આ ઠાકરડાના ગરબામાં મળે છે. તેમની રાસ લેવાની સામાન્ય એક બે રીતો જ હોય છે. એક અડોઅડ રહી ફરવાની અને બીજી એક તાળી કે ત્રણ તાળીના રાસડાની છૂટાં ફરવાની સામાન્ય રીત. પણ આ ઉપરાત તેઓ કોઈ કોઈ વાર નૃત્યના અદ્ભુત પ્રકારો કરી બતાવે છે તે આપણા નૃત્યના નવા પ્રયોગોમા અનુકરણ કરવા યોગ્ય છે. કોઈ કોઇ વાર તો એ નૃત્ય એટલુ જોસભેર ચાલે છે કે તેને માટે 'તુમુલ' સિવાય બીજો શબ્દ મને જડતો નથી વળી એ એવડી મોટી માથોડાથી ઊંચી માંડવી એક બાઈ માથા પર લઈ ધીમા ઠમકાથી કુંડાળાની વચ્ચે ફરે છે ત્યારે જાણે રણ જીત્યા પછી કોઈ દેવી વિજય-નૃત્ય કરતી હોય તેવુ દેખાય છે. એ માડવીનો ભાર તો ઠીક પણ એ નીચેથી સાકડી અને વચમા પહોળી માથોડા ઉપરની માડવીને માથા પર સમતોલ રાખવી એ જ બહુ ભારે વાત છે. આ લોકોને જોઈતું ઘી દૂધ ખાવા નથી મળતું, પણ ધર્મકલાના આ સ્વરૂપો હજી સુધી તેઓ ઉત્સાહથી સાચવી રહ્યાં છે.

માડવી વોળાવવાને છેલ્લે દિવસે નૃત્યમાં વધારે વૈવિધ્ય જણાય છે. એક બીજો રિવાજ ખાસ ધ્યાન ખેંચે એવો છે. કુંડાળાની વચ્ચે ચાર બાઈઓ ( ઘણેભાગે બે દીકરીઓ અને બે વહુઓ. બધા રાસોમાં દીકરીઓ અને વહુઓ વચ્ચે હરીફાઇ હોય છે અને એ હરીફાઈના ગીતો પણ છે )× સાબેલાથી અને સૂપડાથી વિચિત્ર નૃત્ય કરે છે તે કોઇ પ્રાક્-કાલીન અવિકસિત નૃત્યના ટકી રહેલાં અવશેષ જેવું દેખાય છે. તર્ક થાય છે કે આ આખો શરદુત્સવ, મૂળ, વરી વાઢીને ઘેર લઈ આવ્યાના ઉલ્લાસનો તો નહિ હોય ?

હું આ કલાનાં જૂનાં સ્વરૂપો જોવાની ભલામણ કરુ છું પણ તેની સાથે જ એક બે ચેતવણી આપવાની પણ જરૂર છે. આપણા આખા જીવનમાં જે અવ્યવસ્થા છે તે

• આ અંકનુ પહેલું ચિત્ર જુઓ.

× શ્રીયુત મેઘાણીએ સોરઠી સાહિત્યનો સગ્રહ કર્યો તેવો આનો પણ થવો જરૂરનો છે.

અવ્યવસ્થા આ ગરબીની આસપાસ બધે જ છે. માત્ર જ્યારે ગરબી બરાબર ચગે ત્યારે જ તેની કલા જોવા મળે, અને ત્યાં સુધી જોનારે અખૂટ ધીરજથી બધી અવ્યવસ્થા સહન કરવી જોઈએ. ગરબીઓ ક્યારે ચગે તે કોઈ જ કહી શકે નહિ. અને બીજું એ કે ફોટોગ્રાફો કે ફિલ્મો લેનારા ભેગા થવાથી ગાનારાં ચીઢાવાનો એક બાજુ ભય છે તેટલો જ તેઓ સ્વભાવથી કૃત્રિમ થઇ જવાનો પણ ભય છે. પ્રાચીન સાહિત્યના સંશોધનમાં જેવી ધૂળધોયાની ધીરજ જોઇએ તેવી જ ધીરજ ઉપરાંત આમાં ઘણી સંભાળ રાખવાની જરૂર છે. પણ તે સર્વ છતા આપણી લોકકલાનો ખરો વિકાસ કરવાનો એક જ ઉપાય આનો અભ્યાસ કરવો એ છે.

રામનારાયણ વિ. પાઠક

| | | | |
|---|---|---|---|
| સુધારો: પૃ. ૧૨૮ | લીટી ૧ | જ ને બદલે ન | |
| ,, | ,, ૩૧ | નિર્વાર ,, નિર્વાહ | |

---

# અષો જરથુશ્તનું કુલ તથા ગોત્ર[×]

## (વૈદિક સાહિત્ય ઉપરથી પડતો પ્રકાશ)

પારસીઓના મહાન ધર્મગુરુ મહાત્મા જરથુશ્તના સમય, કુલ, ગોત્ર, પ્રવૃત્તિ–આદિ વિષયોમાં પ્રાચીન કાલના ઇતર ધર્મગુરુઓની જેમ સત્ય ઇતિહાસના અભાવે વિદ્વાનોમાં બહુ મતભેદ હોય, તેમાં કંઈ આશ્ચર્ય જેવું નથી છતાં તેઓનો ઉપદેશાત્મક અક્ષરદેહ અદ્યાવધિ સુરક્ષિત ઝળહળી રહેલો છે. તે ઉપરથી તેઓના અનુયાયીઓએ તેમ જ અન્ય વિદ્વાનોએ તેઓ વિષે જે કંઈ ઉલ્લેખો કર્યા છે, તે ઉપરથી જેમ એક મહાલયના ખંડેરમાંથી મળી આવતા અવશેષો ઉપરથી પુરાણવસ્તુવેત્તાઓ તે અવશેષોને સંગત આકૃતિમા ગોઠવીને મહાલયનું સ્વરૂપ ખડું કરે છે, તેમ કંઇક તર્કગમ્ય ઇતિહાસ ખડો કરવામા આવે છે. છતાં તેના ઇતિહાસાભાસથી યથાર્થ ઇતિહાસની ઝાંખી થવા જેટલો પણ સંતોષ થઈ શકતો નથી. એ તો નિર્વિવાદ છે કે–મહાત્મા જરથુશ્તનો અવતાર પજાબના પશ્ચિમ પ્રદેશોની પ્રજાનો ઉદ્ધાર કરવાને માટે વૈદિક સંહિતાઓના ઉત્તરકાલમાં થયો હતો. તેઓની ધર્મોપદેશાત્મક ગાથાઓની સાથે વૈદિક સાહિત્યની સરખામણી કરતાં તેઓનાં કુલ, ગોત્ર, નિવાસસ્થાન અને સમયનાં પણ સંભાવિત અનુમાનો થઇ શકે છે. આ સ્થલે તેવો કંઈક પ્રયાસ કરવામાં આવ્યો છે; પરંતુ તેવા પ્રકારનો પ્રયાસ પ્રથમ જ હોવાથી, કદાચ પરંપરાને પ્રમાણ માનનારા પંડિતોને તે રુચિકર ન થઈ પડે! તોપણ અતઃપર તે દિશામાં વિશેષ અન્વેષણ કરનાર કોઈ ઉત્સાહી અભ્યાસીને આ પ્રયાસ માર્ગદર્શક થઈ પડશે, તો લેખકને કંઈ ઓછો સંતોષ થશે નહિ.

પારસીઓના ધર્મગ્રંથોમા અવસ્તાના ગ્રંથો પ્રાચીનતમ મનાય છે. તે અવસ્તાના ત્રણ સુપ્રસિદ્ધ ભાગો યજસ્ને, વિસ્પરદ, અને વંદીદાદ પૈકી ધર્મસિદ્ધાન્તોની મૌલિકતા ઉપરથી

× આ લેખકથી લખાએલા 'અટુનવર નામનો સર્જનતૂનો મંત્ર'–એ નામના એક અપ્રસિદ્ધ લેખનું એક પ્રકરણ.

તેમ જ ભાષાની રચના ઉપરથી યજશ્નેને ભાગ સૌથી વધારે પ્રાચીન છે, એમ સ્વીકાર્યો વિના ચાલે તેમ નથી. ઉપલબ્ધ યજશ્નેમાં જે અનુક્રમે પ્રકરણો ગોઠવેલાં જોવામાં આવે છે, તેનો ઉદ્દેશ ગમે તે હોય, પરંતુ અહુનવઇતિ–આદિ પાંચ સુપ્રસિદ્ધ ગાથાઓમાં પ્રકરણો જરથુસ્તધર્મના પાયારૂપ હોવાથી અને જરથુસ્ત પોતે જ તે ગાથાઓદ્વારા જનતાને ઉપદેશ કરેલો હોવાથી, તે ગાથાઓ સૌથી પ્રાચીનતમ છે, તેમા મતભેદ થવાનું કંઇ કારણ નથી.

ત્યારે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે તે ગાથાઓનો રચનાકાલ ક્યારે હોવો જોઇએ? ગાથાઓ ભલે ઇશ્વરપ્રેરિત કે ઇશ્વરપ્રોક્ત હોય છતાં એ તો નિર્વિવાદ છે કે–ગાથાઓ પ્રસિદ્ધ કરનાર જરથુસ્ત પોતે જ હતા. વૈદિક સાહિત્યમાથી જરથુસ્તનો સંબંધ વૈદિક ઋષિઓ સાથે દર્શાવવાનો પ્રયત્ન શ્રીયુત અવિનાશચંદ્ર દાસે કર્યો છે. જરથુસ્ત એટલે જરત્ (=વૃદ્ધ) ત્વષ્ટૃ–એવું સમીકરણ સાધીને, તેમણે ઇંદ્રના કટ્ટર વિરોધી ત્વષ્ટૃને જરથુસ્તનો પૂર્વજ ઠરાવવાનો પરમ પ્રયત્ન કર્યો છે.[1] પરંતુ ત્વષ્ટૃ અને તેના પુત્રો વિશ્વરૂપ, વૃત્ર વગેરેની સાથે ઇંદ્રને વિગ્રહ થયા પછી ઘણે કાળે જરથુસ્તનો આવિર્ભાવ થયો છે, એમાં કંઈ શંકા નથી. છતાં મૂળ પૂર્વજને નહિ, પણ ત્યાર પછી અનેક પેઢીઓએ થઇ ગયેલા તેના વંશજને જરત (વૃદ્ધ) કહેવાનું શું કારણ છે, તેનો તેઓએ ખુલાસો કર્યો નથી. જરથુસ્તની પૂર્વના અને પછીના ઇરાની આર્યો વેરેથ્રઘ્ન (વૃત્રઘ્ન) એટલે વૃત્રોને હણનારને સાધુદેવોના વર્ગમાં મૂકીને પૂજતા હતા. જરથુસ્તના પૂર્વજો વૃત્રો હોત તો તે વેરેથ્રઘ્નની પૂજ્યદેવમાં ગણના શી રીતે થઇ શકત? વસ્તુતઃ વૃત્રો અનાર્ય હતા, તેથી તેઓનો પિતા ત્વષ્ટા પણ અનાર્ય હતો. વૈદિક આર્યોના જેટલે અંશે તેઓ શત્રુ હતા, તેટલે જ અંશે ઇરાની આર્યોના પણ હતા. જરથુસ્તને તેઓ સાથે કંઇ પણ સબંધ ન હતો.[2]

પ્રોફેસર હાગે જરથુસ્તનો સંબંધ અથર્વા ઋષિ સાથે ઠરાવવાનો પ્રયત્ન કર્યો છે.[3] જરથુસ્ત પોતે જ સ્પેન્તામઇન્યુ ગાથામા કહ્યું છે કે—તેઓ પોતે એક સઓષ્યન્ત છે (યજશ્ને હા. ૪૮. પરિ. ૯); એટલું જ નહિ પણ તે જ ગાથા (હા. ૪૮–૧૨)માં તેમ જ ઉશતવઇતિ ગાથા (હા. ૪૬–૩)મા સઓષ્યાન્તોની, પોતાના પૂર્વગામી ધર્માચાર્યો તરીકે પ્રશંસા કરી છે. વહિશ્તો ઇશ્તિ ગાથામાં જરથુસ્તની પુત્રી પોઉરૂચિસ્તનો જામાસ્પ (**यामाश्व**) સાથે સબંધ કર્યાનું કહેવામાં આવ્યું છે. (યજશ્ને હા. ૫૩–૩); તેમ જ તે જ પ્રકરણ (પરિ. ૨) મા કવિષ્તાસ્પ (**कविविष्टाश्व**), ફ્રેશઓસ્ત (**प्रशाश्व**) અને જામાસ્પ (**यामाश्व**)ને સઓષ્યાન્તનો ધર્મ શીખનારા તથા જરથુસ્તનો ધર્મ સ્વીકારનારા કહ્યા છે. અર્થાત્ આ ઉપરથી સિદ્ધ થાય છે કે જે પ્રમાણે ખ્રિસ્તધર્મના સ્થાપક જિસસ ક્રાઇસ્ટની પૂર્વે જહોન બાપ્ટિસ્ટે તે ધર્મનાં બીજો રોપ્યાં હતાં, તે પ્રમાણે આ સઓષ્યાન્તો પણ જરથુસ્તની પૂર્વે મઝદધર્મના બીજરોપકો હતા. પરંતુ આ સઓષ્યાન્તો

---

૧ Rig Vedic India by Avinash Chandra Dasa p. 161–167.

૨ કલકત્તા યુનિવર્સિટીના પ્રોફેસર તારાપોરવાલાએ જરથુસ્તની વ્યુત્પત્તિ સસ્કૃત हरित (=રોશની) અને उष् (=પ્રકાશવું) ધાતુ ઉપરથી વ્યુત્પન્ન उष्ट्र (=ધરાવનાર)–એ બે શબ્દો ઉપરથી સાધી છે, તે કલ્પના ખરેખર બહુ રમણીય છે. (જુઓ, ભાવનગર દક્ષિણામૂર્તિ ભવન તરફથી તેઓનો લખેલો 'અશો જરથુસ્ત' નામનો લેખ, પૃ. ૪.

3 Essays on the Religion of the Parsis, 2nd Ed, p. p. 294—95.

અનેક દેવોને માનતા હતા; જરથુસ્તે તેમા સુધારો કરી એકેશ્વરની સર્વોપરિ સત્તા સ્થાપન કરી.[૫] આ સઓષ્યાન્તો કોણ હતા? પ્રોફેસર હાઉગ કહે છે કે તેઓ અગ્નિયાજક ધર્માચાર્યો હતા, તેથી અથર્વા ઋષિના કુલના હતા. જરથુસ્તે પોતે પોતાને સઓષ્યાન્ત કહ્યો છે, તેથી તેઓ પણ તે જ કુલના હતા.[૬]

સઓષ્યાન્ત શબ્દ સુ ધાતુમાથી વ્યુત્પન્ન થયો છે, સુ ધાતુનું તે ભવિષ્યકૃદન્ત રૂપ છે (કાંગકૃત અવસ્તાનો શબ્દકોષ, પૃ. ૫૨૭). વિદ્વદ્વર્ય કાગાએ સુ ધાતુનો અર્થ 'ફાયદો કરવો' એવો કરીને, સઓષ્યાન્તનો અર્થ ફાયદો કરનાર ધર્મોપદેશક કર્યો છે (તે જ પૃ. ૫૨૭). પરંતુ સુ ધાતુનો મૂલ અર્થ 'સોમવલ્લીને કચરીને તેમાથી રસ કાઢી, સોમયાગ કરવો' એવો થાય છે. વૈદિક કાલમા સોમયાગ કરનારાઓ અગ્નિયાજકો હતા, તે ખરું છે, પરંતુ સઓષ્યાન્ત (સં. सोष्यन् એકવચન, सोष्यन्तः બહુ વચન) શબ્દનો યૌગિક અર્થ તો સોમયાજકો જ થઇ શકે છે. અથર્વાઓ જેમ અગ્નિયાજકો હતા, તેમ સઓષ્યાન્તો પણ હતા; તે જ પ્રમાણે અંગિરાઓ અને ભૃગુઓ પણ અગ્નિયાજકો તેમ જ સોમયાજકો હતા. જ્યારે એમ છે, ત્યારે જરથુસ્તના પૂર્વજો અથર્વાઓ જ શા માટે હતા, તેનો પ્રોફેસર હાઉગે કંઇ પણ આધાર દર્શાવ્યો નથી.

ત્યારે આ સઓષ્યાન્તો કયા કુલના હતા? જરથુસ્તની પોતાની જ વંશાવલિ ઉપરથી તે પ્રશ્ન ઉપર યથેષ્ટ પ્રકાશ પડી શકે છે.

પોતાનું કુલ સ્પિતામ અથવા સ્પિતમનું છે, એમ જરથુસ્ત પોતે જ ગાથાઓમાં અનેક સ્થળોએ કહ્યુ છે; પોતાની પુત્રીને સ્પિતામી અને પોતાના પિત્રાઇભાઇ મધ્યોમાઓંઘ્નને સ્પિતમ કહેલ છે (યજસ્ને હા. ૫૩–૩ તથા ૫૧–૧૯). આ સ્પિતામ અથવા સ્પિતમ શબ્દ આવસ્તિક સ્પિત્ અથવા સંસ્કૃત श्वित् ધાતુ ઉપરથી નિષ્પન્ન થયો છે; તેનો અર્થ 'સફેદ, ગૌર, નિર્મળ, નિષ્કલંક, નિષ્પાપ' એવો થાય છે. (કાગાકૃત અવસ્તાનો શબ્દકોષ, પૃ. ૫૪૬). વૈદિક સાહિત્યમાં પણ श्वित् ધાતુ ઉપરથી श्वितान અથવા श्वित्न શબ્દ વપરાયો છે. તેનો અર્થ પણ સ્પિતામ અથવા સ્પિતપ જેવો જ થાય છે (આપ્ટેકૃત સંસ્કૃત શબ્દકોષ, પૃ. ૧૦૬૪) અર્થાત્ સ્પિતામ અથવા સ્પિતમ વૈદિક श्वितान અથવા श्वित्न શબ્દનું રૂપાન્તર માત્ર છે; તે જ ધાતુ ઉપરથી તદર્થવાચક श्वेत શબ્દ પણ વ્યુત્પન્ન થયો છે.

સ્પિતમ જરથુસ્તની દશ પેઢીઓના નામો નીચે પ્રમાણે આપેલા છે: ૧. જરથુસ્ત, ૨. તેઓના પિતા પૌરુશસ્પ (પૌરુષાશ્વ), ૩. પઇતિરસ્પ (પ્રતિ–અશ્વ), ૪. અર્વદસ્પ (ઔર્વાશ્વ), ૫. દએચદસ્પ (સેચદશ્વ), ૬. ચક્ષ્નુશ (ચક્ષુ), ૭. પઇતિરસ્પ (પ્રતિ–અશ્વ), ૮. હરદરન (હારિદ્રવેય), ૯. હરદાર (હારિદ્રવ), અને ૧૦ સ્પિતમ. (કાંગાકૃત અવસ્તાનો શબ્દકોષ, પૃ. ૫૬૩)

તે દશ નામો પૈકી આઠ નામો અસ્પાન્ત એટલે અશ્વાન્ત છે. પાછળ કહેવામાં

૫ Essays on the Religion of the Parsis p. 301.

૬ તે જ પૃ. ૨૯૪–૫.

૭ दसाद्रत्ना दशती श्वेत्यागात (उषा) ઋગ્વેદ ૧–૧૧૩–૨.

અર્થ—પોતાના ચળકતા સૂર્યરૂપ બાલકની સાથે જ્યોતિષ્મતી શુભ્ર ઉષા આવી પહોંચી છે. (જુઓ નિઘંટુ ૧–૮, નિરુક્ત ૨–૨૦). અહીંઆં વપરાએલ श्वेत्या શબ્દ શ્વિત્ ધાતુ ઉપરથી નિષ્પન્ન થયો છે.

આવ્યું છે, કે અહુનવર મંત્રની રચનાના કાલમા મઝદ શબ્દના ભાવમા કૃષ્ણયજુર્વેદીય શ્વેતાશ્વતરોપનિષદના સિદ્ધાન્તનું પૂરેપૂરૂં અનુકરણ કરવામાં આવ્યું છે. શ્વેતાશ્વતરોપનિષદના કર્તા અથવા પ્રોક્તા શ્વેતાશ્વતર ઋષિ હતા, એમ તે જ ઉપનિષદ (અ. ૬, મં. ૨૧)મા કહેવામાં આવ્યું છે. આ શ્વેતાશ્વતર શબ્દથી સ્પષ્ટ થાય છે કે ઋષિનું મૂલ નામ અશ્વતર હતું, અને તેના કુલનું નામ શ્વેત હતું; કેમકે છાંદોગ્યોપનિષદમા ( અ. ૫., ખં. ૧, મં. ૧ )માં પણ બુડિલઋષિના પિતાનું નામ આશ્વતરાશ્વ કહેવામાં આવ્યું છે. આ આશ્વતરાશ્વઋષિ પણ શ્વેત કુલના અને કૃષ્ણ યજુર્વેદની શાખાના અનુયાયી હશે એમ અનુમાન થાય છે. કૃષ્ણ યજુર્વેદની કુલ ૮૬ શાખાઓ છે, તે પૈકી ચરક નામની એક મુખ્ય શાખા છે. તે ચરકની પણ ૧૨ ઉપ-શાખાઓ છે, તે ઉપશાખાઓમા શ્વેતાશ્વતર અને મૈત્રાયણી શાખાનાં નામો પણ જોવામા આવે છે. મૈત્રાયણી શાખાની વળી સાત ઉપશાખાઓ છે, જેમા એક હારિદ્રવેય નામની છે.[૮] જરથુસ્તની આઠમી પેઢીના એક પૂર્વજનું નામ હરદસ્ન છે, તે હરદસ્ન અને આ હારિદ્રવેય એક જ હશે, એવી કલ્પના થઇ શકે છે. તે ઉપરથી જરથુસ્તના પૂર્વજો શ્વેત કુલના અને કૃષ્ણ યજુર્વેદના અનુયાયીઓ હશે એમ અનુમાન થાય છે. કૃષ્ણયજુર્વેદની સંહિતામાં મંત્રો અને તેની વ્યાખ્યારૂપ બ્રાહ્મણ વાક્યોનું મિશ્રણ જોવામા આવે છે, બીજી કોઇ સંહિતામાં તેવું મિશ્રણ જોવામાં આવતું નથી. યજસ્ને નામના અવસ્તાના મૂલગ્રંથમાં પણ ગાથા વગેરે મંત્રોનું અને તેની વ્યાખ્યારૂપ વાક્યોનું તેવું જ મિશ્રણ જોવામાં આવે છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે જરથુસ્તે અથવા તેઓના અનુયાયીઓએ યજસ્ને ગ્રંથ રચવામા કૃષ્ણયજુર્વેદ સંહિતાનું અનુકરણ કર્યું હશે. જરથુસ્તના શ્પિતમ અથવા શ્વેત કુલના બ્રાહ્મણો કૃષ્ણયજુર્વેદના અનુયાયીઓ હતા, એ તો સિદ્ધ થયું. પરંતુ શ્પિતમ અથવા શ્વેત કુલ કયા કયા ગોત્રમાથી ઊતરી આવ્યું હતું, તે જાણવાનું બાકી રહે છે. નિર્ણયસિંધુ નામના ધર્મશાસ્ત્રના ગ્રંથના વિવાહપ્રકરણ ( પરિચ્છેદ ૩ ) માં બ્રાહ્મણોના સર્વ ગોત્રો તથા પ્રવરોના નામો આપ્યા છે. તેમા મૂલગોત્રકાર ભૃગુઋષિના ૧ વત્સ, ૨ વિદ, ૩ આર્ષ્ટિષેણ, ૪ યસ્ક, ૫ મિથયુવા, ૬ વૈન્ય અને ૭ શુનક–એ સાત ગણો ( સમવાયો અથવા જથ્થાઓ ) ગણાવ્યા છે. તે પૈકી વૈન્યગણના વંશજોને શ્યેત કહેવામાં આવ્યા છે. શ્યેતનો અર્થ શ્વેતના જેવો જ થાય છે, તેથી તે સ્થલે શ્યેતનો શ્વેતના પર્યાય તરીકે પ્રયોગ કરવામાં આવ્યો છે, એમ સ્પષ્ટ જણાય છે ( આપ્ટે કૃત સંસ્કૃત શબ્દકોષ, પૃ. ૧૦૫૮ ). તે સમવાયના મૂલ પુરુષ વૈન્યના પિતાનું નામ વેન હતુ. તે વેન ઋષિએ ઋગ્વેદના નવમા મંડલનું ૮૫ મું સૂક્ત તથા દશમા મંડલનુ ૧૨૩ મું સૂક્ત–એમ બે સૂક્તો રચ્યા છે. નવમા મંડલના ૮૫ મા સૂક્તમા વેન ઋષિએ સોમયાગની સ્તુતિ ગાઈ છે. તે ઉપરથી શ્યેત અથવા શ્વેતકુલના બ્રાહ્મણો સોમયાગ કરનારા હતા, એમ પણ સિદ્ધ થાય છે. તેઓ સોમયાગ કરનારા હોવાથી પુરાની આર્યોએ તેઓને સઓષ્યન્તો ( सोष्यन्तः ) કહ્યા હોય, એમ જણાય છે. એટલું જ નહિ પણ હઓમયસ્ત—સોમયજન સ્થાપન કરનાર મૂલ પુરુષ અને પછી તેના મુખ્ય અનુયાયીઓનાં નામો આપ્યા છે; તેમા મૂલ પુરુષ વીવહ્વાઓ ( વિવસ્વાન્ )ને સૌથી પ્રથમ સોમયજન દાખલ કરનાર કહ્યો છે; તેના મુખ્ય અનુયાયીઓમાં અથ્વ્ય ( આપ્ત્ય )

---

૮ જુઓ, શબ્દકલ્પદ્રુમમાં यजुः શબ્દનું વિવરણ.

અને થ્રિત (ત્રિત) નાં નામો ગણાવ્યાં છે. તે સોમયાજકોના છેવટના પુરુષ તરીકે જરથુસ્તના પોતાના પિતાશ્રી પૌરૂશસ્પ (પૌરુષાશ્વ) નું નામ પણ આપ્યું છે. (યજસ્ને હા. ૯ પરિ. ૪-૧૩). તેજ પ્રકરણના બીજા શ્લોકમાં તો સોમદેવતાએ જરથુસ્રે કરેલા પ્રશ્નના ઉત્તરમાં કહ્યું છે કે-જરથુસ્રના સઘળા પૂર્વજ સઓષ્યાન્તો સોમયાજકો હતા તે જ પ્રમાણે જરથુસ્ત પણ સોમયજન શરૂ રાખવું.[૯]

ઉપર્યુક્ત ચર્ચામાંથી નિમ્નલિખિત અનુમાનો સ્પષ્ટ રીતે નિષ્પન્ન થાય છે.

૧ જરથુસ્તનું કુલ સ્પિતમ એટલે વૈદિક શ્વિત્ન અથવા શ્વેત અથવા શ્યેત નામનું હતું.

૨ તેઓની વંશાવલિમા અશ્વાન્ત નામો જોવામા આવે છે તેથી, તેમ જ વૈદિક શ્વેતકુલના ઋષિ અશ્વતર કૃષ્ણયજુર્વેદના અધ્યાયી હતા તેથી, તેમજ હારિદ્રવેયાદિ બીજાં પણ સમાન નામો હોવાથી, તથા કૃષ્ણયજુર્વેદની પેઠે યજસ્નેમાં પણ મંત્રો અને તેઓની વ્યાખ્યાઓનું મિશ્રણ હોવાથી, જરથુસ્તના પૂર્વજો કૃષ્ણયજુર્વેદના અનુયાયીઓ હતા.

૩ ભૃગુગોત્રના વૈન્યગણના વંશજો પણ શ્યેત અથવા શ્વેતકુલના હતા, તેથી જરથુસ્તનું ગોત્ર ભાર્ગવ હતું.

૪ આ વૈન્યગણના બ્રાહ્મણો સોમયાજકો હતા. જરથુસ્ત પોતે તેમ જ તેઓના પૂર્વજો સઓષ્યાન્તો (सोष्यन्तः) હતા. હઓમ યશ્ત (= સોમઇષ્ટ = સોમયાગ) નામની ગાથામા તે સઘળા સઓષ્યન્તોને સોમયાજકો કહ્યા છે. તે ઉપરથી પણ જરથુસ્તનું ગોત્ર ભાર્ગવ હતું, એમ અનુમાન થઇ શકે છે.

માનશંકર પીતાંબરદાસ મહેતા

---

૯ અઝેમ્ અહ્મિ જરથુસ્ત! આ મામ્ યાસઙ્ગુહ્વ સ્પિતમ!
अहं अस्मि जरथुस्त! आ माम् याचस्व श्वित्न!
અવિ મામ્ સ્તોઓમઇનિ, સ્તુધિ! સઓષ્યાન્તો સ્તવાન્ ॥
अपि माम् स्तोमानि स्तुहि! सोष्यन्तः अस्तुवन् ॥
અર્થ—હે જરથુસ્ત! હું સોમ છું. હે સ્પિતમ! તું મને પ્રાપ્ત કર! જે પ્રમાણે તારા પૂર્વજ સઓષ્યાન્તોએ મારી સ્તુતિ ગાઇ છે, તેમ તું પણ સ્તોત્રો રચી, મારી સ્તુતિ કર!



સંગેમરમરના ખડકો વચ્ચે વહેતી નર્મદા

('કુમાર'ના સૌજન્યથી)

કુમાર પ્રિન્ટરી   અમદાવાદ

# ધુંવાધાર અને ભેડાઘાટ

## એક યાત્રા

[ નર્મદાના નીર અદ્ભુત છે. અંદર આરસપહાણના ખડક છે......

જબલપોરથી પત્ર. તા. ૧-૮-૯૫.

હુ બનારસથી ફરી નર્મદાતીર થઇને ગઇ તા. ૧૪મીએ અહીં કુશલતાથી પહોચ્યો છું......

જબલપુરથી બાર માઈલ દૂર નર્મદાતીરે ભૃગુતીર્થ છે, જે હાલ ભેડાઘાટ કહેવાય છે. ત્યા નદીમા સંગેમરમરના ખડક છે. આસપાસની કુદરત એટલી રમણીય અને ભવ્ય છે, કે મને તો એ બધો દેખાવ હજી કોઇ વિરલ સ્વપ્નની માફક નજરે તર્યા કરે છે. મુંબઇ ગંગામા પણ એ સૌંદર્ય મેં જોયું નથી.

ભાવનગરથી પત્ર, તા. ૧૭-૮-૯૫

મણિભાઈની પત્રધારા, પ્રસ્થાન પુ. ૪, પૃ. ૧૩૨. ]

ઘણા વખતથી નર્મદાનું આ સૌંદર્યતીર્થ જોવાની ઇચ્છા હતી. પહેલા આપણે ધાર્મિક તીર્થોની યાત્રા કરતા, અને તે તીર્થો હમેશાં સુંદર કુદરત અને કલાનાં ધામો હતાં, પણ હવે આપણે માત્ર સૌંદર્યપાન કરવા જ યાત્રા કરીએ છીએ. જેમ માતાના ગરબામાંથી ધર્મભાવના નીકળી જઇ હવે માત્ર કલાભાવનાથી તે થાય છે તેમ. માટે હું તો આ ધામને ધાર્મિક તીર્થને બદલે સૌંદર્યતીર્થ જ કહીશ.

યોગ એવો હતો કે હું જબલપુરમા આસો સુદ બારસથી પૂનમ સુધીનો સમય ગાળી શકું. મેં આ યોગ જ પસદ કર્યો. તેથી અમદાવાદના શરદુત્સવના ગરવા જોવાનું ગુમાવવું પડે એ વિચાર આવ્યો, પણ સાડોદરા નાગરોના ગરબા જોઇ સંતોષ વાળ્યો. ભૃગુતીર્થ ઉપર કાર્તિકી પૂર્ણિમાએ મોટો મેળો ભરાય છે. પણ એ હજારો માણસોના મેળામા એક માણસને ભાગે એ દશ્યો માડ એક લક્ષાંશ આવે—મારા જેવાને ભાગે તો એટલું ય ન આવે, અને મારે તો તે સર્વાંગ જોવાં હતાં. વળી ચોમાસાથી દૂર જઇએ તેમ તેમ નર્મદાનું પાણી ઘટતું જાય, અને પાણીનો ધોધ પાતળો પડતો જાય. આ બધા વિચારો ઉપરથી આસોની પૂર્ણિમા ઉપર જવાનું જ નક્કી કર્યું

ધુંવાધાર અને ભેડાઘાટ સિવાય જબલપુરમાં બીજાં સ્થળો પણ જોવા જેવા છે. તેમાં બીજાં સામાન્ય છે, પણ મદનમહાલ વખત કાઢીને જોવા જેવો છે. વસ્તીથી દૂર એક ટેકરી ઉપર મોટી સિલા ઉપર એ આવેલો છે. મહાલ જાડી ભીંતોનું ઊંચી ઊભણીનું બે માળનું મકાન છે. આસપાસના ખંડેરો ઉપરથી તે પહેલાં રાજમહેલ હતો એમ સ્પષ્ટ જણાય છે. રચનામાં બહુ ઉચ્ચ સ્થાપત્યકલાનો તે નમૂનો ન ગણાય પણ તે શુદ્ધ હિંદુસ્થાપત્યનો સાદો નમૂનો છે અને તેના અંગો બહુ જ સપ્રમાણ છે. જગાની પસંદગી લશ્કરી બચાવની દૃષ્ટિએ કરેલી છે, અને અત્યારે ત્યાંથી આસપાસના પ્રદેશનું દશ્ય ઘણું જ રમણીય લાગે છે. ગેઝેટિયરમાં લખ્યું છે કે જબલપુર પાસે આવેલા ગઢાના રાજા મદનસિંહે ૧૧૦૦ ની આસપાસ તે બંધાવેલું છે.

ધુંવાધાર અને ભેડાઘાટ જબ્બલપુરથી આશરે ૧૨ માઇલને અંતરે છે. સામાન્ય રીતે યુરોપિયનો અને પ્રાન્તના ગવર્નરને જવાના આ સ્થળો હોવાથી સડક સારી છે. ત્યાં રહેવાને માટે ડાક બંગલો અને એક ધર્મશાળા પણ છે.

મેં જબલપુર જવાનો નિશ્ચય કર્યો ત્યારે મારા કેટલાક મિત્રોએ ત્યાં ચોસઠ જોગણીની જગા જોવાને ખાસ ભાર દઇને સૂચના કરેલી. ઉજ્જેનમાં ચોસઠ જોગણીનું એક મંદિર મને બતાવવામાં આવ્યું હતું, પણ ત્યા માત્ર આકાર વિનાના સિંદૂર ચઢાવેલા પથરા જ છે અને દીવા ત્રિશળ વગેરે માતાના પ્રતીકો છે. તે સિવાય ત્યા કશું જોવા જેવું મને લાગ્યું નહોતું. પણ આ સ્થળ તો ખરેખર જોવા જેવું છે. ધુંવાધાર જતા રસ્તામા જરા ઉંચે પગથિયાં ચઢી આ જોવા જવાય છે. એક ચોરસ જગામાં વચમાં ગૌરીશંકર મહાદેવનું દહેરું છે. તેની આસપાસના ચોરસ ચોકમાં ફેરે ફરતી પડાળીમાં આ જોગણીઓની મૂર્તિઓ આવેલી છે. ચોસઠ કહેવાય છે પણ મૂર્તિઓની સંખ્યા ૮૪ છે અને તેમાં જોગણીઓ સિવાયની પણ મૂર્તિઓ હોવાનો સંભવ છે. એક ગણેશની મૂર્તિ તો મેં જોઈ છે. આ મૂર્તિઓ ૧૨મા સૈકાની છે. લગભગ દરેકની નીચે બંગાળી અક્ષરે નામ લખેલું છે. હું માત્ર 'શ્રી ગણેશઃ' અને 'શ્રી જાહ્નવી' બે નામો ઉકેલી શક્યો.

આ પ્રદેશમા એક સમયે શક્તિપૂજાનુ ઘણું માહાત્મ્ય હશે એમ જણાય છે. જબલપુરની નજીકમા તિગવા કે તિગોવા (*Tigwan, Tigowa*) નામના નાના ગામમાં એક કંકાલી દેવીનું સુંદર પ્રાચીન મંદિર છે. તેના દ્વારમાં બારસાખ ઉપર ગંગા યમુનાની અજન્ટાની શૈલીની સુંદર મૂર્તિઓ છે. તેનાં ચિત્રો જબલપુર સંબધી ગેઝેટિયરમાં આપેલા છે. આ પુસ્તકનો લેખક જોગણીનો અર્થ દેવીની પરિચારિકા કરે છે. પણ મને લાગે છે કે તે બધાં શક્તિનાં જુદાં જુદા સ્વરૂપો છે. આપણામા ઉપાસ્ય દેવને મુખ્ય પૂજાસ્થાને મૂકી, બીજા દેવોને ગૌણ સ્થાને મૂકવાની રૂઢિ છે. વિષ્ણુના એક અવતારને મુખ્ય સ્થાને મૂકી બીજા અવતારોને ગૌણ સ્થાને મૂકવાનો, અથવા જૈનોમાં એક તીર્થંકરને મુખ્ય સ્થાને મૂકી બીજાઓને ગૌણ સ્થાને મૂકવાનો રિવાજ છે, તે પ્રમાણે અહીં પણ એક ઉમાને મુખ્ય સ્થાને મૂકી, દેવીના બીજાં સ્વરૂપોને ફરતા મૂક્યા હોય એમ જણાય છે. મહેશ્વર મહાયોગી ગણાય છે અને તેથી દેવી કે શક્તિને યોગિની કે જોગણી કહી હોય એ સંભવિત છે. વળી આપણામા



ગૌરીશંકરની મૂર્તિ (કુમારના સૌજન્યથી)

જેમ યોગના તેમજ વિદ્યાકલાના પ્રભવસ્થાન રૂપ પણ ઉમામહેશ્વર જ ગણાય છે. વિદ્યાકલા ૬૪ ગણાય છે તેથી તો આ જોગણીની સંખ્યા ૬૪ નહિ ગણાઇ હોય ? ચૈતન્ય-શક્તિ અને વિદ્યાકલાને એક જ ગણવામાં અદ્ભુત રહસ્ય રહેલું છે.

દરેક મૂર્તિ શિલ્પનો સુંદર નમૂનો છે. દરેક મૂર્તિ શાસ્ત્ર અને પુરાણોમાં વર્ણવેલાં દેવીઓનાં વર્ણન પ્રમાણે કરી જણાય છે એટલે શિલ્પસમયને અનુસરે છે પણ કોઇ જગાએ સમયથી કલા નિર્બળ થઇ નથી. દેવીઓના વાહન હથિયાર વગેરે જુદાં જુદાં હતાં. અને તે પણ શિલ્પ સમયને અનુસરતા હતાં. દાખલા તરીકે જાહ્નવીનું વાહન મગર સાચા મગર જેવો નહિ, પણ શિલ્પાનુકૂલ પ્રતીક જેવો હતો છતાં તેથી સૌંદર્યની જરા પણ ખામી આવતી નહોતી. રાક્ષસ સાથે યુદ્ધ કરતી દેવીની પણ મૂર્તિ સૌમ્ય જ હતી. બધી મૂર્તિઓમાં દેવી-સુલભ લાવણ્ય હતું. છતાં મૂર્તિઓનો ઉઠાવ પૂરેપૂરો અસરકારક હતો. ધડતરની સફાઇ, અંગોનો વળાંકો, પ્રમાણસૌષ્ટવ, અંગપ્રત્યંગોનો સંબંધ બધું મને તો પૂર્ણતાએ પહોંચેલું લાગ્યું. મને કંઈ મૂર્તિઓનો ખાસ અભ્યાસ નથી. પણ જે કાંઇ મેં જોયું છે તેથી મારા મન પર એવી દૃઢ અસર થઇ છે કે આખા હિંદમાં હિંદુ દેવ દેવીઓનાં મૂર્તિવિધાનની એક જ પરંપરા હતી. મોઢેરામાં મેં એક અર્ધ ઉપસેલી મૂર્તિ જોઇ, ત્યારે મને થયું કે આ વામનવતારનું દશ્ય હશે. તે પછી ઇલોરામાં એવી જ મૂર્તિ જોઇ ત્યારે મને મારી કલ્પના ખરી હોવાની ખાત્રી થઇ. મોઢેરાની મૂર્તિ ઘણી નાની હતી, ઇલોરાની પ્રચંડ કદની હતી. પણ તે કદનો ભેદ બાદ કરતાં, મોઢેરાની મૂર્તિમાં એક પગલામાં આકાશને પાદાક્રાન્ત કરવા વામનના પગનો તેના શરીર સાથે જે ખૂણો થાય છે, (વાસ્તવિક રીતે પગ એટલે ખૂણે ઊંચો જવો અશક્ય છે.) તે જ ખૂણો ઇલોરામાં થયો હતો. આ બધી દેવીઓનું મૂર્તિવિધાન તો એક જ શિલ્પપરંપરાનું હતું, પણ ઉપર જણાવી તે બીજી મૂર્તિઓ જોતાં આ મૂર્તિવિધાનની પણ લાંબા કાળની મોટા પ્રદેશ પર વિસ્તરેલી પરંપરા હોવી જોઇએ એમ જણાય છે.



સંગેમરમરના ખડકો વચ્ચે નર્મદા
(કુમારના સૌજન્યથી)

આપણી મૂર્તિઓનો બહુ બારીકાઇથી અભ્યાસ થવો જોઈએ. તેથી આપણા પ્રાચીન

સમાજની સ્થિતિ અને કલા ઉપર પુષ્કળ પ્રકાશ પડશે. ઘણાં મંદિરોમા જેમકે આબુ, તારંગા, હઠીસિંહની વાડી વગેરેમા, ઉપાસ્ય દેવ સિવાયની મંદિરના અલંકારની મૂર્તિઓ જુદા જુદા અભિનયો વ્યક્ત કરે છે. ઘણી જગાએ આવી મૂર્તિઓમાં જીવનનાં અને વ્યવહારનાં દશ્યો રજૂ કરેલા હોય છે. આપણા પ્રાચીન પહેરવેશ અલંકારો કેશસાધના વગેરેની ઢબોનો અભ્યાસ કરવાને આ એક જ સાધન રહ્યું છે. આ ખધાના બરાબર ચિત્રો



ધુંવાધાર

થઇ તેનો અભ્યાસ થવો ઘટે છે. તેથી કેટલોક ઇતિહાસ, અને લોકોએ કરેલા દેશાન્તરગમનો પણ જાણી શકાય. આ મૂર્તિઓ અને શિલ્પ, તેના મૂર્તિવિધાનના ગ્રન્થો, અને દેવોના વર્ણનો ત્રણેયને ભેગા કરીને નહિ જોઈએ ત્યાસુધી ત્રણેય અર્થહીન કે ઝાખા અર્થવાળા જ રહેશે. અને આ સર્વ સત્વર થવુ જોઇએ. આજસુધી મૂર્તિભજકે ઓછો નાશ કર્યો નથી. આ જોગણીઓની બધી મૂર્તિઓ બહુ જ ક્રૂર રીતે ખડિત થએલી છે.* ભાગ્યે એકાદ મૂર્તિ પણ આખી હશે. હવે એવો નાશ તો કદાચ ન થાય પણ સમયનો ઘસારો પણ ઓછો નથી ચિતોડનો કીર્તિસ્તંભ દરેક વિગતમા હિન્દુ સ્થાપત્યનો વિરલ નમૂનો છે. તેમાં અનેક મૂર્તિઓ છે, અખંડિત છે, તેની નીચે નામ પણ છે, પણ અત્યારે તે પુષ્કળ ઘસાએલી લાગે છે. અને સમય જતા તેના નામો પણ કદાચ નહિ ઉકલે. નામો ઉકલશે તોપણ તેને લગતાં પુસ્તકો નાશ પામતા જાય છે. એ કીર્તિસ્તંભમા જોએલી કેટલીક મૂર્તિઓ બીજે જોઈ નથી. ત્યા દેવ દેવીઓની મૂર્તિઓ ઉપરાંત તેથી ઉતરતી કોટિની દિવ્યયોનિઓની મૂર્તિઓ છે. બીજું કાઈ ન થઇ શકે તો છેવટે દરેક મૂર્તિનો ફોટો તો લઈ જ લેવો જોઇએ.

ત્યાંથી ધુવાધાર જોવા ગયો. નર્મદાનો ધોધ દૂરથી સંભળાય છે ધોધના પછડાવાથી ઊડતી ઝરમર દૂરથી ધુમાડા જેવી દેખાય છે. તેથી જ આ જગાને ધુંવાધાર કહે છે પાસે જતાં દશ્ય વધારે આકર્ષક થાય છે. ધોધની ઉપરવાસ પાણી શાન્ત દેખાય છે. ધોધ પાસે આવતા એકદમ જાણે ઘેલછાથી કૂદતાં આવે છે. જે ખડક ઉપરથી પાણી પડે છે તે કંઇક ગોળ છે. પડતાં પાણી નીચે પછડાય છે, અને પડતાં પડતાં સામસામા અથડાય છે એટલો ભાગ બધો આખો એક જ સતત અવાજમા ડૂબી ગએલો રહે છે. કોઈ કોઇ વાર સૂર્ય અને જોનારનું સ્થાન અનુકૂળ હોય તો પાણીની ઝરમરમાં મેઘધનુષ્યો પૂરાએલા દેખાય છે. પણ મારે નસીબે સૂર્ય એવે સ્થલે નહોતો. જઈ શકાય ત્યાં સુધી ગયો, અને કાંઠા પર ફરી

* અસફખાને ૧૫૬૪ માં રાણી દુર્ગાવતી ઉપર ચઢાઈ કરી ત્યારે આ મૂર્તિઓ ખડિત થઈ મનાય છે.—ગેઝેટિયર

શકાય એટલું ફર્યો પણ મને એ રંગો દેખાયા નહિ. બેસવાની જગા એવી છે કે ત્યાંથી પાણી નીચે પડતા જોઈ શકાય છે. જ્યાં પાણી પડે છે ત્યાં કોઇ બેસવાની જગા હોય અને પાણીને ઉપરથી પડતા જોઈ શકીએ તો દૃશ્ય જરૂર વધારે ભવ્ય લાગે. રાતની નીરવતામા આ પાણીના સતત અવાજથી, ચાંદની રાતે પ્રકાશ અને ઘેરા પાણીની ગૂંચણીથી એ સ્થલ અપૂર્વ થઈ રહે છે અને સ્મરણમાંથી કદી ખસે નહિ એવા સંસ્કારો પાડે છે. અંધારી રાતે પણ આ દૃશ્ય જુદી જ અસર કરે. પણ બધું કહ્યા પછી એક વાત કહેવી પડે છે. આ દૃશ્યમા બળ છે, વેગ છે, પ્રભાવ છે, પણ તે સઘળું એટલું ભવ્ય નથી કે કલ્પનાનો પરાભવ કરી શકે.

ભેડાઘાટનું સૌંદર્ય તેથી જુદા જ પ્રકારનુ છે. આ ધોધની હેઠવાસ બેએક માઇલ દૂરથી હોડીમા બેસી ઉપરવાસ સવાક માઇલ ફરી શકાય છે. આ આખો માર્ગ નર્મદા બહુ વિચિત્ર રમણીય ભયકર દેખાય છે. પાણી એટલામા અઢીસો ત્રણસો ફીટ ઊંડા છે. બે બાજુ આસમાની, સફેદ, પીળા આરસની અનિયમિત ઊંચાઇની ભેખડો ઊભી ઝૂકી રહેલી દેખાય છે. ક્યાંક ક્યાંક કાળા આરસ પણ છે ભેખડ પાણીથી ઊંચામાં ઊંચી ૧૦૫ ફીટ છે. સાબરમતીના અને મહીના વાઘા આથી પણ વધારે ઊંચાં કે ઊંડા છે, કેટલાંક જોવા જેવા છે, પણ તે ઊંચાઇ કે ઊંડાઇની છાપ આના જેવી પડતી નથી. ધૂળનું સૂકુ વાઘું, અને આરસપહાણમા વહેતી નર્મદા બહુ જ ભિન્ન છે.

આખું દૃશ્ય જાણે કાલના આદિથી નદી અને ખડકો વચ્ચે ચાલતા યુદ્ધની પ્રતીતિ કરાવે છે, ખડકો, પોતાને ચીરીને જતી નદી ઉપર, લાચાર છતા ભયંકર, નદીના વેગથી હળીને ઘસી પડેલા છતા અડગ, અને કાલના અને પાણીના જખમો અને ઉઝરડા સભારી રાખતા અને ખુલ્લી રીતે દેખાડતા, હજી પણ જાણે નદી સાથે સમાધાન ન થયુ હોય અને તેનુ વહન ન ખમાતું હોય તેમ, હાર્યાં છતા પોતાની દૃઢતા અને ઉચ્ચતાનુ ભાન જરા પણ કમી ન થયું હોય તેમ, નર્મદા ઉપર વિકરાળ મો ફાડી, અતડા ઊર્ધ્વ ઝઝૂમી રહ્યા છે. અને નદી પણ જાણે પોતાની ભયકર પરિસ્થિતિ સમજતી હોય તેમ, જરા પણ અવાજ કર્યા વિના એ ખડકોમાંથી છાનીમાની આડાઅવળો પોતાનો રસ્તો શોધતી, નાની વયમા મોટા શત્રુ સામે થવાનુ આવી પડયું હોય તેમ નાજુક પણ ગંભીર ચાલી જાય છે. અજાણ્યા માણસને પાણી વહે છે એમ પણ ન લાગે. વચમાં તો એક જગાએ જાણે નર્મદાને



જનોઈધારા આગળ (કુમારના સૌજન્યથી)

ખડકોએ ઘેરી લીધી હોય તેવું જણાય છે. ચારે બાજુ અનિયમિત ખડકો ફરી વળેલા જણાય છે. હોડી વિચિત્ર રસ્તો લેતી આગળ ચાલે છે. એક જગાએ નદી માંડ ૩૦-૪૦ ફીટ પહોળી છે. તેને બંદરકૂદ કહે છે. ભરૂચ આગળ જોએલી તે આ જ નદી એમ ઘડી ભર લાગે પણ નહિ. પછી આગળ નાનો ધોધ આવે છે એટલે હોડી આગળ ચાલી શકતી નથી. ધુંવાધારનો ધોધ ત્યાંથી જોઇ શકાતો નથી. આ જ ભેડાઘાટ.

આ ભેડાઘાટ દિવસે અને રાતે એમ બન્ને વખત જોવા જેવો છે. તેમાં પ્રથમ, દિવસે જોઈ પછી રાતે જોવાની હું ભલામણ કરું. હું જે રાતે ફર્યો તે ચાંદની રાત હતી છતા ચન્દ્રના અજવાળાથી પણ એ પથ્થરોમાં જરા પણ કુમાશ આવી નહોતી. પથ્થરો અને ખડકો એવા ને એવા સરોષ જણાતા હતા.× તેની ભયંકરતા નવું રૂપ ધારણ કરતી હતી. દિવસે જે સ્ફુટ હતું તે રાત્રે અસ્ફુટ દેખાઇ તેની ભયંકરતાની વ્યંજના વધતી હતી. આ સુંદર ભયંકરતા અનેક વાર જોવાનું મન થાય એવી છે. ધુંવાધાર કરતાં આ દૃશ્યે મારા મન પર વધારે ઊંડી અસર કરી છે.



ભેળાઘાટ

વળતા હોડી વધારે વેગથી પાછી આવે છે. કંઇક નવીનતાને લીધે, અને કંઇક હોડી ધીમી ચાલતી હોવાને લીધે, જતા જ જોવાની વધારે મજા આવે છે.

ભેડાઘાટનો અર્થ શો એ સંબંધી ગેઝેટિયરના લેખકે તર્ક કર્યો છે કે ભેડા એટલે નદીઓનો સંગમ. ત્યા નર્મદાને બાણગંગા નામની નાની નદી મળે છે એ ખરું છે અને સંગમ પવિત્ર મનાતો હોવાથી ત્યા તીર્થ વિકાસ પામ્યું છે એ પણ ખરું. પણ જબલપુરમાં તો ભેડાનો અર્થ પથ્થર થાય છે. ત્યાના લોકોને જબલપુરના વખાણ કરીએ ત્યારે તેઓ વિવેકમાં કહે છેઃ "અહીં તે શુ છે? માત્ર ભેડા (પથ્થર) છે."

ભેડાઘાટ જોયા પછી થોડીવાર બીજું દિલમાં ન ચોંટે એવું એ દૃશ્ય છે. એટલે પછી ગાડીમા કે મોટરમા બેસીને પાછો ગયો એવી મામુલી વાતથી આ લેખ પૂરો કરવો પડે. પણ સદ્‌ભાગ્યે હજી એક સુંદર વસ્તુના—ભેડાઘાટથી તદ્દન ભિન્ન રીતે સુંદર વસ્તુના—

× કદાચ ચંદ્ર માથા પર હોય તો જુદી અસર થાય.

ઉલ્લેખથી આ લેખ પૂરો કરી શકીશ. હું ત્યાં ગયો તે વખતે સડકનું સમારકામ ચાલતું હતું. સાંજ પડી હતી. બધાં મજૂરો ઘર તરફ પાછાં ફરતાં હતાં. તેમાં એક મજૂરની ચૌદેક વરસની છોકરી માથા પર તગારું લઇ જતી હતી. તેના તગારામાં એક સુંદર ગોરું નાનું તંદુરસ્ત જરા ફાંદવાળું બાળક બેઠું હતું. પોતાના વિચિત્ર વાહનથી તેને જરા પણ ભય કૌતુક કે આશ્ચર્ય થતું લાગતું નહોતું. સડકની એક બાજુના ઝાડમાંથી આવતા સાંજના કાબરચીતરા કુમળા તડકામાં તેનું ગોરું અંગ વધારે તેજસ્વી અને લાલ દેખાતું હતું. દૃશ્ય ખરેખર કોઇ ચિતારાની પીંછીને જરા આપે તેવું હતું. મારી પહેલાં અને પછી બીજા ઘણાએ, મદનમહાલ, ધુવાધાર, ભેડાઘાટ, ચોસઠ જોગણી વગેરે જોઇ હશે અને જોશે, મારાથી ભિન્ન કે વધારે ઉન્નત સૌંદર્ય દૃષ્ટિથી જોઇ હશે અને જોશે. પણ મને ખાત્રી છે કે આ દૃશ્ય તો માત્ર મારે જ ભાગે આવ્યું છે. મારી સૌંદર્યયાત્રામાં બધા સાથે આ દૃશ્ય પણ હમેશ મારા હૃદયમાં અંકિત રહેશે

રામનારાયણ વિ. પાઠક

---

# ફારસી સાહિત્ય

## એ ઉમદા સાહિત્યની દિલચસ્પ વાનગીઓ

૧

### શેત્રંજની બાજી

શાહજહાનને શેત્રંજની રમતનો ખૂબ શોખ. એક દિવસ એ ઇરાનના શાહજાદા સાથે રમવા બેઠો. જો શાહ હારે તો એણે પોતાના જનાનખાનાની એક રૂપવંતી બાંદી કુંવરને આપવી એ શરત હતી. રમત શરૂ થઇ. બાજી પર બાજી ચાલવા લાગી કુંવર એ રમતમાં કલાબાજ હતો. એણે શાહને હરાવ્યો. રાજા અમુક પ્યાદું આગળ ચાલવામાં ગુંચવાયો. પોતાની હાર એણે ચોકખી જોઇ લીધી. શરત મુજબ એ જનાનખાનામાં ગયો. જહાંન, હેયાત, ફના અને દિલારામ એ નામની એની ચાર બાંદીઓ રૂપમાં એકેકથી ચઢિયાતી હતી. કઈ બાંદી કુંવરને આપવી ? શાહ વિચારમાં પડ્યો. એણે બાંદીઓને શરતની વાત કહી અને પૂછ્યું કે તમારામાંથી મારે કોને આપવી. જહાને જવાબ આપ્યો:

તુ પાદશાહે જહાંની
જહાન રૂ દસ્ત મદેહ
કે બાદશાહે જહાંન્ રા
જહાન્ બકાર્ આયદ્

શાહે સલામત ! તું જહાંન એટલે દુનિયાનો શાહનશાહ છે. હાથમાંથી ' જહાંન 'ને જવા ન દે; કારણ કે જહાનના શાહને જહાન વિના ચાલી શકશે નહિ.

આમ શબ્દની ચતુરાઈ દાખવી જહાન તો છૂટી ગઈ.

આ પછી હયાતે હેયું ખોલ્યું :

જહાન્ ખુશ્ અસ્ત્
વ લયકેન્ હયાત્ મીબાયદ્;
ગર્ હયાત્ ન બાશદ્
જહાન્ ચે કાર્ આયદ્

ખુદાવિંદ ! જહાંન એટલે દુનિયા, એ ખુશાલીભરી છે એ ખરુ પણ તેમાં હયાત એટલે જીવનની જરૂર છે. હેયાતી ન હોય તો જહાંન શા કામની ?

'બરાબર છે' શાહે કહ્યું અને હેયાત દાસીએ પોતાની હૈયાતી મેળવી લીધી.

ત્રીજી દાસી ફના બોલી :

જહાન્ વ હયાત્
હમેહ બીવફા અસ્ત્
તલબ્ કુન્ ફનારા
કે આખુર ફના અસ્ત્

જહાપનાહ ! જહાંન અને હયાત એ બધા બેવફા હોય છે. તું ફનાની તલબ કર, કારણ આખર તો ફના જ તારી સાથ આવશે.

આમ ત્રણે બાંદી પોતાના નામ મુજબ દ્વીઅર્થી કવિત્વશક્તિ દાખવી છૂટી થઈ ગઇ. છેલ્લી રહી દિલારામ. એણે તરત જવાબ આપવાને બદલે શાહ શેત્રંજની રમત કેમ રમ્યો અને છેલ્લા કયા અટકયો એ બરાબર શાહને પૂછી લીધું. શાહ કયું પ્યાદું ચલાવવામાં ગુંચવાતો હતો એ જાણી લીધા પછી એ બોલી :

શાહ, દો રૂખ્ બી દેહ
વ દિલારામ્ રા મ દેહ
પીલા પ્યાદેહ પીશ કુન્
વ અસ્પે ફીરત્ વ માત્

અએ શાહ ! બે કિલ્લા આપી દે. દિલારામને ન આપ યાને દિલનો આરામ ઓછો ન કર. બેચેન ના બન. હાથીના પ્યાદાને આગળ કર અને ઘોડાના પ્યાદાને મારી લે.

શાહજહાંનની આંખ ચમકી એ ખુશી થયો. દોડયો, ફરી બાજી રમવા બેઠો અને જીત્યો. દિલારામને એણે ઇનામ આપ્યુ.

૨

મન્ સુઝમ્

ઇરાનના શાહને પોતાના કાવ્યોથી એક કવિએ ખૂબ રીઝવ્યો. એ મોડી રાતે ઘરે જવા ઊઠયો ત્યારે શાહે પોતાના નોકરને મીણબત્તી સળગાવી તેના ઘર સુધી પહોંચાડી આવવા કહ્યું. એ શમેઅદાન સોનાનું હતું. ઘરે પહોંચતા કવિએ શમેઅદાન નોકરના હાથમાંથી લઇ લીધું અને કહ્યું કે સવાર સુધી ભલે એ અહીં રહ્યુ.

બીજે દિવસે શાહે એની માગણી કરી ત્યારે કવિએ નીચલી લીટીઓ લખી મોકલી:

ગમઅ ખુદ્ મોફ્ત્ બસૂરી
શબેદુઝ્,
વ એમરૂઝ્ ગર્ લેકન્ રા તલબદ્ શાહ ઝ મન્,
મન્ સુઝમ્

ગઈ રાત્રે આંસુઓ ખાળી મીણબત્તી પોતે બળી ગઈ. આજે રાજા શમે મદદને મારી પાસે માગે છે. હું શું કરું ? આજ તો હું જ બળી રહ્યો છું.

૩

ગુનાહે બખ્તે મન્ અસ્ત્

પોતાને થયેલા ભારે અન્યાયથી રંજીદા થએલો કવિ ફિરદોસી મસ્જીદમાં આવ્યો, ગમગીન થઇ બેઠો. ૩૦-૩૦ વર્ષની મહેનત શું પાણીમાં ગઇ? શાહ મહમૂદ, તેં મને આ ફળ આપ્યું? એ અફસોસ કરવા લાગ્યો અને છેવટે મસ્જીદની દિવાલ ઉપર નીચે મુજબ, લખીને ચાલતો થયો:

ખુજસ્તહ દર્ગહે મહમૂદે ઝાબુલી દર્યાસ્ત,
ચે ગુનહ દર્યા કાન્ રા કરોનહ પયદા નીસ્ત્;
ચુ ધુતહા ઝદમ્ વ અન્દરન્ નદીદમ્ દુરર
ગુનાહે બખ્તે મન્ અસ્ત્; ઇન્ ગુનાહે દર્યા નીસ્ત્.

મહમુદ ઝાબુલીની દરબાર તો મહાસાગર છે. એ સાગરની તો હદ જ નથી. મેં એ દરિયામાં ડુબકી મારી કે મોતી મળે. મોતી મને મળ્યાં નહિ. દરિયાનો તે શો વાક કાઢું એમાં? નસીબ જ વાંકું મારું ત્યારેને!

૪

બરખતી ચું દાયગાને તિફ્લે નાલાન્

સારંગીને નર્સ સાથે કવિ ખાકાનીએ સરખાવી છે. એ કહે છે કે સારંગી એ જાણે રડતું છોકરું પોતાના હાથમા લઇ જતી નર્સ, જેના સહેજ અડકવાથી તે ઊંઘમાંથી જાગી ઊઠે છે. ફારસી સુંદર લીટીઓ આ રહી:

બરખતી ચું દાયગાને તિફ્લે નાલાન દર બધલ,
તિફ્લ રા અઝ ખાબ્ દસ્તે દાયગાન્ અન્ગીખ્તેહ

૫

કદ્ ખસ્તહ્ ગશ્તી દેલે મર્દમાન્

ઇરાનના એક શાહની અતિ રૂપવંતી પત્ની હતી. એનું નામ સોદાબે. કવિ ફિરદોસી એની ખૂબસુરતીનું વર્ણન આ મુજબ કરે છે:

ચું આમદ્ બનઝદીકે કાઊસે શાહ
દેલારાયી આન્ ખુબ્ ચેહરેહ સેપાહ
ન્ હફ્ત્ બર આમદ્ યકી માહેનવ્
ચું આરાસ્તહ શાહ બર ગાહે નવ્
ન્ મુશ્કહ સેયહ કરદેહ બર ગુલ્નેગાર
દેર્ હશ્તહ બર ધાલેયહ ગોશ્વાર્
દો યાકુતો રુખ્શાન્ દો નર્ગેસ્ દેઝમ્
સુતુને દો અબરૂ ચું સીમીન્ કલમ્
દો અબરૂ બચાનન્દે ચાચી કમાન્
કદ્ ખસ્તેહ ગશ્તી દેલે મર્દમાન્.

દિલશોભાવનારી સોદાબે લશ્કર સાથે કાઊસ પાસે આવી ત્યારે આકાશમાં જાણે નવો ચંદ્રમા ઊગ્યો હોય અને નવો શાહ શણગાર સહિત તખ્ત પર બેઠો હોય એવો દેખાવ ત્યાં થઇ રહ્યો. એના ગુલાબી ગાલો સાથે કસ્તુર જેવા વાળ રમત કરી રહ્યા હતા. કાનોની શોભા એણે પહેરેલાં લોળિયાથી દીપી રહી હતી. એના ઓષ્ઠ લાલ યાકુત જેવા હતા. એની બે આંખ્યો–જાણે મસ્ત નરગેસ! અને એનાં ભવાંની ગોળાઇ તો જાણે ચાંદીની કલમ! એવી વળેલી કમાન સમ ભ્રવાં જોઇને તો પુરુષોનાં દિલ ઘાયલ થઇ જતાં.

૬

તુ ગોફ્તી વરા ઝોહરેહ આમદ રફીક્

એક ચંદ્રમુખીને જોઇને કવિ આમ વર્ણન કરે છે:

લબાન્ અઝ્ તબર્ઝદ્ ઝબાન્ અઝ્ શકર
દહાનશ્ પુરહ્લસ્ બદુર્રો ગૌહર;
સેતારહ નેહાન્ કર્દેહ ઝીરે અકીક્
તુ ગોફ્તી વરા ઝોહરેહ આમદ રફીક્

એના હોઠ તો જાણે સાકર, એની જીભ તો જાણે ખાંડ! એનું મોં ઝળકતાં મોતી અને ગૌહરથી ભરેલું હતું. એનાં પરવાળાં નીચે ઝીણી ટીકી જોઈ? જાણે શુક્રનો તારો એનો મિત્ર થઇ એની પાસે બેઠો છે!

૭

અમ્મા ન દાનમ્ દેલ્ કુજાસ્ત

અઝે કે મી પુરસી અઝ્ મન્
આન્ માહ રા મન્ઝલ્ કુજાસ્ત,
મન્ઝલે ઊ દર દેલ્ અસ્ત્
અમ્મા ન દાનમ્ દેલ્ કુજાસ્ત

તું મને પૂછે કે તે ચંદ્રમુખી લલનાનું સ્થાન ક્યાં છે? જાણ કે તે મારા હૃદયમાં છે. અફસોસ તો એ કે મારું હૃદય ક્યાં છે તે જ હું જાણતો નથી

૮

તુ માંનદી બર ઝમીન્

પ્રિયાના સૌન્દર્યનું વર્ણન કરતા એક ફારસી કવિ લખે છે:

હુસ્ને મેહ રા બા તુ સન્જીદમ્
બ મીઝાન્ અઝ્ કમીન્,
પલ્લેહ મેહ બર ફલક્ રફ્તે
તુ માંનદી બર ઝમીન.

પ્રિયે! તારાં સૌન્દર્યને ચંદ્રના સૌન્દર્ય સાથે મેં છૂપી રીતે તોલી જોયું. આશ્ચર્ય! ચંદ્રનું સૌન્દર્ય હલકું જણાયું–તેનું પલ્લું આકાશે ચઢયું. તારું પલ્લું તો તારા સૌન્દર્યના ભારે જમીન ઉપર જ રહ્યું.

નરીમાન સોરાબજી ગોળવાળા

# લોકચર્ચા

[ આ માસિકના વાચકોને અને ગૂજરાતના જીવનમા રસ લેનારા સ્ત્રી પુરુષોને અમે વિનતી કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમા આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

## જબલપુર

જબલપુર, ૧૩ : ૧૧ : ૨૯

સ્નેહી...,

જબલપુરની લોકચર્ચા લેખરૂપે બરાબર સંબદ્ધ કદાચ નહિ લખી શકું તેવી બીક છે એટલે આ પત્રમા જ લખું છું.

લખતાં ઢીલ થઇ તેનું કારણ તમને જણાવવું આવશ્યક છે. બીજા પ્રાન્તોની માફક આ પ્રાન્તે ( સી. પી. ) પણ વડી સરકારની સૂચનાને અનુસરી જેલસુધારા સમિતિ નીમી. સમિતિ કેવળ બિનસરકારી સભ્યોની હતી અને મને તેમાં નિમંત્રણ હતું. હોમ મેંબર રા. તામ્બે સાહેબ ( જેઓ કામચલાઉ ગવર્નર નિમાયા છે )ના પ્રમુખપદે સમિતિ ગઇ સાતમી તારીખે મળી. અમે સૂચવેલા મુખ્ય સુધારા નીચે વર્ણવું છું :—

(૧) સજા થયેલા કેદીઓ તથા જેમના ઉપર કામ ચાલતું હોય તેવા કાચી જેલના કેદીઓના બે વિભાગ રાખવાઃ ખાસવર્ગ અને આમવર્ગ. વર્ણભેદ સાવ કાઢી નાખવો.

(૨) આ વર્ગીકરણ કેસ ચલાવનાર મૅજિસ્ટ્રેટ કરે. વર્ગીકરણનું ધોરણ પાડતાં ત્રણ મુદ્દાઓ જોડજે વિચારવા' (अ) ગુન્હાનો પ્રકાર ; (ब) સંજોગો ; (क) ગુન્હેગારનું સમાજમાં સ્થાન. વર્ગીકરણ અન્યાયી જણાય તો તેની ઉપર અપીલ થઇ શકે.

(૩) ખાસવર્ગના કેદીઓ નાગપુર, જબલપુર અને દમોમાં ગોઠવવા તેમની રહેવાની વ્યવસ્થા આમવર્ગથી નિરાળી રાખવી. તેમને ઓયરામાં રાખવા નહિ ખાટલો-મચ્છરદાની-ચાદર ઇ૦ હાલ યુરોપિયન કેદીને અપાય છે તેમ આપવું. ખોરાક પણ યુરોપિયન કેદીને જે ધોરણે અપાય છે તે ધોરણે આપવો. ખોરાકની અલાયદી સગવડ રાખવી. તે લોકોને હલકી મજૂરી જેવી કે ચક્કી પીસવી, ઘાણી પીલવી, ગીટ્ટી તોડવી ઇ૦ આપવી નહિ. પોશાક વધુ સભ્ય બનાવવો.

ઉપરાત પોતાના ઘરનો વગર રાંધેલો ખોરાક, પોતાને ખર્ચે રંધાવા લાવી શકે. સરકારને અનુકૂળ હોય તેવું દૈનિક, તથા પોતાના કપડા પહેરવા લાવી શકે.

(૪) કાચા કેદીને પોતાને ખર્ચે મધ્ય પ્રાન્તમાં અત્યારે સારી એવી છૂટો છે. ખાસવર્ગને હવેથી, લગભગ બધી જ વ્યાજબી માગણીઓ સ્વીકારી શકાય તેવી અમે સૂચના કરી છે. સજા થએલા કેદીના ખાસવર્ગની છૂટો તો તેમને મળે જ, ઉપરાંત વાંચન લેખનની સગવડ ઇ૦ છૂટો સૂચવેલ છે.

(૫) સજા થએલા ખાસવર્ગના કેદીને પખવાડિયે એક પત્ર, અને પખવાડિયે એક મુલાકાતની સગવડ આપવી. વળી "સરકાર એક" "સરકાર દો"ની સલામ કરવાની હીણી રીતમાંથી ખાસવર્ગને મુક્ત કરવાનું સૂચવ્યું છે.


દેવતાલ

આંતર્નોદને વશ થઇ ગુનો કરતા કેદીઓને (આમાં રાજકીય ગુનેગાર આવી જ જાય) ખાસવર્ગમાં જ રાખવા એ સૂચના કેવળ લઘુમતિમાં જ રહી. લઘુમતિમાં મધ્ય પ્રાન્તના ભૂતપૂર્વ સમર્થ પ્રધાન રા. રાઘવેન્દ્રરાવ, સિવનીવાળા ગુજરાતી ખેડાવાળ રા. મહેતા અને ત્રીજો હું. એકદરે સરકારે ઘણું સ્વીકાર્યું કહેવાય, જો બરાબર અમલ થાય તો.

પણ આ વિષય વિશે અત્યારે વધુ નહિ લખું. મધ્ય પ્રાન્તના રાજ્યપ્રકરણ વિશે બે બોલ લખીશ. ૧૯૨૦-૨૧ અને નાગપુર ઝંડાની લડતો વખતે મોખરે ગણાતા પ્રાન્તનું રાજકીય વાતાવરણ પ્રથમ જેટલું નિર્મળ હતું તેટલું જ અત્યારે કલુષિત ગણાય. મિનિસ્ટ્રી (ministry) આ પ્રાન્તમા બહુ જ લઘુજીવી રહેતી આવી છે, અને અહીંનું રાજકારણ આખા પ્રાન્તના હિતની દૃષ્ટિએ નહિ પણ અંગત દૃષ્ટિએ જ રચાય છે. મહાસભાની પ્રવૃત્તિઓમા પણ આ પ્રાન્ત હાલ બહુ જ પાછળ ગણાય. વળી આ પ્રાન્ત હિંદીઓ, દક્ષિણીઓના મળીને થયો છે, એટલે પ્રાન્તીય દૃષ્ટિ દરતી જ નથી. હાલમા જ યુનિવર્સિટી કોર્ટની* ચુંટણી થઇ, તેની ત્રીસ બેઠકોમાં દક્ષિણીઓ જ ઘણા વધારે પ્રમાણમાં, કારણ તેનું કેન્દ્ર સ્થળ નાગપુર—અને નાગપુર એટલે મહારાષ્ટ્રનું અંગ. એક મારા હિંદીમિત્ર જે સહેજે યુનિવર્સિટી કોર્ટમા આવી શકે તેવા વગવાળા છે તેને પૂછ્યુ કે "તમે બહાર કેમ નથી પડતા?" તેણે જવાબ આપ્યો કે "જુઓને, બધા જ મહારાષ્ટ્રીય હોય ત્યાં આપણે શું કરી શકીએ? જબલપુરમા યુનિવર્સિટી થવા દો પછી બહાર પડીશું." પણ જબલપુર યુનિવર્સિટી માટે આગ્રહ નાગપુર કોર્ટમાં જઇને જ થઇ શકે એ વાત એમને ગળે ન જ ઊતરી.

આપણા ગુજરાતીઓ તો રાજકારણથી જાણે હજી સુધી અભડાતા જ આવ્યા છે. નાગપુરમાં આગળ પડતા ગુજરાતીઓ હાલમાં ઠીકઠીક છે, પણ લગભગ બધા જ સરકારી નોકરો. અત્રેનું બૃહદ ગુજરાત મુખ્યત્વે વેપારીઓનું બનેલું છે. અને સ્થાનિક પ્રવૃત્તિઓમા તેઓ ઠીકઠીક ભાગ લે છે. ગુજરાતીઓના અહીં બે વિભાગ ગણાય. એક તો હજી સુધી ગુજરાત સાથે જ સંબંધ રાખતા હોય તેવા અને બીજા ઘણા વર્ષોથી અત્રે આવી વસેલ હોય તે. બીજા વર્ગમા ખેડાવાળ બ્રાહ્મણો મુખ્યત્વે છે. સિવની (Seoni)×વાળા, ઉપર

* મુંબાઇમાં ચુંટાયેલી બહુમતિવાળી યુનિવર્સિટીની સભાને જેમ સેનેટ કહે છે, તેમ મધ્ય પ્રાન્તમા કોર્ટ કહે છે.

× સિવની મધ્ય પ્રાન્તનું મધ્યમ કક્ષાનું શહેર છે.

હું ઉલ્લેખ કરી ગયો તે, રા. મહેતા વકીલ જેવા જૂજ અપવાદો બાદ કરતા, બીજા વર્ગના ગુજરાતીઓ સાધારણ સ્થિતિમાં છે. આજીવિકાનું મુખ્ય સાધન ઘણાખરાનું નોકરી છે અને તેઓ મધ્યપ્રાન્તમા છુટાછવાયા વિખરાએલા છે. આપણી સાથે ગુજરાતી તેઓ બોલે ત્યારે વર્ષોજૂની સાચવી રાખેલ મૂડી સાચવી-સાચવીને વાપરતા હોય તેમ ચોકસ જણાઇ આવે. બાકી એમના કાયમી વ્યવહારની ભાષા તો હવે હિંદી જ. અહીંના પ્રાન્તીય લોકો કરતાં ગુજરાતી—પછી જૂનો કે નવો—ચપલ તો ખરો જ.

પ્રથમ વર્ગના ગુજરાતીઓ લગભગ બધા વેપારી, અને સારી આર્થિક સ્થિતિના પણ અમુક અપવાદો બાદ કરતાં કેળવણી અને તજ્જન્ય સરકારનું પ્રમાણ ઘણું ઓછું. અનાજ અને કાપડમાં ગુજરાતી (કચ્છી તથા કાઠિયાવાડના મેમણ વધુ પ્રમાણમા), લોખંડમા વહોરા (ગુજરાતી), અને બાધકામના ઠેકેદારો, લાકડાના વેપારીઓ પણ ગુજરાતી જ. પારસીઓનો પણ ગુજરાતીમા સમાવેશ થાય પણ હુ તેમને જુદા લખુ છું કારણ ગમે ત્યા હોય પણ તેઓ તેમનું કોમીતત્ત્વ જાળવ્યા વગર રહેતા જ નથી. એક જ દાખલો આપુ. જબલપુરમા મુખ્ય ત્રણ કલબ: (૧) કોરોનેશન કલબ. તેમા હિંદુ–મુસલમાન–ઇસાઇ ગમે તે સભ્ય થઈ શકે; (૨) નર્મદા કલબ, માત્ર યુરોપિયનો માટે; અને (૩) પારસી કલબ, અલબત્ત પારસીઓ જ માટે.

ગુજરાતી ભાષા બોલનારાના (ખેડાવાળ ગણતા) અત્રે આસરે બસો ઘર હશે. પણ ગુજરાતી નિશાળ હજુ સુધી નહોતી. આ માટે અમે બેત્રણ યુવકોએ ખંત કરી. પરિણામે અહીંના લશ્કરી ઠેકેદાર, ધ્રાગધ્રાવાળા દાના શેઠ રા સા. હરજીવનદાસે શાળા માટે મકાન આપ્યું, મ્યુનિસિપાલિટીએ મફત જમીન આપી, અને શેઠ મગળદાસ ગીરધરદાસ, કે જેમણે આ અમારી ખંતને વધાવી લઇ અમને પ્રથમથી જ બળ આપેલુ, તેમણે કલબ અને લાયબ્રેરી માટે મકાન આપ્યું બેઉ મકાન લગભગ તૈયાર છે અને શાળા, લાયબ્રેરી, કલબ વગેરેનુ ઉદ્ઘાટન એકાદ માસમા થશે. શેઠ મંગળદાસના નેતૃત્વમા જ અમે ગયે વર્ષે અત્રે ગુજરાતી મંડળ સ્થાપ્યુ શાળા ઈ૦ તેની પ્રવૃત્તિનાં અંગ ગણાય. બારડોલી ફાળો, લાલાજી ફાળો, ખાદી ફાળો ઇ૦માં જબલપુરના પ્રમાણમા અમારો હિસ્સો હંમેશાં સારો, અને પહેલો જ રહ્યો છે. ગુજરાતીઓના હાથમાનો એક ધીકતો વેપાર તો હું ગણાવવો ભૂલી જ ગયો—તે બીડીનો.



પીસનહારી કી મઢી

તમાકુ ગુજરાતની અને પાન્ડાં આજુબાજુનાં નર્મદાના જંગલનાં. આ વેપાર મુખ્યત્વે પાટીદારોના

હાથમા છે અને અહીંની બીડીઓ મધ્ય પ્રાન્ત, સંયુક્ત પ્રાન્ત અને ઉત્તર હિંદમાં ખૂબ વપરાય છે. આ વેપારના પ્રણેતા અમદાવાદના પાટીદાર શેઠ મોહનલાલ. શાસ્ત્રીય પદ્ધતિના આ જમાનામાં આ વ્યાપાર હજુ જૂને ચીલે જ ચાલે છે. જૂના ચીલાના ફાયદા કાયમ રાખતા, નવા સુધારાને ઘણો અવકાશ છે, જો કોઇ માથે લે તો. મધ્ય પ્રાન્તના બીજા બે ઉદ્યોગો મૅંગેનીઝ અને પૉટરીઝ.


તોળાતો પત્થર

ગોંદીઆની આજુબાજુ મૅંગેનીઝ પુષ્કળ નીકળે છે. હાલ આ ઉદ્યોગ બહુ જ નબળો પડી ગયો છે તેને માટે હિંદની રેલ્વે પદ્ધતિ જવાબદાર ગણાય. મૅંગેનીઝ ખાણોના માલિકો ગોરા છે છતાં રેલ્વેનૂર એટલું આકરું છે કે આપણે ફાવી જ ન શકીએ. વિદેશીઓનો માલ જૂજ નૂરથી નીરમ (Ballast) તરીકે આવે, અને તેનું ભાડું ઘણું જ ઓછું. પૉટરીઝ તો જબલપુરનો ખાસ ઉદ્યોગ ગણાય. અહીંની ચીકણી—આપણાં બૈરાઓ ખાય છે તેવા ભુતડાને મળતી—માંથી Fire bricks, Fire clay, ઘડા, પાઇપો ઇ૦ તેઓ બનાવે છે અને મુંબાઇ-અમદાવાદ-કરાંચી-દખ્ખણમા મોકલે છે. આમાં પણ માલની કિંમત કરતાં રેલ્વેનૂર વધારે પડે છે, અને ઉદ્યોગ બરાબર ફાવતો નથી.

આપણો રેલ્વેવહીવટ આપણા ઉદ્યોગોને અનુકૂળ હોવાને બદલે પ્રતિકૂળ છે. શી વિધિ!

અહીંનુ રાજકારણ હાલ તો સત્ત્વહીન છે તે અગાઉ કહી ગયો. ૧૯૨૦-૨૧ ના જુવાળના મહારથીઓ પાછા જૂની ઘરેડમાં પડી ગયા છે. ચાલુ માસની આખરે અમારા પ્રાન્તના ગવર્નરનો હોદ્દો હાથ ધરશે તે રા. શ્રીપદ બલવન્ત તામ્બેનો જ દાખલો આપું. ૧૯૧૭-૨૦માં એઓશ્રી પ્રાન્તીય મહાસભા સમિતિના પ્રમુખ, અને પ્રાન્તીય ધારાસભાના સભ્ય ચુંટાયા. ૧૯૨૦-૨૩ મા મહાસભાના ઠરાવને અનુસરી એઓ ધારાસભાની બહાર રહ્યા. ધારાસભા બહિષ્કારનો ઠરાવ રદ કરવામા તેમણે સારો ભાગ લીધો હતો. ૧૯૨૪-૨૫મા તેઓ સ્વરાજીસ્ટ તરીકે ધારાસભામા ચુંટાયા—અને સ્વરાજવાદીઓના ટેકાથી ધારાસભાના પ્રમુખ ચુંટાયા. ૧૯૨૫ના ડિસેમ્બરમાં એમણે હોમ મેંબર (Home member) નો સરકારી હોદ્દો સ્વીકાર્યો—અને આ હોદ્દો સ્વીકારી તેમણે મહાસભાવાદીઓને દગો દીધો એમ કોંગ્રેસ પક્ષ હજુ યે માનતો આવ્યો છે.

જબલપુરમાં યે ૧૯૨૦-૨૧ ના આગેવાનો આજે નિઃસત્ત્વ થઈ ગયા છે. નવા આગેવાનોમા ખા. શેઠ ગોવિંદદાસ અગ્રણી છે, અને હાલની મધ્ય પ્રાન્ત હિન્દી મહાસભાની પ્રવૃત્તિઓ, જેવી તેવી પણ, તેઓ જ ચલાવે છે. એમનો એક કિસ્સો કહું. થોડા માસ પર એઓ ગ્વારીઘાટને રસ્તે પોતાની મોટરમા જતા હતા. ઘાટની આ તરફ પોતાની મોટર

હતી. ઘાટના કાચા પૂલ ઉપર કોઇ ખેડુ ગાડું હાંકી લાવતો હતો. સામી બાજુથી—એટલે કે ગાડાંની પાછળ મિલિટરીના એક અમલદાર કેપ્ટન હેરિસ મોટરમાં આવતા હતા. પૂલ ઉપર એકી સાથે બે વાહન જઈ શકે તેમ નહોતું એટલે કપ્તાન સાહેબ ભુંગળું વગાડી ગાડાવાળા ખેડુને ઉતાવળે હાંકવા સૂચવતા હતા. ખેડુ બળદનાં પુચ્છડાં ઊમેળી અને તેટલી ગતિ વધારતો હતો, પણ બળદની ગતિ બહુ બહુ વધીને ઘોડાનો વેગ પકડે, જ્યારે કપ્તાન સાહેબનો વેગ તો મોટરનો હતો. બળદના વેગ કરતા કપ્તાન સાહેબના મિજાજનો વેગ પણ વધારે હતો. એઓ રોષે ભર્યા મોટરમાથી ઊતર્યા અને ખેડુને બેચાર તમાચા લગાવી દીધા. રા. ગોવિન્દદાસ શેઠે આ જેયું, મોટર થોભાવી અને કપ્તાન પાસે જઈ તેમને સભ્ય થવા વીનવ્યું, અને સભ્યતાના પુરાવા રૂપે ખેડુની માફી માગી લઈ પતાવવા સૂચવ્યું. કપ્તાન સાહેબ તો વધુ ગુસ્સે થયા, અને રા. ગોવિન્દદાસથી આ સહ્યું ન ગયું. મોટરમા મડમો હતી, એટલે બૈરાઓની ઓથમા બેસી ગાળો ન દેવા, અને નીચે ઊતરી પોતાની સાથે દ્વંદ્વ કરી લેવા કપ્તાનને રા. ગોવિન્દદાસે આહ્વાન આપ્યુ. આજુબાજુનું ખૂબ માણસ એકઠું થઈ ગયું હતું. રા. ગોવિન્દદાસ શેઠ તે રાજા ગોકુળદાસના પૌત્ર. એમને તો સૌ ઓળખે. એમને ઇસારે કપ્તાન સાથે ચોખવટ કરી લેવા ઘણા માણસો તૈયાર થઈ ગયા, પણ રા. ગોવિન્દદાસે બધાને વાર્યા. કપ્તાન મુઝાયો. સામે કોણ હતું તેનું ઝાખું ઝાખુ એને ભાન થતું લાગ્યું. કંઈક બ્હીનો. મોટરમાંથી નીચે ન ઊતર્યો. ગોવિન્દદાસે તેનું સીરનામું લઇ, જવા દીધો. કોર્ટમાં કેપ્ટન હેરિસ ઉપર ગાડાખેડુ અને શેઠ ગોવિન્દદાસે દાવો માંડયો. ઓફિસર વર્ગ વચ્ચે પડયો. પતાવટ થઇ. કપ્તાન સાહેબે ખેડુની માફી માગી, હસ્તધુનન કર્યું અને રા. ગોવિન્દદાસ કહે તે નુકસાની ખેડુને આપવા કબૂલ થયા.

ગ્વારીઘાટ ઉપરથી ભેડાઘાટ, ધુઆધાર, ચોસઠ જેગણી, મદન મહેલ ઇ૦ સ્થળોનું, નર્મદાનું-પ્રકૃતિસૌન્દર્ય યાદ આવે છે, સાથે જ યાદ આવે છે વીસ વર્ષ પૂર્વે અહીં આવેલા મારા પૂજ્ય વડિલ કાન્ત......

· "કૌમુદી" ૧૯૮૨ ના આષાઢ અંકમા રા. ધૂમકેતુએ આ સ્થળોનું સુંદર કલાદર્શન આલેખ્યું છે, એટલે હુ કશ લખવા નથી માગતો, અને ઈચ્છું છું કે તમારું દર્શન, તમારી રીતે જ, તમે આલેખો.

રા. ધૂમકેતુના ભાવનામય દર્શનનો ઉલ્લેખ કરું છું એટલે એમના લેખમાં એકાદ હકીકત ખોટી નોંધાઈ ગઈ છે તે પણ બતાવી દઉં. મલય પુરન્ધ્રીના ચન્દન કાષ્ટનાં ઈન્ધિનને ન્યાયે એમણે ગરીબ લોકોના ઝુંપડા પણ સંગેમરમરના નિહાળ્યાં. મેં ધુઆધારાદિનું અને ત્યાં જવાના માર્ગોનું જુદી જુદી ઋતુઓમાં, જુદા જુદા પ્રહરોમા અનેકવાર નિરીક્ષણ કર્યું છેઃ પણ હજુ સુધી, એક આરસનું ઝુંપડું, ખોળતાં યે, મળ્યું નથી. અલબત્ત, શુભ્ર-જ્યોત્સનામાં દૂધ જેવાં દીપતા, ધોળેલાં ઘર આ રસ્તે અનેક છે. પણ સુભગ જ્યોતિસ્નકા અને ઉલ્લાસભર્યું કવિમાનસ ગમે તે કલ્પના સુલભ કરી શકે! ભેડાઘાટનું ચાંદનીનું સૌન્દર્ય અવશ્ય અદ્ભુત છે, પણ આ મનોરમ પ્રકૃતિચિત્રની રેખાએ રેખા અવલોકવા—પ્રીછવા—માટે તો ભાસ્કરનાં ઓજસ્નો આશરો લેવો જ ઘટે. અંજન જેવા અસિત આરસને કાદવ માનીને રા. ધૂમકેતુને ગ્લાની થએલી. દિવાકરનાં તેજ મા છાયામાં એ જ આરસનો ચમત્કાર જેઇ એમની ગ્લાનિ હર્ષ મા આશ્ચર્યમા પરિણમત...

પણ પત્ર લાંબો થાય છે એટલે વધુ નહિ લખું. નીચેના ફોટાઓ મોકલું છું, બીજા હજુ તૈયાર નથી .

૧ ભેડાઘાટ.

૨ દેવનાલ ( તળાવની અંદર લીલોતરી પથરાએલી છે તે શીંગોડા ).

૩ મદનમહાલ જતા રસ્તામા આવતો તોળાતો પત્થર.

૪ ચોસઠ જોગણીના મંદિરમા વચ્ચેના દેવાલયમાની પાર્વતી પરમેશ્વરની મૂર્તિ.

૫ ધુઆધાર.

૬ પીસનહારી કી મઢી (એક ગરીબ બાઇએ દળણાં દળીને બંધાવેલ જૈન દેવાલય).

આ દેવાલય દિગમ્બરીનું છે. અહીં દિગમ્બરીનાં આસરે બસો ઘર છે. અને હાલમાં સાતેક મુનિઓ ચાતુર્માસ ગાળવા અહીં રહેલા છે. આ મુનિઓ દિગમ્બર સ્વરૂપે ભિક્ષાર્થે શહેરમા નીકળે છે ત્યારે નીચુ જોઇને જ મૌન રાખી ચાલે છે. ભિક્ષાએ જતાં પહેલા તેઓ અમુક સકલ્પ કરીને નીકળે છે, એ સંકલ્પ કોઇને કહેતા નથી, અને જો એ સંકલ્પ પુરો થયો તેઓ માને તો જ ભિક્ષા સ્વીકારે છે. કહે છે કે કેટલીક વાર દિવસોના દિવસો નિરાહાર તેઓને નીકળી જાય છે. જે દિવસ ભિક્ષા લેવાનો વિચાર હોય તે દિવસ કાંધ ઉપર હાથ રાખી ચાલે છે. કાંધેથી હાથ ઉતરે તો ભિક્ષા સ્વીકારી સમજવી. એમના અનુયાયીઓ, મુનિજી નીકળે ત્યારે, કુમારિકાને હાથમા કલશ રાખી રસ્તા ઉપર ઉભી રાખે છે. આ નિમંત્રણનો પ્રકાર થયો. મુનિજી બાળા પાસે જાય છે, અને સંકલ્પની શરતો ળી લાગે તો જ હાથ કાંધેથી ઉતારે છે; નહિ તો બીજા ઘર તરફ, નીચી દૃષ્ટિથી અને મૌન ધારીને જ ચાલવા માડે છે. દેવમંદિરના ચિત્ર ઉપરથી દેવના આચાર્યો સબંધે થોડુ લખાઇ ગયુ તે માટે ક્ષમા ચાહનો,

સ્નેહાધીન

કૃષ્ણદેવ હરજીવન ભટ્ટના

જય સત્ ચિત

# જ્ઞા ન ગો ચ રી

## ૧ બાળકો અને માબાપો

બર્નાર્ડ શૉએ એક જગ્યાએ કહ્યું છે કે એક સ્ટેશન ઉપર ટ્રેનને ઉપડવાનો વખત થયો ત્યાં એક બાઈએ ગાર્ડને જઈને કહ્યું: "ગાર્ડ, મહેરબાની કરી ટ્રેનને અકસ્માત ન થાય તેમ સહીસલામત રીતે લઈ જજો, કારણ મારાં ત્રણ સુંદર બાળકો બેઠાં છે." અને બર્નાર્ડ શૉ કહે છે: "બહુ પ્રેમાળ માતા એક શાપરૂપ છે."

આપણે ત્યાં જમાનો બદલાતો આવે છે, જૂના અવિભક્ત કુટુમ્બમાં સ્ત્રીઓને ઘરનું કામકાજ–પાણી ભરવું, દળવું, ઢોરઢાંખરનું કામ કરવું, છાશ વલોવવી, માખણ-ઘી કાઢવું, વગેરે એટલું રહેતું કે કુટુમ્બના છોકરાઓને એની મેળે જોઈએ તેટલું સ્વાતન્ત્ર્ય મળી રહેતું. હવેના જમાનામાં મધ્યમ વર્ગના કુટુમ્બની સ્ત્રીઓને એમના વર નોકરી કે ધંધે બહાર જાય ત્યારે કશું જ કંઈ કરવાનું હોતું નથી. તેઓ કાં તો નકામાં પુસ્તકો વાંચવામાં અથવા નાનાં બાળબચ્ચાંઓને લાડ લડાવવામાં પોતાનો વખત ગાળે છે.

વી. બી. નામના લેખક 'મૅન્ચેસ્ટર ગાર્ડિઅન'માં લખે છે:—

"ગઈ શરદઋતુમાં બાળકોના ચિત્તશાસ્ત્ર ઉપર ચેલ્સીઆ બેબીઝ ક્લબમાં ખાસ ધ્યાન આપવામાં આવ્યું હતું; અને એ વિષય ઉપર અપાએલા ડૉ. ડબલ્યુ. એ. પોટસનાં વ્યાખ્યાનો હમણાં જ પૂરાં થયાં છે. બાળકોના મનના વિકાસને મુખ્ય ચાર મુદ્દાઓમાં વહેંચી નાખવામાં આવ્યો હતો.

(૧) જન્મથી ત્રણ વર્ષ સુધી એના મનોભાવોને પોષે એવી જરૂરિયાતો;
(૨) ત્રણથી સાત વર્ષ સુધી એની બુદ્ધિ અને સમજશક્તિનો વિકાસ;
(૩) અયોગ્ય કે કાઢી નાખવા લાયક ટેવો, અને તેને કેમ નાબૂદ કરવી; અને
(૪) તેની સાહજિક વૃત્તિઓ (natural instincts)નું નિયમન.'

ક્લબનાં ઘણાંખરાં સભાસદોએ બહારના ધંધાદારી જીવન સાથે લગ્નની જવાબદારીઓ માથે લીધેલી છે. બાળકો તરફની તેમની ફરજ બજાવવા જતાં તેમને જે મુશ્કેલીઓ લાગતી તે વિષે બોલતાં ડૉ. પોટસે કેટલીએ વાર કહ્યું કે માતાની તમામ લાગણીઓ તેમ જ શક્તિનું બાળક જ એક કેન્દ્રરૂપ થઈ રહે તે ઈચ્છવાયોગ્ય નથી, એટલું જ નહિ પરંતુ તે અત્યંત હાનિકારક છે. જેઓ એમ માનતા હોય કે સ્ત્રીઓને બાળકોના ઉછેર સિવાય બીજા કશા ધંધામાં પડવાની જરૂર જ નથી, તેમણે આધુનિક ચિત્તશાસ્ત્રના નીચેના મુદ્દાઓ ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

(૧) માતાની એક મોટામાં મોટી ફરજ બાળકને પોતાથી દૂર રહેતાં અને પોતાનું વ્યક્તિત્વ ખીલવતાં શીખવાડવાની જરૂર છે. બાળકો તરફ બહુ જબરો સ્નેહ એક મોટા વિઘ્નરૂપ નીવડે છે. પોતાની માતા સિવાય ચલાવી લેવાનો ગુણ બાળકમાં જેમ બને તેમ વહેલો ખીલવવો જોઈએ. પછી ભલે એ પોતાની માતાને એક મુરબ્બી તરીકે ગણે.

(૨) બાળકના સ્વાભાવિક વિકાસને માટે જો કોઇ પણ પરિસ્થિતિ સૌથી વધારે જરૂરની હોય તો તે મા અને બાપ વચ્ચેની એકદિલી છે; અને જો બન્ને પોતપોતાનું સ્વતંત્ર જીવન ગાળતા હોય તો જ આવી એકદિલી તે બન્ને વચ્ચે ઉદ્દભવી શકે.

(૩) માતાએ પોતાની સમગ્ર જાત કે વખત બાળકને આપવાં જોઇએ નહિ. તેણે પોતાની જે કંઇ શક્તિ હોય તેનો હ્રાસ ન થવા દેતાં યોગ્ય માર્ગે તેનો વિકાસ કરવો જોઇએ.

(૪) બાળકને ઘરમા તેમ જ શાળામા બીજાં બાળકોની સોબતની જરૂર છે, અને તે ઉપરાત તેને પોતાનાં માબાપની મૈત્રીની જરૂર છે. મા અને બાપે બાળકની સાથે રમવામાં પોતાના કામ તરફ બેદરકાર રહેવું ન જોઇએ; કારણ માબાપ પોતાના કામ પર જાય એ વસ્તુ જોવાની પણ એને ખાસ જરૂર છે, જેથી એ એમ સમજી શકે કે તે પોતે માબાપનો આખો ઇજારો લઇ શકે તેમ નથી.

(૫) મુરબ્બી મિત્રો કે સાથીની જેમ માબાપે બાળક તરફ વર્તવું જોઇએ. માબાપે બાળકની કક્ષા પર નીચે ઊતરી બાળક સાથે વર્તવું જોઇએ નહિ. કેટલાંએક માબાપો તો પોતાનાં બાળકો સાથે મોટા માણસની જેમ વર્તી શકતાં જ નથી. આ પરિસ્થિતિ બાળકો તેમ જ માબાપ બન્નેને બહુ જ હીણું કરનારી છે.

(૬) પોતાની લાગણીઓ જેમ બદલાય તેમ માબાપોએ પોતાનાં બાળકો તરફ બદલાવું ન જોઇએ. એટલે કે પોતાને ગુસ્સો ચડે માટે મારવું, પોતાને પ્રેમ થાય ત્યારે લાડ લડાવવાં વગેરે. આ ઉપરાત પોતે છોકરો કે છોકરીની ઇચ્છા કરી હોય તેનાથી વિરુદ્ધ બાળકની જાતિ છે એ વાત બાળકને કોઇ પણ કાળે સૂચનથી પણ જાણવા દેવી ન જોઇએ. દાખલા તરીકે, ઘણાં માબાપો પોતાને છોકરીની ઇચ્છા હોય, અને પછી છોકરો આવે, તો તે છોકરાને છોકરીના નામથી કે નારી જાતિમાં સંબોધન કરે છે.

(૭) બાળકોને જો ખાતરી હશે કે પોતાની અવિચારી ભૂલો માટે તેમને અયોગ્ય ઠપકો આપવામા નહિ આવે, તો તેઓ હંમેશાં શ્રદ્ધા રાખી માબાપને બધું કહેશે.

(૮) બાળક આડું થયું હોય ત્યારે તેને ઘણીવાર માત્ર આરામની જરૂર હોય છે. એક શિક્ષા તરીકે નહિ પણ એક શારીરિક જરૂરિયાત પૂરી પાડવા તેને સુવાડી આરામ આપવો જોઇએ.

(૯) જૂઠું બોલવા માટે બાળકોને બહુ શિક્ષા કરવી ન જોઇએ, કારણ ઘણીવાર શું બન્યું છે, અને તેઓની શી ઇચ્છાઓ છે એ બે વચ્ચેનો ભેદ બાળકો સમજી શકતાં નથી. પરીઓની વાર્તાઓ વગેરે બહુ કહેવાથી હકીકત અને વાર્તા વચ્ચે બાળકોનાં મનમાં ગોટાળો થાય છે. તેથી તે પણ બહુ કહેવી ન જોઈએ.

નાખુદ કરવા જેવી ટેવો માટે બાળકો કરતાં માબાપ ઘણીવાર વધારે જવાબદાર હોય છે એમ ડૉ. પોટસે જણાવ્યું હતું. બાળકના ઉછેરવામાં પિતાએ પણ માતાને સહકાર આપવાની જરૂર છે એમ જો કે ત્યાં જણાવવામાં આવ્યું હતું, પરંતુ બાળઉછેર માટે જેમ માતાઓને ભાષણો અપાય છે તેમ બેબીઝ કલબમાં પિતાઓને ભાષણ આપવા શરૂ થશે કે કેમ તે જણાયું નથી.

પ્રા. વિ. પાઠક

*

## ૨ કેળવણીની વર્તમાન સ્થિતિ

ગૂજરાત પ્રાંતિક મહિલા પરિષદના પ્રમુખસ્થાનેથી સૌ. ઇન્દુમતી દીવાને આપેલા ભાષણમાંથી નીચેનો મહત્ત્વનો ભાગ આપીએ છીએ :

...આ દૃષ્ટિએ જોતાં આપણે આપણા સામુદાયિક અને વ્યક્તિગત પ્રયત્નો તપાસીએ. આપણે ત્યાં સ્ત્રી અને પુરુષોની સામાન્ય કેળવણીની સ્થિતિ કેટલી દયાજનક છે તે સરકારી આંકડા ઉપરથી જ સમજાય તેવું છે. તેથી આપ સમક્ષ તે રજુ કરું છું.

**મુંબઈ ઇલાકાનો જે ભાગ અંગ્રેજ સરકારની સીધી હકુમત નીચે છે તે ભાગની વસ્તી, ૧,૯૨,૯૧,૭૧૯ ની છે. જેમાંથી ૨૩ ટકા શહેરોમાં રહે છે, અને ૭૭ ટકા ગામડાંઓમાં રહે છે. આખી વસ્તીમાં માત્ર ૨ ટકા** સરકારી અને ખાનગી નોકરીદ્વારા અથવા તો વકીલાત, એન્જીનીઅરીંગ, ડૉકટરી ધંધો વગેરેથી પોતાનું ગુજરાન ચલાવે છે. છતાં પણ વિચિત્ર વાત એ છે કે આખી કેળવણીની પદ્ધતિ જાણે માત્ર આ. બે ટકા વસ્તીને માટે જ હોય એવી રીતે યોજવામાં આવી છે.

મુંબઇ ઇલાકાના આ ધંધામા પડેલાઓના આંકડાઓ રસિક હોવાથી જાણવા જેવા છે.

| | પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|
| ડૉકટરો ... ... | ૧૧,૦૦૧ | ૩૩૯ |
| વકીલો અથવા ન્યાયખાતાના સરકારી નોકરો | ૬,૯૭૪ | ૧૪૨ |
| આર્કીટેકટસ, ઇજનેરો અથવા વ્યાપારી પેઢીઓના વ્યવસ્થાપકો અને માલીકો | ૬,૦૨૩ | ૨૬૬ |
| શિક્ષકો ... ... | ૩૧,૪૮૧ | ૪,૩૩૯ |
| સરકારી નોકરીમાં તેમ જ ખાનગી પેઢીઓના હલકા દરજ્જાના કારકુનો | ૧,૧૬,૩૯૦ | ૭,૨૯૩ |
| વ્યાપારી પેઢીઓ, કારખાનાઓ વગેરેના વ્યવસ્થાપકો કે પેટા દરજ્જાના સરકારી કે પેઢીઓના કે કારખાનાઓના અમલદારો | ૨૦,૦૦૦ (આશરે) | ૩૦૦ (આશરે) |

આથી ઉલટું ખેતીના ધંધામાથી પોતાનું ગુજરાન ચલાવનારાંઓની સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

| પુરુષો | સ્ત્રીઓ |
|---|---|
| ૩૬,૭૨,૮૫૮ | ૧૭,૯૩,૮૪૬ |

આટલી મોટી વસ્તીવાળા ધંધાદારીઓની કેળવણી માટે સરકારે તેમ જ પ્રજાએ શું શું કર્યું છે ? ગામે ગામે એમને માટે યોગ્ય કેળવણીની વ્યવસ્થા ન થાય ત્યા સુધી તેમની પાસેથી કર લેવાનો સરકારને શો હક્ક છે ?

માત્ર સ્વભાષાની છેલ્વામાં છેલ્લી પરીક્ષા એટલે વર્નાક્યુલર ફાઈનલના આંકડાઓ આ પ્રમાણે છેઃ—

| | | પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|---|
| ૧૯૨૮ની સાલની | પરીક્ષામાં બેઠેલા | ૧૩,૭૫૮ | ૧,૬૧૭ |
| ,, | પરીક્ષામાં પાસની સંખ્યા | ૬,૨૯૨ | ૬૫૦ |

એટલે પુરુષોની સંખ્યા કરતાં સ્ત્રીઓની સંખ્યા લગભગ દસમા ભાગની છે.

પ્રાથમિક, માધ્યમિક તેમજ કૉલેજો બધે મળી આશરે દશ લાખ વિદ્યાર્થી ભણે છે, તેમાંના માત્ર ૮ ટકા જ પ્રાથમિક શાળાના ઉપલા ધોરણોમાં, માધ્યમિક શાળાઓમાં તથા કૉલેજોમાં ભણે છે.

એકંદર વસ્તીમાંથી ૧૫ ટકા ભણી શકે એવી પરિસ્થિતિ હોવા છતાં માત્ર ૬ ટકા ભણે છે—એટલે માત્ર ⅖ ભાગ ભણે છે અને ⅗ ભણ્યા વિના જ રહે છે. તેમાં સ્ત્રીઓ તો બહુ જ ઓછી ભણે છે. સ્ત્રીઓની વસ્તીમાથી ૨ ટકા ભણે છે. એટલે ૧૫ છોકરીઓ જેમણે ભણવું જોઇએ તેમાંથી માત્ર બે જ ભણે છે, ૧૩ તદ્દન નિરક્ષર રહે છે. આખા ઇલાકામાથી માત્ર ૨,૩૬,૭૯૩ કન્યાઓ ભણે છે. ભણતી છોકરીઓમાંથી મોટે ભાગે તો પ્રાથમિક શાળાઓના નીચલાં ધોરણોમા જ ભણે છે.

- .૦૨ ટકા છોકરીઓ કૉલેજોમા ભણે છે.
- ૬.૫ ટકા છોકરીઓ પ્રાથમિક શાળાઓનાં ઉપલાં ધોરણોમા તથા માધ્યમિક શાળાઓમા ભણે છે.
- ૯૨ ટકા છોકરીઓ પ્રાથમિક શાળાઓના પહેલાં ધોરણોમાં ભણે છે.
- ૧.૩ ટકા છોકરીઓ ખાસ શાળાઓ જેવી કે હુન્નરશાળાઓ, શિક્ષિકાઓ માટેની ટ્રેઇનિંગ કૉલેજો, નર્સિંગશાળાઓ વગેરેમા ભણે છે.

આ ઉપરથી સ્પષ્ટ સાબીત થાય છે કે જેને આપણે કેળવણી કહીએ તેવી કેળવણી લેનારી છોકરીઓની સંખ્યા નહિ જેવી જ છે.

સરકારી રિપોર્ટમાંથી કોમવાર આકડાઓ પણ જાણવા જેવા છે.

| | |
|---|---|
| હિન્દુઓ | ૮ ટકા |
| મુસલમાનો | ૧૦.૫ ટકા |
| પારસીઓ | ૨૧.૨ ટકા |
| દેશી ખ્રિસ્તીઓ | ૧૦.૫ ટકા |

આ ઉપરથી બીજી કોમના કરતાં હિન્દુઓ પછાત છે, એ સાબીત થાય છે. છતાં પણ સરકાર તરફથી એવી દલીલો કરવામાં આવે છે કે હિન્દુઓ કેળવણીમાં આગળ છે તેથી બીજી કોમોને કેળવણીમાં ઉત્તેજન મળવું જોઇએ. જ્યારે ખરી વસ્તુસ્થિતિ તેનાથી તદ્દન ઉલટી જ છે. અને પ્રજાએ સરકારની આ વારંવાર બદલાતી ભેદનીતિ ધ્યાનમા રાખવી જોઇએ.

*

## ૩ હિન્દમાં સ્ત્રીકેળવણી

મુંબાઈ ઇલાકાની સ્ત્રીકેળવણીની સ્થિતિ ઉપરના આકડા દર્શાવે છે જ્યારે હિન્દના જુદા જુદા ભાગમાં આજે સ્ત્રીકેળવણીનો પ્રચાર કેટલા પ્રમાણમાં થઇ રહ્યો છે તેનો ખ્યાલ આપતા આકડાઓ સુપ્રસિદ્ધ બંગાળીપત્ર 'પ્રવાસી'માં આવ્યા છે. ૧૯૨૪–૨૫, ૧૯૨૫–૨૬, ૧૯૨૬–૨૭ એ ત્રણ વર્ષોમા મદ્રાસ, મુંબઇ, બંગાળ, યુક્તપ્રાંત અને પંજાબમાં મુખ્ય મુખ્ય પરીક્ષાઓમાં કેટલી કન્યાઓ પાસ થઇ છે તેના આકડા નીચે આપવામાં આવ્યા છે. ૧૯૨૬–૨૭ પછીના આંકડા હજી ભેગા પ્રસિદ્ધ થયા નથી.

| એન્ટ્રન્સ અને સ્કૂલફાઇનલ | ૧૯૨૪-૨૫ | ૨૫-૨૬ | ૨૬-૨૭ |
|---|---|---|---|
| મદ્રાસ | ૩૩૮ | ૩૮૪ | ૩૮૩ |
| મુંબઈ | ૧૮૨ | ૧૨૧ | ૧૭૫ |
| બંગાળ | ૧૪૩ | ૧૩૧ | ૧૫૭ |
| યુક્તપ્રાંત | ૬૧ | ૫૨ | ૮૨ |
| પંજાબ | ૬૮ | ૯૫ | ૬૦ |
| **આઈ-એ** | | | |
| મ. | ૧૨૩ | ૮૨ | ૧૧૦ |
| મું. | ૪૪ | ૫૭ | ૩૫ |
| બં. | ૫૧ | ૬૭ | ૭૯ |
| યુ. | ૧૭ | ૨૫ | ૪૩ |
| પં. | ૨૬ | ૨૩ | ૧૯ |
| **આઈ-એસ, સી** | | | |
| મ. | — | — | — |
| મું. | ૧૬ | ૧૨ | ૧૨ |
| બં. | ૭ | ૮ | ૧૦ |
| યુ. | ૫ | ૪ | ૦ |
| પં. | ૧૮ | ૧૫ | ૧૩ |
| **બી. એ. (ઓનર્સ)** | | | |
| મ. | ૩ | ૫ | ૮ |
| મું. | ૧૨ | ૨૮ | ૩૪ |
| બં. | ૮ | ૧૫ | ૧૫ |
| યુ. | ૦ | ૧ | ૦ |
| પં. | ૨ | ૨ | ૩ |
| **બી. એ. (સાધારણ)** | | | |
| મ. | ૬૬ | ૪૬ | ૫૪ |
| મું. | ૫ | ૩ | ૧૭ |
| બં. | ૩૪ | ૪૦ | ૨૮ |
| યુ. | ૧૪ | ૧૭ | ૧૧ |
| પં. | ૧૪ | ૧૦ | ૯ |
| **બી-એસ, સી (સાધારણ)** | | | |
| મું. | ૨ | ૧ | ૩ |
| બં. | ૦ | ૧ | ૧ |
| યુ. | ૧ | ૬ | ૦ |

| | | | |
|---|---|---|---|
| **એમ. એ.** | | | |
| મ. | ૧ | ૪ | ૪ |
| મું. | ૩ | ૪ | ૫ |
| બં. | ૦ | ૩ | ૪ |
| યુ. | ૪ | ૬ | ૭ |
| પં. | ૩ | ૦ | ૧ |
| **એમ. એસ.-સી** | | | |
| મું. | ૦ | ૦ | ૨ |
| યુ | ૧ | ૦ | ૨ |
| **બી. એલ.** | | | |
| મું. | ૦ | ૦ | ૨ |
| યુ. | ૧ | ૧ | ૧ |
| **એમ. બી.** | | | |
| મ. | ૦ | ૦ | ૧ |
| મું. | ૧૨ | ૯ | ૧૩ |
| બં. | ૧ | ૦ | ૧ |
| પં. | ૬ | ૭ | ૩ |
| **ડિ. ટિ. એમ.** | | | |
| બં. | ૧ | ૨ | ૩ |
| **લાઈન્સન્સયેટ ઇન મેડસિન** | | | |
| મ. | ૨ | ૦ | ૧ |
| **બિઇ. એલઇ. બિઇ.** | | | |
| મ. | ૩૫ | ૩૩ | ૩૬ |
| મું. | ૩ | ૩ | ૭ |
| બં. | ૧૦ | ૧૪ | ૧૫ |
| યુ. | ૦ | ૨ | ૦ |
| પં. | ૦ | ૨ | ૪ |
| **લાઈસન્સ, ડિપ્લોમા કે સર્ટિફિકેટ ઇનટિચિંગ** | | | |
| મ. | ૧૧૭ | ૧૦૮ | ૧૪૨ |
| મું. | ૧૫ | ૧૦ | ૧૯ |
| બં. | ૫ | ૬ | ૫ |
| યુ. | ૩૭ | ૮ | ૪૧ |
| પં. | ૨૧ | ૧૭ | ૧૧ |

( 'પ્રવાસી' માંથી )

# ૪ તમે જાણો છો?

## જુદાં જુદાં રાષ્ટ્રોની આવક તથા દોલત

નીચેના આકડા પરથી સ્પષ્ટ જણાશે કે ઘણી પ્રજાઓ ઓછાવત્તા પ્રમાણમાં શ્રીમંત છે, ત્યારે હિંદ ગરીબાઇમાં સબડયા કરે છે. સરકારી ગણત્રી પ્રમાણે એક હિંદીની વાર્ષિક સરેરાશ આવક માત્ર ૨ પાઉંડ છે. એક યુરોપિયન દારૂ માટે પણ વર્ષે આ રકમ કરતા વધારે રકમ ખર્ચે છે. હિંદની જેલોમાં એક કેદીનું અનવસ્ત્રનું વાર્ષિક સરેરાશ ખર્ચ ૩ પૌંડનું હોવાની ગણત્રી કરવામા આવી છે. ગરીબ હિંદી જો કેદીનું જીવન જીવે અને પોતાની જરૂરિયાત અનવસ્ત્રમા જ પૂરી ગણે તો પણ તેની અત્યારની ૨ પૌંડની આવકમાં તે તેમ કરી શકે નહિ. એક હિંદીની સરેરાશ દોલત ૯ પૌં. ૧૦ શિ. ૦ પે. છે. ઇંગ્લાંડમાં ગરીબ માણસ માટે વાર્ષિક જે ખર્ચ કરવામાં આવે છે તેના કરતાં ઉપલી રકમ અર્ધી પણ નથી. હિંદની દોલતની વિષમ વહેંચણી, તથા બીનહિંદી અધિકારીઓના ગંજાવર પગારને અંગે હિંદના કરોડો મનુષ્યોની સરેરાશ આથી પણ ઓછી દોલત હોય છે. ઉપરના સંજોગોમા, અસંખ્ય લોકોને રહેવાને ઘર, પહેરવાને કપડાં તથા પૂરતો ખોરાક ન મળે તો નવાઈ ન ગણાય. ખ્રિસ્તી ધર્મના એક પાદરીએ ઠીક જ કહ્યું છે કે "આ લોકોને બે ત્રણ દિવસે એક કે બે ટંક ભોજન મળે છે."

### ૧ આવક તથા દોલત

વસ્તીના પ્રમાણમા રાષ્ટ્રોની માથાદીઠ સરેરાશ દોલત તથા આવકનું નીચેનું પત્રક હિન્દની નિઃસહાય સ્થિતિનું સ્પષ્ટ દિગ્દર્શન કરાવશે.

| રાષ્ટ્રનું નામ | સરેરાશ વાર્ષિક આવક પૌંડમાં | સરેરાશ દોલત પૌંડમાં | રાષ્ટ્રનું નામ | સરેરાશ વાર્ષિક આવક પૌંડમાં | સરેરાશ દોલત પૌંડમા |
|---|---|---|---|---|---|
| આર્જેન્ટાઈન | ૨૪ | ૧૪૦ | રૂમાનિયા | — | ૯૫ |
| ઑસ્ટ્રેલિયા | ૪૦ | ૩૭૦ | રુશિયા | ૧૧.૫ | ૬૦ |
| ઑસ્ટ્રિયા | ૧૫.૫ | ૧૦૫ | સર્વિયા | — | ૮૫ |
| બેલ્જિયમ | ૨૮ | ૧૭૦ | સ્પેઇન | ૧૬.૫ | ૧૦૫ |
| ડેન્માર્ક | ૩૨.૫ | ૨૩૦ | સ્વીડન | ૨૨ | ૧૪૦ |
| ફ્રાન્સ | ૨૭.૮ | ૨૪૦ | સ્વિટ્ઝર્લૅન્ડ | ૧૮ | ૧૫૦ |
| જર્મની | ૩૧ | ૧૬૦ | યુનાઇટેડ કિંગ્ડમ | ૪૦ | ૩૦૦ |
| ગ્રીસ | — | ૯૫ | યુનાઇટેડ સ્ટેટ્સ અમેરિકાના | ૪૦ | ૨૧૦ |
| ઇટાલી | ૧૨.૨ | ૯૫ | | | |
| નેધરલેન્ડ્ઝ | ૨૨.૬ | ૨૪૦ | હિન્દુસ્તાન | ૨ | ૯.૫ |

### ૨ ખેતી

હિંદના લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. વસ્તીના ૭૦ ટકા કરતાં વધારે લોકો તેનાથી ગુજરાન ચલાવે છે. જમીનની સંભાળ ન લેવાથી, ફળદ્રુપતા ઘટી ગઈ છે. યુનાઇટેડ કિંગ્ડમમાં એક એકરની પેદાશ ૩૪ બુશલ છે ત્યારે હિંદમાં પૂરા ૧૫ પણ નથી. આનું મુખ્ય કારણ યોગ્ય ખાતર પૂરૂં પાડવાની ખેડૂતની અશક્તિ છે. ખેતીનાં નવાં

સાધનોનો ઉપયોગ ક્વચિત્ થાય છે. રાષ્ટ્રીય ઉન્નતિમાં ખેતી જ્યાં મુખ્ય સાધન ગણાય છે તે હિંદમાં ખેતીના આ હાલહવાલ છે. અકબરના વખતમાં જમીન અત્યાર કરતાં ક્યાં યે વધારે કસવાળી હતી.

એક એકર જમીનમાં અનાજની કેટલી પેદાશ જુદા જુદા દેશોમાં થાય છે તે નીચેના આંકડાઓથી જણાશેઃ—

| | | | |
|---|---|---|---|
| યુનાઇટેડ કિંગડમ | ૩૫ બુશલ. | ઇટલી | ૧૨ બુશલ |
| ફ્રાન્સ | ૨૦ ,, | રશિયા | ૧૨ ,, |
| જર્મની | ૧૮ ,, | હિન્દુસ્તાન | ૧૦ ,, |
| ઑસ્ટ્રિયા | ૧૯ ,, | | |

## ૩ મહેસુલ

જુદા જુદા દેશોની વસતીના માથાદીઠ સરેરાશ વાર્ષિક મહેસુલ કેટલી છે તે નીચેના પત્રક ઉપરથી જણાશે. ગરીબ હિંદ ઉપર કરનો અમલ બોજો લાદેલો હોઇ, માથાદીઠ સરેરાશ વાર્ષિક થોડા શિલિંગ સરકારી તીજોરીમાં ભરી શકે છે તે જ વસ્તુ તેની ગરીબીનો પુરાવો છે. વડોદરાના લોકો ઉપર બ્રિટિશ હિંદ કરતાં કોઇ રીતે વધારે કર ન હોવાથી ઓછી રકમ ભરી શકે છે તે નોંધવું ઉપયોગી થઇ પડશે.

| દેશ | મહેસુલ | દેશ | મહેસુલ |
|---|---|---|---|
| | પા. શિ. પે. | | પા. શિ. પે. |
| | | રશિયા | ૧-૧૬—૦ |
| ઑસ્ટ્રિયા | ૪—૬—૦ | સ્વિટ્ઝર્લેંડ | ૧-૧૭—૦ |
| બેલ્જિયમ | ૪—૮—૦ | તુર્કી | ૧-૧૧—૦ |
| ફ્રાન્સ | ૪-૧૫—૦ | ઉરૂગુઆઈ | ૬-૧૬—૦ |
| જર્મની | ૨— ૮—૦ | યુનાઇટેડ કિંગડમ | ૪—૨—૦ |
| ઇટાલી | ૩—૫—૦ | યુનાઇટેડ સ્ટેટ્સ | ૨-૧૫—૦ |
| જાપાન | ૧—૩—૦ | વડોદરા | ૦-૧૨—૬ |
| નોર્વે | ૩—૦—૦ | હિન્દુસ્થાન | ૦—૫—૦ |

## ૪ હુન્નરઉદ્યોગ

હિંદી હુન્નરઉદ્યોગની ખીલવણીમા ખૂબ અવકાશ છે. ઇરાન જેવા ઓછા સુધરેલા દેશો પણ આપણા કરતા આગળ છે. સામાન્ય વાચકને આ વસ્તુનો ખ્યાલ આપવા એટલું કહેવું પૂરતું થશે કે ઈંગ્લંડમાં દર માથા દીઠ આયાતનિકાશ ૪૫૦ શિલિંગ છે, ત્યારે હિંદમાં ૨૦ શિલિંગ કરતાં પણ ઓછી છે. હિંદની નિકાશ મુખ્યત્વે કાચો માલ છે, આયાત તૈયાર થયેલ માલ છે. બીજા દેશોના ઉદ્યોગ માટે મહેનત કરીને હિંદ કાચો માલ ઉત્પન્ન કરવો પડે છે. હમેશના ઉપયોગના તૈયાર માલ માટે તેને બીજા દેશો પર આધાર રાખવો પડે છે. હિંદ આગળના વખતમાં દરેક દેશને માલ પૂરો પાડતું, તેની હરીફાઇમાં કોઇ દેશ ઊભો રહી શકતો નહિ, પણ અત્યારે તો વસ્તુસ્થિતિ પલટાઇ ગઈ છે.

## ૫ રાષ્ટ્રોનો વેપાર

નીચેના આંકડાઓમાં ઘરવપરાશ માટે આવેલી વસ્તુઓનો તથા ઘેર તૈયાર કરાવી નિકાશ કરેલ વસ્તુઓનો સમાવેશ થાય છે.

| દેશ | કુલ વેપાર પાઉન્ડમાં | વસ્તીના માથાદીઠ પૌ. શિ. પે. | દેશ | કુલ વેપાર પાઉન્ડમાં | વસ્તીના માથાદીઠ પૌ. શિ. પે. |
|---|---|---|---|---|---|
| | | | ફ્રાન્સ | ૫૬,૬૦,૦૦,૦૦૦ | ૧૪-૩-૦ |
| | | | જર્મની | ૮૭,૬૦,૦૦,૦૦૦ | ૧૩-૯-૦ |
| ન્યૂઝીલૅંડ | ૩,૯૦,૦૦,૦૦૦ | ૩૫-૯-૦ | ઇટાલી | ૨૨,૨૦,૦૦,૦૦૦ | ૬-૭-૦ |
| સ્વિટ્ઝર્લૅંડ | ૧૨,૬૦,૦૦,૦૦૦ | ૩૩-૩-૦ | ટ્યુનિસ | ૧,૦૫,૦૦,૦૦૦ | ૫-૧૭-૦ |
| ઑસ્ટ્રેલિયા | ૧૪,૭૦,૦૦,૦૦૦ | ૨૯-૮-૦ | ઇજીપ્ત | ૫,૭૦,૦૦,૦૦૦ | ૫-૧-૦ |
| કેનેડા | ૧૭,૫૦,૦૦,૦૦૦ | ૨૪-૩-૦ | તુર્કસ્તાન | ૪,૮૦,૦૦,૦૦૦ | ૨-૧૬-૦ |
| યુનાઇટેડકિંગ્ડમ | ૧,૦૩,૨૦,૦૦,૦૦૦ | ૨૨-૧૬-૦ | રુશિયા | ૨૬,૮૦,૦૦,૦૦૦ | ૧-૧૩-૦ |
| આર્જેન્ટાઇન | ૧૪,૦૦,૦૦,૦૦૦ | ૧૯-૦-૦ | ઇરાન | ૧,૬૦,૦૦,૦૦૦ | ૧-૧૨-૦ |
| ઉરુગુઆઇ | ૧,૭૦,૦૦,૦૦૦ | ૧૫-૯-૦ | હિન્દુસ્થાન | ૨૮,૯૦,૦૦,૦૦૦ | ૦-૧૮-૦ |

આ લેખમાં વાચકની સમક્ષ હિંદની અધમ આર્થિક સ્થિતિ બતાવનારા આંકડા મૂકવામા આવ્યા છે. આ સ્થિતિને અંગે લોકોની મોટી સંખ્યા અત્યંત દારિદ્રમાં છે. પરિણામ એ આવ્યું છે કે લાખો લોકો ભૂખમરાને અંગે મરણુને શરણુ થાય છે. બ્રિટિશ સરકારની છત્રછાયા નીચે જ ૪૦ વર્ષના ગાળામાં હિંદમાં ત્રણ કરોડ લોકો ભૂખમરાથી મરી ગયા છે. અલ્પાહારથી ઉત્પન્ન થતાં દરદોને અંગે બીજાં કેટલાં મૃત્યુ પામ્યાં તેની સંખ્યા મળી શકતી નથી.

બીજી બાજુએ ૧૯ગી સદીની શરૂઆત તરફ દૃષ્ટિ નાખતાં આપણુને આબાદી દેખાય છે. અગ્રેજ લેખકોના લખાણુ પણુ આ વાતની પ્રતીતિ પૂરે છે.

ઇતિહાસકાર રૉબર્ટસન ૧૮૧૭માં લખે છે કે—

" બધા યુગમાં સોનું અને રૂપું–ખાસ કરીને રૂપું–હિન્દમાંથી બહાર મોકલવામાં આવતા. દુનિયાના બીજા કોઇ પ્રદેશ જીવનની જરૂરિયાત માટે કે મોજશોખની વસ્તુઓ માટે પરદેશી પર હિન્દ જેટલો ઓછો આધાર, ભાગ્યે જ રાખવો પડતો હશે અનુકૂળ હવાપાણી, ફળદ્રુપ જમીન અને અકકલ હુશિયારીથી લોકો જે ઇચ્છે તે ઉત્પન્ન કરી શકે છે. આને અંગે તેની સાથેનો વેપાર એકધારો ચાલ્યો છે અને કળા અથવા કુદરતના નમૂનાને બદલે કીંમતી ધાતુઓ આપવામા આવી છે."

બીજો લેખક વૉલ્ટર હેમિલ્ટન અર્ધ સત્તાવાર રીતે ૧૮૨૮ના ઇસ્ટ ઇન્ડિયન ગેઝેટીયરમા લખે છે:

"બંગાળના હક્કદાર છેલ્લા બે વાઇસરૉયો, જાફરખાન અને શુજાખાનનાં ચાળીસ વર્ષની સત્તા દરમિયાન દેશ ખૂબ આબાદ હતો. જો કે દિલ્હી ખાતે વાર્ષિક એક કરોડ રૂપિયા મોકલવામાં આવતા તો પણુ લોકોને કરનો બોજો જણાતો નહિ. અલ્લાવર્દીખાને રાજ્ય ઝુંટાવી લીધા પછી પણુ જમીનદારો એટલા શ્રીમંત હતા કે મરાઠાઓને હાંકી કાઢવામાં થયેલ ખર્ચ માટે એકે રૂપિયા એક કરોડ, અને બીજાએ પચાસ લાખ આપ્યા હતા."

હિંદની ભૂતકાળની તથા વર્તમાનકાળની સ્થિતિ વચ્ચે આવો દેખીતો ફેર છે.

[ ક્રમશ: ] છોટાલાલ માનસિંગ કામદાર

# નોંધ

## કામદાર મહાસભા પરિષદ

હમણાં નાગપુરમાં કામદાર મહાસભાની પરિષદ પંડિત જવાહરલાલ નહેરૂના પ્રમુખપદે ભરાઈ હતી તેમા સખત મતભેદને લીધે ફાટફૂટ થઇને બે પક્ષ છૂટા પડ્યા છે. આજના જમાનામા આવી ફાટફૂટ થાય તેમા નવાઇ પામવા જેવું નથી બ્રિટિશ સરકારે મજૂરની સ્થિતિનું અવલોકન કરવા માટે જે વ્હિટલી કમિશન નીમ્યું છે તેની સાથે સહકાર કરવો કે કેમ એ પ્રશ્ન વિષે મતભેદ હતો. દીવાન ચમનલાલ, જોશી અને બખલે એ ત્રણે ભાઇઓએ કામદાર મહાસભાને સંગઠિત કરવા માટે પુષ્કળ મહેનત લીધી છે. જોશી અને બખલે પૂરેપૂરા વિનીત પક્ષના છે અને દીવાન ચમનલાલ તેમનાથી કાંઇક વધારે તેજ છે પણ એકંદરે એ બધાનું માનસ સફેદપોષી એટલે 'બુરઝવા' વર્ગના જેવું છે. એ પક્ષના આગેવાનો સરકાર પાસેથી થોડા કાંઇક ટુકડા મેળવીને ખુશ થાય એવા છે. સામી તરફથી જી.. આઇ. પી. રેલ્વે અને ગીરણી કામગર પક્ષના આગેવાનો વ્હિટલી કમિશનનો બહિષ્કાર કરવાના મતના છે. ચમનલાલ અને જોશી બન્ને આ કમિશનમા જોડાયા છે એટલે પોતાના બચાવને માટે ખૂબ આગ્રહ કરે એ સ્વાભાવિક છે. પરિષદની પહેલા વ્યવસ્થાપક સમિતિની સભા મળી હતી તેમાં આ પ્રશ્નોની પ્રાથમિક ચર્ચા થઇ તે વખતે ઘણા અંગત આક્ષેપો મૂકવામા આવ્યા હતા એ સારૂં ન કહેવાય, અને તેમાં દીવાન ચમનલાલ મુખ્ય ગુનેહગાર હતા. વ્યવસ્થાપક મંડળમાં પસાર થયેલા ઠરાવો પરિષદમાં પસાર થાય છે જ એવું નથી તે છતાં વિનીતપક્ષે છુટાછેડા કર્યા તે બતાવી આપે છે કે તેમનામાં ટક્કર ઝીલવાની અને હાર સહન કરવાની હિંમત નહોતી.

આ પરિષદમાં ૫૧ કામદાર મંડળોને મત આપવાનો અધિકાર મળ્યો હતો અને તેમાં ૧,૮૯,૪૩૬ કામદાર સભ્યો છે. એકંદર ૯૩૮ મતદાર હતા તેમાથી એક મંડળની ગેરહાજરીને લીધે ૯૩૩ કામદારોની હાજરી હતી. જે પક્ષ છૂટો પડી ગયો તેમાં ૯૬,૬૩૯ સભ્યો અને ૪૭૮ મતના પ્રતિનિધિ હતા અને બાકીનાં ૯૧,૭૯૭ સભ્યોવાળાં મંડળોને ૪૫૫ મત હતા એટલે છૂટા પડનાર પક્ષને વધુમતી હતી. એમ કહેવાય છે કે આ જે પક્ષો વચ્ચે તીવ્ર મતભેદ હતો તેમની વચ્ચેના લગભગ ૨૦૦ મત એવા હતા કે જેમણે પોતાનો મત પહેલેથી બાંધી દીધો નહોતો. એટલે પંડિત જવાહરલાલ કહે છે તે સાચું છે કે વિનીતપક્ષે છૂટા પડવામાં અત્યંત ઉતાવળ કરી હતી.

વળી સામા પક્ષને ખાડામાં ઉતારી પાડવાના જે પ્રયત્નો થયા હતા તે નીચ પ્રકારના હતા. દાખલા તરીકે એશિયાઇ સંઘ ( અખિલ પાસિફિક કામદાર સંઘ ) સાથે જોડાવાની દરખાસ્ત વિનીતપક્ષને કબૂલ નહોતી તે છતાં સામા પક્ષને ખાડામાં ઉતારવા ખાતર દીવાન ચમનલાલે એ દરખાસ્તને ટેકો આપ્યો અને મધ્યપક્ષ પાસે ટેકો અપાવવાના પ્રયત્નો કર્યા. પંડિત જવાહરલાલ જેવા નિષ્પક્ષ આગેવાનને પણ આ બાબત ટીકા કરવી પડી છે. એ ખાડો કર્યો છે તે જાણી લેવાની જરૂર છે. વિનીતપક્ષની બહુમતી હતી તે છતાં તે ચેતી ગયો છે કે હવે તેમના જૂના વિચારને લાંબા વખત સુધી કામદારો સ્વીકારશે નહિ. તેથી તેમણે સરકારની ઓથ શોધવા માંડી છે. જહાલપક્ષને મૉસ્કો સાથે સંબંધ છે એવી ચીસો પાડીને પોતે સરકારના વહાલા થવાનો અને સામાપક્ષને રાજદ્રોહી ચીતરવાનો પ્રયત્ન અત્યંત નિંદ્ય ગણાય. આવી રીતે છેલ્લાં હજાર વર્ષમાં

ઘણાયે પ્રજાદ્રોહ, આ દેશમા થયા છે. વિનીતપક્ષની વર્તણુકને માટે સખત ધિક્કાર કર્યા વિના છૂટકો નથી. જોશી અને બખલે બન્ને હિંદ સેવક સમાજના આજીવન સભ્યો છે, તે આ કામદાર મહાસભાના મંત્રી તથા મદદનીશ મંત્રી હતા. દેશભક્ત ગૉખલેએ "રાજકીય મિશનરીઓ" નો સંઘ કરવા માટે હિંદ સેવક સમાજની સ્થાપના કરી અને તેમના અવસાનને પંદર વર્ષ થયાં નથી ત્યાર પહેલા એ સમાજના ઘણા સભ્યો સરકારની ઓથ શોધવાની નબળાઈ બતાવી રહ્યા છે.

લક્ષમા રાખવાનું છે કે આપણે ત્યા કામદારોના મહાજનો હજી થોડા વર્ષો થયા સ્થપાયાં છે. તેમને જાગૃત કરનાર તથા સંગઠન કરનારા આગેવાનો ઘણુંખરા બુદ્ધિજીવી માણસો છે. કામદારોનું પૂરેપૂરૂં સંગઠન થઇ જાય ત્યારે પહેલા યૂરોપના જહાલ વિચારોનો ફેલાવો પણ થઇ રહ્યો છે. આપણા રાજકીય તથા બીજા સામાજિક પ્રશ્નોમા પણ તેમ જ થયું છે. ન્યાતોના લાખો તડોમાથી છૂટા થયા પહેલાં ન્યાતજાતનો પણ વિરોધ થઇ રહ્યો છે, સ્ત્રીઓમાથી પડદો ગયો નથી અને સ્ત્રીઓને કેળવણી મળી નથી ત્યાર પહેલાં દરેક પ્રદેશમાં સમાન હકકોની માગણી થઈ રહી છે. આ વસ્તુસ્થિતિ આપણા વિચિત્ર સંયોગોમા અનિવાર્ય છે. દરેક દિશામાં ભાગફોડ અને રચના થઇ રહ્યાં છે. કામદાર પક્ષને યૂરોપના કામદારોની માફક રાજકીય સત્તા હસ્તગત કરવાનો શોખ થાય તેમાં નવાઇ નથી.

ત્યારે હવે કામદાર મહાસભાનું શું થશે એ પ્રશ્નનો વિચાર કરીએ. એ મહાસભાના નવા પ્રમુખ શ્રી. સુભાષ બોઝ છે અને તેમણે સમાધાની કરવાના પ્રયત્ન શરૂ કરી દીધા છે. જે આગેવાનો તદ્દન મવાળ છે તે છૂટા રહે એ ઇચ્છવા જેવું છે. જેવી રીતે રાજકીય મહાસભામાંથી વિનીતો છૂટા પડીને સરકારની ગુલામી અને ખુશામત કરે છે તે પ્રમાણે જોશી બખલેની પાર્ટી છૂટી રહે તેમાં જ ફાયદો છે; પણ બીજા આગેવાનોએ કામદાર મહાસભામાં પાછા આવી જવું જોઇએ. વ્હિટલી કમિશનનો પ્રશ્ન હવે પૂરો થઇ ગયો છે. જો એશિયાઇ મહાસંઘની સાથે જોડાવાથી કાંઇ ફાયદો થતો હોય તો તેમા જોડાવુ જ જોઇએ, પણ જો એ સંબંધ સરકારને ધમકી આપવાને માટે હોય તો તેમાં કાંઇ માલ નથી. બ્રિટિશ સરકાર એવી ધમકીઓથી ડરી જાય એવી નથી. અમે માનીએ છીએ કે પંડિત જવાહરલાલ નહેરનું ભાષણ બહુ વિચારવા લાયક છે.

સુ. મ.

* *

## રાજકીય અને કામદાર મહાસભાઓ

કામદાર સંઘોએ રાજકારણ એટલે રાજકીય મહાસભામા ભાગ લેવો કે કેમ એ પણ મહત્ત્વનો પ્રશ્ન છે. કામદાર પક્ષના કેટલાક આગેવાનો એમ માને છે કે આજની રાજકીય મહાસભા સફેદપોષી માણસોની બનેલી છે અને કામદાર પક્ષને એમને હાથે ન્યાય મળે એ શકય નથી. કામદારપક્ષ સમાજની આખી આર્થિક વ્યવસ્થા બદલી નાખવા ઇચ્છે છે, પણ રાજકીયપક્ષના સફેદપોષીઓ એવા વિપ્લવને અનુમોદન નહિ આપે. બીજા આગેવાનો એમ કહે છે કે આજે જે પ્રકારની ક્રાંતિ રશિયામાં થઈ છે તેવી દરેક દેશમા થવી જોઇએ એવો નિયમ નથી અને યૂરોપ અમેરિકાના બીજા બધા ભાગોમાં આ પ્રકારની ક્રાંતિ થઇ નથી. તેથી રાજકીય મહાસભામાં કામદારો તથા ખેડૂતોએ મોટી સંખ્યામા દાખલ થવું અને શ્રમજીવી મનુષ્યોના હકકને માટે ઝુંબેશ ઉપાડવી. આજે તો એ પણ લક્ષમાં રાખવાનું છે કે જવાહરલાલ નહેરૂ અને સુભાષ બોઝ જેવા કામદાર મહાસભાના આગેવાનો રાજકીય મહાસભાના નેતા થઇ ગયા છે અને સ્વાતંત્ર્યપક્ષનું વલણ સામાજિક પુનર્ઘટનાની દિશામા

છે જેમાં શ્રમજીવીઓના હાથમા ઘણી રાજકીય સત્તા જશે. આ બન્ને ચળવળો એકઠી થવાની નથી પણ હાલમા તો રાજકીય સભાને કામદારપક્ષનો ટેકો મળે એ દરેક રીતે ઇચ્છવા જેવું છે.

સુ. મ.

***

**અમદાવાદ મજૂર મહાજન**

અમદાવાદમા જે મજૂર મહાજન છે તે કામદાર મહાસભામાં દાખલ થયું નથી તે સૌ કોઇ જાણે છે. આ મહાજનની ઉન્નતિ તથા વિસ્તાર કરવામાં ગાંધીજી ઘણો રસ લે છે, અને એમના વ્યક્તિત્વને લીધે મિલમાલેકો સાથેના ઝગડા સમાધાનીથી ચુકવાય છે. જ્યારે મિલના ધંધાની તેજી ઓછી થઇ હતી ત્યારે ૧૯૨૨ ની સાલમા મિલમાલેકોએ કામદારોના પગાર ઘટાડી દીધા હતા. તે વખતે મિલમજૂરોએ હડતાલ પાડી હતી પણ તેમનું બળ ઓછું હતુ અને ગાંધીજી જેલમા હતા તેથી મિલમાલેકો ફાવી ગયા હતા. તે વખતે જે ઘટાડો પગારમાં થયો હતો તે ન્યાયી હતો કે કેમ એ પ્રશ્નની ચર્ચા હવે કરવામા માલ નથી, પણ અમદાવાદની મિલોની આર્થિક સ્થિતિ સુધરી છે અને મુંબઇની હડતાલોએ પણ અમદાવાદના વેપારને તેજી આપી છે તે જોતા ૧૯૨૨ માં થયેલા ઘટાડાને રદ કરવાનો પ્રશ્ન મિલમજૂરોએ ઊભો કર્યો હતો. તે બાબતમા લાંબા વાદવિવાદ થયા પછી શેઠ મંગળદાસ તથા ગાંધીજી લવાદ નીમાયા હતા. એ બન્ને એકમત થઈ શકયા નહિ એટલે સામાન્ય રીતે કામદાર મહાજનને વિચાર કરવાનો રહ્યો કે મિલમાલેકોનો નિર્ણય સ્વીકારવો અગર હડતાલ પાડવી. પણ ગાંધીજીની દલીલ અને મિલમાલેકોની સભ્યતાને લીધે તેમણે શ્રી. કૃષ્ણલાલ ઝવેરીને સરપંચ તરીકે નીમવાનું ઠરાવ્યું અને મિલોના નફા તથા મિલમજૂરોની આર્થિક જરૂરિયાત વગેરેનો ઊંડો વિચાર કર્યા બાદ સરપંચે ૧૫।। ને બદલે ૮ ટકા કાંતવાના ખાતામાં અને ૫ ટકા બીજામા વધારવાનુ ઠરાવ્યુ છે. આ ઠરાવને મિલમજૂરોએ તેમજ મિલમાલેકોએ સ્વીકાર્યો છે. આટલા વધારાને લીધે મિલમજૂરોને દર વર્ષે ૧૮ લાખ રૂપિયા વધારે મળશે એવી ગણત્રી થઇ છે. આટલી મોટી લડત એક પણ હડતાલ વિના સમાઇ જાય તેને માટે બન્ને પક્ષને ધન્યવાદ આપવો જોઇએ.

પણ મિલમજૂરોએ સમજી લેવાની જરૂર છે કે તેમણે પોતાનું સંઘબળ વધારે કેળવવું જોઇએ અને પોતાના પગ પર ઊભા રહેવાની ટેવ પાડવી જોઇએ. જે દિવસે ગાંધીજી વચમા પડી શકે એવી વસ્તુસ્થિતિ નહિ હોય ત્યારે મહાજન શું કરશે ? મોટા ઝાડની ઓથમા ઊગતા છોડવા સંપૂર્ણ રીતે ખીલી શકતા નથી. બીજાના બળ પર જીવવાની આશા રાખનાર હમેશાં નબળાં રહે છે. તેથી મજૂર મહાજન તથા મજૂરના હિતચિંતક કાર્યકર્તાઓએ આ વાત લક્ષમા રાખીને મજૂર મહાજનની ખીલવણી કરવાની છે. આજના આગેવાનો નહિ કરે તો નવા આગેવાનો જરૂર કરશે.

સુ. મ.

***

**કોમી યુવક મંડળો**

અમે કોમસંસ્થાના પક્ષના નથી, છતા કોમી મંડળોની આવશ્યકતા સ્વીકારીએ છીએ. હાલમા આવા મંડળો ઘણી કોમમા અને ઘણી નાતોમાં અસ્તિત્વમાં આવ્યાં છે. આવાં મંડળો નાતોનું અસ્તિત્વ વધારે દૃઢ અને જડ કરવાને નથી, પણ નાતો તથા કોમોની અંદરનાં અનિષ્ટોની સામે લડવાને છે. નાતની સામાજિક બદીઓની સામે આ મંડળોએ મોરચો માંડવો જોઇએ, જરા પણ શરમ વિના તે બદીઓ બહાર પાડવી જોઇએ અને વિનયનું ઉલ્લંઘન કર્યા સિવાય બને તેટલા ઉપાયોથી તેનો નાશ કરવો જોઇએ.

આવા મંડળોએ શહેર કે તાલુકાના સામાન્ય યુવક મંડળની સાથે સંબંધ રાખવો જોઇએ કે જેથી કેન્દ્રસત્તાની મંત્રણા સલાહ અને જરૂર પડે ત્યાં કુમકનો તેમને લાભ મળી શકે. દરેક નાતમા અને દરેક ગામમાં આવાં મંડળો થઈ જવા જોઇએ. યુવક મંડળો જે જે ઠરાવો કરે તેમાંના શકય હોય તે ઠરાવો તે જ યુવકો પોતપોતાની નાતમા સ્વતંત્ર મંડળો કરીને કે બીજી કોઇ રીતે અમલમા મૂકે તો કામ ઘણું સારું થાય.

આ સંબંધી વિચાર કરતા ઘણાને એક પ્રશ્ન થયો હશે કે હિંદુ સિવાયની આપણી બીજી કોમોના યુવકો પોતાની કોમમા કેમ કાંઈ કામ કરતા નથી? યુવક મંડળોમાં પણ મુસલમાનો, વોરા, ખોજા, પારસીઓ, ખ્રિસ્તીઓ ઘણો ઓછો ભાગ લે છે. આપણા જુવાનો કોમી અભિમાન કે આગ્રહને લીધે આમ વેગળા રહેતા હશે એમ તો મનાય તેમ નથી. સદ્ભાગ્યે કોમી અભિમાનનું ઝેર જુવાન વર્ગમા નથી. ત્યારે શું આપણા વોરા, ખોજા, બીજી મુસલમાન કોમો, પારસીઓ, [illegible]તીઓ વગેરેને પોતાની કોમમાં કોઈ [illegible] જ લાગતું નથી? તેમનામા સામાજિક કુરિવાજો, ખોટા ખરચો, ધર્મને નામે થતા જુલમો કે અત્યાચારો કે ધાર્મિક અધિકારીઓનાં ગેરવાજબી દબાણો જેવું કશું જ નથી? સ્વતંત્ર દેશોમાં પણ સામાજિક અને ધાર્મિક કુરિવાજો હોય છે તો અનેક સૈકાઓથી પતિત અને પરતંત્ર રહેલા હિંદ જેવા દેશમાં કોઈ પણ કોમ બદી કે કુરિવાજ વિનાની હોય એમ અમે માનતા નથી. પણ અમારે આથી વધારે લખવાનું નથી. પોતાની બદી શોધી કાઢી તેની સામે લડવાનું કામ દરેક કામનું છે, અને તેને બહારથી જાહેર રીતે તેનું ભાન કરાવવું પડે તે પહેલાં દરેક કોમ પોતાની મેળે પ્રગતિ કરવા પ્રયત્ન કરશે એમ અમે આશા રાખીએ છીએ. ગુજરાતમા અને આખા હિંદમાં નવજીવન આવ્યું છે તે એમ સખણું બેસી રહેશે એમ અમે માનતા નથી. રા.

* *

## યુવક સંઘો

યુવક સંઘો વિશે અતિ ઉગ્ર રૂપે જ અભિપ્રાયો પ્રવર્તે એવું કંઇક નિર્માણ લાગે છે. અસહકારની શરૂઆતમાં મહાત્માજીએ યુવકો સંબંધી ઘણીવાર પ્રશંસાનાં વચનો ઉચ્ચાર્યાં અને એ થોડાં વરસો યુવકોની ઘણી જ પ્રશંસા થઇ. હવે તેથી ઉલટું યુવકોને બહુ કામ કરવાની દાનત નથી, તેમને માત્ર તમાશા જોઇએ છીએ, સીધી રીતે નેતા બનવું છે, એવા આક્ષેપો તેમના પર આવવા માંડયા છે.

યુવકોએ કશું જ કામ કર્યું નથી એમ તો કેમ કહેવાય? પણ યુવકોએ એ વિચારવાનું છે કે તેમના સંઘોમાં જે ચર્ચાઓ ચાલે છે તેમાં કામ કરવા વિશેની કેટલી છે અને માત્ર તમાશા જેવી કેટલી છે? બીજું એ વિચારવાનું છે કે યુવકો પોતે પોતાની પ્રવૃત્તિ વિશે શું માને છે? એવા ઘણા યુવકો છે જેઓ પોતે જ સંઘની પ્રવૃત્તિને તમાશા જેવી માને છે, સંઘમાં ખરું કામ કરનારા આગળ પડીને કામ નથી કરી શકતા અને ધાંધલિયા ફાવી જાય છે એમ માને છે. યુવકોને પોતાને પોતાના સંઘો અને પોતાનાં મંડળો માટે માન છે? પોતાના ઠરાવો પોતે પાળે છે? બહારના અભિપ્રાયો ખોટાખરા ગમે તેવા હોય પણ તેમને પોતાને જ પોતા વિશે માન નહિ હોય તો બીજાને કદી થવાનું નથી.

બીજું યુવકોએ એ યાદ રાખવું જોઇએ કે આપણા દેશમાં તાલિમની મુખ્ય ખોટ છે અને તે ખોટ તેમનામા પણ છે. અત્યાર સુધી કોલેજોમા જે તાલિમ મળતી હતી તે હવે સરકારી કોલેજોમાં મળવાની આશા જ નથી, જ્યાંસુધી સરકાર પોતાના કૃત્યોથી આપણું માન પાછું જીતી ન શકે ત્યાંસુધી.

એટલે યુવકો માટે સૌથી મોટી જરૂર તાલિમ કેળવવાની છે. બધા સત્કાર્યોની ઈચ્છા અને તેને માટે સહન કરવાની અને ત્યાગ કરવાની તૈયારી છતાં તાલિમ વિના કશું જ થઇ શકવાનું નથી. અને તેમનામાં તાલિમ કેટલી છે તે યુવકસંઘો સાથે સંબંધ ધરાવનાર દરેક યુવક, કહી શકશે. સંઘના દર્શનમાત્રથી તેની તાલિમ દેખાઇ આવે છે. તાલિમ કદી છુપી રહી શકતી નથી. અને તાલિમ નહિ સુધરે ત્યાં સુધી જાહેર પ્રજામતને તેઓ મેળવી શકશે નહિ.

સામાન્ય રીતે ત્રીસ વરસે જમાનો બદલાય છે. પણ આપણે ત્યા દર પાંચ વરસે બદલાતો જણાય છે. જમાનાનો ભેદ એકદમ તીવ્ર પડવા માંડે છે. તેમા જૂના જમાનાના માણસો યુવકસંઘને દોરતા નથી એમ વાંક કાઢવાને બદલે, સત્ર તેમની સાથે મંત્રણા કરે, સંઘયોગ્ય કામ નક્કી કરે, અને લાંબી છુટીઓમા તે કરે એ ઇષ્ટ નથી? છતા જૂના નેતાઓનું કામ તેમને ગમે નહિ, તો જૂના જમાનાની તમા કર્યા વિના પોતાને મનગમતું કામ કરવા માંડે. હિંદુસ્તાનમાં કામનો તોટો નથી, કામ કરનારને અવકાશનો તોટો નથી. રા.

* *
*

### સ્ત્રીઓમાં જાગૃતિ

સ્ત્રીઓ અને યુવકો-દેશનું ભાવિ ઘડવાનાં સબળ સાધનો-બન્નેમાં ખૂબ જ જોમ આવ્યું દેખાય છે. છેલ્લા ચાર વર્ષમા શિક્ષિત સ્ત્રીઓ અને યુવકો દેશની પરિસ્થિતિ સારી પેઠે સમજી ગયાં છે. અને જે કાર્ય આજ સુધી નહોતું થતું તે કરવાને તત્પર થઇ ગયાં છે. કુહાડાના ઘા માર્યા વગર લાકડાં ફડાય જ નહિ. હજાર વિચાર કરી કરીને, ગણતરીઓ ગણી ગણીને સમાજમાં કે રાજકારણમા પ્રગતિ કરી શકાય નહિ. વિપ્લવ વગર નવી સૃષ્ટિ સરજાય નહિ. યુવકો અને સ્ત્રીઓથી જ આ સિદ્ધિ થઇ શકે. દેશનાં સદ્‌ભાગ્ય છે કે કસોટીની વખતે ખરી શક્તિનો ઉપયોગ થવા માંડ્યો છે. સ્ત્રીઓની ચળવળમા માત્ર સ્ત્રીઓના જ પ્રશ્નોનો સમાવેશ નથી થતો—સમસ્ત રાષ્ટ્રનું હિત તેમા સમાએલું છે. સ્ત્રીઓએ એટલું તો સમજી જ લેવું જોઇએ કે પોતાના પ્રયાસ વગર રાષ્ટ્રની ઉન્નતિમાં જે હજાર આડખીલીઓ નડી રહી છે તેનો નાશ થવાનો નથી. અત્યાર સુધી રાષ્ટ્રની પુનર્રચનામા સ્ત્રીઓએ નહિ જેવો ભાગ લીધેલો છે, અને તેને લીધે કાર્યસિદ્ધિ થઈ નથી. શિક્ષિત સ્ત્રીઓ હવે પોતાની જવાબદારી કેટલેક અંશે સમજતી થઇ છે અને પુરુષો તરફથી તેમને સહાનુભૂતિ મળતી થઇ છે. છેલ્લા ચાર વર્ષથી સ્ત્રીઓની સતત માગણી અને પ્રયાસને અંતે બાળલગ્ન, સંમતિ વયના કાયદા પસાર થયા છે. સ્ત્રીઓના વારસા હક્ક માટે મૈસુર અને વડોદરા રાજ્યમા કમિટીઓ નીમાઈ છે, બ્રિટીશ હિન્દુસ્થાનમાં પણ એ વિશેનો ઉહાપોહ થઇ રહ્યો છે. સૈકાઓથી સ્ત્રીઓને જે અન્યાય થઈ રહ્યા છે, જે અન્યાયો સ્ત્રીઓ મૂંગે મોઢે સહન કરતી આવી છે, અને જેના પરિણામે જ હિન્દની પ્રજા નિર્માલ્ય બની ચાલી છે તે અન્યાયો દૂર કરવાને સ્ત્રીઓ જ કટિબદ્ધ થઇ છે એ થોડા આનંદની વાત નથી. અખિલ ભારતવર્ષીય મહિલા પરિષદ સ્ત્રીઓ અને બાળકોનાં હિતનો વિચાર કરે છે. સ્ત્રીઓનું શિક્ષણ, સ્ત્રીઓનું આરોગ્ય, સ્ત્રીઓની આર્થિક પરાધીનતા આ સર્વ વસ્તુઓનો વિચાર દેશની શિક્ષિત સ્ત્રીઓએ એકત્ર થઈને કરવાનો પ્રયાસ કર્યો છે. અલબત્ત, પ્રશ્નો એટલા ગુંચવાયલા છે કે ત્રણ વર્ષમાં તો કાંઈ સંગીન પરિણામ દૃષ્ટિગોચર થાય નહિ—એટલું જ કે કયા કયા વિષયો હાથમાં લેવાના છે એ વસ્તુ હવે સાફ સાફ સમજાઇ ગઈ છે. રોગ પરખાય ત્યારે તેની દવા સહેલાઇથી થાય.

અખિલ ભારત મહિલા પરિષદને અંગે

ભરાએલી ગુજરાત પ્રાન્તિક પરિષદ હમણા જ અમદાવાદમાં ભરાઈ હતી. તેમા પ્રમુખસ્થાનેથી શ્રી ઇન્દુમતિ દીવાને આખા યે પ્રશ્નની સમાલોચના બહુ સારી રીતે કરી હતી. તેમાં એક વાત ખૂબ ભાર દઇને કહી હતી તે એ હતી કે "સ્ત્રીઓનું માનસ બદલાવવું જોઈએ. સ્ત્રીઓમા જે હલકાપણાની-ઉતારતાપણાની ભાવના-inferiority complex-આવી ગઇ છે તે દૂર થવી જોઇએ. અને તેને માટે વિશાળ શિક્ષણ અને આર્થિક સ્વતંત્રતા એ જ ઉપાય છે. બાળલગ્ન, અનેક પત્ની કરવાનો રિવાજ, પડદાનો રિવાજ, વિધવાઓની પરાધીનતા, અનાથ સ્ત્રીઓની અધમ સ્થિતિ, એ સર્વ આ બે ઉપાયથી નાબૂદ થઈ શકે તેમ છે. સ્ત્રીઓની સ્થિતિ સુધારવા, તેમની ખરી સ્થિતિનું ભાન કરાવવા," સ્ત્રીસમુદાયો એકઠા કરી સતત વ્યાખ્યાનો, ચિત્રો, સિનેમા, નાટકો વગેરે રજુ કરવા, "કલાદ્વારા સ્ત્રીજીવનમા આનંદ અને ઉત્સાહ આવશે તો પછી તેમને આ નવા કામોમા રસ પડશે. જેમને અક્ષરજ્ઞાન નથી તેમને પણ આ રીતે જ જ્ઞાન આપી શકાશે. મજૂર વર્ગની સ્ત્રીઓમા પણ કેળવણીનો ફેલાવો કેવી રીતે થાય તે જોવાનું છે, તેમના કામના કલાક ઓછા કરીને તેમના સામાન્ય જ્ઞાનમાં વધારો કરવાનો છે. તેમની પાસેથી કામ લેનાર શેઠીઆઓએ તેમની કેળવણી અને વિનોદનાં સાધનો પૂરાં પાડવાં જોઇએ. વળી સ્ત્રીઓના વ્યાવહારિક હકો સમજાવવા જોઇએ. સ્ત્રીઓને પોતાની આર્થિક દુર્દશા સમજાવવી, તેમને કમાતી કરવી, લગ્નમાં સ્ત્રીપુરુષની જવાબદારી સરખી છે તેનું ભાન કરાવવું, બાળલગ્નની સાથે વૃદ્ધલગ્નો પણ અટકાવવા, છોકરીની મરજીવિરુદ્ધ લગ્ન થવા દેવા નહિ, સ્ત્રીશિક્ષિકાઓ, નર્સો, કામદાર વર્ગની સ્ત્રીઓ વગેરેની ઉપરી અમલદારો મારફતે અત્યારે જે દુર્દશા થાય છે તેને દૂર કરવા પ્રયત્નો કરવા, સ્ત્રી કેળવણીની સંસ્થાઓનો કબજો લેવો ઇત્યાદિ પરિષદમાં જે ઠરાવો પસાર થયા હતા. તેમાં મહત્ત્વના ઠરાવો આ સંબંધી જ હતા. સદ્‌ગત ભાઇ અમૃતલાલ દાણીના અકાળ અવસાનની પરિષદે નોંધ લીધી એ તો યોગ્ય જ હતું. સુરત, ભાવનગરની સ્ત્રી કેળવણીમાં આજ જે સ્પષ્ટ પ્રગતિ જોવામાં આવે છે તે માટે એ બન્ને શહેરો તેમનાં ઋણી છે જ—વળી પોતાની પત્નીને સ્ત્રી કેળવણીના મિશન માટે તૈયાર કરી છે તે કાંઇ નાનીસૂની વસ્તુ નથી.

બાળલગ્નની સાથે વૃદ્ધલગ્ન તથા બીજાં કજોડાં સંબંધી ઠરાવ થયો હોત તો વધારે યોગ્ય થાત. સ્ત્રીઓને માટે અબળા રક્ષણ ગૃહની જરૂર હાલના જમાનામાં ઘણી જ માલૂમ પડે છે. આ મંડળ આ સંગીન કાર્ય ઉપાડે એ બહુ જ ઇષ્ટ છે. પ્રાથમિક શાળાઓમાં સો એ સો ટકા ટ્રેન્ડ શિક્ષકો જોઇએ એ સિદ્ધાન્ત ઠોકી ઠોકીને સરકાર પાસે સ્વીકારાવવાની જરૂર છે. શ્રી. કાન્તા બ્હેને યોગ્ય જ કહ્યું હતું કે એન્જીનિયર, દાક્તર, જજ, બૅરિસ્ટર, કલેક્ટર, એ કોઇ જગ્યાએ અનટ્રેઇન્ડ માણસો કામમાં નથી આવતા, અથવા અનટ્રેઇન્ડ રાખીને કાપકૂપની 'કાતર' મૂકાતી નથી; પણ કેળવણીમાં જ અનટ્રેઇન્ડ માણસો નીભી શકે છે અને કાપકૂપ કરાય છે. પ્રમુખ બ્હેને કહ્યું હતું કે દરિયો પૂરવા માટે સરકાર પાસે પૈસા છે અને કેળવણી માટે નથી. કરોડોનું લશ્કરી ખર્ચ કરવાના પૈસા છે, અને ગામડાંની ૭૦ ટકા વસ્તીને કેળવણી આપવા માટે નથી. મોજશોખના સાધનો ઉપર જ્યારે કર નાખવામાં આવ્યો, ત્યારે તે પૈસા કેળવણીમાં ખર્ચવાનું વચન આપ્યું હતું, પણ તે પળાયું નથી; જ્યારે કમિશનો પાછળ લાખો રૂપિયા વેડફાય છે. પૈસા નથી એ નહિ પણ કેળવણી આપવી નથી, તે આપવાની સરકારને ઇચ્છા નથી.

આ પ્રમાણે પ્રમુખ બ્હેને તેમ જ અન્ય સ્ત્રીઓએ, સાફ સાફ વિચાર જણાવ્યા હતા.

આમ સ્ત્રીઓમાં આ સંબંધી વિચાર કરાવીને આ વસ્તુની ચળવળ કરવાનો આરંભ તો થયો. પણ હવે શું? વરસભર ખૂબ મહેનત કરીને સ્ત્રીઓને ખૂબ જાગ્રત કરવી, અસંતોષ ફેલાવવો અને રચનાત્મક કાર્ય કરી બતાવવું–પુનર્જીવન પામેલા સ્ત્રી મંડળનું આ કર્તવ્ય છે. જે સ્ત્રીઓને ઉદ્દેશીને પુનર્ઘટનાના ઠરાવો થાય છે તે સ્ત્રીઓનો પ્રત્યક્ષ સમાગમ કરીને તેમને જાગ્રત કરવી જોઇએ. સ્ત્રીઓને ખરી સ્થિતિનું ભાન કરાવનાર જોઇએ છે. અમદાવાદમાંથી માત્ર બાર બહેનો જો આ કામ ઉપાડી લે–ખૂબ જ ચાનક રાખીને કરે તો ગુજરાતનું સ્વરૂપ બદલાઈ જાય. અમદાવાદ ગુજરાતનું પાટનગર છે. ગુજરાતનાં મોટાં ગામોમાં જઈને આ બહેનોએ જાગૃતિ લાવવી જોઇએ અને ગુજરાતી સ્ત્રી મંડળનું નામ સિદ્ધ કરી આપવું જોઇએ. બહેનો એકવાર જાગશે તો પછી કોઇ બાકી નહિ રહે!

* *

છેલ્લા દોઢ મહિનાથી છાપા ઉઘાડીએ છીએ તો રોજને રોજ કોઇ કોઇ સ્થળે સ્ત્રીઓની પરિષદોના અહેવાલ નજરે પડે છે. ભારત મહિલા મંડળે જો બીજું કાંઈ ન કર્યું હોય તો આટલું તો કર્યું જ છેઃ દરેકે દરેક મોટા શહેરમા સ્ત્રીઓ એકઠી થાય છે અને પોતાના પર વીતતા અન્યાય રજુ કરે છે– અને તેની સામે લડત ચલાવવાના ઉપાય સૂચવે છે. કરાચી, સક્કર, હૈદ્રાબાદ, વડોદરા, મુબઇ, પટણા, કલકત્તા, ઇન્દોર, લાહોર, દિલ્હી, નાગપુર, લખનૌ, બનારસ, અમદાવાદ, પૂના, મદ્રાસ, બેંગલોર, પાલઘટ (મલબાર), તીનવેલી (તામીલ નાડુ) ઇત્યાદિ અનેક સ્થાને સ્ત્રીઓની પરિષદો થઇ. મુંબઇમા ભરાનારી અખિલ ભારત સ્ત્રી પરિષદને માટે પ્રતિનિધિઓ ચુંટાયાં અને સ્ત્રીઓની ખરી સ્થિતિનો વિચાર કરાયો. દરેકે દરેક સ્થળેથી એક જ સૂર સભળાય છે કે સ્ત્રીઓની કેળવણીમાં ખૂબ વધારો થનો જોઇએ; સ્ત્રીઓની ભયંકર નિરક્ષરતા દૂર થવી જ જોઇએ; સમાજે સ્ત્રીઓ ઉપર જે અન્યાય કર્યા છે અને હજી કરે જાય છે તેની સામે બંડ ઉઠાવવું જોઇએ; સ્ત્રીપુરુષ બન્ને માટે એક જ પ્રકારના કાયદા હોવા જોઇએ; નીતિનું ધોરણ એક જ હોવું જોઇએ; આર્થિક સ્વતંત્રતા મળવી જોઇએ; વારસાના હક્ક મળવા જોઇએ; સમાજમાંથી બાળલગ્ન, વૃદ્ધલગ્ન, ફરજિયાત લગ્ન, અનેકપત્ની કરવાનો રિવાજ, વિધવા ઉપર થતા જુલમો, વરવિક્રય, કન્યાવિક્રય, લગ્ન મરણનાં ખોટાં ખરચો–આ સહુ નાબૂદ થવું જ જોઇએ. આ દરેક સ્થળના અહેવાલ વાંચીને, તેમ જ સ્ત્રીઓના ઉદ્દગારો જાણીને ખરે જ ખૂબ હર્ષ થાય છે. સ્ત્રીઓમાં કેટલી હિંમત આવી છે! જૂઠો જૂઠો સંકોચ જતો રહ્યો છે–સ્પષ્ટે સ્પષ્ટ વાત કહેતાં કોઈ અચકાતા નથી. આ પ્રકારનું નિડરપણું આવે એ જ એક શુભ ચિન્હ છે. સ્ત્રીઓને કેવી કેળવણી જોઇએ, પોતાનાં બાળકોને કેવા પ્રકારના વાતાવરણમા ઉછેરવાં જોઇએ, કેવી પરિસ્થિતિમાં લગ્ન થવાં જોઇએ, છૂટાછેડા કરવા જોઇએઃ એ બધી પોતાની વાતોનો નિકરપણે પોતે જ તોડ લાવવાનો સ્ત્રીઓએ નિશ્ચય કર્યો જણાય છે. સ્ત્રીશક્તિ ખરે જ પ્રગટવા મંડી છે–અને એની તરવારના ખેલમા બધા જ વિઘ્નોનો સંહાર થશે અને ભારતમાતા પૂર્ણ તેજના અંબારથી પ્રકાશશે. કેટલું સુરમ્ય ભાવિ!

શારદા મહેતા

* *

## ગુજરાતના પ્રખર વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણ ઇન્દ્રજીનો સ્વર્ગવાસ

ડિસેમ્બર (૧૯૨૯)ની ત્રીજી તારીખે કચ્છ–ભુજમાં આ વૃદ્ધ વનસ્પતિશાસ્ત્રીનો દેહ પડી ગયો. 'પ્રસ્થાન'ના ગયા અંકમા જ ગુજરાતમાં વિજ્ઞાનના પ્રવેશની વાત કરતા આપણા પ્રસિદ્ધ વિજ્ઞાનોપાસક શ્રી. કાન્તિલાલ છગનલાલ પંડ્યાએ વૈજ્ઞાનિક સંશોધન વિષયમા ભારતવર્ષની પાચ મૂર્તિઓ ગણાવી, તેમાંથી કોઇ ગુજરાતી નથી એ માટે ખેદ દર્શાવ્યા પછી, "છે માત્ર એક જ જણ પણ એમને નથી

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૯ પોષ: ૧૯૮૬ અંક ૩

# સોલંકી રાજા જયસિંહ (સિદ્ધરાજ)

[ આગલા બે હપ્તા માટે જુઓ પ્રસ્થાન પુ૦ ૮ પૃ. ૧૪૯, ૨૨૫. ]

૩

**જયસિંહની લોકપ્રિયતા**

પરાક્રમ, ઉદારતા, ધર્મપરાયણતા વગેરે ગુણોને લીધે જયસિંહને તેની પ્રજા ખૂબ ચાહતી હતી. તેનું નામ ગુજરાત વગેરે પ્રાંતોમાં હજી સુધી પ્રસિદ્ધ છે. જો કે તે તેના પૂર્વજોની પેઠે કટ્ટર શૈવ[1] હતો તો પણ બીજા ભારતીય ધર્મો અને સંપ્રદાયો તરફ તે ઉદારતા અને આદરની દૃષ્ટિથી જોતો. તે રાત્રે ગુપ્ત વેષે નગરચર્યા કરીને લોકોની સાચી દશા જાણી લેતો અને પછી તેમને બોલાવીને, તેમને કાંઇ પણ પૂછ્યા સિવાય, તેમનું સુખદુઃખ કહી દેતો. આથી લોકોને વિશ્વાસ પડી ગયો હતો કે તે કોઈ દેવતાનો અવતાર છે જેથી બીજાના મનની વાત પણ જાણી લે છે.

---

૧ કેટલાક જૈન ગ્રન્થકારોએ એ બતાવવાનો પ્રયત્ન કર્યો છે કે જયસિંહને જૈન ધર્મ પર ખૂબ શ્રદ્ધા હતી. પરંતુ કેટલાક પ્રમાણ એવા મળ્યા છે તેથી એ કથન વિશ્વાસયોગ્ય નથી એમ કહી શકાય છે; કારણકે પ્રબંધચિંતામણિકાર પોતે જૈનધર્મના આચાર્ય હોવા છતા પણ સ્પષ્ટ લખે છે કેઃ "સિદ્ધરાજે સિદ્ધપુરમાં રુદ્રમહાકાલ નામનું શિવાલય બંધાવ્યું. જેમ માલવામાં મહાકાલના મંદિરમાં જે સમયે ધ્વજ ચઢાવવામાં આવતો તે સમયે કોઈ જૈન મંદિર પર ધ્વજ રાખવામાં આવતો નહિ તેમ જ ઉક્ત શિવાલય પર ધ્વજ ચઢાવતી વખતે બીજાં બધાં જૈન મંદિરોના ધ્વજ ઉતારવામાં આવ્યા હતા." ( પ્ર. ચિં. પૃ. ૧૫૦.)

લગભગ હિ૦ સન ૬૦૭ (ઈ૦ સ૦ ૧૨૧૧) મા મુહમ્મદ ઊફીએ જામે-ઉલ્-હિકાયત નામનું પુસ્તક લખ્યું, જેમા મુસલમાનો તરફના જયસિંહના વ્યવહારના સંબંધમાં તે લખે છેઃ

"ગુજરાતના રાજ્યમા ખંભાત નામે નગરમાં અગ્નિપૂજક અને સુન્ની મુસલમાન રહે છે. ત્યા એક મસજિદ હતી, કે અગ્નિપૂજકોએ કાફિરો દ્વારા બાળી મૂકાવી. આ હંગામાં ૮૦ મુસલમાન માર્યા ગયા. કેવળ અલી નામનો એક ખતીબ (ખુતબા પઢવાવાળો) મુસલમાન બચી ગયો. તેણે અનહિલવાડ જઈ પોકાર કર્યો પણ કોઈએ તેના પોકાર તરફ ધ્યાન આપ્યું નહિ, એટલે શિકારના સમયે જંગલમા રાજાને મળીને ખંભાતની બધી હકીકત રજુ કરી. આથી બરાબર તપાસ કરવાની ઈચ્છાથી પ્રેરાઈને તેણે પોતાના પ્રધાનને કહ્યુંઃ 'હું ત્રણ દિવસ સુધી જનાનખાનામા જ રહીશ, ત્યાં સુધી તમે રાજ્યનું કામ સંભાળજો.' આમ કહીને જયસિંહ પોતાની સાંઢણી પર સવાર થયા અને એક દિવસ તથા એક રાતમા ખંભાત પહોચ્યા. અહીં છાની રીતે તપાસ કરતાં તેમને માલૂમ પડ્યું કે ખરેખર મુસલમાનોને સતાવવામા આવ્યા હતા અને માર્યા ગયા હતા. આ પ્રમાણે ખતીબ અલીના બ્યાનની સચ્ચાઈ સંબંધી ખાતરી કરીને તે ત્રીજે દિવસે રાત્રે પાછા આવી ગયા. બીજે દિવસે દરબારમા ફરિયાદીઓએ અરજી કરવાના સમયે અરજી કરવાની ખતીબને આજ્ઞા કરી. ખતીબની બયાન પૂરી થતા કાફિરોનું એક ટોળું તેને ડરાવવા અને તેની હકીકત જૂઠી સાબીત કરવા ચાહતું હતું. પણ જયસિંહે તેમને કહ્યું કે આ ઝઘડો ધાર્મિક હતો, તેથી કોઈનો પણ વિશ્વાસ ન કરતા સાચી બાતમી મેળવવા હું જાતે ખંભાત ગયો હતો. અને મને માલૂમ પડ્યું છે કે ખરેખર મુસલમાનો તરફ જુલમ વર્તાવવામાં આવ્યો છે. રાજ્યમાં સર્વ પ્રજા સુખ અને શાન્તિનો સમાન રીતે ઉપભોગ કરી શકે એવી પ્રજાપાલનની સુવ્યવસ્થા કરવી એ મારું કર્તવ્ય છે. આમ કહીને બ્રાહ્મણો તથા અગ્નિપૂજકોમાંના દરેક સમુદાયના બે પ્રધાનનેતાઓને ઉચિત દંડ કરવાની આજ્ઞા આપી.[2]

જયસિંહ વિદ્યાપ્રેમી હતો અને તેથી વિદ્વાનોનું સન્માન કરતો હતો. તેથી અનેક

---

એ જ ગ્રન્થકાર લખે છે: "સિદ્ધરાજ માલવાથી પાછો ફરીને શ્રીનગર રોકાયો. ત્યાનાં મંદિરો પર ધ્વજ ચઢાવેલા જોઇ તેણે બ્રાહ્મણોને પૂછયું: 'આ કોનાં મંદિર છે?' બ્રાહ્મણોએ ઉત્તર આપ્યો: 'જિન, બ્રહ્મા આદિના.' આથી રાજાએ ગુસ્સે થઇને કહ્યું 'મે ગુજરાતમા જૈન મંદિરો પર ધ્વજ ચઢાવવાની મના કરી છે તો પણ અહીં તે ઉપર કેમ ધ્વજ ચઢાવવામાં આવ્યા છે?'" (પ્ર. ચિં. પૃ. ૧૫૧) જો જયસિંહની મનોવૃત્તિ જૈન ધર્મ તરફ ઝૂકેલી હોત તો તે આ પ્રમાણે કરી ન કહેત. તે હેમચંદ્રનું ખૂબ સન્માન કરતા હતા તેમા સંદેહ નથી, પરન્તુ તેનું કારણ તો હેમચંદ્રની વિદ્વતા હતી, નહિ કે રાજાની જિનભક્તિ. હેમચંદ્રે જયસિંહના સમયમાં જે જૈન ગ્રન્થોની રચના કરી હતી તેના પ્રારંભમા જિનદેવની સ્તુતિ કરી નથી એનું પણ કંઈ કારણ હોવું જોઇએ.

૨ જામે-ઉલ્-હિકાયત; ઇલિયટ; હિસ્ટ્રી ઑફ ઇંડિયા ભા. ૨, પૃ. ૧૬૩-૬૪.

વિદ્વાનો એની સભામા રહેતા હતા અને કેટલા યે વિદ્વાનોએ એના સમયમાં સુંદર સુંદર ગ્રન્થો લખ્યા હતા. પ્રસિદ્ધ જૈનાચાર્ય હેમચંદ્રે અનેક ગ્રન્થો લખ્યા અને જયસિંહની યાદગારમા પોતાના વ્યાકરણનું નામ 'સિદ્ધહૈમ' રાખ્યું. સિદ્ધરાજના દરબારના મુખ્ય કવિ શ્રીપાલ[3] પંડિતે 'વિરોચનપરાજય'[4] નામનો ગ્રન્થ તથા દુર્લભ રાજમેરુ, રુદ્રમહાલય,[5] વડનગરનો કિલ્લો,[6] તથા સહસ્રલિંગની[7] પ્રશસ્તિઓ રચી.

**જયસિંહનો વિદ્યાનુરાગ**

વાગ્ભટ કવિ, જેનું લોકપ્રસિદ્ધ નામ બાહડ[8] હતું, તેણે 'વાગ્ભટાલંકાર' તથા જયમંગલાચાર્યે[9] 'કવિશિક્ષા' નામના ગ્રન્થો તેના શાસનકાળમાં બનાવ્યા. ગોવિંદસૂરિના શિષ્ય વર્દ્ધમાને વિ૦ સં. ૧૧૯૭ (ઇ. સ. ૧૧૪૦) માં 'ગણરત્નમહોદધિ' નામના ગ્રન્થની રચના કરી જેમા પોતે રચેલા સિદ્ધરાજની પ્રશંસાના કેટલાક શ્લોક ઉદ્ધૃત કર્યા છે. તેના અંતમા ક્યાંક "મમ" ક્યાંક "મમ સિદ્ધરાજવર્ણને" લખ્યું છે.[10] સાગરચંદ્ર નામના પંડિત પણ સિદ્ધરાજના સમયમા થયા હતા. તેણે પણ એ રાજાની પ્રશસામા એક કાવ્ય લખ્યું હતું, અને તેમાંથી પણ કેટલાક શ્લોક વર્દ્ધમાને પોતાના 'ગણરત્નમહોદધિ'માં ઉદાહરણાર્થે ઉદ્ધૃત કર્યા છે.[11] આ રાજા વિદ્વાનોની સભા[12] બોલાવતો, તેમના દ્વારા ધર્મસંબંધી

---

૩ શ્રીપાલ કવિ પોતાની રચેલી વડનગરના કિલ્લાની પ્રશસ્તિમાં પોતાને કવિચક્રવર્તી લખે છે :—

**एकाहनिष्पन्नमहाप्रबंधः श्रीसिद्धराज प्रतिपन्नबधुः।**
**श्रीपालनामा कवि चक्रवर्ती प्रशस्तिमेतामकरोत्प्रशस्ताम्॥**

(**एपिग्राफिया इंडिका**; ભા. ૧, પૃ. ૩૦૦)

૪ ઈ. સ. ની તેરમી શતાબ્દીના મધ્યમા જૈન વિદ્વાન પ્રભાચદ્રે પ્રભાવકચરિત નામનો ગ્રન્થ રચ્યો, જેમા શ્રીપાલ કવિના મુખ્ય ગ્રન્થ 'વિરોચનપરાજય'નો ઉલ્લેખ છે. (પ્રભાવકચરિત અધ્યાય ૨૨, શ્લોક ૨૦૬–૨૦૮.)

૫ દુર્લભરાજમેરુ તથા રુદ્રમહાલયની પ્રશસ્તિઓનો પ્રભાવકચરિતમા ઉલ્લેખ છે. (અધ્યાય ૨૨, શ્લોક ૨૦૬–૨૦૮.)

૬ વડનગરના કિલ્લાની પ્રશસ્તિ હજી સુધી ત્યા વિદ્યમાન છે અને છપાઈ પણ ગઈ છે. (એપિગ્રાફિયા ઇંડિકા, ભા. ૧, પૃ. ૨૯૬–૩૦૧, પ્રાચીન લેખમાળા, ભા. ૧, પૃ. ૧૮૧–૧૮૫.)

૭ સહસ્રલિંગની પ્રશસ્તિનો પ્રબંધચિંતામણિમાં ઉલ્લેખ છે અને તેમાંનો એક શ્લોક પણ તેમા ઉદ્ધૃત કરવામા આવ્યો છે. (પ્રબંધચિંતામણિ પૃ. ૧૫૪–૧૫૫.)

૮ વાગ્ભટાલંકારનો કર્તા વાગ્ભટ અર્થાત્ બાહડ, સોમનો પુત્ર હતો એવું એ પુસ્તકમાં આપેલું સકર અલંકારના ઉદાહરણના શ્લોકથી માલૂમ પડે છે ઉક્ત પુસ્તકના ટીકાકાર સિંહદેવગણિ વાગ્ભટને મહામાત્ય બતાવે છે (કાવ્યમાળામા છપાયેલા વાગ્ભટાલંકાર, સિંહદેવગણિની ટીકા સાથે પૃ. ૬૦). કાવ્યાનુશાસનના કર્તા વાગ્ભટ આ વાગ્ભટથી ભિન્ન છે.

૯ ડાકટર પીટર્સનની સંસ્કૃત હસ્તલિખિત પુસ્તકોની શોધ સંબંધી રિપોર્ટ, સન ૧૮૮૨–૮૩; અંગ્રેજી ભૂમિકા પૃ. ૩૧

૧૦ નાગરી પ્રચારિણી પત્રિકા, નવીન સંસ્કરણ ભા. ૩, પૃ. ૮–૯ ની ટિપ્પણીઓ.

૧૧ " " " પૃ. ૯

૧૨ જ્યારે શ્રીપાલ કવિએ સહસ્રલિંગ તળાવની પ્રશસ્તિ તૈયાર કરી તે સમયે પંડિતોની સભા થઈ હતી, જેનો પ્રબંધચિંતામણિમાં ઉલ્લેખ મળે છે (પૃ. ૧૫૪–૫૬).

વિષયોનું શ્રવણ[૧૩] કરતો અને ભિન્ન ભિન્ન મતાવલંબીઓ વચ્ચે પરસ્પર શાસ્ત્રાર્થ પણ કરાવતો હતો.[૧૪]

જયસિંહે અનહિલવાડમાં કીર્તિસ્તંભ,[૧૫] સહસ્રલિંગ નામે સરોવર[૧૬] જેના તટ પર શિવ તથા દેવીઓનાં કેટલાંયે મંદિર હતા, સત્રશાળા, મઠ તથા દશાવતારનાં મંદિર બંધાવ્યાં હતાં. સિદ્ધપુરમાં રુદ્રમહાલય[૧૭] (રુદ્રમહાકાલ) નું મંદિર તથા એક જૈનમંદિર પણ બંધાવ્યું હતું[૧૮] તેમજ અનેક સ્થળોએ અનેક ધર્મસ્થાન વગેરે બંધાવ્યાં હતા.[૧૯] ગુજરાતનાં ઘણાં યે પ્રાચીન સ્થાનો, જેના બંધાવનારાઓનો ચોક્કસ પત્તો નથી લાગતો, તે એણે બધાવ્યા એમ લોકો કહે છે.

**જયસિંહનાં પુણ્યકાર્યો**

જયસિંહને સર્વ પ્રકારનું સુખ હોવા છતાં પુત્રસુખ ન મળ્યું. પુત્રપ્રાપ્તિ માટે એણે યાત્રા, દાન વગેરે સર્વ કર્યું, અનેક જ્યોતિષીઓને પૂછ્યું તથા દેવદેવીઓની પણ પ્રાર્થના કરી પરંતુ એનો મનોરથ સફળ ન થયો.

સિદ્ધરાજ જયસિંહને ગંહિલરાવ, ખાધરાવ, તેજસી, મલખાન, જોબનીરાવ અને સગતિકુમાર (શક્તિકુમાર)—એ ૭[*] પુત્ર હતા એવું ભાટોનું કથન વિશ્વાસયોગ્ય નથી. સિદ્ધરાજના સમકાલીન લેખક હેમચંદ્ર, કુમારપાલના સમયના ચિતોડના કિલ્લા પરનો લેખ તથા અન્ય પ્રાચીન લેખકોના પુસ્તકો પરથી કેટલાંક પ્રમાણ ઉદ્ધૃત કરી શકાય જેથી ભાટોના એ કથનની અસત્યતા સ્પષ્ટ થઈ શકે. દ્વયાશ્રયકાર લખે છે: "જયસિંહ પગે ચાલીને દેવપાટણ પહોંચ્યો. ત્યાં એણે સોમનાથની પૂજા કરી. પછી જ્યારે એ મંદિરમા એકલો બેસીને સમાધિસ્થ થયો ત્યારે શંકરે પ્રત્યક્ષ થઇને એને સુવર્ણસિદ્ધિ અને 'સિદ્ધિ'ની ઉપાધિ આપી; પરંતુ જ્યારે એણે પુત્રને માટે યાચના કરી ત્યારે શંકરે

**જયસિંહની પુત્રકામના**

---

૧૩ પ્ર. ચિં. પૃ. ૧૭૩.

૧૪ જયસિંહની રાજસભામા કુમુદચંદ્ર નામના દિગંબર જૈન પંડિત તથા શ્વેતાંબર દેવસૂરિની વચ્ચે શાસ્ત્રાર્થ થયાનો વૃત્તાંત પ્રબંધચિંતામણિમાં લખ્યો છે. (પૃ. ૧૬૧-૬૪)

૧૫ સુકૃતસંકીર્તન સર્ગ ૨, શ્લોક ૩૭.

૧૬ સુકૃતસંકીર્તનમા 'સિદ્ધસર' રચાવ્યાનું લખ્યું છે. "यस्कारितं सिद्धसरः सरस्वत्यापापि पातुं घटभूरशक्तः" સંભવ છે કે સિદ્ધસર એ જ સહસ્રલિંગ કહેવાતું હોય.

૧૭ રુદ્રમહાલયનું પ્રસિદ્ધ મંદિર જયસિંહના પૂર્વજ મૂલરાજે બંધાવ્યું હતું. સંભવ છે કે સિદ્ધરાજે તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો હોય અથવા તો જે મંદિર (રુદ્રમહાકાલ) બનાવ્યાનું પ્રબંધચિંતામણિકાર લખે છે (પૃ. ૧૫૦) તેને જ બીજા ગ્રન્થકારોએ રુદ્રમહાલય લખી દીધું હોય.

૧૮ સહસ્રલિંગથી માંડીને રુદ્રમહાલય સુધીના ધર્મસ્થાનો બંધાવ્યાનું દ્વયાશ્રયકાવ્યના ૧૫ મા સર્ગમાં લખ્યું છે.

૧૯ જયસિંહે ડભોઈ, ગ્રાએલા, દધરપુર, વઢવાણ, અનંતપુર, ચુબારી, ઝીંઝુવાડા, વીરપુર, વાઘેલા, વાસિંઅપુર અને થાનમાં ગઢ; કપડવંજ, સિહોર, ધોળકા, વીરમગામ, દેલાદ્રા તથા વાપિલમાં જલાશય; તથા અનેક સ્થાનોમા દેવાલય બંધાવ્યા એવી લોકોમાં પ્રસિદ્ધિ છે.

કહ્યું: "તારા પછી તારા ભાઈ (પિત્રાઇ) નો પૌત્ર કુમારપાલ રાજ્યનો માલિક થશે."[૨૦] પુત્રપ્રાપ્તિ માટે પગે ચાલીને સોમનાથ જવું, તથા શંકરને યાચના કરતાં પોતાની પછી કુમારપાલ રાજા થશે એવો ઉત્તર મળ્યાની વાત કુમારપાલના સમયના ચિતોડના કિલ્લા પરથી મળેલા શિલાલેખમા પણ મળે છે.[૨૧]

કૃષ્ણકવિ પોતાની રત્નમાળમા લખે છે કે સિદ્ધરાજ જયસિંહને પુત્રની વિશેષ ચાહના હતી જે પૂર્ણ ન થઇ.[૨૨] જિનમંડન,[૨૩] જયસિંહ સૂરિ[૨૪] વગેરેએ પણ એમ જ લખ્યું છે.

---

૨૦ દ્વયાશ્રયકાવ્ય સર્ગ ૧૫

૨૧ पुत्रार्थं चरण प्र (चा) रविधिना श्रीसोमनाथं ययौ ।
देवोप्यादिशतिस्म त...कुलपावनोज्वलगुण......।
पूर्वं श्री भीमदेवस्य क्षेमराजसुतोभवत् ।
क्षमाक्षेमक्षमैर्मुख्यैर्यो रराज गुणैरपि ॥
तस्माद्देवप्रसादोभूद्देवाराधन (तत्परः)......॥
कौस्तुभ इव रत्ननिधिस्त्रिभुवनपालाह्वयोभवत्तस्मात् ।......॥
कुमारपालदेवाख्यः श्रीमांस्तस्यास्ति नंदनः...॥...।
इति देवे......

(કુમારપાલના સમયના ચિતોરના કિલ્લા પરથી મળેલો લેખ)

૨૨ ताको पुत्र सिद्धराय, जयसिंह जो कहाय
गुज्जरधरा सुहाय, सुजस उजारि कै। ...॥
पुत्र की विशेष चाह, चाहना बडे कवि की
रेगई लिखाई बात, वंश की विस्तारि कैं।

रत्नमाल पृ. ३४.

૨૩ જિનમંડન પોતાના કુમારપાલપ્રબંધમા લખે છે "સિદ્ધરાજને રાજ્ય કરતા બહુ વર્ષ થઇ ગયા અને એના માથા પરના વાળ પણ સફેદ થઇ ગયા પરંતુ એને પુત્રસુખ પ્રાપ્ત થયું નહિ. એને ખાતર એણે વિધિપૂર્વક હરિવંશ પુરાણનું શ્રવણ કર્યું તથા અનેક દેવતાઓ તથા દેવીઓની માનતા વગેરે મિથ્યા ઉપચાર પણ કર્યા. પરંતુ એ બધુ નિરર્થક ગયું. ફરીથી તે હેમચંદ્રસૂરિને સાથે લઇને યાત્રા કરવા નીકળ્યો અને શત્રુંજય, ગિરનાર, સોમનાથ થઇને કોડીનાર (કાઠિયાવાડની દક્ષિણે ગાયકવાડનું રાજ્ય) પહોંચ્યો. ત્યાં અંબાભવાનીની ભક્તિપૂર્વક પૂજા કર્યા પછી તેણે હેમચંદ્રસૂરિને પ્રાર્થના કરી કે મારા પાછી મારા રાજ્યનો કોણ માલિક થશે તે આપ જ્ઞાનદૃષ્ટિથી જુઓ અને અંબાભવાનીને પૂછો. સૂરિએ ત્રણ દિવસ સુધી ઉપવાસ તથા અંબાભવાનીની આરાધના કરીને તેનો નિર્ણય કરી લીધો અને રાજાને નિવેદન કર્યું કે અનેક ઉપાયો કર્યા છતાં પણ આપને પુત્રસુખ નહિ મળે. આપના પિતા (કર્ણદેવ) ના મોટા ભાઈ ક્ષેમરાજના પુત્ર દેવપ્રસાદના દીકરા ત્રિભુવનપાલના ત્રણ પુત્ર (કુમારપાલ, મહીપાલ અને કીર્તિપાલ) કુમારપાલ આપની પછી જગપ્રસિદ્ધ રાજા થશે અને રાજા સંપ્રતિની પેઠે જૈનધર્મનો પ્રચાર કરશે. હેમચંદ્રના આ વચન વજ્રપ્રહાર સમાન લાગ્યા અને પાટણ (અનહિલવાડ) પાછા આવીને એ કથનની સચ્ચાઈ પૂરવાર કરવા એક જ્યોતિષીને પુત્રના સંબંધમાં પૂછ્યું તો તેણે પણ તાત્કાલિક લગ્ન જોઇને એ પ્રમાણે જ

જ્યારે જયસિંહને માલૂમ પડયું કે મારા પછી કુમારપાલ રાજા થશે ત્યારે તેણે ત્રિભુવનપાલને તેના પુત્રો સહિત મારી નખાવવાનો પ્રબંધ કર્યો. ત્રિભુવનપાલ તો માર્યો ગયો પણ કુમારપાલે નાસી જઇને પોતાના પ્રાણ બચાવ્યા.[૨૫]

**જયસિંહનું વ્યક્તિત્વ**

જો કે જયસિંહે કુમારપાલની સાથે સારો વ્યવહાર ન રાખ્યો તો પણ સામાન્યતઃ તે ગુજરાતના સોલંકી રાજાઓમા મહા પરાક્રમી, શૂરો, દાની, પ્રજાપાલક, સાહસિક, ઉદાર અને ધર્મનિષ્ટ રાજા હતો. તેથી જ ઇતિહાસલેખકોએ એને ગુજરાતનો ભૂષણ તથા 'સોલંકી કુળદીપક' કહ્યો છે. એનું રાજ્ય ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ, સિંધ, માળવા તથા રાજપુતાનાના કેટલાક ભાગોમાં પણ હતું.

અબૂ અબ્દુલ્લા મુહમ્મદ,[૨૬] જે અલ્ ઇદ્રસી નામથી પ્રસિદ્ધ હતો, તેણે રાજા જયસિંહના સમયમા 'નજહતુલ મુશ્તાક' નામનું ભૂગોળ સંબંધી એક પુસ્તક લખ્યું જેમા

---

કહ્યું. પછી પોતાના પુરોહિતના કહેવાથી ખાંધ પર ગંગાજળની કાવડ રાખીને સોમનાથ પહોંચ્યો. ત્યા ત્રણ દિવસ શ્રદ્ધાપૂર્વક ઉપવાસ કરીને પુત્રપ્રાપ્તિ માટે શંકરની આરાધના કરતાં શંકરે પ્રસન્ન થઇને કહ્યુ: "તને પુત્રસુખ નહિ મળે. તારી ગાદી પર મહા પરાક્રમી કુમારપાલ બેસશે."

(જિનમંડન કૃત કુમારપાલપ્રબંધમા સિદ્ધરાજ જયસિંહનું વૃત્તાન્ત)

૨૪ જયસિંહસૂરિએ રસ વિષયમા જે કાંઈ લખ્યું છે તે જિનમંડનના કથનને બરાબર મળતુ આવે છે. (કુમારપાલચરિત, સર્ગ ૩, શ્લોક ૧–૬૨) જયસિંહસૂરિ અને જિનમંડનનાં પુસ્તકો જોવાથી પ્રતીત થાય છે કે જિનમંડને આ વૃત્તાંત જયસિંહસૂરિના કુમારપાલચરિતમાંથી પોતાના પુસ્તકમા ઉદ્ધૃત કર્યું છે.

૨૫ कुमारपालं राज्यार्हं मत्वा विद्वेष तं प्रति ॥ ६ ॥
पित्रादीन् घातयित्वा तं घातयामीति बद्धधीः ।
अघातयत्त्रिभुवनपालं संप्रेष्य घातकान् ॥ ६८ ॥
औद्धवदेहिकमाधाय पितुस्तद्धातकारणम् ।
कुमारो राजवर्गीणं प्रवीणात्प्रष्टवानदः ॥ ६९ ॥
... ... ... ... ... ...
यावदेष स्फुरद्वेषो न घातयति मामपि ।
तावत्परिच्छदं मुक्त्वा क्वापि यामि स्वजीवितम् ॥ ७६ ॥

જયસિંહસૂરિકૃત કુમારપાલચરિત સર્ગ ૩.

૨૬ અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ (અલ ઇદ્રસી) નો જન્મ ઈ. સ. ની અગીઆરમી સદીના અંતની આસપાસ મોરક્કો દેશના કયૂટા (Cueta) નગરમાં થયો હતો. તે ઇદ્રસી નામના પુરુષનો વંશજ હોવાને લીધે અલ્ ઇદ્રસી પણ કહેવાતો હતો. તે સિસિલીના બાદશાહ રાજર (બીજા)નો દરબારી હતો. તેની આજ્ઞાથી તેણે 'નજહતુલ મુશ્તાક' નામનું ભૂગોળ સંબંધી એક પુસ્તક લખ્યુ. તે હિંદુસ્તાનમાં આવ્યો હોય એમ લાગતું નથી; એટલે હિંદુસ્તાનના ભિન્ન ભિન્ન નગરો સંબંધી જે કાંઈ તેણે લખ્યું છે તે અન્ય લેખકોના તથા મુસાફરો પાસેથી સાંભળેલી વાતોના આધાર પર લખ્યાં હોય એમ પ્રતીત થાય છે.

અનહિલવાડના વિષયમા તે લખે છેઃ "નહરવાલેનો[૨૭] સ્વામી મોટો રાજા છે. તેને 'બલહરા'[૨૮] કહે છે, તેની પાસે મોટી સેના અને હાથી છે. તે બુદ્ધની[૨૯] મૂર્તિને પૂજે છે, શિર પર સોનાનો મુકુટ ધારણ કરે છે અને કીમતી પોશાક પહેરે છે. તે ઘણુંખરૂં ઘોડા પર સવાર થાય છે અને હફતાએ એક વાર જરૂર બહાર જાય છે. તે વખતે તેની હજૂરમાં માત્ર ૧૦૦ ઓરતો[૩૦] રહે છે, જેનો પોશાક કીમતી, હાથપગમાં સોના ચાંદીના કડા અને ઘુઘરીઆળા કેશ હોય છે. આ ઓરતો રાજાની સામે જુદી જુદી પ્રકારના ખેલ કરતી અને કૃત્રિમ લડાઇ લડતી ચાલે છે. રાજા જ્યારે કોઇ શત્રુની સાથે લડવા જતો અથવા પોતાના રાજ્ય પર ચઢી આવેલા પાડોશી રાજાને નસાડી મૂકવાને ચઢાઇ કરતો ત્યારે જ તેનો મંત્રી તથા સેનાપતિ તેનો સાથ કરતા. તેની પાસે હાથી ઘણા છે અને તે જ તેની સેનાનું મુખ્ય બળ છે. તેનો અધિકાર તથા 'બલહરા' ખિતાબ વંશપરંપરાનો છે. ઘણા યે મુસલમાન વ્યાપારીઓ વ્યાપારના નિમિતે બહુધા નહરવાલે જાય છે. રાજા તથા તેના મંત્રી તેમનું સન્માન તથા રક્ષણ કરે છે. નહરવાલાના લોક ચાવલ, દાળ, મગફળી, અડદ, મચ્છી તથા મરી ગયેલા[૩૧] જાનવરો ખાય છે અને કોઇ પણ પશુપક્ષીને મારતા નથી.[૩૨]

જયસિંહના સમયના હજી સુધીમાં ચાર શિલાલેખ મળ્યા છે, જેમાનો એક ભદ્રેશ્વર[૩૩]

---

૨૭ નહરવાલા =અનહિલવાડા. મુસલમાન લેખકોના પુસ્તકોમાં કયાક કયાંક અનહિલવાડને સ્થાને નહરવાલા લખેલું મળી આવે છે, જે અનહિલવાડનુ સૂચક છે ફારસીમા લખાયેલા ઉક્ત નામમાંથી અલિફ ( ا ) અક્ષર કાઢી નાખવાથી નહરવાલા રૂપ બની જાય છે.

૨૮ મુસલમાન લોકોએ પહેલાં પહેલા આ શબ્દપ્રયોગ માન્યખેટના ( દક્ષિણમાં ) રાઠોડોને માટે વાપર્યો હતો, જેમના 'વલ્લભરાજ' ખિતાબનું અપભ્રષ્ટ રૂપ આ 'બલહરા' છે. પછી પાછળના મુસલમાન લેખકો એ પ્રયોગ સામાન્ય રીતે 'મોટા રાજા'ને માટે વાપરવા લાગ્યા. અહીં પણ આ શબ્દ એ અર્થપ્રયોગમા જ વપરાયો છે અને એનો અર્થ 'રાજાઓના રાજા' હોવાનું અલ્ ઇદ્રસી પોતે લખે છે.

૨૯ બુદ્ધ=જૈન. જયસિંહ જૈનમૂર્તિનો પૂજક નહતો. તેના રાજ્યમાં જૈનોની સંખ્યા અધિક હતી, તેથી ઈદ્રસીએ તેને પણ જૈનમતાવલબી લખી દીધો છે. જયસિંહનો ઉત્તરાધિકારી કુમારપાલ વિ. સં. ૧૨૧૬ ( ઇ. સ. ૧૧૬૦ )મા જૈન થઇ ગયો હતો પરંતુ એ ઘટનાની કેટલાયે વર્ષ પૂર્વે ઈદ્રસીએ પોતાનું પુસ્તક 'નજહતુલ મુસ્તાક' લખ્યું હતુ.

૩૦ હિંદુસ્તાન ઉપર મુસલમાનોનો અધિકાર થયા પૂર્વે આ દેશમા પડદાની પ્રથા નહતી પણ પછીથી જે જે પ્રાંતોમાં તેમનું રાજ્ય થયું ત્યા ત્યા સ્ત્રીઓને પડદામાં રાખવાનો રિવાજ દાખલ થયો. પહેલાં રાજાઓની સાથે તેમની રાણીઓ તથા અન્ય સ્ત્રીઓ પણ બધે હાજર રહેતી હતી–જુઓ સોલંકીઓનો પ્રાચીન ઇતિહાસ. ભા. ૧ પૃ ૯૯

૩૧ આ કથન ચમાર વગેરે હલકી કોટિની જાતિઓ સંબંધી છે, અને નહિ કે સર્વસાધારણ જાતિઓ માટે.

૩૨ ઈલિયટ; હિસ્ટ્રી ઓફ ઇંડિયા ભા ૧, પૃ. ૮૯–૯૮

૩૩ પ્રાચીન ભદ્રેશ્વર નગર, વર્તમાન ભદ્રેશ્વર નગરની પૂર્વમા ( કચ્છના પૂર્વ તટ પર ) હતુ.

**જયસિંહના સમયના શિલાલેખ**

(ભદ્રાવતી) નો વિ૦ સં૦ ૧૧૯૫ આષાઢ સુદ ૧૦ (તા. ૧૯ જૂન ઈ૦ સ૦ ૧૧૩૮) નો છે.[૩૪] તેમા સિદ્ધરાજના મંત્રી દાદાક (દાદા) નું નામ મળે છે, જે સંભવ છે કે કચ્છ દેશનો હાકેમ રહ્યો હોય. બીજો ઉજ્જૈનથી મળેલો વિ૦ સં. ૧૧૯૫ જ્યેષ્ઠ વદ ૧૪ નો છે. એમાં જયસિંહને 'મહારાજાધિરાજ,' 'પરમેશ્વર,' 'ત્રિભુવનગંડ,' 'સિદ્ધ ચક્રવર્તી' 'અવંતીનાથ,' 'બર્બરકજિષ્ણુ,' આદિ ખિતાબો ઉપરાંત માલવાના રાજા યશોવર્માને જીતવાનો ઉલ્લેખ છે. એમા એમ પણ લખેલું છે કે એ જ સાલમાં જયસિંહના તરફથી મહાદેવ નાગનો નાગર બ્રાહ્મણ માળવાનો શાસક હતો. ત્રીજો લેખ, જે વિ૦ સં૦ ૧૧૯૬ (ઈ. સ. ૧૧૪૦) નો છે તે દોહદથી મળ્યો છે. એ ઉપરથી માલૂમ પડે છે કે જયસિંહે પોતાના સેનાપતિ કેશવને દધિપદ્ર (દોહદ) વગેરે જિલ્લા પર નિયુક્ત કર્યો હતો અને તે સેનાપતિએ ગોદ્રહક (ગોધરા) માં પોતાની માતાની સ્મૃતિમાં ગોગનારાયણની મૂર્તિ સ્થાપન કરી, જે નિમિત્તે ગોદ્રહકના સ્વામી વામનદેવે ભૂમિ આપી.[૩૫] ચોથો શિલાલેખ વાસવાડા રાજ્યના તલવાડા ગામમા ગણપતિની એક મૂર્તિની નીચે દટાએલો છે. દરરોજ પૂજાનું પાણી પડતું રહ્યું હોવાથી તેનો કેટલોક ભાગ બગડી ગયો છે, જેથી સંવતનો આકડો વાચી શકાતો નથી, તો પણ જે ભાગ બચી ગયો છે તેથી જણાય છે કે ચૌલુક્ય વંશના રાજા ભીમનો પુત્ર કર્ણ અને તેનો પુત્ર જયસિંહ થયો. જયસિંહે નરવર્માનું માન ખંડન કર્યું, પરમર્દિને કચરી નાખ્યો અને ગણપતિનું મંદિર બંધાવ્યું.

જયસિંહે વિ૦ સં. ૧૧૫૦ થી ૧૧૯૯ (ઇ. સ. ૧૦૯૪ થી ૧૧૪૩) સુધી ૪૯ વર્ષ રાજ્ય કર્યું. વિ. સં. ૧૧૯૯ (ઈ. સ. ૧૧૪૩) મા તેનો દેહાંત થતાં કુમારપાલ તેનો ઉત્તરાધિકારી થયો.[૩૬]

**જગદેવ**

જગદેવનું નામ રાજપૂતાના, ગુજરાત, માલવા વગેરે દેશોમાં વીરતા અને ઉદારતાને માટે પ્રસિદ્ધ છે અને દંતકથા કહે છે કે એ પરમારવંશના સિદ્ધરાજ જયસિંહનો દરબારી હતો. એ પ્રસિદ્ધિમાં સત્યનો થોડો અંશ અવશ્ય છે કારણકે પ્રબંધચિંતામણિમાં લખેલું મળે છે: "જગદેવ નામના ત્રિવિધવીર[૩૭] ક્ષત્રિયને જયસિંહે સન્માન સાથે પોતાની પાસે રાખ્યો હતો. પણ કુંતલ[૩૮] દેશના રાજા પરમર્દિ[૩૯]એ તેના ગુણોથી રંજિત થઈને

૩૪ આર્કિઑલૉજિકલ સર્વે ઑફ વેસ્ટર્ન ઇંડિયા, નં ૨ એપેન્ડિક્સ, પૃ ૧૩

૩૫ ઇંડિયન ઍન્ટીક્વેરી ભા. ૧૦; પૃ. ૧૫૯

૩૬ પ્રબંધચિંતામણિમાં જયસિંહનું વિ. સં. ૧૧૫૦ (ઈ. સ. ૧૦૯૪) મા રાજા થવું અને ૪૯ વર્ષ રાજ્ય કર્યાનું લખ્યુ છે (પૃ. ૧૯૦) તેજ લેખક પોતાની વિચારશ્રેણીમાં લખે છે કે વિ. સં. ૧૧૫૦માં જયસિંહ ગાદીનશીન થયો અને વિ. સં. ૧૧૯૯ કાર્તિક સુદ ૩ ને દિન તેનો દેહાંત થયો. ત્રણ દિવસ સુધી તેની પાદુકાનું રાજ્ય રહ્યું. પછી કુમારપાળ રાજા બન્યો.

(सं० ११५० सुत श्रीजयसिंहदेव राज्ये च वर्ष ४९. सं. ११९९ वर्षे कार्तिक सु० ३ निरुद्धं दिन ३ पादुकाराज्यं)—વિચારશ્રેણી. હસ્તલિખિત પુસ્તક

૩૭ દયાવીર, દાનવીર અને યુદ્ધવીર.

૩૮ જુઓ સોલંકીઓનો પ્રાચીન ઇતિહાસ ભા. ૧, પૃ. ૧૦૨

૩૯ પરમર્દિ (પેર્માડિ, પેર્માડિ યા પર્માડિ) નામ યા ઉપનામવાળા દક્ષિણમાં અનેક રાજા થઇ ગયા છે; પરંતુ જયસિંહના સમકાલીન કુંતલ દેશના રાજા પરમર્દિ દક્ષિણના ગોવાનો રાજા

તેને પોતાને ત્યાં બોલાવી લીધો અને તેના આવ્યા પછી તેણે (રાજાએ) એક લાખની કિંમતનાં બે વસ્ત્ર તેને ભેટ આપ્યાં. તેણે તે બંને વસ્ત્રો તે વખતે પોતાની વીરતાની પ્રશંસા કરનાર એક વેશ્યા, જે ત્યાં દરબારમાં નાચ કરી રહી હતી તેને આપી દીધાં. તે પછી પરમર્દિએ તેને કોઇ દેશનો સ્વામી (સામંત) બનાવી દીધો. ત્યા તેના ઉપાધ્યાયે (ગુરુએ) આવીને તેની પ્રશંસામા એક ગીત બનાવીને તેને સંભળાવ્યું. આથી તેણે તેને ૫૦,૦૦૦ મુદ્રાઓ આપી. પછી એક વખત પરમર્દિએ તેને એક પડોશી રાજાને હરાવવા સૈન્ય સહિત મોકલ્યો. જે સમયે તે દેવપૂજા કરી રહ્યો હતો ત્યારે શત્રુએ તેના સૈન્ય પર હુમલો કર્યો. પૂજા પૂરી થઈ ત્યારે તેણે ૫૦૦ યોદ્ધાઓ સહિત શત્રુ પર હુમલો કર્યો અને તેનો સંહાર કર્યો.[૪૦]

જગદેવ સંબધી ભાટોની કથાઓમા નીચે લખેલુ મળે છે: "ધારાનગરીના પરમાર રાજા ઉદયાદિત્યને વાઘેલી અને સોલંકી એમ બે રાણીઓ હતી. વાઘેલીથી રણધવલ અને સોલંકીથી જગદેવનો જન્મ થયો, જેમા રણધવલ મોટો હતો. અંદર અંદરના દ્વેષને કારણે જગદેવ પોતાની સ્ત્રીને સાથે લઇ અનહિલવાડના રાજા સિદ્ધરાજ જયસિંહની પાસે ચાલ્યો ગયો. તેણે તેની વીરતા આદિ ગુણોથી પ્રસન્ન થઈ સન્માનપૂર્વક પોતાના દરબારમાં રાખ્યો અને ૧૦૦૦૦ મુદ્રા માસિક પગાર ઠરાવ્યો. તેની સ્વામીભક્તિ તથા દૃઢતાથી પ્રસન્ન થઇ જયસિંહે પોતાની પુત્રીનો તેની સાથે વિવાહ કર્યો અને તેને એક મોટી જાગીર પણ આપી. ૧૮ વર્ષ સુધી જયસિંહની સેવા કરીને તે પોતાના પિતા પાસે પાછો આવ્યો. તેણે તેની વીરતાથી પ્રસન્ન થઇને પોતાનો ઉત્તરાધિકારી બનાવ્યો અને પોતાના વૃદ્ધ પુત્ર રણધવલને ૧૦૦ ગામોની જાગીર આપી. જગદેવે માલવાની ગાદી પર બેસીને ૫૨ વર્ષ રાજ્ય કર્યું અને ૮૫ વર્ષની અવસ્થાએ દેહ છોડયો. તેની પછી તેનો પુત્ર જગધવલ માલવાનો રાજા થયો."

ઉપર ઉદ્ધૃત કરેલા પ્રબંધચિંતામણિ તથા ભાટોના લેખોમાંથી એક પર પણ હું પૂર્ણ રીતે વિશ્વાસ મૂકી શકતો નથી. પ્રબંધચિંતામણિકારને જગદેવના હાલ ઠીક ઠીક માલૂમ હતા એ નિશ્ચયપૂર્વક નહિ કરી શકાય, કારણકે તે આગળ ચાલતા ઉક્ત પરમર્દિના સંબંધમાં લખે છે: "તે સપાદલક્ષ ( અજમેર ) ના રાજા પૃથ્વીરાજ[૪૧] થી હારીને પોતાની રાજધાનીમા નાસી આવ્યો." અને ભાટોનું લખાણ તો નિર્મૂલ છે કારણકે ઉદયાદિત્યની પછી જગદેવ અને જગધવલ નામના રાજા માલવામા થયા જ નથી. માલવાના પરમારોના

વિક્રમાદિત્ય છઠ્ઠો, જેની રાજધાની કલ્યાણ હતી, તે હોવો જોઇએ. જિનમંડનોપાધ્યાયના કુમારપાલ પ્રબંધમા જે તલવાર યોગિનીઓની સામે જયસિંહે વાપરી હતી તે કલ્યાણ કટક ( કલ્યાણ )ના રાજા પેર્માડિ ( પરમર્દિ ) ની પાસેથી આવ્યાનું લખ્યું છે.

૪૦ પ્રબંધચિંતામણિ પૃ. ૨૯૬-૩૦૦.

૪૧ અજમેરના પ્રસિદ્ધ ચૌહાણ રાજા પૃથ્વીરાજે કુંતલદેશના રાજા પરમર્દિને નહિ, પરંતુ બુંદેલખંડના ચંદેલ રાજા પરમર્દિ ( પરમાલ )ને વિ૦ સં. ૧૨૩૯ ( ઇ. સ. ૧૧૮૨ )માં હરાવ્યો હતો. પ્રબંધચિંતામણિકાર કુંતલદેશ તથા બુંદેલખંડ પર રાજ્ય કરનાર 'પરમર્દિ' નામના બે ભિન્ન વંશના રાજાઓને એક જ સમજે છે, એ તેનો ભ્રમ છે.

લેખો પરથી માલૂમ પડે છે કે જયસિંહના રાજા થવા પૂર્વે જ ઉદયાદિત્ય મરી ગયો હતો.[૪૨] અને તેની પછી તેનો પુત્ર લક્ષ્મદેવ, લક્ષ્મદેવની પછી તેનો નાનો ભાઇ નરવર્મા અને તેની પછી તેનો પુત્ર યશોવર્મા માલવાની ગાદી પર બેઠો. એ રાજાઓમાંથી નરવર્મા અને યશોવર્મા જયસિંહના સમકાલીન હતા. ઉપરના લેખોમા વિશ્વાસયોગ્ય કોઇ વાત હોય તો તે એ છે કે જગદેવ નામના કોઇ વીર ક્ષત્રિયે થોડા સમય સુધી ગુજરાતના રાજા જયસિંહની સેવા કરી હતી.[૪૩] જગદેવ નામની કોઇ વ્યક્તિ માલવાના પરમાર રાજા ઉદયાદિત્યના વંશમા કદાચ થઇ હોય,[૪૪] પણ માલવાનો રાજા થઇ નથી.

ગૌરીશંકર હીરાચંદ ઓઝા

૪૨ જયસિંહનો રાજ્યાભિષેક વિ. સ. ૧૧૫૦ (ઈ. સ. ૧૦૯૪)મા થયો અને ઉદયાદિત્યનો લેખ વિ. સ. ૧૧૪૩ ની આસપાસનો મળ્યો છે. ઉદયાદિત્યની પછી લક્ષ્મદેવ અને લક્ષ્મદેવની પછી નરવર્મા માલવાનો રાજા થયો. નરવર્માના સમયનો વિ. સ. ૧૧૬૧ (ઇ. સ. ૧૧૦૪)નો એક લેખ મળ્યો છે. એ સંવતમા જયસિંહની ઉમર ૧૪ વરસની હોવી જોઇએ.

૪૩ જયસિંહની પછી પણ જગદેવનું નામ ગુજરાતમાં પ્રસિદ્ધ હતુ, કારણકે સોમેશ્વરે પોતાના કીર્તિકૌમુદીમા ભીમદેવ (બીજો) ના રાજ્યની અવનત દશાના વર્ણનમા ગુર્જર રાજ્યલક્ષ્મીના મુખેથી કહેવરાવ્યુ છે—જગદેવ ન હોવાને લીધે આપણા લોકોએ જ શત્રુઓની પેઠે મારી દુર્દશા કરી છે. તેની હયાતીમા શત્રુઓ ડરના માર્યા ગુજરાતની રાજધાનીમાં પ્રવેશ કરી શકતા નહિ.

—સર્ગ ૨, શ્લોક ૬૬

૪૪ માલવાના પરમાર રાજા ઉદયાદિત્યના વંશજ અર્જુનવર્માએ પોતાની રચેલ 'અમરુશતક'ની 'રસિકસંજીવની' ટીકામાં જગદેવને પોતાના પૂર્વજ પુરુષ બતાવ્યા છે અને તેની પ્રશંસાનું એક પદ્ય ઉદ્ધૃત કર્યું છે:—

यथास्यत्पूर्वजरूपवर्णने नाचिराजस्य—
सत्रासा इव सालसा इव लसद्‌गर्वा इवार्द्रा इव
व्याजिह्मा इव लज्जिता इव परिभ्रान्ता इवार्ता इव।
त्वद्रूपे निपतन्ति कुत्र न जगद्देवप्रभो सुभ्रुवां
वासावर्तमनन्तितोत्पलदलद्रोणोद्भुवो दृष्टयः॥

—કાવ્યમાળામાં છપાયેલું સટીક અમરુશતક પૃ૦ ૯

# ચૈતન્ય વિષેનાં પદો

૧

નદિયા આકાશે આસિ, ઉદિલો ગૌરાંગ શશિ,
ભાસિલો સકલે કુતૂહલે;
ભાગિલો ગગનશશિ, માખિલો વદને મસી,
કાલ પેયે ગ્રહણેર છલે.
વામાગણ ઉચ્ચ સ્વરે જય જય ધ્વનિ કરે
ઘરે ઘરે બાજે ઘંટા શાંક;
દાદામા દમડ કાસી, સાનાઇ ભેઉડ બાંસી,
તૂરી ભેરી આર જયઢાક.
મિશ્ર જગન્નાથ મન, મહાનન્દે નિમગન
શચીર સુખેર સીમા નાઇ;
દેખિયા નિમાઇર મુખ, ભૂલિલા પ્રસવદુઃખ,
અનિમિષે પુત્રમુખ ચાઇ.
ગ્રહણેર અંધકારે, કેહ ના ચિનયે કારે,
દેવ નરે હઇલો મિશામિશિ;
નદિયા નાગરી સંગે, દેવનારી આસિ રંગે,
હેરિ છે ગૌરાંગ રૂપરાશિ.
પુત્રેર વદન દેખિ, જગન્નાથ મહા સુખી,
કરે દાન દરિદ્ર સકલે,
ભુવન આનંદમય, ગૌરવિધુ સમુદય,
બાસુ કહે જીવ ભાગ્ય ફલે.

**નોંધ:**—આ પદ ચૈતન્ય દેવના જન્મોત્સવને લગતું છે.

**ભાવાર્થ:**—નવદ્વીપના આકાશમા ગૌરાંગચંદ્રનો ઉદય થયો તેથી સૌ આનન્દાશ્ચર્યમાં ડૂબી ગયા; અને ચંદ્ર પણ ગ્રહણને બહાને શ્યામ વદન કરી છૂપાઇ ગયો.

સ્ત્રીઓએ મંગલધ્વનિ કર્યો અને શંખ, ઘંટા, શરણાઈ, ઢોલ, મૃદંગ વગેરે વાદ્યો વાગવા લાગ્યાં.

જગન્નાથ મિશ્રના આનંદની આજે સીમા ન હતી. શચીદેવી પણ પુત્રનું મુખદર્શન કરીને પ્રસવવેદનાનું કષ્ટ વીસરી ગયાં, અને તેના મુખને અનિમિષ નેત્રે જોવા લાગ્યાં.

ચૈતન્ય દેવનું દર્શન કરવા આવેલા દેવો અને મનુષ્યો સેળભેળ થઈ ગયા. ગ્રહણથી થએલા અંધકારને લીધે કોઈ કોઈને ઓળખી શક્યા નહિ. દેવાંગનાઓ પણ સ્ત્રીઓની સાથે ભળી ગઈ અને અતિ સ્વરૂપવાન ગૌરાંગને નિહાળવા લાગી.

પુત્રના મુખનું દર્શન કરીને આનંદિત થએલા જગન્નાથ મિશ્રે સારી રીતે દાન કર્યું; ગૌરચંદ્રના ઉદયથી આખું જગત આનંદી થઇ ગયું અને સૌનો ભાગ્યોદય થવા આવ્યો હતો એમ બાસુ ઘોષ કહે છે.

૨

### રાગ—મંગલ

ચૌદિકે મહાન મેલિ, કરયે કીર્ત્તન કેલિ,
સાત સંપ્રદાય ગાયે ગીત;
બાજે ચતુર્દશ ખોલ, ગગન ભેદિલ રોલ,
દેખી જગન્નાથ આનંદિત.
ઉન્મત્ત નિત્યાનંદ, આચાર્ય અદ્વૈતચંદ્ર
પંડિત શ્રીવાસ હરિદાસ;
એ સબારે સંગે કરિ, માઝે નાચે ગૌરહરિ
ભક્તમંડલ ચારિ પાસ.
હરિ હરિ બોલ બોલે, પદભરે મહી ટલે,
નયને બહે જલધાર;
પ્રેમેર તરંગ રંગ, સુમેરુ જિનિયા અંગ
તાહે અષ્ટ સાત્ત્વિક વિકાર.
ભાવાવેશે ગોરારાય નાચિતે નાચિતે જાય,
ધીરે ધીરે ચલે જગન્નાથ;
આનંદ વિરમજ મન, દેખિ પ્રેમ સંકીર્ત્તન
નિજ પરિકરગણ સાથ.
દૂરે ગેલો દુઃખ શોક, પ્રેમાય ભાસિલો લોક,
સ્થાવર જંગલ પશુપાખી;
સે પ્રેમવિલાસ ધામ, જદુ કહે અનુપામ
જે દેખિલો સેઇ તાર સાખી.

**નોંધ**—શ્રી જગન્નાથજીની રથયાત્રાને પ્રસંગે ચૈતન્યદેવ રથની આગળ આગળ ભક્તમંડળ સહિત નૃત્ય કરતા જતા હતા તે પ્રસંગનું આ પદમાં વર્ણન છે.

**ભાવાર્થ**—પોતાના ભક્તોના સાત વિભાગ કરીને ચૈતન્યદેવે મુખ્ય ભક્તોની વચમાં રહીને કીર્તન કરવા માડ્યું. ચૌદ ચૌદ મૃદંગો વાગવા લાગ્યાં અને આકાશ ગાજી રહ્યું. એ દશ્ય જોઇને જગન્નાથજી પણ પ્રસન્ન થયા.

પ્રેમોન્મત્ત નિત્યાનંદ, અદ્વૈત આચાર્ય, શ્રીવાસ પંડિત અને હરિદાસ વગેરેને લઇને ગૌરહરિએ (ચૈતન્યદેવ) નૃત્ય કરવા માંડ્યુ; અને એમના ભક્તો એમની આસપાસ નૃત્ય કરવા લાગ્યા.

"હરિ બોલ હરિ બોલ" એવા ઉદ્ગાર નીકળતા ગયા અને પૃથ્વી ધ્રૂજવા લાગી. ચૈતન્યદેવના નેત્રે અશ્રુધારા વહેવા લાગી. એમના સુમેરૂ પર્વત જેવા સુશોભિત દેહ ઉપર પ્રેમના તરંગો ખેલવા લાગ્યા અને તેના ચિહ્ન સ્વરૂપ અશ્રુ, કંપ, પુલક વગેરે આઠ સાત્ત્વિક વિકાર પ્રકટ થવા લાગ્યા.

ગૌરાંગદેવ (ચૈતન્ય) ભાવમગ્ન દશામાં નૃત્ય કરતા ચાલતા હતા અને તેમનાં નૃત્યને જોઇને રાજી થતા જગન્નાથદેવ પણ રથ ધીમો ધીમો જવા દેતા હતા. આ પ્રેમમય સંકીર્તન જોઇને તેમને પોતાને તેમ જ તેમના સેવકોને ખૂબ સાનંદાશ્ચર્ય થયું.

લોકો પોતપોતાના દુઃખ વીસરી ગયા. પશુ, પક્ષી, સ્થાવર જંગમ તમામ પ્રેમમગ્ન થઈ ગયા. તે પ્રેમવિલાસના ધામરૂપ ચૈતન્યદેવનું કીર્તન જેમણે જોયું છે તેઓ તેમના સાક્ષી છે.

૩

પૂર્વરાગ : રાગ કામોદ

નિરમલ ગોરા તનુ, કસિત કાંચન જનુ,
હેરઇતે પડિ ગેલુ ભોર;
ભાવ ભુજંગમે, દંશલો મઝુ મન
અનરે કાંપયે મોર.
સજનિ ! જબ હામ પેખલું ગોરા.

આકુલ દિગ્વિદિગ્ નાહિ પાઇ યે, મદન લાલસે મન ભોરા;
અરુણિત નયને, તેરછ અવલોકને, બરિખે કુસુમ સર સાધે
જીવઇતે જીવને, થેહ નાહિ પાઇલુ, ડૂબલુ ગગા અગાધે
મંત્ર મહૌષધિ, તુંહુ જાનસિ, મઝુ લાગિ કરવિ ઉપાય.
વાસુદેવ ઘોષ કહે, શુનો શુનો એ સખિ ! ગોરા લાગિ પ્રાણ.
ગોર જાય.

**નોંધ :** ચૈતન્યદેવના પ્રતિ પોતાના દિલમા પ્રકટેલો પ્રેમ એક ભક્ત બીજા ભક્તની આગળ વ્યક્ત કરે છે.

ભાવાર્થ :—શુદ્ધ સુવર્ણના જેવી કાંતિવાળા ગૌરાંગનું રૂપ જોઇને હું બહાવરી બની ગઈ છું. ભાવ રૂપી સાપે મારા મનને દંશ દીધો છે અને મારું હૃદય ધડકી ઊઠે છે. ઓ સખિ ! ગૌરાંગને મેં દીઠા ત્યારે હું મદન વિવશ થઇને દિશાઓનું ભાન ભૂલી ગઈ. તેમણે પોતાનાં રતુમડાં નેત્રો વડે મારા તરફ એક કટાક્ષ ફેંક્યું એટલે તેમાંથી કામદેવનાં બાણ વરસવા લાગ્યાં. હું અગાધ પ્રેમગંગામા ડૂબી ગઇ ને હજી હું તળીએ બેઠી નથી. જો એ વિષને ઉતારવાનો કોઇ મંત્ર તું જાણતી હોય તો મારે માટે કાંઇ કર. વાસુદેવ ઘોષ કહે છે કે ગૌરાંગને માટે મારો જીવ જવાની તૈયારીમા છે.

૪

### માન : રાગ-ગાંધાર

ગોરા પહુ વિરલે બસિયા, અવનત વદન કરિયા.
ભાવાવેશે ઢ્લુ ઢ્લુ આઁખિ, રજનિ જાગલો હેન સાખી.
વિરસ વદને કહે બાનિ, આશા દિયા વંચિલા રજના.
કાદિયા કહયે ગોરા રાય, એ દુઃખ સહને નહિ જાય.
કાતરે કહયે સવિષાદ, નરહરિ માગે પરસાદ.

**નોંધ :**—આ પદમા ચૈતન્યદેવની પ્રેમાતૂર અવસ્થાનું ચિત્ર છે.

**ભાવાર્થ :**—ગૌરાંગ પ્રભુ એકાંતમાં નીચું વદન કરી બેસી રહ્યા છે. ભાવાવેશને લીધે તેમના નેત્રો જરા જરા મીંચાઇ જાય છે. આવી જ અવસ્થામાં તે આખી રાત જાગ્યા હોય એમ લાગે છે. નિસ્તેજ વદને તે બોલવા લાગે છે અને કહે છે કે કૃષ્ણે મને મળવાની આશા આપી હતી પણ તેણે મને છેતર્યો. એમ કહેતાં તે રડી પડે છે અને કહે છે કે આ દુઃખ હવે મારાથી સહન થતું નથી.

૫

### ગૌરવિરહ : રાગ સુહઇ

હરિ હરિ ગોરા કોથા ગેલો, મરમે પશિલો શેલ બાહિર ના હઇલો.
કાહારે કહિબો દુઃખ ના નિઃસરે બાનિ,
અનુક્ષણે પડે મને ગોરા ગુણ મણિ.
મો જદિ જાનિતામ ગોરા જાવે રે છાડિયા,
પરાણે પરાણ દિયા રાખિતામ બાધિયા.
ગદાધર દામોદર કેમને બાંચિબે ?
એત દિને બાસુ ઘોષ પરાણે મરિબે.

**નોંધઃ**—ચૈતન્યદેવે સંન્યાસ દીક્ષા લેવા માટે નવદ્વીપ છોડ્યું તે વખતે તેમના ભક્તોને થએલો શોક આ પદમાં વર્ણવ્યો છે.

**ભાવાર્થઃ**—અરે! ગૌરાગ ક્યા ચાલ્યા ગયા ? એમનો વિરહનું બાણ અમારા હૃદયમાં એટલું ઊંડુ પેશી ગયું છે કે તે બહાર નીકળી શકતું નથી. અમારા મુખમાંથી વાણી નીકળતી નથી એટલે અમારું દુઃખ અમે કહીએ પણ કોને ? પળે પળે ગુણભંડાર ગૌરાંગ અમને યાદ આવે છે. જો ગૌરાંગ મને તજીને ચાલ્યા જશે એવું હું જાણતો હોત તો તો તેમને હું મારા હૃદયની સાથે બાધી રાખત. બિચારા ગદાધર અને દામોદર કેમ કરીને જીવી શકશે ? અને બાસુ ઘોષ પણ ઝૂરી ઝૂરીને મરી જશે.

૬

### ગૌરાંગરૂપ વર્ણન : રાગ સુહઇ

અહા મરિ ! ગોરા રૂપે કિ દિબો તુલના ?
તુલના નહિલ જે કષિલ બાણ સોના.
મેઘેર બિજુરી નહે રૂપેર ઉપામ;
તુલના નહિલ રૂપે ચંપકેર દામ.

તુલના નહિલ સ્વર્ણ કેતકીર દલ;
તુલના નહિલ ગોરોચના નિરમલ.
કુંકુમ જિનિયા અંગગંધ મનોહરા;
બાસુ કહે કિ દિયા ગડિલો વિધિ ગોરા ?

**ભાવાર્થ:**—ગૌરાંગના રૂપની તુલના હું કોની સાથે કરું ? શુદ્ધ સુવર્ણની સાથે સરખાવાય એમ નથી. આકાશની વીજળી પણ ઉપમાને માટે યોગ્ય નથી. તેવી જ રીતે ચંપાની કળી અથવા કેતકીની પાખડી અથવા ગોરોચના એવા કોઇ પણ પદાર્થની સાથે તેની અંગકાંતિને સરખાવી શકાય નહિ. તેના અંગની સુવાસ સુગન્ધી કુંકમ કરતાં ચડીઆતી છે. બાસુ કહે છે કે વિધિએ કયા પદાર્થમાંથી એના દેહને ઘડયો હશે ?

૭

## રાગ-ધાનશ્રી

શયને ગૌર સ્વપને ગૌર ગૌર નયનેર તારા;
જીવને ગૌર મરણે ગૌર ગૌર ગલાર હારા.
કહોના ગૌર કથા, ભાઈ કહોના ગૌર કથા;
ગોરારસે નામ અમીયાર ધામ પિરીતિ મૂરતિ દાતા;
હિયાર માઝારે ગૌરાંગ રાખિયા વિરલે બસિયા રબો
મનેર સાધેતે સે રૂપ ચાંદેરે નયાને નયાને થોબો;
ગૌર શબ્દ ગૌર સંપદ સદા જાર હિયાય જાગે
કહે નરહરિ તાહાર ચરણે સતત શરણ માગે

**ભાવાર્થ:**—ગૌરાંગ મને આખની કીકી જેવા પ્રિય છે. શયનમાં અને સ્વપ્નમાં મને તેનું જ સ્મરણ થયા કરે છે. જીવનમાં તેમ જ મરણ વખતે પણ મને તેનું જ સ્મરણ રહો. તે મારા હૈયાનો હાર છે. મારી આગળ તેની જ વાત કરજો તેનું નામ અમૃતનો ભંડાર છે, અને પ્રેમનો ઉદય કરાવે છે. હું તો તેને મારા હૈયામાં સંતાડી રાખીને એકાંતમાં બેસી રહીશ અને એ ચંદ્રને નેત્ર ભરી ભરીને જોયા કરીશ. જેના હૃદયમાં સદા યે ગૌરાંગનું નામ અને ગૌરાંગનો પ્રેમ જોવામા આવશે તેનુ નરહરિ હમેશા શરણ લેશે.

૮

## રાગ બિભાસ

ગૌર નાહતો તબે કિ હઇતો કેમને ધરિતો દે ?
રાધાર મહિમા પ્રેમરસસીમા જગતે જાનાઇતો કે ?
મધુર વૃન્દા વિપિન માધુરી પ્રવેશ ચાતુરી સાર,
વરજ જુવતી ભાવેર ભક્તિ શક્તિ હઇતો કાર ?
ગાઓ પુન પુન ગૌરાંગેર ગુણ સરલ હોઇયા મન,
એ ભવસાગરે એમન દયાલ ના દેખિયે એક જન.
ગૌરાંગ બોલિયા ના ગેનુ ગલિયા કેમને ધરિનુ દે ?
બાસર હિયા પાષાણ દિયા કેમને ગડિયા છે ?

ભાવાર્થઃ—ગૌરાંગ ન હોત તો રાધાના પ્રેમનો મહિમા અને તેની પરાકાષ્ટા જગતને કોણ બતાવત? અને ત્યારે જગતનું શું થાત? તે શાને આધારે જીવત? વૃન્દાવનલીલાનું માધુર્ય, તેમાં પ્રવેશ કરવાનો ઉપાય અને વ્રજાંગનાઓની પ્રેમભક્તિનું સ્વરૂપ કોણ શીખવત! માટે સરળ મનથી એ ગૌરાંગના ગુણ ગાઓ. આવો દયાળુ આખા જગતમાં બીજો એક પણ નથી. "ગૌરાંગ" એવું બોલતાં જેનું હૃદય દ્રવિત ન થાય તેનું જીવ્યું ફોગટ છે. બાસુ કહે છે કે મારું હૃદય તો પત્થરનું જ હોવું જોઈએ.

૯

### શ્રીરાગ

કે જાબે કે જાબે ભાઇ ભવસિન્ધુ પાર?
ધન્ય કલિજુગે રે ચૈતન્ય અવતાર.
આમાર ગૌરાંગેર ઘાટે અદાન ખેયા વય,
જડ અંધ આતુર અવધિ પાર હય.
હરિનામેર નૌકાખાનિ શ્રીગુરુ કાંડારિ,
સંકીર્તન કેરોયાલ દુબાહુ પસારિ.
સબ જીવ હઇલો પાર પ્રેમેર બાતાસે,
પડિયા રહલો લોચન આપનાર દોષે.

અરે ભાઇઓ! કોને કોને ભવસાગરની પાર જવું છે?

ભાવાર્થઃ—કલિયુગમાં ચૈતન્યનો અવતાર થયો તેથી રૂડાં વાનાં થયાં. અમારા ગૌરાંગનાં ઘાટ પર ભવસાગરની પાર જવાની નૌકા છે. તેમાં બેસવા માટે કશું ભાડું આપવું પડતું નથી. આંધળાં, લૂલાં, રોગી, મૂર્ખ સૌ બેસીને સંસાર તરી જાય છે. હરિનામની નૌકાને સંકીર્તનરૂપી હલેસાં અમારા ગુરુ ચલાવે છે અને પ્રેમના વાયુથી ગતિમાન થએલી નૌકા જે આવે તેને લઈને પેલે પાર ચાલી જાય છે. બિચારો લોચનદાસ એકલો જ તેના ભૂંડા ભાગ્યને લીધે અહીં પડી રહ્યો છે.

નર્મદાશંકર પંડ્યા

# "સુવર્ણયુગનાં સર્જન"

શ્રી. કનૈયાલાલ મુનશી દર વર્ષે જન્માષ્ટમીની આસપાસ સાહિત્ય સંસદના વાર્ષિક અધિવેશનમા પ્રમુખસ્થાનેથી એક વ્યાખ્યાન આપે છે. એમનાં આ પ્રકારનાં આગલાં વ્યાખ્યાનોએ ખૂબ ચર્ચાઓ જગાડેલી. પણ ગયા વર્ષનું વ્યાખ્યાન એ ચીલો છોડીને ચાલેલું, અને આ વર્ષના વ્યાખ્યાન માટે પણ એમ જ કહી શકાય. ગયે વર્ષે બારડોલીના અદ્‌ભુત અનુભવની પ્રેરણાથી મૂલ્ય પરિવર્તનનો મહિમા ગાયો હતો. ગુજરાતના એક ભાગમાં અમુક સમય અને કાર્ય પરત્વે આવેલી અદ્‌ભુત એકતાએ આર્યાવર્તની અભેદ એકતા ઝંખતા આ સાહિત્યકારને આંજી નાખેલા. આ વર્ષે આ દેશના પ્રાચીન ઇતિહાસમાથી આર્યાવર્તે દોઢેક હજાર વર્ષ પહેલા સાધેલી એકતા અને સર્જેલાં 'સર્જનો' નું કાવ્ય રચ્યું છે.

'સુવર્ણયુગનાં સર્જન' એક રીતે ઐતિહાસિક ગદ્યકાવ્ય કહી શકાય. ગુપ્ત સમયનાં ઐતિહાસિક સાધનોમાંથી સામગ્રી લઇને કલ્પનાથી એવું ભભકભર્યું વર્ણન કર્યું છે કે એ વર્ણનને ગદ્યકાવ્ય જ કહેવું જોઇએ. અલબત્ત, જેટલે અંશે કાવ્યગુણ એમાં આવ્યો છે તેટલે અંશે ઐતિહાસિક ચોકસાઇનો ગુણ ઓછો થયો છે. પણ ઇતિહાસનું પ્રકરણ હોવાનો એ વ્યાખ્યાનનો દાવો જ નથી. આરંભમાં સસદ્‌ની વર્તમાન સ્થિતિની વાત કર્યા પછી અને ડાયોજીનીસ પેઠે સંસદે આપઘાત કરવાનો પ્રસંગ અત્યારે તો ઉપસ્થિત થયો નથી એમ નક્કી કર્યા પછી આર્યાવર્તમાં એકતા પાછી આવશે કે નહિ? "નવસૃષ્ટિનું સર્જન આપણને શક્ય છે કે નહિ, એ સર્જન માટે નિઃસીમ ઉત્સાહ અને પ્રચંડ પરાક્રમશક્તિ આપણને સાંપડશે કે નહિ?" એ વિચારમા પડી જતા આ સર્જકની પ્રતાદષ્ટિ આગળ ગુપ્તકાળ ખડો થાય છે. ગુપ્તકાળના આરંભ પહેલાંનાં સોએક વર્ષો માટે તો આ દેશના ઇતિહાસનું પાનું ઝાંખું વંચાય છે, અને પાર્જિટર વગેરે પુરાણવિવેચકો આધુનિક પુરાણોની રચના ગુપ્તકાળના આરંભ વખતે થઇ છે એમ નક્કી કરે છે એનો આધાર લઇને શ્રી. મુનશી પુરાણોનુ કલિવર્ણન ગુપ્તયુગના ઉદય પહેલાંની આ દેશની સ્થિતિનું ચિત્ર છે એમ ગણે છે. ત્રીજા ખંડમાં આ વર્ણન છે. એમા પુરાણોક્ત કલિવર્ણનનાં વચનોનો કલ્પનામિશ્રિત છૂટો અનુવાદ છે.

એક અને અભેદ આર્યાવર્ત માટે આર્યોએ સુંદર સ્વપ્નાંઓ જોયાં, એ સ્વપ્નાંઓને સરસ વાણીમા ઉતાર્યા અને એ અભેદ એકતા સરજવા માટે અનહદ પરાક્રમો કર્યાની શ્રી. મુનશી જે વાત કરે છે તે માનવામાં વાંધો નથી લાગતો. એ માટે આડકતરા પુરાવાઓ પુષ્કળ છે જેમાંથી ૫-૭નું સૂચન ત્રીજા ખંડમા શ્રી. મુનશીએ કર્યું છે.

ચોથા ખંડમાં અંધકારમાં વીજળીના ચમકારારૂપે ગુપ્ત વંશના આરંભનું વર્ણન એમની ખાસ શૈલીમા કર્યું છે. ચોથા અને પાચમા ખંડમાં શ્રી ગુપ્ત અથવા વિશ્વસ્ફૂર્ણીથી આરંભી સમુદ્રગુપ્ત સુધીનું ઐતિહાસિક સાધનોમાંથી લીધેલું પણ ભભકભર્યું ટૂંકું વર્ણન છે. (અલબત્ત આ વિશ્વસ્ફૂર્ણિ કે જે નામ હોય તે માટે પુરાણો સિવાય સમકાલીન પુરાવો નથી.)

ખંડ છઠ્ઠામાં ધર્માદિત્ય સમુદ્રગુપ્તને ધર્મ પ્રેરનાર યાજ્ઞવલ્ક્ય (એ નામની સ્મૃતિના કર્તા) હતા એમ કલ્પના કરી છે. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ ઇ. સ. ચોથા શતકમાં રચાઇ છે એમ પુરાતત્ત્વજ્ઞોની સામાન્ય માન્યતા છે. અને સમુદ્રગુપ્તનો સમય પણ એ જ છે. એ ઉપરથી એમના પોતાના શબ્દોમાં "ઇતિહાસના અગમ્ય કોયડા ઉકેલવાની ધૃષ્ટતા કરીને" શ્રી. મુનશી આ બેયનો ચક્રવર્તી રાજા સમુદ્રગુપ્તનો અને સ્મૃતિકાર યાજ્ઞવલ્ક્યનો યોગ કરી દે છે. આ યોગ માનવા માટે ચોક્કસ પુરાવો કાંઇ નથી. અને એ જ કારણથી શ્રી. મુનશી પોતાની કલ્પનાને ધૃષ્ટતા કહે છે. મનુસ્મૃતિ સ્માર્ત સાહિત્યમાં સર્વશ્રેષ્ઠ મનાય છે છતા વ્યવહારમાં યાજ્ઞવલ્ક્યનો જ ઉપયોગ આ દેશમાં બધે વધારે પ્રમાણમાં થાય છે. શ્રી. મુનશી પ્રશ્ન કરે છે કે "આ સ્મૃતિનું શાસન કયા રાજકર્તાએ આર્યાવર્તમા પ્રવર્તાવ્યું? અને શ્રી. મુનશી કલ્પનાબળથી જવાબ આપે છે કે અશ્વમેધ કર્તા સમુદ્રગુપ્તે અને યોગીન્દ્ર યાજ્ઞવલ્ક્યે કેવા શાસનો પ્રવર્તાવ્યાં? એનું વર્ણન ખંડ છઠ્ઠામાં, સાતમામાં તથા આઠમામા છે. ગુપ્તોના સમયમાં સંસ્કૃત ભાષા આખા ભારતવર્ષની શિષ્ટ ભાષા તરીકે સ્વીકારાઇ છે. જો કે સામાન્ય લોકસમૂહોમાં પ્રાકૃતોનો તથા એની પુત્રીઓનો ઉપયોગ થતો. એ વખતના સ્મૃતિકારોએ જે વર્ણાશ્રમ વ્યવસ્થા બાંધી તેનો જ પૌરાણિકોએ પ્રચાર કર્યો અને પછી થયેલાં સર્વ રાજકુળોએ એને અનુસરીને જ રાજ્યશાસન ચલાવ્યું. ગુપ્ત સમયમા કે તે પહેલા તરતમા આ દેશની સામાજિક વ્યવસ્થાએ જે નિશ્ચિતરૂપ પકડયું તે લગભગ હમણાં સુધી ચાલ્યું. બ્રાહ્મણોનું પૂજ્યત્વ, દાનમહિમા, સંસ્કાર સંરક્ષણ, અને છેવટ બાળલગ્ન પણ એ બધાનાં મૂળ ગુપ્ત સમયથી આગળ નથી જતા. શ્રી મુનશીએ "આ નવવિધાનમા યાજ્ઞવલ્ક્યસ્મૃતિનાં વચનોનો આધાર લીધો છે અને હિરણ્યકેશીગૃહ્યસૂત્ર, મનુસ્મૃતિ વગેરે સાથે થોડી તુલના કરી યાજ્ઞવલ્ક્યની વિશેષતા દર્શાવવાનો પ્રયાસ કર્યો છે.

પણ કદાચ યાજ્ઞવલ્ક્ય કે બીજા કોઈ એક માણસનું કાર્ય આ નહિ હોય; અનેક "સંસ્કાર સ્વામી"ઓના પ્રયત્નનું પરિણામ હશે, એમ સ્મૃતિઓ પુરાણો વગેરે જોતાં લાગે છે.

"સ્ત્રીત્વને બાળલગ્ન અને એક લગ્નના સાંડસામાં (યાજ્ઞવલ્ક્યે) કેમ પકડયું?" એ પ્રશ્નના ઉત્તરમાં કેવી પરિસ્થિતિમા કુળ કે દેશના સંસ્કારને જાળવનાર–અણમોલા ધનરૂપ સ્ત્રીના સંરક્ષણની સ્મૃતિકારોને આવશ્યકતા લાગી અને તેઓએ હાલમા પ્રવર્તતા નિયમો કર્યા એનું શ્રી. મુનશીએ ખંડ આઠમામા વર્ણન કર્યું છે. આ ભાષણ વંચાયા પછી આ મુનશી, પ્રણાલિકા ભંગના ઉપદેશક, બાળલગ્નનો બચાવ કરે છે એ શું? એમ ઘણાને લાગેલું. ખરી રીતે એવું કાઇ નથી. શ્રી. મુનશી સ્પષ્ટ કહે છે કે "આપણે આ આજ્ઞામા અનુમતિ ન આપી શકીએ, તેનું અનુકરણ કરવા ન પ્રેરાઇએ, એને માન્ય ગણવા તૈયાર ન થઇએ." પણ "સંસ્કારને મહત્તાની ટોચ પર પહોંચેલા આર્યાવર્તના સ્રષ્ટાઓના શાસનોનાં રહસ્ય સમજવાનો" આ એમનો પ્રયત્ન છે.

ખંડ નવમામાં ચંદ્રગુપ્તના રાજ્યકાળનું કલ્પનાપ્રોજ્જ્વલ વર્ણન છે. સમુદ્રગુપ્ત અને ચંદ્રગુપ્ત વચ્ચે રામગુપ્ત નામનો ચંદ્રગુપ્તનો ભાઇ થોડા વખત માટે રાજા થયો હોવાની તથા એને ચંદ્રગુપ્તે મારી નાખ્યા વગેરેની દેવીચંદ્રગુપ્તમ્ નાટકના મળી આવેલા કટકાઓથી ચાલેલી માન્યતાની બાબતમા શ્રી. મુનશી શ્રી. અલ્તેકરને સંપૂર્ણ રીતે અનુસરે છે. ધ્રુવસ્વામિનીદેવીમા પણ શ્રી. અલ્તેકરના નિર્ણયો શ્રી. મુનશીએ સ્વીકાર્યા છે.

ચંદ્રગુપ્તની કારકીર્દિના ખંડ નવમાના વર્ણન માટે મુખ્ય આધાર એલનનાં ગુપ્ત સીક્કાઓ સંબંધી પુસ્તકનો લેવામા આવ્યો છે અને ઉલ્લેખો પરિશિષ્ટ (ગુજરાત-દીપોત્સવી અંક પા. ૩૧૯ થી ૩૨૧ ) મા આપેલ છે. ખંડ દશમામાં કાલિદાસને ચંદ્રગુપ્તના સમયમાં શ્રી. મુનશી મૂકે છે, એટલુ જ નહિ પણ તેને ચંદ્રગુપ્તનો 'પ્રિય વયસ્ય' કહે છે. ધ્રુવસ્વામિની દેવીમાં આ મૈત્રીનું શ્રી. મુનશીએ વિસ્તારથી ચિત્ર દોર્યું છે.

કાલિદાસના સમય માટે હજી છેવટનો નિર્ણય થયો નથી. ઇ. સ. પૂર્વે બીજાથી ઇ. સ. છઠ્ઠા શતક સુધીમાં જુદા જુદા લેખકો એ કવિને મૂકે છે. પણ મુખ્ય મત બે ગણાય. (૧) પૂર્વોત્ય ઘણા પંડિતો વિક્રમ સંવતના આરંભમા-અશ્વઘોષ પહેલા કાલિદાસને મૂકે છે. (૨) પાશ્ચાત્ય-પંડિતો મોટે ભાગે ઈ. સ. પાચમા શતકના આરંભમાં મૂકે છે. કીથ સ્પષ્ટ રીતે કાલિદાસને આ ચદ્રગુપ્તનો સમકાલીન ઠરાવે છે. આવો કવિચક્રવર્તી, ચક્રવર્તી રાજાનો મિત્ર હોય એ સંભવિત છે. જો કે એમ હોવાનો કશો પુરાવો હજી સુધી મળ્યો નથી.

કાલિદાસના કાવ્યો નાટકોમા સ્ફુરતા સમાજચિત્રને ચંદ્રગુપ્ત સમયનું ચિત્ર શ્રી. મુનશી ગણે છે. કીથ પણ એવું જ માને છે. ખંડ ૧૧મામા ચંદ્રગુપ્ત પછીનો ગુપ્તવંશના અંતપર્યંતનો ઇતિહાસ ટૂંકામા કહ્યો છે. અને ખંડ બારમામાં ગુપ્તયુગમા થયેલી વિદ્યાકળાની અસાધારણ ઉન્નતિનું શ્રી. મુનશીએ પોતાની રીતે વર્ણન કર્યું છે. ખંડ તેરમામાં "સંસ્કાર-સંકરથી પ્રગટેલા જંતુઓ-નવાધનથી ઘેલા બનેલા પ્રથમ શ્રી-Nouvan Riche-"નું વર્ણન છે. આપણી પ્રાચીન મહત્તા ન સમજનાર, એ તરફ તિરસ્કારથી જોનાર તથા ભાવિ દેશહિતની આડે આવનાર વર્ગની આ ખંડમાં શ્રી. મુનશીએ યોગ્ય નિંદા કરી છે. અને છેવટ ખંડ ચૌદમામાં અર્વાચીન રાષ્ટ્રધર્મના અનુયાયીઓનો પોતાની કલ્પના પ્રમાણે શો ધર્મ હોય શકે એ દર્શાવી મહાભારતોક્ત વિદુલાના ઉત્થાન ધર્મબોધક વચનોથી સમાપ્તિ કરી છે.

રાષ્ટ્રધર્મના વિધાનો ખંડ ૧૪મામા શ્રી. મુનશીએ કહ્યા છે તે જ થશે કે એમાં કાઇ ફેરફાર થશે એ આજે ન કહેવાય. ભૂતકાળ ગમે તેવો ઉજ્જવળ હોય પણ એ સપૂર્ણરૂપમાં પાછો નથી આવવાનો એટલી વાત નિ:સંદેહ છે. વર્તમાનકાળમા આ દેશના મનુષ્ય માત્રનો મહાધર્મ રાષ્ટ્રધર્મ—આર્યાવર્તની અભેદ્ય એકતા અને ઉન્નતિ માટે મન, વચન, કર્મથી પુરુષાર્થ કરવો એ જ છે એમા પણ વાધો નથી. એ ધર્મના વિધિનિષેધો તો એ ધર્મના આધુનિક સ્મૃતિકારો-આજના અને ભવિષ્યના રાષ્ટ્રવિધાયકો નક્કી કરે તે. બાકી વિદુલાના વચનોમા સનાતન સત્ય છે તે આપણા લોહીમા ઊતરે તો આર્યાવર્તનો ઉદય દૂર નથી.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

# કાઠિયાવાડી બોલી

## ( કેટલાંક વિશિષ્ટ તત્ત્વો )

ગુજરાતમા આજે ભાષાશાસ્ત્ર તરફ ઉત્સાહ દર્શાવનાર બહુ ઓછા છે. સાહિત્યનો સંપૂર્ણ વિકાસ થવામા, ભાષાની સમૃદ્ધિની બહુ જરૂર છે તે બતાવવું પડે તેમ નથી; અને શાસ્ત્રીય દૃષ્ટિએ પૂર્ણ ગવેષણા પછી વ્યવસ્થિત થએલી ભાષા જ, ઉપલુ કાર્ય કરી શકે તે દેખીતુ છે. આજે ગુજરાતના ભાષાશાસ્ત્રીઓ આંગળીને વેઢે ગણાય એટલા પણ માંડ છે. આવી સ્થિતિમાં, આ અભ્યાસ તરફ વધુ અભિરુચિ થાય તો જ ઠીક એમ કહ્યા વગર કેમ રહેવાય ?

અત્યાર લગી ગુજરાતી ભાષાની, ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ તપાસણી કરનારા વિદ્વાનો બહુધા, કાઠિયાવાડથી અપરિચિત હોય એમ બનવા પામ્યું છે. પરંતુ હમણા હમણા કાઠિયાવાડીઓનો નવયુગ આરંભાય છે. રા. મેઘાણીએ સોરઠી સાહિત્યની અનેકવિધ દિશાઓ ખોલી છે. તેમણે સંગ્રહેલું સાહિત્ય જરૂર અણમોલું છે; તેમનામાં સોરઠપ્રેમ નિ.સંશય અનુકરણીય છે, અને તેમણે કરેલી ગુજરાતી સાહિત્યની સેવા બધી રીતે પ્રશસ્ય છે. પરંતુ કાઠિયાવાડીઓનું, અને તેથી જ ગુજરાતીઓનું કાર્ય એટલેથી ન અટકવું જોઇએ. કાઠિયાવાડની વાર્તાશૈલીથી આવેલ નવા ઉત્સાહે જૂની સ્મૃતિઓ તાજી કરી છે. કાઠિયાવાડના રાસ અને ગરબાઓએ અનેક હૈયામા રસપ્રવાહ વહેવરાવ્યા છે. પણ આટલું બસ નથી. આ તો આપણને તૈયાર સાહિત્ય મળ્યું છે. તેના ઉપર અનેક દૃષ્ટિએ મીમાંસાઓ થવાની હજી બાકી છે. તે કાળના ભોળા વીરોનાં હૈયાની પૂરી કદર કરી, તે પ્રજાના માનસનો અભ્યાસ કરવો હજી બાકી છે. તેમના જાતિશાસ્ત્ર ( Ethnology ), સમાજશાસ્ત્ર, સમાજશાસ્ત્રના અનેક અંગો, નૈતિક વિચારો, રાજકીય વાતાવરણ અને જીવન પ્રતિનાં વલણો તપાસવાં હજી બાકી છે. આ બધું કાલવહને થશે—થવું જોઇએ. અહીં તો પ્રયત્ન માત્ર એક જ દિશામા—અને તે પણ અપૂર્ણ—કરવાનો છે. કાઠિયાવાડના જુદા જુદા ભાગોમાં વપરાતી

---

1 તળ ગુજરાતી બોલી કરતા કાઠિયાવાડી બોલીમા કેટલાક મહત્ત્વના તફાવતો છે, જે ગુજરાતી ભાષાના દરેક અભ્યાસકે ધ્યાનમાં રાખવા જોઇએ. કાઠિયાવાડમા પણ, હાલાર, સોરઠ, ગોહિલવાડ અને ઝાલાવાડમા જુદા જુદાં તત્ત્વો દેખાય છે. ( ગૌણ બોલીઓની તો વાત જ નથી કરતા. ) ગોહિલવાડ અને ઝાલાવાડની બોલીના પ્રાન્તિક રૂપો, તેની ભૌગોલિક સ્થિતિ પ્રમાણે, તળ ગુજરાતીને વધુ મળતા છે. (અહીં જેને તળ ગુજરાતી કહી છે તેમાં પણ બોલીઓ તો છે જ. ) અહીં હાલાર અને સોરઠની બોલીઓ તરફ વધુ ધ્યાન દેવાયુ છે. અહીં ચર્ચેલા ઘણાખરા ઉત્સર્ગોના દાખલા વપરાશમા છે અને હતા તે મેઘાણીના પુસ્તકો સાબીત કરે છે.

આખી ગુજરાતી ભાષાની દૃષ્ટિએ, ગુજરાત તેમ જ કાઠિયાવાડમા વપરાતી બોલીઓ, બોલીઓ જ કહેવાય. સર જ્યોર્જ ગ્રીઅર્સને પણ આ જ ધોરણે નમૂના આપ્યા છે. જુઓ Linguistic Survey of India Vol. IX, Part II–Gujarati specimens.

બોલીઓમાં તળ ગુજરાતી કરતા જે વિશિષ્ટતાઓ છે તેમાની કેટલીક અહીં તપાસવાનું ધાર્યું છે. શક્ય છે કે આ પ્રયત્નને અંતે, હજી યે, કેટલીક બાબતો અણઉકેલી કે અર્ધ ઉકેલી રહી જશે; પરંતુ જે સુઝે તે વ્યવસ્થિત મૂકવાનો જ આશય છે. અહીં ધ્યાન ખેંચવાનું પ્રાસંગિક છે કે આખી ગુજરાતી ભાષાના સળંગ અને સતત અભ્યાસ માટે, કાઠિયાવાડી બોલી કે બોલીઓનાં તત્ત્વો ધ્યાનમા લીધા વગર કદી ચાલવાનું નથી; અને માટે જ તેના તત્ત્વો તપાસી, તે તત્ત્વો ગુજરાતી ભાષાના અંગો છે એ બાબત ઉપર ભાર મૂકી સ્પષ્ટ કરવાનો વખત આવી લાગ્યો છે.

ઉત્સર્ગો

૧

એકાક્ષરી એકારાંત સર્વનામ કે અવ્યયનો 'એ' નો 'ઇ' થાય છે.

| તળ ગુજરાતી | કાઠિયાવાડી |
|---|---|
| એ ( અંતર્દર્શક સર્વનામ ) | ઇ[૨] |
| જે ( સંબંધક સર્વનામ ) | જી |
| તે ( ભારવાચક નિપાત ) | તી |

આ ઉત્સર્ગના દાખલા બહુ નથી મળતા, પરતુ જેટલા છે તેટલા, એટલા બધા વ્યાપક કાને ચડે એવા છે કે તેની નોંધ લેવી જ જોઇએ. સર્વ નામ 'તે'નો કાઠિયાવાડીમા અભાવ જ છે. એને સ્થાને એક ધારે, 'ઈ' વપરાય છે. 'ઈ કામ કોનાથી યે ન થાય એવું છે' એ દાખલામા સર્વ નામ 'ઈ' ઇકરાંત છે. પણ તે માત્ર વ્યધિકરણ[૩] (oblique) વિભક્તિઓમા જ વપરાય છે. સર જ્યોર્જ ગ્રીઅર્સન કાઠિયાવાડીના ઝાલાવાડીના નમૂનામાં 'તીમાથી' 'ઇનો' 'ઈ' વગેરે રૂપો વપરાયેલા બતાવે છે. તેમણે આપેલા પટ્ટણીના નમૂનામાં પણ 'ઇ' દેખાય છે, પણ તે માત્ર વ્યધિકરણ વિભક્તિઓમા જ.[૪] આમ આ 'ઇ' કાઠિયાવાડની ખાસીઅતરૂપ બને છે.

બીમ્સે, પોતે તપાસેલ સાતે ભાષામા વપરાતા 'એ' અને 'આ' માટેના શબ્દોની યાદી આપી છે.[૫] તે આમ છે:

| સામીપ્યદર્શક સર્વનામ 'આ' | અંતર્દર્શક સર્વનામ 'એ' |
|---|---|
| હિન્દી - ઈ, ઇહ, એ, એહ, યહ | હિન્દી : ઉ, ઓ, વહ |
| પંજાબી : ઇહ, એઈ | |
| [૬]સિંધી : ઇ, હી, હે. | સિંધી : ઊ, હૂ, હો. |

૨ આ 'ઈ', 'જી' કે 'તી'ને 'જોડણીકોશ'મા સ્થાન, દુર્ભાગ્યે, નથી મળ્યું.

૩ આ શબ્દ માત્ર પ્રયોગરૂપે અને કંઈક શંકાથી જ અહીં યોજ્યો છે. બીજો શબ્દ oblique માટે મળતાં જ તે સ્વીકારવામાં ન્યાય વાધો નથી. અહીં તો સમાનાધિકરણના વિરોધી તરીકેના તેના ઉપયોગના સામ્યથી જ તે વાપર્યો છે.

૪ Lingvistic Survey Vol. IX, Part II p. 419.

૫ જુઓ: Comparative Grammer of the Modern Aryan Languages of India, 1857 by John Beams p 317-18.

૬ ડૉ. ટ્રમ્પના મતે સિંધીમાં ઈી, હે અને હિક છે તેમાથી લાડીમાં 'હ' ઊડી જાય છે એટલે 'ઇ', 'એ' અને 'ઈક' રહે છે. જુઓ Grammer of the Sindhi Language, 1872, by Dr. Trumrp p 198.

ગુજ. એ (?) ગુજ: આ (?)
મરાઠી: હા (પુ), હી (સ્ત્રી.), હેં (ન.) બંગાળી: ઓ
ઓરીય · એ, એહિ, ઇહિ
બંગાળી: એ.×

અહીં બીમ્સની કોઇ વિચિત્ર શરતચૂક થઇ ગઇ જણાય છે. ગુજરાતીમાં સામીપ્યદર્શક 'આ' અને 'અંતર્દર્શક 'એ' છે. અહીં તેમ જ પૃ. ૩૬–૩૭ મા જ્યા, તેણે બધા સર્વનામની યાદી આપી છે ત્યા પણ એમ જ છે. આ શરતચૂક હોય કે ખરેખર ગેરસમજણ હોય, તે ગમે તેમ હોય, પરતુ વસ્તુસ્થિતિ તેમ નથી. માહિતીને અભાવે બીમ્સ આ કાઠિયાવાડી 'ઈ'ની નોધ લઇ શકયા નથી એ દેખીતુ છે.

નીચે ફુટનોટમા બતાવ્યું છે કે સિંધીની લાડભાગની બોલીમા 'હ' ઊડી જઇ, સામીપ્યદર્શક સર્વનામ 'ઇ' વગેરે રહે છે. આ 'ઇ' તે જ કાઠિયાવાડી 'ઈ'. અહીં પ્રશ્ન થાય છે કે લાડી અને કાઠિયાવાડીમા આ સામ્ય કયાથી? આગળની ચર્ચાથી પણ માલૂમ પડશે કે કાઠિયાવાડીને સિંધીની સાથે નિકટનો સંબંધ છે. તો આ સામ્ય કયાથી? કાઠિયાવાડીને કાઠીઓએ વિશિષ્ટરૂપ આપ્યું છે તે તો સિદ્ધ જ છે. આ કાઠિઓ સિંધમાંથી કચ્છમા થઇ કાઠિયાવાડમા આવ્યા હતા એમ ઇતિહાસ માને છે.[૭] તેઓ સિંધના કયા ભાગમાંથી આવ્યા તે નક્કી નથી, પણ સિંધુના નીચાણના પ્રદેશમા પહેલા વસતા હશે. ત્યાં જ આ લાડી બોલાતી, એટલે કાઠિયાવાડીએ ઘણી સિંધી ખાસીઅનો મૂળ કે વિકૃત રૂપમા જાળવી રાખી છે તેનું કારણ આ જ લાગે છે.

તે તો ઠીક, પણ આ 'ઇ' કેમ સંભવે?

ગુજરાતી 'એ' **एतद्** ઉપરથી છે તે દેખીતું છે. **एतद्** નું પ્રાકૃતમા **एअम्** થાય છે.[૮] પ્રાકૃતમા જ **एतद्** નું પ્રથમા એક વચનમાં બીજુ રૂપ **इणम्** થાય છે.[૯] પ્રાસંગિક ચર્ચામાં નરસિંહરાવભાઇએ બતાવ્યું છે કે **एतेन** ઉપરથી **इणम्** આવે છે. આ કદાચ પષ્ઠીનાં રૂપ ઉપરથી પણ હોય એમ તેમને લાગે છે તેઓ વધુ સૂચવે છે કે સિદ્ધહેમ ૮, ૩, ૭૯ ઉપરથી, હેમચંદ્ર **इणम्**ને પ્રથમા કે દ્વિતીયા ગણતા હોય એમ અટકળ થાય છે.[૧૦] ઉપર કહ્યું છે તેમ પડ્ભાષાચંદ્રિકામા તો તેને પ્રથમાનું જ રૂપ ગણવામા આવ્યું છે. પરંતુ **एतद्**નાં આ રૂપમા પ્રાકૃતમા 'ઇ' કયાથી ઘૂસ્યો? બીમ્સ લખે છે:[૧૧] But it is perhaps useless to seek for the origin of the modern

× સરખાવો The Origin and Development of Bengali Language, Vol. II morphology Pronouns by Sushilcharana Bannerji.

૭ જુઓ: The History of Kathiawad by Wilberforce Bell: ગુજરાત સર્વસંગ્રહ: નર્મદાશંકર.

૮ Introduction to Prakrit by A. C. Woolner, p. 40, A Prakrit Grammer by Pt. Rishikesh Shastri, 1883, Calcutta. p. 121.

૯ પુરાતત્વ પુ. ૧, પૃ. ૩૭૬, પં. બેચરદાસનો (અપભ્રંશ વ્યાકરણનો) લેખ; षड्भाषाचन्द्रिका (બોમ્બે સંસ્કૃત એન્ડ પ્રાકૃત સિરીઝ) પૃ. ૧૨૪.

૧૦ Gujarati Language and Literature Vol. II p. 23.

૧૧ બીમ્સ, એ જ. પૃ. ૩૧૯.

forms in any written work. They have their origin, in all probability in a much lower stratum of popular speech." આ સૂચના માર્ગદર્શક છે. પણ આટલું સૂચન કર્યાં પછી બીમ્સ આગળ જતાં કેમ અટકયા તે નથી સમજાતું. પ્રાકૃત વ્યાકરણોમાં ન સંઘરાયેલી એવી પ્રાકૃતોની ઘણી યે પ્રક્રિયાઓ વૈદિક મહાભાષામાં મળી જાય છે. એક મત એવો પણ છે કે[12] પ્રાકૃત ભાષાઓ સંસ્કૃત સાથે બોલીઓ તરીકે, શિષ્ટ સંસ્કૃત, વૈદિક સંસ્કૃતથી જુદી પડી ત્યારથી જ કે તે પહેલાંથી ઊતરી આવી છે. જો એમ હોય તો પ્રાકૃતમાં લોકભાષાનાં તત્ત્વો ઘણે ભાગે સંસ્કારાયા વગર જળવાઈ રહ્યા હોય. માટે જ આ इण ના મૂળની વૈદિક ભાષામા શોધ કરવાની જરૂરત છે.

વૈદિક સંસ્કૃતમાં एतद् વગેરે સર્વનામોની સાથે જ વપરાતુ સર્વનામનું એક રૂપ इम् છે. તે દર્શક સર્વનામ છે તે તો નક્કી; પરંતુ તેનો અર્થ 'તે' કે 'આ' તે નક્કી નથી. સાયણ તેને લગભગ હમેશાં, इदम्‌નાં દ્વિતીયાનાં રૂપથી સમજાવે છે.[13] મેકડોનેલ પણ દ્વિતીયા એકવચનનાં રૂપ તરીકે આને સ્વીકારે છે પણ તેના અર્થમા Him આપે છે.[14] એટલે એનો અર્થ 'તે' હોય પણ ખરો. આ इम्‌ને દ્વિતીયા એકવચનનું રૂપ ગણીએ એટલે સર્વનામ આપોઆપ 'ई' હોય. મેકડોનેલ આ 'ई' સર્વનામ સ્વીકારે છે. આને एतद् સાથે સંબંધ હોય એમ લાગતું નથી, પણ વિસ્મરિત જમાનાની ઝાંખી યાદી રહી જતાં, વિભ્રમથી પ્રાકૃતોમાં આ ईની અસરથી વિકલ્પે इणम् સ્વીકારાયુ.

આ ચર્ચા ઉપરથી એટલું તો નિષ્પન્ન થાય છે કે વૈદિક સંસ્કૃતમાં ई સર્વનામ હતું તે અંતર્દર્શક સર્વનામ તરીકે વપરાતું હોય એમ સંભવ છે. આ સર્વનામ સાથે કાઠિયાવાડી 'ઇ' નો સંબંધ બતાવવો પડે તેમ નથી. ડૂબી ગયેલા ભૂખંડનો કો શિખર સમો હજી યે તે 'ઇ' વૈદિક કાળની યાદ દેવરાવે છે. આ 'ઈ' ઘણીવાર અનુનાસિક સહિત 'ઈં' રૂપે વપરાય છે. વૈદિક દીર્ઘ 'ઈ' જ્યારે હ્રસ્વ થયો ત્યારે ભાર જાળવવા અનુસ્વાર વધારવામાં આવ્યો હોય તો બને; અથવા વૈદિક કાળમાં જ ईम्‌ના મૂળ ई ની સ્મૃતિ ઝાંખી થઈ ગઇ હતી એમ ઉપર બતાવ્યુ છે તેથી આ ईम् ને જ શબ્દ ગણ્યો હોય અને 'म्'નો અલ્પપ્રયત્ન અનુસ્વાર થઇ ગયો હોય.

તી, ઝી વગેરેમા તો 'ઇ'ના સામ્યાભાસે જ અસર કરી લાગે છે.

વર્તમાન બીજા પુરુષ એકવચનનું રૂપ સં. सि ઉપરથી વિકૃત થએલ 'શ' પ્રત્યયના લાગવાથી થાય છે.

| તળ ગુજરાતી | કાઠિયાવાડી |
|---|---|
| (તું) શું કરે છે ! | (તું) શું કરશ–સ |
| (તું) કાશી જાય છે તે ભલે. | (તું) કાશી જાશ–સ તે ભલે. |
| તું વદે છે. | તું વદશ–સ. |

૧૨ જુઓ. An Introduction to comparative Philology, by P. D. Gune p. 148.

૧૩ જુઓ ઋગ્વેદ, સાયણભાષ્ય ૬, ૫૩, ૫-૬, ૨, ૧૨, ૫ મા તો સાયણ તેને પાદપૂરક નિપાત ગણે છે મેકડોનેલ પણ એક જગ્યાએ તેને સાર્વનામિક નિપાત કહે છે

૧૪ A Vedic Grammer for Students by Macdonell p. 220.

આ રૂપાખ્યાનમા જબરો તફાવત દેખાશે. તળ ગુજરાતીમા સહાયકારક 'છે' નાં રૂપો મળવાથી, મૂળ ક્રિયાપદને 'એ' પ્રત્યય[૧૫] લાગી, રૂપ બને છે. કાઠિયાવાડીમાં તેમ નથી.

'બોલશ' વગેરેની સમજુતી કોઈ આમ આપે. બોલે છે—બોલછ—બોલસ-શ. પણ આમાં અંત્ય 'છે' તથા ઉપાંત્ય 'એ' ઉડાડી 'અ' કરવા પડે છે, તે જરાક તાણીતૂશીને લાગે છે. નીચેની સમજુતી વધુ સ્વાભાવિક છે અને તેમા બીજલાઘવ સમાય છે.

અપભ્રંશમાં ઠેઠ સુધી **सि** પ્રત્યય રહ્યો છે.[૧૬] બંગાળીમાં બીજા પુ એક. નો પ્રત્યય 'ઇસ' છે અને મરાઠીમા 'એસ' કે 'અસ' છે.[૧૭] આ મરાઠી 'અસ' તે જ કાઠિયાવાડી 'બોલશ' વગેરેને સમજાવી શકે તેમ છે. બીમ્સ આ પ્રત્યયનું અવતરણ સ. **असि** ઉપરથી માને છે. તેમનું કહેવુ આમ છે: બંગાળીમા અંત્ય સ્વર ઊડી જતાં, અને 'અ'નો 'ઇ' થતા **देखिस** જેવા રૂપમા 'ઇસ' પ્રત્યય આવે. તેમ જ મરાઠીના 'ઇસ' ને તે એમ જ સમજાવે છે. અને અંત્ય ઊડી જતા 'અસ' રહે એમ તેમનુ કહેવું છે.[૧૬]

પરંતુ એ અવતરણ સ્વીકારવાથી આપણી ભાષાઓ સહાયકારક 'હોવું' ધાતુની બેવાર મદદ લે છે એમ માનવુ પડશે. કારણ **असि, अस्**નું રૂપ છે અને તે લાગીને 'ચાલે' થાય તો 'છે' બેવાર જ આવે. (બીમ્સ "તુ ચાલે છે' માંના 'ચાલે' ના 'એ' પ્રત્યયને પણ **असि** ઉપરથી **स्** ઊડી જવાથી થયેલ માને છે.) આ મુશ્કેલી **असि**ને બદલે સં. બીજા પુ. એક. નો પ્રત્યય **सि**, જે ઠેઠ અપભ્રંશ કાળ સુધી પ્રવર્તતો તે લેવાથી ટળી જાય છે. **सि** માથી જ્યારે **स्** ઊડી જાય ત્યારે 'એ' પ્રત્યય મળે અને **इ** ઊડી જાય ત્યારે 'સ' મળે, આ સ્વાભાવિક લાગે છે. આમ બન્ને રીતે આ બંધબેસતું થાય છે. પરંતુ બીમ્સ જ્યારે **असि** ને આગળ ધરે છે ત્યારે તેના મનમા જ અચોક્કસતા લાગે છે. **सि** ને બદલે **असि** લેવામા ધાતુને વ્યંજનાત માનીને જ વિચાર થયો હોય એમ જણાય છે. હવે ધાતુ વ્યંજનાત હોય તોપણ વિકરણ 'અ' લગાડવાથી મુશ્કેલી ટળી જાય છે અને **सि** ની વાત સુગમ થાય છે. પ્રાકૃતમા ગણભેદ ટળી જતા, વિકરણ 'અ' સર્વવ્યાપી થઈ પડયો હતો, તે વાત ભૂલી જવી ન જોઇએ.[૧૭] આ રીતે જોતા મરાઠી, **सुरस** કે કાઠિયાવાડી 'બોલશ' જેવા રૂપો માટે **सि** જ સ્વીકારવો પડે છે. જ્યા પ્રત્યય 'ઇસ' કે 'એસ' છે (બંગાળી, મરાઠી) ત્યા **सि** માના સ્વર તથા વ્યજનનો વિશ્લેષ થઈ, વ્યત્યય થઇને તેમ થયું એમ માની શકાય છે. 'એ' પ્રત્યય (ગુજરાતી તળ, હિન્દી, પંજાબી, સિંધી વગેરેમા દેખાય છે) માટે ઉપર સૂચના કરી જ છે. છતા અપભ્રંશમા **सि** ની સાથે જ **से** પ્રત્યય દેખાતો તેમાંથી **स्** નીકળી જતા પણ 'એ' રહે. ગમે તેમ પણ **सि** વાળું અવતરણ વધુ સ્વાભાવિક લાગે છે.

[ અપૂર્ણ ] ડોલરરાય રંગીલદાસ માંકડ

---

૧૫ બીમ્સ પણ ગુજરાતી માટે 'એ' પ્રત્યય જ નોંધે છે. ઉપર આપેલ બીજા દાખલામાં 'એ' નથી તે દેખીતું છે. પરંતુ અત્યારે તેની તપાસમા ઊતરવાની જરૂર નથી. પણ આ વાત માત્ર આકારાત ક્રિયાપદોને જ મર્યાદિત લાગે છે. અને આ+એ=ઐ, અને ઐ+અ=આય જેવી કોઈ પ્રક્રિયા હોય તો બને એમ છે એટલું સૂચવું છે.

૧૬ પુરાતત્ત્વ પૃ. ૧.

૧૬ બીમ્સ પૃ. ૧૦૨-૪.

૧૭ પ્રાકૃત માર્ગોપદેશિકા: પંડિત બેચરદાસ; વુલ્નર એમ કહે છે કે પ્રાકૃતમા વ્યજનાંત ધાતુની ધ્રૂટ જ નથી રહી. દરેક (વ્યંજનાંત) ધાતુને 'અ' લગાડીને જ ધાતુ ગણાય છે. (Intro. to Prakrit p. 42.) આનો અર્થ પણ એ જ છે.



# લાહોરમાં મહાસભા

લાહોરનું સ્ટેશન

( ફોટો પાડનાર : નવલલાલ જેરાજાણી )

મહાસભાની સને ૧૯૨૨ ની ગયાજીમાં થએલી બેઠક પછી આ બેઠકમાં હું ગયો એટલે આ મહાસભાની વચગાળાની બેઠકો સાથે સરખામણી હું નહિ કરી શકું. ગયાની મહાસભામાં મને એવો દુઃખદ અનુભવ થયો કે તે પછી મને જવાનું મન ન થયું. સ્વરાજ્ય માટેની અસહકારદ્વારા ચાલતી લડત મોળી પડી તે બારડોલી સત્યાગ્રહ મહાત્માજીએ ચૌરીચોરાના રમખાણોથી મોકુફ રાખ્યો તેથી નહિ; તેમ જ મહાત્માજી જેલમાં ગયા તેથી નહિ; પણ સવિનયભંગથી સ્વરાજ્ય લઈ શકાય એવી માન્યતા હોવાનો દાવો કરનારા ઘણાએોને પોતાની શક્તિમાં વિશ્વાસ નહોતો અને સવિનયભંગ માટે જરૂરી પરિસ્થિતિ ઊભી કરવા સારૂ રચાએલ રચનાત્મક કાર્યક્રમમાં તેથી યે ઓછી શ્રદ્ધા હતી, અને ગામડાઓમાં રહી સતત, દીર્ઘ અને જાહેરાત વગરનું કામ કરવાની પણ ઘણાઓને ઇચ્છા નહોતી એમ કહું તો પણ અન્યાય કરૂં છું એમ નહિ કહી શકાય. પરિણામે સવિનયભંગની તપાસ સમિતિ ( Civil Disobedience Committee ) નીમાઇ અને અસહકાર તથા રચનાત્મક કાર્યક્રમ ઉપરથી લક્ષ ખેંચી લેઈ કૌન્સિલોને રણભૂમિ કરવા પ્રયાસો થયા. આના પરિણામે પ્રજાનું સંગઠન, પ્રજાશક્તિ કેળવવી બાજુએ રહી અને સ્વાભાવિક રીતે જ શબ્દાડંબર વધ્યું. સવિનયભંગ હોઠે ઉચ્ચારતા છતા કાર્યની ગાડી તો ઝડપથી ઉલટી દિશાએ ચાલવા માંડી. મહાત્માજીના સવિનયભંગની અને તેને માટેની જરૂરી પૂર્વતૈયારીના કાર્યક્રમ વિશે અડગશ્રદ્ધાથી મક્કમ રીતે વળગી રહેનારા બાબુ રાજેન્દ્રપ્રસાદ, શ્રીયુત રાજગોપાલાચારી, શ્રીયુત વલ્લભભાઈ વગેરે ગયાજીમાં હતા પણ તેઓ અખિલ ભારત નેતાઓમાં ( All India leaders ) ગણાતા નહોતા અને તેવા ગણાતા સદ્‌ગત દાસ, શ્રીયુત મોતીલાલ નહેરુ વગેરેને કાં તો રચનાત્મક કાર્યક્રમમાં શ્રદ્ધા નહોતી અગર સ્વરાજ્યને માટે ભારે ઉતાવળથી સવિનયભંગનું વાતાવરણ પેદા થાય ત્યાં

સુધી રાહ જોવા કરતા કૌન્સિલોનો ઉપયોગ કરવાની ઇચ્છા હતી. પોતાના મનની વાત ખુલ્લી કહે તો લોકો એકદમ ગાંધીજીએ દર્શાવેલી દિશાથી ઉલટી દિશાએ નહિ જાય એમ તેમને લાગતું હતું તેથી અસહકારના કાર્યક્રમમા તેઓ કૌન્સિલપ્રવેશ ઉમેરવા માગતા હતા. તે વખતના લગભગ બધા વક્તાઓ ગાંધીજીનું 'યંગ ઇન્ડિયા' લઇ તેમાથી પ્રમાણુ આપી ભાષણુ કરતા અને એક વકીલની માફક તેમાથી કૌન્સિલપ્રવેશ ફલિત કરતા હતા. જેમ ગીતાનો દરેક ટીકાકાર પોતાને અનુકૂળ અર્થ કરે છે તેમ થતુ. આ રીતે પાછા હઠી હઠીને એવી સ્થિતિ કરી મૂકી કે જેથી રચનાત્મક કંઇ પણ કામ થઈ શકશે એવી આશા રહી નહિ. અને થોડા વખતને માટે ભરતી થયા છતાં પણ આગળ ચાલતી કૂચમાં જોડાએલા મારા જેવા અનેક પોતાના મૂળ વ્યવસાય તરફ ગયા. લાહોર મહાસભા નવી દિશામા પગલું ભરે એવો સભવ મને લાગ્યો. તેથી વસ્તુસ્થિતિ જાતે જોઈ શકાય અને સાથે સાથે પંજાબ જોયો નહોતો તે જોઈ લેવાની પણ ઇચ્છાથી હું લાહોર ગયો

મુસાફરી વિશે તો મારે કશું કહેવાનું નથી. અમારી મૂળ ઉત્સુકતા તો જલદી દિલ્હી પહોચી મહાત્માજી અને વાઇસરાય વચ્ચેની મુલાકાતનું પરિણામ જાણવાની હતી. પણ ત્યાં તો **પ્રથમ ગ્રાસે મક્ષિકા** થઇ. ચર્ચા–પરિષદ્નો ઉદ્દેશ સાંસ્થાનિક સ્વરાજ્યની ચર્ચા કરવાનો હોવો જોઇએ એ મુખ્ય મુદ્દા ઉપર જ ભાંજગડ પડી ભાગી.

આખા હિંદનો અને ખાસ કરી પંજાબનો વિકટમાં વિકટ પ્રશ્ન હિંદુ મુસલમાન શીખ વગેરે કોમી પ્રતિનિધિત્વનો છે. પણ સામાન્ય આમ જનતા જે દેખાતી હતી તેમા કશો પણ કોમી ભાવ મને દેખાયો નથી. સામાન્ય માણસને કોમી પ્રતિનિધિત્વનો કશો જ આગ્રહ નથી. વ્યવહારમા ક્યાંઈ પણ કોમી ભેદ મને ત્યા અગર બીજે દેખાયો નથી. હું દૃઢ માનું છુ કે કોમીભેદ જેમને એવા ભેદમાથી લાભ લેવો છે તેમની જ ઉશ્કેરણી અને દુરાગ્રહનું પરિણામ છે. મહાસભાના કામમા બધી કોમોએ સરખો જ ભાગ લીધો હતો. નોર્થ વેસ્ટર્ન ફ્રન્ટિયર પ્રાંતમાથી પરોણા પણ આવ્યા હતા અને છેક કન્યાકુમારીથી



લજપતનગર

[ ફોટો :—નવલરાય ભોજાણી ]



'ગાંધી ગેટ '—પ્રદર્શનમાં પેસવાનો દરવાજો
[ફોટો. આનંદી ઠાકોર]

બ્રાહ્મણો પણ આવ્યા હતા. લગભગ ૧૪૦૦ કે ૧૫૦૦ સ્વયંસેવકો હતા તેમાંથી બસેં અઢીસેં સ્ત્રીસેવિકાઓ હતી. તે ઉપરાંત ડો હાર્ડીકરનું તાલીમ લીધેલું હિંદસેવાદલ પણ હતું.

પ્રમુખ તા. ૨૫ મીએ બપોરે આવ્યા. તેમનું આગમન જ એમ બતાવતું હતું કે મહાસભા હવે ખરેખર પ્રજાની થઇ છે. પંડિત જવાહીરલાલ નહેરુ રીઝર્વ કરેલા ઊંચા વર્ગના ડબામાં નહોતા પણ સામાન્ય ત્રીજા દરજ્જાના ડબામાં બેઠેલા હતા. તેમને આવકાર આપવા રેલવે સ્ટેશન આગળનું આખું ચોગાન ખીચોખીચ ભરાએલું હતું. લાહોરનું સ્ટેશન લશ્કરી કિલ્લા જેવું બનાવેલું છે. છેલ્લા લશ્કરી અમલ (માર્શલ લૉ)ના પ્રસંગે તેનો કિલ્લા તરીકે ઉપયોગ પણ કર્યો હતો. તેની આગળ, અમદાવાદમાં ભદ્રથી ત્રણ દરવાજા સુધી જે ચોગાન છે તેનાથી ત્રણ ગણું મોટું ચોગાન છે. તેમાં તલપુર જગા ખાલી નહોતી. લગભગ દોઢ બે લાખ માણસની મેદનીની અટકળ થઇ છે. પોલિસને માટે આ મેદનીની વ્યવસ્થા કરવાનું શકય નહોતું. જાણે કે સ્વરાજ્યના શ્રી ગણેશાય થતા હોય તેમ ડો. કિચલુના કહેવાથી રસ્તાની વ્યવસ્થા ત્યાંથી જ પોલિસે સ્વયંસેવકોને સોંપી દીધી. પંડિત જવાહીરલાલ ઘોડા પર બેસીને સરઘસમાં ફર્યા મેં આ સરઘસ અનારકલીને રસ્તે જોયું. એ રસ્તે પસાર થતા તેને આશરે પોણો કલાક લાગ્યો. સરઘસમાં હિંદુ મુસલમાન શીખ બધાએ એક સરખો ભાગ લીધો હતો. પંજાબમાં હિંદુ મુસલમાન બહુ જુદા ઓળખાતા નથી. ચાંલ્લા ઉપરથી હિંદુ સ્ત્રીઓ ઓળખી શકાય. સરઘસમાં સ્ત્રીઓએ પણ ભાગ લીધો હતો. ૧૯૧૯માં આપણે અહીં જેવા ખાદીના સરઘસો નીકળતાં તેવું એ હતું. બારીબારણા છાપરાં વગેરે જ્યાં જ્યાં માણસ બેસી શકે તેમ હતું ત્યાં ત્યાં સર્વત્ર માણસો બેઠેલા હતા. કોઇ શહેનશાહને પણ ભાગ્યે જ મળે એવું એ પ્રેમભર્યું માન હતુ. અને એ માન જનતા મહાસભાને આપતી હતી. આખા શહેરમાં તે વખતે લગભગ આઠ દસ લાખ માણસ ભેગું થયું હશે. લાહોરની વસ્તી આશરે ત્રણ લાખ ગણાય. બાકીના માણસો આસપાસથી આવેલા. અમૃતસરનું બજાર તે દિવસે બંધ હતું, ટ્રેનો ઉપર ટ્રેનો ભરાઇને આવતી હતી અને તે ઉપરાંત બેસુમાર માણસો ચાલીને આવતાં હતા. ગામડાંમાં પણ એ વખતે વહેવાર બંધ હતો. લોકો મહાસભામાં ઘણો

રસ લેતા. મહાસભાના સ્થાન આગળ પણ જ્યારે જુઓ ત્યારે લાખ દોઢ લાખ હોય જ. લોકોને હવે લાગ્યું છે કે મહાસભા હિંદ માટે વિચાર કરતા હોવાનો દાવો કરનારા અંગ્રેજી ભણેલા થોડા હિંદીઓની નથી પણ તેમની પોતાની અને તેથી દરેક રીતે રાષ્ટ્રીય છે.

રહેવા કરવાની સગવડ વ્યવસ્થાશક્તિની નજરે સંતોષકારક ગણાય નહિ પણ તેમાં કાર્યકર્તાઓનો કે સ્વયંસેવકોનો દોષ નહોતો. મહાસભાની જગા શહેરથી ત્રણ માઇલ દૂર રાવી નદીના કિનારા ઉપર હતી. નજીક જગા સરકારે આપી નહિ તેથી, અને અનિયમિત વરસાદ અને અત્યંત ઠંડીથી કાર્યકર્તાઓનુ કામ ઘણું જ વધી પડેલુ હતું. કેટલાક સ્થાનિક મતભેદોને લઇને પણ કાંઇક ખામીઓ હતી પણ એકંદરે કોઇએ વિરોધ કર્યો નહોતો અને આખરે તો દરેકે સહકાર જ કર્યો હતો.

લજપતનગરના ત્રણ વિભાગો પાડી શકાય (૧) પ્રદર્શન તેની જોડે જ ગાંધીજી અને મુખ્ય મુખ્ય આગેવાનોના તંબુઓ હતા જેથી તેમને મસલત કરવી ઠીક પડે. તે પછી (૨) મહાસભાનો તંબુ વચ્ચોવચ્ચ હતો. લગભગ વીસ હજાર માણસ માય તેવડો મોટો હતો. તેમા બોલનારનો અવાજ બધા સાભળી શકે તે માટે ધ્વનિપ્રવર્ધક (Loud speakers) યંત્રો મૂકેલા હતા. તેથી તબુની બહાર પણ કેટલાક ભાષણો સંભળાતા હતા. અંદરની ગોઠવણ તો નીચે બેસવાની જ હતી. તે પછી (૩) પ્રતિનિધિઓના તંબુ હતા. કેટલાક ઝાડો કાપીને મેદાન સાફ કરેલુ હતુ. તંબુ અંદરથી ગરમ કરવાને વીજળીની ગોઠવણ (electric heaters) રાખેલી હતી. પણ વરસાદ પડેલો હોવાથી આ ગરમીથી જમીનમાથી વરાળ નીકળતી તે એટલી બધી કે કપડા પણ ભીના થઈ જતા. હું તો શહેરમા ઊતર્યો હતો. ઠંડી આપણા પ્રમાણમા આકરી હતી પારો એક દિવસ રાત્રે ખુલ્લામા ૨૫ ડીગ્રી સુધી એટલે પાણી થીજે તેથી યે નીચે ઊતર્યો હતો.

આ વખતે અખિલ ભારતીય મહાસભા સમિતિમાં પ્રેક્ષકો માટે જુદી જ વ્યવસ્થા કરી હતી. મને અનુભવ છે કે તેમા હાજર રહેવાને ટિકિટો કોને આપવી અને કોને ના પાડવી એ



ખાદી બજારમા પ્રમુખ

[ ફોટો : નવલલાલ જેરાજાણી ]

ઘણું વિકટ કામ છે. લાહોરમા તેનો એવો કડચો કરેલો હતો કે કેટલાક ખાસ પાસ આપી બાકીના માટે દસ રૂપિયાની ટિકિટ રાખી હતી. મેં આ બેઠકોમા હાજરી આપી નથી જેઓએ આપી છે તેઓ કહે છે કે મેં તેમા કાઇ ખોટુ નથી કર્યુ. ચર્ચામા એક કાર્યાગ્રહી અને બીજો વાચાગ્રહી એવા બે સ્પષ્ટ વર્ગો જણાતા હતા. વાચાગ્રહીને કશુ



મ. ગાંધીજી વિષય વિચારિણી સમિતિમાંથી પાછા ફરતા
[ ફોટો આનંદી ઠાકોર ]

કરવું નહોતું એટલે બધારણમાની બારીકીનો લાભ લઇને તે બોલ્યા જ કરતા. એક જ ઠરાવ ઉપર ૩૬ સુધારા હતા અને કેટલાક તો માત્ર શાબ્દિક તફાવતના જ હતા. એક વાર દિશા નક્કી કર્યા પછી પણ આ આગ્રહીઓ ભાષણો માટે એવા ઈંતેજાર હતા કે ચર્ચાનો કશો અર્થ નથી એમ જાણવા છતાં શબ્દ અને વખતનો દુરુઉપયોગ ચાલુ રાખતા. જો કે આ રીતે થએલા ભાષણોથી એક પણ માણસે પોતાનો અભિપ્રાય બદલ્યો નહિ હોય. પણ પ્રમુખે સર્વને બોલવું હોય તેટલું બોલવાની છૂટ આપી હતી.

મહાસભાના ઉદ્દેશો, જવાબદારીઓ અને કાર્યનું સ્વરૂપ જોતાં તેને વધારે સંગઠિત અને મર્યાદિત કરવા મહાસભાની અને અખિલ ભારતીય મહાસભા સમિતિની સંખ્યા ઘટાડવાની જરૂર છે. મહાત્માજીની તેમ કરવાની દરખાસ્તનો કેટલાકે અવળો અર્થ સમજાવ્યો કે તેનો આશય કેટલાક નવીન મતવાદી યુવાનોને મહાસભા બહાર રાખવાનો હતો આ તો માત્ર દુષ્ટ આક્ષેપ જ છે. તેમને એમ કરવું હોત તો જુવાનને મહાસભાનું અધ્યક્ષપણું આપવાને આટલો આગ્રહ શા માટે રાખત?

મહાસભામા ખાસ ધ્યાન ખેંચે એવું એ હતુ કે લગભગ ૯૦ ટકા ભાષણો હિંદી કે ઉર્દુમાં થયાં હતા, જો કે આપણને ઉર્દુ સમજવામા જરા મુશ્કેલી પડે. મહારાષ્ટ્ર મદ્રાસ આંધ્ર અને તામીલ સિવાય સર્વ હિંદીમા બોલી શકતા હતા. ખાદી જો કે મતાધિકારને માટે આવશ્યક મનાઇ છે છતાં કોઇ કોઇ ખાદી વિનાના હતા. પણ તેમને બાદ કરતાં પ્રતિનિધિઓ અને આગેવાનોનુ આખું દૃશ્ય ખાદીમય હતુ. ત્યાનો પહેરવેશ રીતરિવાજ બધુ જોતા મહાસભા આપણી છે, આપણી સંસ્કૃતિની છે, આમ પ્રજાની છે એમ સ્પષ્ટ જણાતું હતું. પરદેશી પહેરવેશમા કોટપાટલૂન પહેરી સ્વદેશી માલને ઉત્તેજન આપવાનો કોઈ ઠરાવ

પ્રતિનિધિ કે આગેવાન મૂકતો હોય એવી અસલના વખત જેવી વિપરીતતા કે મિથ્યાચાર હવે મહાસભામા શક્ય નથી. મહાસભા હવે વાચાદ્વારા નહિ પણ કાર્ય યા આચરણદ્વારા દેશભક્તિનો પુરાવો માગે છે.

પ્રદર્શનની વ્યવસ્થા પણ જોઇએ તેવી નહોતી જો કે તેમા પણ મુખ્ય કારણ તો વરસાદનું જ હતુ. ઉપર જણાવ્યા પ્રમાણે મતભેદ પણ ખરો. ડૉ. સત્યપાલના પક્ષે આમાં ભાગ ન લીધો જોકે તેમણે કામમા કશી અડચણ કરી નહોતી. પણ એકંદરે પ્રદર્શન સફળ થયું ગણાય. એક પટ્કોણમા જુદી જુદી ઇમારતો કરી તેમા પ્રદર્શન ભર્યું હતું. એક તરફ ચરખાસંઘના દશ્યો હતા. તેમા સુતર કાપડ વગેરેના નમૂના હતા. તે ઉપરાત ખાદી સંબંધી આકડા દર્શાવેલ હતા, જેમાના કેટલાક ગાંધીજીના સુવર્ણમહોત્સવને પ્રસગે અહીં પ્રદર્શનમા મૂકવામા આવ્યા હતા. પ્રદર્શન મનોરંજક તેવુ જ માહીતી આપનાર પણ હતું. ખાદીના આંકડા જોઇને ગમે તેવા અશ્રદ્ધાળુને પણ એક વાર ખાદી ઉપર શ્રદ્ધા થાય તેવું હતું. હિંદમાં કંઇ ૫૧ કરોડ રૂપિયાની થાપણ કાપડની મિલોમાં રોકાએલી છે ત્યારે તેનાથી માત્ર ચાર લાખ મજુરોને રોજી મળે છે; ત્યારે અખિલ ભારત ચરખાસંઘની ૨૩ લાખની થાપણમા એક લાખનો નિર્વાહ થાય છે. આ ખાદીના મથકો વળી ખોટથી કામ નથી કરતા. ખાદીનું અર્થશાસ્ત્ર ઘણું સારી રીતે એ આકડાઓમા આપેલુ હતું. આંકડા જોતાં લાગ્યા વિના ન જ રહે કે ખાદીથી દેશને ફાયદો છે. દેશમા કંઈ જ કામ નથી થતુ એમ કહેવું એ અયથાર્થ છે. ખાદીમાં સારામા સારુ કામ બિહાર કર્ણાટક અને આન્ધ્રમાં થાય છે.

પટ્કોણ ઇમારતોની આજુબાજુએ સ્વદેશી માલની દુકાનો ગોઠવેલી હતી. પ્રદર્શનમાં તેમ જ દુકાનોમા અનેક પ્રકારની દેશી કારીગરી અને બનાવટની ચીજો હતી. બહારના ભાગમાં કાશ્મીરનું કાપડ હતુ તે ખરેખર કોઇ ચીજ હતુ. પ્રદર્શનમા મૂકેલ જુદી જુદી વસ્તુઓ જોતાં ખાતરી થાય છે કે જો કોઇ માણસ બને તેટલું સ્વદેશી વાપરવા ધારે તો તેની ૯૦ ટકા જેટલી જરૂરિયાતો સ્વદેશી માલથી પૂરી પડે. નાની નાની



મહાસભાનો મુખ્ય મંડપ . અને રાષ્ટ્રધ્વજ

[ ફોટો આનંદી ઠાકોર ]



પ્રતિનિધિઓનો કેમ્પ (ગુજરાત વિભાગ)
[ ફોટો - આનંદી ઠાકોર ]

કારીગરીઓ આપણા દેશમાં અનેક છે. મેં ત્યા બનારસમાં બનતી લક્ષ્મી સ્ટાઇલો વર્ક્સની બનાવેલી ઇન્ડીપેન્ડન્ટ પેનો જોઇ. તે સરકાર પણ વાપરે છે. તેનું માથાકામ પરદેશી પેનોથી પણ વધારે સારું છે.. આગ્રાના વીજળીના દીવા આવેલા હતા જે રાજા મહારાજાઓના બંગલાના પોર્ચને પરદેશી દીવાથી પણ વિશેષ શોભા આપે એવા હતા. એક આખું દિવાનખાનું સ્વદેશી સાજ અને રાચરચીલાથી સજ્જ કરેલુ હતું હિંદુ યુનિવર્સિટીના સારીકામના નમૂના પણ આવેલા હતા. કાગળ, પેનસિલ, દવાઓ, રંગો, રમકડાંઓ, વગેરે દરેક પ્રકારની જરૂરિયાતની તેમ જ કારીગરીની વસ્તુઓ ત્યા જોવામા આવતી. આ જોયા પછી સ્વદેશી વ્રતને માટે મુશ્કેલી એ જણાઇ કે કઇ વસ્તુ ક્યાં મળે છે તેની આપણને માહિતી નથી અને તે મેળવવાને સગવડવાળા સ્વદેશી સ્ટોરો નથી. આવા સ્ટોરો ઠેકઠેકાણે ખોલવા જોઇએ એમ લાગ્યું.

લાહોરમા આ નાતાલ દરમિયાન કંઇ પાર વિનાની પરિષદો ભરાઈ છે. આપણે જે જે બાબતની પરિષદો કલ્પી શકીએ તેથી એ પાચ સાત વધારે પરિષદો ભરાઇ હશે એમ કહું તો અતિશયોક્તિ નથી. આખું વાતાવરણ પરિષદોનું હતું રાષ્ટ્રીય હતું. સાત્ત્વિક બળ મેળવવાની સાધનાનું હતુ રાષ્ટ્ર પુરુષના જુદા જુદા અવયવો રાષ્ટ્રશરીરના બલસંવર્ધન માટે જાણે કસરતો કરી રહ્યા હોય એવી એ પરિષદો એકબીજાથી દેખીતી રીતે જુદી પણ એકંદરે એક જ પ્રાણવાયુથી જીવતી જણાતી હતી.

આ વખતની મહાસભા જોતાં એ જણાયું કે લગભગ દરેક પ્રાન્તમા સેવાદળો છે. મહાસભાના સ્વયંસેવકો સિવાય ત્યા જુદાં જુદા ગામના સેવાદલો પડેલા હતાં. દરેકમાં કસરત, કવાયત, એક સરખો પહેરવેશ અને સેવા કરવાની ઇચ્છા દેખાતા હતા. આખા દેશમા આ પ્રસરતું જણાય છે.

ઠરાવો સંબંધી હું વિશેષ કહેવા નથી માગતો. જુદા જુદા દષ્ટિબિંદુઓની ખૂબ ચર્ચા છાપાંદ્વારા થઇ છે અને થશે. કેવળ બોલનારાઓને બાજુએ મૂકીએ તો પણ પોતાનું

દૃષ્ટિબિંદુ સમજાવવા અગર જાહેર કરવા માટે જ કર્મવીરોએ ભાષણો કર્યાં. તેઓએ મહાત્મા ગાંધીજીનો કરેલો વિરોધ વિનયપૂર્ણ, સ્પષ્ટ અને મક્કમ હતો. મહાત્માજી માટે તેમને અતિશય માન છે તેમની સરદારી હેઠળ તે લડવા મથે છે છતા અંધશ્રદ્ધાથી દોરાતા નથી અને તેઓ સિપાહીઓની માફક મહાસભાનું આજ્ઞાપાલન કરે છે. એ દશ્ય પણ લાહોરે બતાવ્યું જેમને કાંઇ પણ ન કરવું હોય અને વાતોજ કરવી હોય અગર મોટાઈ લેવી હોય તેઓ ભલે મહાસભાના સૈનિકોને ગાડરીઆ કહે પણ એ ગાડરીઓ પ્રવાહ નથી પણ કેળવાએલા લશ્કરનો પ્રવાહ છે.

રાષ્ટ્રધ્વજ ચઢાવવાનો પ્રસંગ ખરેખર હૃદયને હલમલાવી નાખે એવો હતો. ધ્વજને માટે એક બસેં ફીટ ઊંચો થાભલો ઊભો કરેલો હતો. આ બાજુના લોકો દેખાવ કરવાના સારા શોખીન છે પંડિત જવાહીરલાલે બરાબર ૧૦ વાગે હાજર થઇ સ્વદેશાભિમાનના ગીતો ગવાઇ રહ્યા પછી વાવટો ચઢાવ્યો.

અસલ લાહોર શહેરને ફરતો કોટ છે. હાલના શહેરનો વિસ્તાર કોટબહાર પણ છે. અહીં અમદાવાદનો કોટ પાડી ફરતો રસ્તો કરવાની યોજના છે. ત્યાના અને અહીંના કોટની રાંગે જે સ્થિતિ છે તેમા જમીન આસમાનનું અંતર છે. અહીં કોટની રાંગે મ્યુનિસિપાલિટીનાં કે લોકો ઉપયોગ કરતા જાજરૂ છે, મેલુ લઇ જવાની રેલ છે અને ગંદા પાણીની ખાઇ છે; જ્યારે લાહોરમા કોટ ફરતી જે ખાઇ હતી ત્યાં બગીચો કરી નાખ્યો છે. બગીચો સારો જ છે. લીલોતરી (lawn) અને ઝાડ એ જ તેમા મુખ્યત્વે છે. ત્યાંના મકાનો પણ સુંદર છે. સર જોહન લૉરેન્સના બાવલાથી જતો રસ્તો અને દશ્ય આપણને ઇંગ્લંડના કોઇ દરિયાકાંઠાના શહેર જેવું લાગે—ફરક માત્ર એટલો કે ત્યાં દરિયો નથી. શહેર અંદર જુઓ તો બનારસ જેવું છે રસ્તા ઘણા જ સાંકડા, કેટલાક તો ૪–૫ ફૂટ પહોળા અને મકાનો ઘણાં ઊંચાં એટલે ત્યા સૂર્યનો તડકો બહુ જ થોડો ટકી શકે છે. રસ્તા ઇંટોથી જડેલા છે. લોકોની ટેવો ગંદી પણ એકંદરે લાહોર અમદાવાદ કરતા ઓછું ગંદુ અને વધારે સુંદર લાગ્યું. અમદાવાદમાં સુંદર સ્થાનો છે પણ તે સુંદર કે સ્વચ્છ રાખવાની કોઇને જરૂર નથી ભાસતી.

લાહોરમા જોવાલાયક સ્થળો ઘણાં છે. શાલીમાર નામનો બગીચો ઘણો જ જોવા જેવો છે તે મૂળ શાહજહાંએ કરાવેલો ગણાય છે. આ બગીચો એ જ નામના કાશ્મીરમાં કરાવેલા બગીચાની નકલ છે. અત્યારે તેની રચનામા ત્રણ જુદી જુદી ઊંચાઇની સપાટીઓ છે. પહેલા તો એવી સાત સપાટીઓ હતી એમ મનાય છે. વચમા વચમા પાણીના હોજો છે. એક સપાટી બીજી કરતા સાત ફૂટ જેટલી ઊંચી છે. એક સપાટી ઉપરથી નીચેની સપાટી ઉપર પાણી જવાના રસ્તામા આરસ જડેલા છે. વળી બે સપાટી વચ્ચેની ઊંચાઇમા દીવા કરવાના ગોખલા છે. એટલામા ઠેકઠેકાણે ફુવારા કરેલા છે. શહેરની અંદર બહુ ચોગાનો નથી. પણ કોટની બહાર ઘણો ભાગ વસેલો છે. તેમા કેટલાક રસ્તા તો મુંબઇના ક્વીન્સ રોડ જેવા સરસ છે.

જહાંગીરનો મકબરો લાહોરમા રાવીના બીજે તીરે આશરે ૩॥ માઇલ છે પાસે તેની આસપાસ સુંદર અને સારો બગીચો છે. મકબરાનું દશ્ય ભવ્ય અને સુંદર છે. તેનાથી થોડે જ દૂર નૂરજહાની બહુ જ સાદી કબર છે. જહાંગીરની હયાતીમાં તેનું મરણ થયું હોત તો

[ અનુસંધાન પૃ૪ ૨૨૬ ]

# હિંદ અને બ્રિટાનીઆ

વાસ્કો ડી ગામાએ હિંદ આવવાનો દરીઆઈ માર્ગ શોધ્યો ત્યાર પછી યુરોપીય લોકો વેપારને અર્થે અહીં આવવા માંડયા. સ્પેનની નજર અમેરિકા તરફ વધારે હતી, પણ પોર્ચુગલ અને ત્યાર પછી ડચ અને ફ્રેન્ચ લોકો પૂર્વ તરફ વધારે ઢળ્યા. ડચ અને પોર્ચુગલ લોકો મુખ્યત્વે ઇસ્ટ ઈન્ડીઝની સાથે મરી લવીંગ તજ વગેરે ગરમ મસાલાનો વેપાર કરતા, અને એટલાથી સંતોષ માની હિંદુસ્તાનની સાથેનો વેપાર ફ્રેન્ચ કે અંગ્રેજને કરવા દેતા.

અંગ્રેજ પ્રજા અતિ રૂઢિચુસ્ત છે; કોઇ વાર અતિ ઉદ્દામ પ્રયોગ કરવાનું તેને સુઝતું નથી, અથવા મન થતું નથી; પણ જો કોઈ બીજા અમુક દિશામા પ્રયોગ કરે તો તેનાં સારા માઠાં પરિણામોમાથી પાઠ લઇ પોતાનો સ્વાર્થ સાધવાનું તે લોકો ચુકતા નથી. ફ્રાન્સમા ફ્રેન્ચ રેવોલ્યુશન–વિપ્લવ થયો, પણ તેના સિદ્ધાન્તોનો અમલ ઇંગ્લાંડે બની શકે તેટલી શાન્તિથી પોતાને ઘેર કર્યો, અને તેમાંથી દુનિયાભરમા નથી એવું હાસ્યાસ્પદ બંધારણ,[1] જેમાં પાર્લમેન્ટની સાથે સાથે રાજા પણ હોય, એ શોધી કાઢ્યું! હિંદની જ પ્રજાને યુરોપીય લશ્કરી તાલીમ આપી હોય તો તેમની ટુકડી એટલી જ અભેદ્ય નીવડે એ સત્ય એક ફ્રેન્ચે શોધ્યું, પણ તેનો સારો અમલ અંગ્રેજ લોકોએ કર્યો.

ઇંગ્લાંડમા સ્ટુઅર્ટ રાજાઓ રાજ્ય કરતા હતા તે વખતે કેપ ઓફ ગુડ હોપથી કેપ હોર્ન વચ્ચેના બધા દેશોની સાથે વેપાર કરવા માટે એક કંપનીને રાજાએ સનદ આપેલી. ત્યાર પછી સ્ટુઅર્ટ રાજાઓનો નાશ થયો, ત્યારે કંપની ત્યાંની ટોરી પાર્ટી સાથે સહાનુભૂતિ વાળી હોવાથી તેની સનદ ગઇ અને પાર્લમેન્ટે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીને એ સનદ આપી.

ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ વેપાર કરવાની સાથે અહીં રાજ્ય સ્થાપ્યું, અને એ જ્યારે થોડું મોટું થયું, ત્યારે વળી પાર્લમેન્ટે કાયદો પસાર કરી બૉર્ડ ઓફ ડીરેકટરોની સ્થાપના કરી. આ બૉર્ડના પ્રમુખનો પગાર હિંદની તીજોરીમાંથી મળતો. રાજાની દ્વારા પાર્લમેન્ટ આ બૉર્ડને નીમતી, અને પાર્લમેન્ટમા જ્યારે એક પક્ષ રાજીનામું આપતો ત્યારે તેની સાથે સાથે આ બૉર્ડ પણ રાજીનામુ આપતું. બૉર્ડની અને પ્રેસીડન્ટની સત્તા પુષ્કળ હતી. આથી ઘોર અન્યાયો ન થાય ત્યા સુધી અથવા હિંદની પ્રજા બહુ મોટી બૂમ ન ઉઠાવે ત્યાં સુધી પાર્લમેન્ટ કદી હિંદ તરફ નજર નાખતી જ નહિ. અંગ્રેજ લોકો અહીં વેપારને માટે આવ્યા હતા, અને જ્યા સુધી આર્થિક ફાયદો મળ્યા કરે ત્યાસુધી તેઓ હિંદના રાજ્યવહીવટમા ડખલ કરવા રાજી નહોતા.

શરૂઆતમા પત્રવ્યવહાર અને સંદેશા મોકલવાનું કામ બહુ ધીમું હતું; આથી હરકોઈ જગ્યા પરના અમલદારને પોતાનું કામ કરવામાં વધારે છૂટ રહેતી, અને લોકો ડીસ્ટ્રીક્ટ અમલદારની ઉપર કદી અપીલ થઈ શકે જ નહિ એમ માનતા. પણ જેમ જેમ રાજ્ય

---

૧. અસલમા જે રાજાનો હક હતો, કે તે કદી ખોટુ કાર્ય કરે જ નહિ એ હજી પણ કાયમ છે, અને ખરૂં છે; કારણ ઇંગ્લાંડના રાજા કદી કશું કરતા જ નથી!

વ્યવસ્થા વધારે ને વધારે જટિલ થતી ગઇ, તેમ તેમ Centralisation વધતું ગયું, સત્તા વધારે ને વધારે કેન્દ્રીભૂત થવા માંડી. આ સાથે હિંદીઓને અંગ્રેજી કેળવણી અપાવા માંડી, અને તેને લઇને આપણામા યુરોપીય સંસ્કૃતિનાં સારાં નરસાં બીજ રોપાયાં. બહારની દુનિયા જોઇને આપણને પણ લાગ્યું કે આપણી પાસે વધારે સત્તા હોવી જોઇએ. શરૂઆતમા આપણને સ્વાતંત્ર્ય જોઇએ કે કેમ એ વિશે કંઈ ખ્યાલ નેતાઓના મનમા હોય એમ લાગતુ નથી, કારણ શરૂઆતના બધા જ નેતાઓ લગભગ વિનીત પક્ષના હતા એમ કહીએ તો ચાલે.[2]

અંગ્રેજી રાજ્ય જેમ જેમ વધારે અટપટું કે જટિલ થતું ગયું, તેમ તેમ તેનાં ખર્ચો પણ વધવા માડ્યા. રેવન્યુમાથી જેટલી આવક આવતી હતી તે તેમને માટે પૂરી ન પડી, તેથી આબકારી વગેરે ખાતાઓ ઉઘડ્યા, અને ગરીબમા ગરીબ માણસને પણ આપવો પડે એવો મીઠાનો કર લોકોપર નાંખવામા આવ્યો.

અંગ્રેજો હિંદને ચુસવાને માટે જ આવ્યા છે એ વાત તેઓ પણ હવે કબુલ કરે છે.[3] તેમના પહેલા જેટલા પરદેશીઓ અહીં આવ્યા હતા, તેઓએ હિંદમાં જ પોતાનું ઘર કર્યું હતુ; પણ અંગ્રેજો આ ભૂલ કરે તેમ નહોતું.[4] તેમના માણસોને માત્ર અહીંના વહીવટ પૂરતા ત્રણ પાચ વરસ રાખીને તેઓ બીજા માણસોને અહીં મોકલતા. આથી એક રીતે જો કે ઘણા અંગ્રેજોને પૈસાદાર થવાનો વારો ફરતી લાભ મળતો, પરંતુ આ પદ્ધતિનું એક પરિણામ એ આવ્યુ કે અંગ્રેજી રાજ્યને વધારે ને વધારે હિંદીઓ ઉપર આધાર રાખવો પડ્યો. આટલા માટે જ ચીટનીસ, હેડક્લાર્ક, પટાવાળા વગેરેના માન વધ્યાં, અને અંગ્રેજ ઑફીસર ઘણુંખરું તેઓ જેટલું પાણી પાય તેટલું જ પીતા સરકારમા આવા માણસોની જરૂર પૂરી પાડવા આપણને અંગ્રેજી કેળવણી અપાવા માંડી; પણ તેનો પ્રચાર જેમ જેમ વધારે થતો ગયો તેમ તેમ ભણેલાઓમા બેકારીની સંખ્યા વધવા માંડી. માણસમાં બુદ્ધિ હોય, તે જાણ્યો હોય, અને જે ધંધાને માટે એને ભણાવવામાં આવ્યો હોય, તે ધંધામા તેને લેવામા ન આવે તો સહેજે, બીજો ધંધો તે કરે કે ન કરે છતા, તેના મનમા જે તંત્રે એને આવી નકામી કેળવણી આપી હોય તેના તરફ ઊંડો ડંખ રહેવાનો. જેટલા ભણેલાઓને સરકારી નોકરી કે માનમરતબા મળ્યા તેઓએ સરકારનો પક્ષ લીધો, તેઓએ

---

૨. આપણે આપણુ સ્વાતંત્ર્ય તો સૈકાઓથી ગુમાવ્યું હતું, એટલે અંગ્રેજોએ આપણી પાસેથી તે છીનવી લીધું એમ સર્વશઃ કહી શકાય નહિ.

૩. પાર્લમેન્ટમા ગોળમેજી પરિષદનો ઠરાવ પસાર થયો ત્યારે હિંદને સંસ્થાનિક સ્વરાજ આપવાનું છે એ વિશે એમ કહેવામા આવ્યુ હતું કે—ઇંગ્લાંડ હિંદને ચૂસતું હતું એ એક ભૂતકાળની વાત થઈ રહેશે. એટલે કે અંગ્રેજો પણ કબુલ કરે છે કે તેઓ હિંદને ચૂસે છે.

૪. જો કે સાધારણ અંગ્રેજો પણ અહીં વેપારને કે નોકરીને અર્થે અહીં આવવા માંડયા, ત્યાર પછી ઇલ્બર્ટ બીલ વગેરે હિંદી ગવર્મેન્ટ સમક્ષ આવ્યા. અત્યારે તો ઍંગ્લો ઇન્ડીઅનની એક નાતજ થઇ છે અને તેમનો સ્વાર્થ કોઈ દિવસ હિંદના ભલા સાથે સમાધાન કરી શકે તેમ નથી. આ ઍંગ્લો ઇન્ડિઅનને ઇંગ્લાંડના સમાજમા કશું સ્થાન નથી જ, એટલે ભવિષ્યમાં પણ તેમનો સવાલ વધારે વિકટ સ્વરૂપ પકડે તો નવાઇ નહિ.

રાજકારણના ક્ષેત્રમા વિનીત પક્ષ ઉભો કર્યો; જ્યારે ભણેલા બેકારોએ ઉદ્દામ પક્ષમાં ઝંપલાવ્યું. પરંતુ આથી એમ માનવાનું નથી કે ઉદ્દામ પક્ષના તમામ માણસો અંગત અસંતોષને લઇને જ સરકારની સામે થના. એમાના કેટલાએકને નીતિની દષ્ટિએ સંપૂર્ણ ખાત્રી થએલી કે સરકારની મોટી વાતોમા માત્ર એક જ સૂત્ર સમાએલું છે, અને તે હિંદને ચૂસવાનું. વિનીત પક્ષ જ્યારે સરકાર એકલી જ હિંદને ચૂસવા માગતી હોય, ત્યારે તેનો વિરોધ કરે છે, અને જ્યારે સરકારની ચૂસમાથી એને થોડો ભાગ મળે છે ત્યારે તે સરકારનો પક્ષ લે છે. સરકારને પણ એમ લાગે છે કે હિંદ ઉપર જો જુલમી રાજ્યસત્તા ચલાવવી હોય તો હિંદના કેળવાએલા વર્ગના અભિપ્રાયની સહાનુભૂતિની તેને જરૂર છે. આપણે જોઇએ છીએ કે ઘણાખરા વિનીત પક્ષના આગેવાનોને બ્રિટિશ ન્યાયમા જે પૂર્ણ શ્રદ્ધા છે તે એટલા પૂરતી જ કે તે શ્રદ્ધાને લઇને તેઓ પોતે બ્રિટિશોની સાથે હિંદને લૂંટી શકશે.[૫] આથી ઘણાખરા વિનીતપક્ષના માણસો પોતાની ઉત્તરાવસ્થામા વધારે પગાર મળે ત્યારે રાજકારણના ક્ષેત્રમા કશો ભાગ લેતા નથી.

વસ્તુસ્થિતિ આવી છે તોપણ વિનીત વર્ગનો માનભંગ ઘણી વાર થાય છે; અને આનો દાખલો સાયમન કમીશનનો સમગ્ર દેશે બહિષ્કાર કર્યો તેમાં મળી આવે છે. નીતિની દષ્ટિએ જોઈએ તો જેવી રીતે મૂડીવાદ સામ્યવાદની કે મજૂર પક્ષની દલીલોનો જવાબ આપી શકતો નથી, તેમજ સરકાર પણ ઉદ્દામ પક્ષના સવાલોનો જવાબ આપી શકતી નથી. અંતિમ ધ્યેયની દૃષ્ટિએ જો આપણે જોઇએ તો વિનીત પક્ષ અને ઉદ્દામ પક્ષ એ બન્નેનું ધ્યેય એક છે, માત્ર બન્ને પક્ષોની બોલવાની અને કાર્ય કરવાની રીત જુદી છે. આર્મ્સ એક્ટ, સભાબંધીનો કાયદો, પ્રેસએક્ટ, કાળાકાયદા વગેરે પ્રજાના સ્વાતંત્ર્યને છૂંદી નાખનારા કાયદાઓ સામે વિનીત પક્ષ એમ કહે છે-"અલબત્ત સરકારનો હેતુ રક્ષણ કરવાનો છે પણ–" "ફલાણાનું ખૂન થયું તે આખા હીંદ ઉપર લાછનરૂપ છે, પણ–" વગેરે. ઉદ્દામપક્ષ પરદેશીઓને હાંકી કાઢવાનું કહે ત્યારે વિનીતપક્ષ માત્ર એમ બોલે કે— "અંગ્રેજી સંસ્કૃતિ અને અંગ્રેજી વિચારોનો જે હાલ બહોળો ફેલાવો થયે જાય છે તે પરથી એમ લાગે છે કે પરદેશીથી ભરેલા અત્યંત ખરચાળ તંત્રને બદલે આપણે આપણું દેશી તંત્ર કરકસરથી મૂકી શકીએ. યુરોપીય સૈનિકને થોડો વખત અહીં રહેવું હોય તો ભલે રહે, પણ—.— અને યુરોપીય મૂડી અહીં આવી વેપાર કરે છે તેનું મુખ્ય કારણ આપણામાં બુદ્ધિ કે ધન નથી એમ નથી, પણ આપણા તરફ સરકારની સહાનુભૂતિ નથી એ છે."[૬]

ઉપરની વિગતથી એટલું તદ્દન સ્પષ્ટ થાય છે કે નીતિની દષ્ટિએ નિર્બળ સ્વાર્થ અત્યત નબળો લાગે છે. આથી જ જ્યારે જ્યારે ઉદ્દામ પક્ષે પોતાના સિદ્ધાન્તોનો પ્રજામા પ્રચાર કર્યો છે, ત્યારે ત્યારે એ પ્રચારની સામે હિંદી સરકાર પ્રજાના મતમા પોતા વિશેની શ્રદ્ધા અચલ રાખવા માટે કશો પ્રયત્ન કરી શકી નથી એટલું જ નહિ, પણ વિનીત

૫. ઑન. મી. શાસ્ત્રીએ આફ્રિકાથી હિંદવાસીઓને એક સંદેશો મોકલેલો કે અંગ્રેજ, તથા ઍંગ્લો ઇન્ડીઅનનાં હિતની સાથે આપણે આપણા હિત યોજી દેવાં, ભેળવી દેવાં. આનો અર્થ એટલો જ હોઈ શકે કે બ્રિટનને હિંદને ચૂસવામા આપણે મદદ કરવી, અને તેમાંથી આપણે પણ બને તેટલો લાભ ઉઠાવવો.

૬. જુઓ પૃ. ૨૧૫. Lost Dominion by Al. Carthill

પક્ષને પણ મુંગું બેસી રહેવું પડ્યું છે.[૭] સરકાર પાસે છેવટની દલીલ તો ઇન્ડીઅન પીનલ-કોડની ૧૨૧ મી કે ૧૨૪ મી કલમ લાગુ કરવાની જ છે. "કાયદેસર રીતે જે સરકાર સ્થપાઇ છે તેની સામે વિગ્રહ કરવાના આક્ષેપસર" આપણા આગેવાનોને પકડીને જેલમાં મોકલવામાં આવે છે!

કાયદેસર રીતે જે સરકાર સ્થપાઈ છે એનો અર્થ? નાનો હોય તે લુટારો કહેવાય, અને મોટો હોય તે રાજા–એ વાતો સૌને જાણીતી છે. પોલીટીકસના ઘણા લેખકો કહે છે કે પહેલાં રાજ્ય છે પછી કાયદો છે. જર્મન ફીલસુફ નીત્ચ્ય પણ કહે છે કે ગુલામ અને એને રાખનાર ધણી એ બેની નીતિમા ઘણો ફરક હોય છે. અત્યારનો સામ્યવાદ પણ કહે છે કે મૂડીવાદનો ન્યાય તે મૂડીવાદના રક્ષણ માટે જ સ્થપાએલો છે, અને તે મજૂર વર્ગને માટે નથી. જો આપણે સમસ્ત માનવ જાતિને એક ગણીને વિશ્વબંધુત્વના સિદ્ધાન્તની વ્યાખ્યાથી ન્યાય અન્યાય કે ગુહ્નાનો વિચાર કરીશું તો દુનિયાનાં ન્યાયનાં ધોરણોમાં આપણને ઘણો ફેર કરવો પડશે. આ જ દૃષ્ટિએ પ્રાચીન એથેન્સ શહેરે સોક્રેટિસને દેહાંત દંડની સજા ફરમાવી ત્યારે ગુન્હેગાર સોક્રેટીસ નહોતો પરંતુ એથેન્સ હતું. આ જ માનુષી ન્યાયની દૃષ્ટિએ ૧૯૨૧ ના અસહકારના જુવાળ પછી જ્યારે ગાંધીજીને પકડવામા આવ્યા અને તેમના કેસનો ચુકાદો આપવામાં આવ્યો ત્યારે રોમે રોલાં કહે છે તેમ ન્યાયાધીશ પોતે ગુન્હેગારના પાજરામા ઉભો હતો, અને દુનિયા આખી બ્રિટિશ સલ્તનતે અખત્યાર કરેલી રીતિ ઉપર ન્યાય કરતી હતી. જ્યા એક બાજૂ એકલો સ્વાર્થ હોય અને બીજી બાજુ અન્યાય અને દુઃખ સહન કરતા લાખો માણસો હોય, ત્યાં 'કાયદેસર સ્થપાએલા રાજ્યની" નીતિ તે સામાન્ય નીતિ રહેતી નથી. માણસના સાધારણમાં સાધારણ જન્મ-સિદ્ધ હક્ક છે તે તે વેચી શકતો નથી, અને જો કોઈ તેની પાસેથી તે છીનવી લે તો નીતિના તમામ ધોરણોનો એ વખતે નાશ થાય છે, અને દરેકને માટે એ ફરજરૂપ થઇ પડે છે કે પડેલા તો કુદરતે બક્ષેલા સર્વસાધારણ હક્કો દરેક માણસને મળે!

બે લડવૈયા લડતા હોય અને બેમાથી એક જીતે એટલે જીતનાર બીજા પાસેથી એનાં હથીઆર છીનવી લે એ હારેલાને વધારે હીણો કરે છે એટલું જ નહિ, પણ તેથી જીતનારની સુરક્ષિતપણાની વૃત્તિ લગભગ નામર્દાઇથી ભરેલી છે એમ એ પોતે સાબીત કરે છે. આપણા ઉપર શાન્તિની શીતળ છાયા નિરંતર રાખવા આપણી પાસેથી હથીઆર લઇ લેવામાં આવ્યા છે એમ કહેવાય છે. હથીઆર આપણી પાસેથી જવાથી આપણામાં માણસાઇ રહી નહિ. હથીઆર હોય એટલે માણસ હીંસા કરે એમજ નથી; અને હથીઆર રાખવાની છૂટ

૭ "We have never been able to meet faith with faith, God with God" અને વળી "In my opinion that policy [of constructive repression] as it would have been effective, so it would have been laudable. ... to enforce it would have needed resolution and the strong faith of a believing people. But in England there was no faith—— except in the doctrine that two & two make four, and that 4000 a year is better than 3000 a year....but it is not a faith which enables men to withstand god —— કાર્ટહિલના અભિપ્રાય પ્રમાણે હિંદી સરકારે પહેલીથી જ દેશમા રચનાત્મક(!) દમનનીતિનો દોર રાખ્યો હોત તો હિંદી લોકો આટલા બધા ફાટી ન જાત. પરંતુ તે પોતે કહે છે તેમ, ઇંગ્લાંડમા સ્વાતંત્ર્યના બણુગાં ફુંકવાં અને હિંદમાં આવી

હોય છતાં પણ ઘણા લોકો જાણી જોઇને હથીઆર રાખવાના પણ નહિ. લંડનની પોલીસ દુનિઆમાં સારી ગણાય છે, પણ તે પોતાની પાસે હથીઆર રાખતી નથી. પરંતુ અત્યારે આપણને હથીઆર રાખવાની છૂટ હોય અને આપણે હથીઆર ન રાખીએ એ એક વાત છે, અને હથીઆર રાખી ન શકીએ એ બીજી વાત છે. આથી અહિંસાને આપણે આત્માના એક સદ્ગુણ તરીકે કેળવવાનો રહે છે. ગાંધીજી ખરા અહિંસાવાદી છે, પરંતુ જેનામાં એમના જેટલી અહિંસાની ઊંડી પ્રતીતિ ન થવા પામી હોય તે તો એક પૉલીસીની ખાતર જ અહિંસાવાદી રહેવાનો!

ગ્રીક ફિલસુફ પ્લેટોએ એક જગ્યાએ કહ્યું છે કે 'છેવટ તો દુર્ગુણને પણ આ દુનિયામાં સફળ થવા માટે સદ્ગુણની મદદ લેવી પડે છે. આવી જ રીતે અંગ્રેજો પોતાના સ્વાર્થને માટે અહીં આવ્યા અને રહે છે, પણ તે પરમાર્થ કરવાના બહાના હેઠળ જ! સ્વાર્થ જ્યારે વિશ્વબંધુત્વ, સંસ્કૃતિનો ફેલાવો વગેરેના વાઘા સજે છે ત્યારે તેને પકડવો મુશ્કેલ થઇ પડે છે હિંદી સરકારનો આવો દંભ જ્યારે જ્યારે પડી ભાગે છે, ત્યારે ત્યારે છેવટ હિંદની અભણ, મૂગી કરોડોની વસ્તીના ભલા માટે તે પોતે અમુક નીતિનું આચરણ કરે છે એમ તે કહે છે. શરૂઆતમા જ્યારે અંગ્રેજોનું રાજ્ય પૂરેપૂરું અહીં સ્થપાયું નહોતુ ત્યારે અંગ્રેજી ઑફીસરો હિંદી પ્રજાના સીધા સંબંધમાં આવતા પરતુ જેમ જેમ બ્રિટિશ રાજ્ય સુરક્ષિત થવા માડયું, જેમ જેમ સદેશા મોકલવાના સાધનો સરલ થતા ગયાં, તેમ તેમ પ્રજાના સીધા સબંધમાથી અંગ્રેજી ઑફીસર દૂર થતો ગયો. જે અબોલ કરોડો માણુસોના હિતના તેઓ પોતાને વાલી ગણાવે છે તેની સાથે એક ચુસવા સિવાયનો બીજો સંબધ સરકારને રહ્યો નહિ. આપણી સંસ્કૃતિ, આપણો ઇતિહાસ, આપણો ધર્મ આ દરેક દિશામાં અંગ્રેજ સિવાયની બીજી જ યુરોપીય પ્રજાઓએ શોધખોળ કરી છે. જો સરકાર એક તરફ એમ કહે છે કે રાજ્યદ્વારી ચળવળ માત્ર થોડા ભણેલાઓ જ કર્યા કરે છે, અને એક સામાન્ય ગામડીઆને તેનું કશુ જ્ઞાન નથી, તો આ વાતનું સત્ય પુરવાર કરવા, અને કઇ નહિ તો તેમનું રાજ્ય ટકાવી રાખવા પણ તેમણે હિંદના ગામડાઓમા વસતા કરોડો માણસોના સીધા સબંધમા આવી તેમનો પ્રેમ સંપાદિત કરવો જોઇતો હતો. પરંતુ આટલી તકલીફ સરકારને ઉઠાવવી નહોતી.[૮] સરકાર જ્યારે સુધારાઓ આપતી ત્યારે તેના ખર્ચનો ભાર કરના વધારા દ્વારા એ અબોલ કરોડો લોકો ઉપર જ પડતો.

---

પ્રજા ઉપર જુલમ ગુજારવો એ બન્ને બાબત એકી સાથે થઈ શકે તેવી નહોતી. એનાજ શબ્દોમા કહીએ તો "To crush out a strong nationality, to force on it a loathed dominion, to continue for centuries to eliminate the noblest and best by the police spy the gaoler and the hangman— this is sorry work for the viceregent of God." એટલે કે સી. આઈ. ડી. ના માણસો, જેલર અને ફાસીએ લટકાવનાર ભાડુતી આ બધા લોકો સારામા સારા હિંદીઓનો નાશ કરે છે એ મી. કાર્ટહિલ કબુલ કરે છે.

૮. એ વાત જાણીતી છે કે આ સરકાર પ્રજાના જાન માલનું રક્ષણ કરી શકતી નથી, માત્ર જાન માલને નુકસાન પહોંચાડનાર ગુન્હેગારને તે પકડાય તો સજા કરે છે આ વસ્તુસ્થિતિ ગુજરાતની અતિવૃષ્ટિને વખતે પણ સાબિત થઈ ગઈ હતી, કારણ પ્રજાના સ્વયંસેવકો મારફતજ સરકારને પણ તારાજ થએલા ગામડાઓની માહીતી મેળવવી પડી હતી,

સિદ્ધાન્તની દૃષ્ટિએ અંગ્રેજ લોકો પણ કબુલ કરે છે કે હિંદને સ્વરાજ્ય મળવું જોઇએ.[૯] પરંતુ એક સિદ્ધાન્તનો સ્વીકાર કરવો, અને તે પ્રમાણે આચરણ કરવું એ બે વચ્ચે હમેશા મહાન અંતર રહેલું હોય છે. Vedeo meliora proboque, deteriora sequor. આપણને બંધારણમા સુધારાના હપ્તા મળતા ગયા, તેમ તેમ લશ્કરી ખર્ચ વધતો ગયો, અને અંગ્રેજી રાજ્યના લોખંડી પંજાની પકડ વધારે મજબુત થતી ગઈ. આ ઉપરાંત સુધારાઓમા માત્ર લેજીસ્લેચરમા જ હિંદીઓને મુખ્ય ભાગ આપવામા આવ્યો, પણ એક્ઝીક્યુટીવ કારોબારી સમિતિ તો સીધી રીતે સરકારને જ જવાબદાર હતી. કારોબારી સમિતિ પોતાનું બજેટ કરે, હિંદી લેજીસ્લેટીવ કાઉંસિલ કે એસેમ્બ્લી તેને ફેંકી દે, ગવર્નર કે ગવર્નર જનરલ પોતાની અસાધારણ સત્તાનો ઉપયોગ કરી મીઠાનો કે એવો કોઈ કર વધારે, અને લેજીસ્લેટીવ એસેમ્લી જોઇ રહે! ગમે તે સુધારા આપણને ભલે અપાય' પણ જ્યાંસુધી આપણી કારોબારી સમિતિ આપણા જ લેજીસ્લેચરને જવાબદાર ન રહે ત્યાં સુધી બધુ વ્યર્થ છે. હિંદે ચૂંટેલું લેજીસ્લેચર અને ઈંગ્લાંડે નીમેલું, આપણાથી બરતરફ ન કરી શકાય તેવું કારોબારી મંડળ' આવા સુધારા તે દુનિયાભરની પ્રજાઓના બંધારણના ઇતિહાસમા જોવામા આવ્યા નથી આવા સુધારાનો અર્થ માત્ર એટલો જ હોઈ શકે કે તમે તમારી મેળે ભલે ગમે તેવા કાયદાઓ ઘડો, પણ અમે હિંદને ચૂસવાના છીએ તે ચૂસીશું જ.[૧૦]

અને લેજીસ્લેટીવ એસેમ્બ્લીમા કેવી રીતે કામ થાય છે? પહેલેથી હિંદને પોતાના રાજ્યકારણમાથી ઇંગ્લાંડે બહાર રાખ્યું છે, તેથી હંમેશાં એવો જ ડોળ કરવામા આવે છે કે જાણે વાઇસરોય કે સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇન્ડીઆ બધુ પોતાના જોખમે જ કરતા હોય એમ ઉપરથી જોનારને લાગે' અને કાર્ટહિલ એ જ પુસ્તકમા નીચે પ્રમાણે લખે છે.

'વળી વાઇસરોય અને સેક્રેટરીની વચ્ચે ખાનગી પત્રવ્યવહાર ચાલુ રાખવાની અતિશય દુષ્ટ પદ્ધતિ ઉભી થઇ હતી. સંસ્થાનોના વ્યવહારની આ એક નકલ હતી. ઇંગ્લાંડે મોકલેલો ગવર્નર સંસ્થાનોમા એક એલચી તરીકે જ જાય છે, અને એલચી આવી પદ્ધતિનો સ્વીકાર કરે તો તે વ્યાજબી છે...... હિન્દમા ગવર્નર જનરલ કારોબારી ખાતાનો વડો છે. અને તેથી, સેક્રેટરીના અભિપ્રાયો ઇચ્છાઓ કે હુકમો (જાહેર) ઓફીશીઅલ પદ્ધતિ સિવાય કોઇ બીજી રીતે બંધારણની દૃષ્ટિએ વાઇસરોય ઉપર મોકલી શકાય નહિ.

(પરંતુ) આ રીતે મી ક્ષ. નામના સેક્રેટરીને એમ લાગે કે સીમલાની આજુબાજુનાં

૯ 'Many are the lost possessions of England. From some she has been driven in battle, others she has abandoned through negligence, others she has surrendered as useless and noxious; some have deen bartered

The case of India is up to the present the first and only example of the abandonment of a valueable possession on moral grounds' Al Carthill Lost Dominion.

૧૦. જો સીધી રીતે હિંદનુ ધન ખેચી લઈ શકાય તેમ ન હોય, તો કરન્સી કરન્સીબીલો, એક્સ્ચેન્જ કે બીજી અર્થશાસ્ત્રીય રીતોથી તેઓ છેવટ હિંદમાથી અમુક મુડી લઇ જવા ચુકતા નથી.

વાદરાઓને ગમે તેમ કરીને પાટલૂન પહેરાવવાં જોઈએ. પહેલા તો એ ખાનગી કાગળ લખી અ નામના ગર્વનર જનરલનો આવી દરખાસ્ત વિષેનો અભિપ્રાય પુછાવશે. લૉર્ડ અ જવાબ આપશે કે આવી દરખાસ્ત પર એને કશો ખાસ અભિપ્રાય આપવાનો નથી; વાદરાઓ બીચારા નાના રમુજી પ્રાણીઓ છે, અને હિંદના ભણેલા વર્ગના અભિપ્રાય મુજબ તેઓ નાગાં રહે એમા કંઈ વાંધો નથી. મી ક્ષ. વળી જવાબમા ખાનગી રીતે લખશે કે તે વાદરાઓ વિશે જેમ જેમ વિચાર કરે છે તેમ તેમ તેને પોતાને એ કાયદો જરૂરી લાગે છે. આના ઉત્તરમા લૉર્ડ અ જરા ખાનગી કાગળ લખી પૂછશે કે સેક્રેટરીના અભિપ્રાય મુજબ તે પ્રાણીની પૂંછડી કાપી નાખવાની જરૂર છે કે કેમ? મી. ક્ષ લખશે કે આવડા મોટા સુધારાને પસાર કરતી વખતે આટલી નાની વિગત આડે આવવી ન જોઈએ હિંદી સરકારની જાહેરમા દેખાતી રીતભાતની ખામીઓ ઈંગ્લાંડની પ્રજાનો જાહેર મત ચલાવી લઈ શકે તેમ નથી. ત્યાર બાદ લૉર્ડ અ ખાણા ખાતા, કે બીજાં સંમેલનો વખતે—જો આમ કર્યું હોય તો..., એ રીતે ખાનગી રાહે મિત્રભાવે પોતાની કૌંસિલનો મન જાણી લેશે. પછી તે રીપોર્ટ કરશે કે લશ્કરને લગતી એ બાબત ન હોવાથી સેનાપતિ તટસ્થ છે. સુધારાને માટે નવા ફંડ ક્યાંથી લાવવા એ સૂઝતું ન હોવાથી ફાઈનેન્સ મેમ્બર શંકાશીલ છે. એક સીવીલીઅન મેમ્બરને એમ લાગે છે કે આથી હિંદીઓની લાગણી ઉશ્કેરાશે અને એટલા માટે તે એની વિરુદ્ધ છે. વળી એ સીવીલીઅન મેમ્બર મેં અત્યાર સુધી નહોતી જાણી એવી રમુજી વાત કહે છે કે "વાદરાઓ તો અહીં પવિત્ર પ્રાણીઓ ગનાય છે!" બીજો એક મેમ્બર જરા ટંટાખોર છે, અને ગમે તે સુધારાની વિરુદ્ધ એ તો પડવાનો. મી ક્ષ સદરહુ સુધારાને પસાર કરવા લખે છે. પેલો વિરોધ કરનાર સીવીલીઅન ક્યાંક લેફ્ટેનન્ટ ગવર્નર નીમાય છે, અને તેની જગ્યાએ જે તરફેણમા જ મત આપશે એમ ખાત્રી હોય તેને નીમવામાં આવે છે. પેલા ટંટાખોર મેમ્બરને થોડો ફાયદો કરાવી આપી વેચાણ લઈ લેવામાં આવે છે, અને સાધારણ રિવાજ મુજબ જે દરખાસ્ત આવી હોત અને જેને હસી કાઢવામા આવત, તેવી દરખાસ્ત વડી કૌંસિલમાથી સર્વાનુમતે પસાર કરવામા આવે છે.[११]

આ રીતે આપણને મળેલા સુધારા પ્રમાણેની કૌંસિલોમા પડદા પાછળથી તારો સંચાર છે, અને કામ થાય છે; અને તેમ છતાં કૌંસિલમાં જવાથી હજી પણ આપણને ફાયદો થવાનો છે એમ લોકો માને છે! આવા લોકોને કાર્ટહિલના એક વાક્યની બક્ષિસ કરવી જોઈએ "મિત્ર થવા કરતા અંગ્રેજના દુશ્મન રહેવું એ વધારે સારૂ છે."

દેશમાં દેશનું જે રાજ્ય હોય તો તેની સામે થવા માટેના અમુક ધોરણો હોઈ શકે. કારણ ગમે તેવું ખરાબ રાજ્ય હોય તોપણ તેને માટે દેશનો દરેક માણસ થોડે કે ઘણે અંશે જવાબદાર છે જ. પરંતુ જ્યા બહારથી આવીને જ અમુક લોકોએ બીજી પ્રજા ઉપર ગુલામીની ધુસરી લાદી હોય ત્યારે ગમે તે ચળવળને પણ રાજ્યસત્તા બીનકાયદેસર ઠરાવી શકે છે; પણ આવી રીતે પરદેશી રાજ્યે ગેરકાયદેસર ઠરાવેલી ચળવળ નીતિની વિરુદ્ધ નથી જ એ આપણે ઉપર જોયું. અહીંની બ્રિટીશ સરકારનો નૈતિક પાયો જો કોઈક દિવસ તે હતો એમ માનીએ તોપણ તે હવે ડગેલો છે, અને એક વાર રાજ્યકારી ન્યાય અન્યાયનાં ધોરણોનો પાયો ડગે ત્યાર પછી લોકો તેની સામે થવા માટે શાં પગલા

11. Lost Dominion. P. 136-137.

લેશે તે કહી શકાય નહિ. હિંદના સદ્‌ભાગ્યે ગાંધીજી જેવા અહિંસાવાદીઓ હજી પણ જીવે છે. પરંતુ તેમની હાજરીને લઇને જે અહિંસાનું વાતાવરણ ચારે બાજુ રહે છે તે જો તેમને કેદ કરી ખસેડી લેવામાં આવે, તો દેશમાં રહે કે કેમ એ સવાલ વિશે અહીંની સરકારને પણ કદાચ શંકા રહે તો નવાઈ નહિ. ઉપર કહ્યુ છે તેમ ગાધીજીનું અહિંસાનું દર્શન ઊંડું છે, પરંતુ જે માણસ અહિંસામા ન માનતો હોય, અને સાથે સાથે નીતિની દૃષ્ટિએ પોતે કોઈ પણ રીતે પરદેશી સરકાર સમક્ષ જવાબદાર છે એમ પણ ન માનતો હોય તે આવી પરિસ્થિતિમાં ઉદ્દામ વૃત્તિમા આવી જઇ શું ન કરી નાખે એ લેખકની કલ્પના બહારની વસ્તુ છે. આ જ કારણને લઇને ગાંધીજીએ જ્યારે ગઇ મહાસભામાં અહિંસા દ્વારા સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવા દરખાસ્ત મૂકેલી ત્યારે એક પ્રતિનિધિએ એટલે સુધી કહેલું કે ગુલામી દશામા સડતી પ્રજા સ્વતંત્ર થવા માટે ગમે તે માર્ગ લે તો તે સાચો જ છે! અને બીજા એકે કહેલું કે એક ગધેડા ઉપર બોજ પડે કે વાઇસરોય ઉપર એમા એને કશી દરકાર નથી.

પ્રજા એક સમૂહ છે. સમૂહ ઘણુંખરૂં જડ રીતે પડી રહે છે, પણ જ્યારે તે જાગે છે ત્યારે તેનામાં એક પણ વ્યક્તિમા ન હોય તેવુ અમાનુષી કે દૈવી બળ આવે છે. આ બળ મૂળ તો એને અમુક વ્યક્તિઓમાથી જ મળે છે, પણ એક વાર મળ્યા પછી કોઇ પણ વ્યક્તિ ન ધારી શકે એટલા જોરથી એ આગળ ધસે છે! મૂળ બળ એ એક વિચારનું કે આદર્શનું બળ છે. વ્યક્તિ સમૂહની સમક્ષ પોતાનો વિચાર કે આદર્શ મૂકે છે. ઇતિહાસમા આપણે જોઇએ છીએ કે અમુક શબ્દો માટે આખી ને આખી પ્રજાએ જંગ માંડયા, બીજી પ્રજાઓએ વિપ્લવ કર્યા![૧૨] એક વાર વ્યક્તિ તરફથી આવો જ્વલંત વિચાર કે આદર્શ કોઇ પણ સમૂહને મળે તો એ દીક્ષા આપનાર વ્યક્તિની સમજમા ન આવે, અથવા એનાં પોતાના સાધનોને ફેંકી દઇને કોઇ બીજાં જ સાધનોની મદદ લઇ સમૂહ પોતાનો આદર્શ સાધશે! સમૂહ માત્ર જીવન્ત હોય એટલી પરિસ્થિતિ જ અંતિમ ધ્યેયની સાધના માટે આવશ્યક છે. હિંસામા કે અહિંસામા માણુસની પાસેથી જે માગણી કરવાની છે તે તેની મરવાની તૈયારીની છે. જે પ્રજાને પોતાના આદર્શમા વધારે શ્રદ્ધા હશે તે પ્રજા જ આખરે જીતવાની. જે પ્રજાને પોતાના સ્વાર્થ સિવાય બીજા કશા મહાન હેતુ માટે લડવાનું નથી એનો પક્ષ દેખીતી રીતે નબળો છે. અંતિમ દૃષ્ટિએ મહાન આદર્શમા રખાતી શ્રદ્ધા સાચી છે કે ખોટી એ સવાલ નથી. માણુસ માત્ર પોતાની નાની જીંદગી આવી રીતે ગાળી શકે તોપણ બસ છે. આપણામા જો આ બળ હશે તો આપણને કોઇ રોકી નહિ શકે. જો એ બળ હશે જ નહિ, તો તો આપણે ગુલામીમાં રહીએ તેમા નવાઇ નથી.

પ્રાણજીવન વિ. પાઠક

---

૧૨ Liberty Equality Fraternity એ ફ્રેંચ વિપ્લવના શબ્દો હતા! Up with Revolution. Workers of the world, unite એ હાલના સામ્યવાદના શબ્દો છે.

## ૧૪

### કેશવલાલ હરિરામ ભટ્ટ: . તારનું તૂટવું

તુટ્યો મ્હારો તમ્બુરાનો તાડડર : ભજન અધૂરું રેડડ રહ્યું ભગવાડડનનું — ટેક.

એક તૂટતાં બીજા રેડડ તાર અસાડડર છે :
જીવાળીમાં નહિ હવે જીવ જીડડ :
પારા પડ્યા પોચા રેડડ નખલિયું નાડડમનું-તુ૦
તરડ પડી છે રેડડ બાતલ તુમડડ બડે :
લાગે નહિ ફરી જાતા વાડડર :
ખુંટીનું ખેંચાયું રેડડ કાંઈ ન કાડડમનું-તુ૦ ૨

સ્વર મેળવિયે શેમાં રેડડ તાલ બેતાડડલ છે,
ઢોલકમાં પણ કાંડડઈ ન ઢંડડગ :
બધે થયું છે બારું રેડડ હરિ રસ પાડડનનું.તુ૦
અર્ધો હવે ખૂટી રેડડ ખૂટી હવે બીડડજી નથી·
હરિ હવે ઝાલો ત્હમે હાડડથ :
કહું છું કામ ન મ્હારે રેડડ ધનજનધાડડમનું-તુ૦

કેશવ હરિની કરણી રેડડ કોઈ ન જાણીડડ શકે :
વાણી મન પાછાં વળી જાડડય :
બહુ ચાલે નહિ એમાં રેડડ મહા બળવાડડનનું.-તુ૦ ૫

વિષય—જીવનની અપૂર્ણતા. પાંચ પંદર પચીશ જુદી જુદી વસ્તુઓ અને શક્તિઓનો સારા મેળમાં સહકાર એનું નામ જીવન. અને તે તો એમાંથી એક પણ ખોટકાય ત્યાં ભાગી પડે છે. ૭ કડીની કવિતા છે (કેશવકૃતિ, પૃ. ૫૩-૪), તેમાંથી "રંગ ચડેલો કાચો રે" એ ત્રીજી છોડી દીધી છે. આ કવિ ઘણી કૃતિઓમાં છેલ્લી કડીમાં પોતાની સહી કરે છે એટલે કે પોતાનું નામ કેશવ કે કેશવ હરિ એ ટુંકા રૂપમાં કડીમાં વણે છે.

છંદ—આ પણ સંગીત છે, પદ્યરચના નથી. ટેકને બે પંક્તિઓ ગણિયે, તો એ દરેક ૨૪ માત્રા સુધીની રચી શકાય. પણ સંગીતની એક ખૂબી તે માટેના શબ્દો ઓછી માત્રા રોકે એમાં છે. પ્રલંબાવાય એવા સ્વર પંક્તિમાં યોગ્ય સ્થલે આવે એ જ વધારે જરૂરી છે. કડીમાં પ્હેલી અને ત્રીજી લીટીમાં પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ છે. કડીની બીજી લીટીમાં અહીં પ્હેલી કડીમાં જ જી છે. પણ દરેક બીજી લીટી અંતે જી વાળી ગણી શકાય એમ છે : જુવો : લાગે નહિ ફરી જાતા વાર જીડડ ; ઢોલકમાં પણ કાંઈ ન ઢંગ જીડડ; હરિ હવે ઝાલો ત્હમે હાથ જીડડ ; વાણી મન પાછા વળી જાય જીડડ.

સંગીતમાં લાંબી કવિતા ન હોય, સંગીતમાં ગતિમાન વિચારણા થોડી જ હોય, એ આ સંગ્રહમાં એકથી વધારે વાર કહેવાઈ ગયું છે. પણ કેટલીક વખત મૂળ વસ્તુ કે વિચારનાં અંગોપાંગ સંપ્પ્રબંધ હોય છે, તેમાંના મુખ્યને સ્પર્શતાં પણ સંબાળુ થાય છે, જે સંબાળ લેખે અનુગમાતું નથી. અહીં તાર, જીવાળી, પારા, નખલી, તુમ્બડું, ખુંટી, ઢોલક, આદિ મળીને એક જ વસ્તુ છે. આ સર્વને એક પછી એક સ્પર્શતા વિચાર ગતિ કરે છે એમ લાગે, પણ તે આભાસ માત્ર છે.

અર્થ—મ્હારે ધન જન ધામનો ખપ જ નથી, કદાપિ ન્હોતો. હરિરસપાનને જ હું જીવનસર્વસ્વ જીવનસફલતા ગણનારોઃ તે પણ મ્હારે માટે તેં અશક્ય બનાવ્યું, હે હરિ, ત્હારી કરણી અગમ્ય જ છે. હરિને આવો શાત ઠપકો કે આવી કરુણસૌમ્ય અર્જ આપણી ભાષામા કેટલી હશે ?

જીવાળી તારનો સ્વર બરાબર નીકળવા, તેને અદ્ધર રાખવા તેમા રેશમી દોરા બેસે છે તે.

તાલ બેતાલ છે :

બારું, દ્વાર, માર્ગ ( કાઠિયાવાડી બોલીમાં—બાર ). બૂટી જદીજુદી, કાઠિયાવાડમા "તૂટીની બૂટી નહીં" એ કહેવતમાં અને છૂટો પણ બૂટી ઉચ્ચાર થાય છે; એટલે આ કવિઓ લે છે તેની છૂટનો દાખલો નથી ૨ જી કડીમાં જાતાં ( જતા ) પણ કાઠિયાવાડી પ્રયોગ છે.

કહું છું કામ ન મ્હારે ઈ૦ આ પંક્તિથી ટેકનો અર્થ પૂરેપૂરો આલેખાય છે. તાર તૂટયો તેથી મ્હને એ જ લાગે છે કે હવે આ ભવમા ભગવાન ભજન મ્હારાથી નહીં થઇ શકે, ભગવાનભજન માટે જ જીવન, ભગવાનભજન જ જીવન, એ હું માનનાર અને એ પાળનાર, તેનો તાર તૂટે છે, એ ત્હારી કરણી, હે કેશવ હરિ ( અથવા હું કેશવ કહું છું હે હરિ, અથવા હરિસુત હું કેશવ કહું છુ હે કેશવ ), મનથી અને વાણીને અગમ્ય છે. **यतो वाचो निवर्तंते** આદિ ઉપનિષદના વાક્ય પ્રસિદ્ધ છે.

## ૧૫

## કેશવ હ. શેઠ : સાક્ષાત્કાર-માટે પ્રાર્થના

શોધતા સદૈવ વર્ષ બ્હૌ વહ્યા,
તીર્થ દેવળો ય જીર્ણ થૈ ગયા'
જરાથિ જીર્ણ દેહદેવળો થયા :
તથાપિ લોચનો તૃષાર્ત્ત દર્શ વાછતા રહ્યા,
નિદર્શ માટ, નાથ ! વર્ષ બ્હૌ વહ્યા. ૧

છિણો છિણો
અહો ! મહાપ્રમાર્હોણો
ખુલાય ભક્તિથી બીનો ઘડી ઝબૂક દીવડો,
ખુલાય ઝાંખી ઝંખિ ઝંખિ જર્જરિત જીવડો,
અદૃષ્ટ દૃષ્ટ નવ પડયો. ૨

એક વાર
વીંટ્યા અનેક યુગનો વિખેરિ ગાઢ અધકાર
દર્શ દિલ ભરી ભરી થવા ન દે શું એક વાર ?
અગોચરે છુપાય શીદ ? મ્હાય ચિત્ત એકતાર
માર્યો મીર, ફિરતાર ! ૩

વાય વાયુ, આયુ માહ્ય
દર્શ દૃષ્ટ નવ પમાય,
સ્પર્શ સ્પષ્ટ અનુભવાય'
એમ તું અદષ્ટ કિંતુ રસસ્વરૂપ ઓતપ્રોત :
મૂર્તિ ગુર્થો માનસિક તો ન કા જગાડ જ્યોત ૪

નવ હોલવાવ આખ !
ને ઊડાવ ફૂટી પાખ !
શ્વાસ શ્વાસમા વહે પ્રકાશ વેરતો સદા ય
એ જ કૃષ્ણરાજ આજ ઉષ્ણ આસુડે જ ન્હાય
—વિરાટ વામને સમાય ! ૫

પાદ પદ્મ અંજલિ
ધરાલું હૃદય પદ્મની રહી સહી કુળી કળી :
અને હુફાળ પ્રેમ જ્યોતિથી ઉતારું આરતી :
અમૂર્ત મૂર્તિ પ્રાણમંદિરે રહો પધારતી :
ન અન્ય વાંછના રતિ. ૬

વિષય—ભક્તની દર્શન, સાક્ષાત્કાર, સાયુજ્યમુક્તિ, પરમાત્મામા સમાઈ જવા માટેની આતુરતા.

છંદ:—લગા કે ગાલ એ જોડકા રૂપ એકમ ગમે તેટલાંની એક પંક્તિ, ગમે તેટલી પંક્તિની એક કડી. આ "નારાચ" છંદ નથી; "ચામર" છંદ નથી; "ચંચળા" છંદ નથી; જો કે એ ત્રણેનું

પૃથક્કરણ આ લઘુ ગુરુ વા ગુરુ લઘુ જોડકાના એકમ વડે થઈ શકે; કેમકે એ ત્રણેમા અક્ષરોની–એટલે કે આ એકમોની અમુક સંખ્યાની જ એક પંક્તિ બંધાય, નારાચ અને ચંચળામા આઠ એકમોની, ચામરમા સાડાસાતની. (ચામરને તૂણક, તૂણ, કે પંચચામર પણ કહે છે. ચંચળા (લા) ને ચિત્ર કે ચિત્રસંગ પણ કહે છે; એ જ પદ્ય ચાર એકમોની પંક્તિ બાધીને રચાય તેને સમાનિકા, માલિકા, મલ્લિકા, કે મદનમલ્લિકા પણ કહે છે; સાડા ત્રણ એકમો (સાત અક્ષર) ની પંક્તિ બાધીને રચાય તેને પણ સમાનિકા, સમાના, વોણી, કે ચામર કહે છે; સાડાઆઠ એકમો (સત્તર અક્ષર) ની પંક્તિ બાધીને રચાય તેને પચચામર કે દ્વિતીયપંચચામર કહે છે. નારાચ કે નરાચને નરાય, નારાજ, નાગરાજ, વિપક્ષ, કે પંચચામર પણ કહે છે; અને છેવટ આઠ અક્ષરે પંક્તિ બાધી હોય ત્યારે એને અર્ધનારાચ, લઘુનારાચ, પ્રમાણી, પ્રમાણિકા, પ્રત્રાણિકા, પામાણી, સામાણી, કે નગસ્વરૂપિણી કહે છે. સીખગુરુ શ્રીનાનકના "નરાજ છંદ" આ અર્ધનારાચ છે.).

પંક્તિ લગા કે ગાલ ગમે તે જોડકાથી ઉપાડાય, પંક્તિને અંતે વિરામ, પંક્તિનું છેલ્લું એકમ ગાલ કે લગા ગમે તે, અને અર્થપ્રવાહ વિરામ કે અવિરામ માગે તે પ્રમાણે બે થી દશ ગમે તેટલાં એકમોની પંક્તિ રચાય, ગમે તેટલી પંક્તિઓની કડી રચીને અર્થાનુસારી લય સધાય, એવા સ્વતંત્ર પદ્યબંધને આપણા ઐતિહાસિક પિંગળમાનું કોઈ પણ નામ ન આપતાં નવું "ગુલબંકી" કે બીજું કોઇ નામ આપવું જ યોગ્ય છે. "નવચેતન" માસિકના ઈ. સ. ૧૯૨૯ ના ફેબ્રુઆરી અંકમા પ્રકટ થયલી રા. શેઠની આ પ્રાર્થના આ સ્વતંત્ર છંદનો સારો નમૂનો છે. એમા એમણે કિરતાર અને યુગના પ્રથમાક્ષરને, જર્જરિત અને માનસિકના તૃતીયાક્ષરને ગુરુ ગણ્યા છે, અને હીણાના પ્રથમાક્ષરને લઘુ ગણ્યો છે, વળી વ્હો, થૈ, જેવા રૂપ વાપર્યા છે, તે જરા ખુંચે છે ખરા, પરતુ રા. રા. કેશવ શેઠે પોતાનાં લખાણમા ભાષાશુદ્ધિ માટે કશો આગ્રહ રાખેલો જ નથી, અને એમના લખાણને એ લક્ષણો માટે નમૂનેદાર ગણવાની ભૂલ કોઇ પણ વાચનારથી થઇ જાય એમ પણ નથી.

અર્થઃ—શરુવાતની કડીમા ભક્તોએ ત્હારી શોધમાં ત્હારા દર્શન માટે નીમેલાં તીર્થ અને રચેલાં દેવાલયો પણ જીર્ણ થઈ ગયાં, ભક્તોના દેહદેવળો પણ (ઝમાને ઝમાને) જરાગ્રસ્ત થયા, એમ ઉક્તિ બહુવચને આરંભી છે, પરંતુ ભક્તિનો તીવ્ર કરુણ પોકાર વૈયક્તિક એટલે એકવચને જ હોય, એટલે પછીની કડીઓમાં બહુવચન છોડી દીધું છે. દર્શ, નિદર્શ, દર્શન.

૨ દષ્ટ, દષ્ટિએ; ચોથી કડીમા પણ એ જ અર્થ છે. ભક્તિભીનો દીવડો મહાપ્રભા વિનાનો હોવાથી એક રંક મનુજજંતુનો જ હોવાથી, ઝબક ઝગીને બુઝાઇ જાય એવો છે, ઝીણો ઝીણો હજી બળે છે તે પણ થોડા કાળમા હરી જશે. આખો જન્મારો ઝાંખી માટે ઝંખી રહેલો આ જીવડો હવે એટલો તો જર્જરિત થયો છે કે તે પણ બુઝાઇ જશે.

૩ હે કિરતાર ત્હારું દર્શન આ એકતાર (એકાગ્ર) ચિત્ત મીટ માંડી રહીને ચ્હાય છે. દિલને ભરી દે એવું દર્શન શું (મૃત્યુની શૂન્યતા વ્યાપશે તે પ્હેલાં) એકવાર પણ નહિ આપ!

૪ વાયુ એવું સત્ત્વ છે કે તેનું દર્શન નથી થતું, સ્પર્શથી જ તે અનુભવાય છે; તું પણ એવો છે, રસરૂપ છે, આખા ચિત્તંત્રમાં આખા દેહમાં આખા ચરાચરમાં ઓતપ્રોત અનુભવાય છે, પણ દેખાતો નથી. છેલ્લી પંક્તિનો અર્થ સ્પષ્ટ નથી; માનસ આ પ્રમાણે તું રસરૂપથી તરબોળ થઈ ત્હને અનુભવે છે ત્યારે પણ આ દેહી માનસ તૃપ્તિ નથી માણતું,

તુંમય જ્યોતમાં પ્રજ્વલી નથી ઊઠતું, આનંદમય નથી થઈ જતું, એ શું વારુ ?–એવો કંઈક અર્થ સંભવે છે, પણ તે સ્પષ્ટ નથી. રસનું ઉપમાન લીધું એટલે આર્દ્રતારૂપે અનુભવ વર્ણવાય; આનંદ ઉલ્લાસ વા સાત્ત્વિક ઉજ્જ્વલતાને માટે પ્રકાશ કે જ્યોતિનું ઉપમાન બેશક સુયોગ્ય છે; પણ રસાર્દ્રતા અને પ્રોજ્જ્વલંત સાત્ત્વિક ઉલ્લાસમયતાને આ બે ઉપમાનોવડે સાથે લાવતાં, બે અલંકારોની ટક્કર થાય છે. આપણા કાવ્યશાસ્ત્રીઓએ અલંકારોના ભેદપ્રભેદો વિસ્તાર્યાં છે, ત્યારે યુરોપીય કાવ્યમીમાંસકોએ અલંકારદોષો ઉપર વિશેષ ધ્યાન આપ્યું છે, અને આવી રચનાથી વિચારણા ગૂંચવાતી હોવાથી તેઓ આવી રૂપક-ટક્કર (clash of metaphors ક્લેશ ઑફ મેટાફર) ને વખોડે છે.

૫ ફૂટી, ફૂટેલી, જર્જરિત. ભક્ત નિરાશાનો અત્યંત ઉદ્વેગ અનુભવતો ચોધાર રુવે છે,—એ આંસુ જ તું રસરૂપ પરમાત્મા છો ! વામણો મનુજજંતુ વિરાટાત્માનો સાક્ષાત્કાર અને તેનામાં મુક્તિ પોતાની હીનતાના વિષાદ અને વિલાપમાં જ અનુભવે !

૬ પાદપદ્મે અંજલિ લેખે આ ઉરપદ્મની રહી સહી કળી ધરાવું છું; પ્રેમાર્દ્રતાની જ જ્યોતિ વડે આરતી ઉતારું છું. રતિ, લેશ પણ.



## સ્વૈરવિહાર

વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે અને તેની સાથે બીજાઓ પણ કહેવા લાગે છે કે કુદરત બહુ ડાહી છે. જાતિસંરક્ષણને માટે અને જાતિસંતાન માટે દરેક જાતિમાં પરિસ્થિતિને અનુકૂળ વૃત્તિ તે ઉત્પન્ન કરે છે અને તેથી આ જીવસૃષ્ટિ ચાલે છે. પણ સંરક્ષણ કે સંતાન કરવા જતાં તે કોઈ કોઈ વાર એવી મોટી ભૂલ કરી દે છે કે કંઈ વાત નહિ. ધ્રુવ પ્રદેશોમાં એક જાતના પક્ષીઓ થાય છે, (ઘણું કરીને તેમનું નામ પેલિકન 'Pelicans')ત્યાં બરફનાં તોફાનો એવાં સખ્ત થાય છે કે માદાએ ઈંડાંનું સંરક્ષણ ઘણું જ ચીવટથી કરવું જોઈએ. તેથી કુદરતે આ પક્ષીઓની માદામાં ઈંડા સેવવાની વૃત્તિ ઘણી તીવ્ર કરી મૂકી છે. પણ તે કેટલી બધી તીવ્ર ? ઈંડાં મૂકવાને કાળે એક જ ઈંડું સેવવાને માદાઓ સામસામી લડે-મરી જાય ત્યાં સુધી લડે. અને કોઈ માદાને ઈંડું ન હોય, કે લડાઈથી ન મેળવી શકે તો બરફનો કકડો લઈને તેને સેવવા મંડી જાય ! આવી ઘેલછા કરી મૂકી તે કરતાં ત્યાં પક્ષીઓ જ ન કર્યા હોત તો શું ઓછું રહી જવાનું હતું ?

માણસ જાતમાં પણ કુદરતે આવી અનેક ભૂલો કરી છે. તેમાં સૌથી મોટી ભૂલ તો એ છે કે માણસને બુદ્ધિ આપી છે. તેથી તે કુદરતની ભૂલ સુધારતો નથી પણ કુદરતની ભૂલોમાં નવી ભૂલો ઉમેરે છે, અને કુદરતને નવી નવી ભૂલો કરવાની તકો ઉત્પન્ન કરી આપે છે !

માણસને બુદ્ધિ આપી એટલે માણસે એક જ વસ્તુને અનેક રૂપે જોવા માંડી. સ્ત્રીનું

જીવન તો આખું એકજ છે. પણ સ્ત્રીપુરુષોએ ભેગાં થઇને તેના જીવનના ભાગો પાડ્યા: કુમારિકા, પત્ની અને માતા. અને પછી વિચાર કરવા માંડ્યો કે સ્ત્રી યાવજ્જીવન કુમારિકા રહી શકે કે કુમારિકાપણું એ તો માત્ર પત્નીપણાની ઉમેદવારી છે. કેળવણીકારોએ પ્રશ્ન કર્યો કે સ્ત્રીને કેવી કેળવણી આપવી જોઇએ? આ વિવાદમાં સ્ત્રી પત્ની થવાની છે એ જ બધાને યાદ રહ્યું, તે માણસ છે એ ઘણા ભૂલી ગયા. પછી સવાલ થયો કે સ્ત્રી પત્ની થાય છે તે માતા થવાને કે પત્ની છે માટે તેના પરિણામરૂપે તેને માતા થવું પડે છે? સ્ત્રીનું મહત્ત્વ પત્ની તરીકે કે માતા તરીકે? જુદા જુદા જમાનાએ જુદી જુદી બાબત ઉપર ધ્યાન આપ્યું કોઇ આખું સત્ય જોઇ શક્યું નહિ.

હિંદુ ધર્મ જૂનો છે. તે બહુ વિચારશીલ છે એટલે તેને ભૂલો કરવાની સૌથી વધારે તકો મળેલી છે મનુ મહારાજે કહ્યું કે **प्रजानार्थं स्त्रियः स्रष्टाः।** સ્ત્રીઓ પ્રજોત્પત્તિ માટે છે એટલે હિંદુ ધર્મે નક્કી કર્યું કે સ્ત્રીથી કુમારિકા રહી શકાય નહિ, તેણે તો પરણવું જ જોઇએ. પછીના જમાનામા બુદ્ધિ વધતી ગઇ! તેણે જાણે, પ્રજનનકાલ લાંબો કરવા વહેલામા વહેલાં લગ્નો કરવા માંડ્યાં. પણ ઊંટ લાબું તો પૂંછ ટૂંકું. પછેડી માથે તાણતાં પગ ઉઘાડા થવા માંડ્યા તેનું તેને ભાન ન રહ્યું. વિવાહ કાલ વહેલો કરતા ગયા તેમ તેમ સ્ત્રીનું જીવન, પ્રજાનું જીવન, ટૂકું થતું ગયું તે તેને સમજાયુ નહિ. અત્યારે 'શારદાબિલ' પસાર થયું તો તેનો અમલ થાય તે પહેલા એકદમ લગ્નો કરવા મંડી પડ્યા. કોઇ સાલ ન થયાં હોય તેટલા આ સાલ લગ્નો થવા માંડ્યા છે. અને જાણે સરકાર સામે કે હરવિલાસ શારદા સામે વેર વાળતા હોય તેમ બે વરસ ખમી શકે તેવા વર કન્યાનાં લગ્નો પણ હમણા જ કરવા માંડ્યા છે. બિલ અમલમા આવ્યા પછી જો નાની ઉમરનાંનું લગ્ન કરી વેર વાળે, તો તો સજા થાય. એટલે પોતાને જરા પણ ઇજા ન થાય એ રીતે વેર વાળવાની ઘણી સારી રીત તેમણે શોધી કાઢી છે!'

શારદાબિલ ઉપરથી એક વાત યાદ આવે છે. શારદાબિલના અપજશનો ગાસડો શ્રીમતી શારદાબહેનને માથે મૂકાય છે. તેના જશનો ભાગ તેમને મળતો નથી કારણુ કે જશ આપનાર જાણે છે કે એ તો હરવિલાસ શારદાનું બિલ હતું, અપજશ આપનાર જ માત્ર શ્રીમતી શારદા મહેતાનું બિલ સમજે છે. આ પણ એક 'વગર ગુન્હાની સજા' ગણવી જોઇએ.

*આ ગોટાળો થવાનું ખરું કારણ આપણો અંગ્રેજી ભાષાવ્યવહાર છે.* આપણા ભાષાશાસ્ત્રીઓએ વાણી ભ્રષ્ટ થવાના અનેક કારણો ગણાવ્યા છે તેમા અત્યારે એક ઉમેરાય છે: અંગ્રેજી લિપિ. એ લિપિને લીધે જ 'માલવીય'નું 'માલવિયા' થયું ઝીણાનું 'જિન્હા' થયું અને અત્યારે 'સારડા'નું 'શારદા' થયું. ખરી અડક 'સારડા' છે. તે અડકના વાણિયા આપણા ગુજરાત કાઠિયાવાડમા છે. માણસો નામો બહુ તરેહવાર કારણોથી બદલાવે છે. નહિ બદલાવવામાં માત્ર એક બાપનું નામ રહ્યું છે. ડિટેક્ટિવો પોતાનું નામ બદલાવે છે ત્યારે પણ બાપનું નામ નથી બદલાવતા પણ પોતાનું નામ ઘણા બદલાવે છે અને તેથી એ વધારે અકર્મો બદલાવે છે. એક પરીક્ષાના પરિણામમા ઉપર નામ આવે એવા નજીવા કારણથી પણ બદલાવે છે! નામ આગળ લાવવાથી પાસ થવાનો સંભવ જરાએ વધતો નથી. ત્યારે સારા ખબર જરા વહેલા આવે અને ખરાબ ખબર જરા મોડા આવે તે બેમાથી કયું પસંદ કરવા જેવું?

અને હિન્દુધર્મ કહે છે કે પત્નીપણું તે માતાપણા માટે છે. એ તો ઠીક, પણ કેટલાક ડાહ્યા માણસોએ આનું માહાત્મ્ય એટલું બધું વધારી દીધું કે પુત્ર ન હોય તો માણસ એક પત્ની ઉપર બીજી કરી શકે. સ્ત્રી પણ પુત્ર ન હોય તો પોતાનું જીવન નિષ્ફળ માનવા લાગી! કેટલાક પ્રાણીઓમાં નર પ્રજનન સિવાય કશા ઉપયોગનો નથી રહ્યો. પ્રજનન સિવાય તેનું જીવન માત્ર માદાને અવલંબી રહેલું છે. એક લેખક કહે છે કે અમુક જંતુઓમાં નર માદાની પીઠ પર તેના આધારે જીવતો એક માત્ર બીજની કોથળી જેવો થઇ રહ્યો છે. તેથી ઉલટી રીતે આપણા સમાજમાં સ્ત્રી કેવળ પરાવલંબી પુરુષ કે સમાજને માથે ભારરૂપ, સ્વતંત્ર જીવન કે આશય વિનાની, માત્ર પ્રજનનનું સાધન થઇ રહી છે. આજ ઇચ્છાની તીવ્રતાથી રાજકુલોમાં સ્ત્રીઓ પારકાં છોકરાં પોતાનાં તરીકે છૂપા લેવા લાગી, દત્તવિધાનની ક્રિયા યોજાઇ. માતા થવાની બુદ્ધિમાથીજ ' લેને ગઈ પૂત ઓર ખોઈ આઇ ખસમ 'ના દાખલા બન્યા દીકરો મેળવવાને સ્ત્રી ધણીને ખોવા તૈયાર થઇ! સર્વગ્રાહી અને ભૂતાર્થ સમજનાર દષ્ટિવાળા સદ્દગત સાક્ષર ગોવર્ધનરામે સરસ્વતીચંદ્ર પુરાણમા એક જગાએ સ્ત્રીઓના વ્યભિચારનાં કારણોમા પુત્રેચ્છાને ગણાવી છે, અને પુત્રેચ્છાથી અત્યારે પણ આપણા સમાજમાં કેટલી કેટલી મૂર્ખાઇઓ થાય છે તે હજી આપણે કયા જાણીએ છીએ? આ પ્રજનનેચ્છાની અતિશયતાથી પ્રજનન શક્તિજ છેવટે બગડી છે.

કહે છે કે જમાનો બદલાયો છે. જ્ઞાન અને બુદ્ધિ વધ્યાં છે. મારે પણ નવા જમાનામાં રહેવુ હોય તો આ વાત સ્વીકારવી જોઈએ. પણ આ જ્ઞાનસમૃદ્ધિથી પણ આપણે નવી ભૂલ જ કરવા માંડયા છીએ. જૂના કાલમા સ્ત્રીનું માતા તરીકેનું મહત્ત્વ હતું, તેને બદલે અત્યારે પત્ની તરીકેનું મહત્ત્વ વધતું જાય છે. સ્ત્રી પુરુષો હરકોઇ સવાલને પતિ પત્નીસંબંધની દષ્ટિએ જ જુએ છે જ્યા હોય ત્યા વિવાહબંધન હોવું જોઇએ કે નહિ, સ્ત્રીપુરુષના હકકો, ' જાતીય ' જ્ઞાન, બ્રહ્મચર્યની શી જરૂર છે, પ્રજોત્પત્તિને અટકાવવી શા માટે નીતિવિરુદ્ધ છે એજ પ્રશ્નોની ચર્ચા થાય છે. અસલના લોકોને જેમ યોગ કે કીમિયાના જ્ઞાનની તલપ લાગી હતી તેમ અત્યારના લોકોને કામશાસ્ત્રના જ્ઞાનની તલપ લાગી છે

યાદ આવ્યું એટલે લખું છું: અત્યારે પણ કીમિયાને માનનારા તેનાથી ઠગાનારા, તેની પાછળ ખુવાર થનારા ગુજરાતમાં છે' આપણા હિન્દવિશે કહેવાય છે કે તેમા દરેક પ્રકારના હવા પાણી ઉષ્ણમાન વનસ્પતિ, ખનિજ વગેરે છે, તેમ તેમાં દરેક પ્રકારની પ્રાચીનમાં પ્રાચીનથી તે આધુનિકમા આધુનિક મૂર્ખતાઓ પણ છે!!

અને આ તલપને લીધે સાહિત્ય પણ એજ વૃત્તિને ઉત્તેજનારું અને તેની જ જિજ્ઞાસા પૂરી પાડનારું લખાય છે. એ પ્રકારનું સાહિત્ય જ વધારે લોકપ્રિય બને છે. શ્રીયુત મુનશીનું ' કાકાની શશી ' એ પ્રકારનો એક સફળ તાજો નમૂનો છે

એમની દરેક કૃતિમા અતૃપ્ત અને કંઇક અંશે વિકૃત કામવાસનાવાળું એકાદ પાત્ર તો હોય હોય ને હોય જ. ગુજરાતના નાથમા મુંજાલ અને મીનળદેવી, કાકને પાટુ મારનારી મંજરી, પૃથ્વીવલ્લભમાં ભક્તિની ધૂન પર ચડેલી પેલી વિધવા. કોના વાંકમા પણ એવાં વિચિત્ર પાત્રો છે. પણ જ્યા દરેક પાત્રનું કામવાસના પૂરતું જ નિરૂપણ હોય એવી કૃતિ તે ' કાકાની શશી. '

અલબત બીજી કૃતિઓમા અને કાકાની શશીમા એક ફેર છે. આગળની કૃતિઓમાં શ્રી મુનશી કામવાસનાના આધુનિક વિકૃત સ્વરૂપોનું માત્ર ગંભીરપણે નિરૂપણ જ કરતા;

આમા એનો ઉપહાસ કર્યો છે. કેટલાક આ ઉપરથી માને છે કે શ્રીયુત મુનશીના સાક્ષર-જીવનમા મોટું પરિવર્તન થયુ છે, તેઓ હવે પ્રાચીન સંસ્કૃતિનું રહસ્ય સમજવા લાગ્યા છે. પણ મને તો વળી આ સ્ત્રીજીવનના કુમારિકા પત્ની માતા જેવા વિભાગો લાગે છે. હું તો શ્રીયુત મુનશીને એક અખંડ સ્વરૂપે જોઇ શકું છું.

× × ×

આજકાલ "કાકાની શશી" વાતોનો વિષય થઇ પડ્યું છે. ઘણા જોઇ આવીને કહે છે 'નાટક બહુ સારું ભજવાયું હતુ' તેમને મારે કશું કહેવાનું નથી. જેઓ કહે છેઃ આખું નાટક બહુ સારું હતું પણ છેવટનો અંત ખરાબ હતો, તેમને વિશે મને વહેમ આવે છે કે તેઓ પોતે તેના લેખક કરતા વધારે નીતિમય છે એવા ભાનથી કદાચ એમ કહેતા હશે. પણ આ તો વહેમ છે. પણ તેમ કહેનાર વિશે એટલી તો ખાત્રી છે કે એમને નાટક સમજતાં આવડયુ નથી. નાટકનો એ અંત નાટકની શરુઆતથી જ છે. કાકાને શશી તરફ બાળકને ખાંડના હાથી તરફ થાય તેવી વૃત્તિ થઇ, ત્યારથી નાટક શરુ થાય છે. અને છેવટે, જૂના કાળમાં હાથીને હાથણી ફેસલાવી ખાડામાં ઉતારતી, તેને બદલે અહીં હાથી હાથણીને ફેસલાવી જાય છે.

× × ×

મને એક નવી પ્રણાલિકા શરુ કરવાની ઇચ્છા થાય છે. આપણે હાલના લેખકોને મધ્યકાલીન ગુજરાતી લેખકો સાથે શા માટે સરખાવતા નથી? શા માટે કાન્તને પ્રેમાનન્દ સાથે, કે બાલાશંકર ઉલ્લાસરામને વસંતવિલાસના કર્તાની સાથે, કે કવિશ્રી ન્હાનાલાલને દયારામ સાથે ન સરખાવવા?

મારે એમ કરવાનું આવે તો હું શ્રીયુત મુનશીની કલાને શામળભટની કલા સાથે સરખાવું. બન્નેની કલાકૃતિઓમાં સ્ત્રીઓને મહત્ત્વનુ સ્થાન છે. શામળભટની સ્ત્રી નાયિકાઓ પ્રગલ્ભ અને ચતુર હતી તેવી શ્રી મુનશીની પણ છે. શામળની સ્ત્રીઓ સ્ત્રીચરિત્રમા કુશળ અને મર્યાદા ન સ્વીકારનારી હતી તેમ શ્રીયુત મુનશીની નાયિકાઓ પણ છે. શામળ માનતો, કે એવું કશું નથી જે સ્ત્રી પોતાની કામતૃપ્તિને માટે ન કરે; શ્રીયુત મુનશી પણ લગભગ એમ માને છે. શામળ આમ માનવા છતા કોઈ કોઈ પતિવ્રતા સ્ત્રીનું અને પરસ્પર તૃપ્ત અને પરસ્પર સંતુષ્ટ દંપતીનું વર્ણ કરે છે, શ્રીયુત મુનશીના એવા યુગલો પ્રમાણમાં ઓછાં નીકળશે. શામળ સ્ત્રીચરિત્રમા પોતાની કલ્પનાને છૂટથી વિહરવા દેતો પણ છતાં એમ માનતો કે એ ખરાબ છે, એ ન હોવું જોઇએ; શ્રીયુત મુનશી એમ નથી માનતા લાગતા. સ્ત્રીઓમાં આ વૃત્તિ છે એટલું કહી તેમનું વક્તવ્ય અટકી જાય છે. ઉલટા કંઈક એવી સૂચના કરતા જણાય છે કે કામવૃત્તિ એટલી તીવ્ર સૂક્ષ્મ અને અદમ્ય હોય છે જ, પછી સ્ત્રી એમ કરે તેમા નવાઇ શી? સ્ત્રી એમ ન કરે એમ અપેક્ષા રાખવી એ મૂર્ખતા છે. શામળ ઘણે ભાગે અદ્‌ભુત રસ જમાવવા સ્ત્રીચરિત્રોના વર્ણનો કરતો, અર્થાત્ સંસારમા એ ચરિત્રો એટલા પ્રમાણમા અને એવા ઉગ્ર સ્વરૂપમાં નથી એવી માન્યતા તેના કાવ્યો નીચે ખોદકામ કરીએ તો નીકળે; શ્રીયુત મુનશી, આ ચરિત્રબુદ્ધિ સાધારણ છે, કોઈ તેનાથી મુક્ત ન હોઇ શકે, સ્ત્રી પુરુષની બધી ચેષ્ટા એ વૃત્તિથી જ થાય છે, એ વૃત્તિ જ સર્વ ચેષ્ટાની ઉત્તેજક અને પોષક છે એમ માનતા જણાય છે, જો કે એ નિરૂપણને હું યથાર્થ

નથી માનતો. બાકી શામળ ઉપર પ્રમાણે માનતો હતો છતાં સ્ત્રીચરિત્ર જ એની વારતામાં ખરું નિર્માણબળ હતું એમ મને પણ લાગે છે. શામળની સ્ત્રીનાયિકા સ્ત્રીચરિત્ર કરતી વખતે તે ખરાબ છે એમ કદાચ માનતી હશે; પણ શ્રીયુત મુનશીનાં સ્ત્રીપાત્રો એમ માનતાં જણાતા નથી. શામળના સ્ત્રીપાત્રો પોતે કામવૃત્તિથી પ્રેરાયાં છે એટલા ભાનવાળા હતાં; શ્રીયુત મુનશીના પાત્રો ઘણીવાર એ ભાનવિનાનાં છે. શામળભટ તેની વાર્તાઓમા ખુલ્લી રીતે નીતિનો ઉપદેશ આપે છે; શ્રીયુત મુનશી, જો કે ઉપદેશાત્મક કૃતિઓ પોતે લખે છે એમ કોઇ કહે તો ગુસ્સે થાય, છતા કોઈ કોઇ કૃતિમાં અનેક જગાએ તદ્દન ગંભીર થઇને ઉપદેશ આપવા બેસી જાય છે.

કોઇને એમ લાગે કે હું જાણી જોઇને શ્રીયુત મુનશીની કલા ઉતારી પાડવા તેને શામળની કલા સાથે સરખાવું છું. એ એમ છે કે નહિ તે પ્રશ્ન એક બાજુ રહ્યો. ગમે તેમ તોપણ શામળને આપણા સાહિત્યમા ચિરસ્થાયી સ્થાન મળ્યું છે, અને તેવું સ્થાન આધુનિક કવિઓમાથી કેટલાને મળ્યુ છે તે હજી બનાવવું બાકી છે. પણ એ જવા દઇએ. ત્યારે હું પૂછું છું કે ધારો કે હું વિવેચક હોઉં તો તેમ કરવાનો મને હક્ક ખરો કે નહિ? આ આવડા મોટા જગતમા સારું એ છે અને ખરાબ એ છે. તેમાંથી ખરાબ જ લઇને, જાણી જોઇને ખરાબ હોય એટલુ જોઇને, કલાની કૃતિઓમાં ખરાબ જ નિરૂપવાનો કલાવિધાયકને હક્ક છે કે નહિ? બધા કહે છે છે જ. તેથી જગતને અન્યાય થયો કોઈ માને છે? ઉલટું એ રીતે જગતને નિરૂપવુ એ તો કલાકારની સ્વતંત્રતા, સર્જકતા ગણાય છે. નવી કલાનું એ લક્ષણ મનાય છે. તો વિવેચકને પણ ખરાબમાં ખરાબ દૃષ્ટિ લઈ વિવેચના કરવાનો હક્ક શા માટે નહિ? વિવેચના પણ એક સ્વતંત્ર સર્જન જ છે. કાન્તે એમ કહેલુ છે, અને બીજા વિવેચકો પોતાની વિવેચના વિશે ગમે તે માનતા હોય, પણ હું તો મારી વિવેચનાને સ્વતંન સર્જન જ માનું છું. તો મારા જેવા તદ્દન નવા વિવેચકને, કોઇ પણ કૃતિને ખરાબમા ખરાબ રીતે જોવાનો હક્ક ખરો કે નહિ? જો હું કોઈ દિવસ વિવેચનકલાનો પ્રોફેસર હોઉં તો એ જ શીખવું. પરીક્ષક હોઉં તો એ જ સવાલ પૂછું કે શ્રીયુત નરસિંહરાવના કાવ્યોની કે સદ્ગત ગોવર્ધનરામની કે શ્રીયુત બલવંતરાય ઠાકોરના કાવ્યોની ખરાબમા ખરાબ ટીકા લખી લાવો. એમ કરવાથી વિવેચનશક્તિ અને વિવેચનકલ્પના શું નથી કેળવાતી?

કોઇ કહેશે કે ખરાબ દૃષ્ટિએ જોતાં જે દેખાય તે તો ખોટું. વળી કોઇ વધારે ડાહ્યો હશે તે કહેશે, સારામા સારું જે કહ્યું હોય અને ખરાબમાં ખરાબ જે કહ્યું હોય, તે બેની વચ્ચે સત્ય છે એમ સમજી લેવું. આ સરેરાશની રીત તો પેલા કણબીએ નદીના બે કાંઠા આગળ પાણીનું ઊંડાણ માપી એ બે માપ ઉપરથી નદીના મધ્યના ઊંડાણનું અનુમાન કર્યું હતુ એના જેવી છે. એક બીજો ટુચકો કહું: એક ગર્ધવસેન (એક એટલા માટે કે ગર્ધવસેન રાજા અનન્ત થઇ ગયા છે અને હજી થવાના છે) રાજાના રાજ્યમાં કોઇ પરદેશીએ આવીને ઘઉં વેચ્યા. સાધારણ ભાવ રૂપિયાની પાંચ પાલીનો હતો, તેને બદલે આઠ પાલી આપવાની કબુલાત આપી. પણ ભરવા આવ્યા ત્યારે ઊંધા પાલીએ ભરવા માંડયું. ગામના વાણિયા કહે કે પાલી તો સવળી મપાય. પેલો કહે કે અવળી મપાય. તકરાર રાજા પાસે ગઇ. રાજાએ ચુકાદો આપ્યો કે અવળીએ નહિ સવળીએ નહિ, આડી પાલીએ ઘઉં

ભરી આપો. સમાધાન કરવાની, સરેરાશ કાઢવાની રીત આના જેવી છે. સારું અને ખરાબની વચ્ચે સરેરાશ જ ન નીકળે. ત્યારે ખરાબ દૃષ્ટિએ કરેલું વિવેચન ખોટું? જો ખરાબ દૃષ્ટિએ કરેલું વિવેચન ખોટું હોય તો હું કહું છું સારી દૃષ્ટિએ કરેલું પણ ખોટું. બન્ને છેડા ખોટા. પણ કદી છેડા ખોટા હોતા જ નથી. લાકડીનો છેડો પણ લાકડી જ છે, ખોટી લાકડી નથી. માસ્તર તમારા પર લાકડી અજમાવતા ત્યારે છેડો જ મારતા ને? તે વાગતો કે નહિ? આ છેડા છેડાનો ભેદ તો પેલા સ્ત્રી જીવનના કુમારિકા પત્ની અને માતા ભાગ પાડ્યા હતા તેવો છે. મૂળ તો લાકડી જ છે. તેમજ મૂળતો વિવેચન જ છે. સારું નરસું બધું એક જ વિવેચન છે.

અને તમે જેને અણિયાળી શૈલી કહી વખાણ છો તે અણી તો છેડે જ નીકળે ને! છેડા વિના અણી શી રીતે આવે?

પણ ખરાબ વિવેચન લખનારને મારે એક ચેતવણી આપવી જોઇએ. ઉપર બતાવી તે ફિલસુફી ઘણા નથી સમજતા વળી જગત એવું ઊંધું છે કે કલાકાર જગત આખાને ખરાબ નિરૂપે ત્યારે કોઈ તેને નથી કહેવા જતું. પણ કોઇ એક માણસની કૃતિને ખરાબ કહો ત્યારે તેને માઠું લાગે છે. જગતને ખરાબ કહો તો કોઇને નથી પડી, એક માણસને જરા ખરાબ કહો તો તે મારવા દોડે છે. માટે જરા સંભાળીને કામ કરવા જેવું છે. છતા એકંદર મારી સલાહ છે કે ઘણા માણસો પોતે સારી દૃષ્ટિનો ડોળ કરીને ખરાબ દૃષ્ટિએ લખે છે તેના કરતાં ખરાબ દૃષ્ટિએ જોવાનો સંકલ્પ કે પ્રતિજ્ઞા કરી તેવું વિવેચન કરવું તે અનંત ગણું સારું છે. અને એવી રીતે કરેલું વિવેચન સારી દૃષ્ટિથી કરેલા વિવેચન જેટલું જ સત્ય છે, એ વિવેચન શાસ્ત્રનો મેં જ શોધેલો મહાન નિયમ છે.

કાકાની શશીમાં શામળભટની વાર્તાની પેઠે ઉપદેશ છે એમ મેં કહ્યું. તેમાં કાકાએ શશીનો આપેલો ઉપદેશ તો સૌ કોઇ જોઇ શકે છે. તેમાં મેં નવું શું કહ્યું? મારે તો એવું નવું કહેવાનું છે જે કર્તાને પણ કદાચ નવું લાગે. તમને એમ નથી લાગતું કે શિવગૌરી પહેલેથી દુર્લભરામ જેવાના હાથમા હોત, એના જેવાની વહુ હોત, કે એના જેવાના સંયુક્ત કુટુંબમા વહુ થઇને ગઈ હોત, તો સીધી દોર થઇ જાત? આ સ્ત્રીસ્વાતંત્ર્યના જમાનામાં આવી વાત કહેવાય એવી રહી નથી. ખરું પૂછાવો તો વ્યવહાર માત્ર અશક્ય થઈ પડે એવો આ જમાનો છે. એક બાજુ સ્ત્રીસન્માનકારીઓ સ્ત્રીને મરાય નહિ એમ કહે છે! બીજી બાજુ મહાત્માજી અહિંસાના સિદ્ધાન્તથી કોઇને મરાય નહિ એમ કહે છે!! ત્રીજી બાજુ કેળવણીકારો કોઇને સુધારવા માટે પણ મરાય નહિ એમ કહે છે!!! જ્યારે ખરી વાત તો એ છે કે એ સિદ્ધાન્તો ગમે તેમ હોય છતાં એવા કેસો બને છે જે માર્યા વિના સરખા થાય નહિ. ડોક્ટરો માને છે કે અમુક જાતના હિસ્ટિરિયાના દરદીઓ મારની બીકથી સારા થાય છે. તો અમુક પ્રકારનાં માણસો મારથી કે મારની બીકથી કે સંયુક્ત કુટુંબના દબાણથી જ સારા રહે એમ તમે કેમ નથી માનતા? પણ લોકો મારુ નહિ જ સાંભળે, નહિ જ માને. કોઈ ડોક્ટર ભવિષ્યમાં કહેશે ત્યારે માનશે. અથવા હું કેળવણીના સિદ્ધાન્ત તરીકે કહેવાને બદલે જો એ જ વાતને કામશાસ્ત્રના સત્ય તરીકે કહું તો હમણાં બધા સાંભળે; અને શ્રીયુત મુનશીએ પણ કામશાસ્ત્રનો ઉપદેશ ક્યાંક ક્યાંક આપ્યો છે એટલે કોઇ એને ઉપદેશાત્મક નાટક કહેતા નથી! પણ મને લાગે છે કે તેઓ મારા જ મતના છે. છેલ્લે શશી તો 'કાકા! મને મારવું હોય તો મારજો'

એમ કબુલ કરે છે ત્યારે જ કાકા તેને કાકી બનાવે છે ને ? 'પાણીકી મટકી કબુલ ? તો કે 'કબુલ 'ને બદલે અહીં તો નેતરની સોટી પણ શશી 'કબુલ' કરે છે !

છતાં સ્ત્રીઓના હક્કને માટે કામ કરનારી સ્ત્રીઓને આમા અપમાન કેમ નથી લાગતું તે મને સમજાતુ નથી. 'કૉલેજની કન્યા 'ને નવીન મતવાદી સ્ત્રીઓએ પીંખ નાખ્યું, અને આને તો સૌ વખાણે છે તેનું કારણ શું ? મને લાગે છે કે હજી 'કાકાની શશી'ને કોઇ સમજ્યું જ નથી ને !

સ્વૈરવિહારી

## સર ચીમનલાલની અજાયબી

સર ચીમનલાલે પોતાની અજાયબી જાહેર રીતે વ્યક્ત કરી છે. એમને અજાયબી એ બાબતની છે કે ગાંધી અનુભવમાથી કાંઈ શીખી શકતા નથી ! ૧૯૨૧ પછી ગાંધીની ચળવળની શી દશા થઇ એ દુનિયાં જાણે છે, તોપણ ગાંધી કાંઇ સમજતા નથી અને વળી પાછો અસહકારની, સત્યાગ્રહની, અને કર ન ભરવાની વાતો કરે છે ! સર ચીમનલાલને આ બાબતની અજાયબી છે.

સર ચીમનલાલ વિચક્ષણ પુરુષ છે ' પણ તેમની વિચક્ષણતા બીજાના સાચા ખોટા દોષો જોવામાં, બીજાના સાચા ખોટા ગુન્હા સાબીત કરવામાં કેળવાએલી છે ' એટલે આવા વિચક્ષણ પુરુષને પોતાનામા રહેલી અજાયબી ન સમજાય એમા કાંઇ અજાયબી નથી ! સર ચીમનલાલની આ અજાયબી જ ફરીથી અમને પેલા સ્પેનીશ નાઇટનું, ડૉન ક્વીકસોટનું સ્મરણ કરાવે છે ( ફરીથી એટલા માટે કે એક વાર જ્યારે એમણે અમદાવાદની ગુજરાત કૉલેજમા રેંટિયા ઉપર તર્કના ભાલાથી આક્રમણ કરેલું ત્યારે અમને પવન ચક્કીને રાક્ષસ માની તેના ઉપર ધસતા ડૉન ક્વીકસોટનું સ્મરણ થએલું ! )

પણ અમારી અજાયબી એ છે કે ઠેઠ ગોખલેના સમયથી તે આજ સુધી બ્રીટીશ રાજદ્વારી પુરુષોએ, તે કાળે મોડરેટ કહેવાતા અને આજે લીબરલ કહેવાતા વર્ગને જે રીતે દુનિયા આગળ મૂર્ખ ઠરાવ્યા છે તે સર ચીમનલાલને યાદ નથી આવતું ! તેમણે લૉર્ડ મોરલેનાં સંસ્મરણો ન વાંચ્યા હોય એ માની શકાય એવું નથી. તેમા ભલા બિચારા ગોખલેને તે બ્રીટીશ ઉસ્તાદે કેવી રીતે શીશીમા ઉતાર્યા અને કેવી રીતે મોર્લેમીન્ટો નામની આકાશ પુષ્પોની માળા પ્હેરાવી અને કેવી રીતે સ્વમાનથી સ્વાતંત્ર્ય તરફ ધસતા વર્ગને કચડી નાંખ્યો તેનું સુંદર વર્ણન છે. ત્યાર પછી મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડની ઈન્દ્રજાળ આવી તેમા પણ આ બન્ધુઓ કેવા ફસાયા-અલબત તેઓ નહિ કારણ તેમા તેમને તો ફાયદો જ થયો પણ દેશ કેવી રીતે ફસાયો-એ પણ આ બ્રીટીશ નાઇટ ભુલી ગયા લાગે છે ! ત્યાર પછી સાયમન કમીશનમા કેવી રીતે થપ્પડ પડી એ પણ વિસારે પડ્યું લાગે છે ! અરે પણ જેઓને અનુભવમાથી કાંઇ પણ પાઠ ન લેવો હોય તેમને આવું યાદ કરાવ્યાથી શો ફાયદો ! અમારી આ અજાયબી છે.—કે આવા ડાહ્યા, ઠરેલ, બ્રીટીશ પ્રજાને અને તેના નાયકોને સારી રીતે ઓળખતા, મુત્સદી વૃદ્ધો ઘડપણમાં પણ કાંઇ પાઠ કેમ નહિ લેતા હોય ? કે ઘડપણની અવસ્થા જ એવી હશે કે કાંઇ નવું શીખાય નહિ ? તો પછી બીચારા ગાંધીને પણ ઘડપણનો લાભ શા માટે ન મળવો જોઇએ ? !

ઘડપણ કોણે મોકલ્યું !

ર. છો. પા

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**કાકાની શશી** [ એક નાટક ] લેખકઃ રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી. પ્રકાશકઃ લૅાંગમૅન ગ્રીન ઍન્ડ કંપની લીમીટેડ ૧૯૨૯.

સાહિત્ય કૃતિને સમજવાની મુશીબત ઘણીવાર તે કયી દૃષ્ટિથી જોવી એ શોધવામાં રહેલી છે. રા. કનૈયાલાલ મુનશીની આ કૃતિને પૂરેપૂરો ન્યાય આપવા માટે તથા તેનો પૂરેપૂરો આસ્વાદ લેવા માટે વાંચતાં અથવા જોતાં કઇ દૃષ્ટિ રાખવી ઉચિત છે એ પ્રશ્ન વિષે મતભેદ જણાય છે. એ નાટકના રૂપમા આપણા આગળ રજુ થાય છે એ વિષે કોઇને શંકા નથી. પણ નાટકના અનેક પ્રકાર હોય છે. આને જો કોઇ સામાજિક પ્રશ્નોનો વ્યવસ્થિત વિચાર કરતું નાટક ગણી કિંમત આંકવા જાય તો તો તેની કિંમત ઘણી હલકી થાય. આ જાતનાં નાટકોમાં સ્વાભાવિક ચારિત્ર નિરૂપણ દ્વારા અમુક પ્રશ્ન કે પ્રશ્નોનું જે વ્યવસ્થિત નિરૂપણ હોય છે તેવું કાંઇ આમા નથી. આમાં તો પુરુષો જેવી થવા પ્રયત્ન કરતી સ્ત્રીઓનો ખડખડાટ ઉપહાસ છે. પ્રત્યેક સ્ત્રી તથા પુરુષ પાત્રને, પેટ પકડીને હસવું આવે એવી અતિશયતાથી વર્ણવવામા આવ્યું છે. દરેકના ધમપછાડા પાછળ અતૃપ્ત કામવાસના છે; એ ગુપ્ત કામવાસના સ્ત્રીઓના સમાન હક ઇત્યાદિ ચળવળનું બાહ્ય રૂપ લે છે એ આ નાટકનું હાસ્યબીજ છે. હવે અસ્વાભાવિક લાગે એવી અતિશયતાથી–વિકૃતતાથી–પાત્રો નિરૂપી અમુક બીનાઓનો ઉપહાસ કરવો એ 'ફારસ'નું લક્ષણ છે; જૂનો શબ્દ વાપરીએ તો પ્રહસનનું લક્ષણ છે. અમને લાગે છે જો 'કાકાની શશી' નાટકને બરાબર સમજવું હોય અને તેનો બરાબર આસ્વાદ લેવો હોય તો તેને ફારસ કે પ્રહસનની દૃષ્ટિએ વિચારવું જોઇએ, અને આ દૃષ્ટિએ વિચારતાં અમને લાગે છે કે ફારસના ક્ષેત્રમા 'કાકાની શશી', છેવટના ભાગની શિથિલતા બાદ કરીએ તો, સમર્થ પ્રયત્ન છે.

'કાકાની શશી'ને સરસ ફારસ કહી અમે તેને ઉતારી પાડવા માગતા નથી. કારણ સરસ ફારસ લખવા એ ડાહ્યા નાટક લખવા કરતા ઘણું કઠણ કામ છે; જો કે અત્યારની રંગભૂમિ ઉપર ભજવાતા હલકા ફારસ લખવા માટે હલકી વૃત્તિઓ સિવાય બીજા કશાની જરૂર નથી; અને હાલમા ધંધાદારી રંગભૂમિ માટે લખનાર 'કવિઓ'માં હલકી વૃત્તિઓનો સુકાળ છે!

આ ફારસની દૃષ્ટિએ વિચારતા, અન્યથા અસ્વાભાવિક લાગે એવા પાત્રો પણ કૃતિનું પ્રયોજન સાધતા જણાય છે. શિવગૌરી કદાવર, મોટી આંખોવાળી, મોટા ચાંલ્લાવાળી, મોટા ચોટલાવાળી, મોટા ગાલવાળી અતિશય પીળા રંગના લુગડાં પહેરનારી, લીલા રંગની ચોળી પહેરનારી ઇત્યાદિ ઇત્યાદિ તરીકે કવિએ વર્ણવી છે. આજ બાઇ લ્યુડોવીચીનું Woman a Vindication નામનું પુસ્તક વાચવા પોતાના ભાઇ મોતીરામ પાસે મંગાવે છે. આ બાઇના ધણી ઈંદ્રજીત માસ્તરને સુક્કા, નાના, તાવગ્રસ્ત અને ચશ્મા પહેરનાર તરીકે કર્તાએ વર્ણવ્યા છે. આ જાતના જોડાની પસંદગીનું ઔચિત્ય ફારસની દૃષ્ટિએ બરાબર સમજાય છે.

આ રીતે આ ફારસમાં ઉપહાસનું એક વર્તુલ શિવગૌરીની આજુબાજુ દુર્લભરામ, વલ્લભરામ અને ઇન્દ્રજિતનું દોરાય છે.

ફારસનું બીજું વર્તુલ ૫૦ વર્ષનાં કાળા ચશ્માંવાળા ગં. સ્વ. ગંગાબ્હેનને નમાલા ઇન્દ્રજિત તરફ જે પક્ષપાત (') છે તેનાથી દોરાય છે. તેમને ઇન્દ્રજિત માસ્તર પાસે ગીતા વાંચવી ગમે છે! તેઓ પણ સ્ત્રી સમાનતા સંઘનાં સભ્ય છે!

ત્રીજું વર્તુલ સૉલીસીટર કુંદનલાલ અને વિદ્યુમુખી અને શશિકલાનું છે. કુંદનલાલની આસક્તિ નાટકની ભત્રિજી શશિકલા ઉપર છે એની વિદ્યુમુખીને ઈર્ષ્યા છે; અને તે પણ આ સંઘની સભ્ય છે. આ ત્રણના પ્રસંગોમાં હાસ્ય કરતાં બીજા ભાવો ઉત્પન્ન થવાનો સંભવ છે તે પણ કવિએ અતિશયતાથી વર્ણવી હાસ્યના રૂપમાં ફેરવી નાંખ્યા છે, અને એ રીતે ફારસનું સંવિધાન સાચવ્યું છે.

ચોથું વર્તુલ એલ્ફિન્સ્ટન કૉલેજનો ફેલો જે કવિ નાનાલાલની શૈલીનો કવિ લાગે છે તે ગૌરીશંકર, અને શશિકલાનું છે. સૌથી વધારે માર્મિક ઉપહાસ આ ગૌરીશંકરનો લાગે છે.

પાંચમુ વર્તુલ શિવગૌરી અને કાકાનું. અફલાતુની ભાવનાવાળી કાકા તરફ પક્ષપાત દાખવતી શિવગૌરીને કાકા ગાલીબેથી કહે છે: "આરીસ્તાતાલીસનો સિદ્ધાંત છે કે જે સ્ત્રી પરણેલા ધણીનું ઘર ન માંડે તેને નાક કાન કાપી, ગધેડે બેસાડી ગામ બ્હાર કરવી.

શિવગૌરી—હેં! હેં!

આ સંવાદમા સમાપ્ત થતું ઉપહાસવર્તુલ પણ ઓછું અસરકારક નથી.

શિવગૌરી જેવી અતૃપ્ત સ્ત્રીને સ્ત્રી સમાનતા સંઘની મુખ્ય વ્યક્તિ બનાવી તથા બીજાં સભ્યોમાં પણ એક અથવા બીજી રીતે છંછેડાએલી કામવાસનાનું સૂચન કરી કર્તા એમ કહેતા જણાય છે કે આ જાતની ચળવળમા અતૃપ્ત કામવાસના જ મૂળ રૂપે છે. શ્રી. મુનશીને આ ભાવાર્થ ઇષ્ટ છે કે નહિ તે અમે જાણતા નથી; પણ 'સુવર્ણયુગના સજ્જનો' મા તેઓ 'પાશ્ચાત્ય છટેલી નારી' થી કંટાળી ગયા હોય એમ દેખાય છે, તથા એવો જ કંટાળો આ નાટકમા પણ વ્યક્ત કર્યો છે તે ઉપરથી અને ખાસ કરીને તો કાકાની ઉક્તિઓ ઉપરથી શ્રી. મુનશીનો આવો અભિપ્રાય હશે એમ અમે બ્હીતાં બ્હીતાં કહીએ છીએ. પણ આવા કોઈ 'ગંભીર વિચાર' નો આક્ષેપ પોતાના ઉપર ન આવે એટલા માટે જ શ્રી. મુનશીએ ફારસની રીત સ્વીકારી હશે.

આ નાટકને ફારસ ગણવા સંબંધી કદાપિ તેના લેખક અને અન્ય વિવેચકો વાંધો લે અને સમર્થનમા નાટકનો છેવટનો ભાગ જેમાં શશી ભત્રીજી મટી કાકી થાય છે તે આગળ ધરે. અમારે કબુલ કરવું જોઇએ કે આખા નાટકનું ફારસરૂપ આ સ્થાને શિથિલ થઇ જાય છે. હાસ્ય ઉત્પન્ન કરવા માટે આવશ્યક તાટસ્થ્ય કર્તાએ અત્યાર સુધી જે સાચવ્યું હતું તે આ પ્રસંગે તેઓ સાચવી શકયા નથી; અને ભત્રીજીને કાકી બનાવવાના હાસ્યને સરસ રીતે ઉચિત પ્રસંગને કવિએ મેલોડ્રામાનો પ્રસંગ બનાવી દીધો છે નાટકની દૃષ્ટિએ અમને આ મોટી ભૂલ લાગે છે. કર્તાએ તે ભૂલ પ્રમાદથી અથવા તો જાણી જોઇને ભત્રીજી કાકી થાય એમાં કાંઇ ખોટું નથી એવું પોતાનું 'નવું દર્શન' પ્રકટ કરવા કરી હોય; પણ, નીતિની વિકલ્પનાથી અલિપ્ત રહેતી શુદ્ધ કલાના ઉપાસક કવિને અમારે જણાવવું જોઇએ કે રસની સમગ્રતાની દૃષ્ટિએ છેવટનો પ્રસંગ તદ્દન અનુચિત છે. એ પ્રસંગ હાસ્યનો છે અને કવિએ તેને તે રીતે જ મુક્યો હોત તો આખી કૃતિની એકરસના બરાબર સચવાત.

પણ કવિ જ્યારે ભત્રીજીને કાકી બનાવવાના પ્રસંગને ગંભીર રીતે મુકવા પ્રયત્ન કરે છે ત્યારે એના ઔચિત્યની પરીક્ષા કરવી પ્રાપ્ત થાય છે. દુનિયામાં આવા માણસ નથી હોતા એમ કહેવું એ બરાબર નથી. આનાથી પણ ખરાબ ગણાય એવા સબંધો કરનારા દુનિયામાં પડયા છે. એટલે આવો બનાવ માનવસ્વભાવની દૃષ્ટિએ અસંભવિત છે એવો દોષ ન કહાડી શકાય. પણ સમાજમાં, વાડ કારેલા ખાઈ જાય એ પ્રસંગ અનેક કારણોથી ધિક્કારને પાત્ર થાય છે; અને એ રીતે કાકા વાત્સલ્યથી ઉછેરેલી છોકરીને પોતાના ભોગના સાધન તરીકે સ્વીકારે છે એ પ્રસંગ પણ તેટલા જ ધિક્કારને પાત્ર થાય છે. આના બચાવમાં એમ નહિ કહી શકાય કે તે બન્ને સાચાં કાકા ભત્રીજી નથી. કારણ આગળ કહ્યું તેમ માણસમાં જે પશુસહજ કામવાસના છે તે તેના મૂળ પાશવરૂપમાં સાચા સંબધોની પણ દરકાર નથી કરતી. ખરો પ્રશ્ન તો એ છે કે માણસે સામાજિક પ્રાણી તરીકે જે સંસ્કારિતા કેળવી છે તે દૃષ્ટિએ આ પ્રસંગ કેવો માનવો ? પિતા અથવા કાકા પુત્રી તરફ જે વાત્સલ્ય ભાવ કેળવે છે તે વાત્સલ્યભાવ આમ શૃંગારમા પરિણમી જાય એ યોગ્ય છે કે નહિ ? દુનિયાના બધાએ સંસ્કારી સમાજો આને અયોગ્ય ગણે છે. પશુ સમાજોમાં આવા પ્રસંગો સહજ છે; પણ પશુઓ કાકાના જેવો અપૂર્વ વાત્સલ્યભાવ આટલું આટલું દુઃખ વેઠી કેળવતા નથી. એટલે કે માણસમા જેટલો પશુ છે,–**आहारनिद्राभयमैथुनं च समानमेतत् पशुभिर्नराणाम्** એ ન્યાયે –તેટલા અંશે આ પ્રસંગ અસંભવિત નથી, પણ માણસ જેટલા અંશે સંસ્કારી છે અને પશુઓ કરતા વધારે વિવેકી અને સંયમી હોવાનો દાવો કરે છે તેટલા અંશે આ પ્રસંગ અસ્વાભાવિક છે !

પણ અમને એવી શંકા છે કે કર્તાનો અભિપ્રાય આ પ્રસંગને પણ હાસ્યનો કરવાનો હશે–પણ એમને બહુ પુરસદ નહિ હોવાથી આવા બે ઘડી ગમ્મતના કામોમાં તે પૂરતું ધ્યાન આપી શકતા નહિ હોય; અને તેથી **विनायक प्रकुर्वाणो रचयामास वानरं** જેવી સ્થિતિ થઈ ગઇ હશે.

૨. છો. ૫.

**ગુજરાતનાં તીર્થસ્થાનો**—લેખકઃ દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી. પ્રકાશકઃ એમ. સી. કોઠારી, રાવપુરા રોડ, વડોદરા. મૂલ્ય રુ. ૦–૧૨–૦.

આ પુસ્તક શ્રી પઢીઆર સ્મારક ગ્રંથ ૧ તરીકે બહાર પડયું છે. ગ્રંથના વિષયની અને તેના લેખકની પસંદગી માટે પઢીઆર સ્મારક ટ્રસ્ટના ટ્રસ્ટીઓને અભિનંદન ઘટે છે.

તીર્થો એક તરફ જેમ ધાર્મિક યાત્રાના ધામ છે તેમ બીજી તરફ સૃષ્ટિસૌંદર્યનાં ધામ છે અને તેમ જ ત્રીજી તરફ ઇતિહાસના સ્મારકો પણ છે. શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રીએ આ ત્રણે દૃષ્ટિબિન્દુને યોગ્ય ન્યાય આપ્યો છે. મોઢેરાના મંદિરના સૌંદર્યનું વર્ણન જુઓ, તે સાથે સૂર્ય પૂજનનો ઇતિહાસ પણ વાંચવા મળે. આખું પુસ્તક શાસ્ત્રીય સંશોધનનો એક સાચો નમૂનો પૂરો પાડે છે. આવા પુસ્તકો આપણા સાહિત્યમાં આંગળાને વેઢે ગણાય તેટલાં છે. આ ઉપરાંત વર્તમાન સ્થિતિ પણ તેમણે નોંધી છે અને મુસાફરીને માટે સૂચનાઓ પણ આપી છે.

પુસ્તક દરેકે વાચવા યોગ્ય છે. કિંમત પણ માત્ર બાર આના છે એટલે વાંચનના શોખીનો સહેલાઇથી લઈ શકે તેમ છે. આવાં બીજાં સ્મારક ટ્રસ્ટો પણ આ જાતના પુસ્તકો પ્રગટ કરે તો સારું.

**સિહોરની હકીકતઃ**—મૂળ લેખકઃ સ્વ. દેવશંકર વૈકુંઠજી ભટ્ટ. સંસ્કરણ કરી પ્રસિદ્ધ કરનારઃ મુનિકુમાર મણિશંકર ભટ્ટ. મૂલ્ય રૂા. ૧–૮–૦.

મૂળ લેખક એક ઉદ્યોગી જિજ્ઞાસુ અને અનુભવી માસ્તર હતા. કાઠિયાવાડમાં એવી ઘણી વ્યક્તિઓ થઇ ગઇ છે જે, જો તેમને વધારે બહોળું ક્ષેત્ર મળ્યું હોત તો, ગુજરાતમાં સુપ્રસિદ્ધ થઈ શકત. આ લેખક એવી એક વ્યક્તિ હતા. તેમણે સિહોરની હકીકત ભેગી કરી પણ પોતાના જીવન દરમિયાન તે પ્રસિદ્ધ ન કરી શકયા. કૌંસિલ ઑફ ઍડમિનિસ્ટ્રેશનના હુકમથી શ્રી મુનિકુમારે આ હકીકતનું સંસ્કરણ કરી તેને પુસ્તકરૂપે બહાર પાડી.

સિહોર અત્યારે બહુ અગત્યનું શહેર નથી જણાતું પણ તે એક વખત ભાવનગર સ્ટેટની રાજધાની હતું અને તે પહેલાનો પણ તેનો ઇતિહાસ ઘણો લાંબો છે. સિહોરની પુરાણોથી માંડીને આજ સુધીની બધી હકીકત આ પુસ્તકમાં આપેલી છે. બે લેખકોના હાથ નીચે જવા છતાં તેમાં કોઈ જગાએ વિસંવાદ કે શૈલીભેદ કે પ્રવાહભંગ થતો નથી. દેશી રાજ્યના ઉત્તેજનથી લખાયા છતાં તેમાં દરબારોની ખોટી પ્રશંસા કરી નથી. અને પ્રાચીન સમય સુધી જતાં છતાં તેમાં પુરાણ વાર્તા અને ઇતિહાસનો ભેદ ભુલાવ્યો નથી.

કાઠિયાવાડના ઇતિહાસ ભૂગોળના જિજ્ઞાસુને આ પુસ્તક ઘણું આવકારલાયક નીવડશે. સામાન્ય રીતે પુસ્તક સુવાચ્ય છે. વર્તમાન સ્થિતિનાં પ્રકરણો પણ નાતજાત વગેરે સામાજિક સ્થિતિ ઉપર, રાજ્યવહીવટ ઉપર અને વેપાર ઉપર સારો પ્રકાશ પાડે છે. સાથે સુંદર ચિત્રો આપેલાં છે તે પણ વસ્તુને પ્રત્યક્ષ કરવામાં સારી મદદ કરે છે.

**ઉંધિયુંઃ**—બાફનારઃ શ્રી છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદાર. પીરસનાર : કેશવ હ. શેઠ, રતિલાલ એસ કોઠારી, ખડાયતા મુદ્રણકલા મન્દિરના માલિકો, ચાર રસ્તા, અમદાવાદ. ભાવ ૧–૮–૦. અને

**ફૂઈબા–કાકી :**—લેખક, પ્રકાશક, ઉપર પ્રમાણે. નોછાવર ૧–૮–૦

બન્ને હાસ્યરસનાં પુસ્તકો છે. પહેલામાં નાની નાની ટૂંકી વાર્તાઓ છે, બીજામાં સળંગ વાર્તા છે. લેખકને મધ્યમ વર્ગના અને તેથી ઉતરતા વર્ગનાં અમુક પ્રકારના માણસોનો સારો પરિચય છે; સામાન્ય માણસોની બાહ્ય ટેવોનો અને તેમની બોલીનો (જો કે બોલીના અનુકરણમાં સુરતી અને પારસી બોલી જેવા બીજામાં નથી સફળ થયા) સારો અભ્યાસ છે. તેમણે એ વર્ગના માણસોની નાની નાની ટેવો અને તેમની બાહ્ય ચેષ્ટાઓનું સારું અનુકરણ કરેલું છે. જો કે 'ફૂઈબા–કાકી'માં (પૃ. ૧૦) ઉઠમણા–' સુટ 'ની ખરીદી કરવા નાયક જાય છે તે પશ્ચિમનું અનુકરણ જણાય છે. આપણે ત્યાં પુરુષો સોગમાં કાળાં કોટ પાટલુન પહેરતા નથી, અને વાર્તાને અંગે નાયકને તેમ કરવું આવશ્યક પણ નથી, જો કે એ પ્રસંગે સેકન્ડ હેન્ડ માલ વેચનારની દુકાનનું વર્ણન ત્યાંના વેચનારની વાતચીત ચાલાકી સર્વ આબેહૂબ અને વાર્તાના રસને અનુકૂળ છે. લેખકને સુરત અને મુંબઇના જીવનનો સારો અનુભવ છે.

હાસ્યરસ આથી વધારે ઊંડો નથી જતો. કેટલીક જગાએ લેખક ચાતુરીથી ખડખડાટ હસાવી શકે છે, કેટલીક જગાએ જિજ્ઞાસા ઉત્પન્ન કરે તેવી અને ઘણી જગાએ એકાદ વ્યક્તિ અત્યંત કફોડી સ્થિતિમાં આવી ગઇ હોય તેવી પરિસ્થિતિ

લેખક ઉત્પન્ન કરે છે, પણ માણસોના ઉપલક્રિયા સ્વભાવ ચેષ્ટા અને ભાષાથી વધારે ઊંડે લેખક જઇ શકતા નથી. હાસ્યનાં પાત્રોનો પણ એક સરખો સ્વભાવ નથી સાચવી શકતા. ઘણી જગાએ માત્ર અશિષ્ટ ભાષા વાપરીને જ હાસ્ય ઉપજાવવા પ્રયત્ન કરે છે. ઊંધિયું અને ખાઈનાર જેવા પ્રયોગો સુરુચિને પ્રતિકૂળ છે. ત્યાં ત્યાં હાસ્ય ઉપજાવવાના પ્રયત્નની નિષ્ફળતા દેખાઈ આવે છે.

પણ સૌથી વધારે રસવિસંવાદી તો તેમની ઉપદેશવૃત્તિ છે. રીતરિવાજના લાભોનો ઉપદેશ જ્યા જ્યા દે છે ત્યાં ત્યા હાસ્ય નથી રહેતો તેમ જ બીજો એક પણ રસ નથી રહેતો તેમ જ બીજો એક પણ રસ નથી આવતો, માત્ર સૂકો ઉપદેશ જ આવે છે. અને તેમાં નિબંધનું ગાંભીર્ય કે સત્યનું નિરૂપણ નથી હોતું માત્ર લેખકની અહેતુક પ્રાચીનપ્રિયતા જણાઈ આવે છે. જનસ્વભાવમા વધારે ઊંડા ઉતરવાનું તો બને કે ન બને, પણ લેખક આ ઉપદેશવૃત્તિને તો જરૂર એક બાજુ મૂકી શકે.

કૃતિઓની આવી ખોડો છતા અમુક વાચક વર્ગને માટે આમાં સાચું હાસ્ય છે અને અશિષ્ટ ભાષાપ્રયોગ સિવાય અને કેટલાક કલાદોષો સિવાય આમાં ખાસ કશું અપથ્ય નથી. કોઇ જગાએ હાસ્યમા અંગત કટુતા નથી.

**ડોલ્ટન યોજના**—લેખકઃ હરભાઇ ત્રિવેદી. શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર. કિં. એક રૂપિયો.

આખા ગુજરાતમા સરકારી કે સ્વતંત્ર શાળાઓમા કેળવણીના પ્રયોગો કરનાર જે થોડીક શાળાઓ છે તેમા શ્રી દક્ષિણામૂર્તિ ભવન ઘણું ઊંચું સ્થાન ભોગવે છે. આ પુસ્તકમાં ડોલ્ટન પદ્ધતિના ૭ વરસના અભ્યાસ પછી તે પદ્ધતિનું મિસ પાર્કહર્સ્ટના મૂળ પુસ્તકની યોજના પ્રમાણે, પણ સ્વતંત્ર, નિરૂપણ કર્યું છે. પ્રસ્તાવનામા શ્રી નૃસિંહપ્રસાદ ભટ્ટે કહ્યું છે તેમ, કેટલા સ્વદેશી આગ્રહીઓ કેળવણીમા પાશ્ચાત્ય પદ્ધતિઓ લાવવાની ના કહે છે તેઓએ જાણવું જોઇએ કે તેઓ ચલાવે છે તે પદ્ધતિ પણ પરદેશી જ છે અને તેને, ઉપલબ્ધ સર્વ અનુભવને બળે, સુધારવી એ દરેક શિક્ષકની ફરજ છે. આ યોજનાનો ખાસ ગુણ એ છે કે તેથી વિદ્યાર્થીને સ્વાતંત્ર્ય ઘણું રહે છે; આ સ્વાતંત્ર્ય સ્વચ્છંદનું રૂપ નથી પકડતું કારણ કે તે સાથે તેને વિદ્યાર્થીસમાજની સગવડના નિયમો એ સમાજની વ્યક્તિ તરીકે પાળવા પડે છે. આમા શિક્ષક વધારે આળસુ નથી બનતો પણ તેને વિદ્યાર્થીઓ ઉપર વધારે વ્યક્તિગત ધ્યાન આપવું પડે છે; કાર્યની આયોજના બહુ ધ્યાનપૂર્વક કરવી પડે છે. તે ઉપરાત વિદ્યાર્થીને શિક્ષકનો પૂરતો લાભ તો મળે છે જ. શિક્ષકોએ આ યોજના વિચારવી જોઇએ અને સગવડ હોય તો તેને અમલમા મૂકવી જોઇએ.

**પ્રેમાવતાર ચૈતન્યદેવઃ**—લેખકઃ નર્મદાશંકર પંડ્યા. પ્રકાશક સાધુ ગૌરાંગદાસ, મંત્રી, ગૌરાંગ સાહિત્ય પ્રકાશન સમિતિ, ૭૨ મેડોઝ સ્ટ્રીટ કોટ, મુંબઈ. કિંમત રૂા. ૨.

કર્તા કહે છે તેમ ચૈતન્યદેવનું સંપૂર્ણ જીવનચરિત્ર ગુજરાતીમાં આ પહેલી જ વાર પ્રગટ થાય છે. કર્તાએ વિષયને લગતાં પુષ્કળ પ્રાચીન અર્વાચીન, બંગાળી અંગ્રેજી પુસ્તકો વાંચ્યા છે અને બંગાળાની મુસાફરી પણ કરી છે. તે બધામાથી તેમણે આ ચરિત્ર લખેલું છે. નરસિંહ મહેતા ઉપર ચૈતન્યદેવની અસર થઇ હશે એ કલ્પના અમને ઉપપન્ન લાગતી નથી. શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રીએ દર્શાવ્યું છે તેમ વારંવાર મૂર્છા ખાતા નૃત્ય કરતાં ચૈતન્યદેવ

અને વ્યવહારમાં રહેલા નરસિંહ મહેતાની ભક્તિપ્રણાલીમાં જ એટલો ભેદ છે કે એ તર્ક માની શકાય નહિ.

પુસ્તક સુવાચ્ય છે, અને ગુજરાતી ભાષામાં એક આવકારયોગ્ય ઉમેરો છે.

**૧૭ છાયા ચિત્રો—ચિત્રકારઃ કનુ દેસાઇ.**

ગુજરાતના ચિત્રકાર તરફથી બહાર પડતો આ બીજો ચિત્રસંગ્રહ છે. તેનો ઉપોદ્‌ઘાત ચિત્રવિવેચનામાં પ્રસિદ્ધ શ્રીયુત નાનાલાલ મહેતા આઇ. સી. એસ. એમણે લખી આપ્યો છે કાવ્યને જેવી ભાષાજ્ઞાનની સીમા છે તેવી ચિત્રને નથી, એ જોતાં ઉપોદ્‌ઘાત અંગ્રેજીમાં લખાયો તે સામે અમારો વાંધો નથી, પણ તે સાથે ગુજરાતી કે હિંદીમાં તે જ ઉપોદ્‌ઘાત આપવાની યોજના થઇ હોત તો વધારે સારું,—શ્રીયુત નાનાલાલ, ગુજરાતી અને હિંદી બન્નેના સારા લેખક છે.

આખા સંગ્રહની છપામણી બધામણી વગેરે ચિત્રગ્રન્થને શોભે તેવી છે. પુસ્તક મોટા પાનાનું છે. સામાન્ય રીતે પાનું અને તેનો રંગ ચિત્રને અનુકૂળ તખ્તી બને છે, જો કે ક્યાંક ચિત્ર નાનું પડે છે ૧૭ ચિત્રો ઉપરાંત પૂંઠા ઉપર સૂર્ય તરફ મોં રાખી વાંસળી વગાડતો પુરુષ, ઉપોદ્‌ઘાતના પાના પર નીચેના લોકો (જે દેખાતાં નથી તે) તરફ જોઇ તેમને કંઇક સૂક્ષ્મ સમજાવતો સત્યદ્રષ્ટા, ઉપોદ્‌ઘાત પૂરો થતા આપેલ શિયાળાનું ચિત્ર, અને અનુક્રમણિકાના પાના પર નદીકાંઠે શાંત બેઠેલી સ્ત્રીનું ચિત્ર પણ જોવા જેવાં છે.

બધા ચિત્રો છાયાચિત્રો છે અને ગુજરાતમાં છાયાચિત્રોનો આ પહેલો સંગ્રહ બહાર પડે છે. છાયાચિત્રોમાં ચિત્રકાર સાદામાં સાદી સામગ્રી પોતાની કૃતિ માટે સ્વીકારે છે: અમુક રંગની ભોય અને કાળો કે તેને મળતો રંગ. તે રેખાઓથી આકૃતિ સિદ્ધ નથી કરતો તેમજ રંગની ઘન કે આછી માત્રાથી તેજ–છાયા નથી બતાવતો પણ રંગના એક સરખા લેપથી આકૃતિ સિદ્ધ કરે છે. ક્વચિત્ લાલ કે સફેદ રંગથી સૂર્ય કે ચંદ્ર બનાવે છે પણ ત્યાં પણ રંગનો લેપ એક સરખો જ હોય છે.

આવી સાદી સામગ્રીથી માત્ર સાદા ભાવો જ બતાવી શકાય. માનવીના ભાવો તેમાં આસપાસના પદાર્થોથી બહુ કુશળ રીતે સૂચવવા જોઇએ. અને તેમ છતાં અનેક રેખાથી કે અનેક રંગોની અનેક માત્રાની ગૂંથણીથી જે ચિત્રભાવને પુષ્ટ કરી શકાય તે સર્વ શક્યતા કલાકાર અહીં પોતાના સાધનની પસંદગીથી જ છોડી દે છે. જેમ નાનું કાવ્ય કે વારતા એક નાનો ભાવ જ બતાવી શકે, મહાકાવ્યની પેઠે તેમાં અનેક પાત્રો ન આવી શકે, તેમ આ સાદી સાધનસામગ્રીમાં થોડી જ વ્યક્તિઓ તેનો વિષય બની શકે. વળી વ્યક્તિઓ અને વસ્તુઓ કાળા રંગથી બતાવવાની હોવાથી, તેણે પોતાનો વિષય એવો જ પસંદ કરવો જોઇએ, જેમાં તે તે વ્યક્તિ કે વસ્તુ વાસ્તવિક રીતે કાળી જેવી જ દેખાતી હોય—તો જ તેનું ચિત્ર વધારે અસર કરે.

શ્રીયુત કનુનાં સર્વ ચિત્રો જોતાં જણાય છે કે તેમણે આ મર્યાદા સહજ રીતે પાળી છે. મંદિરના ઓટલા ઉપર ઊભેલી સ્ત્રી તેની પાછળના તેજોમય આકાશમાં કાળી જ દેખાય (ચિત્ર ૧ લું). ગામ બહાર ગોંદરે કુદકી ફરતી છોકરીઓ પણ સ્વાભાવિક રીતે આવી જ દેખાય. બન્નેના ભાવો સમજવા માટે આપણે તેમના મુખની અંદરની રેખા વગેરે જોવાની જરૂર નથી; એ ભાવો એટલા સાદા છે. ત્રીજા ચિત્રમાં પાડું અને માદીનો ભાવ બતાવવાને કલાકારે સૂક્ષ્મ સૂચનો આપ્યાં છે. બન્ને જરા ઊંચાઇએ બેઠાં છે એટલે છાયાચિત્રમાં આવી શકે છે. આસપાસ વસંત પૂર બહારમાં બતાવેલ છે. જરા ઊંચે બેઠેલો પાડુ એકી-

ટશે માદી સામે જોઇ રહ્યો છે તે તેની પ્રેમવિહ્વલતા બતાવે છે. તો બીજી બાજુ દાઢીએ ફરતા હાથથી ઊંડું ચિંતન, ફિકર, જાણે કે વિચારથી વિકારને દબાવતો હોય એમ જણાય છે. પણ ખૂબી તો એ છે કે આ બન્ને ઉપર ઝઝૂમી રહેલી વસંતનો પત્રસમૃદ્ધિમાં એક પક્ષી યુગલ કામમોદિત બેઠેલું છે, જે, વસંતની નિર્યંચો ઉપર પણ અસર થઇ છે, એમ દર્શાવે છે.

કાન્ત આજ વસ્તુ કાવ્યમા નિરૂપે છે.

> દિવ્ય રાગ શરૂ થતાં બન્યું શાન્ત બધું વન
> લોહચુંબકથી જાણે ખેચાયાં સર્વના મન.
> માધુર્ય એ ઉછળતું ક્યહિં ના સમાય,
> હા! કેમ આ હલક અંતરથી ખમાય;
> સાથે મળ્યાં તરત દંપતી સર્વ દોડી,
> બેઠી રહ્યા સ્વર વિષે દઇ વૃત્તિ જોડી.

કાવ્યમા પશુપક્ષી સર્વ દંપતીનું વર્ણન છે. છાયાચિત્રમાં તેનું સૂચન માત્ર એક જ પક્ષિયુગલથી કર્યું છે. ચિત્રકારને આ અને કચ દેવયાનીનાં ચિત્રોની પ્રેરણા કાન્તમાંથી મળી હોય તો નવાઇ નહિ.

ઉપોદ્‌ઘાતમા આ ચિત્રની સ્તુતિ કરી છે તે સાથે અમે સંમત છીએ. કચ દેવયાનીને શ્રીયુત મહેતા, પ્રસિદ્ધ ચિત્રકાર શ્રીયુત અબનીન્દ્રનાથ ટાગોરે કરેલા એ વિષયના પ્રયત્ન કરતાં પણ વધારે સારું ગણે છે. સ્થલસંકોચને લીધે અમે બધાં ચિત્રો વિશે વિસ્તારથી લખી શકતા નથી. પણ 'પ્રતિબિમ્બ'માં પડછાયાનું આબેહૂબપણું કોઇનું ધ્યાન ખેંચ્યા વિના નહિ રહે. બુદ્ધ સુજાતાનો પ્રસિદ્ધ પ્રસંગ પણ યોગ્ય રીતે ઊનર્યો છે. ચિત્રમાં વાતાવરણ કેવી સચોટ અસર કરી શકે છે તેનો દાખલો સામંસંગીત છે. સંગીતને લીધે વાતાવરણ થયું છે એમ નહિ પણ જાણે સાયંકાલનું વાતાવરણ આખી કુદરતમાં વિસ્તર્યું છે અને તેજ વાતાવરણ મનુષ્યમાં સંગીતરૂપે પ્રગટ થાય છે. એને જ મળતું આમ્રપલ્લવી. પાનખર આવીને કુદરતને નિરલંકાર કરી ગઇ છે પણ વસન્ત જાણે હમણાં જ બેઠી છે, તેના અંકુરો ક્યાંક ક્યાંક આંબામાં ફૂટ્યા છે, અને તેવા જ મનુષ્યોમાં પણ ફૂટ્યા છે. માનવી અને કુદરતનું ઐક્ય બતાવવા યુવતી અને ઝાડના આકારમા એક સૂક્ષ્મ સારૂપ્ય મૂક્યું છે જે કુશલ ચિત્રકાર જ બતાવી શકે છે. ભોંય અને આકૃતિના રંગની પસંદગી પણ અનુકૂલ છે. છેલ્લે અમે 'પડતી રાત્રે રણમા' જે આ અંકના પ્રારંભમાં મૂક્યું છે, તે તરફ ધ્યાન ખેંચીએ છીએ. સફેદ રેતીના રણમાં સાંઝે ઊંટ અને તે પર બેઠેલાં માણુસો કાળાં જ દેખાય. એકદમ ઉતારે પહોંચવાની ઉત્સુકતા માણુસોનાં મો પરથી આ ચિત્રમાં ન જોઇ શકીએ પણ સાદી દોરેલી પણ, સમસ્ત કુદરત એ જ સૂચવે છે સાંઝ પડી છે. ઉપર ઝાંખી બીજ દેખાય છે, જે ઇસ્લામ ધર્મની સૂચક છે. આ મુસાફરોને સાંઝની નમાજનો વખત થઇ ગયો છે અને આટલા રણમા પણ તેઓ કોઇ દૂરના સ્થાન તરફ ત્વરિત પ્રયાણ કરે છે એમ સ્પષ્ટ જણાય છે. જાણે આ અનંત દેખાતા ભવાટવીમા ધર્મ જ માત્ર ઉત્સાહનો પ્રેરક અને દિશાનો સૂચક છે.

અને આ ચિત્રો દોરનાર કનુ દેસાઇને હજી ૨૫ વરસે પૂરા થયાં નથી. આપણે આશા રાખીશું કે તેમણે છાયાચિત્રોમાં જે ફતેહ મેળવી છે તેની જ ફતેહ તેઓ રંગના અને રેખાના કામમાં પણ મેળવે, ગુજરાતના જીવનમાં ઓતપ્રોત થઈ તેના અપ્રકટ સૌંદર્યને પ્રકટ કરે, અને ગુજરાત, જેને સામાન્ય રીતે પોતાના માણસો તરફ બેકદર રહેવાની ટેવ છે, તે તેમના તરફ એવી ન રહે.

રા.

[ અનુસંધાન પૃ૰ ૨૦૦ ]

કદાચ લાહોરમાં જ "તાજમહાલ" જેવો "નૂરમહાલ" થાત. પણ પાછળથી મૃત્યુલોક છોડયો એટલે એક સાદી જ કબર છે. થોડા વખત ઉપર જ હકીમ અજમલખાંના પ્રયાસથી આ જગ્યાએ દુરસ્તી કરવામાં આવેલી છે.

પ્રતાપી શીખગુરુ રણજીતસિંહની સમાધિ લાહોરમાં કોટબહાર શાહી મસ્જીદ પાસે છે. શાહી મસ્જીદ ભવ્ય છે. તે ઔરંગઝેબે બાંધેલી છે. દારૂના કોઠાર માટે તેમ જ બીજા લશ્કરી કામ માટે શીખોએ આનો ઉપયોગ કર્યો હતો. કહેવાય છે કે જહાંગીરના મકબરાના કેટલાક આરસપહાણના કકડા તથા પથ્થરોનો આ સમાધિ માટે ઉપયોગ કર્યો હતો અને ત્યાંથી કકડાઓ તે મકબરા પર પાછા ગયા છે. આ સમાધિ પાસે જ શીખોનું ગુરુદ્વાર છે. શીખ કોનફરન્સ ત્યાં જ ભરાઇ હતી. તેમના અધ્યક્ષ સરદાર ખડગસિંહનું સરઘસ મહાસભાના સરઘસથી પણ સાદું પરંતુ impressive લાગ્યું. ભાવનાવાળા, શ્રદ્ધાવાન, સાદા છતા લશ્કરી તાલીમવાળા નાગી તરવારો સાથે ચાલનારા કર્મવીરોનું સરઘસ જુદી જ છાપ પાડતું હતું. શીખોનું જીવન ઘણું જ તાલીમવાળું છે.

દરેક માણસ પોતાનો લોટો પાથરણું કિરપાણ વગેરે લઇને ઘડીમાં સરઘસ માટે કે મુસાફરી માટે તૈયાર થઇ શકે છે. તેઓ લાંબે પગે ચાલીને જવાનું પસંદ કરે છે. શીખો શરીરે કદાવર છે, અને તેમની સ્વાભાવિક રહેણીકરણી પણ લશ્કરી છે. ચાર શીખ ભેગા ચાલતા હોય તો પગ સાથે જ ઊપડે. તેમને જોતા જ જણાય કે તેઓ બહુ વાતો ન કરે અને કામ કરી બતાવે તેવા છે.

લાહોરનો કિલ્લો જોવા હું જઈ શકયો નહિ કારણ કે તેને માટે સરકારી અમલદારોની રજાચિઠ્ઠી જોઇએ છીએ. અને મહાસભાના દિવસોમા મને વખત પણ ન મળ્યો અને પરવાનગી આપનારા સરકારી અમલદારો શોધ્યાએ જડે કે કેમ એ શંકા હતી. વાઇસરૉયની ગાડી નીચે મૂકેલા બૉંબ માટે જે મહાસભાના સ્વયંસેવકો પકડાયા તેમને પોલિસના હવાલે કરનાર માજીસ્ટ્રેટને જામીન પર છોડવાની અરજી કરવા ત્યાંના મોટા મોટા બારિસ્ટરોએ ખોળ્યા પણ તા. ૩૧ મી સુધી તેઓ કયા હતા તેનો પત્તો તેમની ઓફિસને પણ નહોતો, એ તો બધાએ છાપાદ્વારા જાણ્યું હશે જ!

એક દિવસ અમૃતસર પણ જઇ આવ્યો. લાહોર કરતાં ત્યાં ગુજરાતીઓની વસ્તી વધારે છે. ત્યાં જલિયાનવાલા બાગના દર્શન કરવા ગયો હતો. અત્યારે તો ત્યાં બાગ જ છે. જે જગાએથી બંદુકના બહારો કરેલા હતા તે જગા, તથા જ્યાથી વક્તાઓ ભાષણ કરતા હતા તે જગા કાયમ રાખેલી છે. જે કુવામા કેટલાક માણસો ધક્કેલાઇને પડીને ડૂબી ગયા તે કુવો પણ મરામત કરીને રાખેલો છે. અમૃતસરનો કિસ્સો તાજો જ છે એટલે વધારે કહેવાની જરૂર નથી.

અમૃતસરમાં ખાસ જોવા જેવું શીખોનું સુવર્ણમંદિર છે. ત્યાં એવો નિયમ છે કે અંદર જતા પહેલાં બીડી તમાકુ કે જે કાંઇ કેફી વસ્તુઓ ખીસામા હોય તે કાઢી નાખવી જોઇએ. બુટ મોજાં ઉતારી પગ ધોઇ પછી તળાવની પાળ ઉપર ઊતરી શકાય. અંદર કાંકરીઆની નગીના વાડીની પેઠે તળાવની અંદર છે. તળાવની ચોમેર જે પાળ બાંધેલી છે તે આશરે ૧૦-૧૨ ફૂટ પહોળી અને આરસપહાણની છે. તેની પાસે બાબા અટલનું મંદિર છે.

ત્યાં જવાને ગામમાંથી બીજો સીધો રસ્તો પણ છે એટલે અહીંથી પાછા મુખ્ય મંદિરે આવતાં અમારે બીજી વાર પગ ધોવા પડયા. બાબા અટલ તે દશા શીખગુરુ હરગોવિંદજીના નાના દીકરા હતા. તેને વિશે એવી વાત છે, કે તે (૬–૭ વર્ષની ઉમરે) અને એક બીજો છોકરો રમતા હતા ત્યાં રાત પડી અને પેલા છોકરાને માથે દા રહી ગયો. રાત્રે સર્પદંશથી એ છોકરો ગુજરી ગયો. સવારે બાબા અટલે તેના શબને હાથ અડાડીને કહ્યું કે, બચ્ચા ઊઠ દા આપ અને તે છોકરો ફરીથી જીવતો થયો. આ હકીકત જાણતાં ગુરુએ બાબા અટલને ઠપકો આપ્યો કે તેણે આ પોતાની શક્તિનો દુરુપયોગ કર્યો કહેવાય. બાબા અટલને તેથી ઘણો પશ્ચાત્તાપ થયો અને તેણે ઉપવાસ કરીને દેહ છોડયો. તેની એ જગા છે. આ જગા ઉપર એક મોટું ટાવર છે, જેના ઉપરથી આખા શહેરનું સુંદર દૃશ્ય દેખાય છે. ગુરુદ્વારા પ્રબંધક કમિટિનું કાર્યાલય અહીં જ છે. ગુરુ કા લંગર પણ અહીં છે જ્યાં ધર્મ કે કોમના કોઇ પણ ભેદ વિના હિંદુ મુસલમાન સર્વને ખાવાનું અપાય છે.

શીખ લોકોમા જાતિસેવાની એક અદ્ભુત ભાવના છે. કોઇ પણ ધર્મકાર્યને માટે ગમે તેટલા પૈસા આપ્યા હોય છતાં તેમણે પોતાના શરીરથી સેવા આપવી જ જોઇએ એમ તેઓ માને છે. કોઇ ધાર્મિક મકાન થતું હશે તો ગમે તેવો પૈસાદાર પણ તગારામાં ચૂનો વહેશે. મોટા ઘરની ઓઝલ પાળનારી સ્ત્રીઓ પણ રાત્રે આવી કામ કરી જશે. મકાનો માટે ઇંટો ભાગવાનું કામ પણ તેઓ કરશે. આથી તેમનું કામ ઘણું સોંઘામાં કહો કે વગર ખરચે થાય છે. હાલ ત્યા દિવાલ ઉપર સુંદર ચિત્રો છે તે શીખ ચિત્રકારોએ જાતિસેવા તરીકે કરેલાં છે. આથી શીખોને એક પ્રકારની સેવાભાવની, સમાનતાની અને અહંકાર વિનાની નમ્રતાની કેળવણી ઠીક ઠીક મળે છે. શીખો ખાદીનો બહોળો ઉપયોગ કરે છે પણ તેમના સિવાયની પંજાબની પ્રજામાં પરદેશી કાપડનો ખૂબ ઉપયોગ થતો જોવામાં આવ્યો.

લાહોરની મહાસભાના કાર્ય વિશે વિવિધ મતો છે. એક વિદ્યાર્થી તરીકે જોતાં મને તો એકંદર વાતાવરણ આશાભર્યું લાગ્યું. આપણા તરફથી સુંદર, સચોટ અને સરસમાં સરસ અંગ્રેજી ભાષામાંની દલીલને અભાવે જ સ્વરાજ્યનું ગાડું અટકી પડયું છે એમ માનનારાઓનો અભિપ્રાય ગમે તે હોય પણ આપણે જેટલે દરજ્જે લાયકાત મેળવેલી હશે તેટલે જ દરજ્જે આપણે સ્વરાજ્ય મેળવવાના અગર ભોગવવાના છીએ એમ માનનારને તો મહાસભાના કાર્યક્રમમાં કે ઠરાવોમાં આશાનું જ બળ મળે છે. સ્વરાજ્યનો અર્થ ફક્ત થોડા હિંદી રંગની ચામડીવાળા મોટા અમલદારો એમ ન થતો હોય પણ સ્વરાજ્ય એટલે લોકોનું રાજ્ય, આમવર્ગના સૌખ્ય માટેનું રાજ્ય એમ હોય તો તે અંદરથી જ આવવું જોઇએ. બહારથી કોઈ આપે પણ નહિ અને આપે તો તે પચાવી પણ શકાય નહિ. આવી દૃષ્ટિબિંદુવાળી મહાસભાનો કાર્યક્રમ કુદરતી રીતે પ્રજામુખ હોય અને લાહોરની મહાસભાએ એ જ ધોરણ દેશ આગળ રાખ્યું છે.

ગણેશ વાસુદેવ માવલંકર

## લાહોરનું રાજકીય વાતાવરણ

મહાસભાના કામકાજની એક હકીકત તરી આવે છે કે હિંદના બીજા બધા પ્રાંતો કરતાં પંજાબ અને બંગાળામાં યુવાનવર્ગ ઘણો જહાલ થઈ ગયો છે અને તેનું કારણ પણ સહજ સમજી શકાય એવું છે. બંગાળામાં અને પંજાબમાં સરકારનો ત્રાસ વધારે છે, ત્યાંની પોલિસ ઘણી કનડગત કરે છે અને પ્રજા ત્રાસી ગઇ છે. મહાસભાની છેલ્લી બેઠક લાહોરમાં મળી હતી તેથી પંજાબે પોતાના શૌર્યનું પ્રદર્શન પણ ઠીક કર્યું હતું અને હજારો નવજુવાનો જાણે જંગમાં જવાને તૈયાર થઇ ગયા હોય એવો ભાસ થતો હતો. જ્યાં સરકારી દબાણ વધારે હોય છે ત્યાંની પ્રજા વધારે જોરથી બળવો કરવાને તૈયાર થાય છે. બીજા પ્રાંતોમાં પ્રજામત જાહેર કરવાને છૂટ છે તેવી પંજાબમાં નહોતી અને છેક ઓડ્વાયરના વખતથી ત્યાં જુલમ અને ત્રાસ પ્રવર્તી રહ્યો છે. મહાસભાના કામમાં આડખીલીઓ નાખવામાં સરકારે જરા યે મણા રાખી નથી. છેક શરૂઆતમાં આટલી મોટી મહાસભાને યોગ્ય જમીન જોઇએ તે આપવામાં સરકારે ખૂબ ખૂબ પડાવી, સેનિટરી તથા પોલિસ ખાતાએ પણ મુશ્કેલીઓ ઊભી કરી, અને ગામડાંની પ્રજા લાહોર જઇને નિડર થાય તે અટકાવવા માટે અનેક જાતના ગપાટા, જાહેરાતો વગેરે પ્રચારકામ કર્યું એમ કહેવાય છે.

કેટલાક કાર્યકર્તાઓની ધરપકડ થઈ હતી એ પણ જાણીતી વાત છે.

પંજાબના વાતાવરણમાં કોમી વિખવાદને અગ્રસ્થાન આપવું પડે છે. ત્યાં મુસલમાનની વસ્તી ૫૬ ટકા છે, અને બીજી વસ્તીમાં હિંદુ તથા શીખ એમ બે મહત્ત્વના ભાગ છે. અંગ્રેજ સરકાર તો આ ત્રણ કોમની દોસ્તી સાંખી શકે નહિ. જો કોઇ પણ કોમને વિશેષ હક્ક ન આપવામાં આવે અને કોમી પ્રતિનિધિત્વ કાઢી નાખીએ તો મુસલમાન ૫૬ ટકા આવી શકે પણ તે છતાં તેઓ છૂટો મતાધિકાર માગે તો જરૂર હિંદુ અને શીખ એવી માગણી કરે કે જેવી રીતે હિંદુઓની બહુમતીવાળા પ્રાંતોમાં લઘુમતીને લાભ આપવામાં આવે છે તેવા લાભ પંજાબમાં લઘુમતીવાળી કોમોને આપવા. શીખો એમ માગે છે કે મુસલમાનોને ૪૦ ટકા, હિંદુઓને તથા શીખોને દરેકને ૩૦ ટકા પ્રતિનિધિત્વ આપવું. આ માગણી મુસલમાનો કોઈ દિવસ કબૂલ ન કરે. ખરું જોતાં આ જાતના કૃત્રિમ હક્કોથી કોમ હલકી અને નબળી પડે છે, પણ આજે આવેશમાં ધસડાતી કોમો દલીલ અને ડહાપણ સાંભળવાને તૈયાર નથી તેને શું કરવું ?

રશિયામાં પણ અનેક કોમો, ધર્મો અને જાતજાતની પ્રજા વસે છે, પણ ત્યાં આ પ્રશ્નનો નિકાલ થઇ ગયો છે, આપણે ત્યાં પણ જરૂર થઈ જશે. મૌલાના મહમદઅલી અને તેમના જેવા માણસોના વિચાર જૂના અને રદ્દી થઇ ગયા છે. જ્યાં અજ્ઞાન પ્રજા વસે છે ત્યાં તેમની ઉશ્કેરણી ટકી રહેશે પણ એકંદરે સત્ય બહાર તરી આવશે, અને આ કોમી વિખવાદના અખાડામાં પણ શાંતિ આવશે.

પંજાબનું શૌર્ય હિંસાત્મક છે એમ કહેવું ખરું નથી. ગુરુ–કા–બાગમાં શીખોએ જે અહિંસાત્મક શૌર્યનું પ્રદર્શન કર્યું હતું તેવું આખા દેશમાં કોઈ પણ ઠેકાણે થયું નથી. છ છ ફૂટના લશ્કરી અનુભવવાળા શીખોએ શબ્દ બોલ્યા વિના માર સહન કર્યો હતો તે ભૂલી શકાય એમ નથી. ત્યાંના સ્વયંસેવકોએ

જે તાલીમ બતાવી છે તેવી તાલીમ આખા દેશભરમાં આવે એવું અમે ઇચ્છીએ છીએ.

સુ૦ મ૦

***

## લોક સેવક સમાજ લાહોર

ભારત માતાની સેવા કરવા માટે અનેક સંસ્થાઓ સ્થપાઇ છે તેમાં આધુનિક પદ્ધતિથી દેશસેવા સંઘ સદ્‌ગત શ્રી. ગોપાલ કૃષ્ણ ગોખલેએ સને ૧૯૦૫માં સ્થાપ્યો હતો આજે હિંદ ભરમા એવા અનેક સંઘો હશે. અસહકારની જબ્બર ચળવળ વખતે ગુજરાતમા સત્યાગ્રહ આશ્રમમા એક સંઘની સ્થાપના થઇ હતી; અને તેવી જ રીતે પંજાબને માટે લાલા લજપતરાયે રાજકીય વિષયોના અભ્યાસીઓ તથા સેવકોને માટે તિલક મહારાજના સ્મારક તરીકે તિલક રાજકારણ વિદ્યાલય (Tilak School of Politics)ની સ્થાપના કરી અને ૧૯૨૦ ની સાલમા લોક સેવક સમાજ (Servants of the People Society) સ્થાપ્યો હિંદ સેવક સમાજના ઘણા સભ્યો સરકારની સોડમાં ભરાતાં શીખ્યા હતા તેથી સ્વતંત્ર અને કાર્યકિ ઉદ્દામ પક્ષના સેવકો પેદા કરવા માટે આ સંસ્થાની યોજના થએલી. હિંદ સેવક સમાજની માફક આ સંસ્થાને પણ મૂળ યોજક અને પ્રેરકનો જેટલો લાભ મળવો જોઈએ તેટલો મળ્યો નથી. આવી વિષમ સ્થિતિનું કારણ સહેલાઇથી સમજી શકાય એવું છે. આપણા દેશમા પોતાનું આખું જીવન અને બધી શક્તિ દેશહિતાર્થે સમર્પણ કરી દે એવી ઘણી વ્યક્તિઓ નથી અને તેથી તેવી વ્યક્તિઓને માથે અનેક પ્રકારના કામનો બોજો આવી પડે છે. આર્ય સમાજના પ્રખર આગેવાન હોવાને લીધે તેમને ધાર્મિક પ્રવૃત્તિમા તેમ જ કેળવણીને લગતી સંસ્થાઓમાં ઘણી શક્તિ વાપરવી પડતી હતી. રાજકીય પ્રવૃત્તિમાં એમનું સ્થાન છેક મોખરે હતું. સામાજિક સુધારો, અસ્પૃશ્યતા નિવારણ, સ્ત્રી કેળવણી વગેરે અનેક હિલચાલમાં એમને આગળ પડતો ભાગ લેવો પડતો, અને અનેક પત્રોમાં લખવાનું હતું તેથી આ નવી સંસ્થાની ખીલવણીમાં જેટલી જોઇએ તેટલી દેખરેખ ન રાખી શકયા.

આ સસ્થા તરફથી એક અંગ્રેજી અને બીજું ઉર્દુ સામાહિક પ્રગટ થાય છે. રાજકારણની પાઠશાળા ઉપરાંત પંજાબ તથા ઉત્કળમા રાષ્ટ્રીય કેળવણીની શાળાઓ ચલાવાય છે. સામાજિક સુધારામા દલિતોદ્ધાર તથા વિધવા વિવાહને ખાસ મહત્ત્વ આપવામાં આવ્યું છે. હિંદીપ્રચાર માટે તેમ જ સ્વદેશી અને ખાદીના પ્રચાર માટે પણ પ્રવૃતિઓ હાથમાં લીધી છે, અને જ્યારે જ્યારે દેશના પર કાંઇ આસમાની સુલ્તાની આફત આવી પડે છે ત્યારે આ સેવકો વહારે ધાય છે.

ગુજરાતમાં ખાદી કાર્યાલયનાં મથકો સ્થપાયા છે. હાલમા રાનીપરજની સેવાને માટે પણ કાર્યાલયો છે પણ હિંદસેવક સમાજ તથા લાહોરના લોક સેવક સમાજના જેવી એક સંસ્થાની આવશ્યકતા અહીં પણ છે. ગુજરાતમાં સાધારણ સારી જાગૃતિ આવી છે અને બીજી સંસ્થાઓમાં જોડાઈ ગએલા એવા જુવાન પણ છે. આવી સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ એવા ભાઇઓને કાયમને માટે મેળવી લઈને તેમને યોગ્ય તાલીમ આપવાનો છે. લાહોરની સંસ્થામા કાઠિયાવાડના એક ભાઈ સભ્ય થયા છે કારણ કે ગુજરાતમાં એવી સંસ્થા નથી. અલાહબાદનાં શ્રી. પુરુષોત્તમદાસ ટંડન આ સમાજના પ્રમુખ છે.

સુ૦ મ૦

***

## ઘરમાં શત્રુ

લાહોરમા એક પત્રકારોની પરિષદ પણ ભરાઇ હતી. તેમાં પ્રમુખસ્થાનેથી ભાઈ બ્રેલ્વીએ

આપણા દેશની એક વિચિત્ર અને ભયંકર વસ્તુસ્થિતિ વિશે ધ્યાન ખેંચ્યું હતું. આપણી પ્રજામાં હજાર જાતના મતભેદો હોય અને તેને લીધે જુદા જુદા વિરોધી પક્ષો સામા પક્ષો પર ગમે તેવી ટીકા, ખરી કે ખોટી, કરે એ સમજી શકાય એવું છે, પણ આ દેશમાં તે ઉપરાંત એક એવો બહારનો પક્ષ છે કે જે હિંદી પ્રજા ગુલામીને માટે સર્જાએલી છે અને બ્રિટિશ સરકાર વિના જીવી શકે નહિ, જાનવર છે એવો એવો પ્રચાર કરી રહ્યો છે. એ પક્ષના હાથમાં 'ટાઇમ્સ,' 'સ્ટેટ્સમેન,' 'પાયોનિયર' વગેરે પત્રો છે. આપણા વિચારોને વખોડી કાઢવા ઉપરાંત આપણા ગમે તેટલા ઊંચા અને માનવંતા આગેવાનો પર એ ધૂળ ઉડાડે છે. હિંદીઓ ગુલામ છે એ જાહેર કરવાનો, અને એ ગુલામીમાંથી હજારો વર્ષો સુધી તેઓ છૂટી શકે એમ નથી એમ બતાવવાનો તેમનો હમેશનો પ્રયત્ન છે

પણ એ પત્રો ટકી શકે છે આપણી વિદેશી સરકારની કૃપાથી. આજે પત્રોનો નિર્વાહ જાહેરાતથી થાય છે તે જાણીતી વાત છે. આવા દુષ્ટ પેપરોને સરકાર, મ્યુનિસિપાલિટીઓ, રેલ્વે ખાતા, બંદર ખાતા, લોકલ બોર્ડ, વગેરે સરકારના હાથની સંસ્થાઓ મારફત પુષ્કળ આર્થિક મદદ મળે છે અને પછી આડકતરી રીતે રાજા રજવાડા પાસેથી પણ મદદ મેળવાય છે. આ વસ્તુસ્થિતિ ખરેખર ભયંકર છે. કોઈ કિલ્લામાં દુશ્મનપક્ષનો માણસ દરવાજા ઉઘાડી દેવાને માટે સંતાઈ બેઠો હોય તેના જેટલો જ આ પક્ષ પ્રજાસંહારક છે. જેવી રીતે સરકારે આપણને ખોટા ઇતિહાસ શીખવ્યા અને આપણી નબળાઈ તથા કુસંપનું ભાન કરાવીને અંગ્રેજ રાજ્યની પ્રતિષ્ઠાના પાઠ ભણાવ્યા તેવી જ રીતે દરરોજ આવાં પત્રો આપણી પ્રજામાં ઝેર રેડયાં કરે છે અને કોઈ પણ સુધારો થયો કે તેને ઉતારી પાડે છે, જરા લડાઈ થઈ કે તેને કોમી વિખવાદ તરીકે જણાવીને ડુંગર જેવડો મોટો કરે છે.

અને આપણા દેશમાં હજી એવા હજારો લોકો છે કે જેમને આવાં પત્રો વિના ચેન વળતું નથી. સરકારી દબાણને લીધે બધી લાયબ્રેરીઓમાં એવાં જ પત્રો લેવાય છે અને રાષ્ટ્રીય પત્રો બહિષ્કાર પામે છે. આ બધી હકીકત આપણે જાણીએ છીએ તે છતાં ભાઈ ખેલવીએ આપણું ખાસ લક્ષ એ બાબત પર દોર્યું છે તો હવે એ કફોડી સ્થિતિ ટાળવાને માટે પ્રજાએ સક્રિય પગલાં લેવાં જોઈએ.

સુ૦ મ૦

***

**સંસાર સુધારા પરિષદ**

બાળલગ્ન પ્રતિબંધક કાયદાને પસાર કરાવનાર શ્રી. હરવિલાસ શારદા આ પરિષદના પ્રમુખ હતા. (શ્રી. શારદાના નામનો ઉચ્ચાર સારડા થાય છે એવો મત અમે સાંભળ્યો છે પણ પુરાવાના અભાવે અમે આ પ્રચલિત ઉચ્ચાર કબૂલ રાખ્યો છે.) એમનું પૂરું ભાષણ ઇન્ડિયન સોશિયલ રિફૉર્મરમાં (ડીસે. ૨૮) છપાયું છે. રાજકીય અને સામાજિક પ્રગતિનો પરસ્પર સંબંધ છે અને એક વિના બીજામાં બહુ પ્રગતિ થવી સંભવિત નથી એ તરફ લક્ષ દોર્યું છે આપણા માલવિયા, મહમદઅલી, આચાર્ય, કેલ્કર વગેરે નેતાઓ તથા સામાજિક પ્રવૃત્તિ તરફ ઉદાસીન રહેતા આગેવાનો આ વાત સમજે તો સારું. ન સમજે તો તેમનું નેતૃત્વ આપણે ન સ્વીકારવું જોઈએ.

વર્ણાશ્રમ અને સંયુક્ત કુટુંબ એ બન્ને વ્યવસ્થાથી હિંદુ સમાજે પોતાનું રક્ષણ કેવી રીતે કર્યું હતું તેનું વિવેચન કર્યા પછી તેમણે બતાવ્યું છે કે એ વ્યવસ્થા હવે તૂટી પડી છે, તે સહાયક થવાને બદલે પ્રગતિને રોકી દે છે અને વર્ણવ્યવસ્થામાં જે જડતા આવી છે તેને

લીધે આપણી રાજકીય પડતી થઇ છે. તેવી રીતે સંયુક્ત કુટુંબની વ્યવસ્થાથી અમુક માણસોમાં ખૂબ સહકાર થતો અને તે કુટુંબની પ્રગતિ થતી. તેવી જ રીતે આ વ્યવસ્થાથી નબળી કે રોગી કે દુઃખી વ્યક્તિઓનું રક્ષણ થતું હતુ આ વ્યવસ્થાને લીધે ઘણો ફાયદો થયો પણ જ્યારે સહકારને ઠેકાણે કંકાસ પેઠો અને રક્ષણને લીધે આળસ અને હરામખોરી આવી એટલે એ સરયા હાનિકારક થઇ ગઇ. આજે કુટુંબને બદલે દરેક વ્યક્તિનો સંપૂર્ણ વિકાસ થાય એ ધ્યેય આખી દુનિયામાં સ્વીકારાયો છે.

સામાજિક સુધારો બે રીતે થઇ શકે: (૧) જો પ્રજામતને અનુસરીને ન્યાતજાત પોતે સારા કાયદા કરે તો ઘણો ફાયદો થાય, અને નહિ તો (૨) રાજ્યે એવા સુધારા કરવા જોઇએ. ન્યાતજાતમા સુધારા કરવા જેટલું બળ રહ્યું નથી, પોતાના નિયમોનો ભંગ કરનારને કાંઈ કરી શકે એમ નથી તો સુધારા કયાથી કરે? એટલે કાળને અનુકૂળ સુધારા રાજ્ય તરફથી થવા જ જોઇએ, અને બાળલગ્ન પ્રતિબંધનો કાયદો કેટલો બધો આવશ્યક હતો તે થોડા ભદ્રંભદ્રો સિવાય સૌ કોઈ સમજે છે. આપણા દેશમા રાજ્ય તરફથી હમેશા મદદ મળતી હતી અને સામાજિક સુધારાને ઉત્તેજન મળતું હતું તેના અનેક દૃષ્ટાંતો છે. સામાજિક સુધારાના ત્રણ વિભાગ પાડી શકાય: (૧) છોકરાઓના હક્ક તથા હિતના પ્રશ્નો, (૨) સ્ત્રીઓના હક્ક તથા પ્રશ્નો અને (૩) વ્યક્તિ તથા વર્ગોના હક્કો. બાળકોને વહેલા અકાળે પરણાવી દે નહિ, તો બાળવિધવા પણ થાય નહિ; બાળકોને દારુ, તમાકુના વ્યસનોમાંથી મુક્ત રાખવા માટે હજી પગલાં લેવાયાં નથી અને દરેકને યોગ્ય શિક્ષણ મળે તેને માટે પણ વ્યવસ્થા થઈ નથી. લગ્ન માટે પણ દરેક યુવાન કે યુવતિને પોતાની વહુ કે વર શોધી લેવાની છૂટ હોવી જોઇએ, અને તે ઘણી ન્યાતમાં નથી.

સ્ત્રીઓને માટે વિધવા વિવાહ, વારસાના હક્ક અને નાગરિક હક્કોના સવાલ ખડા થાય છે, પણ તેની દલીલ કરતા શ્રી શારદાએ વેદ, બ્રાહ્મણ, મહાભારત, મનુ, નારદ, યાજ્ઞવલ્કય, પરશુરામ વગેરેના વચનો ટાંકયાં છે તે તરફ અમારો સ્પષ્ટ અણગમો બતાવીએ છીએ. કોઇ બનારસનો પંડિત તેમની સામે એટલા જ જબરા સૂત્રો કાઢી બતાવશે. પણ અમે એ જૂનાં વચનોનો માનસહિત અસ્વીકાર કરીએ છીએ. એમના યુગને માટે એમના વિચારો મુબારક હશે. તે આજના યુગને અનુકૂળ નહિ હોય તો તેને ફેંકી દેતાં અમે જરા યે અચકાઇશું નહિ.

અસ્પૃશ્યતાનું નિવારણ કાયદાથી થવું જોઈએ અને અસ્પૃશ્ય ગણાતા વર્ગોને દરેક નાગરિક હક્ક મળવો જ જોઇએ. હિંદીરાષ્ટ્રમા રાજકીય દૃષ્ટિએ કોઇ પણ પ્રકારની અસમાનતા ન જોઇએ. વ્યક્તિગત હક્કોમાં એક પત્નીનો કાયદો કરવો પડશે. હિંદીઓને માટે તેમ જ મુસલમાનોને માટે. ઇસ્લામના બીજા સુધરેલા દેશોમાં થયું છે તેમ આજે પણ આખી દુનિયામા જે સિદ્ધાંતોનો ફેલાવો થઇ રહ્યો છે તે દૃષ્ટિથી વિચાર કરીને એક પત્નીનો કાયદો અને રિવાજ દાખલ કરવા પડશે. હિંદુઓમાં પણ તેટલી જ જરૂર છે.

આ પરિષદે પસાર કરેલો એક ઠરાવ નોંધવા જેવો છે. જેવી રીતે મહાસભાએ કાયમી કાર્યાલય ખોલ્યું છે તે પ્રમાણે સામાજિક સુધારાને માટે યોગ્ય વિચાર કરવા અને પગલા લેવા માટે એક ઓફિસ ખોલવામા આવશે અને એક કાર્યવાહક સમિતિ બારે માસ કામ કરશે આ પરિષદ હવે બાલ્યાવસ્થા વટાવીને પુરુષાર્થ કરવા લાગી છે એવુ હવે આપણે કહી શકીશું.

### મહાસભા પહેલાં:

ડિસેંબર માસમાં મહાસભાનું અધિવેશન એ જ આખા દેશમા સૌથી મોટો બનાવ હોવાથી આ અંકમાં સ્વાભાવિક રીતે તે વિશે જ મુખ્ય લખવાનું હોય. આ સંબંધમા મહાસભાએ શા શા ઠરાવો કર્યા તે વિશે વિચાર કરતાં, તે પહેલા બનેલા કેટલાક બનાવો પ્રથમ જોવા જોઇએ. છેલ્લી કલકત્તા મહાસભાનો મુખ્ય ઠરાવ એ હતો કે ૩૧ મી ડિસેંબર ૧૯૨૯ સુધીમા જો 'સાંસ્થાનિક સ્વરાજ્ય' ('ડુમીનિયન સ્ટેટસ') હિંદને ન મળે તો લાહોર મહાસભામાં સંપૂર્ણ સ્વરાજ્ય જાહેર કરવું. એટલે આ સાંસ્થાનિક સ્વરાજ્ય વિશે શું શું થયુ તે ટૂંકામા જોવાની જરૂર છે.

### પાર્લમેન્ટમાં ચર્ચા:

ગયા અંકમા, મજૂર સરકારની સંમતિથી નામદાર વાઇસરોયે જે જાહેરનામુ કાઢયું હતું તે અને તે ઉપરથી હિંદમા જુદા જુદા પક્ષના નેતાઓએ શા અભિપ્રાયો દર્શાવ્યા અને મહાસભાએ તેનો શો જવાબ આપ્યો તે આપણે જોઇ ગયા. તે પછી પાર્લમેન્ટમા વાઇસરોયના જાહેરનામાની ચર્ચાથી હિંદમા ધીમેધીમે એ જાહેરનામા વિશે પણ ઉત્સાહ ઓછો થતો જતો હતો અને ઇંગ્લંડ તરફ વહેમ વધતો જતો હતો. તે પછી મજૂરપક્ષના સ્વતંત્ર પક્ષના સભ્ય મિ. ફેનર બ્રોકવેએ ગાંધીજીને ગોળમેજી પરિષદમા ભાગ લેવા તાર કર્યો ત્યારે તેમણે સ્પષ્ટ જણાવ્યું કે મજૂર સરકાર 'ડુમીનિયન સ્ટેટસ' આપવાને તૈયાર હોય એવો તેમને વિશ્વાસ નથી આવતો. આફ્રિકામા પોતે જનરલ સ્મટસ તરફથી સ્પષ્ટ કહેલુ સાંભળ્યું ત્યારે તુરત લડાઇ છોડી તેમની સાથે સહકાર કર્યો હતો-પણ હિંદ સંબંધી તેમને એટલો વિશ્વાસ નથી બેસતો. બરાબર આ પછી તરતજ—જોકે એ વચ્ચે કાર્યકારણ સંબંધ નથી-મિ. ફેનર બ્રોકવેએ પાર્લમેન્ટમા નીચેનો ઠરાવ મૂકયો: (૧) ગોળમેજી પરિષદમાં હિંદમાં જુદા જુદા અભિપ્રાય ધરાવતા બધા પક્ષોને પ્રતિનિધિત્વ મળવું જોઇએ; (૨) પરિષદમાં જે ચર્ચા થાય તેમાં સાંસ્થાનિક સ્વરાજ્યનું તત્ત્વ આવી જવું જોઇએ; (૩) છેલ્લા બે વરસ દરમિયાન ચાલતા રાજકીય ગુન્હા માટેનાં કામો બંધ કરવાં જોઇએ. આ ઠરાવ ઉપરની ચર્ચામાં કૉનઝરવેટિવ પક્ષ તરફથી સર સૅમ્યુઅલ હોર બોલ્યા હતા. તેમણે પ્રથમ એ જણાવ્યુ કે કદી નહિ અને છેલ્લી વાર પાર્લમેન્ટની હિંદ સંબંધી ચર્ચામા પાર્લમેન્ટના પક્ષોએ ભિન્ન અભિપ્રાયો દર્શાવ્યા એવું લાગવાથી પોતાને દુઃખ થયું હતું. પાર્લમેન્ટ હમેશાં હિંદ તરફ એકમત હોય છે એ ખરું પણ એ એકમતપણું ઉપેક્ષાનું અને તેથીયે વધારે હિંદને ચૂસવા કરવાનું હોય છે. આ વખતે પણ પાછી પાર્લમેન્ટ એકમત થવાનું કહે છે તે અવશ્ય સારા પરિણામ માટે હોય એમ માનવાની જરૂર નથી. તેમણે કહ્યું કે ગોળમેજી પરિષદ પાસે મૂકાવાના ચર્ચાના મુદ્દા, અને કાર્યપદ્ધતિ વગેરે બાબતો જો સેક્રેટરી ઑફ સ્ટેટ બહાર પાડે તો ગોળમેજી પરિષદને પાર્લમેન્ટના સર્વપક્ષો આવકાર આપી શકે.

સેક્રેટરી ઑફ સ્ટેટ મિ. વેજવુડ બેન જણાવ્યું કે હિંદી પ્રજાએ ઇંગ્લંડના વર્તમાનપત્રોમા આવતા લેખો ઉપર બહુ ધ્યાન નહિ આપવું જોઇએ. ઇંગ્લંડની પ્રજાને હિંદને માટે ખરો સદ્દભાવ છે. આ સમય અસહકારનો નથી પણ ભેગા બેસીને દલીલ કરવાનો છે. " મિ. ગાંધી કહે છે. 'જે નવા સદ્દભાવની તમે વાત કરો છો તેની સચ્ચાઇ સાબીત કરવા માટે તમે કોઇ કાર્યો બતાવી શકો છો ?" વેજવુડ બેન આ સચ્ચાઇ બતાવવા અનેક કૃત્યો ગણાવી બતાવે છે. ૧૯૧૯માં મહાન વિગ્રહ પછીની વરસેલ્સની સુલેહમા હિંદ તરફથી સહી કરવામાં આવી હતી. હિંદના જે જે પ્રશ્નોમાં

હિંદી સરકાર અને ધારાસભાઓ એકમત હોય તેમાં વચ્ચે નહિ પડવાની નીતિ હું અનુસરું છું. બીજાં સંસ્થાનોની પેઠે હિંદને સંરક્ષણની જકાતો નાંખવાનો હક છે. હિંદને માટે માલ લેવાને તેને સસ્તી અનુકૂળ બજારમાં જવાને છૂટ છે. આ કાર્યો બતાવે છે કે સાંસ્થાનિક સ્વરાજ્ય શરૂ થઇ ગયું છે. બીજાં સંસ્થાનોની માફક હિંદ તરફથી એક હાઇ કમિશ્નર લંડનમા રહે છે. દુનિયાના દરેક ભાગમાં હિંદી સરકાર હિંદીઓનું ઉપરાણું તાણે છે. આંતર રાષ્ટ્રીય મજૂર પ્રશ્નોમાં હિંદને સ્થાન છે. સર્વ પ્રજા પરિષદમાં સૌથી પ્રથમ એક હિંદી હિંદના પ્રતિનિધિ તરીકે ગએલ છે. દરેક સંસ્થાનની બાબતમાં સંસ્થાનને કાયદો ઘડીને હકો નથી અપાયા પણ રૂઢિ પરંપરાથી, એક દાખલા ઉપરથી બીજા દાખલામા, એમ હકો અપાયા છે વગેરે. અમેરિકાની કેલોગ સુલેહમા હિંદ તરફથી સહી કરવામા આવી છે તે કેમ ન ગણાવ્યુ તે સમજાતુ નથી પણ સેક્રેટરી ઓફ સ્ટેટ આવું ગણાવીને તો માત્ર પોતાની દલીલને નિર્બળ કરે છે. આ બધું હિંદનું સાંસ્થાનિક કે કોઇ પણ પ્રકારનું સ્વરાજ્ય નથી પણ માત્ર હિંદની સ્વતંત્રતાની મશ્કરી છે. હિંદની ધારાસભાઓમા સરકારી ખટપટથી પ્રજામત કેટલો રજુ થઇ શકે છે તે કોઈથી અજાણ્યું નથી. અને વડી ધારાસભાના પ્રમુખ કાયદાની બારીકીથી એકાદ સરકારી બિલને ન આવવા દે તો નામદાર વાઇસરૉયને તેને અમલમાં મૂકતાં કેટલી વાર લાગે તેનો અનુભવ હજી જૂનો નથી થયો. આખી દુનિયામાં હિંદીનું રક્ષણ તો ઠીક પણ ઈંગ્લંડના જ સંસ્થાનોમા હિંદીનું સામાન્ય માન રહેતું હોય તો પણ ઘણું છે. અને હિંદને નામે સરકાર પોતાની મરજીમા આવે તે માણસ પાસે આંતર રાષ્ટ્રીય વહીવટ કરાવે છે તે તો હિંદની પરતંત્રતાની માત્ર જાહેરખબર છે. આવી દલીલો કરવાને બદલે મિ. બેને માત્ર પોતાનો સદ્ભાવ જ કહ્યો હોત તો તે અમે વધારે માનવાને તૈયાર હતા. સ્વરાજની આવી વિડંબના કરતાં નહિ-સ્વરાજ સારું.

ગોળમેજી પરિષદ માત્ર સાઇમન કમિશને રજુ કરેલા મુદ્દા ઉપર જ ચર્ચા કરી શકશે કે તે બહારનો ગમે તે પ્રશ્ન ઉપસ્થિત કરી શકશે એ પ્રશ્નના જવાબમા મિ. બેને જણાવ્યું કે સહકારી કમિશનનો રિપોર્ટ, સાઇમન કમિશનનો રિપોર્ટ અને મજૂર કમિશનનો રિપોર્ટ એ સર્વ ગોળમેજી પરિષદ પાસે રજુ કરવામા આવશે પણ દરેક સભ્યને ગોળમેજી પરિષદમાં ગમે તે પ્રશ્ન ઉપસ્થિત કરવાનો હક રહેશે. આનો અર્થ એવો થાય છે કે સાઇમન કમિશને સાંસ્થાનિક સ્વરાજ્યની ભલામણ ન કરી હોય તો પણ ગોળમેજી પરિષદમા તે પ્રશ્નની ચર્ચા ઉઠાવી શકાશે.

આ ઠરાવ પસાર થયો હતો, તેમાં એક વસ્તુ ઉપર ધ્યાન ખેંચવા જેવું છે. આ ઠરાવ મુજબ પરિષદની ચર્ચામાં સાંસ્થાનિક સ્વરાજ્યનું તત્ત્વ આવી જવું જોઇએ એમ નક્કી થયું છે. પણ તેથી એમ ફલિત નથી થતું કે અમુક માસમા કે એકાદ વરસમા આ સાંસ્થાનિક સ્વરાજ્ય, એની મેળે એટલે કે, હિંદની સાંસ્થાનિક સ્વરાજ્ય માટેની લાયકાતની પરીક્ષા લેવા બીજું કમિશન નીમાયા વિના–મળી જશે.

**વાઇસરૉયની ટ્રેન નીચે બોંબઃ—** તા. ૨૩મીએ નામદાર વાઇસરૉય પોતાના કાર્યક્રમ પ્રમાણે દીલ્હી જતા હતા ત્યારે દીલ્હીથી દસ માઇલ તેમની ટ્રેનની નીચે બોંબ ફૂટયો પાટાથી ૩૦૦ વાર દૂર વિજળીના તારથી તે બોંબ ફોડવામા આવ્યો હતો. સદ્ભાગ્યે નામદાર વાઇસરૉયને, લેડી ઇર્વિનને કે બીજા કોઇને જરા પણ ઇજા થઇ નહોતી. નીમેલા ક્રમ પ્રમાણે તે નામદાર દીલ્હી પહોચી પોતાનું કાર્ય કરી શક્યા હતા.

આ કૃત્યને માટે દેશનો એક પણ ડાહ્યો માણસ તિરસ્કાર કર્યા વિના રહેશે નહિ.

આ બનાવને મહાસભા સાથે સંબંધ છે કારણકે આ સંબંધી મૂકાએલા ઠરાવ ઉપર બકપુળ ચર્ચા થઇ હતી. પણ તે સિવાય પણ આ બનાવ ઉપર દેશના સર્વ વિચારકોએ અને સરકારે પણ વિચાર કરવો જોઈએ. ગાંધીજીએ અસહકાર શરૂ કર્યો-તે પહેલાં બૉંબ ઉપર કેટલાકની શ્રદ્ધા સબળ હતી. પછી અસહકાર ખરા જોસથી ચાલ્યો, અસહકારે જે અનેક કાર્યો કર્યા, અને તેના જે અનેક પરિણામો આવ્યા. તેમા એક અગત્યનું પરિણામ એ હતું કે બૉંબ ઉપર શ્રદ્ધા રાખનાર એ નાના વર્ગે એ દિશાની પ્રવૃત્તિ બિલકુલ બંધ કરી. અને અત્યારે અસહકાર જેના કોઇ પણ પ્રબળ કાર્યક્રમને અભાવે એ અજ્ઞાન નાના વર્ગનો ઉદ્દામ ઉત્સાહ ફરી એ જ કુમાર્ગે વળે છે. સરકારે આ સમજવું જોઈએ અને દેશનેતાઓએ પણ વિચારવુ જોઇએ કે લોકનો જુસ્સો વાળી તેનો સદુપયોગ કરવાનો ખરો ઉપાય આખા દેશની શક્તિ જેમા ઉપયોગમાં આવી શકે તેવો કોઇ જબરો કાર્યક્રમ છે.

## વાઈસરોયની નેતાઓ સાથે મુલાકાત

લાહોર મહાસભાની દિશા ખરી રીતે કલકત્તા મહાસભામા નક્કી થએલી હતી. જો ૧૯૨૯માં સાંસ્થાનિક સ્વરાજ્ય ન મળે તો સંપૂર્ણ સ્વાતંત્ર્યને ધ્યેય ઠરાવવું તેવું નક્કી કરેલું હતું. તેના જવાબમા જ ખરી રીતે નામદાર વાયસરોયે ગોળમેજી પરિષદનું જાહેરનામું બહાર પાડયું હતું. તે જાહેરનામાનો અર્થ સ્પષ્ટ કરવા દેશના નેતાઓએ સામું જાહેરનામું બહાર પાડયું હતું અને તેમા, વાઇસરોયના જાહેરનામાનો અર્થ સાસ્થાનિક સ્વરાજ્ય આપવાની જ ચર્ચા ગોળમેજી પરિષદમાં થવાની છે, એમ આશા બતાવી હતી. હવે તે બાબત સ્પષ્ટ કરવા દેશનેતાઓ અને વાઇસરોય તા. ૨૩મીએ એટલે મહાસભા પહેલાં મળ્યા. આ મુલાકાતનું પરિણામ સત્તાવાર રીતે સરકાર તરફથી બહાર પાડવામાં આવ્યું છે. મહાસભા પક્ષ તરફથી એવી માગણી હતી કે: " પરિષદનો ઉદ્દેશ સાંસ્થાનિક સ્વરાજયની યોજના ઘડવાનો છે અને તે યોજનાને બ્રિટિશ સરકાર ટેકો આપવાનું માથે લેશે એવી તે ખાતરી ન આપે તો મહાસભા તેમા ભાગ લઇ શકે તેમાં ગંભીર મુશ્કેલી છે. " નામદાર વાઇસરોયે સ્પષ્ટ કર્યુ કે: "વધારેમાં વધારે સંમતિ મેળવીને છેવટની દરખાસ્તો મૂકવાને આ પરિષદ બોલાવવામા આવે છે, અને તે દરખાસ્તો પાર્લામેન્ટની આગળ રજુ કરવી એ નામદાર શહેનશાહની સરકારની ફરજ છે. પણ વાઇસરોય પોતે કે શાહી સરકાર કોઇ પણ રીતે પરિષદના કાર્યને ખોટી આગાહીથી બાંધી પાર્લમેન્ટની સ્વતંત્રતાને મર્યાદિત કરે એ અશક્ય છે." આ મતભેદ ઉપર જ મસલત તૂટી પડી. હજી બાંધછોડ કરવાનું દ્વાર ખુલ્લું છે એમ આશા રખાતી હતી પણ તે દ્વારનો કશો ઉપયોગ થયો નથી.

બન્ને પક્ષની વચ્ચેનો તફાવત બરાબર સમજવાની જરૂર છે. હિંદે કલકત્તા મહાસભામાં સાસ્થાનિક સ્વરાજ્ય માગ્યું હતું. પરિષદમા સહકાર કરવો જોઇએ એવા પક્ષવાદીઓ કહે છે કે ગોળમેજી પરિષદમા જઇને પણ દરેક સભ્યને સાસ્થાનિક સ્વરાજ્ય માગવાની છૂટ છે. પણ એ ધ્યાનમાં રાખવાનું છે કે આ છૂટને લીધેજ ત્યાંના કેટલાક સભ્યો સાંસ્થાનિક સ્વરાજ્યનો વિરોધ પણ કરી શકશે—કરશે. અને શાહી સરકાર તો જેટલામાં વધારેમાં વધારે સંમતિ થઇ હશે તેટલું જ પાર્લમેન્ટ આગળ રજુ કરશે અને તે માત્ર રજુ કરશે. તેને ટેકો આપશે અને પાર્લમેન્ટ તે મંજુર ન કરે તો મજૂર સરકાર પાર્લમેન્ટની રૂઢિ પ્રમાણે રાજીનામું આપી બીજી પાર્લમેન્ટ બોલાવશે

એમ નહિ. એટલે પાર્લમેન્ટને પણ તેમાંથી કાપી લેવાની છૂટ રહે છે. દેશ નેતાઓની એ માગણી છે કે જે કાંઈ ચર્ચા થવી જોઇએ તે સાસ્થાનિક સ્વરાજ્યની જ થવી જોઇએ. તેને વિશે કેવા કાર્યક્રમ ઘડવો,હાલના બંધારણમાંથી નવું બંધારણ કેવી રીતે વિકસાવવું, સંક્રાન્તિકાલમાં શું કરવું એ બધા ચર્ચાના વિષયો હોઇ શકે પણ મૂળ મુદ્દો તો સાસ્થાનિક સ્વરાજ્યનો જ હોવો જોઇએ.

આ સ્પષ્ટ મતભેદ છતા કેટલાક નેતાઓ, આ ગોળમેજી પરિષદમાંથી સ્વરાજ્ય મળી શકશે એમ કેવી રીતે માને છે તે અમે સમજી શકતા નથી:

**મહાસભાનાં મુખ્ય ભાષણો**

**સ્વાગતાધ્યક્ષ ડૉ. કિચલુનું ભાષણ:** મહાસભા વધારે કાર્યપર થાય છે તેનું એક લક્ષણ એ છે કે તે થોડાબોલી બનતી જાય છે. આ વખતે સ્વાગતાધ્યક્ષ અને અધ્યક્ષ બન્નેનાં ભાષણો ઘણાં ટૂંકા છે. આ વખતની મહાસભામા લગભગ બધા વક્તાઓનાં ભાષણો હિંદીમા થયા હતા તેમા શરુમા ડૉ. કિચલુનો અપવાદ છે એ જોઇ અમને આશ્ચર્ય થાય છે. તેઓ પણ બીજાઓની માફક હિંદીમા બોલી શકયા હોત.

ડૉ. કિચલુ અસહકારના આદ્ય સાથીઓમાંના અને આદ્ય કેદીઓમાના એક છે. તેમના ભાષણમાં પણ અસલ અસહકારનો રણકાર સંભળાય છે. તેમણે ભાઇબંધો (comrades) શબ્દથી મહાસભાના સભ્યોને સંબોધી પોતાની દૃષ્ટિથી મહાસભાનો ટૂંકો ઇતિહાસ જણાવ્યો તે જોવા જેવો છે. ૪૪ વરસ પહેલાં આપણા કેટલાક દેશનેતાઓએ મહાસભાનો પાયો નાંખ્યો. તેઓ મોટા માણસો હતા પણ તેઓ હિંદના બુદ્ધિજીવી વર્ગના હતા. તે વખતે વરસોવરસ મહાસભા મળીને રાજભક્તિના ઠરાવો પસાર કરતી અને રાજકારભારના ખાતાંમાં નોકરીની વધારે તકો માગતી. ધીમે ધીમે નેતાઓ વધારે અગત્યના વિષયો છેડવા લાગ્યા પણ તેઓ આમવર્ગના પ્રતિનિધિઓ નહોતા તેમ જ આમવર્ગ તરફ તેમની દૃષ્ટિ પણ નહોતી; તો દેશની મુક્તિ માટે તેમને સંગઠિત કરવા તેમનામાં રહીને તેઓ કામ તો કયાંથી જ કરી શકે?

યુરોપના મહાન વિગ્રહ પહેલાં સ્થિતિ કંઇક આવી હતી:

(૧) ઉપલા વર્ગો એટલે જમીનદારો અને તાલેવંત લોકો ઉપર અમલદારોની કૃપાદૃષ્ટિ હતી અને તેઓ રાજભક્ત હતા..

(૨) મધ્યમવર્ગના લોકો—ખાસ કરીને મધ્યમવર્ગમાં ઉતરતી પંક્તિના એઠાડુ (bourgeoisie બુર્ઝવા) ધંધાદારી લોકો નાણાની ખરાબ સ્થિતિને લીધે અસંતોષના ચિહ્નો બતાવતા હતા.

(૩) રાષ્ટ્રીય ચળવળ મુખ્યત્વે કરીને કેળવાએલા અને ધંધાદારી વર્ગો—જેવાકે વકીલો—ઉપર નિર્ભર હતી, જેઓ દેશના રાજ્યવહીવટમાં સમજપૂર્વક રસ લેતા.

(૪) ખેડૂતો અને મજૂરો જીવનની ખરાબમાં ખરાબ હાડમારી વેઠતાં છતાં પોતાની કંગાલ અવસ્થાના જીવન્ત ભાનથી જાગ્રત થયા નહોતા.

પછી યુરોપનો મહાન વિગ્રહ થયો. આ પહેલા પણ જાપાને રશિયા સામે યુદ્ધ કરી વિજય મેળવ્યો ત્યારથી પૂર્વના રાજ્યો પશ્ચિમની ધોસરીમાથી છૂટવા પ્રયત્ન કરવા લાગ્યા. રશિયા, તુર્કસ્તાન, આયર્લેંડ, ઇરાન, ચીન અને ઇજિપ્તની ક્રાન્તિથી આખા પૂર્વનું વાતાવરણ બદલાઇ ગયું છે. તેમાં મહાન વિગ્રહ પછીની ઇંગ્લંડની સિરજોરીથી હિંદને ઇંગ્લંડનો વિશ્વાસ ઊઠી ગયો. ઇંગ્લંડ જીત્યું પણ હિંદે પોતાની ભૂલ જોઇ લીધી. અંગ્રેજોએ હિંદનું મન મનાવવા ૧૯૧૯મા મોંટેગ્યુ–ચેમ્સફોર્ડ સુધારા

આપ્યા તેની સામે આખા હિંદ સમાજે પોકાર ઉઠાવ્યો. ત્યાં કાળા (રોલેટ) કાયદા પસાર થયા. મહાત્માજીએ ક્ષેત્રમાં પ્રવેશ કર્યો અને સત્યાગ્રહનો મોરચો માંડ્યો. હિંદુ મુસલમાન સર્વેએ આમાં ભાગ લીધો અને દેશને સમજાયું કે ધર્મ અને કોમના તફાવતો સાચા નથી, માત્ર સ્વાર્થી લોકોએ પોતાના સ્વાર્થ ખાતર ઊભી કરેલી આળપંપાળ છે.

સરકારે પ્રતિષ્ઠાની ખાતર અને લોકોને પાઠ શીખવવાની ખાતર વિમાનોમાંથી બોમ્બ ફેંક્યા અને સરકારના ડાયરોએ નિર્દોષ અને નિઃશસ્ત્ર પ્રજા પર ગોળીમારો ચલાવ્યો. મહાસભાએ અમૃતસર મુકામે ઠરાવ્યું કે ૧૯૧૯ના સુધારા અસંતોષકારક, અપૂરતા અને નિરાશાજનક હતા અને મહાસભાને સરકારમાં શ્રદ્ધા રહી નહિ પણ બ્રિટિશ શહેનશાહતે ગણકાર્યું નહિ ફરીથી દેશ આખો ઊભો થયો. પણ લડાઇ આખર સુધી ચાલી નહિ. ચૌરી-ચૌરામા અને બીજે એકબે સ્થળે રમખાણો થયા, અને લડાઇને ખરે વખતે લડાઈ બંધ કરવામાં આવી. માણસોના જુસ્સાને સામો ધક્કો વાગ્યો અને ઝીણી ખટપટથી દેશમા ફાટફૂટ થઈ. આપણા વિનીત મિત્રોએ સહકાર કરવાની બૂમ મારી, અને આપણા કોમી નેતા દમનનીતિમા સરકારને મદદ કરવા લાગ્યા. આ બધાનું ખરું કારણ એટલું જ હતું કે લોકોને પોતાના જુસ્સાને અનુકૂળ કોઇ સમર્થ કાર્યક્રમની જરૂર હતી.

હિંદુ-મુસલમાન મતભેદો ક્ષણિક છે, સાચા નથી. આપણે તેને છેડ્યા વિના એમને એમ રહેવા દીધા હોત તો તે ક્યારના મરી ગયા હોત; પણ સરકારી અમલદારોનાં મેણાંથી ઉશ્કેરાઇ આપણે તેનો નિવેડો કરવા ગયા. આપણી સર્વપક્ષપરિષદ વ્યર્થ ગઇ છે. તેનાથી કશો ફાયદો નથી થયો. ઊલટું તેનાથી કોમી નેતાઓને પ્રતિષ્ઠા મળી ગઇ છે.

આપણા ધર્મના ખ્યાલમાં જ કંઇક દોષ છે. ધર્મ એ અંગત અભિપ્રાય અને શ્રદ્ધાનો પ્રશ્ન છે. ખરા રાષ્ટ્રીય અને આર્થિક ધોરણ ઉપર એક જબરજસ્ત લડાઇનો કાર્યક્રમ માત્ર ઘડવાની જરૂર છે. લોકો જરૂર તમને અનુસરશે.' કોમી મતદાર મંડળો માગવાં એ બીરુતા છે. એવી માગણી કરનારા મોટે ભાગે જમીનદાર વેપારી બુદ્ધિજીવી બેઠાડુ વર્ગ છે જેઓ માત્ર વાતો કર કર કરે છે, અને માન ચાંદ અને જમીન માટે આલોક કે પરલોક ગમે તે વેચવા તૈયાર છે.

તે પછી મદ્રાસ અને કલકત્તા મહાસભાના ઠરાવોનો ઉલ્લેખ કરે છે. સરકારે એક વરસમાં સાસ્થાનિક સ્વરાજ આપવાને બદલે ટ્રેડ ડિસ્પ્યૂટ બિલ અને 'સેફ્ટી બિલ પસાર' કર્યાં છે, પ્રજાની બોલવાની લખવાની અને સંગઠનની છૂટ લઈ લીધી છે, અને જાણે જાદુઇ લાકડી અડાડીને મીરત અને લાહોરના રાજદ્વારી કેસો ઊભા કર્યા છે. ગુન્હામાં કૃત્ય નહિ પણ તેની પછવાડે રહેલ હેતુ જોવો જોઇએ. આ રાજદ્વારી ગુન્હેગારોનો હેતુ ઉન્નત હતો. પણ સરકારે આવા કેદીઓને માટે કદી ખાસ જોગવાઈ કરી નથી. છેવટે જ્યારે શ્રીયુત જતીન્દ્ર નાથ દાસે ઉપવાસથી દેહ છોડ્યો ત્યારે જેલતપાસ કમીશન નીમ્યું.

વાઇસરોયના જાહેરનામા સંબંધી બોલતાં તેમણે કહ્યું સાઈમન કમિશનનો રિપોર્ટ પાર્લામેન્ટ પાસે મૂકાશે ત્યારે મજૂર સરકાર કેટલું કરવા તૈયાર છે તે કોઇ સમજાવશે? એ ખરું છે કે ઇંગ્લંડના મજૂરો હિંદના મજૂરો સાથે સંગઠન કરવા ઇચ્છે છે, પણ એ ધ્યાનમાં રાખવું જોઇએ કે તે પણ જ્યારે લડાઇ પછી અંગ્રેજ ધંધાદારીઓએ હિંદની સોંઘી મજૂરીનો લાભ લેવા મોટા પાયા પર અહીં કારખાના કાઢ્યા અને તેથી ઇંગ્લંડમા બેકારી થઇ ત્યારે જ. મજૂરપક્ષની ડાબી પાંખ આપણા લાભમાં છે એ સાચું પણ ગ્લેડસ્ટને જેમ આયર્લેંડના સ્વરાજ્યનો પ્રશ્ન પોતાનો કર્યો હતો તેમ મજૂર સરકાર

કરશે ! વાત શી કરો છો? મજૂર સરકાર બધું થઈ રહ્યા પછી આપણા તરફ ફરીને કહેશેઃ " ભાઇ અમે શું કરીએ ? આ લિબરલો અને કોન્ઝરવેટિવો માનતા નથી. હમણાં તો જે આપે છે તે લઇ લો. ફરીવાર અમે જ સત્તામાં આવીએ એવી પ્રાર્થના કરો."

અત્યારે આપણી સ્થિતિ આ છેઃ (૧) પરરાજ્ય આપણું લોહી ચૂસે છે અને હવે પ્રજાના સ્વાતંત્ર્ય માટે ગાળા ચાવવા યોગ્ય નથી. (૨) આત્મશ્રદ્ધા આત્મભોગ અને દુઃખો સહ્યા વિના આપણે માટે બીજો કોઇ ઉપાય નથી. (૩) આપણા કાર્યક્રમનો આપણે ખૂબ પ્રચાર કરવો જોઈએ. ખેડૂતો અને મજૂરોને સંગઠિત કરી તેમના બળનો ઉપયોગ કરવો જોઇએ, તેઓ જ ખરું બળ છે.

ભાષણને અન્તે તેમણે પહેલા મહાત્માજીને વિનન્તી કરી કે તેમણે લોકોનું નેતૃત્વ લેવું જોઇએ. અને લોકોને વીનવ્યા કે તેમણે પ્રજાના અહિંસક કાર્યક્રમને વફાદાર રહી તાલીમમા રહેવું જોઈએ.

### શ્રીયુત પંડિત જવાહીરલાલ નહેરુનું ભાષણ

ભાષણની શરુઆતમા તેમણે જણાવ્યું કે આ ૪૪ વરસમા મહાસભાએ ધીમી પણ સંગીન પ્રગતિ કરી છે. પહેલાંના એ મહાનકાર્યકર્તાઓને આપણે અત્યારે વીસરવા ન જોઇએ. તેમણે સ્વતંત્ર હિંદના પાયા નાખ્યા છે. હિંદની હાલની સ્થિતિ વિશે બોલતાં તેમણે કહ્યુઃ

આજ તો સમસ્ત સસાર હી એક પ્રશ્નચિહ્ન બન રહા હૈ ઔર સભી જાતિયે અપને અપને નવીન નિર્માણ કી અવસ્થા મેં પડી હુઈ હૈ હમ લોગ, આજ ઇતિહાસ કે સહારકાલ મે હૈ, ... પરિણામ સ્વરૂપ એક નવયુગ કા ઉદય હોનેવાલા હૈ. આ નવો કાલ ઘડવામા મોટો હિસ્સો એશિયાનો અને ગૌણરૂપે હિંદનો છે. "યૂરોપ ન આજ કાર્યક્ષેત્ર હૈ, ન કુતૂહલસ્થાન!" ભારત એક વિશ્વવ્યાપી આંદોલનનો ભાગ છે: "યદિ ભારતવર્ષ કે પાસ સંસાર કે લિયે કોઇ ઉપદેશ હૈ,...તો ઉસે સંસારકી દૂસરી જાતિયોંસે સીખના ભી બહુત કુછ હૈ." ભારતવર્ષની ઇતિહાસસિદ્ધ વિશિષ્ટ શક્તિ એ છે કે તેણે અનેક જાતિઓનું સંગઠન કર્યું પણ "સમાનતા સ્થાપિત કરને કે લિયે ભારતકો કોઇ સાધન ન મિલ સકા. ભારતવર્ષને જાન બુઝકર ઇસ કી ઉપેક્ષા કી ઔર અપને સમાજકા સંગઠન "અસમાનતા" કે આધાર પર કિયા ઔર ઇસકા નિકૃષ્ટ ફલ આજ હમારે સામને હૈ, કિ હમારે લાખો ભાઈ અભી કલ તક દલિત રહે ઔર ઉન્હેં કિસી પ્રકારકી ઉન્નતિ કા અવસર નહીં દિયા ગયા."

જ્યારે યૂરોપમાં ધાર્મિક યુદ્ધો ચાલતાં હતાં ત્યારે ભારતમાં સહિષ્ણુતા હતી, આજે તે નથી. યૂરોપે ધાર્મિક સ્વાધીનતા પ્રાપ્ત કર્યા પછી રાજનૈતિક સ્વાધીનતા મેળવી અને અત્યારે તેનો મુખ્ય પ્રશ્ન સામાજિક અને આર્થિક સમાનતા સિદ્ધ કરવાનો છે. ભારતને પણ આ કોયડો ઉકેલવો પડશે. તેમ કરવામાં તેણે પશ્ચિમનું અનુકરણ કરવાની જરૂર નથી. તેણે પોતાની રીતે તે કોયડો ઉકેલવો જોઇએ.

અત્યારે સમાજમા વાસ્તવિક ભેદ તો કશો રહ્યો નથી પણ પરસ્પર શંકા અને અવિશ્વાસ છે. તેનો ઉપાય શો? "ભય ઔર શંકા કે સાથ તર્ક ઔર પ્રમાણકા કયા કામ? ઉદારતા ઔર વિશ્વાસહી ઉનકો વશ મેં કર સકતે હૈં." બાકી દુનિયામાં કોઇ બહુમતી, દૃઢ નિશ્ચય પર રચાએલી લઘુમતીને કચરી શકતી નથી, અને કોઈ લઘુમતી ધારાસભાની બેઠકોથી પોતાનું રક્ષણ કરી શકતી નથી. અત્યારે તો બધેય નાની પ્રજાઓ જ મોટી પ્રજાઓ ઉપર અધિકાર ચલાવે છે. ભારતવર્ષમા આ ધાર્મિક સ્વતંત્રતાનો આટલો અવિશ્વાસ છે એ નવાઇ છે! હિંદુઓને લાઝિમ છે કે તેઓ ઉદારતા

બતાવે. હિંદમાં હિંદુપણાને કશી હાનિ થવાની નથી મુસલમાનો અને શીખ રાજી થઇને જોઇએ તે લઇ લે. કારણ કે ખરો સંગ્રામ તો આર્થિક થવાનો છે.

હવે એવો સમય આવ્યો છે જ્યારે સર્વ-પક્ષપરિષદના રિપોર્ટથી સ્વતંત્ર થઇ આપણે આગળ વધવું જોઇએ. કલકત્તા મહાસભાને વરસ થઈ ગયું છે. ગયા વર્ષમા સાંસ્થાનિક સ્વરાજ મળવાને બદલે રાષ્ટ્રીય અને મજૂરની હીલચાલ ઉપર જુલમ થયો છે.

વાઇસરોયે બ્રિટિશ સરકાર તરફથી જાહેરનામું બહાર પાડયુ છે. પણ તેમની સુજનતા અને મીઠા શબ્દોથી આપણું શું વળે ! જાહેરનામા ઉપર જે ચર્ચા થઈ તેથી સ્પષ્ટ થાય છે કે જે સાસ્થાનિક સ્વરાજ્યની તેઓ વાત કરે છે તે માત્ર એક જાળ છે. લંડનમા અમારે હાઇ કમિશનર હોય, કે અમા-રામાથી કોઈ ગવર્નર થાય એ અમારી માગણી નથી. "હમ હિન્દુસ્તાનકી ગરીબ જનતાકી લૂટ કો બન્દ કરના ચાહતે."

કલકત્તા મહાસભાનો ઠરાવ જો જીવતો હોય તો આપણો ઉદ્દેશ હવે "સંપૂર્ણ સ્વરાજ્ય" જ હોઇ શકે. અલબત્ત દુનિયાંમાં કોઈ અલગ તો નથી થઇ શકતુ, આપણે આ પરસ્પર સંબંધ તો રાખવાના જ. ત્યારે એ સંબંધ બ્રિટિશ રાજ્ય સાથે કેમ નથી રાખતા ? એમ કોઇ પૂછે તો જવાબ એ છે કે જ્યા સુધી બ્રિટિશ સામ્રાજ્ય જબરદસ્તીથી બીજા પર સત્તા ચલાવે છે ત્યાં સુધી તે આંતરરાષ્ટ્રીય કુટુંબનું કેન્દ્ર ન જ બની શકે.

દુનિયાં સુલેહની વાતો કરે છે પણ જ્યાં સુધી એક દેશ બીજા ઉપર અધિકાર ભોગવે છે ત્યાં સુધી શાન્તિ અશક્ય છે. દેશનું લશ્કર અને આર્થિક તંત્ર હિંદને મળે તો જ આપણને સારી રીતે કંઇ મળ્યું કહેવાય. બાકીનું બધું એની મેળે મળી રહેશે.

હું સ્પષ્ટ કહેવા માગું છું કે હું સોશિયા-લિસ્ટ અને રિપબ્લિકન "સમાજવાદી" અને "સર્વરાજવાદી" છું. પણ હાલની સ્થિતિમાં મહાસભા સમાજવાદનો કાર્યક્રમ હાથમાં લઇ શકે તેમ નથી પણ એટલું જાણવું જોઇએ કે જગતભરમા આ નવું બળ રાજકારણમા પ્રવર્તે છે. વિવાદ માત્ર એટલો છે કે દરેક દેશ તેને કઈ રીતે અમલમાં મૂકે.

આપણા ત્રણ મુખ્ય પ્રશ્નો છે. (૧) લઘુમતીવાળી કોમો (૨) દેશી રાજ્યો (૩) અને મજૂરો તથા ખેડૂતો. લઘુમતીવાળી કોમોને વિશ્વાસ આપવો જોઇએ કે તેમની સંસ્કૃતિનું રક્ષણ થશે. દેશી રાજ્યોએ પણ બ્રિટિશ હિંદમાં પ્રજાને જે હકો હોય તે પોતાની પ્રજાને આપવા પડશે. દેશી રાજ્યની પ્રજાની મહાસભા ઉપેક્ષા નહિ કરે. ત્રીજો, ખેડૂતો અને મજૂરોનો પ્રશ્ન સૌથી મોટો છે. એ વર્ગ જેટલા આપણી રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ભાગ લેશે એટલી આપણી સફળતા થશે. મહાસભાએ તેના તરફ ભાવ અનેકવાર બતાવ્યો છે પણ કાઇ કરી શકી નથી. વર્તમાન સ્થિતિને ચાલુ રાખવી એ અન્યાયને ચાલુ રાખવા બરાબર છે. મહાસભા કદાચ આ બાબત તરત કાંઇ ન કરી શકે પણ આ ધ્યેય લક્ષમા રાખવું જોઇએ.

આપણા કાર્યક્રમમાં મુખ્ય એ તો હોવું જ જોઇએ કે આપણી લડાઇ અહિંસામય અને શાન્ત હોવી જોઇએ. આખી પ્રજાની જેમાં ભાગ લેવાની ઇચ્છા હોય તેવી હીલચાલો શાન્તિમય જ જોઇએ.- એકાદ વ્યક્તિએ કરેલી હિંસા પણ હીલચાલને નબળી કરે છે.

પાછલો કાર્યક્રમ ત્રિવિધ બહિષ્કારનો હતોઃ ધારાસભાનો, અદાલતોનો અને શાળાઓનો. સંપૂર્ણ ઉપાય તો આ જ છે પણ અદાલતો અને શાળાનો બહિષ્કાર અત્યારે જ કરવાની જરૂર નથી. પણ કૌંસિલોનો તો કરવો જ જોઇએ. અલબત્ત આપણે આ બહિષ્કાર છોડીને

કૌંસિલમા જવાનું ઠરાવ્યું હતું. તેનાથી ફાયદો નથી થતો એમ હું નથી કહેતો પણ તે સમય જુદો છે. ધારાસભાથી આપણા કેટલાય માણસોનુ પતન થયું છે. તેના ક્ષોભથી કેટલાય કાર્યકર્તાઓ કામ નથી કરી શક્યા. આપણી પાસે માણસો ઓછા છે.

રચનાત્મક કાર્યક્રમ સંબંધી તેમણે કહ્યું કે એ કાર્યક્રમ ચાલુ રહેવો જોઇએ પણ અનુભવ એવો છે કે તેથી આપણી પ્રગતિ બહુ થતી નથી. તેનાથી દેશ તૈયાર થયો છે. ખાસ કરીને આપણે વિદેશી કાપડ અને બ્રિટિશ માલનો બહિષ્કાર કરવો જોઇએ. આપણો કાર્યક્રમ રાજનૈતિક અને આર્થિક બહિષ્કાર હોવો જોઇએ. આપણે એ પણ સ્પષ્ટ કરવું જોઇએ કે ભારતવર્ષ માત્ર પોતાના હિતના ઋણોને માટે જ જવાબદાર રહેશે, પણ જે ઋણો ભારતને કે અન્ય દેશોને દાસ બનાવવાને કરવામાં આવે છે, તેને માટે જવાબદાર નથી. સંસ્થાનવાસી હિન્દીઓને માટે જુદું કહેવાની જરૂર નથી. હિન્દની લડાઇનો નિવેડો આવ્યે તેનો પણ આવશે.

મહાસભાનું બંધારણ જૂનું થઈ ગયું છે. હવે દેખાવો કરવાનો વખત ગયો છે. મહાસભાને વધારે કાર્યકર થાય એવી કરવી જોઇએ. છેવટે તેમણે કહ્યુ:

હમ સફલતા પર શાસન નહીં કર સકતે. પરંતુ સફલતા ઉન્હેં મિલતી હી હૈ જો હિમ્મત કરતે ઔર કામ કરતે હૈં, ડરપોક ઔર નિકમ્મે કો ઉસકે દર્શન નહીં હોતે. હમે પ્રાણોકી બાજી લગાની હૈ, હમેશા સ્વાધીનતાકે લિયે ભયાવહ માર્ગસે નિકલના પડતા હૈ. હમ અજ સફલ હોં યા કલ, પરન્તુ હમે હમારે સિવા અપને દેશકે ઇતિહાસમેં એક સુન્દર પન્ના લિખને સે કૌન રોક સકતા હૈ ?

...ગુપ્ત ષડ્યન્ત્રકા સમય ચલા ગયા. અબ તો એક ખુલા ષડ્યન્ત્ર ભારતમાતા કો પરાધીનતાસે મુક્ત કરનેકા ચલ રહા હૈ. દોસ્તો, પ્યારી બહિનો ! તુમ્હેં ઉસમે હિસ્સા લેનેકે લિયે નિમન્ત્રિત કિયા જાતા હૈ. ઇસકા પારિતોષિક યાતના જેલ ઔર મૃત્યુ હોગે. પરન્તુ આપકો સન્તોષ હોગા કિ આપને અપના થોડાસા કર્તવ્ય પાલન કરકે પ્રાચીન ભારતકો, જો સદા યુવક હૈ, મુક્ત કિયા હૈ, ઔર મનુષ્ય સમાજકો વર્તમાન દાસતા સે છુડાયા હૈ.

**મહાસભા સંબંધી ઠરાવો.** ગઈ મહાસભામાં બંધારણ સંબંધી કેટલાક અગત્યના ઠરાવો આવ્યા હતા. પ્રમુખના ભાષણમા આપણે જોયું કે તેમણે મહાસભાને વધારે કાર્યકર બનાવવા તેના બંધારણમાં ફેરફાર કરવો જોઈએ એમ સૂચવ્યું છે. હવે મહાસભામાં બહારના દેખાવો ન જોઇએ એમ તો તદ્દન ન કહી શકાય કારણ કે આપણા અભણ દેશમા જનતા સુધી સંદેશો પહોચાડવા મહાસભાનો સમારંભ મોટા પાયા ઉપર રાખવો જોઇએ—જો કે કલકત્તા મહાસભામા કરેલો કેટલોક લશ્કરી દેખાવ અમને પોકળ અને નિરર્થક લાગ્યો હતો. પણ મહાસભાની હાલના સભાસદોની સંખ્યા ઓલ ઇન્ડિયા કોંગ્રેસ કમિટિના સભ્યોની સંખ્યા અત્યારે છે તેનાથી ઘટાડવાથી તે વધારે કાર્યકારી થઇ શકે એમા સંદેહ નથી. આ સંબંધી ગાંધીજીની દરખાસ્ત, જે મહાસભાના સભાસદોની સંખ્યા એક હજાર નીચે અને ઓ. ઈ. કો. કમિટિની સંખ્યા એક સો નીચે કરવી એ અમને દરેક દષ્ટિબિન્દુથી વાજબી જણાય છે. કેટલાક દલીલ કરે છે કે ઈંગ્લંડ જેવડા દેશની પાર્લમેન્ટની સખ્યાના પ્રમાણમાં આપણી હાલની સંખ્યા કાઇ મોટી ન ગણાય, પણ સભ્યોની સંખ્યા માત્ર ત્રિરાશિથી નક્કી ન કરી શકાય. કેટલી સંખ્યાથી વ્યવસ્થિત સભા ભરી શકાય એ મુખ્ય પ્રશ્ન છે. અને દરેક સભ્ય સભાના બધા કામમાં ધ્યાન આપી શકે, સ્વતંત્ર રીતે વિચાર કરી શકે, અને પોતાનો મત બીજાઓને સંભળાવી શકે તેને માટે એક હજારની મર્યાદા જરૂરની છે. ઓ. ઈ. કો. કમિટિ પણ વાજબી વખતમાં એકમત થઇ શકે તેને માટે

તેની મર્યાદા પણ એક સોની કરવાની જરૂર છે. આ ઠરાવ વિષય વિચારક સમિતિમાં પસાર ન થયો એ ખોટું થયું છે.

મહાસભાના કાર્યને લાગુ પડતો બીજો પણ એક ઠરાવ ગાંધીજીએ મૂક્યો હતો તે પણ ઊડી ગયો તે ઠીક થયું નથી. અત્યારે મહાસભાનો કાર્યક્રમ પાર પાડવા ત્રણ જુદી જુદી સમિતિઓ કામ કરે છે: (૧) પરદેશી કાપડ બહિષ્કાર સમિતિ (૨) અસ્પૃશ્યતા નિવારણ સમિતિ (૩) દારુ નિષેધ સમિતિ. આ સંબંધી ગાંધીજીની દરખાસ્ત એવી હતી કે આ ત્રણેય સમિતિઓને સ્વતંત્ર કરવી, તેમને પોતાનું બંધારણ ઘડવા અને તેમાં બીજા સભ્યોને દાખલ કરવા સત્તા આપવી—માત્ર એટલું કે મહાસભાની સામાન્ય નીતિને અનુસરી કામ કરવું જોઇએ. અને જો તેમ ન કરે તો મહાસભાએ તે સમિતિઓ પોતાની નથી એમ જાહેર કરવું. આ સમિતિ પહેલાં આવી જ એક સમિતિ ખાદીનું કામ મહાસભા તરફથી કરતી અને અનુભવ એવો છે, કે એ સમિતિ મહાસભાથી સ્વતંત્ર થઇ તે પછી ખાદીનું કામ વિકાસ અને વિસ્તાર પામ્યું છે. તે જોતા આ સમિતિઓને પણ સ્વતંત્ર કરવી યોગ્ય હતું. વળી તેમ કરવાનો બીજો ફાયદો એ થાત કે જે હિંદીઓ મહાસભાના સિદ્ધાન્તો (જેવા કે સંપૂર્ણ સ્વાતંત્ર્ય) ન માનતા હોય તેઓ પણ આ સમિતિઓના કાર્યમા સહકાર કરી શકત. પણ કોણ જાણે કેમ મહાસભાના કેટલાક સભ્યોને આથી મહાસભાની સત્તા ઘટી જશે અને પછી મહાસભાને પોતાને કાંઈ કામ કરવાનું નહિ રહે એમ લાગ્યું અને પંડિત માલવીય જેવાના ટેકા છતાં આ દરખાસ્ત પણ ઊડી ગઈ.

મહાસભા સંબંધી તો પણ એક ઠરાવ પસાર થઇ શક્યો અને તે પણ અગત્યનો છે. તે ઠરાવ મહાસભા ભરાવાના સમયને લગતો છે. શરૂઆતથી મહાસભા નાતાલમા ભરાતી આવી છે. કોર્ટમાં કામ કરતા વકીલો, મહાસભામા ભાગ લઈ શકે એટલા માટે આ સમય નક્કી થયો હતો. સદ્‌ગત જસ્ટિસ રાનડેની કુનેહથી સોશિયલ-કૉનફરન્સ પણ નાતાલમાં મહાસભા ભરાવાને સ્થલે જ ભરાતી હોવાથી સરકારી નોકરો પણ એને બહાને રાજકારણી મસલતમાં ભાગ લઇ શકતા. પણ તે પછી દિવસે દિવસે બીજી અનેક સભાઓ વરસના આ જ ભાગમાં ભરાવા લાગી અને અત્યારે નાતાલ હિન્દના એક કુંભમેળાનો સમય થઈ પડયું છે. તેમાં પણ આ વખતે તો વરસાદ અને લાહોરની ઠંડીને લીધે નાતાલનો સમય ઘણો જ અગવડ ભરેલો છે એમ બધાને જણાયું છે. ઠંડીને લીધે માંદગીનો આંકડો ૧૭૦૦ નો બહાર આવ્યો છે, ખરેખરી માંદગી તેથી એ વધારે હશે. હવેથી મહાસભા ફેબ્રુઆરી જે હિન્દમાં સમશીતોષ્ણ માસ છે, તેમાં ભરાશે. તેથી નાતાલમાં ભરાતી બીજી સભાઓ ઉપર વધારે સારું ધ્યાન આપવાનું પણ બનશે. આ સમયનો ફેરફાર ઘણો મહત્ત્વનો છે. મહાસભાએ હવે સંપૂર્ણ સ્વાતંત્ર્યને પોતાનું ધ્યેય ઠરાવ્યું છે, એટલે સરકારી નોકરો, તેમા ભાગ લઈ શકવાના પણ નથી. મહાસભાનું કામ પણ હવે એટલું થશે કે વકીલો જેવા, જે માત્ર પોતાની રજાઓ કે ફુરસદનો વખત રાજકારણને આપતા, તેઓ હવે મહાસભાના કાર્યક્રમોમા નેતા થઈ શકવાના નથી. આ ફેરફાર એક રીતે મહાસભાના ઇતિહાસમા સીમાચિહ્ન ગણાશે.

**મહાસભાનું ધ્યેય સંપૂર્ણ સ્વરાજ્ય**—મહાસભાએ આ વખતે પોતાનું ધ્યેય સંપૂર્ણ સ્વરાજ્ય હોવાનો ઠરાવ પસાર કર્યો છે. આ ધ્યેય મદ્રાસમાં નક્કી થયું હતું, કલકત્તામાં એક વરસને માટે મુલતવી રહ્યું હતું અને આ મહાસભામાં પસાર થયું છે. આ સંબંધી ઠરાવ નીચેના રૂપમાં પસાર થયો છે.

### સ્વાતંત્ર્યનો ઠરાવ

આ મહાસભા વાઈસરૉયસાહેબના ૩૧ મી ઑકટોબરના જાહેરનામાના જવાબમા મહાસભાવાદીઓ અને બીજા નેતાઓએ કાઢેલી ઘોષણા વિષે કાર્યવાહકમંડળે લીધેલા પગલાને બહાલ રાખે છે, અને વાઇસરૉયસાહેબે સ્વરાજની રાષ્ટ્રીય હીલચાલને પહોચી વળવાને માટે કરેલા પ્રયત્નોની કદર કરે છે.

પણ આ મહાસભા ઉપર કહેલી ઘટનાઓ પછી બનેલી બધી ઘટના ધ્યાનમા લઇને, અને ગાંધીજી, પંડિત મોતીલાલ નહેરુ અને બીજા નેતાઓને વાઈસરૉયસાહેબ સાથે થયેલી વાતચીતનું પરિણામ ધ્યાનમા લઇને, એવા અભિપ્રાય ઉપર આવે છે કે હાલના સંજોગોમા મહાસભાના પ્રતિનિધિઓ ' રાઉંડ ટેબલ કૉન્ફરન્સ 'મા જાય તેથી કશો લાભ થવાનો નથી.

એટલે આ મહાસભા, ગયે વર્ષે કલકત્તાની બેઠકમાં થયેલા ઠરાવ મુજબ, જાહેર કરે છે કે મહાસભાના ધ્યેયમા ' સ્વરાજ ' શબ્દનો અર્થ ' સંપૂર્ણ સ્વાતંત્ર્ય ' કરવો, અને વધારેમા જાહેર કરે છે કે નેહરુ રિપોર્ટમા આલેખેલું બંધારણ આખું હવે રદ થયું છે એટલે તે આશા રાખે છે કે હવે પછી બધા મહાસભાવાદીઓ હિંદુસ્તાન માટે સંપૂર્ણ સ્વાતંત્ર્ય મેળવવામાં જ પોતાની બધી શક્તિ અને સમય અર્પણ કરશે.

સ્વાતંત્ર્યની લડતનો વ્યૂહ રચવાના પ્રારંભિક પગલા તરીકે, અને મહાસભાની નીતિ મહાસભાના બદલાયેલા ધ્યેયને બની શકે તેટલી અનુરૂપ બનાવવાના હેતુથી આ મહાસભા ઠરાવે છે કે વડી અને પ્રાંતિક ધારાસભાઓનો અને સરકારે નીમેલી કમિટિઓનો સંપૂર્ણ બહિષ્કાર કરવો, અને આ મહાસભા મહાસભાવાદીઓને અને બીજા જેઓ રાષ્ટ્રીય પ્રવૃત્તિમા ભાગ લેતા હોય તેમને સીધી અથવા આડકતરી રીતે ભાવી ચૂંટણીઓમા ભાગ લેવામાંથી અલગ રહેવાનું ફરમાન કરે છે, અને આજે જે મહાસભાવાદીઓ એ ધારાસભા અને કમિટિઓમા કામ કરે છે તેમને તેમની જગ્યાનું રાજીનામુ આપવાનું ફરમાવે છે.

આ મહાસભા પ્રજાને વીનવે છે કે તેમણે મહાસભાનો રચનાત્મક કાર્યક્રમ અતિશય વેગથી ચાલુ રાખવો, અને મહાસમિતિને, જ્યારે તેને યોગ્ય લાગે ત્યારે, અમુક પસંદ કરેલા કે બીજાં ક્ષેત્રોમા, અને અમુક શરતો રાખીને, સવિનયભંગ અને કર ન ભરવાની હીલચાલ શરૂ કરવાનો અધિકાર આપે છે.

આ ઠરાવ પસાર થયાની જુદી જુદી ભૂમિકાએ એના ઉપર જે ચર્ચા થઇ તે ઉપરથી મહાસભામાં જુદા જુદા નેતાઓના અને પક્ષોના આ સંબંધી શા શા અભિપ્રાયો છે તે જણાશે.

કાર્યવાહક સમિતિમા આ ઠરાવમાં ધારાસભાઓ અને સરકારે નીમેલી કમીટીઓ ઉપરાંત સ્થાનિક સંસ્થાઓ જેવી કે લોકલબોર્ડો અને મ્યુનિસિપાલિટીઓનો પણ બહિષ્કાર કરવાનું હતું. આ સ્થાનિક સંસ્થાઓમાં પણ જોઇએ તેવું કામ થઇ શકતું નથી એમ ગાંધીજીનો અભિપ્રાય હતો, અને તેના દાખલામા તેમણે કહ્યું હતું કે શ્રીયુત વલ્લભભાઇને કંટાળીને અમદાવાદ મ્યુનિસિપાલિટીમાથી નીકળવું પડયું હતું, અને તેઓ ત્યા હોત તો બારડોલીની લડત તેઓ એટલી સારી ચલાવી શકત નહિ. પણ વિષય વિચારિણી સમિતિમાં તેમણે સ્થાનિક સંસ્થાઓને ઠરાવમાંથી કાઢી નાખી હતી. આ સ્વરૂપમાં પણ આ ઠરાવ સામે અનેક પક્ષોના વાંધા હતા. ડાબી પાંખના નેતા શ્રીયુત સુભાષચંદ્ર બોઝ ત્રિવિધ બહિષ્કાર એટલે કૌંસિલો, અદાલતો અને શાળાઓના બહિષ્કારના આગ્રહી હતા. મહાત્માજીએ કબૂલ કર્યું કે સર્વાંગ સંપૂર્ણ ઠરાવ તો ત્રિવિધ બહિષ્કારનો જ છે. પણ અત્યારે દેશ જેને માટે તૈયાર નથી એવો ઠરાવ કરવાથી શું ફળ ? આવને વરસે આ અપૂર્ણતા કાઢી શકાશે. છતાં આ પક્ષ ઠેઠ સુધી મનાયો નહોતો અને તેમનો સુધારો મહાસભામા પણ રજુ થયો હતો.

શ્રીયુત માલવીયજીને આ સ્વાતંત્ર્યના ધ્યેયની સામે જ વાંધો હતો.

શ્રીયુત કેલકરે આ ઠરાવ સામે અનેક વિચિત્ર દૃષ્ટિબિન્દુથી વાંધા લીધા. તેઓ સ્વાતંત્ર્યના ધ્યેયને સંમત હતા, પણ તેઓ કૌંસિલોમા જવાના પક્ષના હતા. ખરી વાત તો એ છે કે કલકત્તામા સ્વાતન્ત્ર્યનો ઠરાવ કરતી વખતે કોઇને એ ખ્યાલ નહિ આવેલો કે આના પરિણામે કૌંસિલો છોડવી પડશે. સ્વાતંત્ર્યના ધ્યેય સાથે કૌંસિલોમા જઇ શકવા સંબંધી દલીલો અમને બાલિશ લાગી છે. શ્રીયુત કેલકરે આ ઠરાવની સામે ત્રણ જગાએ હુમલા કર્યા. આપણે જોઇ ગયા છીએ કે તેઓ ગોળમેજી પરિષદમા ભાગ લેવાની વિરુદ્ધ નથી. તેમનો પહેલો સુધારો એ હતો કે મહાસભાનું ધ્યેય ફેરવવા પહેલાં જે સર્વપક્ષ પરિષદે નેહરુ રિપોર્ટ ઘડયો તેને ગોળમેજી

પરિષદમાં ભાગ લેવા સંબંધી વિચાર કરવા બોલાવવી. આ સુધારો પસાર ન થાય તો તેમનો બીજો સુધારો એ હતો કે મહાસભાના ધ્યેયમાં જે 'શાન્તિમય' સાધનો અખત્યાર કરવાનો ઉલ્લેખ છે તેમાંથી 'શાન્તિમય' શબ્દ કાઢી નાંખવો કારણ કે તેઓ શાન્તિમય સાધનોથી સ્વાતંત્ર્ય મળે એમ માનતા નથી. અમે પૂછીએ છીએ કે આવો ઠરાવ થાય તો શ્રીયુત કેલકર અશાન્તિમય સાધનોથી સ્વાતંત્ર્ય અપાવવાને તૈયાર છે કે તેમને માત્ર ઠરાવના માર્ગમાં પથરાજ દોડાવવા છે? કૌંસિલમાં આવી દલીલ-બાજી ચાલી શકે પણ દેશ આખો જ્યારે પોતાનું બળ એકત્રિત કરી લડવા માગતો હોય ત્યારે આવી દલીલો કરવાને એમના જેવા નેતા કેમ પ્રવૃત્ત થયા તે સમજાતું નથી. તેમનો ત્રીજો વિરોધ કૌંસિલ અને સ્થાનિક સંસ્થાઓના ઉલ્લેખ સામે હતો.

આ ઠરાવ સામે મહાસભામાં પણ સખત વિરોધ થયો હતો. કોઈ પણ એક પક્ષ ગાંધીજીના પક્ષ જેટલો સબળ નહોતો પણ વિચિત્ર એ હતું કે સુભાષ બોઝનો પક્ષ, અને કેળકર પક્ષ, બન્નેને અંદર અંદર કશો પણ મેળ ન હોવા છતાં, ગાંધીજીની વિરુદ્ધ ભેગા થઇ મત આપતા હતા. પણ પક્ષોના બળાબળ પહેલા ઠરાવ ઉપર મત લેવાતા જ જણાઇ ગયો. પહેલો ઠરાવ એવો હતો કે "આ મહાસભા વાઇસરૉયની ટ્રેન ઉપર થયેલા બૉંબના અત્યાચારને માટે ખેદ ધરાવે છે અને પોતાનો નિર્ણય ફરી દર્શાવે છે કે આવું કૃત્ય મહાસભાના ધ્યેયની વિરુદ્ધ છે એટલું જ નહિ પણ રાષ્ટ્રહિતને હાનિકારક છે. આ મહાસભા વાઇસરૉય અને લેડી અર્વિન સદ્ભાગ્યે બચી ગયા તેને માટે અભિનન્દન આપે છે." આ ઠરાવ ઉપર પણ વિષય વિચારિણી સભામાં પુષ્કળ ચર્ચા થઇ હતી. આ ઠરાવ ઉપર મહાસભામાં મતગણતરી થઇ હતી અને તે ૮૯૭ વિરુદ્ધ ૮૧૬ મતે પસાર થયો હતો. ધ્યેય સંબંધી ઠરાવ ઉપર ગાંધીજી બોલ્યા તેમાનાં કેટલાક વાક્યો અસહકારના પ્રારંભને સ્મરણ કરાવે તેવા હતા.

સવિનય કાનૂનભંગ એવી વસ્તુ છે કે જેને માટે હું પ્રાણ ટકાવી રહ્યો છું, જેને વિષે મારી શ્રદ્ધા અચલ છે. સ્વતંત્રતા વિનયહીન કાનૂનભંગથી ન મેળવી શકાય. હજારો અને લાખો ગામડામાં પથરાયેલા લોકોને માટેનું સ્વરાજ્ય કેવળ શાંતિ અને સત્યથી ભરેલા ઉપાયોથી જ મળી શકે, બીજી રીતે ન મળી શકે એ વિષે મારી ખાતરી છે. અને એ સાચા વિનયભંગને માટે તમારાં જીવન પલટાવાં જોઇશે. બૉંબ પણ ફૂટી શકે અને અહિંસાની નીતિ પણ સાથે ચાલી શકે એવી શબ્દજાળનો આશ્રય લઇને તમે સવિનયભંગનું વાતાવરણ નથી પેદા કરી શકવાના. જે મહાસભા અહિંસાની નીતિને વરેલી છે તે મહાસંસ્થાને સવિનયભંગ સિવાય બીજું અસ્ત્ર ન જ હોઈ શકે. પણ એ શસ્ત્રને માટે તૈયાર થવાને માટે તો આજે જે ગંદું વાતાવરણ છે તે નાબૂદ થવું જોઇએ. ઝગડો કરતા તમને વાર નથી લાગતી, મૂળજેવી બાબતમાં ઘમંડ કરીને તમે હકને માટે લડવાને ઊભા થાઓ છો, ચાલતાં ચાલતાં 'ડિવિઝન' (અલગ-અલગ મતગણતરી) માગો છો, એ 'સવિનય ભંગ' કરનારાઓને ન શોભે. આજે તો મને કોઈ પૂછે કે બે મહિનામાં તમે સવિનય ભંગથી સલ્તનતની સાથે મુકાબલો કરી શકશો તો હું ના કહું. કેટલાક ભાઇઓ લાલવાવટા લઇને બેઠા છે, અને એ લાલ વાવટાએ તેમને આઝાદી લેવી છે, ભલે એ લોક એવી વાત કરે. પણ આઝાદી તો કંઈ તાકાતથી આવવાની છે. છાતી કાઢીને તલવાર ઝીલશે તે બહાદુર છે. શિખોને બહાદુરીનું વર્ણન આપવાની જરૂર નથી. ગુરુકાબાગમાં એમણે સાચી બહાદુરીનો પરિચય આપ્યો હતો. જે લોકો એમ કહે છે કે શાંતિથી આઝાદી ન મળે તેમને કહેવા માગું છું કે એ લોકોને કંઈ તાકાત એ શી વસ્તુ છે એની ખબર જ નથી. તમારે સવિનય ભંગ કરવો હોય તો વીરોની જેમ, સત્યનિષ્ઠ વીરોની જેમ, વર્તતા શીખવું જોઇશે—જે વીરોના ચોવીસે કલાક સ્વરાજ અતિશય જલદી આણવાને માટે જ અપાતા હશે. જો એ સ્વરાજની તમને ધગશ હોય, તો ઝગડાનો સમય ક્યાં છે? પણ તમો તો આજે 'ડિસિપ્લિન' (તાલીમ) જેવી વસ્તુ જાણતા નથી. જે મહાસભાની સરસ સેવા બજાવી રહ્યા છે તેના ઠરાવનો અમલ કરવો જોઇએ પણ તેને બદલે તમે તો 'ડિવિઝન' 'ડિવિઝન' પોકારો છો. એ સવિનય ભંગના ચાળા ન કહેવાય. એટલે હું કહું છું કે 'આઝાદી'ના ઠરાવ ઉપર 'ડિવિઝન' ન હોય. એ ઠરાવ તો આખી સભાએ એકેઅવાજે પસાર કરવો જોઇએ. એ ઠરાવ કરતાં પણ આપણે ઝગડા કર્યા એમ જગત સાંભળે તો શું કહે? એટલે હું તો તેમને વીનવું છું કે આ ઠરાવને, તેમાં એકે શબ્દનો ફેરફાર કર્યા વિના, તમે હર્ષનાદથી વધાવી લેશો.

છતાં આના ઉપર ૧૪ સુધારા મૂકાયા જે એમને એમ ઊડી ગયા અને વાઇસરોય તરફનો સદ્‌ભાવસૂચક પારિગ્રાફ ઉડાડી મૂકવાના ડૉ. આલમના સુધારાની મત ગણતરી થઇ તેમા આ ઠરાવ ૯૯૦ વિરુદ્ધ ૭૯૬ મતે પસાર થયો.

આ ઠરાવ પસાર થયો અને તરત જ તેમાં છિદ્રો પાડવાની ક્રિયા શરુ થઈ છે. ઠરાવમા આવતા 'હાલના સંજોગોમાં' એ શબ્દ ઉપરથી અને તે વિશે ગાંધીજી ઠરાવ સંબંધી મહાસભામા જે બોલ્યા તે ઉપરથી કેટલાક એમ કહે છે કે આ ઠરાવ પ્રમાણે અનુકૂળ' સમય મળ્યે કોંસિલમા જઇ શકાશે અને ગોળમેજી પરિષદમા ભાગ લઇ શકાશે. પણ આવો અર્થ કરવાનું કાઈજ કારણ નથી. 'નવજીવન'માં આ સંબંધી ખુલાસો કર્યો છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે હવે તો માત્ર સ્વાતંત્ર્યના સિદ્ધાન્ત ઉપર જ ચર્ચા કરી શકાય.

**૧૨મું લિબરલ ફિડરેશન**—દર વરસ માફક વિનીત પક્ષનું ૧૨મું ફિડરેશન મદ્રાસ મુકામે સર ફિરોઝ શેઠનાના પ્રમુખપણા નીચે ભરાયું હતું. અલબત તેમના ભાષણમાં અંગ્રેજી રાજ્ય સાથે સંબંધ તોડવાના વિચારનો વિરોધ તો હોય જ પણ તે બાદ કરતા તેમણે હાલ પ્રાંતોમા ચાલતી વિભક્ત કારભાર પદ્ધતિ તો અશક્ય જ છે એમ જણાવ્યું હતું અને એ ટાળવાનો એક જ ઉપાય એ છે કે કેન્દ્ર સત્તામા પણ સંપૂર્ણ જવાબદાર તંત્ર દાખલ કરવું. ફીડરેશનમા પસાર થએલા ઠરાવોમા અગત્યનો ઠરાવ એ હતો કે 'સારથાનિક સ્વરાજ્યના તરફના સર્વ પક્ષોને અને સર્વ બળોને દેશમા સંગઠિત કરવા, અને સારથાનિક સ્વરાજ્ય લેવું. અમને આ બધામાં લિબરલ પક્ષનો આશાવાદ સમજાતો નથી. તેઓ પોતાની જાતને છેતરે છે કે બધાને છેતરવા માગે છે તે સમજાતું નથી. છેલ્લે દિવસે પ્રમુખે ભાષણ કર્યું તેમા તેઓ સંપૂર્ણ સ્વાતંત્ર્ય વિરુદ્ધ બોલતા દલીલ કરે છે કે આયર્લેન્ડને, સખ્ત બંડ કર્યા છતા સ્વાતંત્ર્ય નથી મળ્યું તો આપણે તો તે લેવા ન જ પ્રયત્ન કરવો જોઇએ! પણ આયર્લેન્ડને જે સાંસ્થાનિક હકો મળ્યા છે તે પણ ક્યાં બંડ વગર મળ્યા છે? અને તે પણ સ્વાતંત્ર્યના પ્રયત્નમાં જ મળ્યા છે! વળી તેઓ કહે છે કે ભૂતકાળમા બ્રિટિશ સરકારનાં વચનો ઉપર અવિશ્વાસ લાવવાનું કારણ હતું પણ આ મજુર સરકાર ઉપર અવિશ્વાસ લાવવાનું કારણ નથી. પણ મજુર સરકારે શું વચન આપ્યું છે કે શું કરી બતાવ્યું છે કે તેના પર વિશ્વાસ મૂકીએ? સારથાનિક સ્વરાજ્યને માટે મજુર સરકાર વચન નથી આપતી એમ તો હજી હમણાં જ વાઇસરોયે જણાવ્યું છે છતા આવી વાતો શેના આધારે તેઓ કરે છે? આ કરતાં તો અમે લડી શકતા નથી, લડવાને તૈયાર નથી માટે જે મળે તે અમારે લેવું છે એમ કહેવુ વધારે પ્રામાણિક છે એટલું જ નહિ પણ વધારે પ્રતિષ્ઠાદાયક પણ છે.

**સુભાષ બોઝનું રીસામણું**—આમ એક બાજુ લિબરલ પક્ષ મહાસભા વિરુદ્ધનાં બળોને એકત્રિત કરવાનો મોટો પ્રયત્ન કરે છે ત્યારે બીજી બાજુ શ્રી સુભાષ બોઝ અને શ્રી શ્રીનિવાસ આયંગરે, પોતે કાર્યવાહક મંડળમાં ન ચૂંટાયા તેથી રીસામણા લે છે. ગયે વરસે તેઓ કાર્યવાહક મંડળમાં હતા એ ખરું, પણ લડાઇના વરસમાં જેમને નિયત - કાર્યક્રમ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા હોય તેવા જ તેમા રહી શકે એ સિદ્ધાન્ત ઉપર સભ્યોની દરખાસ્તમાં તેમના નામો ન મૂકાયા. પછી જે કારણોના બહાનાથી આ પક્ષ જુદો પડયો તે કારણોમા અમે અહીં ઉતરવા નથી માગતા. આ સંબંધી આ પક્ષના પત્રો અને પંડિત જવાહીરલાલના પત્રો વાચતાં અમને ખાતરી થાય છે કે આ પક્ષ પોતે હારશે એમ જોઇને જ ચાલી ગયો છે અને એમ કરવામાં તેમણે નિયમો અને વિવેક બન્નેનો ભંગ કર્યો છે. શ્રી સુભાષ બોઝ ન જાણતા હોય તો જાણે કે તેમના આ પગલાની અસર જુવાનો ઉપર પણ એવી જ થઇ છે કે તેઓ બાલિશતા બતાવે છે અને કેવળ અંગત કારણોથી જુદા પડે છે. આ પક્ષે હવે ડેમોક્રેટિક પાર્ટી (લોકપક્ષ) કાઢી છે. તેમનું ધ્યેય લાહોર મહાસભાનું ધ્યેય જ રહેશે અને તે ધ્યેયમાથી તે ચલિત ન થાય તેને માટે તે પ્રયત્ન કરશે. મહાસભામા મજુર, ખેડુતો જુવાનવર્ગ, અને દેશી રાજ્યનું પ્રતિનિધિત્વ વધારે સારું કરવા આ પક્ષ પ્રયત્ન કરશે.

**રાજકીય પરિસ્થિતિ**—મહાસભાના ઠરાવો પછી ભવિષ્ય તરફ નજર કરતા હાલની રાજકીય પરિસ્થિતિ કેવી જણાય છે ? મહાસભાએ ગોળમેજી પરિષદમા ન જવાનું નક્કી કર્યું તે ઠીક જ કર્યું છે. દેશના મુખ્ય નેતાઓ ગાંધીજી અને મોતીલાલ નેહરુ વગેરેએ તેમા ભાગ લીધો હોત તો પણ તેથી સાસ્થાનિક સ્વરાજ્ય નહોતું મળવાનું એમા શંકા નથી.

મજૂર પક્ષના અર્લ રસલ, જેઓ અન્ડર સેક્રેટરી છે તેઓ પોતે જ કહે છે કે હિંદ હજી સાસ્થાનિક સ્વરાજ્યને માટે તૈયાર નથી. અદ્ભુત આશાવાદીઓએ અર્લ રસલ એમ નથી બોલ્યા, તેમનું ભાષણ રેપોર્ટરે આપ્યું તે ખોટું છે એમ માનવા પ્રયત્ન કર્યો છે. પણ હિંદ વિરુદ્ધ લખતા લૉર્ડ બર્કનહેડ પણ અર્લ રસલનો અભિપ્રાય સાચો કહે છે ત્યારે આવી દલીલમાં માત્ર આપણી પામરતા જ જણાય છે. ગુજરાત વિદ્યાપીઠ પદવીદાન સમારંભ વખતે ગાંધીજીએ કહ્યું કે સાસ્થાનિક સ્વરાજ્ય પણ હિંદ માટે જુદા પ્રકારનું થવાનું એ ખરૂં લાગે છે.

મહાસભાએ સત્યાગ્રહની લડત કરવાને જાહેર કર્યું છે અત્યારે તો મહાત્માજી કહે છે કે દેશ સત્યાગ્રહને માટે તૈયાર નથી. પણ મહાસભા પછીના મહાત્માજીએ ઉચ્ચારેલા વચનો ઉપરથી જણાય છે કે તેઓ તેની તૈયારી કરવાને બહુ જ ગંભીરતા અને ઉત્સુકતાથી વિચાર કરે છે. ઘણા કહે છે કે ૧૯૨૧ મા દેશ એક હતો તેટલો એ અત્યારે નથી. એક વરસ પર સાઇમન કમિશનના બહિષ્કાર માટે જે લિબરલ નેતાઓ ભેગા થયા હતા, તેઓ અત્યારે એક બાજુ જુદા પડ્યા છે. મહાસભામાં અત્યાર સુધી સાથે રહેલા કેલકર અને જમનાદાસ મહેતા પણ જુદા પડશે. આવી સ્થિતિમાં સત્યાગ્રહની લડત શરૂ કરી શકાશે ? પણ બીજી તરફ એ પણ જોવાનુ છે કે જે નેતાઓ ખસી ગયા છે તેઓ ખરેખર અત્યારે લોકોને દોરી શકે એવા રહ્યા છે ? નથી રહ્યા એમ જ કહેવું પડશે વિશેષ ચિંતાજનક સ્થિતિ એ છે કે દસ વરસ ઉપર અસહકાર પૂર વેગમા ચાલ્યો ત્યારે દેશનાં અરાજકબળો પણ અરાજકતા છોડીને અસહકારમા ભળતાં હતા તેમ તે અત્યારે પણ કરશે ? આ અરાજક બળો ઉપરાન્ત અત્યારે જુવાન વર્ગને બોલશેવિઝમ તરફ આકર્ષણ થયુ છે તે એક નાકામા જોરનું કારણ તો નહિ બની રહે ? આ જુવાન વર્ગને અમારે એ જ કહેવાનું છે કે આપણા દેશમાં અત્યારે જેની ખાસ જરૂર છે તે તાલીમની છે. બોલશેવિક કાર્યક્રમ મહાત્માજીના કાર્યક્રમથી વધારે સારો છે કે કેમ, અને તે આપણા દેશને અનુકૂળ પડે કે કેમ એ પ્રશ્ન અત્યારે મુખ્ય નથી એક વાત નક્કી છે કે આપણો હિંદ એવો છે કે જો તે કોઇ પણ કાર્યક્રમ માટે એક થઈ શકે તો તેનું બળ એટલું થાય કે કોઇ પણ સલ્તનતને તેની સાથે સમાધાન કર્યા વિના ચાલે નહિ. ખરો પ્રશ્ન એ છે કે અત્યારે દેશ કોની આગેવાની નીચે અને કયા કાર્યક્રમ માટે એકદમ એક થઇ શકે તેમ છે ? જવાબ એક જ છે કે મહાત્માજી નીચે અને તેમના કાર્યક્રમ માટે જ. દરેક દેશ લડાઇ વખતે પોતાના આંતર મતભેદો દૂર મૂકી એક થઇ સામનો કરે છે, તો આપણા જુવાન વર્ગને પણ એ જ લાઝિમ છે કે તે આંતર મતભેદો મૂકી દઇ યુદ્ધનું આમન્ત્રણ આપતા મહાત્માજીના ઝંડા નીચે ઊભો રહે. પોતાનું હીર બતાવવાને ત્યાં તેને પૂરો અવકાશ મળશે. તેણે બીજા કશાને માટે પ્રયત્ન કરવાની જરૂર રહેશે નહિ.

પણ મહાત્માજી એવો કાર્યક્રમ કાઢે ત્યાં સુધી તો લિબરલવર્ગ જરા પ્રકાશમાં આવશે. લિબરલ પક્ષના નેતાઓને એ પક્ષના મોક્ષ કે અંત પહેલા છેલ્લા ઝબકી લેવાનો એક પ્રસંગ મળશે. એ પક્ષ પણ જે કાંઈ પણ મેળવી શકશે તે ગોળમેજી પરિષદમા ભાગ નહિ લેનારા નેતાઓના બળે જ. પણ એકવાર છેતરાયેલું કાંઇક સિદ્ધ કર્યાનું સાંત્વન તેમને મળશે. તો પણ સરકારને, વહાલાં થવા, ૧૯૨૧ મા સત્યાગ્રહને દાબવામા સરકારની કુહાડીમા હાથારૂપ બન્યા હતા તેમ, લિબરલો જો આ વખતે પણ કરશે તો, તેમની સેવા તો એક બાજુ રહી પણ આખી પ્રજાના એવા તિરસ્કારપાત્ર થશે કે જેવી સરકાર પણ કોઇ દિવસ નહિ થઇ હોય.

ખરેખરી કફોડી સ્થિતિ તો મહાસભાનું સંપૂર્ણ સ્વરાજનું ધ્યેય સ્વીકાર્યા છતાં જેઓ કૉન્સિલમા જવા માગે છે તેમની થશે. મહાસભાના નવા ધ્યેયવાળા મતદારો તેમને મત નહિ આપે અને લિબરલો ધ્યેય ફેરને લીધે તેમને સ્વીકારશે નહિ. પણ કૉન્સિલ પ્રવેશથી મહાસભાની લીલ-ચાલને હાનિ થાય એમ લાગતું નથી. જે ખરેખર લોકો સાથે સંપર્કમા છે અને લોકોને પ્રેરી કામ કરવા માગે છે તેવા નેતા જેવા કે શ્રી નરીમાન, સેન ગુપ્તા, તેઓ તો કૉન્સિલમા નથી જ જવા માગતા અને યુવાનો એવાઓની સાથે જ રહેશે એમાં અમને શંકા નથી.

# ✥ પ્રસ્થાન ✥

પુસ્તક ૯ માહ: ૧૯૮૬ અંક ૪

## શીતળાની રસી અને સંરક્ષણશક્તિનો સિદ્ધાંત

### (Theory of Immunity)

આજકાલ શીતળાનો રોગ ચારે તરફ પૂર જોસમાં ચાલતો હોવાથી એ સંબંધે બહુ પ્રશ્નો પૂછાય છે. કોઇ એ રોગના અટકાવ માટે વપરાતી રસીને તદ્દન નકામી ગણે છે તો કોઈ એનાં વખાણ કરીને દરેક જણને તે ફરજિયાત મૂકવી જોઈએ એમ કહે છે. નિરાશાવાદીઓ કહે છે કે રસી મૂકયા પછી પણ જો બળિયા નીકળે તો પછી એ રસીનો ઉપયોગ શો?

આ ઊહાપોહમાં અમો પણ ભાગ લઇએ છીએ, અને જે સિદ્ધાંત પર આ આખી રસી ચિકિત્સા ( Vaccine Therapy ) ઊભી છે તેનો સાદામાં સાદી રીતે ખુલાસો કરવા પ્રયત્ન કરીએ છીએ.

પરંતુ આ સિદ્ધાંતની ચર્ચા શરુ કર્યા પહેલાં, બળિયાના રોગનો, તેમજ તેના અટકાવ માટે મનુષ્યજાતિએ કરેલા પ્રયત્નોનો ઇતિહાસ જાણવો વધુ રસપ્રદ થઇ પડશે. કારણ કે આ રોગની સામે લડતા, જાણે અજાણે પણ, મનુષ્ય જાતિને આ સિદ્ધાંતની પહેલી ઝાંખી થઇ.

બળિયા અથવા શીતળા સંબંધી જૂનામાં જૂના ઉલ્લેખો હિંદ અને ચીનમાંથી મળે છે. બળિયા વિષે ટૂંકો સુશ્રુતસંહિતામાં, અને લાંબો ઉલ્લેખ ભાવપ્રકાશમાં મળે છે. આ દેશમાથી તે રોગ પશ્ચિમ તરફ પ્રસર્યો. પરંતુ જેમ આ રોગની ઉત્પત્તિ પૂર્વના દેશોમાથી થઇ તેવી જ રીતે તેની સાગે લડત ચલાવવાના ઉપાયોની ઉત્પત્તિ પણ અહીંથી થઈ. કેપ્ટન જોહ્નસન સેઠન્ટ, પોતાના ૧૯૨૯ના 'સર જ્યૉર્જ બર્ડવૂડ મેમોરિયલ લેકચર'મા કહે છે કે ડૉ. જેનરે શીતળાની રસીની શોધ કરી તે અગાઉ સૈકાઓ પહેલાં "હિંદના ભરવાડો એક પ્રકારની શાળાની રસીનો ઉપયોગ કરતા હતા. શીળીના ફોલ્લાના સૂકાં ભીંગડાં તેઓ પોતાના બાવડા ઉપર મૂકતા અને સોયથી તે

જગાને જરા કોચતા, અને એ રીતે રોગથી રક્ષણ મેળવતા. પોંડીચેરીના ડૉ. હુલેટના મત પ્રમાણે તો હિંદુ શસ્ત્રવૈદ્યો શીળી કાઢતા પણ હતા." આ ડૉ. હ્યુલેટના મતને પ્રમાણભૂત ઠરાવનારા ઉલ્લેખો અત્યારના આયુર્વેદના ગ્રંથોમાં મળી આવતા નથી.' સૈકાઓ પહેલાં, ચીનમા પણ, શીળી માટે એક બીજી પ્રથા ચાલુ હતી. તેઓ શીળીના ફોલ્લાના સૂકાં ભીંગડા એક શીશીમાં બરાબર બંધ કરીને રાખતા. જ્યારે તેમનો ઉપયોગ કરવો હોય ત્યારે તે શીશીમાથી થોડા (ચેપવાળા) ભીંગડાં લઇ, રૂના પૂંમડામાં, કસ્તુરીની કણી સાથે, વીંટાળીને જેને શીતળા કાઢવી હોય તેના નસકોરામા મૂકતા.

પૂર્વના બીજા દેશોમાં પણ આ પદ્ધતિ જાણીતી હતી. અરબસ્તાનમા એને 'શીળી વેચાણ લેવાં' એમ કહેતા; કારણ કે ત્યા રસી લેનાર માણસ શીળીના રોગવાળાને તેના રોગનો ચેપ વાપરવા બદલ, ખારેક મીઠાઇ વગેરે આપતો. આ ત્રણે દાખલાઓમાં એક જ પદ્ધતિ નજરે પડે છેઃ શીળીનો ચેપ તેના દરદીમાથી પોતાના શરીરમાં દાખલ કરાવીને તે રોગ સામે રક્ષણ મેળવવું એ જુદા જુદા પ્રકારોનુ રહસ્ય છે. પરંતુ આ પદ્ધતિ ઘણી જોખમ ભરેલી છે કારણ કે તે મારફતે શરીરમાં શીળી ઉપરાંત બીજા રોગો પણ-દાખલા તરીકે સીફીલીસ-દાખલ થાય છે.

યુરોપમા, આ પદ્ધતિ સૌથી પ્રથમ દાખલ કરનાર એક બાઈ-લેડી મેરી વર્ટલી મૉન્ટેગ્યુ-છે (૧૫૮૯-૧૬૭૨). તેનો ધણી, તુર્કસ્તાનમાં, બ્રિટિશ એલચી હતો. તેની સાથે આ બાઇ પણ ત્યા રહી હતી, અને તેણે આ રસીની-ચેપ લેવાની-ક્રિયા જોઇ. તુર્કસ્તાનમાં તે કદાચ હિંદમાંથી આવી હશે. [ આ એક અનુમાન છે કારણ નવમા સૈકાના પ્રખ્યાત આરબ હકીમ રેઝીઝે જો કે બળિયાનુ લાંબુ અને સુંદર વર્ણન આપ્યું છે છતાં તેના ઉપાયોમાં આ બળિયા અટકાવવાની ક્રિયાનો ઉલ્લેખ નથી. ] આ બાઇએ પોતાના છોકરાને શીળી કઢાવ્યા અને તે પછી આ પદ્ધતિ ઇંગ્લંડમાં લોકપ્રિય થઈ પડી.

આ પછી સૈકાઓ સુધી 'એ' ચાલી, છેવટે તેનાં જોખમો ધ્યાનમા લઇને ઇ. સ. ૧૮૪૦ માં તે બંધ કરવાનો કાયદો પસાર થયો.

અત્યાર સુધી મનુષ્યના બળિયાનો ચેપ લઇને જ બળિયા સામે રક્ષણ મેળવવાના ઉપાયની અમોએ વાત કરી છે. પરંતુ આથી વધારે ઉપયોગી બીજો ઉપાય, (Vaccinia) ગોશીતળાનો ચેપ લઇ બળીઆ (Small-pox) સામે રક્ષણ મેળવવાનો છે. જો કે આ શોધને શાસ્ત્રીય ભૂમિકા (Scientific basis) પર મૂકવાનું માન ડૉ. જેનરને ઘટે છે, છતા આ ઉપાય પણ, જેનર પહેલાં, બહુ વરસોથી જાણીતો હતો. ખેડૂતો માનતા કે જેને ગોશીતળા (Cow-pox) નીકળી જાય તેને બળિયા (Small-pox) નો ઉપદ્રવ થતો નથી.

અત્રે વાચકોની સરળતા ખાતર એક ખુલાસો કરવો જરૂરનો છે. શીતળા અથવા બળિયા (Small-pox) અને ગોશીતળા (Cow-pox) આ બન્ને, કંઇ જુદા જુદા વ્યાધિઓ નથી. પરંતુ એક જ વ્યાધિનાં સ્થળ પરિણામે ઉત્પન્ન થયેલા બે જુદાં જુદા સ્વરૂપો છે. બીજા શબ્દોમા કહીએ તો, મનુષ્યોમા આપણે બળિયાનો રોગ તેના ભયંકર સ્વરૂપમાં જોઇએ છીએ જ્યારે ગાય, બળદ, ઘોડા વગેરેમા, તેને, તેના મૃદુ (attenuated) સ્વરૂપ માં જોઇએ છીએ. મનુષ્યમાંથી જનાવરમાં જતા તેનું જોર કમી થઇ ગયેલું છે.

ડૉ. જેનરે ગોશીતળાની રસી મૂકવા માંડી તેના પહેલાં-૧૭૭૪માં, ઇંગ્લંડના એક ખેડૂતે તેની પત્ની તથા છોકરાને તે રસી મૂકી હતી પરંતુ તેની પત્નીના હાથને નુકસાન થવાથી તેણે ફરીથી આ રસીનો પ્રયોગ કર્યો નહિ. જેનર જ્યારે વિદ્યાર્થી અવસ્થામાં હતો ત્યારે એક યુવાન છોકરી પોતાના દરદ માટે સલાહ લેવા આવી. તેને શીતળા ( small pox ) છે એમ કહેવામાં આવતા જ તે બોલી ઊઠીઃ "મને એ રોગ (શીતળા) થાય જ નહિ કારણ મને ગોશીતળા (cow-pox) નીકળી ગયેલ છે." જેનરે આ બાબત પર ખૂબ વિચાર કર્યો. ૧૭૮૦માં, ગોશીતળાના હુમલા વડે શીતળા સામે બચી શકાય એમ તેને ચોક્કસ લાગ્યું; પરંતુ આ અનુભવાત્મક જ્ઞાન (Empirical knowledge)ને પ્રયોગના ટેકાની જરૂર હતી. અંતે ૧૭૯૬મા વરસો થયાં ગૂંચવતા પ્રશ્નનો ખુલાસો કરનારો તેણે એક પ્રયોગ પણ કર્યો. ગાયના આઉ ઉપરના ફોલ્લાનો ચેપ લાગવાને લીધે એક ગોવાળણીને ગોશીતળા નીકળ્યાં હતાં. જેનરે તે ગોવાળણીના ફોલ્લામાંથી ચેપી રસી લઇને એક આઠ વરસના છોકરાને મૂકી, એટલે કે તેણે ગોશીતળા તે છોકરામાં કૃત્રિમ રીતે દાખલ કર્યાં. બરાબર દોઢ મહિના પછી, બીજા એક શીતળા ( Small-pox )ના દરદીના ફોલ્લામાથી ચેપી રસી લઇને તેણે એના એ જ આઠ વરસના છોકરાને મૂકી જોઇ, પરંતુ એ છોકરાને એ રસીની કંઇ જ અસર ન થઇ. થયું. જેનરનો પ્રયોગ સફળ થયો, કારણ ગોશીતળાની રસીએ એ છોકરાને શીતળા સામે રક્ષણ આપ્યું.

સહેજ વિષયાંતર કરીને પણ અહીં એક દષ્ટાંત આપવાની લાલચ અમો રોકી શકતા નથી. ન્યૂટનના જન્મ પહેલા, મંગળ, બુધ, શુક્ર વગેરે ગ્રહોની ગતિ નક્કી કરવામાં આવી હતી પરંતુ એ ગ્રહો કયા કારણે અમુક કક્ષામા ફરે છે અને કયા કારણોને લીધે તેમની ગતિમા વધઘટ થયા કરે છે તે શોધી કહાડવાનું માન ન્યૂટનને મળ્યું. કારણ એણે પોતાને મળેલી અને પોતે કરેલી નોંધો પરથી આ બધા બનાવોની પછવાડે રહેલા એક ગુરુત્વાકર્ષણના નિયમને ખોળી કહાડયો. આ નિયમની સફલતા એની પછીના ખગોળશાસ્ત્રીઓએ સિદ્ધ કરી બતાવી એમણે ગણિતશાસ્ત્રને આધારે નેપ્ચ્યુન નામનો નવો ગ્રહ શોધી કહાડયો અને તેથી તે સિદ્ધાન્તને નવું સમર્થન મળ્યું.

આ દાખલો ચેપીરોગોના ઇતિહાસમાં પણ બરોબર લાગુ પડે છે. જેનરના સમય પહેલા બે માન્યતાઓ પ્રચલિત હતી. એક એ કે શીતળાનો ચેપ શરીરમાં કૃત્રિમ રીતે દાખલ કરીએ તો ફરી શીતળાનો ઉપદ્રવ થતો નથી ( Inoculated Small-pox or variolation ); અને બીજી એ કે ગોશીતળાનો હુમલો થયા પછી અથવા ગોશીતળાનો ચેપ શરીરમાં દાખલ કર્યા પછી ( Vaccination ), શીતળાનો હુમલો થતો નથી. ડૉ. જેનરે આ માન્યતાઓ લક્ષ્યમાં રાખી, સપ્રમાણ બનાવી આપ્યું કે ગોશીતળા, શીતળા સામે રક્ષણ આપે છે, અર્થાત્ એક ચેપી રોગ તેના મૃદુ સ્વરૂપમા શરીરમા પેસીને, તેના તે જ રોગના ભયંકર હુમલા સામે પણ આપણું રક્ષણ કરે છે. આ પ્રમાણે જેનરના હાથે રસી ચિકિત્સાનો પાયો નંખાયો અને બળીઆ ઉપરાત બીજા રોગોની સામે પણ સંરક્ષણ શક્તિ ( Immunity ) મેળવવા પ્રયાસો થવા લાગ્યા. એ દિશામાં વધારે શોધખોળ થતાં, નેપ્ચ્યુનની શોધની માફક, ડીપ્થીરીઆ, ટાઇફૉઇડ, ટીટેનસ જેવા વ્યાધિઓ સામે પણ રસીઓની શોધ થઇ.

આ બધી શોધખોળો તેમ જ જુદાજુદા ચેપીરોગોની ચિકિત્સા સમજવા માટે આપણે સંરક્ષણ શક્તિનો સિદ્ધાંત સમજવો જોઈએ અને હવે આપણે તે તરફ જ વળીએ છીએ.

આપણા શરીરમાં જેમ સંવર્ધનની અને પોષણની શક્તિ છે તેમ લડવાની પણ છે. શરીર ખોરાકમાંથી સત્ત્વ ચૂસી લઈને, ઘસાએલાં તત્ત્વો મેળવી લે છે અને પોતાને જોઈતાં નવાં તત્ત્વો પેદા કરીને કદમા પણ વધે છે. એ જ રીતે તે બહારના હુમલાની સામે પણ લડે છે—પછી તે હુમલો ગમે તો ઝેરનો હોય કે ગમે તો જંતુઓનો હોય, કે અન્ય કોઈ હથિયારનો હોય. શરીરની આ લડતમાં, લોહી મુખ્ય ભાગ ભજવે છે. લોહીમાં બે પ્રકારના કણો રહેલા છેઃ લાલ અને શ્વેત. આમાના શ્વેત કણો લડાઈમાં મુખ્ય ભાગ ભજવે છે.

જેમ દેશ કે શહેરની અંદર, શત્રુની સામે લડવા અથવા બંદોબસ્ત જાળવવા માટે અમુક અમુક મુખ્ય માર્ગો પર મોરચા કે લશ્કરી થાણાં રાખવામાં આવે છે તેમ શરીરની અંદર પણ, બહારના હુમલા સામે તેનું રક્ષણ કરવા, આ શ્વેત કણોનાં થાણાં ઠેરઠેર નજરે પડે છે. આ થાણાઓ લસીકાગ્રંથિઓ ( Lymph glands ) તરીકે ઓળખાય છે અને ડોકની બાજુએ, છાતીમાં, બગલમાં તથા સાથળના મૂળમાં તેમની મોટી સંખ્યા રહેલી છે. દુશ્મન શરીરની અંદર દાખલ થતાં જ આ સૈનિકો—લોહીના શ્વેતકણો—તેમના પર તૂટી પડે છે. જો તે જીતે છે તો શરીર આ બહારના હુમલામાંથી થોડી મહેનતે બચી જાય છે. પરંતુ જો તે હારે છે તો શરીર માંદુ પડે છે અથવા મરી જાય છે.

સામાન્ય સંયોગોમાં, આપણે બધા-દરેકે દરેક જીવતું પ્રાણી-રોગોત્પાદક જંતુઓ વચ્ચે જ વસીએ છીએ. તે હવામા છે, આપણા ખોરાકમાં છે તેમ જ પાણીમાં પણ છે. અને છતાં આપણે કંઈ વારંવાર ચેપી રોગથી પટકાઈ પડતા નથી. આ પરથી સ્પષ્ટ થાય છે કે આપણા શરીરમાં,-પ્રાણી શરીરમાં-આ જંતુઓ અથવા તેમના ઝેર સામે થવાની કોઈ ગુપ્ત શક્તિ છે અને જ્યારે આ શક્તિ, કોઈ પણ કારણે, ઓછી થાય છે અથવા નાશ પામે છે ત્યારે જ આપણને ચેપ લાગે છે. બહારના જંતુઓ સામે શરીરનું રક્ષણ કરનાર આ શક્તિનું નામ સંરક્ષણ શક્તિ. સાથે સાથે એમ પણ માલૂમ પડ્યું છે કે દરેક ચેપી રોગ, જ્યારે કુદરતી રીતે મટી જાય છે ત્યારે, એ આ સંરક્ષણશક્તિના પ્રભાવે જ મટ્યો હોય છે, અને તેના ગયા પછી પણ આ શક્તિ શરીરમાં વધતી ઓછી મુદત સુધી ટકી રહે છે. જો આ સંરક્ષણ શક્તિ, તેમ જ તેના ઉત્પન્ન થવાનાં અથવા નાશ પામવાનાં કારણો બરાબર સમજાય તો ચેપી રોગો સામેની આપણી લડત પણ પૂરતી વિજયી નીવડે. સંરક્ષણ શક્તિના જુદા જુદા પ્રકારો આ પ્રમાણે છેઃ—

(૧) સ્વાભાવિક સંરક્ષણ શક્તિ (Natural Immunity)—આ શક્તિ, દરેક પ્રાણીમાં જન્મથી જ રહેલી હોય છે અને જન્મ્યા પછીના કોઈ બનાવને આભારી નથી. દાખલા તરીકે, ઘણાં પ્રાણીઓમા પ્રમેહ ( Gonorrhœa ) થતો જ નથી. તેઓ આ રોગ સામે સ્વાભાવિક સંરક્ષણ ધરાવે છે; એથી ઊલટું આ પ્રાણીઓના બીજા કેટલાક વ્યાધિઓ માણસોને થતા નથી, કારણ મનુષ્ય જાતિને આ રોગો સામે સ્વાભાવિક સંરક્ષણ મળેલું છે. મરઘાને ધનુર્વા ( ટીટેનસ ) થતો નથી, બકરાંને ક્ષય થતો નથી. આ બન્ને સ્વાભાવિક સંરક્ષણ શક્તિના દાખલાઓ છે.

(૨) ઉપાર્જિત અથવા મેળવેલી સંરક્ષણશક્તિ (Acquired Immunity)—મેળવેલી

સંરક્ષણ શક્તિના વળી બે પ્રકાર છેઃ સ્વોપાર્જિત અથવા પોતે મેળવેલી અને પરપ્રદત્ત અથવા બીજાં પ્રાણીઓ પાસેથી મેળવેલી. આપણે પહેલો પ્રકાર જોઇએ.

સ્વોપાર્જિત સંરક્ષણ શક્તિ ( Active Immunity )—જો માણસને સ્વાભાવિક રીતે જ કોઇ ચેપીરોગનો હુમલો થાય અગર તે રોગનો ચેપ, તેના શરીરમાં કૃત્રિમ રીતે ( Inoculation ) દાખલ કરવામાં આવે તો, તેની તબિયત સુધરી ગયા પછી તેના શરીરમા તે રોગ સામેની સંરક્ષણ શક્તિ લાંબી મુદ્દત સુધી ટકી રહે છે અને તેને તે રોગનો ચેપ ફરીથી લાગવાનો સંભવ રહેતો નથી. જો કે આ નિયમને થોડા અપવાદો છે, કારણ બળીઆ જેવા કાયમની સંરક્ષણ શક્તિ આપનાર રોગનો પણ કોઇને ફરીવાર હુમલો થાય છે. પરંતુ બીજા ચેપીરોગો જેવા કે અછબડા, ઉટાટિયો, સ્કાર્લેટ ફીવર, ગાલપચોળા વગેરે એકવાર થઈ ગયા પછી ભાગ્યે જ બીજીવાર થાય છે, કારણ તેમના વડે ઉત્પન્ન થયેલી સંરક્ષણ શક્તિ, શરીરમાં લાંબા વખત સુધી ટકી રહે છે. ઓરી, ડીપ્થીરીઆ જેવા દરદોએ આપેલી સંરક્ષણ શક્તિ પણ વરસો સુધી ટકી રહે છે.

મનુષ્યના શરીરમાં, કૃત્રિમ રીતે, રોગનો ચેપ દાખલ કરી, તેને સંરક્ષણ શક્તિ આપવાના પ્રકારો નીચે મુજબ:

(૧) ચેપી રોગનો ભોગ થઈ પડેલા માણસમાંથી ચેપી પદાર્થ લઇ તેને તંદુરસ્ત માણસમાં દાખલ કરવો ( Inoculation ). આ બહુ ભયંકર પ્રકાર છે કારણ કે તેથી તંદુરસ્ત માણસમા ચેપી રોગ તેના પુરતા ભયંકર સ્વરૂપમા દાખલ થાય છે. જો તે બચી જાય છે તો તે દાખલ કરાએલા રોગ સામે કાયમનું રક્ષણ મેળવે છે. બળિયા સામે રક્ષણ મેળવવા ચીના અને હિંદના લોકો આ પદ્ધતિનો જ ઉપયોગ કરતા હતા, અને ડૉ. જેનરના સમય સુધી આ પ્રકાર ચાલુ હતો એ આપણે પહેલા જોઈ ગયા.

(૨) ચેપી રોગનું ઝેર અથવા તે રોગનાં ઉત્પાદક જંતુઓ લઇ, તેને બહુ નિર્બળ બનાવી, મનુષ્યના શરીરમાં દાખલ કરવા. બળિયા માટે રસી મૂકવાની રીત ( Vaccination ) આ પ્રકારનું જ્વલંત દૃષ્ટાંત છે. આપણે પહેલાં જોઇ ગયા છીએ કે ગાયોમાં બળિયા તેના મૃદુ સ્વરૂપમા દેખા દે છે જ્યારે માણસોમાં તે ભયંકર સ્વરૂપે હોય છે. માટે ગાયોમાં નિર્બળ બનેલા બળિયાનો ચેપ લઇને તેને માણસોમાં દાખલ કરવામાં આવે છે, અને એ રીતે બળિયાના જ ચેપ વડે બળિયા સામે રક્ષણ મેળવાય છે. હડકવાના રોગ સામે રક્ષણ મેળવવા પણ આ પ્રકારનો ઉપયોગ થાય છે. હડકાયલા સસલાના મગજમાંથી તે રોગની રસી તૈયાર કરવામા આવે છે અને તેને નબળી બનાવી, મનુષ્યના શરીરમા દાખલ કરવામા આવે છે. હડકાયલા કુતરાએ કરડેલા માણસોમાં આ રસી નવી સંરક્ષણ-શક્તિ ઉત્પન્ન કરતી હોવાથી તેને કુતરાનો ચેપ અસર કરી શકતો નથી.

(૩) રોગોત્પાદક જંતુઓને મારી નાંખીને તેમના અવશેષોની રસી તૈયાર કરીને, તે માણસોમા દાખલ કરવી. જો એ જંતુઓને જીવતા દાખલ કરવામા આવે તો તે માણસનો કદાચિત્ જીવ લે. માટે તેને પ્રથમ મારી નાખીને તેની રસી અમુક પ્રમાણમાં માણસમા દાખલ કરવામાં આવે છે. એનાથી તેને થોડો તાવ આવે છે અને બેચેની થાય છે, પરંતુ એ ચિન્હો થોડા સમયમાં જતાં રહે છે અને તેની સંરક્ષણ શક્તિમાં વધારો થાય

છે. થોડા સમય પછી, તેને મોટા પ્રમાણમા રસી આપી શકાય છે અને છેવટે જીવતાં જંતુઓની રસી પણ તે સહન કરી શકે છે એનો અર્થ એટલો જ કે ક્રમેક્રમે તેની તે જંતુઓ સામેની સંરક્ષણશક્તિ વધતી જાય છે.

પ્લેગ, ટાઇફૉઇડ વગેરે રોગો અટકાવવા આવી રસી વપરાય છે.

(૪) રોગોત્પાદક જંતુઓનું ઝેર જુદું પાડી તે ઝેરની થોડી થોડી માત્રા શરીરમાં દાખલ કરવી. આ રીત માણસોમા વપરાતી નથી પરંતુ જાનવરો પર જ વપરાય છે. ટીટેનસ તથા ડીપ્થીરીઆ જેવા દરદોની સારવાર તેમજ અટકાવ માટે વપરાતી રસી આ પ્રકારનો ઉપયોગ કરી બતાવવામા આવે છે.

ડીપ્થીરીઆના જંતુઓનું ઝેર તેમનાથી જુદું પાડી તેની થોડી માત્રા ઘોડાના શરીરમાં દાખલ કરવામા આવે છે. તેને તાવ તથા બેચેની માલૂમ પડે છે. આ ચિહ્નો જતાં રહ્યા પછી, *બીજી વખતે, સહેજ વધારે પ્રમાણમાં ઝેર દાખલ કરવામાં આવ્યા છતાં પણ તેને તેની કંઈ ખાસ* અસર થતી નથી. બીજા શબ્દોમાં કહીએ તો ઘોડામા આ ઝેરની સામે સંરક્ષણ શક્તિ પૂરતા પ્રમાણમા ઉત્પન્ન થઇ જાય છે અને તે ડીપ્થીરીઆ સામે કાયમનું રક્ષણ મેળવે છે.

આ ચારે પ્રકારોનું વર્ણન વાંચતા જણાશે કે એ બધામાં, સંરક્ષણ શક્તિ મેળવવા ઇચ્છતા માણસ કે જનાવરને, જીવતા અથવા મારેલાં જંતુઓ સામે અગર તેના ઝેર સામે થોડીઘણી લડત ચલાવવી પડે છે. તે પોતે વધારે ઓછા પ્રમાણમાં માંદગી પણ ભોગવે છે. પરંતુ, એ કરવા સાથે તે પોતે પોતાના પ્રયાસથી જ સંરક્ષણ શક્તિ સંપાદન કરી લે છે, માટે જ આ સંરક્ષણ, સ્વોપાર્જિત ( Active immunity ) તરીકે ઓળખાય છે.

પર પ્રદત્ત અથવા બીજા પાસેથી મેળવેલી સંરક્ષણ શક્તિ (Passive immunity)- આ મેળવવાનો ફક્ત એક પ્રકાર છે અને તે અમુક રોગ સામે રક્ષિત ( immunised ) થએલા જનાવરનો રક્તસાર (serum) પોતાના શરીરમાં દાખલ કરાવો તે. દાખલા તરીકે ઉપર વર્ણવેલા ડીપ્થીરીઆની સામે સુરક્ષિત થએલા ઘોડાના લોહીનો પ્રવાહીભાગ અથવા સાર (serum), જો બીજા ઘોડાના શરીરમા અથવા માણસમાં દાખલ કરવામા આવે તો તે ઘોડો અગર માણસ ડીપ્થીરીઆના જંતુઓ અગર તેના ઝેર સામે સંરક્ષણ મેળવે છે. આ રક્ષણ મેળવવામા તેને કંઇ શ્રમ પડતો નથી કે કંઈ ખરાબ ચિહ્નો થતાં નથી. તે તો નિરાતે બીજા જનાવરે પોતાના લોહીમા ઉત્પન્ન કરેલી સંરક્ષણ શક્તિનો લાભ ખાટી જાય છે.

પર પ્રદત્ત અને સ્વોપાર્જિત સંરક્ષણ શક્તિઓમાનો ફરક હવે સહેલાઇથી સમજાશે.

(૧) સ્વોપાર્જિત સંરક્ષણ શક્તિ લાંબા સમય સુધી ટકી રહે છે, જ્યારે પર પ્રદત્ત અથવા મેળવેલી સંરક્ષણ શક્તિ એક મહિનો પરાણે ચાલે છે. જો તે વધારે વખત ચલાવવી હોય તો વારંવાર રક્ષિત જનાવરના સીરમની પીચકારીઓ લેવી પડે. આટલા માટે જ ડીપ્થીરીઆ તેમ જ ટીટેનસના દરદીઓને તે દરદો મટાડવા વારંવાર સીરમની પીચકારીઓ લેવી પડે છે.

(૨) સ્વોપાર્જિત સંરક્ષણ શક્તિ શરીરમાં ધીમે ધીમે વધે છે, જ્યારે મેળવેલી સંરક્ષણ શક્તિ તાત્કાલિક અસર કરી દરદીને બચાવે છે. કમનસીબે બધા ચેપી રોગો સામે આપણે બીજા પાસેથી સંરક્ષણ શક્તિ મેળવી શકતા નથી પરંતુ આપણા શરીર પર જ આપણે આધાર રાખવો પડે છે.

(૩) સ્વોપાર્જિત સંરક્ષણ શક્તિ મેળવવા મનુષ્ય અથવા જનાવરને થોડું દુઃખ ભોગવવું પડે છે જ્યારે પરપ્રદત્ત સંરક્ષણ શક્તિ મેળવવામાં તેને બિલકુલ તકલીફ વેઠવી પડતી નથી.

આટલે સુધી આવ્યા પછી, સંરક્ષણ શક્તિ શાને આભારી છે એ પ્રશ્નનો ખુલાસો સરળતાથી સમજાશે. ચેપી રોગના જંતુનો અથવા તેના ઝેરનો હુમલો થતાં, લોહીના શ્વેતકણો તેમની સાથે જંગમા ઊતરે છે. લોહીમા સ્વાભાવિક રીતે જ આ બહારના દુશ્મનો સામે નવા હથિયારો કે દારૂગોળો પેદા કરવાની શક્તિ રહેલી છે. એ હથિયારો સંરક્ષક પદાર્થો (Antibodies) તરીકે ઓળખાય છે. આ બધા પદાર્થોનું રાસાયનિક બંધારણ ('Chemical composition) હજુ જાણવામા આવ્યું નથી, પરંતુ તે અનેક પ્રકારના છે એટલુ તો ચોક્કસ. તેમાના કેટલાએક પદાર્થો શ્વેતકણોની સાથે મળીને, જંતુઓને મારી નાખે છે (Antimicrobic), જ્યારે કેટલાએક તેમના ઝેરની અસર નાબુદ કરી નાખે છે (Anti toxic). આ સંરક્ષક પદાર્થો પર જ લોહીની સંરક્ષણ શક્તિનો આધાર છે.

જો કે આ પદાર્થો રક્ષિત મનુષ્યના કે જનાવરના લોહીમાંથી જુદા પાડીને બતાવી શકાતા નથી પરંતુ તેમના લોહીમા તેનું અસ્તિત્વ સાબીત કરી શકાય છે.

(ક) એક ટાઇફૉઇડથી પીડાતા અથવા ટાઇફૉઇડ થઇ ગયેલા દરદીનું લોહી લઇ તેનો પ્રવાહી ભાગ જુદો પાડીને એક પાતળી કાચની નળીમાં ભરો; (ખ) બીજી એવી જ નળીમા એક તંદુરસ્ત માણસના લોહીનો પ્રવાહી ભાગ દાખલ કરો; (ગ) બન્નેમાં, ટાઇફૉઇડના તાવનાં જંતુઓ દાખલ કરો; (ઘ) પહેલી નળીમાં એ બધાં જંતુઓ હાલતાં ચાલતાં બંધ પડી, એકઠા થઇને ગઠ્ઠાના રૂપમા નીચે પડશે; (ચ) જ્યારે બીજી નળીમાં તે એમના એમ રહેશે.

આનું કારણ શું? એ જ કે પહેલી નળીમા અમુક પદાર્થો છે જે તે જંતુઓની શક્તિ હણી નાખી છે, જ્યારે બીજી નળીમા એ પદાર્થો નથી. પહેલી નળીમા, ટાઇફૉઇડના ચેપને લીધે દરદીના લોહીમા ઉત્પન્ન થએલા સરક્ષક પદાર્થોનું અસ્તિત્વ આ રીતે સાબીત થાય છે. આ સિદ્ધાંત પર જ વીડાળની ટાઇફૉઇડનું નિદાન કરવાની પદ્ધતિ રચાએલી છે (Widal's Reaction). હવે કાચની નળી મૂકી દઈને આપણે જીવતા શરીરમા આ પદાર્થોનું અસ્તિત્વ તપાસીએ. (ક) એક ટીટેનસ સામે સુરક્ષિત કરેલા (Immunised) ઘોડાના શરીરમા ટીટેનસનુ ઝેર દાખલ કરો. (ખ) સુરક્ષિત નહિ કરેલા એવા બીજા એક ઘોડાના શરીરમા પણ તે જ ઝેર તેટલા જ પ્રમાણમા દાખલ કરો. (ગ) પહેલા ઘોડાને ઝેરની કંઇ અસર થશે નહિ; જ્યારે (ઘ) બીજાને ટીટેનસ લાગુ પડશે. આ બનાવનો ખુલાસો સ્પષ્ટ છે.

આપણી ચેપી રોગો સામેની લડત આ જ પાયા પર રચાએલી છે. આપણે તેમની સામે આપણા લોહીમા કે જનાવરના લોહીમાં ઉત્પન્ન થએલા સંરક્ષક પદાર્થોની મદદ વડે જ લડીએ છીએ. જે જે રોગો સામે આપણે સરળતાથી સંરક્ષક પદાર્થો ઉત્પન્ન કરી શકતા નથી તેમની સામે લડવા આપણે જનાવરોના લોહીએ બનાવેલા સંરક્ષક પદાર્થો આપણા શરીરમા દાખલ કરાવીએ છીએ એથી આપણી સંરક્ષણ શક્તિ વધે છે.

ફરીથી પાછા આપણે શીતળા પર આવીએ. શીતળાનો ચેપ તેના દરદીમાંથી પરબારો લઈ આપણા લોહીમા દાખલ કરીને સંરક્ષણ પદાર્થો ઉત્પન્ન કરીને તે રોગ સામે સંરક્ષણ

શક્તિ વધારવાનો અખતરો ઘણો જોખમ ભર્યો છે. માટે આપણે ગાયની શીતળાનો-ઓછી ભયંકર શીતળાનો-ચેપ શરીરમાં દાખલ કરાવીએ છીએ એથી આપણને થોડો તાવ તથા દુખાવો થાય છે પરંતુ આ ચેપ અંદર દાખલ થવાથી આપણું લોહી તે રોગ સામે જોઇતાં સંરક્ષણ પદાર્થો પોતાની મેળે જ ઉત્પન્ન કરી લે છે અને આપણી તે રોગ સામેની સંરક્ષણ શક્તિ વધારે છે. અલબત આ રક્ષણ કોઇમા સાત, તો કોઈમાં બાર, તો કોઇમા ઘણાં વરસો સુધી ટકી રહે છે. આ ફરક પડવાનું કારણ દરેકના લોહીની જુદી જુદી શક્તિ.

## શીતળાની સારવાર

શીતળાના રોગ સંબંધે થોડી ઐતિહાસિક હકીકત તથા ડૉ. જેનરની શોધખોળ સંબંધે અમો વિવેચન કરી ગયા છીએ. પરંતુ એથી સામાન્ય વાચકને રસીની ઉપયોગિતા સિવાય બીજી માહિતી મળે એમ નથી. માટે તેમની તે રોગની સારવાર જાણવાની ઇચ્છા તૃપ્ત કરવા પૂરતા બે શબ્દો ઉમેરીએ છીએ.

જેમ આ રોગનું મસૂરિકા નામ તેના દાણાના દેખાવ પરથી પડ્યું છે તેમ તેનું શીતલા એ નામ આ રોગમાં શીતપ્રધાન ઉપાયો કરવાના છે એ માન્યતા પરથી પડ્યું છે. આ રોગની નિયંત્રી તરીકે ઓળખાતી શીતળાદેવીનું[1] સ્વરૂપ મહુ જુગુપ્સા ભરેલું કલ્પવામાં આવ્યું છે, કારણ આ રોગના પંજામાં સપડાએલા દરદીઓનો ચહેરો બહુ ભયંકર થઇ પડતો, અને આંખ, હાથ, અગર પગમાં ખોડ આવવાથી કેટલાકો બદસૂરત પણ થઇ જતા.

શીતળાનો ચેપ લાગ્યો છે એવો વહેમ પડતાં તરત જ ૪૮ કલાકની અંદર જો તેની રસી મુકાવી દેવામા આવે તો દબાઇ જાય છે. એટલી મુદત વીત્યા બાદ રસી મૂકવામાં આવે તો શીળી નીકળે છે ખરાં પરંતુ તે મૃદુ સ્વરૂપે દેખાય છે.

શીતળાનો રોગ ફાટી નીકળ્યો હોય એવા વખતમા તાવ કે બેચેનીનાં ચિન્હો માલૂમ પડે તો પહેલી જ તકે એક સારો જુલાબ-એરંડિયું કેલોમલ કે ત્રિફળાં-લઇ લેવો.

દાણા દેખાય અને આ બળીઆ છે એમ ખાતરી થઇ કે દરદીની સારવારમાં નીચેની બાબતો ખાસ ધ્યાનમાં રાખવી. તેને સ્વચ્છ હવા પ્રકાશવાળા ઓરડામાં રાખવો, બહુ જણાને તેના પાસે જવા આવવા દેવા નહિ. તેનો ચેપ ફેલાવાનો પૂરતો સંભવ છે

જો દાણા ઓછા દેખાયા હોય અથવા તેને પહેલા બળિયા ટંકાવી દીધા હોય તો, તેની સારવારમાં બહુ બીવા જેવું નથી. હલકો દૂધનો, કાંજીનો કે ફળનો ખોરાક, મળશુદ્ધિ તથા ચોખ્ખી હવા આટલાથી જ તેને આરામ થઇ જાય છે.

પરંતુ જો દરદીને એકેવાર બળિયા ટંકાવ્યા ન હોય અને દાણા ઝાઝા પ્રમાણમાં દેખાય તો આ રોગની સારવારમાં ખાસ ધ્યાન આપવું.

જો ઉનાળો ચાલતો હોય તો દરદીને અંદરની અને બહારની ગરમીથી પુષ્કળ ઘામ થાય છે. શિયાળામાં પણ જો તાવ વધારે પ્રમાણમા હોય તો તેને એટલી જ વેદના થાય છે. મોં તથા હાથનાં કાંડાં પર કે જ્યા ઘણા મોટા પ્રમાણમા ફોલ્લા હોય છે ત્યાં ઠંડા બરફના પાણીમાં બોળેલ લિંટના ટુકડા વારંવાર લગાવવા. માથા પર વાળ ઓછા કરી બરફની કોથળી

[ અનુસંધાન માટે જુઓ પૃષ્ઠ ૨૭૭ ]

---

[1] नमामि शीतलां देवीं रासभस्थां दिगम्बरीम् ।
मार्जनीकलशोपेतां सूर्पालंकृतमस्तकाम् ॥ (स्कंद पुराण)

# અગમ્યવાદ (અગમ-નિગમ-વાદ)

ગઇ સદીમા ભૌતિકશાસ્ત્રોની ઉન્નતિનો સૂર્ય મધ્યાહ્નમાં હતો ત્યારે પદાર્થવિજ્ઞાન શાસ્ત્રીઓના ઘણા મોટા ભાગમા, મીમાંસકોમાં, અને પ્રખ્યાત સાહિત્યકોમાં પણ એક એવા પ્રકારની આત્મવિશ્વાસની લાગણી થએલી કે "અજ્ઞેય વા અગમ્ય એવું તે વળી આ જગતમા હોઇ જ શું શકે?" બુદ્ધિશાળીમા ગણાતા લોકોને એવા સ્વીકારમાં પોતાની બુદ્ધિનું અપમાન લાગતું; ઘણાને તેમાં વહેમનો સ્વીકાર દેખાતો, લગભગ સર્વે તેને માનસિક નિર્બળતાનું ચિન્હ ગણતા. "પ્રયોગાત્મક જિજ્ઞાસા" જેમનું વાસ્તવિક લક્ષણુ હોવું જોઇએ એવા ભૌતિકશાસ્ત્રીઓ "અગમ્ય"ના કે "સૂક્ષ્મ"ના નામ માત્રથી ભડકાઇ જતા. પ્રયોગો કરી પોતાની માન્યતાને સાચી ઠરાવવા દરખાસ્ત કરનારને અપમાન ભર્યો ટૂંકા ઉત્તરો દઇને મૂંગા રહેવાની ફરજ પાડવામા આવતી× અને નીતિના આચાર સૂત્રો-(નિયમોની વ્યવહારુ કલમો)-ને ધર્મની, તત્વજ્ઞાનની અને આધ્યાત્મિકતાની પરાકાષ્ઠા માનનારાઓ "અગમ્ય" શબ્દથી સૂગાતા અને આજે પણ કદાચ સૂગાતા હોય તો આશ્ચર્ય નહિ!

અને છતા ખૂબી તો એ છે કે સર્વે ધર્મોના આદિ પ્રવર્તકો, પેગંબરો, મહાન તત્ત્વદ્રષ્ટાઓ, સાહિત્યના ચિરંજીવી સર્જનોના વિધાતાઓમાથી ગણનામાં લઇ શકાય એવાઓમાથી ભાગ્યે જ કોઇ આ અગમ્યવાદ-કહો, રહસ્યવાદ-થી સંપૂર્ણપણે બચી જવા પામેલો જણાય છે. મહાન સેનાનાયકોમાં પણ નેપોલિયન જેવામાં આપણને તેની અસર જણાય છે.

ભૌતિકશાસ્ત્રોમા પુષ્કળ શોધખોળ થતા અગમ્યવાદ નામશેષ થઇ જશે એમ જે મનાતું તે આશા કે ભવિષ્યવાણી ખરી પડી નથી. એટલું જ નહિ પરંતુ ખુદ ભૌતિકશાસ્ત્રના માનીતા ક્ષેત્ર પ્રયોગોમા "ગૂઢ અને "અગમ્ય"-અને તેથી ભૌતિકશાસ્ત્રે હાથ પણ લગાડવાને નાલાયક-ગણાતી ઘણી ઘટનાઓએ છેલ્લા ૫૦ વર્ષમાં ઠીકઠીક પગપેસારો કર્યો છે. ભૌતિકશાસ્ત્રીઓમા પણ આપણા પ્રાચીનપ્રિય પંડિતો અને શાસ્ત્રીઓ જેવા રૂઢિરક્ષકો નથી એમ નહિ. પરંતુ તેમના વિરોધ છતા સર ઓલીવર લોજ, સર વીલીયમ ક્રૂક્સ, સર આ. કોનોન ડૅાયલ, ડૅા. ગ્રીર્શ, મૅા રીશે-વગેરે પ્રખ્યાત અને પ્રમાણ ભૂત ભૌતિકશાસ્ત્રીઓએ એ "અગમ્ય" ક્ષેત્રનો સ્વીકાર કરીને તેમા પ્રયોગાત્મક આરંભ પણ કરી દીધેલો છે.*

---

× રૅાયલ સોસાયટીએ (લંડન) સર-વીલીયમ ક્રૂકસની અરજીના આપેલા તદ્દન ઉદ્ધત અને ભૌતિકશાસ્ત્રીઓને ન છાજે એવા ઉત્તરો વાંચો.

* આ સબંધમા જુઓ સર ઓલીવર લોજનાં પુસ્તકો Survival of man; Raymond વગેરે; તથા Proceedings of the British Psychic Research Society: સર વીલીયમ ક્રૂક્સનું "Psychic Research"-આર્થર કોનાન ડૅાઇલના પુસ્તકો, અને છેવટ ૧૯૨૭માં છપાયલું ઇ. એસ. એડિંગ્ટનનું The nature of the Physical world" તથા જ્યુલ્સ રોમેનું "The Eyeless sight" (સાઇટ)

ઇન્જેક્શનમાં વૈષ્ણવ કરતાં પણ વધારે અંધપણે શ્રદ્ધા રાખતા આપણે જોઇએ છીએ. ભૌતિકશાસ્ત્ર, વ્યાકરણ, રસાયન, કે હવાઈ વિમાનની બનાવટની વિદ્યાઓમાં પોતાની મર્યાદાઓ સમજીને સામાન્ય માણસો તે તે વિદ્યાઓની માન્યતાઓ અને આચારો વિશે પ્રશ્નો કરતા નથી. પરંતુ અગમ્યવાદમાં આધ્યાત્મિક અનુભૂતિઓનો ઉલ્લેખ આવે છે ત્યારે દરેક માણસ પોતાને પ્રશ્ન કરવાનો સ્વભાવિક હક્ક છે એમ સ્વીકારી જ લે છે! અને એવા પ્રશ્ન કરનારા અશ્રદ્ધાળુઓમાં* નરેન્દ્રનાથદત્તના જેવી તીવ્ર જીજ્ઞાસા અને દીલની સચ્ચાઈ હોય તો પણ તે ક્ષન્તવ્ય ગણાય. તેની જીજ્ઞાસાનો યોગ્ય પ્રત્યુત્તર મળતા તેણે તેની પાછળ ભેખ લીધો અને એ શોધનો આજીવન વ્રત તરીકે સ્વીકાર કર્યો. રામકૃષ્ણ પરમહંસે તેને પ્રયોગાત્મક પદ્ધતિવડે પરાસ્ત કર્યો હતો: અનુભૂતિને પરિણામે તે નિઃશંક અને પ્રશ્નરહિત બન્યો હતો!

પ્રશ્ન કરવાનો અધિકાર બાજુએ મૂકતા પણ "અગમ્ય" ગણાતા વાદના ઇન્દ્રિયગોચર પુરાવાઓ છે ખરા? એ વિશે કાંઇક ઉલ્લેખ કરવો જરૂરનો છે. ઇતિહાસમાં—પાયથેગોરાસ, ક્રાઇસ્ટ, બીજા ખ્રીસ્ત સંતો, તથા અન્ય ધર્મોમાં મહમદ, શ્રીકૃષ્ણ, વગેરેના જીવનમાં "ચમત્કારો"નો ઉલ્લેખ છે. તે ઉપરાત અનેક સાધુ, મહંત; યોગી, પરમહંસ વગેરેના જીવનમાં પણ "અગમ્ય" ગણાતી શક્તિઓ, સિદ્ધિઓ, વગેરેની વાત આવે છે. ઇતિહાસમા ફ્રાંસને બચાવનારી જોન ઑફ આર્ક અને હસનનું ભાવી રાજપદ જ્યોતિષ વડે જોઇ તેને મુક્ત કરનાર ગંગુ બ્રાહ્મણ જેવાની વાત સુપ્રસિદ્ધ છે. "ક્રીશ્ચીયન સાયન્સ" નામની વગર ઔષધે વ્યાધિ મટાડવાની પદ્ધતિ આજે પણ યુરોપમાં પ્રચલિત છે. મૃત માનવીઓ જોડે સંદેશા ચલાવવાના પ્રયોગો આજે ભૌતિકશાસ્ત્રીઓની દેખરેખ નીચે ચાલે છે. વિચાર-વિનિમય અને સંમોહન વિદ્યા તો આજે સર્વસ્વીકૃત છે. એમીલ કૂએની સ્વસૂચનની પદ્ધતિ વ્યાધિના ઉપચાર માટે ઘણી સફળતાથી વપરાય છે. ગુલ્સ રોમેં એ શરીરના અણુઓમાં દૃષ્ટિની ઇન્દ્રિય—ચક્ષુરિન્દ્રિય—આવી રહેલી છે એવું પ્રયોગો વડે સાબિત કર્યું છે. પંજાબના રણજીતસિંહના સમયમા હરિદાસ મહારાજને ૭ માસ સુધી પેટીમાં પૂરીને જમીનમાં દાટવામા આવ્યા હતા, અને એ સમયને અંતે તેઓ પાછા જીવન ધારણ કરી શક્યા હતા. આખો એ પ્રયોગ લાહોરમા રહેતા યુરોપીયન ડૉક્ટરની કડક દેખરેખ તળે થયેલો હતો; તેણે જ આખી બીનાનું સપ્રમાણ વર્ણન આપેલું છે. ભાસ્કરાનંદ સરસ્વતી કાશીમાં થઈ ગયા. તેમનામાં આશ્ચર્યચકિત કરે એવી અનેક શક્તિઓનો યુરોપીયન અને હિંદુ બન્ને જાતની અનેક વ્યક્તિઓને અનુભવ થએલો તે નોંધાયલો છે. ગાઝીપુરના "પવહારી બાબા" અને કાશીના ત્રિલિંગસ્વામી તથા આપણા ગુજરાતમાં માલસરના માધવદાસ અને કોરલના આત્માનંદ ગઇ કાલ સુધી જાણીતા હતા.

"ચમત્કાર" ગણાતી કોઈપણ ઘટનાની સચ્ચાઇ ન સ્વીકારવાનો જેમનો દુરાગ્રહ હોય તેઓને મારા મિત્ર ડૉ. સુમન્ત જેઓ હાલ અમદાવાદમાં જ છે તેમને પૂછીને તટસ્થ સાક્ષીરૂપે થએલા તેમના અનુભવો જાણી શકશે લક્ષ્મી વિલાસ રાજમહેલના મેદાનમાં સર સયાજીરાવ ગાયકવાડ અને તેમના અધિકારીઓને અગ્નિ ઉપર એક ફકીરે ચલાવેલા તેમના

* પાછળથી "સ્વામી વિવેકાનંદ"

ડૉ. સુમન્ત પણ હતા. મુંબાઈમાં દોઢેક વર્ષ પૂર્વે પ્રો આંતર્શી (બ્રમી) એ અગ્નિ ઉપર ઘણાને ચલાવવાના પ્રયોગો જાહેરમાં અને ડૉક્ટરો સમક્ષ કરી બતાવેલા હતા. "સર્વભક્ષી"ને નામે મદ્રાસ અને મુંબાઈમા જાણીતા થએલા સ્વામીએ મદ્રાસ મેડીકલ બોર્ડની સમક્ષ હળાહળ ઝેર ખાવાના પ્રયોગો કરી બતાવ્યા હતા. ખીલા, કાચ, સાપ વગેરે ભક્ષણ કરેલું તેના એકસ-રે-ફોટોગ્રાફ પણ મેડીકલ કોલેજમાં હાલ મોજુદ છે. એટલે કે કેવળ નજરબંધી અને ખરેખર ઝેર લીધેલા નહિ એવા આરોપને પણ સ્થાન નથી. તે જ સ્વામીએ મુંબાઈના જાણીતા ડૉકટરો સમક્ષ નાઇટ્રીકએસીડ, સલ્ફ્યુરિક તથા હળાહળ ગણાતું હાઇડ્રોસાયેનિક એસીડ પણ પી બતાવ્યા હતા.

આ હકીકતોની ઉપયોગિતાની ચર્ચા આ ઠેકાણે અસ્થાને જ ગણાય.

એવો જ બીજો દાખલો આજે પણ નજરે જોઈ શકાય તેવો અમદાવાદ શહેરમાં મારા મિત્ર ડૉ. હરિપ્રસાદ દેસાઇને પૂછવાથી મળી શકે તેમ છે. ડૉ. હરિપ્રસાદ અગમ્યવાદના હિમાયતી કે ઉપાસક તરીકે તેમના મિત્રોમા કે જાહેરમા પકાએલા નથી એ તો સુવિદિત છે છતાં સાયેંટિકાનો દવાવડે અસાધ્ય ગણાતો વ્યાધિ મંત્રવડે મટાડી શકાય છે તેનો તેમણે જાતે અનુભવ કરી જોયેલો છે. ઉપર જે બન્ને ગૃહસ્થોના નામો આપ્યાં છે તે એવી ઘટનાઓની સપ્રમાણતા દૃઢ કરવા માટે જ. બાકી એવી ઘટનાઓ આજુબાજુ દરરોજ ઓછી બનતી હોતી નથી. જેમા વહેમ, ઢોંગ, છેતરપીંડીને ખાતે કેટલી ઉધારવી તે સાધારણ માણસ નક્કી કરી શકતો નથી.

હવે પહેલો પ્રશ્ન વિચારીશું. "જીવતનું અને જગતનું અંતિમ તત્ત્વ છે અને ઇંદ્રિયો તથા બુદ્ધિવડે તે અગમ્ય છે" એટલેથી "અગમ્યવાદ" અટકતો નથી. જેને એ નામ ખાસ આપવામા આવે છે તેમા તો ચૈતન્યના વિકાસની વિશિષ્ટ પદ્ધતિવડે તે રહસ્ય "ગમ્ય" છે એવી માન્યતા હોય છે. એ દાવાના સ્વીકાર અસ્વીકારના અંશમા મતભેદો ઘણા છે. વળી, અગમ્યવાદી ગણાતી જુદી જુદી વ્યક્તિઓએ પોતાને "ગમ્ય" થએલા એ તત્ત્વ વિશે બુદ્ધિ વડે યાતો હૃદય વડે જુદીજુદી વ્યાખ્યાઓ કરેલી છે અને વિધવિધ વર્ણનો આપ્યાં છે. તે વિવિધતાને ઘણા લોકો આખાય અગમ્યવાદની અવાસ્તવિકતાના પુરાવા તરીકે ગણી લે છે. પરંતુ એ ભૂલ છે. કારણકે ભૌતિકશાસ્ત્રોમા સુવિદિત પ્રયોગોની સમજૂતિ આપવામા ગમે તેટલો મતભેદ હોય તેથી ભૌતિકશાસ્ત્ર અવાસ્તવિક ઠરતું નથી. તેવું જ અગમ્યવાદમાં પણ છે.

વળી, અગમ્યવાદના હિમાયતીઓમા પણ અંતિમ સાક્ષાત્કારની બાબત એકવાક્યતા નથી એમ પણ નથી. "I and my father are one"—"હું અને મારો પિતા એક છીએ"-એ ખ્રીસ્ત ઉક્તિમા અને **अहं ब्रह्मास्मि** એ વેદાંતસૂત્રમાં વિસંવાદ નથી એટલું જ નહિ પરંતુ ઘણું સામ્ય રહેલું છે.

વળી, અગમ્યવાદીઓની વ્યવહારુ પ્રયોગસરણીઓનો તુલનાત્મક અભ્યાસ કરતાં તેમનું અનુસરણ કરવાથી અંતે પ્રાપ્ત થતી ચૈતન્યની અવસ્થામાં પણ ઘણું સામ્ય જણાય છે. અર્થાત્ આદર્શ અને સાધનમાર્ગની સમાનતા તેમનામાં જોવામાં આવે છે. આધ્યાત્મિક પુરુષોના જીવનમા કઠિન સાધન વડે પ્રત્યક્ષ અનુભવો થયેલા જણાય છે, અને એ બધા

અદ્દર-તાલિયા, ઉદ્ગમ, કે અવાસ્તવિક ગણવાને કશું કારણ નથી. આપણા દેશમાં તો "અગમ્ય" ગણાતા માર્ગનું અનુસરણ કરવા માટેની ગુરુપરંપરાગત સેંકડો પદ્ધતિઓ માલૂમ પડે છે. તેમાની કેટલીક માનસશાસ્ત્રના મૌલિક સિદ્ધાતો ઉપર રચાએલી છે; કેટલીક પ્રાણ-શક્તિના નિયમન ઉપર આધાર રાખે છે; કેટલીક હૃદયના ભાવોના વિકાસ અને વિશુદ્ધિ પર ઝોક મૂકે છે, તો કોઇક તપઃશક્તિ અથવા તો સ્થૂલ શરીરની ક્રિયાઓ ઉપર પણ આધાર રાખે છે. પરતુ, એ પ્રત્યેકમા માનવ ચૈતન્યનો વિકાસ-તેની વિશુદ્ધિ, મુક્તિ અને સત્ત્વશુદ્ધિ પ્રધાનપણે દૃષ્ટિ સમક્ષ હોય છે. છતા એવી એક પણ પદ્ધતિ ભાગ્યે હશે જેમાં બુદ્ધિવડે "અગમ્ય" એવા સાક્ષાત્કારનો ઉલ્લેખ નહિ કરવામા આવ્યો હોય. જ્ઞાન, કર્મ, ભક્તિ, રાજ, તંત્ર કે હઠ ગમે તે યોગ કે સાધનમાર્ગ હો પ્રત્યેકમાં મનથી પર અવસ્થાના સાક્ષાત્કારનો ઉલ્લેખ હોવાનો જ. વળી, એવી અનુભૂતિના જુદા જુદા વર્ણનો કરેલા હોય તે પણ સમજી શકાય તેવું છે. એવી અનુભૂતિ સાધનમાર્ગનો અંતિમ ધ્યેય શો છે તેના ઉપર આધાર રાખે છે. અને તેમા પણ વિધવિધ વ્યક્તિના માનસિક વાતાવરણમાં પસાર થઇ ભાષામા વ્યક્ત થાય ત્યારે તેમા ફેર પડે એ સ્વાભાવિક છે. કોઇવાર તો એક જ વ્યક્તિના જીવન વિકાસમા પરસ્પર વિરોધી જણાતી અનુભૂતિઓ પણ શક્ય હોય છે, એટલું જ નહિ પરંતુ એક કાળે જે સાક્ષાત્કાર અંતિમ ગણાતો હોય તે જ આગળ જતાં ગૌણ પણ બને છે. રામકૃષ્ણ પરમહંસનું ઉદાહરણ બહુ જ વિચારવા જેવું છે, કારણ કે તેમણે વેદાંત અને તંત્ર જેવી પરસ્પર વિસંવાદી ગણાતી સાધનપ્રણાલિઓના અનુભવોનો સમન્વય કર્યો હતો એટલુ જ નહિ પરતુ ખ્રીસ્તિ અને ઈસ્લામ જેવા રૂઢિની દૃષ્ટિએ તદ્દન વિરોધી ગણાતા સાધનમાર્ગોના સાક્ષાત્કારોનો વેદાંત અને તંત્રજોડે સમન્વય સાધવામાં ફતેહ મેળવી હતી. સુફી મનસુરના અનલ્-હક્ અને વેદાંતના "તત્ત્વમસિ"ની વ્યવહારુ એકતા તેમણે સાધી હતી. આ તત્ત્વ કબીર, નાનક, ગોરખ, જ્ઞાનેશ્વર, બુદ્ધ, ચૈતન્ય, ક્રાઇસ્ટ, રામાનન્દ, દાદુ, સહજાનંદ, રામતીર્થ, રામકૃષ્ણ વગેરે અનેકના જીવનમા ઓછું વધતું જણાય છે.

નીતિના નિયમોના ઐકાંતિક ઉપાસકો સર્વ પ્રકારની "અગમ્ય" ગણાતી બાબતોથી ભડકતા લાગે છે. એ પ્રમાણે ભડકવાની કશી જરૂર નથી. રા. રામનારાયણ પાઠકે મહાત્માજીના ધર્મ વિષે ઉલ્લેખ કરતા જણાવ્યું છે કે તેમણે "અંતિમ સત્ય" એટલે "અહિંસા અને પ્રેમ" એવી વ્યાખ્યા આપીને અગમ્યતાનો છેવટનો પડદો પણ દૂર કરી દીધો છે ! હું મહાત્માજીના ધાર્મિક અને આધ્યાત્મિક સિદ્ધાંતો પૂરેપૂરા જાણવાનો દાવો કરતો નથી. પરંતુ મારે આ કહેવું જોઇએ કે રા. રામનારાયણનો અભિપ્રાય હું સમજી શકતો નથી. શું "પ્રેમ" અને "અહિંસા" બન્ને અગમ્ય નથી ? હું તો એ બન્નેનું કારણ શોધું છું તેમ તેમ તેઓ વધારે "અગમ્ય" જ બનતા જાય છે ! "પ્રેમ!" કહેવાથી કાંઇ સમજુતી નથી મળી જતી. "શા માટે ?—પ્રેમ ?"—એનો શો ઉત્તર હશે ?

વળી, મોટામાં મોટા જીવન પ્રસંગોએ મહાત્માજીએ જે નિર્ણયો કરેલા જણાય છે તે પોતાની બુદ્ધિને અનુસરીને કરેલા જણાતા નથી. જ્યારે જ્યારે દલીલો આપવાની અશક્તિ મહાત્માજીને જણાય છે ત્યારે ત્યારે તેમણે "અંતરના સાદ" નો આશ્રય લીધો છે. અને એ "અંતરનો સાદ" શું રા. રામનારાયણને ઓછો "અગમ્ય" લાગે છે ?

છેવટે રહે છે, "એ પ્રમાણે કરવાથી શો લાભ?" યાને ઉપયોગિતાની દલીલ. જ્યાં સુધી સૂક્ષ્મ ભૂમિકાઓ અને તેમની અગત્ય પ્રત્યે ધ્યાન નથી ગયું ત્યાં સુધી જ તે નિરુપયોગી લાગે છે. વળી, ભગવાનને પણ "સત્ય" કે એવું જ બીજું ભાવવાચક નામ આપી તેને તે વડે મર્યાદિત કરવો એ પણ બરાબર નથી. પ્રત્યેક વસ્તુનો જેમ દુરુપયોગ થઇ શકે છે તેમ એવી સૂક્ષ્મ શક્તિઓનો પણ થાય તેટલા જ કારણથી તે ક્ષેત્રનો ત્યાગ કરવો યોગ્ય નથી. માનવ જ્યોતિષ વડે ભવિષ્યને બરાબર જાણી શકે, યાતો દવા વિના રોગને મટાડી શકે, મંત્ર વડે સાપનું ઝેર ઉતારી શકે યા અગ્નિની દાહક શક્તિના ઉપર વિજય મેળવી શકે તો તે જ્ઞાન જ્ઞાનને જ ખાતર ઉપયોગી ગણાવું જોઈએ. જીવનના કોઇ પણ ક્ષેત્રમાં માનવના આત્માએ પ્રાપ્ત કરેલ કોઇ પણ વિજય યા તો તે ક્ષેત્ર નિરર્થક ગણવું એ જ બરાબર નથી. લોભના માર્યા જ્યોતિષની પાછળ ભલે ગાંડા થનારા કેટલાક નીકળે તેથી જ્યોતિષ્ શાસ્ત્રીને શું? સબમરીન અને ઝેરી વાયુઓની શોધ વડે માનવો વિનાશ કરે છે તેથી ભૌતિકશાસ્ત્ર નિરુપયોગી ઠરતું નથી. એ જ સબમરીન સમુદ્રના ભયંકર તોફાનમાં માનવનું રક્ષણ કરી શકે છે અને ઝેરી વાયુઓ વ્યાધિના જતુંઓના વિનાશમા ઉપયોગી થઇ શકે છે.

વળી, કેટલીક આધ્યાત્મિક શક્તિઓ તો ચૈતન્યના વિકાસ સાથે આપોઆપ જ પ્રાપ્ત થતી હોય છે. બાલ્યાવસ્થામાથી યુવાવસ્થામાં જતા જેમ શરીરના અવયવોનો વિકાસ અનિવાર્ય રીતે થતો માલૂમ પડે છે તેવું જ આધ્યાત્મિક શક્તિઓની બાબતમા પણ બને છે. યુવાવસ્થામા માનવ જેમ સ્વાભાવિક રીતે જ વધારે વજન ઉપાડી શકે છે તેમ આધ્યાત્મિક ઉન્નતિ થતા કેટલીક શક્તિઓ આપોઆપ જ પ્રાપ્ત થાય છે. એમનો સાહજિક ઉપયોગ કરવામાં હાનિ નથી એ દેખીતું છે.

અગમ્યવાદ પ્રત્યે બુદ્ધિવાળા વર્ગનું પ્રતિકાર્ય થવાના કારણોમાંનુ એક એ પણ છે કે તેના પેટા ભાગમા પ્રેતાવાહન, મંત્રવિદ્યા, જાદુ, વિચારવિનિમય, પ્રાણવિનિમય, વશીકરણ, મારણ, સંમોહન, નજરબંધી વગેરે ગૂઢ અને સૂક્ષ્મ શક્તિઓ ઉપરાંત વગર ઔષધે વ્યાધિ ઉપચાર, અને કીમિયા સુધીના સર્વે વિભાગોને પણ ગણવામા આવે છે. વળી, વિશુદ્ધ આધ્યાત્મિક ઉન્નતિના માર્ગોમા પણ મનથી પર ચૈતન્યની અવસ્થાઓના સાક્ષાત્કારના ઉલ્લેખ આવે છે. એ બન્ને એક સરખા ઉન્નત નથી એટલું યાદ રાખવાથી ઘણી ગેરસમજુતી થતી અટકશે એમ મને લાગે છે.

અંબાલાલ પુરાણી

# લીલા

લઇ કર પીંછી જ્યહાં ચિતરવા ચહું મૂર્તિને,
હસી ખડખડાટ આમ્ર તરુ ઓથ સંતાય તું;
મુકી ફલક રંગ પીંછીં સઉ સાજને આસને
સફાળ કઈ આકળો દઉં જ પૂંઠળે દોટ હું.

તરુતરુ વિષે અહા કુદતી શી પળે ઘૂમતી
ઉડંતી પરી શી ફરે કિરણછાયમાં મ્હાલતી;
વળી ઘડિમહીં સરી તરુથડે વદી 'હાશ!' તું
જતી તુરત બેસીને, પકડી પાડી કેયો જ હું
ગ્રહી કર બળે ફરી સ્ફટિકઆસને લાવંતોઃ
કહું, 'સ્થિર રહે!', છતાં પજવતી નહીં ફાવતો.

ભવાં કરી ઉંચાં અને નયન ક્રોધ વર્ષાવતો
ધસું તુજ સમીપ જ્યાં પ્રલયકાલના રુદ્ર શો;
–હસેઃ વળી વિષાદમાં વદન પાછું ફુલાવતી,
લીલા, સખિ, બધી તથાપિ સરી ઓઠપરસે જતી.

ચતુરભાઈ ઉ. પટેલ

# કાઠિયાવાડી બોલી

(અનુસંધાન, ગતાંક પૃ. ૧૯૨ થી)

૩

બધી જાતિનાં, બધી જાતના નામના
પ્રથમા બહુવચનના 'ઉ' કે 'ઉં' પ્રત્યય

પુલ્લિંગ

| તળ ગુર્જરાતી | | કાઠિયાવાડી | |
|---|---|---|---|
| એક. | બહુ. | એક. | બહુ. |
| પાણો | પાણા-ઓ | પાણો | પાણા-ઓ કે પાણાઉ |
| હાથ | હાથ-થો | હાથ | હાથ-થો કે હાથુ |
| ભાયડા | ભાયડા-ઓ | ભાયડા | ભાયડા-ઓ કે ભાયડાઉ |

નોધઃ—કોઇક ઠેકાણે અહિં પણ 'ઉ' બોલાય છે.

સ્રીલિંગ

| | | | |
|---|---|---|---|
| ગાય | ગાય-યો | ગાય | ગાય-યો કે ગાયું |
| [1]ચોપડી | ચોપડી-ઓ | ચોપડી | ચોપડી-ઓ કે ચોપડીઉ |
| ગંગા | ગંગા-ઓ | ગંગા | ગંગા-ઓ કે ગંગાઉ[2] |

નપુંસકલિંગ

| | | | |
|---|---|---|---|
| છોકરૂં | છોકરા-ઓ | છોકરૂં | છોકરાં-ઓ કે છોકરાઉં |
| ઝાડ | ઝાડ-ડો | ઝાડ | ઝાડ-ડો કે ઝાડું |

ઉપરના દાખલાથી જોઈ શકાશે કે ગમે તે લિંગ હોય, તેમ જ ગમે તે સ્વર નામને છેડે હોય છતાં પ્રથમા બહુવચનમા, જ્યાં તળ ગુજરાતીમા 'ઓ' પ્રત્યય લાગે છે ત્યાં કાઠિયાવાડીમાં ઉ કે ઉં લાગે છે. અહિ પુલ્લિંગમા ઉ તથા નપુંસકલિંગમા ઉં પ્રત્યય લાગે છે. આ, ઉ તથા ઉં, પછીની વ્યધિકરણ વિભક્તિઓમા બહુવચનના અંગમા (stem) વપરાય છે તે ખરૂં, પણ તેમ તો ગુજરાતી તળમા પણ ઓ વ્યધિકરણ વિભક્તિમા બહુવચનનાં અંગમાં ભળી જાય છે.

હવે આનું અવતરણ તપાસીએ.

---

૧. બીમ્સ એમ માનતા લાગે છે કે ગુજરાતીમા દીર્ઘ ઈકારાત નામો છે જ નહિં. તેઓએ બહુવચનના પ્રત્યયોની યાદી આપી છે તેમાં દીર્ઘ ઈકારાત કે દીર્ઘ ઊકારાત નામો ગુજરાતીમા છે જ નહિં એમ બનાવ્યું છે (પૃ. ૨૯૬-૯૭). દીર્ઘ ઊકરાતમા તે સાચા લાગે છે પણ દીર્ઘ ઈકારાત નામો નથી એમ કહેવામાં તેમનો ભ્રમ છે.

૨ દા. ત. "એવી પચ્ચીશ ગંગાઉ આવે તોય મારે શું?"

પ્રાકૃતમા, પુલ્લિંગ ઇકારાંત અને ઉકારાંતમા અને સ્ત્રીલિંગ આકારાંત, ઇકારાંત, ઈકારાંત, ઉકારાંત, ઊકારાતમાં પ્રથમા બહુવચનમા, બીજા પ્રત્યયો સાથે 'અઉ' અને 'ઉ' દેખા દે છે.[1]

અપભ્રંશમા, નપુંસકલિંગનાં નામો માટે એક અપવાદ છે.

અપભ્રંશમા પણ બધી જાતનાં સ્ત્રીલિંગ નામોનાં પ્રથમા બહુવચનના 'ઉ' અને 'ઓ' પ્રત્યયો જ છે.[2]

જે નામોને છેડે અકારાત 'ક' હોય તેને પ્રથમા અને દ્વિતીયતાના એકવચનમાં 'ઉ' પ્રત્યય લાગે છે, અને આ 'ક' નામને છેડે કોઈપણ સ્વર હોય તોપણ લાગતો[2]

આજની હિન્દી આર્યભાષાઓમા પણ ક્યાક ક્યાંક આ ઉ દેખાય છે. ઉકારાંત નામોમા તો બધી ભાષામા પ્રથમા બહુવચનમા, 'ઉ' કે 'ઉં' પ્રત્યય જ લાગે છે એમ બીમ્સ કહે છે[3] પરંતુ સિંધીમા આ 'ઉ' કે 'ઉં'નું પ્રાબલ્ય ઘણું છે. સ્ત્રીલિંગ આકારાત, અકારાત, ઇકારાત કે ઈકારાતમા બીજા પ્રત્યયો સાથે 'ઉ' લાગે છે.[4] સિંધીમાં નપુંસકલિંગ નથી એટલે નપુંસકના પ્રત્યયની ઘણી અસર બીજાં લિંગો ઉપર થઇ છે. એટલે પ્રાકૃત અને અપભ્રંશમા જે 'ઉ' કે 'ઉં' દેખાય છે તે સિંધીમા પૂર્ણ જળવાય છે.

પણ આ 'ઉ' કે 'ઉં' વિશે બીમ્સ કહે છે.[5] "No satisfactory reason for this form has been shown. Even if we admit that the o of Pr plurals has been changed to ũ, this does not account for the anuswâra, which is too important a feature to have crept in by accident It may have been extended to the nominative from the oblique cases of the Apabranśa pl. ('see Lassen, p. 464), as is often the case in other languages."

આમ છતા નીચેની બે વાતો સુઝે છે, જે સત્ય માલુમ પડે તો અપભ્રંશની વ્યધિકરણ વિભક્તિના બહુવચનનાં અંગની કલ્પના કરવી નહિ રહે. આ બે સમજુતીમાથી બીજી ઉપર વધુ ભાર મૂકવાનું મન થાય છે.

(૧) ઉપર બતાવ્યુ છે તેમ પ્રાકૃતમા તથા અપભ્રંશમાં 'ઉ' અને 'ઉં'નાં પ્રાબલ્ય અને વિસ્તાર એટલા બધા મોટાં પ્રમાણમાં હતા કે તેમાના ગોણ ભેદો ભૂલાઇ ગયા હોય

---

૧ જુઓ Introduction to Prakrit, by Woolner P. 31 ff: A Prakrit Grammer, by Pt. Rishikesh Shastri, Calcutta, 1883. P. 95 ff.: પ્રાકૃત માર્ગોપદેશિકા, પંડિત બેચરદાસ.

અને પાંછળથી પુલ્લિંગમાં બધે 'ઉ' પ્રત્યય અને સ્ત્રીલિંગ અને નપુંસકમા બધે 'ઉ' પ્રત્યય લાગવા મંડયા. અમુક વખતે ભાષામાં પણ એકરૂપતાનો યુગ પ્રવર્તે છે. જ્યારે મહાન વૈયાકરણીઓ વગર ભાષા ખરી લોકભાષા બની પૂર વેગથી, પ્રવાહી સ્થિતિમાં હોય તેમ, બદલાતી જતી હોય છે ત્યારે ઝીણી વીગતોને ભૂલી જઇ એકરૂપતા આપવા તરફ લોકવૃત્તિ વધુ રહે છે. આવું કંઇક અહિં બન્યું હોય.

(૨) પ્રાકૃત ભાષાના કાળમા, અમુક સમયે ઔપચારિક 'ક' દરેક નામને ઘણા મોટા વિસ્તારમા લાગતો. નરસિંહરાવભાઇએ નામોના બે મૂળ રૂપોમાના એકને આને લીધે જ સમજાવ્યા છે.[૧] આ "સ્વાર્થે 'ક'" લગભગ દરેક શબ્દને લાગતો. અને કકારાંત નામનો 'ઉ' પ્રત્યય અપભ્રંશકાળમા હતો તે ઉપર નોધ્યું છે. તે નિયમ નપુંસકલિંગ માટે જ છે તે બરાબર; પણ એ જ વિધાન સર્વસામાન્ય થઇ ગયું હોય તો ન બને તેમ નથી.

## હકારનો લોપ.

હમે, હમને, ત્હમે, મ્હને વગેરેમા જે હકાર દેખાય છે તે તેના પૂર્વગામી પ્રાકૃતના કે અપભ્રંશનાં રૂપોમા રહેલા હકારના સ્થાનફેરને લીધે છે તે સિદ્ધ છે. હકારના અસ્તિત્વના આ પૃથક્કરણ વિશે અહિં કશું જ લખવાનું નથી; પણ, ચાલુ વપરાશની બોલીમાં કાઠિયાવાડના કેટલાક ભાગોમા, બરાબર સાંભળનારને હકારનો લોપ જ જણાશે તે વાત તરફ લક્ષ ખેંચવાનું રહે છે. અમે, અમને, તમે, તમને, મને વગેરેમા હ નથી બોલાતો એટલું જ નહિં પણ વાલા, મોઢુ, વેંત, વેલું, સેલું, નાનું, પાની વગેરે શબ્દોમાં પણ હકારનું શ્રવણ નથી થતું. આની વિરૂદ્ધ એમ કહેવામા આવ્યુ છે કે આજની સરકારી ગુજરાતી વાચનમાળાની જોડણીની શૈલીને લીધે આ જૂઠા ઉચ્ચાર કરવાની ટેવ માણસને પડી ગઇ છે. અહિં માત્ર એટલુ જ નોધવાનુ છે કે હાલાર વગેરે ભાગોમા આજની કેળવણીથી તદ્દન વંચિત એવા અભણ, જુવાન તેમજ વૃદ્ધ વર્ગને પણ હકાર વગર જ બોલતાં સાંભળ્યો છે.

આ હકારના આવા લોપનુ કારણ તો ઉચ્ચારણાત્મક જ છે. મરાઠીમાં આ હકારનો કેટલીક વાર લોપ થાય છે અને કેટલીકવાર નથી થતો. आमचेंમાં તેનો લોપ છે; आम्हीં માં નથી. સિંધીમાં 'અસીં', 'આઉં'; કે 'આ' માં છે જ્યારે 'તવ્હીં' 'અવ્હીં' અને 'મુહુ'માં નથી. હિન્દીમા તો હકાર જ રહે છે. પંજાબીમા હકાર નથી (અસેં–અમે)[૨] જુનાગઢમાં 'સામો' ને બદલે 'સાહ્મો' કહેનારા ઘણા છે અને ઉના તરફના લોકો 'ઊનું' ને બદલે 'હૂંનું' બોલે છે. આમ જેટલી હકારના અસ્તિત્વની વાત સત્ય છે તેટલી જ, કાઠિયાવાડના કેટલાક ભાગમાં તેનો લોપ થાય છે તે વાત સત્ય છે.

તળ ગુજરાતીમા ઘણે ઠેકાણે 'વાલમ', 'નાવલો' 'વીલું' વગેરે શબ્દોમા હકારનો લોપ થાય છે. એટલે હકારના આ લોપ ઉપર, બીજા લોકોએ વધુ ભાર મૂકી, ઉચ્ચારની બેદરકારીથી કે ઉચ્ચારસ્થાનની સાહજિક ખામીથી આ હકારનો લોપ કર્યો હોય એમ સંભવે છે.

---

૧. જુઓ Gujarati Language and Literature.

૨. આ હકીકત બીમ્સમાથી લીધી છે.

આગળ કહ્યું છે તેમ કાઠિયાવાડીને–કાઠીની બોલીને–કચ્છીની સાથે ઘણો સંબંધ છે. અને આ કચ્છી પ્રજાની અસરથી પણ આ હકારના લોપની વૃત્તિ કાઠિયાવાડીઓમાં આવી હોય. કચ્છીઓનો હકારનો લોપ દેખાઇ આવે એવો હોય છે. પહેલો પુરુષ એકવચન 'હું' સંસ્કૃતમાંથી ઉતરેલી લગભગ બધી ભાષામાં હ જાળવે છે–કાઠિયાવાડીમાં પણ પણ સિન્ધી અને કચ્છીનાં 'આઉં' એ તો અહિં પણ હ નો બહિષ્કાર કર્યો છે. કચ્છીમાં તો હકારના લોપની વૃત્તિ સિંધી કરતા પણ તીવ્રતર છે. 'તવ્હીં' 'અવ્હીં' જેવા બહુવચનો કચ્છીમા છે જ નહિ. સિંધી અંતર્દર્શક સર્વનામ 'હૂ' નું કચ્છીમા 'ઊ' થાય છે. વળી કચ્છના સાધારણ માણસને 'કહ્યું' બોલવાનું કહેશો તો તે 'કયું' કહેશે. અને આ 'કયું' ને બદલે પણ 'કિઉં'–'મેં કિઉં' વગેરે સાંભળેલ છે. 'કહ્યું'માથી 'હ્' ઉડી જતા, યૂ નું પ્રતિ-સંપ્રસારણ થઇ 'કિઉં' થયું હોય. આમ આ હકારના લોપના દાખલા મળે છે.

ગમે તેમ હોય પણ, આ હકારનો લોપ અસ્તિત્વમાં છે અને ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ તો ઉચ્ચારશાસ્ત્ર જ તેમાં ભાગ ભજવે છે.

કર્મણિ ભૂતકૃદંતનો 'ણું' પ્રત્યય

| તળ ગુજરાતી | કાઠિયાવાડી |
|---|---|
| બોલાયું | બોલાણું |
| લખાયું | લખાણું |
| જોવાઈ | જોવાણી |
| ખોદાયો | ખોદાણો |

'તેં કામ કર્યું' 'ત્હારાથી કામ કરાયું'. આ બે વાક્ય ઉપરથી એમ લાગશે કે આ ઉત્સર્ગ કર્મણિ ભૂતકૃદંત માટે નથી પણ ભૂતકાળનાં કર્મણિરૂપ માટે છે; પરંતુ આપણે સાં દંમેશ, બન્યું છે તેમ આપણા ભૂતકાળના રૂપો કર્મણિ ભૂતકૃદંત ઉપરથી જ ઉતરેલાં છે તેમ જ અહિં પણ છે. આ રૂપો લિંગ પ્રમાણે બદલાય છે તેજ બતાવે છે કે તેનાં કૃદંતનાં ચિહ્નો હજી સાવ ઘસાયાં નથી.

કાઠિયાવાડીમા બધા જ ધાતુને આ ણો–ણી–ણું પ્રત્યયો લાગે છે. સિંધીમાં કેટલાંક કર્મણિ ભૂતકૃદંતોને આ પ્રત્યયો લાગે છે.[1] તેમની ચર્ચા નહિ કરતાં ડૉ. ટ્રમ્પ, તેમને અનિયમિત કહી પતાવે છે. બીમ્સ આમાંથી કેટલાંક રૂપોને મૂળ સંસ્કૃત અનિયમિત કર્મણિ ભૂતકૃદંતો સાથે સરખાવી સમજાવે છે, પણ કબુલ કરે છે કે રૂપો જરા ન સમજાવાય તેવાં છે ખરા.[2] આ ભુલભુલામણીમા પડી જવાનું એક જ કારણ લાગે છે. સંસ્કૃત વ્યાકરણમાં જ વૈયાકરણીઓએ, વૈદિક સંસ્કૃતનાં વ્યાકરણની પરંપરા ભૂલાઇ ગઇ હોવાથી, ઘણા યે રૂપોને અનિયમિત કહીને પતાવ્યું છે. આ માનસિક વૃત્તિની છાપ આપણા ઉપર પણ રહેવા પામી છે. ઠઠ સંસ્કૃતના કાળ સુધી જઇ, ત્યાં જે અનિયમિત હોય તેને અનિયમિત ગણાવી આપણે સંતોષ માનીએ છીએ. પરંતુ આજે વૈદિક ભાષાશાસ્ત્રનો અભ્યાસ શુદ્ધ

૧ જુઓ ટ્રમ્પનું વ્યાકરણ પૃ. ૨૯૨ અને પછી.
૨ બીમ્સ પૃ ૧૩૬

ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ ખૂબ ખેડાયો છે ત્યારે આપણે રૂઢ સંસ્કૃતની અનિયમિતતાનાં કારણો. ત્યાં શોધ્યે જ આરો છે. આ વાત લક્ષમા રાખી વૈદિક વ્યાકરણ તપાસતાં, કર્મણિ ભૂતકૃદંતના 'ત' પ્રત્યયની સાથે જ 'ન' પ્રત્યય માલુમ પડે છે. આ 'ન' દીર્ઘ સ્વરાંત ધાતુ, તથા દ્ અને કદાચ ચૂ અને જ્ મા અંત પામતાં ધાતુઓને જ લાગતો.[૧] આ વાતની સાથે સિંધીમા જ્યા આ પ્રત્યય લાગે છે ત્યાં તે લગભગ આકારાંતને લાગે છે તે મળતી આવે છે. પરંતુ સિંધીમા જે પ્રત્યય હજુ અસ્થિર દશામાં હતો તે કચ્છીમા થઇ કાઠિયાવાડીમા આવતા રૂઢ અને સર્વવ્યાપી બની ગયો. આમ આ ણો-ણી-ણું નુ મૂળ વૈદિક ભાષામા વિકલ્પે પ્રવર્તતા 'ન' મા મળે છે.

આ ણો-ણી-ણું ની નોંધ ગુજરાતીમા કોઇએ ખાસ નથી લીધી. સર ગ્રીઅર્સને પ્રાસંગિક એક દાખલો આપ્યો છે પરંતુ તેની પ્રક્રિયા તપાસી નથી.[૨] તેઓ આકારાંત ધાતુમા જ આનો ઉપયોગ થાય છે એમ માને છે, તે બરાબર નથી કારણ ખરી રીતે કાઠિયાવાડીમાં, અપવાદ સિવાય બધાં જ ધાતુને તે લાગે છે. બાકી ધાતુનું કર્મણિ અંગ આકારાંત થઇ જાય છે માટે લાગે છે એમ કહેવાય તો તે વાત વૈદિક 'ન', કે જે દીર્ઘ સ્વરાંત ધાતુને લાગતો, તેને પૂર્ણ ટેકો આપે છે. પરંતુ સર ગ્રીઅર્સન આ વિશે જરાયે સ્પષ્ટ નથી.

[ અપૂર્ણ ] ડોલરરાય રંગીલદાસ માંકડ

# પંકજને

મળમાં જનમ્યું, શુચિ ક્યાંથી છતાં,
તુજ મંત્ર કહે, મુજને જ જરા;
ફરતો તુજને વીંટીને વળતો,
ક્યમ કર્દમ એ પણ ના અડતો. ૧
તુજ પાસ બધે જહિં કદ્રુપતા,
ક્યમ તું ધરતું તનુ–સુંદરતા;
સરના જલમાં પણ લીલ બધે
વળી પંક મહીં ન સુગંધ કશી. ૨
સ્થલમાં જલમાં પસર્યો મલ જ્યાં,
ક્યમ ધારી શક્યું શુચિ નિર્મળતા;
નહિ ગંધ બીજે કયહિંથી વિલસે,
તહિં એ સ્થળમાં સુરભિ ભરી દે. ૩
તુજ પંક થકી વધુ કર્દમ હા
જગમાં પસર્યો સઘળા સ્થળમાં;
મુજને તું કહે ક્યમ હું જગમાં
વસીને ધરૂં રે તુજ નિર્મળતા. ૪
થઈ ઉન્મુખ તું રવિને નીરખે,
તુજને વીંટતા મળને વીસરે;
કદી પંક ઉડે તનુ ઉપર જો,
શી રીતે નમીને મળ ખેસવી દે. ૫
લીલવાળું સરોવરથી ઉડતું,
જલ બિન્દુ તનુ ઉપરે પડતું;
કંઈ યુક્તિ થકી તહિં તો શી રીતે
તુજ નિર્મળતા કરી અર્પણ દે. ૬
મળમાં જનમ્યું જળ એ પળમાં,
ધરતું શી રીતે મણિ–સુંદરતા;
વિનવું કહી દે, તુજ યુક્તિ કહે
ક્યમ હું તુજ જીવન ગાળું જગે? ૭
કુમળું દીસતું પળમાં મરતું,
નહિ દંભ કશો મળમાં જ વસ્યું;
પણ જીવન પંકજ તું જ જીવ્યું,
નહિ જ્ઞાની છતાં ક્યમ તું સમજ્યું ? ૮

હેમન્તકુમાર નીલકંઠ

## ૧૬

**ભોળાનાથ સારાભાઈ:** **આરતી**

તે સત્ય સનાતનને—ટેક.

વિમલ રજત ભાસે પૂર્ણ કરી નીલાકાશે
ચંદ્રમા આરતી કરે સહસ્ર કિરણે: તે સ૦ ૧

અગણ્ય તારકાવલિ ચતુર્દિશ રહે ઉજ્જ્વલી
મંગલ કનકદીપ ગગને ગગને: તે સ૦ ૨

પુષ્પનો સુરભિ શ્વાસ ઊઠે છે ધૂપનો વાસ
કાનન કુસુમ ભાર અર્પે છે ચરણે: તે સ૦ ૩

પર્વતકંદરે જઈ શુભ શંખ બજાવી
પવન પૂજે તેને ચામરવ્યજને: તે સ૦ ૪

અમૃતના અધિકારી અમે સહુ નરનારી
અમે આરતી કરિયે પ્રકૃતિની સાથે તે સ૦ ૫

જ્ઞાનનો પ્રદીપ જ્વાળી પ્રેમનો સુવાસ ઢાળી
શતકંઠે કરું ગાન સુમધુર તાને: તે સ૦ ૬

છંદ. પદ. 'કિરણે' 'ગગને' 'ચરણે' 'વ્યજને' એમ ચાર કડી ચાલેલો પ્રાસ આગળ નથી ચાલતો. 'સાથે' 'તાને' એ બે પણ પ્રાસ–સાંધેલાં નથી. "તાન" એટલે સંગીતની સુમધુરતા આથી ઓછી થતી હો ના હો, સંગીતથી અલગ જે શબ્દ માધુર્ય તે તો કંઈક ઓછું થાય છે. ૫ મી કડીને અંતે પ્રકૃતિસમાને કરી લઇયે, તો 'માને' 'તાને' પ્રાસથી સંધાય, અને અર્થમા બહુ ફેર પડતો નથી.

ભોળાનાથની કૃતિઓમાથી પસંદગી કરવી મુશ્કેલ પડે છે. જે સુધરેલા વિચારોનો નવો રસ આરતી ભજન સ્તવન આદિ જૂનાં કલા–પાત્રોમા એમને રેડવો હતો તે સામાન્ય જનતામાના સમજુ ભાગને ઝટ, અને વળી વિરોધ અરુચિ પક્ષિલતા આદિ જગાડ્યા વિના, સ્વીકાર્ય થઈ જાય, તે માટે એ જૂના પાત્રોના ઘાટ રંગ ઉપલો ઓપ ચિત્રકામ આદિ ઝીણીમ્હોટી વિગતને એ જનતાના દાસે નમનતાઇભરી વફાદારીથી વળગી રહેવાનું પસંદ કર્યું. નમનતાઇ અને સલુકાઇ એમના ચારિત્રમાં જ હતાં. કલા પૂરેપૂરી જૂનવાણી; પોતાનું સ્વતંત્ર સ્વાંગ અને નવું એમાં ભુલેચૂકે પણ ન આવી જાય તેની એમણે કાળજી રાખી: માત્ર એ કલાપાત્રોની અંદર રસ (અર્થાત્ અર્થપ્રવાહ), જૂના એટલે પ્રચલિત ધર્મવિચારોમાનો વ્હેમ–ભાગ દૂર કરીને વિશુદ્ધ કરેલો, પૂરેપૂરી સાવચેતીથી વિશુદ્ધ કરેલો જ એમણે રેડ્યો. એમના આ સુધરેલા ધર્મવિચાર એટલે One Personal God (વન પર્સનલ ગૉડ)ની ભક્તિ, ખ્રિસ્તી ધર્મમાંની કેટલીક પ્રોટેસ્ટંટ મંડળીઓ કરે છે એવી. અને

આ ખાસ ધર્મવિચારજૂથ ખ્રિસ્તી પ્રજાઓમાં પણ કલા અને કવિતા ઉપજાવવામાં અશક્ત નીવડ્યું છે, તેમ "પ્રાર્થનામાલા"ની ઘણીખરી રચનાઓ પણ માત્ર સંગીત અને પદ્ય છે, એમા કવિતા બહુ વિરલ છે.

એ પ્રાર્થનાઓમા ઉપનિષદોમાના વેદાન્તવિચાર પ્રમાણેના Impersonal Universal God ( ઇમ્પર્સનલ યુનિવર્સલ ગૉડ-ब्रह्मन् )ને જ લાગુ પડે એવા અંશો પણ પુષ્કળ છે : પરંતુ અહીં ગુજરાતી પદ્યમા તો તે માત્ર પૂર્વજોના કથનના પુનઃકથન રૂપે દેખાય છે, એટલે એ અંશો અને એવી પ્રાર્થનાઓમા પણ નવીન કલ્પના કે કવિતા બહુ વિરલ છે. કોઇપણ જાતના પ્રચારકાર્યને અને કલાને કટ્ટો વિરોધ છે તે છે જ.

પર્સનલ ગૉડની પૌરાણિક દષ્ટિને વ્હેમ ગણીને ત્યજેલી છે. આ પેન્થીઇસ્ટિક ( Pan-theistic વેદાન્તી ) દષ્ટિને વ્હેમ નથી ગણી અને નથી ત્યજી. ઇશ્વરની આ બે જાતની દષ્ટિઓ અન્યોઅન્ય સવાદી છે ખરી ?–પ્રૉટેસ્ટન્ટ એકેશ્વરવાદી વેદાન્તી પણ હોઇ શકે ખરો ?–એ સવાલને ધર્મની ફિલસૂફીનો ગણીને અહીં જતો કરવો ઘટે.

અર્થ—ચંદ્રમા નીલાકાશમા વિશુદ્ધ રૂપેરી પ્રકાશે સહસ્ર ( અસંખ્ય ) કિરણોવાળી આરતી પૂરી પ્રકટાવે છે, અને તે સત્ય સનાતનને એ આરતી કરે છે. તે = સુવિખ્યાત સત્ત્વ જે સત્ય છે સનાતન છે.

૨ દરેક તારાનું ગગન જુદું એ ખ–શાસ્ત્રી અર્થ ભાગ્યે લેવાનો હોય; ગગનના ખૂણે ખૂણામાં એમ લેવું. તારા પોતે જ પ્રકૃતિના મંગલ કનકદીપ.

૩ પુષ્પસુરભિ જ જાણે ધૂપ. ભાર=ભર, જથો. અથવા અઢારે ભાર વનસ્પતિનાં કુસુમો પ્રકૃતિના અરણ્યો તેને ચરણે અર્પે છે, એ પ્રકૃતિનો તેની આગળ ધૂપ.

૪ પવન કંદરોમાથી શંખનાદ કરે છે, ચામરોનાં આંદોલનો વડે વ્યજન કરે છે.

૫ પ્રકૃતિ અમરતાની અધિકારી નહીં; માનવજાતિ ખરી, એ ખ્રિસ્તી માન્યતા અહીં લેખકની બુદ્ધિમા સ્પષ્ટપણે ભાગ્યે હોય પ્રકૃતિ અને માનવી વચ્ચેના તફાવત અનુક્ત છે તે અસૂચિત પણ ગણવા.

૬ પ્રદીપ–સહસ્રાંશુ ચંદ્રને ઠેકાણે માનવી જ્ઞાનદીપ પ્રકટાવે છે; ધૂપ માટે પ્રેમ ચોતર્ફ અને ઊંચે ફેલાવે છે : શંખનાદને ઠેકાણે સંગીત. માનવીનાં સાધનો પ્રકૃતિનાં સાધનોથી ઊંચા, તે સનાતન સત્યની ભક્તિ માટે વધારે યોગ્ય.

શતકંઠે કરું : આ આરતી કે પ્રાર્થના વ્યક્તિ-કાર્ય નથી સંઘ-કૃતિ છે. અમે આખું મંડલ શતકંઠે ગાતો અને સ્તવતો એક જીવ. 'પ્રાર્થનામાલા'માની ઘણી પ્રાર્થનાઓ જોતાં આ અર્થ જ ઇષ્ટ છે એમ જણાશે.

૧૭

## મણિલાલ નભુભાઇ દ્વિવેદી : પ્રેમમય ઉપાસ્ય બ્રહ્મ.

દગ રસભર મોરે દિલ છાઈ રહી,
છાઇ રહી, છકછાઈ રહી : દગ૦ ૧
અંખ ઝપટ નિદ્રા નવ કાંઈ
પલક પલટ–અળખાઈ રહી : દગ૦ ૨

પૂર્ણ ભરી મદ મંદવિલાસિની
નવિન સુધા બરસાઈ રહી : દગ૦ ૩
દુઃખીસુખી વળી વિધવિધ રંગી
ખલક–સુરંગ મચાઈ રહી : દગ૦ ૪
ભીતર બાહિર ઉપર નીચે
મણિમય મોદ મચાઈ રહી : દગ૦ ૫

છંદ ૫૬.

અર્થ—દગ-સ્થાયી અભેદાનુસંધાનથી ઉપજતો પ્રેમાનંદ કે સ્વરૂપાનંદ, એ બ્રહ્મમયતાની દશા તે જ પરમાત્મા વા બ્રહ્મ, તે જ આ દગ. એ દગને સ્થૂલ દગથી તે કેટલી ઊંચી અને ભિન્ન છે, એ પ્રેમને સ્થૂલ પ્રેમથી તે કેટલો ઊંચો અને ભિન્ન છે, તે વાણીથી વર્ણવી શકાય એમ વર્ણવે છે.

૧. એ સ્થાયી શાંત ગભીર ઉલ્લાસની દશા રસભર છે, એ એક જ દશા યથાર્થ રસભર કહેવાય એવી છે. એ રસ એ ઉલ્લાસ મ્હારામાથી આસપાસ છલકાઇ પણ રહ્યો છે.

૨. સ્થૂલ દૃષ્ટિને ઝાખ વળે, ઝપટ આદિથી તે ક્ષણ મીંચાઇ જાય, નિદ્રામાં તે વધારે વખત અને વખતોવખત બંધ રહે છે; અને અંધાપો ય આવે છે સ્થૂલ પ્રેમમા ભરતીઓટ થાય, વિઘ્ન આવે, વચ્ચે વચ્ચે તે છેક ઓસરી જાય, લાંબા કાળ લગી અનનુભૂત રહે, અને મૃત્યુથી તે તુટી પણ જાય છે. આ દૃષ્ટિ આ રતિ અવિક્ષેપ નિરંતર જાગ્રતિની છે, સનાતન જાગ્રતિની છે. પલટ ખાય નહીં એવી તે પલાણી રહે છે, સ્થિરવૃત્તિ છે, અનિમેષ સ્ફુરી રહે છે. ૧લી કડીમા મોરે, પછીની કડીઓમા બરસાઈ ( વર્ષાવી ), મચાઇ ( મચાવી, ) એ ખડી બોલીની છાટ છે; ભજન અને બીજા સંગીતમા આવે છે એવી.

૩. સ્થૂલ દૃષ્ટિમાં મદ છે વિલાસવિભ્રમ છે· સ્થૂલ પ્રેમમા પણ: જેનાથી ઓર સિંજ્જત આવે છે, જેનો ત્હમને પણ અનુભવ હોવો જ જોઇએ. તેને જવાબ દે છે. આના મદ અને વિલાસવિભ્રમ ક્ષણક્ષણનવીન તથાપિ એટલા ઉચ્ચરસ અને એટલા તો છે કે એ તેમય જ છે, બાપુ: એ જ એની સુધા એટલે અમરતા દેનારી શક્તિ છે. ત્હમે જાણો છો તે દૃષ્ટિઓ અને સ્થિતિઓમા સુધા નથી, તો ત્હમે વખાણો છો તે મદ વિલાસ વિભ્રમાદિ ક્ષણિક આભાસ માત્ર છે, બાપુ.

૪. વળી એ દૃષ્ટિ એ દશા જ આ સ્થૂલ દૃષ્ટિ સ્થૂલ પ્રેમાદિ સસારરૂપ નાટકને–આભવરૂપ માયિક ઇતિહાસપટને–એના નવે રસ અને સાતે રંગ અને સુખ દુઃખના નાના પ્રકારના શેર બકોરમા ઉપજાવી રહી છે. અગર જો કે આ વચન ત્હમારે શ્રદ્ધાએ જ માનવાનુ છે. એ એવું તો ચમત્કારિક આશ્ચર્ય છે કે તેનો પુરાવો અત્યારે આપવા બેસવાનુ પાલવે નહીં, અને કવિતાનું તો એ કાર્ય જ નહીં.

સુરંગ= સુન્રંગ, એમ અર્થ કર્યો છે; રંગ=રંગભૂમિ, નાટક. કર્તાએ પોતાની ટીકામા આ અર્થ લીધો છે. સુરંગ= સળંગ, એમ પણ લેવાય. અને છેલ્લી કડીમાં મણિ= (૧) કર્તાની સહી, કર્તારૂપ વ્યક્તિમા, જેમ બીજી વ્યક્તિઓમા છે તેમ છે તે, બ્રહ્મ. (૨) પારસમણિ, એમ બંને અર્થ લેવાના છે.

૫. માનવ સ્થૂલ દૃષ્ટિ અને માનવ પ્રેમ ઇતિહાસ આદિ તો શું, આ બ્રહ્માંડ

આખામાં બ્હાર અંદર તળે ઉપર કોઇ પણ દિક્કાલમાં જે કંઈ મૂર્ત છે, હતું, વા હશે, તે નામરૂપે આટલી બધી અસંખ્યાનંત ભિન્નતાઓવાળું પણ વસ્તુતાએ એ જ છે, આ ઉપાસ્યબ્રહ્મ જ છે. મ્હારી આ દૃષ્ટિ એ રૂપની થઇ છે તો એ જ્યાં જાય છે જ્યાં પડે છે ત્યાં તે દરેકને તે સર્વને પોતામય મોદમય જ બનાવી લે છે, આનંદરૂપ જ જુવે છે. પારસમણી અડતાં ઢેફું, કાષ્ટ, લોહ, અસ્થિ હરકોઈ ચીજ સુવર્ણ અથવા રત્ન થઈ જાય તેમ બ્રહ્મ પારસમણિ મ્હને અડતા હું મણિ (પથરો) શાશ્વતજ્યોતિ રત્ન (બ્રહ્મ) બન્યો, અને મ્હારી આ દૃષ્ટિ સ્થૂલ મટી, માનવ મટી, મણિમય બનેલી જ્યાં જ્યાં પડે છે ત્યાં ત્યાં દરેકને રત્નમય મોદમય બ્રહ્મમય બનાવે છે. **सर्वं खल्विदं सच्चिदानंदं ब्रह्म.**

આ સંગીત* તો છે. અગદ્ય એટલે પદબંધ વા પદ્યબધ (verse વર્સ) પણ છે. આને કવિતા કહેવાય ખરી? ઉપર બનતી સરલતાએ વિવૃત કર્યો છે તે અર્થપ્રવાહ જેને અનાયાસે બેસે અને એમા શ્રદ્ધાને લીધે આનંદે, તેના અધિકારીને એ અર્થપ્રવાહ રસિક પણ લાગે, ખૂબીથી કથેલો પણ લાગે, મતલબ કે તેવા ગ્રાહકની કસોટીએ આ કવિતા છે; અર્થપ્રવાહને માટે વાપરેલી વાણી તોતડી પણ તે તો વિષયની ગહનતાને લઇને અનિવાર્ય, એટલી છૂટ પણ એવો શ્રોતા ખુશીથી મુકે. વળી આવા રસથી ઓતપ્રોત બીજી કવિતા તેને બહુ ઓછી મળી આવે, એટલે તેને આ ઊંચી કવિતા પણ લાગે ઘણી વિરલ ચીજોને આપણે મૂલ્યવાન અને ઊંચી પણ ગણવાના ભ્રમમા પડી જઇયે છિયે. તાત્પર્ય કે આ વેદાન્તી સંપ્રદાયની કવિતા છે.

વેદાન્તને તે વળી માત્ર સંપ્રદાય કહેવાય વારુ? માનવ સૃષ્ટિ અને ઇતિહાસમાં મુસ્લિમ, ખ્રિસ્તી, બૌદ્ધ, યાહુદી, મિસરી, હિંદુ, અનાર્ય, એમ ધર્મો સંપ્રદાયો પંથો અને તેમના

---

* ગાયન, ગાન, ગીત = સંગીતમય રચના = સારેગમના સુરોની અમુક ગોઠવણીવાળા એકમનાં પુનરાવર્તનોવાળી રચના. સંગીતનું લક્ષણ આ સુરાનુપૂર્વી છે. એની સાથે સાથે તાલરચના પણ હોય છે, તથાપિ તાલરચના સંગીતની વ્યાખ્યામાં સામેલ રાખવું જ પડે એવું લક્ષણ નથી.

મધુર શબ્દના બે અર્થઃ-(૧) ઉપર પ્રમાણે સંગીતમય (musical); (૨) અક્ષરમેળ વા માત્રામેળ પદ્યરચના વડે લયમય, લયવાળું (rhythmical) આ લયરચના (rhythm) સાથે સાથે પણ તાલરચના હોય. તથાપિ કવિતા = લયરચના, એ વ્યાખ્યામા તાલરચનાના લક્ષણને સામેલ રાખવું આવશ્યક નથી.

સંગીતકાવ્ય = સંગીતમય અને પદ્યમય બંને રચનાનાં સાથેલાગા લક્ષણોવાળી રચના. આવી રચના સંગીત લેખે ઊંચી હોય, કવિતા લેખે પણ ઊંચી હોય, ત્યારે દૂધમાં સાકર ભળે છે, એમ આપણે માનતા આવ્યા છિયે સામાન્ય રીતે આપણા રસિકો સૈકાઓથી માનતા આવ્યાં છે કે કવિતાને અને સંગીતને અત્યંત નાતો છે; જે ઊંચી કવિતા સંગીત વગર જરા લૂખી તો ખરી; જે સંગીતમય બધી જ નહી તો ઘણીખરી રચનાઓ કવિતા; વગેરે. આ માન્યતાઓના ગુચ્છમાંથી કોઇ પણ અંશ વિષે જરા ચર્ચા ઉપાડિયે, ત્યાં જૂનવાણી વિવેચકો અને રસિકો લાલચોળ થઇ જાય છે, અને પૂર્વપક્ષ સાંભળી પણ શકતા નથી. શાસ્ત્રીય પૃથક્કરણ અને રાગદ્વેષને બનતું પણ નથી. પણ વસ્તુસ્થિતિ આ છે, કે ઇંગ્લિશ કવિતા તેમ મધ્યકાલ પ્હેલાની સંસ્કૃત કવિતાનો પરિચયી વર્ગ વધતો જાય છે, તેમ તેમ (૧) સંગીત તે એક કલા, ત્યારે (૨) કવિતા તે બીજી જુદી કલા, સંગીત કલાના એટલા જ બલ્કે વિશેષ મહત્ત્વની સંગીતથી સ્વતંત્ર કલા એમ ગણવાનું વલણ જોર પકડતું આવે છે, તેને પરંપરાપ્રાપ્ત વિદ્યા અને બાઝી ગયેલી રુચિઓનો રોષ એવા એવા વિરોધ નડે તે કુદરતી છે, તથાપિ એના વિરોધોની એ નવા વલણને અટકાવવાની કે નબળું પાડવાની મગદૂર નથી.

વિવિધ રૂપોને જોતો તથા તેમાથી કોઈ કોઇને વિશેષ સમઝવા મથતો, કોઇ પણ ધર્મ પ્રતિ અતિરાગનાં ઘોર અધર્મો પરિણામોને પણ નિહાળતો અને માપતો, ધર્માધર્મના દ્વંદ્વથી પર રહેવા મથતો, કેવલ શાસ્ત્રીય વિચારક અને ફિલસૂફ પણ માણસ હોઇ શકે. આવા માણસને હિંદુ ધર્મનું હાલ ચાલતું રૂપ પણ માત્ર એક સંપ્રદાય લાગે. અને કબૂલ કરી લઉં છું જે સામાન્ય સુશિક્ષિત હિંદુઓને આવો માણસ, વેદાન્તને કે હિંદુધર્મને સંપ્રદાયના જ વર્ગમાં મુકતો હિંદુ, નાસ્તિક નહીં તો વિચિત્ર તો લાગે. આપણે ત્યાં વિચારસ્વાતંત્ર્ય હજુ એટલું ઓછું વિકસ્યું છે, મતાંતરતિતિક્ષા ( ટૉલરેશન toleration ) સુધરેલા ( ખ્રિસ્તી ) દેશોમાં બહુ ધીરેધીરે કેળવાઈ છે, તેટલી આપણે ત્યા પણ કેળવાતા, ધર્મવિષયક શાસ્ત્રીય તટસ્થતાને જમાવવા ચાહતા વિચારકો આપણને પણ ઓછા વિચિત્ર લાગશે.

આ પછીની કવિતા પણ વેદાન્તી વિચારક્ષેત્રમા વિકસેલું ફુલ છે. પણ એ કવિતા કહેવાય કે નહીં એમ સવાલ ઊઠતો નથી, એને સાંપ્રદાયિક કોઈ પણ ગણે એમ નથી, અને એ ગુજરાતી ઉત્તમ કવિતામા ગણાવી ઘટે એમ સૌ સીકારશે. ગહનતામાં ગાભીર્યમાં વ્યાપકતામા ભવ્યતામા અને આશ્ચર્યચકિત કરતી ઘટનાઓમા કવિતા—બીજ છે બેશક; પરંતુ એવા વિચાર ભાવ કે દર્શનનું વિધાન ફિલસૂફી કે ધર્મબુદ્ધિને મળ્યું તેવું જ પદ્યગ્રથિત સંગીતમય કથન તે કવિતા નથી; કવિત્વરીતિ એટલે કલ્પનાપ્રધાન રીતિએ કથનપ્રવાહ લયબદ્ધ થાય તે કવિતા.

## ૧૮

## રામનારાયણ વિશ્વનાથ પાઠક: સિંધુનું આમંત્રણ

આનંદસિંધુ આમંત્રે સ્વયં હસ્ત ઉછાળતો,
રંગબેરંગી છાયોના મોતીઓ વરસાવતો. ૧

નહીં માર્ગ નહીં કેડી, દ્વાર કે દરવાન ના,
જ્યા હો ત્યાંથી અહીં આવો. પાડ કે એહસાન ના ૨

દેખાતા સામસામા જડ જમીનતટો તો ય આ એક સિંધુ;
નોખાનોખા વસેલા મનુજ જગ પરે આપણે એક બધુ.
આવો આવો પ્રજાઓ ! અહિં યુગયુગનાં વૈર વામો ડૂબીવા,
સિંધુ સાથે મિલાવી નિજ સુર ગરવાં ગીત ગાઓ રસીલાં. ૩

આવો ફિલસૂફ, આવો કવિગણ રસિકો ને કલાકોવિદો યે !
ઊર્મિ, પ્રૌઢા તરંગો ચલ ગિરિવર શા, રંજિલા બુદ્બુદો ને
આ પેરા ઘોર ગર્ત્તો અતલ, ઉછળતા વારિઓઘો અગાધ,
ને વિસ્તારો વિશાળા, સહુ દિશ સરખાઃ માણ ખેલો અબાધ. ૪

સહસ્ર સ્રોતથી પેલી નદી જીવનની વહે,
ઘડી શુદ્ધ ઘડી મેલી, ક્ષણે ના સરખી રહે. ૫

તેમા આ તટથી પેલે જતા જન મથીમથી,
અનુકૂલ વહી આવો પ્રવાહોના જ પંથથી. ૬

અંધારાં ભેદવાને અહિંયિ દિનકરે હસ્ત પ્હેલો ઉગામે,
વિશ્વોમાં એક ચક્રે ફરી અતુલબલે અસ્ત એ આહિં પામે;
જીવો નિ:સંખ્ય સૌ આ અકલ સલિલથી આદિમાં નિર્ગમે છે,
છાયાનીચા ફરીને સમય નિજ થતાં આહિં આવી શમે છે.

આવો સૌ પુણ્યશાલી અમલ કરણોના પુણ્યનો આ જ આરો,
નિઃસંકોચે પધારો કલુષિત પયલા ! વારિધિ આ ત્હમારો;

પ્રાયશ્ચિત્તે અહીંયાં પ્રજળી ન કરવા દામણા દુઃખદાહે,
વામીને પાપપુણ્યોતણું ગમત, રમો શુદ્ધ મુક્ત પ્રવાહે. ૮

સુણાયે સાદ એ દેશ કાલની પાર દૂરથી,
સૌલોકતણા ઉંડા અંતરતમ ઉરથી. ૯

"નિત્ય એ સાદ આવે છે, સત્ય એમાં કશું નથી;"
"જવાશે જઈશું ત્યારે," કરી કોઇ પ્રમાદથી ૧૦

ગયું ના. પણ એ સિંધુ હજી હસ્ત ઉછાળતો,
આમંત્રે રંગબેરંગી મોતીઓ વરસાવતો. ૧૧

છંદ સ્રગ્ધરા અને અનુષ્ટુપ, બંને અંત્યપ્રાસ વાળા.

વિષય આ અન્યોક્તિ નથી વ્યાજોક્તિ નથી પરંપરિત રૂપક નથી, કોઇ પણ જાતનો માત્ર અલંકાર નથી; જો કે સિંધુ અને પરમાત્મા બેને લાગુ પડે એવું વર્ણન ( સહોક્તિ ) છે, અને તદન કુદરતી રીતે કરેલું ( સ્વભાવોક્તિ ) છે, પરંતુ વિષયની ભવ્યતાને અત્યંત સીધી સચોટ રીતે વેધતી શૈલી, ભક્તહૃદયની નિખાલસતામાં ભાષાની અલંકારસમૃદ્ધિ અને બીજી ખૂબીઓને ગૌણ બનાવી દે છે. બાલક અને કિશોરની હીલચાલ માત્રમાં સજીવન સ્ફુર્તિ અને લીલા બંને હોય, પણ લીલા અને નૃત્ય આપણે અમુક હીલચાલ કે તેનો અંશ ખાસ નિહાળિયે ત્યારે જુદાં વખાણિયે, સામાન્ય રીતે તો એની સજીવનતાને જ નિરખી રહિયે, તેમ વાણીમાં પણ એકંદર અને ઓતપ્રોત ભવ્યતા કે તલસ્પર્શિતા આવતાં, તેના પૃથક્ અંગોમાંના અલંકારાદિ ગૌણ બની જાય છે. અર્થની પ્રથમથી ખબર નહીં અને મથાળા ઉપરથી આ પંક્તિઓ સિંધુ વિષેની એટલું જાણીને જ વાંચવા માંડે, તેને આ પરમાત્મા વિષે પણ છે એમ ભાન થતાં, તે આદિથી ફરી વાંચે છે અને બેવડો આનંદ મેળવે છે.

૧ આનંદ સિંધુઃ (૧) આનંદમય સિંધુ; (૨) પરમાત્મા, પ્રકૃતિએ જ આનંદસ્વરૂપ. હસ્તઃ (૧) મોજા, (૨) કુદરતની કોઇ પણ લીલા. ઝાંયોના મોતીઃ ઝાયો દેખાડતાં ટીપાં ઝબ્બઝબકી, આછેરું તેજ. ભેંસના ઘીની લીલાશને ગાયના ઘીની આછી પીળાશને ઝાંય કહે છે. ધૂપછાય રંગી કાપડને એક બાજુથી અને એક જાતના પ્રકાશમાં જોતાં એક રંગનું તેજ દેખાય, સામી બાજુથી બીજા રંગનું તેજ દેખાય એવાં રંગમિશ્રિત તેજવૈવિધ્યને ઝાંય કહે છે, જે હીરા રત્નો આદિના પ્હેલોમાં ખાસ ધ્યાન ખેંચે છે. ઝાસ, ઝાઇ, એ ઝાય શબ્દના પ્રાંતિક ઉચ્ચારણ માત્ર છે.

૨ સિંધુ પક્ષે સ્થૂલ વાસ્તવિક અર્થ. પરમાત્મા પક્ષે એના નિસ્સીમ સદાસમ વાત્સલ્યનો અર્થ. ઘરમાં જેમ બાલકોને બધી જ છૂટ, તેમ અહીં પણ છે.

૩ માનવો (૧) આર્ય, (૨) પીતવર્ણ, (૩) હબશી; અથવા (૧) હિંદુ, (૨) મુસ્લિમ, (૩) ખ્રિસ્તી; અથવા અંગ્રેજ, ફ્રેંચ, જર્મન, ઇટાલિયન એમ અનેક લોહી, ધર્મ, રાષ્ટ્રસીમા, આદિ ભેદપ્રભેદે વિભક્ત, તથાપિ એક જ કુલ છેઃ આખી માનવજાતિ એક જ યોનિ છે. સિંધુને આપણે જુદા જુદા હારા પ્રમાણે અનેક ગણિયે છ, મહાસાગર સાગર આદિના જુદા જુદાં નામો આપિયે છ ખરા; પરંતુ વસ્તુતાએ આખો પારાવાર એક છે. ધર્મોનાં પણ આપણે ઐતિહાસિક નામો બેસા કરિયે તો અનેકાનેક થાય, તથાપિ ધર્મવૃત્તિ, ધર્મતત્ત્વ, માનવધર્મના આત્મારૂપ મર્મ, એક છે. ઇશ્વર વિષેના ખ્યાલ અને વ્યાખ્યાઓ જુદે જુદે દેશકાલે જુદાં જુદાં પ્રવર્ત્યાં, તથાપિ પરમાત્મા એક છે. જમીનનરોની જડતા

સાગરના ઐક્યને છેદી ન શકે. લોહી, મત, વતન, રાષ્ટ્રવાડ, ભાષા, સમાજબંધન, આદિ જડ ઉપાધિઓ ગમે તેટલી, પણ માનવજાતિના સૂક્ષ્મ ઐક્યને વિભેદી ન શકે. ભેદભાવ પૂરેપૂરો જીતશો, સૂક્ષ્મ ઐક્ય વિકસાવશો, તેમ તેમ ત્હમે અનેરું ગૌરવ (" ગરવાં ") સાધશો, ત્હમારા " સુર " (જીવન)માં અનેરા રસ ફૂટશે. મ્હારી સાથેનું ત્હમારું ઐક્ય પણ તેમ તેમ જ ત્હમે અનુભવશો.

૪ સિંધુ પક્ષે શબ્દાર્થ છે તે વાસ્તવિક અને સાથે મનોવેધક છે. આ કડીની સ્વર-વ્યંજન-લીલા પણ જુવો. આર્ય કવિતાની પડતીના સૈકાઓમાં **गीतगोविन्द, कीचकवध,** આદિ કૃતિઓમા ખડખડતા શબ્દાલંકારો વધી ગયા અને એ વલણ જીત્યું, તથા હિંદી કવિતામાં તો દિગ્વિજયી થયું,—કલ્પના અને વિચારપ્રવાહ પણ કવિતામાંથી નષ્ટપ્રાય થયાં. એટલે કાલિદાસાદિ કવિઓની સૂક્ષ્મ શબ્દાલંકૃતિ વધારે સુંદર તેમ અર્થ અને ભાવને કુદરતી રીતે પોષનારી હોવાથી વધારે સચોટ છે, તે આપણે લગભગ ભૂલ્યા. હવે અંગ્રેજી કવિઓના સંપર્કથી તે આપણે આપણી ભાષામા ખીલવવા માંડી છે. અંગ્રેજી શૈલીની ગુજરાતી કવિતા સ્પષ્ટ શબ્દાલંકારોને લગભગ વર્જે છે, ત્યારે કુદરતી સ્વર-વ્યંજન-લીલાની આશક બની છે. આ કડીમાં ફિલસૂફનો ઊ, પ્રૌઢાનો **ઔ,** ઠેકો ને કલાકૅાo, **આ ઘેરા ઘોર ગતોં** એમા સ્વર વ્યંજન બને, **અતલ ઉલટતા** એમાં **ત લ** ની ઉલટી પુનરુક્તિ, **ઓઘો અગાધ** એમા સ્વર વ્યંજન બંને, **વિ—વિ,—ખા—ખે,** અગાધ-અબાધનો પ્રાસ, અને બીજી પણ વિગતે સ્વર-વ્યંજન-લીલા આકર્ષી રહે એવી છે.

અને પરમાત્મા પક્ષે ? માનવ ચિચ્છક્તિઓની ન્હાનીશી ફૂટપટ્ટીએ પરમાત્મા અતલ છે, અગાધ છે, અગમ્ય છે, આશ્ચર્યવત્ છે, નેતિ નેતિથી અટકી જવું પડે એવો છે. ફિલસૂફ હો, કવિ હો, કલાકાર હો, ગમે તે હો, પણ આખરે ત્હમે માનવ, ત્હમારી પ્રતિભા સામાન્ય માનવીઓને તોલે ગમે તેટલી નિઃસ.મ,—પણ પરમાત્માને હિસાબે ? તરંગો, બુદ્બુદો, ગર્તો, ઓઘો, વિસ્તારોના વિશેષણોમા જે કંઇ અસ્ફુટતા, અપૂર્તિ, અવિશદતા છે, નેતિ-વાચકતા છે, તે પરમાત્માની સર્વતોમુખી અગાધતા અને અગમ્યતાને તોતડી માનવવાણી સ્પર્શી શકે તેટલી સ્પર્શે છે, અને અવાસ્તવની અસત્યતામા કે અતિશયોક્તિની મૂર્ખાઇમાં પડયા વગર કૃતકૃત્ય બને છે, ઊંડામાં ઊંડી વિચારણા તેમ દરેક કલાની દરેક જાતિના રસિકને વ્હાલી ચમત્કૃતિ માત્રને માટે અહીં મનમાન્યો અવકાશ છે. તો પછી સામાન્ય માણસોને માટે પણ હોય જ ને.

૫—૬ સહસ્ર અગણિત. ઘેલીઃ બેભાન, બસ વ્હેવું વ્હેવું એમ વ્હેવાની પ્રેરણામય જ: ક્યાં શામાટે શી રીતે વ્હે છે એવા કોઇ પણ સવાલના જવાબ દેવા શક્તિ જ નહીં એવીઃ અજ્ઞની શૂન્યતા, અબુદ્ધનું મૌન જ જવાબમા મળે એવી. ઘડી વિમલ ઘડી મલીનઃ કેટલા સાદા શબ્દોમા કેવો ગંભીર અર્થ છે ! સરખીઃ સુરેખ, સમરેખ. મથી મથીઃ શેને શેને માટે મથતાં હોય છે વારુ ? અરે ! છેક બાલક, એમને માટે તે એવા એવા સવાલ પૂછવાના પણ હોય ! જેમા મથે છે તેમા કેવાં આનંદે છે તે જુવો; ઘડી પછી બીજા જ કશામાં આનંદે છે તે જુવો એટલે ત્હમારી પૃચ્છા આ તત્ક્ષણ માત્રમા જીવનારી યોનિ પરત્વે કેટલી અજુગતી છે, તે ત્હમે જ પામી જશો. ટુંકા અને વ્યર્થ જેવા પ્રશ્નો

માટે જ મથી શકે એવાં મનુજ જંતુઓ આ પારથી પેલે, ત્યાંથી પાછા અહીં, એમ મરે જન્મે મરે જન્મે, લખચોરાશીમાં ભમરચકર ચકરભમર કૂટાયા કરે, એ જ એમનો ઇતિહાસ. તેમને સિંધુ કહે છે, જે જે નદીઓમાં તમે હો તે તેના પ્રવાહપંથોને વળગીને તેમને અનુકૂલ રહીને જ વહી આવો, તો તમે અનાયાસે અને નિઃસંશય મ્હને જ પામશો. અહીં નદી = ધર્મ, પંથ, વર્ણાશ્રમપરંપરા, એવો સંકુચિત અર્થ પણ લેવાય ખરો; જો કે આવી કૃતિઓમાં સૌથી વિશાલ અર્થ જ પૂરો સાચો અર્થ.

જીવન કેટલું તો કરુણ છે દયા આવે એવું છે તે છુપાવ્યું નથી, કલ્પનાકટાક્ષની સરસ ભવ્યતામા કરુણ રસને ઓગાળી લીધો છે.

૭ અહીંથી (૧) સિંધુથી, (૨) પરમાત્માથી. દિનકર પણ અહીં જ પ્રથમ કિરણ પ્રસારે છે, અસ્ત અહીં જ પામે છે. એક ચક્ર અપ્રતિરથ ( પુરાણોમાં સૂર્યના રથને એક જ ચક્રનો વર્ણવ્યો છે, એ હકીકત પણ આ પંડિત કવિના ધ્યાનમા હોય તથાપિ અર્થ તો અનન્ય રાજાધિરાજ લેખે એ જ ઉત્તમ છે. ) અફલ સલિલઃ સૃષ્ટિની ઉત્પત્તિનો પ્હેલો સર્ગ, પરમાત્માની પ્હેલી માયા ( જુવો **નાસદોય** સૂક્ત વગેરે ) નિર્ગમે છેઃ ઉત્પત્તિ પામે છે. ઊંચા નીચા ફરીનેઃ લખચોરાશી ફેરા, ઉચ્ચનીચ યોનિઓમાં. સમય નિજ થતાંઃ કર્મ પરિપાકે, પુરુષાર્થ સંચયે.

સિંધુ પક્ષે નામ તેનો નાશ, સર્જાય જે જે કંઈ તે તે વિસર્જાયા વિના રહે જ નહીં, એ સ્થૂલ અર્થ.

૮ શુદ્ધ-મેલી એ દ્વંદ્વથી સિંધુ પર છે. ઉચિત-અનુચિત બેયને પોતાનો લાભ અપક્ષપણે આપતા સૂર્ય ચંદ્ર મુરુત્ અગ્નિ એવાં એવા દ્વંદ્વોથી પર છે. પરમાત્મા પાપ-પુણ્યના દ્વંદ્વથી પર છે. પાપ કર્યાં છે, પાપી છુ, અનધિકારી છું, પાપવૃત્તિઓને પ્રજાળી વિમલ બનું ત્યારે જ અધિકારી, એવા એવા ખયાલ પણ મમત છે, અહંતા છે. આત્મા જાતે સદા અને સર્વાવસ્થામાં શુદ્ધ મુક્તસ્વરૂપ છે જ, તો પછી એ સર્વ ચોખલિયાવેડા શંકા અનાસ્થા વામી નાખોઃ આ શુદ્ધ મુક્ત પ્રવાહે શુદ્ધ મુક્ત વિહરો.

૯-૧૦-૧૧ આટલે સુધી સમજી લીધા પછી સુસ્પષ્ટ છે. કડી ૧૦ પાછી કડી ૫-૬ જેવી છે. કડી ૧૧ પરમાત્માની અગાધ ઉદારતા અને ધીરજનું કથન છે. કોઇ ગયું નહીંઃ એટલા તો થોડા ગયા કે સૌ પ્રમાદી વા નાસ્તિક, કોઇ પણ ગયું નહીં, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. અને સિંધુ પક્ષે શું, એમ કોઇ પૂછે, તો તેને જવાબ એટલો, જે તમે ન સમજ્યા, આ છેલ્લી પંક્તિઓમા પરમાત્મા જ વિષય છે, સિંધુ તેનું પ્રતીક માત્ર છે.

[ ચાલુ ]

# આઠ સૃષ્ટિઓ

વિજ્ઞાનશાસ્ત્રીઓએ એવો છોડ બનાવ્યો છે કે જેના મૂળમાં બટેટાં થાય છે અને ફળ તરીકે ટમેટા ઉતરે છે ? એ છોડને અંગ્રેજી પોટેટો અને ટોમેટોના સંકરથી પોમેટોઝ કહે છે.

આપણા જામસાહેબ માત્ર ક્રીકેટર છે એવું કાંઈ નથી. તેઓ વિજ્ઞાનના અખતરાના પણ શોખીન છે. પ્રાણિસંકરના પ્રયોગો કરવાના ખયાલો તેમના મગજમાં કંઇ દિવસથી ભમ્યા કરે છે. આખરે તેઓ ફાવ્યા જણાય છે. સિંહ અને વાઘણનો યોગ કરાવી સિંહણ પેટે એક વિચિત્ર પ્રાણી જણાવ્યુ છે. તેનુ લાયન એટલે સિંહ અને ટાઇગર એટલે વાઘ ઉપરથી લાયગર નામ રાખ્યું છે. કામમા તેમ નામમા પણ કાંઇ ઓછી ચાતુરી વાપરી નથી. તે પ્રાણી બ્રીટીશ મ્યુઝીયમમા છે

એ પ્રાણી નરને બદલે માદા અવતરી હોત તો લાયગ્રેસ રાખવું પડત. હવે વાઘ તથા સિંહણના યોગથી ટાયેન અને ટાયેનેસ જન્માવવા રહ્યાં.

પશ્ચિમમા ઈંડાં એ માસાહારમા ગણાતા નથી. વનસ્પતિના આહારમા ગણાય છે. વળી ઈડામાં સોયે સો ટકા આલ્બ્યુમીન નામનું ઉપયોગી માસલ તત્ત્વ છે, જે દૂધ અને મગફળી તથા કઠોળમાંથી આપણને મળી રહે છે. આવા કારણથી મરઘાં ઉછેરવાનો ત્યા ખાસ ઉદ્યોગ છે. પણ એ મરઘા ઊડી ન જાય એટલા માટે મરઘાઉછેરમાં તેમણે એક વિચિત્ર સાંકર્યનો પ્રયોગ કર્યો છે. મરઘા તથા બિલાડાંની નર માદાના યોગથી પાંખ વગરના કુકડા કુકડીઓ જન્માવ્યા છે. આને કુકબીલાડા કેમ ન કહેવા ?

જર્મનીના હોલીસ્ટીન ગામમા ૧૬૦ રતલના ઘેટાના ૪૫૦ રતલની ગાય સાથે સંયોગથી એક એવું બચ્ચું જનમ્યું છે જે દેખાવે બરોબર ગાયને મળતું અને માથે તથા પગે ઘેટાને મળતું છે. તેના શરીરપર ઘેટાના જેવી જાડી કાળી ઊન છે. ગાય ૪૦ અને ઘેટું ૨૨ અઠવાડિયે વીઆય છે. આ બચ્ચું બેની સરાસરી એટલે ૩૧ અઠવાડિયે જન્મ્યું !

પશ્ચિમના ઉદ્‌ભિજ્જ વિજ્ઞાને પોમેટોઝ જેવા શાક, અર્ધામાં કેરી તે અર્ધામાં નારંગી જેવા ફળ, અને બહુરંગી, મિશ્રગંધી, પુષ્પો પેદા કરી વનસ્પતિની સૃષ્ટિમાં અજબ ચમત્કારો કરી બતાવ્યા છે ! અનેક નવાં પુષ્પો અને ફળ ફુલોની રચના, આકાર, સ્વાદ વગેરેમાં કાંઇ કાંઈ ફેરફાર કર્યા ઉપરાત એ વિજ્ઞાને આગળ પ્રગતિ કરી છે ! વૃક્ષોમાં એકાદ રંગની પિચકારી મારી તે ઝાડનું ખમીર સુદ્ધા બદલી નાખ્યું છે. આખા ઝાડનાં ઝાડ ઊભાં ને ઊભાં સપાટાબંધ સસ્તે ભાવે રંગાવા લાગ્યા છે ? બી અને ફળફૂલના ઉછેર, આરોગ્ય, અને સુધારણા પાછળ ધ્યાન આપી સુધારા કર્યા છે. તેમ એ બી ને ફળફૂલ ઊગી નીકળ્યા બાદ આબોહવા તથા ધરતીના વિકારોથી નીપજતા રોગો પણ દૂર થવા લાગ્યા છે,–ખાતરમાં કે પાણીમાં ફેરફાર કરીને, તેમ બીજી રીતે પણ. ધારો કે એક સીતાફળી, મોગરો કે પોપૈયાના છોડને કીડા પડયા, ફિક્કાશ લાગી, ક્ષીણતા આવી, કે કોઈ વિચિત્ર મરજ લાગુ

પડયો; તો તેનું નિદાન કરી તેના થડમાં 'સુચિ-સિંચન' ( Injection ) વડે અમુક ખૂટતું તત્ત્વ કે દવાનું સત્ત્વ સીંચવામાં આવે છે. જેથી અમુક મુદતમા તે ફરી નવ પલ્લવિત, નવપુષ્પિત અને નવફલિત બની 'તાજા બ તાજા નઓ બ નઓ' બની રહે છે !

ઘોડી અને ગધેડાના યોગથી ખચ્ચર પેદા કરવાની પ્રથા તો કંઈ કાળથી પ્રચલિત છે. તેમ ગધેડા અને ઘોડીના યોગથી પણ એવી આડ સૃષ્ટિ ઊભી થઇ શકે છે. એને ખચ્ચરને ( mule ) બદલે Hinny રાસાશ કે એવું જ કાંઇ કહેવાય અથવા પહેલાને અશ્વતર કહ્યું છે તેમ આને ગર્દભતર કહીએ

અમેરિકામાં બાઇસન ( Bisom ) જાતના જંગલી પાડા થાય છે. એ રાની જાનવર આપણી ભેંસથી ભયંકર અને વિકરાળ હોય છે એથી એ પળાઉ ( Domesticated ) જાનવર બની શક્યુ નથી; એટલે જ એ ત્યાના જંગલોમાં સ્વચ્છંદ વિહાર કરી શકે છે. ગાય અને બાઇસનનો યોગ કરાવી અમેરિકન પશુપાળકોએ ( Cattle breeders ) એક નવી જાત ઊભી કરી છે તેને નેઓ કેટલો ( Cattalo ) કહે છે! હજી આ શોધનો તેઓએ બહોળો પ્રચાર કર્યો નથી.

સિદ્ધાન્ત એ છે કે બે પ્રાણી કે વનસ્પતિ દેખાવમા જુદાં ભાસતા હોય છતાં જો એક જ પ્રાકૃતિક વિભાગ ( Natural order )ના હોય,-અથવા કહોને કે વિશિષ્ટ જાતિ જુદી હોય પણ સામાન્ય જાતિ એક હોય, તો આવી આડ સૃષ્ટિઓ એ બે વચ્ચે ખુશીથી ઉત્પન્ન થઇ શકે જેમકે તમાકુ, ધંતુરો, મરચા, રીંગણા, બટાટા, ટમેટાં વગેરે એક જ વિભાગના ( Solanaceal Orderના ) છે એટલે એમા ખુશીથી આડ સૃષ્ટિ પેદા કરી શકાય. એજ રીતે બે જુદા દીસના પ્રાણીઓના વીર્યકણ ( Sperm cells ) માંહે સર્જક તત્ત્વો ( રજતકણો Chromosomes )ની સંખ્યા લગભગ એક સરખી હોય તો મેળ ખાય અને આવી સૃષ્ટિ પેદા થઇ શકે. આ જ નિયમે ગાય અને ભેંસની સંકર સૃષ્ટિ અવશ્ય પેદા થઇ શકે. વિચાર ભયંકર છતા તર્ક્ય ને શક્ય તો છે જ !

હમણા જ કોઇમ્બતુરના ઇક્ષુપ્રયોગ ( Sugar Cane Breeding St ) ક્ષેત્ર ઉપર જાર અને શેરડી બન્ને વચ્ચે નાતરું કરી શકાયું છે, અને પરિણામે એક જ છોડમાથી જાર અને શેરડી નીપજી શકે છે. આને જારડી કહો કે શેજાર, પણ વાત સાચી છે.

ડાહ્યાભાઈ હ. જાની

[ અનુસંધાન પૃષ્ઠ ૨૫૨ ]

અથવા કોલનવોટરનું પોતું રાખવું. આ ઠંડા પાણીમા થોડાં કાર્બોલિક એસિડનાં ટીપાં અથવા પારાનું પ્રવાહી મિશ્રણ વૈદ્ય કે દાકતરની સલાહ પ્રમાણે ઉમેરવું.

દરદીના ફક્ત શરીર પર નહિ કિન્તુ તેના મોંની અંદર પણ ફોલ્લાઓનો ગાળ હોવાથી તેનું ગળું પણ વારંવાર સાફ રાખવાની જરૂર છે. ગ્લીસરીન અને બોરેકસ મોંમાં લગાડી શકાય તેમ જ પોટાશ પરમેંગેનેટ જેવી દવા વડે કોગળા પણ કરાવી શકાય. જ્યાં આ ન મળે ત્યાં બાવળ કે લીંમડાની અંતરછાલ અથવા પંચવલ્કલના કોગળા કરાવી શકાય.

જ્યારે ફોલ્લા પૂરા ભરાય તથા ચામડી સૂજીને ઊપસી આવેલી માલૂમ પડે ત્યારે એકદમ ફૂટીને રસી વહેવા ન માડે તે ધ્યાનમાં રાખવું. બહાર નીકળેલી રસી જંતુઘ્ન દવાના ગરમ પાણી વડે સાફ કરી તેના પર ઝીંક બોરીકવાળો ગ્રાહી પાઉડર દબાવવો. બીજા આખા ફોલ્લા જે કરમાવા માંડે તેના પર કાર્બોલિક એસીડ મેળવેલું ઓલીવ ઓઇલ લગાવવું. આમ કરવાથી તે કૂણા રહેશે અને ઉતાવળથી દાળો ખરી પડીને ખાડા પડવાનો સંભવ ઓછો થશે. ઓલીવ ઓઇલને બદલે લીંબોળાનું તેલ પણ વપરાય અને હિંદ જેવા ગરીબ દેશને તે વધારે સસ્તું છે.

ફોલ્લાની પૂરતી સંભાળ ન લેવાતાં નજીક નજીકના ફોલ્લા એક થઈ મોટું ગુમડું (Abscess) થઇ જાય છે એ વખતે દાક્તરની સલાહ લેવી.

આંખોની ખાસ સંભાળ રાખવી. દરરોજ બન્ને પોપચા ધીમેથી ઉઘાડીને બોરીકના ગરમ પાણીથી ધોવા. આંખની અંદર આરજીરોલ અથવા શુદ્ધ એરંડિયાનું ટીપું નાંખવું. એથી તે પરસ્પર ઓછા ચોંટશે અને અંદરનો ચેપી પદાર્થ બહાર નીકળ્યા કરશે. અંદર ફૂલું પડવાનો વહેમ પડે તો દાકતરની એકદમ સલાહ લેવી કારણ જરા ભૂલ થતાં આંખમાં ફૂલું પડવાનો સંભવ રહે છે. (યુરોપમાં નાના બાળકોની આંખો (માબાપના) પ્રમેહ (Gonorrhoea)થી વધારે બગડે છે ત્યારે આ દેશમા બળિયાથી વધારે બગડે છે.)

બળિયા ભયંકર સ્વરૂપ લે છે ત્યારે તેની અસરમાંથી શરીરનો કોઇ અગત્યનો અવયવ બચી શકતો નથી. ગળા તથા સ્વરયંત્ર (Larynx) પર અસર થતાં, દરદીનો ઘાંટો બેસી જાય છે, ફેફસાંપર અસર થતાં ન્યુમોનિયા કે ખાસી લાગુ પડે છે. આંતરડા પર અસર થતાં ઝાડા થવા માડે છે. મગજ પર અસર થતાં સંનિપાત અને આંચકી આવે છે. જ્ઞાનતંતુઓ પર અસર થતાં હાથ, પગ કે સાંધા ઝલાઈ જાય છે, જ્યારે કાન અને જીભ પર અસર થતાં બહેરાપણું કે મૂંગાપણું પણ થાય છે. આ બધી બાબતો માટે એના જાણકારની સલાહ લેવી એ જ વધારે યોગ્ય માર્ગ છે.

હુમલા દરમિયાન દરદીનું બળ ટકાવી રાખવા પૂરતો યત્ન કરવો. ગરમીને લીધે તેને વારંવાર તરસ લાગે છે તે છીપાવવા ઠંડું પાણી અથવા સહેજ લીંબુ નાખી તેનું શરબત બનાવી પૂરતા પ્રમાણમાં આપવું. જવનું પાણી કે મગનું ઓસામણ પણ આપી શકાય. ઉપરાંત દૂધ, કાંજી તથા ફળ પણ આપવા. નબળાઇ બહુ જણાતી હોય તો થોડો દારૂ દૂધ સાથે આપવો, દ્રાક્ષાસવ પણ આપી શકાય. તાવનું જોર કમી કરવા, ઝાડો સાફ લાવવા તથા ઊંઘ માટે ડાક્ટરની સલાહ લઇ યોગ્ય ઉપચાર કરવા.

આવા દરદીઓને અંધારામાં રાખવામાં આવે છે અને તેના ઓરડાની આગળ લીમડો લટકાવવામાં આવે છે. આ રિવાજ બે માન્યતાઓ પરથી પડયો છે. લીમડો ત્યાં જંતુઘ્ન તરીકે ટાંગવામાં આવે છે; જ્યારે બળિયાના દાણા અતિશય ન ભરાતાં વેહેલા જ કરમાઇ જાય એવી ધારણાથી સૂર્યના અજવાળાને અટકાવવામાં આવે છે. કેટલાએક ચિકિત્સકો બળિયાના દાણા પર ફક્ત લાલ પ્રકાશ પડવા દેવાની પણ સૂચના કરે છે. આ બેકે વિચાર હજુ પ્રયોગોથી સાચો માલૂમ પડ્યો નથી. ફક્ત લીમડો જંતુઘ્ન તરીકે સારો છે. લીમડાનો ધુમાડો પણ સારો છે બાકી દરદીની આખ પર અજવાળુ ન પડે એવી રીતે તેને રાખવો એટલી જ વસ્તુ ધ્યાનમાં રાખવા લાયક છે.

ભીંગડાં ખરી પડવા માંડે ત્યારે દરદીને શરીરે દરરોજ તેલ ચોપડાવવું અને ગરમ પાણીથી નવરાવવો. છેલ્લામા છેલ્લું ભીંગડું—પગના તળીઆ પરથી—ખરી પડે ત્યા સુધી તે બહાર હરે ફરે નહિ તો સારૂં. નહિ તો ચેપ ફેલાય છે. બાકી આખ, કાન કે સાધાની ખોડ માટે દાક્તરને અવશ્ય મળવું. સારવાર કરનારાઓએ રસી અનતી ઝડપે મુકાવી લેવી.

આ પ્રમાણે, ડૉ. જેનરે રોપેલું મૂળ આજે વધીને ફાલીને એક વૃક્ષના રૂપમાં ફેરવાઈ ગયું છે.

બાળકૃષ્ણ અમરજી પાઠક

# દેવી કે રાક્ષસી

## પાત્રો

સુધીન્દ્ર
ડૉ. કેશવલાલ : તેનો પિતા
ચારુમતી : ડૉ. કેશ૦ની પુત્રી
સુમતી : ડૉ. કેશ૦ની પત્ની

સુશીલા : પ્રો. ભોળાનાથની પુત્રી
પ્રભાવતી : સુશીલાની મા
દયાકોર : સુશીલાની ફૈ
પ્રો. ભોળાનાથ (સૂચિત) સુશી૦ના મૈયત પિતા

મિસ કામટ, મિસ કૉન્ટ્રેક્ટર, મિસીઝ શાહ, મિસ પંડયા સુશી૦નાં કૉલેજ મિત્રો.

સમય : સાંઝના ચારપાંચનો.　　　સ્થલ : સુધીન્દ્રનો અભ્યાસખંડ.

[સુધી૦ એકલો વાચતો બેઠો છે. સુશી૦ એકાએક પ્રવેશ કરે છે. તે આવેશમાં હોય એમ દેખાય છે, અને જરા થાકેલી છે. તેને આવતી જોઈ સુધી૦ ધીમેથી ચોપડી બંધ કરે છે, અને સુશી૦ને ખુરશી બતાવતો બોલે છે.]

સુધી૦ : બેસો. પરીક્ષાનું પરિણામ સાંભળ્યું ? તમે ફર્સ્ટ કલાસ આવ્યાં ?

સુશી૦ : હા. (સુધીન્દ્ર ઊભો થઈ સુશીલાનો હાથ લઈ તેને જોરથી દાબી શેક હેન્ડ કરે છે. સુશીલાને આ ગમતું હોય છે છતાં અસહ્ય લાગે છે એટલે બોલી ઊઠે છે.) લો હવે હાથ છોડો. તમારાં તો અભિનન્દન પણ આકરાં લાગે છે.

સુધી૦ : તમે અભિનન્દનનાં કાયર લાગો છો. ત્યારે સીધે સાધે કહી દો કે મને પરણશો કે નહિ, એટલે ચારુ બ્હેનને બે જુદાં જુદાં અભિનન્દનો આપવાં ન પડે.

સુશી૦ : આ તે કાંઇ પૂછવાની રીત !

સુધી૦ : પશુઓમા ભાષા નથી એટલે તે લાખો વખત ચેષ્ટા કરીને એક બીજાની સંમતિ માગે છે અને સમજે છે. આપણે માણસ જાતને એમ કરવાની જરૂર નથી.

સુશી૦ : તમે જ વિચારો જોઇએ, હું શું કહીશ.

સુધી૦ : હું તો માનું છું તમે હા જ કહેશો. પણ શાસ્ત્રોમાં કહ્યું છે કે સ્ત્રીનો વિશ્વાસ નહિ હવે જોઇએ શાસ્ત્રો સાચાં પડે છે કે શું થાય છે ?

સુશી૦ : (વ્યંગમાં) એ : હો...!... જાઓ ત્યારે શાસ્ત્રો ખોટાં છે.

સુધી૦ : લો, ત્યારે આ વખતે હાથ નહિ મિલાવું. (આવેશથી ચુંબન કરવા જાય છે. સુશીલા તેને વારતાં—)

સુશી૦ : એની પણ શી જરૂર છે ? એ પણ એક ચેષ્ટા નથી ?

સુધી૦ : એ ચેષ્ટા નથી. એ શું છે તે અત્યારે નથી કહેતો. લો ચારુ બ્હેનને બોલાવું. ચારુ બ્હેન, ઓ ચારુમતી !

સુશી૦ : આટલી બધી બૂમો શી પાડો છો ?

સુધી૦ : અરે ચારુ, આવે છે કે નહિ, કે ચારોળી કહીને બોલાવું ?

ચારુ૦ : (પ્રવેશ કર્યા પહેલાં) એટલાં બધાં ચારોળી વિના તમારાં કયાં ભોજનો ચ્હ ગયાં છે ? (પ્રવેશ કરે છે) ઓહો ! સુશીલા બ્હેન !

સુધી૦: જો એકદમ એમને અભિનન્દન ન આપતી. એ અભિનન્દથી ગભરાય છે. એ બી. એ.માં ફર્સ્ટ ક્લાસ આવ્યા અને મને પરણવાની હા કહે છે.

ચારુ૦: ( સુશીલને એકદમ ભેટીને, કપાળે ચુંબન કરતાં ) સાચે જ હવે ભાઈભાભીના ભોજનમાં હું બહેન તો ચારોળી જેવી જ થઈ! ઉપર શોભાની, હોઉં તો ય શું અને ન હોઉં તો ય શું!

સુશીલ૦: પણ મને છોડો તો ખરાં. આ તે કાઇ રીત!

સુધી૦: એ તને નથી પરણતી હો!

ચા૦: (તેના સામું તાકીને જોતા ) ખરેખર સુશીલા બહેન, તમે એટલાં રૂપાળાં છો, ઓઓ પણ તમને ચુંબન કરે. શો બાને બોલાવું. ગોળધાણા વહેંચે. બા ઓ બા! આમ આવો એક સારી વાત કહું. ( સુશી૦ સુધી૦ને ) બા તો સાંભળીને ગાંડી ગાંડી થઈ જશે. આવો છો ને બા! ( સુમતી પ્રવેશ કરે છે ) બા! સુશીલા બહેને ભાઈના વિવાહ કબૂલ્યા.

સુમ૦: (હર્ષનાં આંસુથી સુશી૦નાં ઓવારણા લેતી ) મારા બેટા! આ ભણેલાં છોકરાંમાં મને તો વહુનું મોઢું જોવાની આશા જ નહોતી. (વિચારમાં પડી જાય છે.)

સુધી૦: તમારા સિવાય બીજાં કોણ કોણ ફર્સ્ટ ક્લાસમાં આવ્યાં?

ચારુ૦: બા! વિચારમાં પડી ગયા કે?

સુમ૦: મને થાય છે કે હવે હું મરી જાઉં તો મારું. આટલું સુખ મારા નસીબમાં ન હોય! મને નહોતું લાગતું, મારો સુધી કોઇ દિવસ પરણે. એના ભૂખ જેવા પ્રયોગોમાંથી કદી નવરો જ ન થાય ને! અને વહેવાર તો કોઈ દી' આવડે જ નહિ. પોતાની મેળે પરણવું હોય, તો જરા નવી રીતે હરવું ફરવું રમવું લોકોમાં સારા દેખાવું, એ તો આવડવું જોઇએ ને? નહિ તો જૂની રીતે માની જઈ અમે પરણાવીએ એમ પરણવું જોઇએ. જૂની રીત શી ખોટી હતી?

સુધી૦: તમારા સિવાય ફર્સ્ટ ક્લાસમાં બીજાં કોણ કોણ આવ્યાં?

સુમ૦: આ તું પરણી એમ મારી ચારુ પણ માની જાય તો સારું. મને તો એનું મન જ સમજાતું નથી.

સુધી૦: તમને શેનું સમજાય? પણ મેં બે વાર પૂછ્યું પણ તમે જવાબ પણ એને નથી આપવા દેતાં. તમે વાતો ય ન કરવા દો તો પછી શેના કોઇ પરણે?

[ બધાં હસી પડે છે ]

ચારુ૦: હજી પરણ્યા પહેલાં જ આટલું બધું લાગી જાય છે? અમે પૂછીને એને લૂંટી તો નથી લેતા ને!

સુમ૦: બાપુ હમણાં મને તો જરા વાત કરી લેવા દે. પછી તો બેઉ વાતોડિયાં છો તે જિંદગી ભર વાતો કરવાની છે સ્તો!

સુધી૦: ( ખોટા ગુસ્સાથી ) નહિ મારે જાણવું છે કે બીજાં કોણ કોણ ફર્સ્ટ ક્લાસ આવ્યાં.

ચારુ૦: સુધી! કહે કહે. ભાઇને એ વિના કાઇ પ્રયોગ અટકી પડ્યો હશે.

સુશી૦: મિસ કામટ સેકન્ડ ક્લાસ આવ્યાં.

સુધીઃ તમે તે શી રીતે ફિલસુફીમાં પાસ થયાં ? હું પૂછું છું કોણ ફર્સ્ટ ક્લાસ આવ્યાં ? સેકન્ડ ક્લાસનું નથી પૂછતો.

સુશી૦ : પેલા મિ૦ જોશી અને એક મિ. ધારપુરે.

સુમ૦ : અરે ! પણ હું કેવી મૂર્ખી ?—ચાંલ્લો કરવાનું અને ગોળધાણા વહેંચવાનું તો ભૂલી જ ગઇ ! જા ચારુ લઇ આવ તો. ( ચારુ જાય છે ) આજ સવારે જ તાજા ધાણા લીધા છે. આ ધાણામા જ આ શુભ પ્રસંગનું નિમિત્ત હશે. દરેક કણ ઉપર ભગવાન તેનું નિમિત્ત લખે છે.

સુધી૦. હાસ્તો, તારે મન તો સુશીલા ઉપર પણ મારું નામ હતું ખરું ? સુશીલા ! બધાના કરતા બાને વધારે કોડ હતા.

સમ૦ : હા હતા, હતા; સાત વાર હતા, જા. કહેનારો કહી રહ્યો ? આગલી વાત તમે છોકરા શું જાણો? સુશીલા તો આવડી હતી ત્યારની મારી જ હતી. આતો વળી...
( ચારુ૦ આવે છે. સુમ૦ વાક્ય પૂરું કરવું ભૂલી જાય છે. ચારુ૦ પાસેથી કંકાવટી લઇ સુશી૦ને ચાંલ્લો કરતાં તેના સામું જોઇ રહે છે. )

સુશી૦ : બા, એમાં શુ જોઇ રહો છો ? હું તમારે ઘેર આવતી તેની તે જ છું.

સુમ૦ : સુશી ! તારું મો તો ચપટુ ને ચૂંટયું તારી મા પ્રભાવતી જેવું જ છે.... એ આવશે ત્યારે એટલા બધા ખુશી થશે ! એ તો કહેશે મારા ઘરમાં દેવી આવી.

સુધી૦ : સુશીલા ! આપણે દેવી બેવી નથી થવું હોં ! માણસ માણસ રહે તો ઘણું છે.

[ ડો. કેશવલાલ પ્રવેશ કરે છે.]

સુમ૦ : સારું થયું, તમે પણ આવી પહોચ્યા. લો ગોળધાણા. આપણી સુશીએ સુધીના વિવાહ કબૂલ્યા.

કેશ૦ : હું ઘણો રાજી થયો. અને તમે ધારો તે કરતાં મારે રાજી થવાનાં બીજાં ઘણાં કારણો છે. પ્રો. ભોળાનાથ અને હું ગાઢ મિત્રો હતા તે તો તમે સૌ જાણો છો. જ્યારે સુશીલાનો જન્મ થયો ત્યારે તેમણે કહેલું કે આપણા બચ્ચા મોટાં થયે પરણે તો કેવું સારું !

સુમ૦ : લે, જો, સાભળ, ડાહ્યો થતો હતો તે ! હવે સુશીલા મારી ખરી કે નહિ ?

કેશ૦ : પણ, પછી તો ( અટકીને, શ્વાસ લઇને ) હું જ સુશીલાનો વાલી થયો, એટલે એ વાત આજ સુધી અમે તમને કોઇને કરી નહોતી. સુશીલા મોટી ઉંમરની થઇને સ્વતંત્ર રીતે જ નિશ્ચય કરે એમ હું ઇચ્છતો હતો. આજે ભોળાનાથભાઈનો સંકલ્પ પાર પડયો. અત્યારે મને એમના કંઇ કંઇ સ્મરણો થાય છે.

સુમ૦ : તમને નથી લાગતું—ભોળાનાથભાઇએ કોલેજમાં પ્રોફેસરની જગા લીધી, અને એ અને પ્રભાવતી બહેન બન્ને આપણે ત્યા ઉતર્યા, ત્યારે પ્રભાવતી બહેન બરાબર આ સુશીલા જેવા લાગતા ? રૂપ રૂપનો અંબાર ! સુશીલા બરાબર મારી બહેન ઉપર ઉતરી છે.

કેશ૦ : પણ બુદ્ધિમા તેને ભોળાનાથભાઇનો વારસો મળ્યો છે. એવડી નાની ઉમરે પણ ભોળાનાથે ફિલસુફીમા નામ કાઢેલું હતું

સુમ૦ : અહોહો ? લોકો તો એમને જોઇને ચકિત થઇ જતા. બેઉ સાથે ફરતાં હોય ત્યારે ઇન્દ્રને ઇન્દ્રાણી જેવાં લાગે ! એમના જેવું સુખી જોડું મેં જોયું નથી.

ચારુ૦ : અત્યારે એ હોય તો આ જોઇને કેટલા સુખી થાય !

સુમ૦ : અરેરે, પ્રભાવતીની પણ અત્યારે આ દશા. મારી સુશીલાને છની માએ નમાઈ થઇને રહેવા દહાડો આવ્યો !

કેશ૦ (ઊઠતાં ઊઠતાં): ત્યારે સુશીલા ! આજે અહીં જ રહી જા. અહીં જ જમજે. (હેટ હાથમાં લઇ જાય છે)

સુશી૦ : હજી તો મેં દવાખાને પણ ખબર નથી આપી. અહીં જ સીધી આવી છું.—(જરા શરમાતાં, સંકોચથી) આ જ ઢૂંકડું પડે એટલે.

સુમ૦ : ત્યારે દયા બહેનને ખબર આપ. અને બન્ને અહીં જ જમજો.

ચારુ૦ : અને સાંજે પછી બધાં સીનેમા જોવા જઇશું.

સુશી૦ : ઠીક, ત્યારે જઇશ. (જાય છે)

સુમ૦ : (તેને જતી જોઇ રહેતાં) અહો ! શી છોકરી છે ને !

[ પડદો પડે છે ]

## પ્રવેશ ૨ જો

સમય : સાંજના ૪ વાગ્યાનો. સ્થલ : સુશીલનું દિવાનખાનું.

[ સુશી૦ એકલી ચાના ટેબલપર બેઠી છે. કિટલીનું ઢાંકણું ઉઘાડીને જુએ છે કે ચા બરાબર થઈ છે કે નહિ. ત્યાં ચારુ૦ પ્રવેશ કરે છે. ]

સુશી૦ : આવો ચારુ બહેન ! હું સમજી ગઈ છું તમે કેમ આવ્યાં તે.

ચારુ૦ : કેમ આવ્યા કેમ વળી ? અમે ચા પીવા આવ્યા છીએ.

સુશી૦ : ના.

ચારુ૦ : ત્યારે જોજે, પીઉં છું કે નહિ !

સુશી૦ . ના ખોટું બોલો છો. હું જાણું છું.

ચારુ૦ : તો ગાંડી ! એટલું સમજી ગઈ તેમાં નવાઈ શી કરી ? કોઇ છોકરાને મારીએ અને કહીએ કે જોજે હમણા રડશે, એમાં બહુ વરતી ગયાં કહેવાઈ એ ? તું કરે એવું તે મારે આવવું જ પડે ને ! સાચુ સમજી હો તો માની જા ને !

સુશી૦ : આ તમને બધાને આટલી ઉતાવળ શાથી થાય છે તે મને સમજાતું નથી. જુઓ, સુધી હમેશા મને મળવા આવે છે, કદી એ વાત નથી કાઢતો. ડૉક્ટર કાકા કદી નથી બોલતા. અને તમને અને બાને બીજું સુઝતું નથી ! મને લાગે છે હવે મારે સ્ત્રીઓ કરતા પુરુષો સારા છે એમ માનવું પડશે !

ચારુ૦ : પણ તું કાંઇ પણ કારણ આપ્યા વિના મોડું કરે તે કેમ કોઇથી ખમાય ?

સુશી૦ : ચારુ બહેન ! તમે બધાં હૃદયની કવિતા લૂંટી લો એવાં છો.

ચારુ૦ : નહિ નહિ. અમે તો તારા હૃદયની કવિતા વહેલી શરુ થાય માટે આમ કરીએ છીએ.

સુશી૦ : ત્યારે જુઓ, હું તમને કહું. મારી બા એસાઇલમમાંથી આજથી ત્રણ મહિને છૂટશે. બીજું એ, કે મેં મારા પિતાનું સુંદર બાવલું કરવા ઓર્ડર આપ્યો છે. તે પણ તે અરસામા આવશે. મને એમ કે મારી બા આ બધું જુએ તો તેને આનંદ થાય. મને એવી ઇચ્છા કે આ બધું તમને ઓચિંતું દેખાડું. પણ તમે મારા મનની કવિતા બગાડી નાંખ્યા વિના ક્યાં રહો એવાં છો ?

ચારુ૦ : તો ગાંડી, એકલી એકલી કવિતા કરે તેમાં અમે શું કરીએ ? કવિતા એકલાં કરવાની નથી. સૌને કહ્યું હોત તો શું બગડી જાત ? લે ત્યારે હવે બાને અને દયાબ્હેનને બોલાવું.

સુશી૦ : તમે આમ બધા ઘેરો ઘાલવા આવ્યાં છો એ ખબર હોત, તો મારો રહસ્ય ગઢ બે ઘડી ટકાવી રાખત.

[ સુધીન્દ્ર પ્રવેશ કરે છે. ]

ચારુ૦ : ( સુધી૦ને જોતા ) આ ઘેરામાં નવી કુમક.

સુશી૦ : નહિ. એને હમેશ માફક આવવાનો વખત ક્યારનો થઇ ગયો છે.

સુધી૦ : કેમ આ લશ્કરની શી વાતો કરો છો?

ચારુ૦ : એ તો મેં એને પૂછ્યું કે તમે લગનની તારીખ કેમ ઝટ નથી નક્કી કરતાં, ત્યારે કહે છે કે મારા મનની વાત બહાર કઢાવીને તમે મારા હૃદયની કવિતાનો નાશ કરો છો.

સુધી૦ : પણ જેમ ભણવામા કવિતાનું ગદ્ય કરવુ પડે છે, તેમ જીવનમાં પણ હૃદયની કવિતાનું ગદ્ય કરવુ જ પડે. જીવનમાં શુદ્ધ કવિતા ભોગવાય એ આશા જ ખોટી છે.

ચારુ૦ : ચાલો હું બાને અને દયાફઇને બોલાવી લાવું.

સુધી૦ તારે જવુ હોય તો જા, નહિ તો મારે કશી ખાનગી વાત કરવાની નથી.

ચારુ૦ : પણ મારે કામ છે. ( જાય છે )

સુશી૦ : તમારે ચા પીવી છે ને?

સુધી૦ : પણ આટલી ચાએ શું થાય? અને જરા ખાવાનું પણ જોઇએ ને?

સુશી૦ : મેં તમારી ઘણીવાર રાહ જોઈ. આજે કેમ મોડું થયું?

સુધી૦ : મિસ કામટ લેબોરેટરીમા હતાં. તેમને એક થિયરી સમજાવતો હતો.

સુશી૦ : તે હજીએ લેબોરેટરીમા આવે છે? એને એટલું બધું શું ભણવું છે?

સુધી૦ : કેમ ભણે નહિ? હું કેમ ભણું છું?

[ ચારુ૦ અને સુમ૦ આવે છે. ]

સુશી૦ : દયાફઈ કેમ ન આવ્યાં?

સુમ૦ : ચા કરવા રોકાયાં છે.

સુશી૦ : ના, ના, ચા હું કરીશ. સુધીન્દ્રને ત્રણ પ્યાલા પીવાની ટેવ છે.

ચારુ૦ : જાણે તું જ સુધીની ટેવ જાણતી હઇશ. ચા તો સૌને માટે ક્યારની મૂકી છે અને હમણાં—લે જો, દયાફઇ લઇને આવ્યા. (બધા ટેબલ ફરતા બેસે છે) બા! સુશીલાની ઇચ્છા તો પ્રભાવતી માસી એસાઇલમમાંથી છૂટીને આવે તે પછી લગન કરવાની છે.

[ હવે પછીની વાતચીત ચા પીતાં પીતાં થાય છે. ]

સુમ૦ : હં. એમાં શું ખોટું છે! કેમ દયા બહેન! ત્યારે અત્યાર સુધી કહેતી કેમ નહોતી?

દયા૦ : પણ મને એમ કે વહેલું થાય તો ઠીક. મારે મારું ઘર પડવા આવ્યું છે. તે સમું કરાવવા જવું છે. અત્યારથી સમું કરાવવા માંડીશ ત્યારે ચોમાસા પહેલાં થઈ રહેશે. હવે થોડા દિવસમાં જઇશ. લગનમા મારી ખાસ શી જરૂર છે? ગાતે વાજતે લગન કરજો, હું રાજી ને મારી આતરડી રાજી.

સુશી૦ : અરે પણ ફઇ! તમે ન હો એ કેમ બને? આજ સુધી તો તમે કશું કહ્યુ નથી! વળી તમારે ઘરને શું કરવું છે?

દયા૦ : ના, બા. મારાથી એમ ન રહેવાય.

સુશી૦ : પણ તમારે તો રહો છો એમ જ રહેવાનું છે. (કેશ૦ પ્રવેશ કરે છે) બો, આ કાકા આવ્યા. એ મારો પક્ષ તાણશે.

કેશ૦ : કેમ શી બાબત છે?

સુમ૦ : સુશીલાને એમ છે, કે પ્રભાવતી એસાયલમમાંથી ત્રણ મહિના પછી આવવાની છે, તે પછી લગન કરવાં.

ચારુ૦ : અને ભોળાનાથ કાકાનું એક બાવલું પણ તે અરસામાં આવી જશે.

કેશ૦ : (વિચાર કરીને) એમ કરવાનું કાંઇ કારણ નથી.

સુશી૦ : કાકા એ તમે ડોક્ટરો ન સમજો. હું એકવાર મિસ ગૌરીને મળવા તેની ચાલમાં ગઈ હતી. પડોશમાં એક સ્ત્રીને આંકડી આવી. તેને શુદ્ધિમાં લાવવા ખાસડું સુંઘાડતા હતા. વળી હિસ્ટરિયામાં ડુંગળી કાપીને સુંઘાડતાં પણ મેં જોઇ છે. હવે તેમાં સિદ્ધાન્ત તો એ જ ને, કે કોઇ પણ ઉગ્ર ગન્ધ લેવરાવવી. ત્યારે સુંદર અત્તર કેમ ન સુંઘાડવું? તમે ડોક્ટરોએ વધારે સૌમ્ય ઉપાયો શોધવા જોઇએ.

સુધી૦ : અશકય. એ ખાસડાનું કામ અત્તર નહિ કરે. ખરાબ ગંધની જ ત્યાં અસર છે.

કેશ૦ : બહેન, પણ અતિ હર્ષથી કોઇવાર માણસને ઉન્માદ થઇ જાય છે. હું તો પ્રભાવતીને લગન પહેલાં લાવવાની સલાહ ન આપું.

ચારુ૦ : તે હેં બા! પ્રભાવતી માસીને ચિત્તભ્રમ શાથી થયો? અતિહર્ષથી થયો હતો?

સુમ૦ : ના. ભોળાનાથભાઇ ગુજરી ગયા તેના આઘાતથી તે જ વખતે ગાંડાં થઈ ગયા હતા.

કેશ૦ : ના. કદાચ તે પહેલા ગાંડાં થઇ ગયાં હશે.

ચારુ૦ : ભોળાનાથકાકા શાથી ગુજરી ગયા?

કેશ૦ : કંઇ ખબર પડી નથી.

સુમ૦ : તમે તો કહેતા હતાને કે હાર્ટ ફેઇલથી ગુજરી ગયા?

કેશ૦ : એ તો કોઈ કારણ ન જણાયું એટલે અટકળથી એમ કહ્યું હશે.

સુશી૦ : કાકા, આતે તમે શું કહો છો? તમે ડૉક્ટર થઇને ન જાણો એમ બને? બા તમને ખબર છે?

સુમ૦ : ના, બા. એ તો નોકર આઠ વાગે બોલાવવા આવ્યો. સવાર હતી, અને ટાઢ તો કહે મારું કામ. અમને શી ખબર શા માટે આવ્યો છે. એ ગયા. અને પછી ઠાઠડી બાંધી રહીને જ બધાને બોલાવ્યાં. હું ગઈ ત્યારે તો પ્રભાવતી સતમૂન બેઠી હતી. ત્યારથી એ અવાચક થઈ ગઇ છે.

સુશી૦ : મને ડૉ. વજરાય કહેતા હતા, કોઇ કોઇ વાર એકલાં બોલે છે.

કેશ૦ : (વિચાર કરતા) આં...ઠીક લો. પેલા પૈસા તેં તારા ખાતામાં જમા કરાવ્યા? અને......

સુશી૦ : હવે કરાવીશ. (હાથમાં પ્યાલો રહી જાય છે. થોડીવાર કોઈ બોલતું નથી) મારું તો માથું ચઢયું છે. (પીધા વિના પ્યાલો નીચે મૂકે છે. બધાં અજાણતાં એ પ્રમાણે કરે છે.)

સુમ૦ : કોણ જાણે કયાંથી એ આ વાત નીકળી.

કેશ૦ : ચાલ ખુલી હવામાં જરા ફરવા. ઘરમાં બેસી રહેવાથી માથું ચઢયું હશે.

સુશી૦ : ના જરા એકલી બેસી રહીશ એટલે ઠીક થઈ જશે.

કેશ૦ : (કોઇને ઉદ્દેશ્યા વિના) ભોળાનાથભાઇને પણ એની ટેવ હતી. ત્યારે ચાલો,(સુધી૦ને) પણ લગ્ન વહેલું કરવાનો વિચાર કરી જોજે. (ઊઠે છે. સુમ૦ ચારુ૦ પણ ધીમે ધીમે ઊઠે છે.

તેમની પછી સુધી૦ નજરથી સુશી૦ને પૂછે છે, અને સુશી૦ તેને પણ જવા નિશાની કરે છે. કેશ૦નું કુટુંબ જાય છે. )

દયા૦: તું ફિકર ન કર. તને આટલી નાની વયે ચિંતાતુર જોઇને મને કાંઈનું કાંઈ થઇ જાય છે.

સુશી૦: પણ જુઓને, તમે વળી નવું જ પદક કાઢ્યું !

દયા૦: પણ એ તો ખરી વાત છે. (થોડી વારે) ચાલ ઊઠ, પેલી બારી આગળ બેસ,—ફરવા ન જવું હોય તો.

સુશી૦: (થોડીવાર રહીને. થાકથી) તમે જાઓ હું બેસું છું. (દયા૦ જાય છે.) ખરેખર, આ દુનિયા તો કવિતાને દેખે ત્યાંથી ચગદી ઘાલે એવી છે. બાને સુખી કરવાનાં સ્વપ્ન રચું છું, ત્યાં દયાફઈ જતા રહે છે. (થોડીવાર શાંત રહે છે.) ખામડાની દુર્ગન્ધ જ કામ કરતી હશે એમ ? (જરા લૂખું હસીને) ડૂગળી ને ખાસડાં શાથી કહેવતમાં ભેગાં બોલાતાં હશે ?...પણ હું તો મક્કમ રહીશ. ભલે સૌને કરવું હોય તેમ કરે. (ઊઠીને જાય છે)

[ પડદો પડે છે. ]

## પ્રવેશ ૩ જો

**સમય**: મોડી રાતનો **સ્થળ**: સુશી૦નું ઘર, તેનો સૂવાનો ખંડ

[ હાથમાં કંઈક ચોપાનિયું લઇને વાંચતા હોય એવા આકારનું પ્રો. ભોળાનાથનું બાવલું ખુરશી ઉપર પડ્યું છે. એક ખૂણામાં પ્રભાવતી ખાટલામાં શૂન્ય મોએ, ઉઘાડી આંખે બેઠેલી છે. બાવલા પાસે સુશી૦ દીવે કોઈ ચોપડી વાંચે છે. ]

સુશી૦: (વાંચવાનું બંધ કરી પ્રભા૦ સામું જુએ છે) અહોહો, હજી સુધી બેસી રહી છે. એણે આંખનું મટકું એ માર્યું નથી. હજી મને ઓળખતી લાગતી નથી. દયાફઇને પણ ઓળખતી લાગતી નથી! પણ દયાફઇ હજી તેની પાસે જ ગયા નથી ને ! મેં કહ્યું ત્યારે કહે, મને જોઇને એને જૂનું દુઃખ સાંભરી આવે કદાચ ! પણ બાપુને ન ઓળખે એમ બને નહિ. (વિચારીને) આ મેં દીવો અહીં રાખ્યો છે એ ભૂલ કરી છે. તેજ બરાબર બાપુ ઉપર પડે એમ રાખવો જોઇએ. (ઊભી થઇ તે પ્રમાણે કરે છે. દીવો જરા મોટો કરે છે) હજી એનું ધ્યાન આ તરફ ગયું નથી. બાવલા પાસે જરા અવાજ કરું. આ એલાર્મ જરાક જ વગડે એમ બાવલા પાસે મૂકું. (તે પ્રમાણે કરે છે)

[ થોડી વારે જરા સંગીત જેવું એલાર્મ થાય છે. પ્રભા૦ તે સામું જુએ છે. ]

સુશી૦: હા ! એણે સામું જોયું.

પ્રભા૦: ઓહોહો ! એ તો કયારના બેઠા બેઠા વાંચે છે ! કેવા સુંદર દેખાય છે ! એમનું કપાળ કેવું ઝગે છે ! એટલા વહાલા લાગે છે ! બધાને જોઈ વળો. કોઇ બાપડો આવો હોય તો બતાવો. કોઇ બાપડી ભણી એની આંખનો ખૂણો પણ કદી ખેંચાય નહિ.— અહાહા, એટલા બધા વહાલા લાગે છે! જાણે શું કરી નાખું! (ખાટલામાંથી ઊઠે છે. નીચેની ઉક્તિઓમાં ધીમે ધીમે બાવલા પાસે જતી જાય છે.)

સુશી૦: ખરેખર, સુમતી માશી કહેતાં હતાં તેમ મારાં માબાપને બહુ જ બનતું હશે. પણ મારાથી આવું સમજાય ? કંઇ નહિ, હું તો એના દરદ સારુ જોઉં છું ને !

પ્રભા૦: જાણે દી'રાત બાથમાં જ ઘાલી રાખું. અહાહા ! અહીં આવે તો હમણાં...

પણ મારી તો સામું એ જોતા નથી. હું તો એમને ગમતી જ નથી. હું ક્યાં એમના જેટલી ભણેલી છું? એમને તો ખૂબ ભણેલી જોઇએ. જાઓ લઈ આવો, ખૂબ ભણેલી જોઇને.

સુશી૦ : આ આટલું ગાડપણ.

પ્રભા૦ : મને એના પર આટલું વહાલ થાય છે એનું એને કાંઇ નથી. એક ઘડી મારી પાસે બેસતા નથી. કહું તો કહેશે મારી જિંદગી તું એકલી માટે નથી. ત્યારે બીજી કઇ ચંખણી માટે તમારી જિંદગી છે? બોલો ને! અમે કેમ તમારે માટે આટઆટલું કરીએ છીએ? કેમ કાંઇ અમે મોહીને આવ્યા છીએ, પરણીને નથી આવ્યાં? પાછા કહેશે તું પણ સ્વતંત્ર જીવન ગાળ. બળ્યું તમારું સ્વતંત્ર!...એ જુઓ હસે છે. શું વાંચે છે! કેમ હસે છે! પરીક્ષાના પેપરો વાંચે છે. જરૂર કોઇ રાંડનો પેપર હશે. રાંડો કોણ જાણે શા સારુ આટલું ભણતી હશે. રાંડો! ભાયડો ન મળતો હોય તો જાઓ...ક્યાંઇ મારી જીભ જાય છે! રાંડો બીજાના ભાયડા આડી શું કરવા આવો છો?

સુશી૦ : આ હું શું સાભળું છું?

પ્રભા૦ : રાંડ કોઇ અહીં આવે તો ટાંટિયો જ વાઢી નાખું. જો ને, કેટકેટલું કરું છું તોય મારી સામું ય જુએ છે? એ...ન તે મજા છે. કોલેજમાં જવું, જુવાન છોકરીઓમાં ફરવું, સુધરેલાં ગણાવું, અને ઘેર અમારા સામુ એ ન જોવું. મોઢું ભૂકું નહિ તો! મારું હોય ના એક!

[ પ્રભા૦ બાવલાને મારે છે. બાવલું પડી જાય છે અને ભાંગે છે. તેના અવાજથી ઝબે છે, પડે છે, બેભાન થાય છે. સુશી૦ દોડીને તેને માથે હાથ ફેરવે છે, જરા જરા બીનું પાણી ચોપડે છે. પ્રભા૦ ઊઠે છે. સુશી૦ સામું તાકીને જોઇ રહે છે અને પછી એકદમ ઊભી થઈ સુશી૦ ના વાળ પકડીને ખેંચતા ]

પ્રભા૦ : રાંડ દયલી! પાછી આવી? રાંડ મેં કહ્યું'તું, તારે મારે ઘેર ન આવવું. હું ને મારો ભાયડો હોઇએ ત્યાં ન આવવું. રાંડ આ પટિયા કોના સારુ પાડયાં છે? રાંડ જા, ટળ્ય અહીંથી કહું છું, રાંડ.

[ પ્રભા૦ સુશી૦ને મારવા જાય છે સુશી૦ છટકી જાય છે, તેને પકડવા જતાં પ્રભા૦ બીનામા લપસે છે, નીચે પટકાય છે, ફરી મૂર્ચ્છા ખાય છે. સુશી૦ દીવો ઓછો કરે છે. પ્રભા૦ને માથે બરફ મૂકે છે. પ્રભા શાંત થઈ જાય છે. તેને સરખી સુવારે છે. તેના બીના કપડાં દૂર કરે છે. સારી રીતે ઓઢાડે છે. ખુરશી પાસે લાવી તેના સામું જોતી જોતી બેસે છે. ]

સુશી૦ : અહોહોહો એણે મને દયાકુંઇ ધારી! ગને તો એ ઓળખતી જ નથી. હાંહાં! સમજાયું. મને તેણે ગાંડી થયા પહેલા જોએલી તે જ વખતની હું તેને યાદ છું. હું મોટી થઇ તે તેના ધ્યાન બહાર છે. ત્યારે દયા ફઈ તરફ તેનો આવો ભાવ? હવે સમજાયું, શા માટે દયાફઇ એની નજરે નહોતા ચડતાં. શા માટે એમણે ઘર ચણાવવા જવાનું કહ્યું! આજ સુધી હું કશું જ જાણતી નહોતી! ત્યારે મારી બાએ જ મારા બાપુને...? ... ... હારનો. અને છતા બહાર તો બધે જ એમ ગણાતું કે મારાં માબાપને ઘણું સારું બને છે! સુમતી માશી પણ એમ જ માને છે! જાણવામાં ફક્ત આ દયાફઇ અને ડૉકટર કાકા. એટલે જ એ જ્યારે ત્યારે બા અને બાપુની વાત ઉડાવે છે. એટલે જ એમણે લગ્ન વહેલાં કરવાનું કહેલું! ત્યારે હવે લગ્નનું?...જગત બધું બહારના ખોટા દેખાવોમાં જ ચાલે છે. ... નહિ નહિ, માણસ પોતાનું હૃદય જ નથી ઓળખતું! ( ઘડિયાળમાં પાંચ વાગે છે. વિચાર કરે છે. ), એક વાર ડૉ. ધનરાય પાસે જઇ આવું. ( જાય છે. )

[ પડદો પડે છે. ]

## પ્રવેશ ૪ થો

**સમય :** સવારના સાતનો **સ્થળ :** સુશીલાનું દિવાનખાનું

[ પડદો ઉઘડતાં એક ટેબલની આસપાસ મિસ કામટ, મિસ કોન્ટ્રેક્ટર, મિસિસ શાહ, મિસ પંડયા અને દયાકોર બેઠાં છે. ]

**દયા૦ :** હવે સુશીલા આવવી જોઇએ. કોઈ કોઇવાર વધારે દૂર ફરવા જાય છે ત્યારે મોડું થાય છે.

**મિસ કૉન્ટ્રેક્ટર :** સુશીલા બહેન 'હિન્દુ ધર્મમાં સ્ત્રીની સ્થિતિ' સંબંધી એક પુસ્તક લખવાના હતા તેનું શું થયું?

**દયા૦ :** મને બરાબર ખબર નથી. પણ તે વાંચતી તો હતી. અને ઘણી ચર્ચા કરતી હતી.

**મિસિસ શાહ :** હમણા સુધીન્દ્ર તો અહીં નહિ આવતા હોય?

**દયા૦ :** ના, લગભગ નિયમિત આવે છે. એ બન્ને એ વિષય ઉપર પુષ્કળ ચર્ચા કરે છે. તમે જરા બેસશો? હું તમારે માટે ચા અને થોડું ખાવાનું લઇ આવું!

**મિસ કામટ :** ના, ના, અમે હમણા જ ઘેરથી ચા પીને નીકળ્યાં છીએ.

**દયા૦ :** ના ના, આજ તમારાથી ના ન પડાય. (જાય છે)

**મિસ પંડયા** હું તો પહેલેથી જ માનતી હતી કે સુશીલા સુધીન્દ્રને પરણશે.

**મિસ કૉન્ટ્રે૦ :** મને ખરું પૂછો તો સુધીન્દ્ર કદી પરણી શકે એ સાચુ લાગતું નહોતું. જેને દિવસ રાત પ્રયોગો કરવા સિવાય બીજો ધંધો નહિ, જે માણસ કરતાં તીડિયા ને પક્ષીઓ ઉપર વધારે ધ્યાન આપે, તે શી રીતે પરણી શકે? (ધીમે સાદે) આવી સુશીલા જેવી ચાલાક છોકરીએ એવાને કેમ પસંદ કર્યો તે જ મને સમજાતું નથી.

**મિસ કામટ :** કેટલાક પુરુષો બહારથી એવા જડ જેવા દેખાય છે, પણ ખરે જ એવા હોતા નથી. તેઓ મન આડો એક પડદો રાખીને ફરે છે. તે પડદો કોઇવાર જરા ઉંચકાઇ જાય તો તેમનો ખરો સ્વભાવ ઘણો જ માણસાઈવાળો જણાય છે.

**મિસિસ શાહ** જુઓ ઘંટડી સંભળાય છે. કાંતો સુશીલા આવી!

[ બધા તે દિશાએ જુએ છે. સાઇકલ આવે છે. ઉપરથી સુશી૦ ઉતરે છે. ચારે મહેમાનો ઊભા થાય છે. ]

**ચારે યે મહેમાનો** — કૉંગ્રેચ્યુલેશન્સ, સુશીલા બહેન, અભિનંદન.

**સુશી૦ :** હેં?! હં! જરા રહો હોં.

**મિસ પંડયા :** શું હેં હં. કંઇ ફિલસુફીમાં પડી ગઇ કે શું? પરણે તેના આ હેમ હોય? હું નથી પરણી તોય એટલું તો સમજું છું.

**સુશી૦ :** નહિ, નહિ, નહિ, નહિ. મને જરા માફ કરો. મેં લગ્ન બંધ રાખવાનો નિશ્ચય કર્યો છે.

**મિસ કામટ :** ક્યારે કર્યો?

**સુશી૦ :** ઓ! તમે આવ્યાં છો? મેં જાણ્યું તમે નહિ આવ્યાં હો.

**મિસ કામટ .** એમ કેમ વારુ?

**સુશી૦ :** મને એમ કે તમે અભ્યાસ છોડી અત્યારમાં નહિ આવો.

**મિસ કામટ :** પણ આ લગ્નની શી વાત છે? કમારે મુલતવી રહ્યાં?

સુશી૦ઃ અત્યારે જ, આ ફોન કરીને આવું. (જાય છે)

[બીજા ખંડમાંથી દયા૦ ચા અને મિઠાઈની રકાબીઓ લઈને આવે છે]

મિસિસ શાહઃ દયા બહેન! આ મિઠાઈ હવે અમારે ન ખપે. અમે તો લગ્નની મિઠાઈ ખાવા આવ્યાં હતાં.

દયા૦ઃ પણ લગ્નની જ મિઠાઈ હું આપું છું ને! કેમ આ લગ્નની નહિ ગણાય?

મિસ કૉન્ટ્રૅ૦ઃ સુશીલા બહેન તે અમને બનાવે છે કે શું, તે સમજાતું નથી. હમણાં કહે છે કે લગ્ન તો મુલતવી રહ્યા.

દયા૦ઃ ના ભઈ! લગ્ન તો આજે સાંજના નવ વાગે છે.

મિસ પંડ્યાઃ ત્યારે સુશીલા તો કહે કે અત્યારે લગ્ન બંધ કર્યાં છે. (સુશીલા આવે છે) કેમ સુશીલા! મશ્કરી તે અમે તારી કરીએ, કે તું અમારી કરે?

સુશી૦ઃ મશ્કરી શેની?

મિસિસ શાહઃ શેની કેમ? દયા બહેન કહે છે બંધ તો કંઈ નથી રહ્યાં!

સુશી૦ઃ તે મેં એમને હજી કહ્યું નથી. હા, મેં લગ્નનો વિચાર બંધ કર્યો છે. અત્યારે જ મેં સુધીન્દ્રને ફોન કર્યો. સુધીન્દ્ર નહોતો, એટલે ચારુ બહેને ફોન લીધો. બાકી બધાંઓને તમે જરા ફોન કરી નાખજો. મને આજે શરીરે ઠીક નથી.

દયા૦. (ગભરાઈને) તું જરા બેસ, મને વાત કર. આ બધાં.........

સુશી૦. હા હા, સાંભર્યું. હું ખાણાવાળાને ફોન કરી ઑર્ડર રદ કરું. આ આવી. (જાય છે.)

[બધા શૂન્ય થઈ બેસી રહે છે. દયાકોર ગભરાય છે.]

મિસિસ શાહઃ દયા બહેન, તમને અત્યાર સુધી કશું કહ્યું જ નથી?

દયા૦ઃ કશું જ નહિ! આનું મારે શું કરવું તે મને સમજાતું નથી.

મિસ પંડ્યાઃ તમે કંઈ જ જાણતા નથી? કોઈની સાથે કંઈ અણબનાવ થયો કે કંઈ સુધીન્દ્ર......

દયા૦ઃ ગઈ કાલે સાંજે તો હજી સુધીન્દ્ર અહીં આવ્યા હતા. અને અમે એટલા જ આનંદથી વાત કરતાં હતા.

[સુશીલા આવે છે]

મિસિસ શાહઃ સુશીલા બહેન, અમને માફ કરો, પણ આ તો સારું ન ગણાય. અમને સમજાવો તો ખરાં, તો એનો કાંઈ ઉપાય થાય.

સુશી૦ઃ લગ્ન થાય તેની સાથે સમાજને સંબંધ છે, એટલે લગ્નની વાત જાહેર થવાની જરૂર છે; લગ્ન બંધ રહે તે કેવળ ખાનગી છે. એની વાત બહાર પાડવાની શી જરૂર? લગ્ન બંધ કરવામાં કોઈનો પણ દોષ ગણાતો હોય તો હું કહું છું, તેને માટે જવાબદાર માત્ર હું છું. વાંક બધો મારો છે. (ગાડી અને નર્સ આવે છે. દયા૦ને સંબોધીને) મારી બાને માટે મેં મગાવી છે. રાતે તેની તબિયત સારી નહોતી. અત્યારે ડૉક્ટર હજરાવની મેં સલાહ લીધી. તેઓ બાને પાછા એસાઇલમમાં મોકલવાનું કહે છે. તમે બાને હળવે રહી બેસારી દો.

દયા૦ઃ (હેબક ખાઈ જાય છે. ગાઝીવારે)ઃ હું એકલીથી એમને લવારી નહિ આપણે બંને જઈએ.

સુશી૦ઃ હું તદ્દન થાકી ગઈ છું. તમે બહેનો એમને જાળવીને ગાડીમાં બેસારશો?

[ચારેય મહેમાનો જાય છે. અંદરથી પ્રભા૦ને લઈ આવી ગાડીમાં બેસારે છે. પ્રભા૦ શૂન્ય જ દેખાય છે. ગાડીમાં તેને રવાના કરીને]

**બધાં મહેમાનો:** ત્યારે અમે રજા લઇએ?

**સુશી૦:** હા. મને માફ કરશો.

**મિસિસ શાહ:** સુશીલા બહેન! આટલું બધું પોચુ મન ન રાખીએ. બાને કાઇ એવું ખરાબ નથી. માણસોને તો વહાલા સગાં મરણપથારીએ હોય, ને પરણી લેવું પડે છે.

**સુશી૦:** એમા બાનું કારણુ નથી. (ટેબલ પર થાકથી માથું નાંખી દે છે)

**બધાં૦:** ત્યારે અમે રજા લઇએ.

[ સુશી૦ હાથથી રજા આપે છે. મહેમાનો જાય છે. તેમનો વાસો દેખાય છે એટલે સુશી૦ ડુસકુ મૂકે છે. જતા જતા મહેમાનો તેના તરફ એક નજર નાખતાં જાય છે. દયા૦ દીન થઇ જોઇ રહે છે. તેના પર હાથ મૂકે છે, તેને પપાળે છે, પાસે બેસે છે. ફોન સભળાય છે. સુશી૦ દયા૦ ને ઊઠવા ઇસારો કરે છે. દયા૦ ઊઠે છે. ]

**સુશી૦:** હું ઊંઘી જાઉં છું. મને જગાડશો નહિ. મારું શરીર સારું નથી.

[ બન્ને જુદી જુદી દિશાએ જાય છે. ]

## પ્રવેશ ૫ મો

**સમય:** બપોર પછીનો. **સ્થળ:** સુશીલાનો સૂવાનો ખંડ.

[ સુશી૦ સૂતી છે ઊંઘે છે. પાસે ચારુ૦ ખુરશી નાખીને ચૂપ બેઠી છે. હાથમા પેપર લઈ વાચે છે અને વારેવારે સુશી૦ તરફ જોતી જાય છે. સુશી૦ એકદમ ચીસ પાડી ઊઠે છે. તેની આખો ગાડા જેવી દેખાય છે. ચારુ૦ તેની પાસે જાય છે, તેને બાથમા લે છે. ]

**ચારુ૦:** પણ છે શું? શુ છે સુશી! (સુશી૦ રડે છે, ડુસકાં ભરે છે.) કેમ કંઈ સ્વપ્ન આવ્યું? (સુશી૦ ચારુ૦ સામે જુએ છે. ધીમે ધીમે ડુસકાં દબાવે છે. તેના ખભાપર પડી રહે છે.) કેમ કંઇ સ્વપ્ન આવ્યુ?

**સુશી૦:** હા, બહુ ભયંકર સ્વપ્ન!

**ચારુ૦:** પણ શું હતું?

**સુશી૦:** સુધી કયા છે? તેને કેમ છે?

**ચારુ૦.** એ તો મઝામા છે. લેબોરેટરીમા ગયો છે.

**સુશી૦:** તેને એકદમ બોલાવ. મને બહુ ભયંકર સ્વપ્ન આવ્યું.

[ ચારુ૦ જઇને ફોન કરે છે. સુશી૦ ધીમેથી ખાટલા પરથી ઊઠી ટેબલ પાસે ખુરશી ઉપર બેસે છે. ચારુ૦ પાછી આવીને ખુરશી પર બેસીને ]

**ચારુ૦:** એવું શું હતુ?

**સુશી૦:** અરે રે! હું તે શુ કહું?

**ચારુ૦:** જો, સુધી લેબોરેટરીમાથી નીકળી ગયો છે. આવતા થોડીવાર થશે ત્યાં સુધીમાં જરા પાણી પી, શાત થા, પછી કહેજે.

**સુશી૦:** ના ના. વાત તો મારે તમને જ કહેવી છે. પછી તમે એને કહેજો. કંઇને કહેશો, યા મૂકે? (ચારુ૦ જાય છે. સુશી૦ ઊઠે છે. મોં ધુવે છે. જરા વાળ સરખા કરે છે.)

**ચારુ૦:** (આવીને) લે કહે ત્યારે.

**સુશી૦:** મને એવું સ્વપ્નું આવ્યું (નિશ્વાસથી) કે જાણે મને સુધી ઉપર એકદમ હેત ચડ્યું. મેં તેને ઘરમાં લાવીને બાથ્યો. પછી હું તેને હેતમા ને હેતમાં ચાટવા લાગી. હું ચાટતી ગઇ તેમ તેમ સુધી ઓગળતો ગયો. (ભડકતી, અનિમિષ નયને) પછી આટલોક રહ્યો એટલે હું તેને ખાઇ ગઇ. હુ ખાઇ ગઇ એમ સમજાયું તે સાથે જ મારાથી ચીસ પડાઇ ગઈ.

ચારુ૦: બહુ વિચિત્ર સ્વપ્નું! તું આવા ખોટા ખોટા વિચારો કરતી હઈશ તેથી તને આવાં સ્વપ્નાં આવે છે. અને પછી પાછી સ્વપ્નાથી ભડકે છે. આવા કોઈ સ્વપ્નાથી તો લગ્ન બંધ નથી રાખ્યું ને!

સુશી૦: ( આ ઉક્તિ તપીને બોલે છે, અને બોલતી બોલતી તપતી જાય છે ) હું અને સુધી કરતા હમેશા તમે જ લગ્નના વધારે આગ્રહી છો. મને તું બેવકૂફ માને છે? સ્વપ્નામાં જે ભયંકર વૃત્તિ દેખાઈ તે ખરેખર મારામાં છે એમ હું માનું છું માટે મેં લગ્ન બંધ કર્યાં છે.

ચારુ૦: એવું તે હોય!

સુશી૦: ( મશ્કરી ન સ્વીકારતાં ) અને એ વૃત્તિ મારામાં વારસાથી આવી છે. મારી બા પાસેથી.

ચારુ૦: આ તે શી કલ્પના તારી સુશી!

સુશી૦: ના કલ્પના નથી, જો બનાવું.

[ સુશી૦ ચારુ૦ને લઈ જાય છે અને ભાગેલું બાવલું બતાવે છે. કકડો હાથમાં લઈ જુએ છે, ચારુને આપે છે. ]

ચારુ૦: અરરરર! આ કોણે ભાંગ્યું?

સુશી૦: મારા બાપુ શાથી ગુજરી ગયા તું માને છે? ( ચારુ૦ બોલવા જાય છે, તેનો હાથ પકડીને ) મારી બાએ તેમનું ખૂન કર્યું હતું. એ બધું જે બન્યું હતું તે મારી બાએ કાલે બેશુદ્ધ અવસ્થામાં કર્યું! તેને સાચે જ લાગ્યું કે એ મારા બાપુ છે. આટલાં વરસ વચમાં વહી ગયાં તેની તેને ખબર જ નથી.

ચારુ૦: એ તો ગાંડપણમાં કર્યું હશે. તે સાચું મનાય? બન્ને ખુરશીએ બેસે છે. કકડા ટેબલ પર મૂકે છે. )

સુશી૦: અને આ તો હજી હવે મને સમજાય છે. જો બાપુ કંઈક વાંચતા હોય તેવું બાવલું હતું. મારી બા રાત્રે એમ જ બોલી કે પરીક્ષાના પેપરો વાંચે છે. અને જુઓ. બરાબર એ વખતે પરીક્ષા થઈ રહી હતી એમના મરણને લીધે પરીક્ષક બદલાવવા પડ્યા હતા એમ કેશવલાલ કાકાએ એક વાર કહ્યું હતું.

ચારુ૦: ત્યારે તું મારા બાપુને જ શા માટે પૂછતી નથી?

સુશી૦: તું હજી નથી સમજતી? એ તો જ્યારે આ વાત નીકળે છે ત્યારે કંઈ પણ આડી વાત શરૂ કરે છે. બાપુ શાથી મરી ગયા તે વાત નીકળતા બાપુની વાતમાં અને બાની વાતમાં કેવો ફેર પડતો હતો?

ચારુ૦: એ ગમે તેમ હોય. કદાચ માનો કે તારી બાને ભોળાનાથ કાકા સાથે અણબનાવ હશે. પણ તને તો સુધી સાથે દ્વેષ નથી. તું તો ઊલટી તેને ચહાય છે. કેમ ખરું કે નહિ?

સુશી૦: પણ મારી બાને પણ બાપુ ઉપર ઘણી જ માયા હતી. તે તો મેં જોયું. એ માયાને લીધે જ એને બાપુ ઉપર દ્વેષ હતો. એ ભભુકતાં એણે એવું કર્યું માર્યું હતું! મારામાં મને પણ એવું દેખાય છે. પણ ચારુ બહેન, ( તપતા તપતાં ) તમે ફરી ફરીને અમને પરણાવવાને માટે જ જાણે બધું બોલતાં હો એમ દેખાય છે, તે મને અસહ્ય છે, હું કહું છું. અત્યારે જો સુધી હોય તો એમ ન કરે કહું છું.

[ સુધી પ્રવેશ કરે છે ]

સુધી૦: 'સુધી હોય' શા માટે? આ સાચે જ છે.

ચારુ૦: સો વરસનો થા ભાઈ, સંભારતા જ તું આવ્યો.

**સુધી૦ :** કેમ મારા આયુષ્ય વિશે તમને શંકા પડી હતી કંઇ ?

**ચારુ૦ :** મને તો નહિ, પણ આ સુશીને જરૂર પડી હતી. તેને સ્વપ્નું આવ્યું કે તે તને ખાઇ ગઇ. તે ઉપરથી તેને વહેમ પડયો છે કે પોતામાં તને ખાઇ જવાની ગૂઢ વૃત્તિ છે. માટે તેણે પરણવાનું બંધ રાખ્યું છે.

**સુધી૦ :** પણ સાચે જ ખાઇ જવાનું મન નથી થયું ને? સ્વપ્નનો વાંધો નહિ. એક બાઇને એવું સ્વપ્નું આવ્યું હતું કે જાણે તેણે છરીથી ચીરીને પોતાનો ધણી ખાધો, પણ તેનું કારણ એટલું જ હતું કે તે દિવસે તેણે કંઇક ચીરીને પોતાના ધણીને પીરસેલું હતું. સ્વપ્નમાં એમ બે વાતો વિલક્ષણ રીતે ભેગી થઇ જાય છે.

**સુશી૦ :** (તપીને. જરા ઉપડતે સાદે, ચારુ૦ ને) જુઓ તમે મશ્કરી ન કરો. ચારુ બ્હેન, તમે ઊંધી વાત બોલ્યા. સરખું કહો. મારો સ્વભાવ તો મેં ગઇ રાત્રે પારખ્યો. સ્વપ્ન તો પછી આવ્યું. બધી વાત તમે બરાબર કરો.

**સુધી૦ :** ખરેખર એવું સ્વપ્નું આવ્યું ?

**સુશી૦ :** હા, સુધી ! હું તો રાક્ષસી છું. હવે મને સમજાય છે.

**સુધી૦ :** જો એ પણ કવિતા થઇ. જેમ દેવી એ કવિતા, તેમ રાક્ષસી એ પણ કવિતા. ખરી વાત તું એમ નહિ કહી શકે.

[ દયા૦ આવી ચા અને બિસ્કીટ મૂકી જાય છે. આ પછીની વાતચીત ચા લેતાં લેતા ચાલે છે ]

**ચારુ૦ :** સુશી ! તું જરા ખાતી થા, સવારની ભૂખી છે હું વાત કરું છું. જુઓ સુધી ભાઇ ! ગઈ રાતે પ્રભાવતી માસી અહીં આવ્યા હતા. તેમણે રાત્રે આ બાવલું ભાંગી નાખ્યું. એટલું તો મને પણ સાચું લાગે છે કે તેમને જ હાથે ભોળાનાથ કાકાનું મ્હોત થયું. હું કહું છું, પ્રભાવતી માસીનું ગમે તેમ હોય પણ સુશીલાને તેથી શું ?

**સુશી૦ :** (તપીને) નહિ, ચારુ બ્હેન જાણે લગ્ન કરાવવાને જ દલીલ કરતાં હોય એમ બોલે છે, તે મારાથી નથી ખમાતું !

**સુધી૦ :** પણ ત્યારે તમે પણ એમ તપી શા માટે જાઓ છો ? લગ્ન કરીએ કે ન કરીએ તેમાં એવો શો આભ તૂટી પડવાનો છે ? તમારે તપવું હોય તો તમારા તાપથી આ ચા ગરમ રહેશે તમે લડો અને હું વચમાં બેઠો ચા બિસ્કીટ ખાધા કરીશ.

[ સુશી૦ ખુરશી ઉપર આરામથી બેસે છે. અહીંથી વાતાવરણ ઓછું તંગ થઇ જાય છે ]

**સુશી૦ :** સો ત્યારે નહિ તપું ! પણ મને તમે કહો કે આ વૃત્તિ એ સાચી છે કે ખોટી છે ?

**સુધી૦ :** ત્યારે સાંભળો મને આમાં કશું જ નવું નથી લાગતું. દરેક સ્ત્રીમાં પતિને ખાવાની ગૂઢ વૃત્તિ હોય છે.

**સુશી૦ ;** (જરા ઉત્સાહથી) સાચું કહો છો સુધીન્દ્ર ? ખાવાની એટલે શું ?

**સુધી૦ :** મને એને માટે ખાવા સિવાય બીજો શબ્દ નથી જડતો. મધમાખી ગર્ભાધાન કર્યા પછી નરમાખને ખાઇ જાય છે. બીજાં કેટલાક જંતુઓમાં પણ માદા એમ નરને ખાય છે. આપણે વધારે સૂક્ષ્મ જીવન ગાળીએ છીએ, એટલે આપણામાં સ્ત્રીઓ પુરુષનું સૂક્ષ્મ સ્વતંત્ર જીવન ખાઇ જાય છે. પુરુષ પોતાનું સ્વતંત્ર ધ્યેય છોડી, માત્ર તેનો પરિચારક થઇ રહે, એવી ગૂઢ ઇચ્છા દરેક સ્ત્રીમાં હોય છે.

**ચારુ૦ :** જૂના આદર્શ પ્રમાણે જેને પતિવ્રતા કહીએ તે પણ એવી હશે ? જે સ્ત્રીને પતિ ઉપર પ્રેમ હોય તે પણ એમ કરે ?

**સુધી૦ :** પ્રેમ એટલે શું એ જ હું તો સમજતો નથી,—પ્રેમ એટલે કદાચ એ ખાવાની વૃત્તિ. કોઇ સ્ત્રી પુરુષને મારીને ખાય, કોઇ પૂજીને ખાય. અગ્રેજો આપણને ખાય છે, તેમાં કેટલાક આપણને ધિક્કારીને ખાય છે, કેટલાક આપણને વખાણીને ખાય છે. કેટલાક જંગલી લોકો પશુને મારવા પહેલાં તેને પૂજે છે.

ચારુ૦ : પણ એ વૃત્તિ સુશીમાં છે ?

સુધી૦ : એને જ પૂછને ?

ચારુ૦ : એ તો હા પાડે જ છે.

સુધી૦ : ત્યારે હું પણ હા પાડું છું

[ અહીંથી વાતાવરણ વધારે હાસ્યમય થતું જાય છે ]

સુધી૦ : તમે મારામા એ જોઈ છે ?

સુધી૦ : હાસ્તો ! તને પણ મિસ કામટની ઈર્ષ્યા આવે છે, એ એ જ વૃત્તિ છે. તે દિવસે ટેનિસમા મારે તેની સાથે જોડી બંધાઇ, ત્યારથી તને એ ગમતી નથી.

સુશી૦ : ( જરા ચમકીને, પછી જરા હસીને ) તદ્દન ખરું. સુધી ! તું શી રીતે જાણી ગયો ? તેના ઉપરની નજરે પાસ થવું એ મારા મનનો મોટામા મોટો નિશ્ચય હતો.

સુધી૦ : તમે ફર્સ્ટક્લાસ વિદ્યાર્થીઓ બધા જ એવા છો. જેમ સમાજમા ખૂંધા કરતા કામગાર લોકો સારા, તેમ વિદ્યાર્થીમા ફર્સ્ટક્લાસ કરતાં સેકન્ડ ક્લાસ સારા. કોઇ ફતેહમંદ થએલા માણસોની ગણતરી કરે તો આ સાબીત થઇ જાય.

સુશી૦ : લે રાખ હવે ! પણ હું ખાઇ જવાની છું એમ તું જાણતો હતો, તો તું પરણવા શાને તૈયાર થયો ?

સુધી૦ : પણ હું તારાથી ખવાઇ જાઉં એવી માયા નથી ને ! જે માણસને પોતાનું સ્વતંત્ર ધ્યેય છે, તે બીજાથી ખવાતો નથી. એવા પુરુષની સ્ત્રી પછી ફરિયાદ કરી છે કે મારો ધણી મને ગણતો નથી; અને એવી ફરિયાદમાથી દંતકથા ઊભી થાય છે કે સ્ત્રી પ્રેમમૂર્તિ છે, અને પુરુષ પ્રેમનો બેકદર છે !

સુશી૦ : ત્યારે કેટલાક પુરુષો પણ એમ શા માટે કહે છે ?

સુધી૦ : જે પુરુષોને સ્ત્રી ખાવી હોય છે, તેઓ સ્ત્રીને પોતાના પાશમાં પકડવા આવાં વચનો કહે છે.

ચારુ૦ : વાહ સુધી ! તું તો કંઇ બોલ્યે જ જાય છે ! પુરુષો પણ સ્ત્રીઓને ખાય છે એમ !

સુશી૦ : પ્રાણીઓના દાખલામા તો માત્ર માદા જ નરને ખાતી હતી !

સુધી૦ . પ્રાણીઓમા જો નર માદાને ખાય તો સૃષ્ટિ જ ન ચાલે પણ માણસોમાં ખાવાની રીતો સૂક્ષ્મ થઈ એટલે બન્ને એક બીજાને ખાઇ શકે છે.

સુશી૦ . તું તો આજે કાંઇ ગપ્પે ચડયો છે !

ચારુ૦ . તું પણ ખાય એવો છે ખરો કે ?

સુધી૦ : હા ! હું પણ એવો જ છું. સાભળો, આ જેને આપણે ચુંબન કહીએ છીએ તે શું છે ? મૂળ તો એક બીજાને બચકા ભરવાની એ ક્રિયા છે. માણસોએ તેને સૂક્ષ્મ બનાવતા બનાવતા તેનું ચુંબન કર્યું. અને એ મનુષ્યભક્ષણક્રિયાથી હું કેવળ નિર્દોષ હોઉં, તો પૂછો સુશીલાને

[ સુશીલા ચારુની છાતીમા મોં છુપાવી દે છે. ]

ચારુ૦ : સુધી ! તું તો બહુ જ જંગલી છે. ન બોલ ત્યા સુધી જાણે મોમાં જીભ જ નથી, જાણે કોઈ મૂરખ મૂંજી બેઠો હોય, અને બોલવા માડ ત્યાં ઘામ પણ ન ઊગે એવું બોલ.

સુશી૦ : ( ખુરશીમા સ્વસ્થ બેસીને ) પણ તારે જરા જોતું તો હતું કે ચારુ બહેન પાસે તું શું બોલે છે ?

સુધી૦ : દોષ બધો તમારો છે તમે પૂછોછો ને હું બોલું છું. દુનિયાંની કેટલીક વાતો ગુપ્ત કરવાથી તે વધરે બગડે છે. માણસોને પ્રકાશની જરૂર છે તે કરતાં હકીકતને વધારે છે. કલ્પનાની વાતો કરીએ તે કરતા પોતાને ઓળખીએ તો વધારે સારું. મને તો એમ કે તમે બન્ને આ વાતો સમજો ( ચારુ૦ તરફ જોઇને ) તું પણ પરણવાની તો છે જ. અને આ સુધી મને નહિ, તો બીજા કોઈ……( સુશીલા એકદમ તેનું મો દાબે છે. ચારુ૦ ટેબલ ઉપર ખુશાલીમાં વારાફરતી હાથ પછાડે છે. )

પડદો પડે છે.

દ્વિરેફ

# જ્ઞાનગોચરી

## (૧) નાની પ્રાયોગિક નાટ્યશાળા

યૂરપમાં ચાલુ જમાનામાં રૂઢિના મૃત્યુથી નાટકને બચાવનાર નાની પ્રાયોગિક નાટ્યશાળાઓ હતી. આ નાટ્યશાળાઓમાં વેપારી નાટકશાળાઓ જે અખતરા કરવા તૈયાર ન હતી તેવા અખતરાઓ થતા; જીવનના જીવતા જાગતા પ્રશ્નો ચર્ચતા નવી ઢબનાં નાટકોને આ અખતરાઓમાં સ્થાન મળતું; અને તેમાં સફળ થએલાં નાટકો અને નાટકકારો પછીથી સામાન્ય નાટકશાળાઓમા પણ સફળ થયા છે. આવી નાટ્યશાળાઓને અંગ્રેજીમાં Little Theatres 'નાની નાટ્યશાળાઓ' કહે છે. આવા લીટલ થીએટરોએ કેવા કેવા મહાન નાટકકારો જગતને આપ્યા છે તે સુપ્રસિદ્ધ નાટ્યકાર અને વિવેચક સેંટજહોન અરવીનના લેખના ફકરાથી સમજાશે. આ ફકરો 'ઑબ્ઝરવર'ના તા. ૧-૧૨-૨૯ ના અંકમાથી લીધો છે.

" ઘણા પ્રસંગોએ છાપાંમા અને જાહેર ભાષણોમાં મેં કહ્યું છે કે નાની નાટ્યશાળાઓ (લિટલ થિયેટર) એ નાટકનો ખરો આધાર છે. આપણા જમાનામાં આખી દુનિયામાં રંગભૂમિ ઉપર જે સારામાં સારું કામ થયું છે તે ઘણુંખરુ નાની નાટ્યશાળાઓમાથી થયેલું છે. માહીતગાર પ્રેક્ષકોને આમાંનાં થોડા નામ કહેવાથી જ આ વિધાનનું સત્ય સમજાશે. ડબ્લિનનું એબી થિયેટર, માનચેસ્ટરનું ગેઇટી થિયેટર, બર્મિંગહામનું રેપર્ટરી થિયેટર, લિવરપુલનું પ્લેહાઉસ (જો કે આ નાટ્યશાળાનું મુખ્ય કામ મોટે ભાગે અભિનય પૂરતું જ છે.) મોસ્કોનું આર્ટ થિયેટર, પેરિસનું વુ કોલોમ્બિયર (Vieux Colombier), ન્યુયોર્ક વોશિંગટન સ્કવેરનું લિટલ થિયેટર કે જેમાથી તે શહેરનું મહિમાવાળું થિયેટર ગિલ્ડ (થિયેટર મહાજન) થયું,— આ બધાંઓએ આપણા જમાનાની રંગભૂમિનું ગૌરવ વધાર્યું છે એટલું જ નહિ પણ આ બાબતમાં જે કાંઇ ગૌરવશાળી ઉત્પન્ન થયું છે તે સર્વ તેને જ આભારી છે. ધ્યાન ખેંચે એવી વિવિધતાવાળા લેખકોને નાટકોની રચના અને પ્રયોગની પ્રથમ અને મુખ્ય તક આ નાની નાટ્યશાળાઓએ જ આપી છે. બર્નાર્ડ શૉ, જોહ્ન ગાલ્સવર્ધી, હાર્લે ગ્રેનવિલ બાર્કર, જોહ્ન મેસફીલ્ડ, સેંટ જોહ્ન હેનકિન, જોહ્ન મિલિંગટન સિંજ, લેનોક્સ રોબિનસન, સીન ઓ કેસી, જોહ્ન ડ્રિંકવોટર, ચેહોવ્, અને યુજેન ઓ નેબ; અને ઇબ્સેને બર્ગેનની નાની નાટ્યશાળામાં નાટ્યકલામાં ક્રાન્તિ શરુ કરી જેથી જગતનું નાટ્ય પરિવર્તન પામ્યુ, તે કહેવાની જરૂર નથી. જો આ નાની નાટ્યશાળાઓ હયાતીમાં ન આવી હોત તો એ સંભવિત છે કે આમાંના કોઈ પણ લેખકે રંગભૂમિ તરફ ધ્યાન આપ્યું ન હોત અથવા આપ્યા કર્યું ન હોત. આ લેખકો સિવાય છેલ્લા ચાલીસ વર્ષનું અમેરિકા અને યુરોપનું નાટક કેવું હોત તેની કલ્પના વાચક જ કરી લે. આ નાટ્યકારો સિવાય આપણું નાટક કેવું દરિદ્ર હોત!"

# (૨) હિંદીનો વાર્ષિક આવક

( કેટલીક ગણતરીઓ )

| ક્રમાંક | આધાર | ગણતરી કરનાર | વર્ષ | દેશની કુલ આવક કરોડ રૂ.માં | જણદીઠ આવક વાર્ષિક રોજીંદી પાઇ |
|---|---|---|---|---|---|
| ૧ | પૉવર્ટી એન્ડ અનબ્રીટીશ રૂલ ઇન ઇન્ડિયા | દાદાભાઇ નવરોજી | ૧૮૬૭–૬૮ | ૩૪૦ | ૨૦ |
| ૨ | ૧૮૮૨ નું ફાઇનેન્સીઅલ સ્ટેટમેન્ટ | | ૧૮૮૧ | ૫૨૫ | ૨૭ |
| ૩ | પ્રોસ્પરસ બ્રીટીશ ઇન્ડિયા | વીલીઅમ ડીગ્બી | ૧૮૯૮ | ૪૨૯ | ૧૭·૫ |
| ૪ | ૧૯૦૧–૨નું ફાઇનેન્સીઅલ સ્ટેટમેન્ટ | લોર્ડ કર્ઝન | ૧૯૦૧ | ૬૭૫ | ૩૦ |
| ૫ | ધી વેલ્થ ઑફ ઇન્ડિયા | પ્રો.વાડિયા અને જોશી | ૧૯૧૩–૧૪ | ૧૨૧૦ | ૪૪ |
| ૬ | ધી વેલ્થ ઍન્ડ ટેક્સેબલ કેપેસટી ઑફ ઇન્ડિયા | પ્રો. કે. ટી. શાહ અને ખંભાતા | ૧૯૦૦–૧૪ | ૧૧૦૬ | ૩૬ |
| | | | ૧૯૧૪–૨૨ | ૧૮૬૨ | ૫૮·૫ |
| | | | ૧૯૦૦–૨૨ | ૧૩૦૦ | ૪૪·૫ |
| | | | ૧૯૨૧–૨૨ | ૨૩૬૪ | ૭૪ |
| ૭ | રીકનસ્ટ્રકટીંગ ઇન્ડિયા | સર વિશ્વેશ્વરૈયા | ૧૯૧૧ | | ૩૬ |
| | | | ૧૯૧૯ | | ૪૫ |
| ૮ | ધી ઍવરેજ ઇન્કમ ઑફ ઇન્ડિયા | પ્રફુલચંદ્ર ઘોષ | ૧૯૨૨ | | ૫૧·૮ |
| ૯ | ઇન્ડિયન ઇકોનોમિક્સ | પ્રો. વી. જી. કાલે | | | ૪૦·૪૮ |
| ૧૦ | ઇન્ડસ્ટ્રીઅલ ડીક્લાઇન ઇન ઇન્ડિયા | ડૉ. બાલકૃષ્ણ | ૧૯૧૧–૧૨ | ૫૨૯ | ૨૧ |
| ૧૧ | સાયન્સ ઑફ પબ્લીક ફીનેન્સ* | ફીન્ડલે શીરાઝ | ૧૯૨૧ | ૨૫૯૮ | ૧૦૭ |
| | | | ૧૯૨૨ | ૨૬૬૮ | ૧૧૬ |

હિન્દની કુલ આવક ગરીબ વર્ગના ૬૦%, ૩૫% મધ્યમ અને ૫% શ્રીમંત વચ્ચે સરખા ભાગે વહેંચાય છે. આનો જ અર્થ ભૂખમરો, ગરીબી, રોગ, કરજ અને નૈતિક તથા સામાજિક અધ:પતન.

ડાહ્યાભાઈ હ. જાની

[ 'કૃષિ વિજ્ઞાન' હસ્તલિખિતમાંથી ]

*

* શીરાઝની ગણતરીની પદ્ધતિ કેવળ બેહૂદિ છે. તેના આંકડા અતિશયોક્તિવાળા છે.

## (૩) તમે જાણો છો ?

[ આગલા હપ્તા માટે જુઓ પ્રસ્થાન પુ૦ ૯, પૃ. ૧૫૮ ]

### ૬ સેવિંગ્સ બેન્કની રકમો

ટપાલ ખાતાની, ટ્રસ્ટખાતાની, તથા બીજી સેવિંગ બૅંકોમા હિંદની મુકાયેલી રકમો બીજા દેશોની અનામત રકમની સરખામણીમા અતિતુચ્છ ભાસે છે. બ્રિટિશ હિંદમા લગભગ ૯૦ લાખ પૌંડ અનામત છે; ત્યારે ઇંગ્લંડમા ( ૨૧,૩૦,૦૦,૦૦૦ ) એકવીશ કરોડ ત્રીશ લાખ પૌંડ, ફ્રાન્સમા સાડા અઢાર કરોડ પૌંડ અને જર્મનીમા બાસઠ કરોડ એંસી-લાખ પૌંડ છે. બ્રિટિશ હિંદમા માથા દીઠ અનામત ૯ પેન્સ જેટલી પણ નથી જ્યારે ઇંગ્લંડમા ૫ પૌંડ, ફ્રાન્સમા ૪ પૌંડ તથા જર્મનીમા ૯ પૌંડ છે.

નીચેના પત્રકમા અનામત મુકનારાની સખ્યા તથા ટપાલ ખાતા તથા બીજી સેવિંગ્સ બૅંકોની અનામત બતાવવામા આવે છે

| દેશ | કુલ અનામત રકમ પૌંડમા | અનામત મુકનારની સરેરાશ રકમ પૌંડમા | વસ્તીના દર હજારે અનામત મુકનારની સંખ્યા |
|---|---|---|---|
| ઓસ્ટ્રિયા | ૨૧,૩૦,૦૦,૦૦૦ | ૩૯ | ૨૦૪ |
| ફ્રાન્સ | ૧૮,૫૪,૦૦,૦૦૦ | ૧૫ | ૩૦૯ |
| હંગેરી | ૭,૬૫,૦૦,૦૦૦ | ૪૯ | ૮૦ |
| જર્મની | ૬૨,૮૦,૦૦,૦૦૦ | ૩૫ | ૨૮૫ |
| રુશિયા | ૧૧,૦૦,૦૦,૦૦૦ | ૧૯ | ૩૯ |
| સ્વિટ્ઝર્લેંડ | ૪,૦૦,૦૦,૦૦૦ | ૩૧ | ૪૧૯ |
| યુનાઇટેડ કિંગડમ | ૨૧,૦૦,૦૦,૦૦૦ | ૧૭ | ૨૭૭ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૭૬,૧૦,૦૦,૦૦૦ | ૮૯ | ૧૦૦ |
| કેનડા | ૧,૩૧,૦૦,૦૦૦ | ૬૨ | ૩૭ |
| સીલોન | ૯૬,૦૦૦ | ૪.૨ | ૨૪ |
| જાપાન | ૧,૭૮,૦૦,૦૦૦ | ૧.૩ | ૨૩૭ |
| બ્રિટિશ હિંદ | ૯૪,૦૦,૦૦૦ | ૮.૪ | ૫ |

આમ એક તરફ જ્યારે હિંદની સરેરાશ આવક તથા મૂડી આટલા જૂજ છે ત્યારે, બીજી તરફ એ જૂજમાથી પણ ભાગ પડાવવા ગોરા અમલદારોને કેટલા ભારી પગાર આપવામા આવે છે તે હવે જુઓ.

### ૭ પગાર તથા નિમણુંકો

#### પગાર

હિન્દુસ્તાનમા ઊંચા દરજ્જાના અધિકારીઓને અપાતા પગાર અતિ આકરા છે. હિન્દુસ્તાનના વાઇસરૉયનો પગાર યુનાઇટેડ સ્ટેટસ જેવા ધનિક દેશના પ્રમુખ કરતા પણ વધારે છે. ત્યાના પ્રમુખનો દરજ્જો બીજા દેશોના રાજા જેટલો જ છે. ૮,૩૬૦ હિંદીઓની સરેરાશ વાર્ષિક આવક જેટલી–૧૬,૭૨૦ પૌંડ–રકમ વાર્ષિક તેને મળે છે. દુનિયાભરમા બીજો એવો એક પણ દેશ નથી કે જે પોતાના ૧,૦૦૦ શહેરીઓની સરેરાશ વાર્ષિક આવક જેટલો પગાર સરકારના મુખ્ય અમલદારને આપતો હોય અહીં તો પ્રાંતિક ગવર્નરને પણ

ઈંગ્લેંડના મુખ્ય પ્રધાન કરતા વધારે પગાર મળે છે. વડી ધારાસભાના સભ્યને પગાર પણ નેધરલેન્ડના પ્રધાન કરતા પાચગણો તથા ઈટાલીના પ્રધાન કરતાં દશગણો હોય છે. સરકારી ગોરા અધિકારીઓને પણ તેવા જ સારા પગાર મળે છે. હિન્દના પોસ્ટખાતાના ઉપરીનો પગાર યુનાઇટેડ સ્ટેટસના તે જ ખાતાના અધિકારી કરતા ત્રણગણો હોય છે. આ બધી ઊંચાં દરજ્જાની જગ્યાઓનો ઇજારો ગોરી નોકરશાહીનો હોય છે. ઊંચી જગ્યાઓનો પગાર અતિ આકરો છે, ત્યારે નાની જગ્યાઓ જે હિંદીઓને આપવાની કૃપા દર્શાવવામાં આવે છે તેને પેટ પૂરતો પણ પગાર મળતો નથી. દાખલા તરીકે કેળવણી ખાતાના પ્રધાનનો પગાર વાર્ષિક ૫,૩૩૩ પૌંડનો છે ત્યારે માધ્યમિક શાળાના શિક્ષકનો વાર્ષિક પગાર ૧૦ પૌંડ કરતા ભાગ્યે જ વધારે હોય છે. ઊંચા દરજ્જાના આવા મોટા પગાર અને નીચા દરજ્જાના આટલા હલકા પગાર! આવો તફાવત બીજા કોઈ દેશમાં નથી. આવા આકરા પગાર એક બાજુ લોકોને પીસી રહ્યા હોય છે ત્યારે બીજી બાજુ ઉચ્ચ દરજ્જામાથી બાતલ રાખવાની નીતિથી તેમનું જીવનતત્ત્વ શોષાઇ રહ્યું છે અને પરાધીનતા વધારે સાલી રહે છે. આ અન્યાયી નીતિનો મૃત્યુઘંટ જે દિવસે વાગશે તે દિવસ ઇંગ્લંડ અને હિંદ-બન્ને માટે-શુભદિન ગણાશે.

## સરકારી વડા અમલદારોના પગારો

નીચેના પત્રકમાં જુદા જુદા દેશોના શાસનકર્તા અમલદારોના પગાર આપવામાં આવ્યા છે. ૭* દેશોના વડા અમલદારોના એકત્ર પગાર કરતાં વાઇસરૉયને વધારે પગાર મળે છે તે સ્પષ્ટ જણાઇ આવશે. યુનાઇટેડ કિંગ્ડમના વડા પ્રધાનને પણ વાઇસરૉયના ત્રીજા ભાગનો પગાર મળતો નથી.

| | વાર્ષિક પગાર પૌંડમાં | | વાર્ષિક પગાર પૌંડમાં |
|---|---|---|---|
| હિન્દુસ્તાન-વાઇસરૉય | ૧૬,૭૨૦ | જીબ્રાલ્ટર-ગવર્નર | ૪,૫૦૦ |
| અમેરિકા (પ્રેસિડન્ટ) પ્રમુખ | ૧૫,૬૨૫ | ફિલીપાઇન્સ-ગવર્નર | ૩,૭૫૦ |
| ઑસ્ટ્રેલિયા-ગવર્નર જનરલ | ૧૦,૦૦૦ | પોર્ટુગલ-પ્રમુખ | ૨,૬૦૦ |
| સાઉથ આફ્રિકાયુનિયન-ગવર્નરજનરલ | ૧૦,૦૦૦ | ચિલિ-પ્રમુખ | ૨,૦૬૨ |
| સીલોન ગવર્નર | ૬,૪૦૦ | જાપાન-વડો પ્રધાન | ૧,૨૩૧ |
| આર્જેન્ટાઈન (પ્રેસિડન્ટ) પ્રમુખ | ૬,૦૦૦ | ઇટાલી-વડો પ્રધાન | ૧,૦૦૦ |
| યુનાઈટેડ કિંગ્ડમ-વડો પ્રધાન | ૫,૦૦૦ | નેધરલેન્ડઝ-વડો પ્રધાન | ૧,૦૦૦ |
| પેરૂ-પ્રમુખ | ૪,૮૦૦ | | |

## આવક અને પગાર

નીચેના પત્રકમાં રાજ્યના મુખીનો પગાર, લોકોની સરેરાશ વાર્ષિક આવક કરતાં કેટલાગણો છે તે બતાવવામાં આવેલ છે. ફ્રાન્સના પ્રમુખનો પગાર ૮૫૮ ફ્રેન્ચોની સરેરાશ વાર્ષિક આવક જેટલો છે; ત્યારે હિંદના વાઇસરૉયનો પગાર ૮,૩૬૦ હિંદીઓની સરેરાશ વાર્ષિક આવક જેટલો હોય છે. હિંદના લાખો લોકો જ્યારે ભૂખમરાથી મૃત્યુને શરણ થાય

* ફિલીપાઇન્સ, પોર્ટુગલ, ચિલિ, જાપાન, ઇટાલી અને નેધરલેન્ડઝ.

છે ત્યારે આવા આકરા પગારનું ધોરણ જાળવી રાખવું તે હિંદમાં બ્રિટિશ રાજ્ય માટે ઉત્તમ પ્રમાણપત્ર છે.

## આવક અને પગાર

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| હિન્દુસ્તાન | વાઈસરૉયનો | વાર્ષિક પગાર | = | લગભગ | ૮,૩૬૦ | માણસોની | વાર્ષિક આવક | |
| ફ્રાન્સ | પ્રમુખ | " | " | = | " | ૮૫૮ | " | " |
| ઑસ્ટ્રેલિયા | ગવર્નર જનરલ | " | " | = | " | ૨૫૦ | " | " |
| પોર્ટુગલ | પ્રમુખ | " | " | = | " | ૨૦૦ | " | " |
| ઇંગ્લંડ | વડો પ્રધાન | " | " | = | " | ૧૨૫ | " | " |
| ઇટાલિ | વડો પ્રધાન | " | " | = | " | ૮૭ | " | " |

## પ્રધાનોના પગાર

વાઇસરૉયની ધારાસભાના સભ્યનો પગાર, યુનાઇટેડ સ્ટેટસના કૅબિનેટ પ્રધાનના પગાર કરતાં બમણાથી વધારે અને જાપાનના કેબિનેટ પ્રધાન કરતા લગભગ સાતગણો છે. જુદા જુદા દેશોના પ્રધાનોના પગારના નીચેના પત્રક પરથી જણાશે કે વડી ધારાસભાના સભ્યનો પગાર ઇંગ્લંડના કૅબિનેટ પ્રધાન કરતા પણ વધારે છેઃ—

| દેશ | | વાર્ષિક પગાર પૌંડ | દેશ | | વાર્ષિક પગાર પૌંડ |
|---|---|---|---|---|---|
| હિંદુસ્તાન–વડી ધારાસભાનો સભ્ય | | ૫૩૩૩ | નેધરલૅન્ડઝ | " | ૧,૦૦૦ |
| ઇંગ્લંડ– | કૅબિનેટ પ્રધાન | ૫,૦૦૦ | જાપાન | " | ૮૨૧ |
| દક્ષિણ આફ્રિકા યુનિયન | " | ૨,૫૦૦ | ઇટાલી પ્રથમ વર્ગ | " | ૬૦૦ |
| યુનાઇટેડ સ્ટેટસ | " | ૨,૫૦૦ | " બીજો વર્ગ | " | ૪૮૦ |
| કૅનેડા | " | ૧,૪૫૩ | | | |

## ખાતાવાર પગાર

જ્યારે આપણે ખાતા તરફ દૃષ્ટિ કરીએ છીએ ત્યારે ત્યાં પણ તે જ ઉડાઉપણું દૃષ્ટિગોચર થાય છે. હિંદમાં વેપાર ખાતાના વડાને અમેરિકા તથા ઇંગ્લંડના તે જ ખાતાના વડાના સંયુક્ત પગાર કરતાં વધારે મળે છે. નીચેના પત્રકમાં કેટલાક દેશોના ખાતાના વડાના–ઉપરી અધિકારીઓના વાર્ષિક પગાર દર્શાવવામાં આવ્યા છેઃ

| દેશ | ટપાલ ખાતું પૌંડમાં | કેળવણી ખાતું પૌંડમાં | વેપાર ખાતું પૌંડમાં |
|---|---|---|---|
| હિન્દુસ્તાન | ૩,૨૦૦ | ૨,૪૦૦ | ૩,૨૦૦ |
| ઇંગ્લંડ | ૨,૫૦૦ | ૧,૮૦૦ | ૨,૦૦૦ |
| ઑસ્ટ્રેલિયા | ૧,૦૦૦ | | ૧,૨૦૦ |
| સ્કૉટલંડ | ૧,૦૦૦–૧,૨૦૦ | ૧,૨૦૦–૧,૫૦૦ | |
| યુનાઇટેડ સ્ટેટસ | ૧,૦૪૨ | ૧,૦૪૨ | ૧,૦૪૨ |
| કૅનેડા | ૧,૦૪૨ | ૧,૦૪૨ | ૧,૦૪૨ |

## શિક્ષકોના તથા પોલિસ કૉન્સ્ટેબલના પગાર

કેટલાક દેશોના માધ્યમિક શાળાઓના શિક્ષકોના સરેરાશ વાર્ષિક પગાર તથા કૉન્સ્ટેબલના વાર્ષિક પગાર નીચેના પત્રકમાં દર્શાવવામાં આવ્યા છેઃ—

| દેશ | શિક્ષક પૌંડ | કૉન્સ્ટેબલ, પૌંડ |
|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૩૧૨ | ૨૧૫ |
| ઈંગ્લંડ | ૧૦૦ | |
| ઑસ્ટ્રિયા | ૩૬ | |
| જાપાન | ૩૧ | ૧૬ |
| પોર્ટુગલ | ૨૦ | |
| હિન્દુસ્તાન | ૧૦ | ૮ |

## બ્રિટિશ હિંદ અને વડોદરા રાજ્યના પગાર

વડોદરા રાજ્ય સાથેની સરખામણીમા પણ પગારમા મોટો તફાવત માલુમ પડે છે બ્રિટિશ હિંદમા પ્રાંતિક ધારાસભાના સાધારણ સભ્યને વડોદરાના દિવાન કરતા પણ વધારે મળે છે. હિંદમા સ્થાનિક કેળવણી ખાતાના સેક્રેટરીને વડોદરાના વિદ્યાધિકારી કરતા બમણો પગાર મળે છે બ્રિટિશ હિંદના ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન (કેળવણી ખાતાના વડા) ને વડોદરાના વિદ્યાધિકારી કરતા વધારે પગાર મળે છે બ્રિટિશ હિંદના વડા જજને વડોદરાના વડા જજ કરતા ત્રણગણો પગાર મળે છે તેવી જ રીતે પ્રાંતિક તથા પ્યુની (નીચા દરજ્જાનો) જજને વડોદરાના તે જ પંક્તિના અમલદારો કરતા ઘણુ વધારે મળે છે આવો જ તફાવત બીજા ખાતામા પણ જણાઈ આવે છે બ્રિટિશ હિંદના તથા વડોદરા રાજ્યના પગાર નીચેના પત્રકમા જણાવ્યા છે

## વડોદરા તથા બ્રિટિશ હિંદના પગાર

| દરજ્જો | બ્રિ હિંદમા માસિક પગાર રૂ | વડોદરા રાજ્યમા માસિક પગાર રૂ |
|---|---|---|
| ગવર્નરની કાઉન્સિલના સભ્ય | ૫,૩૩૩ | ૩,૦૦૦ થી ૫,૦૦૦ (મુખ્ય પ્રધાન)<br>૧,૦૦૦ અગર વધારે (નાયબ દિવાન) |
| વડો જજ | ૫,૦૦૦ | ૧,૫૫૦ |
| પોલિસ ઇન્સ્પેક્ટર જનરલ | ૨,૦૦૦ થી ૩,૦૦૦ | ૧,૩૦૦ |
| ચીફ એન્જીનિયર | ૨,૫૦૦ થી ૨,૭૦૦ | ૯૦૦ અને વધારે |
| ડિરેક્ટર ઑફ એજ્યુકેશન (કેળવણીનો વડો) | ૧,૨૫૦ થી ૨,૫૦૦ | ૧,૦૦૦ (વિદ્યાધિકારી) |
| સર્વેયર જનરલ | ૩,૧૮૭ | ૯૦૦ |

## હિંદીઓ અને જાહેર નોકરી

પોતાના જ દેશમા હિંદીઓનું જીવન " પાણી ભરનારા અને કઠિયારા " ના જીવન જેવુ છે સરકારીખાતાની બધી ઊંચી જગ્યાઓ પરદેશીઓનો ઇજારો બની ગઇ છે દીવાની ખાતામા પણ અહીં તહીં ટુકડાઓ હિંદીઓને આપવામા આવે છે હિંદી સિવિલ સર્વિસમા ૭૭૨ જગ્યાઓ છે માસિક પગાર રૂ ૮૦૦ અને તેથી વધારે છે આમાથી ભાગ્યે જ ૪ ટકા હિંદીઓને આપવામા આવે છે ૨૦૦ રૂ કરતા વધારે પણ રૂ ૮૦૦ થી ઓછા પગારની ૨,૬૪૫ જગ્યાઓ છે જેમાથી ૨,૫૦૦ કરતા વધારે જગ્યાઓ બીનહિંદીઓને આપવામા આવે છે માત્ર ૫ ટકા હિંદીઓને આપવામા આવે છે ખેતીવાડી ખાતામા

તથા વેટરનરી ખાતામાં ૫૦૦ રૂ અને તેથી વધારે પગારની ૧૫૦ જગ્યાઓ છે. જેમાંની એક, પણ હિંદીને આપવામા આવતી નથી. સર્વે ખાતામા ૫૦૦ રૂા. ના પગારથી એક પણ હિંદી નથી. ખાણ ખાતામાં, નાવિક, ખાતામા, ટંકશાળમાં તથા ઓપ્ઘલર ખાતામાં રૂા. ૨૦૦ ના પગારનો પણ હિંદી અમલદાર નથી. ટૂંકમા, અર્ધા અગર એક પૌંડના મહાન પગારની, **જગ્યાઓનો ઈજારો હિંદીઓને આપવાની મહેરબાની કરવામાં આવી છે!**

જાહેર જગ્યાઓમાં રૂા. ૨૦૦ અને વધારે (પણ ૫૦૦ થી ઓછા) પગારમાં હિંદીઓ કેટલા છે તેનું પ્રમાણ નીચે દર્શાવવામા આવેલ છેઃ

૨૦૦ અને તેથી વધારે પગારની દીવાની ખાતાની નિમણુકો

| ખાતું | યુરોપિયન તથા એંગ્લો ઇંડિયન | હિંદીઓ તથા બરમીઓ | હિંદીઓનું કુલ સંખ્યામાં પ્રમાણ ટકા |
|---|---|---|---|
| ૧ ખેતીવાડી | ૬૨ | ૫૦ | ૪૫ |
| ૨ સિવિલ વેટરનરી | ૩૮ | ૧૪ | ૨૭ |
| ૩ જકાત | ૨૧૯ | ૨૭ | ૧૧ |
| ૪ પોલિસ | ૯૦૮ | ૪૫૦ | ૩૨ |
| ૫ કેળવણી | ૩૩૪ | ૪૯૩ | ૬૦ |
| ૬ આઇ. સી. એસ. (હિંદી સનંદી નોકરી) | ૧,૨૦૮ | ૬૩ | ૫ |
| ૭ રેલ્વે | ૪૦૨ | ૪૫ | ૧૦ |
| ૮ તાર ટપાલ | ૧૪૫ | ૧૩૨ | ૪૮ |
| ૯ જાહેર બાંધકામ | ૬૮૮ | ૩૭૮ | ૩૫ |

કેટલીક ૫૦૦ રૂા. થી વધારે પરંતુ ૮૦૦ રૂા. થી ઓછા પગારની નોકરીમા હિંદીઓનું પ્રમાણ નીચે દર્શાવવામા આવ્યું છેઃ—

| ખાતું | યુરોપિયન તથા એંગ્લો ઇંડિયન | હિંદી તથા બરમી | કુલ સંખ્યામા હિંદીનું પ્રમાણ ટકા |
|---|---|---|---|
| ૧ ખેતીવાડી | ૫૦ | | |
| ૨ સિવિલ વેટરનરી | ૩૨ | | |
| ૩ જકાત | ૩૪ | ૩ | ૮ |
| ૪ પોલિસ | ૫૦૭ | ૨૮ | ૫ |
| ૫ કેળવણી | ૨૨૩ | ૪૫ | ૧૭ |
| ૬ હિંદી સનંદી નોકરી | ૧,૨૧૫ | ૫૯ | ૫ |
| ૭ રેલ્વે | ૨૯૯ | ૧૯ | ૬ |
| ૮ તાર ટપાલ | ૪૧ | ૫ | ૧૧ |
| ૯ જાહેર બાંધકામ | ૪૯૩ | ૮૫ | ૧૫ |

| દેશ | શિક્ષક પૌંડ | કૉન્સ્ટેબલ, પૌંડ |
|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટસ | ૩૧૨ | ૨૧૫ |
| ઈંગ્લંડ | ૧૦૬ | [illegible] |
| ઑસ્ટ્રિયા | ૩૬ | [illegible] |
| જાપાન | ૩૧ | ૧૬ |
| પોર્ટુગલ | ૨૦ | [illegible] |
| હિન્દુસ્તાન | ૧૦ | ૮ |

## બ્રિટિશ હિંદ અને વડોદરા રાજ્યના પગાર

વડોદરા રાજ્ય સાથેની સરખામણીમાં પણ પગારમાં મોટો તફાવત માલુમ પડે છે. બ્રિટિશ હિંદમાં પ્રાંતિક ધારાસભાના સાધારણ સભ્યને વડોદરાના દિવાન કરતા પણ વધારે મળે છે. હિંદમાં સ્થાનિક કેળવણી ખાતાના સેક્રેટરીને વડોદરાના વિદ્યાધિકારી કરતાં બમણો પગાર મળે છે. બ્રિટિશ હિંદના ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન (કેળવણી ખાતાના વડા) ને વડોદરાના વિદ્યાધિકારી કરતા વધારે પગાર મળે છે. બ્રિટિશ હિંદના વડા જજ્જને વડોદરાના વડા જજ કરતાં ત્રણગણો પગાર મળે છે. તેવી જ રીતે પ્રાંતિક તથા પુની (નીચા દરજ્જાનો) જજને વડોદરાના તે જ પંક્તિના અમલદારો કરતા ઘણું વધારે મળે છે. આવો જ તફાવત બીજા ખાતામા પણ જણાઈ આવે છે. બ્રિટિશ હિંદના તથા વડોદરા રાજ્યના પગાર નીચેના પત્રકમાં જણાવ્યા છે.

## વડોદરા તથા બ્રિટિશ હિંદના પગાર

| દરજ્જો | બ્રિ. હિંદમા માસિક પગાર રૂ. | વડોદરા રાજ્યમા માસિક પગાર રૂ. |
|---|---|---|
| ગવર્નરની કાઉન્સિલના સભ્ય | ૫,૩૩૩ | ૩,૦૦૦ થી ૫,૦૦૦ (મુખ્ય પ્રધાન)<br>૧,૦૦૦ અગર વધારે (નાયબ દિવાન) |
| વડો જજ | ૫,૦૦૦ | ૧,૫૫૦ |
| પોલિસ ઇન્સ્પેક્ટર જનરલ | ૨,૦૦૦ થી ૩,૦૦૦ | ૧,૩૦૦ |
| ચીફ એન્જીનિયર | ૨,૫૦૦ થી ૨,૭૦૦ | ૯૦૦ અને વધારે |
| ડિરેક્ટર ઑફ એજ્યુકેશન (કેળવણીનો વડો) | ૧,૨૫૦ થી ૨,૫૦૦ | ૧,૦૦૦ (વિદ્યાધિકારી) |
| સર્વેયર જનરલ | ૩,૧૮૭ | ૯૦૦ |

## હિંદીઓ અને જાહેર નોકરી

પોતાના જ દેશમા હિંદીઓનું જીવન "પાણી ભરનારા અને કઠિયારા" ના જીવન જેવું છે. લશ્કરીખાતાની બધી ઊંચી જગ્યાઓ પરદેશીઓનો ઇજારો બની ગઇ છે. દીવાની ખાતામાં પણ અહીં તહીં ટુકડાઓ હિંદીઓને આપવામા આવે છે. હિંદી સિવિલ સર્વિસમાં ૭૭૨ જગ્યાઓ છે. માસિક પગાર રૂ. ૮૦૦ અને તેથી વધારે છે. આમાંથી ભાગ્યે જ ૪ ટકા હિંદીઓને આપવામા આવે છે. ૨૦૦ રૂ. કરતા વધારે પણ રૂ. ૮૦૦ થી ઓછા પગારની ૨,૬૪૫ જગ્યાઓ છે જેમાંથી ૨,૫૦૦ કરતાં વધારે જગ્યાઓ બીનહિંદીઓને આપવામાં આવે છે. માત્ર ૫ ટકા હિંદીઓને આપવામાં આવે છે. ખેતીવાડી ખાતામા

તથા વેટરનરી ખાતામાં ૫૦૦ રૂ અને તેથી વધારે પગારની ૧૫૦ જગ્યાઓ છે. જેમાંની એક પણ હિંદીને આપવામાં આવતી નથી. સર્વે ખાતામાં ૫૦૦ રૂા. ના પગારથી એક પણ હિંદી નથી. ખાણ ખાતામાં, નાવિક ખાતામા, ટંકશાળમા તથા ઓઇલર ખાતામાં રૂા. ૨૦૦ ના પગારનો પણ હિંદી અમલદાર નથી. ટૂંકમા, **અર્ધા અગર એક પૌંડના મહાન પગારની જગ્યાઓનો ઇજારો હિંદીઓને આપવાની અહેરબાની કરવામાં આવી છે!**

જાહેર જગ્યાઓમાં રૂા. ૨૦૦ અને વધારે (પણ ૫૦૦ થી ઓછા) પગારમાં હિંદીઓ કેટલા છે તેનું પ્રમાણ નીચે દર્શાવવામા આવેલ છેઃ

૨૦૦ અને તેથી વધારે પગારની દીવાની ખાતાની નિમણૂંકો

| ખાતું | યુરોપિયન તથા એંગ્લો ઇંડિયન | હિંદીઓ તથા બરમીઓ | હિંદીઓનું કુલ સંખ્યામાં પ્રમાણ ટકા |
|---|---|---|---|
| ૧ ખેતીવાડી | ૬૨ | ૫૦ | ૪૫ |
| ૨ સિવિલ વેટરનરી | ૩૮ | ૧૪ | ૨૭ |
| ૩ જકાત | ૨૧૯ | ૨૭ | ૧૧ |
| ૪ પોલિસ | ૯૦૮ | ૪૫૦ | ૩૨ |
| ૫ કેળવણી | ૩૩૪ | ૪૯૩ | ૬૦ |
| ૬ આઇ. સી. એસ. (હિંદી સનંદી નોકરી) | ૧,૨૦૮ | ૬૩ | ૫ |
| ૭ રેલ્વે | ૪૦૨ | ૪૫ | ૧૦ |
| ૮ તાર ટપાલ | ૧૪૫ | ૧૩૨ | ૪૮ |
| ૯ જાહેર બાંધકામ | ૬૮૮ | ૩૭૮ | ૩૫ |

કેટલીક ૫૦૦ રૂા. થી વધારે પરંતુ ૮૦૦ રૂા. થી ઓછા પગારની નોકરીમા હિંદીઓનું પ્રમાણ નીચે દર્શાવવામા આવ્યું છેઃ—

| ખાતું | યુરોપિયન તથા એંગ્લો ઇંડિયન | હિંદી તથા બરમી | કુલ સંખ્યામાં હિંદીનું પ્રમાણ ટકા |
|---|---|---|---|
| ૧ ખેતીવાડી | ૫૦ | | |
| ૨ સિવિલ વેટરનરી | ૩૨ | | |
| ૩ જકાત | ૩૪ | ૩ | ૮ |
| ૪ પોલિસ | ૫૦૭ | ૨૮ | ૫ |
| ૫ કેળવણી | ૨૨૩ | ૪૫ | ૧૭ |
| ૬ હિંદી સનંદી નોકરી | ૧,૨૧૫ | ૫૯ | ૫ |
| ૭ રેલ્વે | ૨૯૯ | ૧૯ | ૬ |
| ૮ તાર ટપાલ | ૪૧ | ૫ | ૧૧ |
| ૯ જાહેર બાંધકામ | ૪૯૩ | ૮૫ | ૧૫ |

## પ્રસ્થાન

રૂ. ૮૦૦ અને તેથી વધારે પગારની નોકરીમાં નીચે મુજબ પ્રમાણ ગણવામાં આવ્યું છે:-

| ખાતું | યુરોપિયન તથા એંગ્લો-ઇંડિયન | હિંદીઓ તથા બરમીઓ | કુલ સંખ્યામાં હિંદીઓનું પ્રમાણ ટકા |
|---|---|---|---|
| ૧ ખેતીવાડી | ૩૦ | | |
| ૨ સિવિલ વેટરનરી | ૧૩ | | |
| ૩ જકાત | ૧૦ | ૧ | ૯ |
| ૪ પોલિસ | ૨૬૬ | ૩ | ૧ |
| ૫ કેળવણી | ૯૧ | ૨ | ૨ |
| ૬ હિંદી સનંદી નોકરી | ૭૪૩ | ૨૯ | ૪ |
| ૭ રેલ્વે | ૧૭૨ | ૧૧ | ૬ |
| ૮ તારટપાલ | ૨૫ | ૨ | ૭ |
| ૯ જાહેર બાંધકામ | ૨૬૨ | ૪૫ | ૧૫ |

છોટાલાલ માનસિંગ કામદાર

[ What a Home-Ruler Ought to Know ઉપરથી ]

# ચર્ચાપત્ર

## દૃષ્ટિભેદ

કાર્તિક ૧૯૮૬ નાં 'પ્રસ્થાન'માં પ્રગટ થયેલા મ્હારા ચર્ચાપત્રનો ઉત્તર મૂળ લેખકે આપેલો તે જ અંકમા છાપ્યાથી સુગમના થઇ છે. એ ઉત્તર વાચીને વળી ચર્ચા લખાવવાની મ્હારી ઇચ્છા તત્કાળ તો ના થઇ. માત્ર તે ઉત્તર નીચે મ્હારા વિચાર મ્હેં નોંધી રાખ્યા. આજ એમ વિચાર આવે છે કે એ નોંધ પ્રગટ રીતે રજૂ કરું તો મૂળ લેખકને ન્યાય મળે એમ છે; એઓ અમુક મન્તવ્યને દુરાગ્રહથી પકડી રહ્યા છે એમ કોઈને ભાસ થાય તે દૂર કરવો, અને વસ્તુતઃ એઓની દૃષ્ટિ અને મ્હારી દૃષ્ટિ એ બે વચ્ચે ભેદ શાથી છે ત્હેનું નિદાનદર્શન કરવું, એ ઉદ્દેશથી પ્રેરાઇને આપના માસિકની જગા રોકવાની પ્રાર્થના કરું છું. આ મ્હારી નોંધ—

( क ) મ્હેં જે આત્માપણાનો દાવો કર્યો છે તે પ્રયોજિત સંગીત માટે; એ વાત જરાક દબાઈ જઈને મૂળ લેખકની આ ચર્ચા થઈ છે. એ ખરું કે 'અર્થાનુકૂલ સંગીત' એમ શબ્દ એઓએ હવે વાપર્યા છે. પરંતુ 'પ્રયોજિત' સંગીતનો વ્યાપાર 'અર્થાનુકૂલ'માં સમાતો નથી.

( ख ) વાણી તે દેહ કહો છો. ભલે. પરંતુ વાણી = અર્થથી વિયુક્ત શબ્દરવ નથી; અર્થસંપૃક્ત શબ્દ તે જ વાણી. **अत एव**, અર્થ પણ દેહ, બલ્કે અર્થવિશિષ્ટ શબ્દ તે દેહ; અને એ અર્થ + શબ્દને સજીવતા અર્પનારો આત્મા સંગીત—ભલે શબ્દ + અર્થ એ અવિશ્લેષ્ય યુગ્મમા શબ્દને સમ્બન્ધે અર્થ તે આત્મા હો, પરંતુ મ્હારા કાવ્યમા જે વક્તવ્ય છે તે આગળ વધીને સ્થાપે છે કે અર્થવિશિષ્ટ શબ્દની પછાડી સજીવતા પ્રેરક તત્ત્વ એક છે, અને તે પ્રાણપ્રદ – પ્રાણપ્રકાશક-સંગીત. મૂળ લેખકનુ પૃથક્કરણ metaphysical (અતિભૌતિક) છે, મ્હારું æsthetic (રસિકતાદર્શનવિષય) છે. આમ બંને કોટિયો જુદી છે એ ઉપરથી જે કોટિ ઉપર અવાય છે તે

( ग ) સંગીત તે અન્યથા શબરૂપ કવિતપદને સંજીવની શક્તિથી ખીલવનારો આત્મા;— એ નવીન કવિત્વકલ્પના (અથવા તરંગ કહો તો તરંગ) રજૂ કરવાનો કવિનો હક કેવળ છટ્કારથી છીનવી નહિ લેવાય.

આમ દૃષ્ટિભેદ છે. મૂળ લેખક metaphysical plane (અતિભૌતિક ભૂમિકા)મા રહીને દર્શન કરે છે, અને હું æsthetic plane (રસિકતાદર્શનની ભૂમિકા)મા રહીને દર્શન કરું છું. બંને દૃષ્ટિયો પોતપોતાના ક્ષેત્રમા સાચી જ છે; માત્ર એટલું કે પૂર્વોક્ત દૃષ્ટિયે ઉત્તરોક્ત દૃષ્ટિ ઉપર આક્રમણ કરવું એ અધિકાર પ્રાપ્ત થતો નથી.

इत्यलम्

સાન્ટાક્રુઝ
તા. ૧-૨-૩૦ } નરસિંહરાવ ભોળાનાથ

### મૂળ લેખકનો ઉપલા પ્રત્યુત્તરને જવાબ :—

રા. રા. નરસિંહરાવ શું કહેવા માગે છે તે આ ચર્ચા ઉઠાવીને અને મ્હારા ઉત્તરને ઉપલા પ્રત્યુત્તર વડે એમણે આંધળો પણ જોઇ શકે એટલું ચોકખું કર્યું છે.

ગ. રા. નરસિંહરાવ "પ્રયોજિત સંગીત"ને જ વળગવા માગે છે. પણ એમ કરીને તો તેઓ મ્હારી ટીકાને નબળી પાડવાને બદલે ઉલટી વધારે જોરદાર અને ઉચિત બનાવતા હોય એમ મ્હને તો લાગે છે.

અર્થ અને તેને લગતું માધુર્ય એ જોડકામાં અર્થ=દેહ, માધુર્ય=આત્મા, એમ કહેવું જેને અનુચિત લાગે છે, તેવા માણસને મધુર અર્થ અને પ્રયોજિત સંગીત એ જોડકામાં સંગીતને આત્મા અને અર્થને દેહ કહેવામા આવે, તે ઉલટું વધારે અનુચિત જ લાગે, એ કદાચ રા. રા. નરસિંહરાવને પણ સ્વીકારવું પડે એટલું દેખીતું છે.

વળી આવું અત્યંત અનુચિત રૂપક જેનો મુખ્યાર્થ, તેવી કવિતામાં છંદ, લય, ભાષા આદિના ઉંચા ગુણ ભલે હોય, તથાપિ તે સારી કહેવાય કે નબળી ?

*

## એક ખુલાસો

પ્રો. નિકસન ઉર્ફે શ્રી કૃષ્ણ પ્રેમ વૈરાગીએ, 'પ્રસ્થાન'ના ગયા પુસ્તકમા 'અલમોરાથી પત્ર'ના લેખમા છપાએલી કેટલીક હકીકત સંબધી પોતાનો ખુલાસો છાપવા અમને પત્ર (અંગ્રેજીમા) લખ્યો છે. શ્રીયુત ભગવતીએ આ લેખમા પ્રો. નિકસન સાથે તેમને શ્રીયુત દિલીપ કુમાર રોય સંબધી જે વાતચીત થએલી તે આપી છે અને ઉપર જણાવેલ ખુલાસો નીચેના ભાગને લગતો છે.

જવાબ (પ્રો. નિકસનનો)—દિલીપ કુમાર રોય ... ... હાલ પોંડીચેરી છે.

મે પૂછયું—તે પોંડીચેરી ક્યાથી ?

જ૦—થોડા વખતથી તે બાબુજી પાસે રહેવા ગયો છે ... ... ... બાબુજીએ બિચારાનું ગાવું બંધ કર્યું છે. તેના ગાયન ઉપર કોણ મુગ્ધ ન થાય ? પણ હમણા હમણા તે ઉસ્તાદી ઢબ ઉપર જતો હતો અને તેને અંગે ભાવનું ખૂન થતુ હતુ .. ... .. બિચારો લખે છે કે કોઈ વખત દરિયા કિનારે ફરવા જાઉં છું ત્યારે ગાવાની ઊર્મિ આવી જાય છે. થોડું શરૂ કરું છું ત્યાં તો **મનાઇ હુકમ** યાદ આવે છે ; સાથે જ તેના જેવા માટે આ મોટામા મોટી **શિક્ષા** ગણાય.

મેં કહ્યુ—હુ ધારુ છુ કે આ મનાઇ થોડા સમય માટે જ હશે.

જ૦—હા, કદાચ ત્યાર બાદ તે વધુ દિવ્ય ગાન ગાઈ શકે.

પુ. ૮ પૃ. ૨૬૫–૬૬.

ઉપર આપેલા 'મનાઇ' અને 'શિક્ષા' (જે અમે મોટા ટપાવેલા છે) તે શબ્દો સંબંધી પ્રો. નિકસન કહે છે કે એવું એમનાથી વાતચીતમાં બોલાઇ ગયું હોય તો તે અજાણતાં જ. શ્રીયુત દિલીપ કુમાર રોય જણાવે છે કે શ્રી અરવિન્દ જરા પણ સંગીતથી વિરુદ્ધ નથી, તેમ જ તેઓ સંગીતને યોગમા વિઘ્નરૂપ માનતા નથી. જે કંઇ થયું છે તે એટલું જ કે શ્રીયુત દિલીપકુમાર રોયને જાહેરમા ગાવાને તેઓ ઉત્તેજન આપતા નથી, જો કે ખાનગીમા તેઓ ખુદ બાબુજી પાસે ગાય છે. આ પણ કાંઇ મનાઇ કે શિક્ષા નથી, માત્ર તેમની સાધનાની આ ભૂમિકાએ તેમને મદદ કરવા આપેલી એક સલાહ માત્ર છે.

આ સલાહ સાથે હુ અસંમત હોઉં તોપણ (જો કે છુ તો નહિ) શ્રી અરવિન્દ જેવા ગુરુએ શિષ્યને આપેલ શિખામણની ટીકા કરવી મારા જેવા માટે હું ધૃષ્ટતા લેખુ છું.

વાચનારાઓએ જોયું હશે કે ઉપર અવતારેલ ફકરામા આવેલ 'મનાઈ' અને 'શિક્ષા' કોઇ પણ રીતે ગુરુએ આપેલ સલાહની ટીકારૂપ નથી, તેમ જ પ્રો. નિકસનના શબ્દોમાં શ્રી અરવિન્દ તરફ જરા પણ અવિનય કે ધૃષ્ટતા દેખાતાં નથી, ઊલટી તેમની શ્રદ્ધા અને આદરબુદ્ધિ સ્પષ્ટ દેખાય છે. આ ગેરસમજુત અંગ્રેજી ભાષાન્તરદ્વારા ઉક્ત ફકરાને સમજવાથી થઇ છે, છતા આમાં શ્રીયુત દિલીપ કુમાર રોય તરફથી કેટલીક વધારે પ્રમાણભૂત હકીકત મળી છે માટે, અને પ્રો. નિકસનના સંતોષ ખાતર, અમે ઉપરનો ખુલાસો છાપ્યો છે.

રા. વિ. પાઠક
તંત્રી.

# લોકચર્યા

[ આ માસિકના વાચકોને અને ગૂજરાતના જીવનમાં રસ લેનારા સ્ત્રીપુરુષોને અમે વિનંતી કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. **તંત્રી** ]

જામનગર, તા. ૧-૧-૧૯૩૦

ભાઈશ્રી,

આપશ્રીનું કૃપાપત્ર ગઈ કાલે મળ્યું. અમારી જ્ઞાતિ વિશેની માહિતી આપવાની સૂચના હું સ્વીકારું છું. પણ સમસ્ત મહેશ્રી જ્ઞાતિની હકીકત જાણવા પૂરતો મારો અભ્યાસ નથી. તેમજ અમારી જ્ઞાતિની ઉત્પત્તિ, વસાહત અને મારવાડમાંથી ગૂજરાતને આંગણે અવતરણ એ બધું યથાસ્થિત જાણવા માટે, અમારા જાગા (યાગા) ઓના જૂના ચોપડાઓ સિવાય, બીજું કશું સાધન નથી. અને જાગાઓના ચોપડા પર ઇતિહાસની ઇમારત કેવી રીતે ઊભી કરી શકાય? જાગાઓ અમારી જ્ઞાતિના આશ્રયે જ રહે છેઃ અને આ ઘોર કલિકાળમાં પણ અમારા ઘરઆંગણે પધારી, અમને આ લોકમાં ચિરજીવનની ને પરલોકમાં સ્વર્ગની સગવડ કરી આપે છે. આ રીતે તેમને હાથે થએલી પ્રશસ્તિની કિંમત કેટલી હોય શકે? તેમજ શુદ્ધ ઇતિહાસ તરીકે (સૈકાજૂના હોવા છતાં ય) તે ચોપડાઓની વિગત પર કેટલો આધાર રહી શકે? પણ એ પ્રશસ્તિ વગેરેને બાજુ પર મૂકતાં, તેમાંથી નક્કર હકીકતની મેં જે નોંધ કરી છે તે, આજે લખી મોકલું છુ. આપશ્રીને યોગ્ય લાગે તો ખુશીથી તેને 'લોકચર્યા'માં પ્રગટ કરશો.

જાગાઓના ચોપડાઓ ઉપરાંત એક બીજું સાધન પણ ઉપલબ્ધ છે. અને તે અહીંના સ્વ. ગોપાલજી ધનજી મણિયારે, જ્ઞાતિસેવાના શુભ આશયથી પ્રેરાઈને, વિ. સં. ૧૯૫૩ માં બહાર પાડેલું **माहेश्वरीय वैश्योत्पत्ति** નામનું પુસ્તક. તેમાં તેમણે તે નામની એક સંસ્કૃત કથાનું ગૂજરાતી ભાષાન્તર પ્રગટ કરેલું છે. એ સંસ્કૃત મૂળ પ્રત અત્યારે તો લભ્ય નથી, પણ તે કથાનો ગૂજરાતી સાર નીચે મુજબ છે.

ખંડેલ દેશમાં ખડ્ગસેન નામે એક શિવભક્ત રાજા હતો. તેને સુજાનસેન નામનો એક પુત્ર હતો. રાજાના મરણ પછી એ ગાદીએ બેઠો. તે મૃગયાનો શોખીન હોવાથી, એક દિવસ ૧૪૦ અનુચરો સાથે શિકારે ગયો. મૃગયાથી પાછાં વળતાં, એક તીર્થક્ષેત્રમાં તેના કોઈ અનુચરે પોતાનાં લોહીવાળાં શસ્ત્ર ધોયાં. તે તીર્થે રહેતા કોઈ તપસ્વી ઋષિને એ ખબર પડતાં તે કોપ્યા ને શાપ આપ્યો. શાપના પ્રભાવથી સુજાનસેન અને તેના સહચરો પાષાણ બની ગયા. મૃગયાશીલ ક્ષત્રિયોની પત્નીઓએ આ વાત જાણી મહાદેવની તપશ્ચર્યા શરૂ કરી. કાળે કરીને મહાદેવ રીઝ્યા. પાષાણીભૂત ક્ષત્રિયોને સચેતન કર્યા પણ ક્ષત્રિયત્વ છોડી વૈશ્યવૃત્તિ સ્વીકારવાને તેમને આજ્ઞા કરી. શાપમુક્ત થયા પછી સુજાનસેને 'યાગક'

નામથી ખંડેલમાં વસાહત કરી. થોડા વખત પછી તે માહેશ્વરીય વૈશ્ય જ્ઞાતિ **ડિંડિમધ્વનિ** ( ડીંડવાણા )[1] નામના ગામમાં વસી. એ નિવાસસ્થાન પરથી જ આજે પણ કેટલાક મહેશ્રીઓ ડીંડૂના નામથી ઓળખાય છે.

અમારી નાગોરી જ્ઞાતિનાં મૂળ નામ 'મહેશ્રી' પર પ્રકાશ પાડવા પૂરતો જ આ કથાનો ઉપયોગ કરવાનો છે. મારવાડમાં વસતી અમારી જ્ઞાતિ હજી પણ મહેશ્રી તરીકે જ ઓળખાય છે. કચ્છ, કાઠિયાવાડ અને ગૂજરાતમાં વસતી અમારી જ્ઞાતિની સંખ્યા કરતાં ઘણી મોટી સંખ્યા ત્યાં વસે છે. કારણ કે અમારા પૂર્વજો મારવાડમાંથી જ, આ તરફ ઉતરેલા. પિલાજીરાવ ગાયકવાડના સમયમાં, જોધપુરના મહારાજા અજીતસિંહની સાથે, અમદાવાદ પરની ચડાઈ વખતે, વિ. સં. ૧૫૩૫[2]મા, માહેશ્વરી વૈશ્યોના ૭૫૦ માણસો ગૂજરાતમા ઊતર્યા. કેટલાક સૂરત, અમદાવાદ, ખેડા, ભરુચ, વગેરે મુખ્ય શહેરોમાં વસ્યા અને બીજાઓએ કચ્છમા વસાહત કરી. વિક્રમ સંવતના અઢારમા સૈકામા તેઓ જામનગરમા આવ્યા. આ રીતની હકીકત જગાઓના ચોપડામાંથી મળી શકે છે.

મારવાડમાથી અમે ઉતર્યા હોવા છતા, અત્યારે તો અમારો તેમની સાથેનો સંબંધ બીલકુલ નથી જ એમ કહીએ તો પણ ચાલે અલબત, પચાસેક વર્ષ પહેલા અહીંથી બેટીની લેતીદેતીની શરુઆત થયેલી પણ તે એટલેથી જ અટકી. ત્યા આપેલી ને ત્યાંથી આવેલી દીકરીઓ હજુ હયાત છે. પણ ત્યાના અને અહીંના રીતરિવાજો, ભાષા, પહેરવેષ વગેરેમાં અનેકધા ભિન્નતા હોવાથી એ સંબંધ વધારે ન નભ્યો. અલબત અમારી ખાપ, નૂખ, વગેરે હજુ મૂળ મારવાડના જ રહ્યા છે. પણ અમારી મહેશ્રી જ્ઞાતિની કુલ ૭૨ ખાંપમાંથી આ તરફ તો ખાસ આટલી જ જોવામા આવે છેઃ

| | |
|---|---|
| ૧ સારડા[3] | ૫ મુંદ્રા |
| ૨ રાઠી | ૬ લધડ |
| ૩ મણિયાર | ૭ કારાણી |
| ૪ ઝંબર અથવા ઝૂવર | |

મારવાડમા તો, એ ઉપરાત બજાજ, ભૂતડા, માલપાણિ, સોની, સોમાણી, પરવાળ વગેરે અનેક ખાપો મળી શકે છે.

આ રીતે મૂળ મારવાડ સાથેનો અમારો સંબંધ તો ન જળવાઈ શકયો. પણ અમારો પરસ્પર સંબંધ પણ ન જળવાઈ શકયો. મારવાડના ડીડવાણાથી ઉતરેલ મહેશ્રીઓ ડીંડૂ કહેવાયાઃ નાગોરથી ઊતરેલા નાગોરી કહેવાયા. અવતરણ વખતે–એટલે કે વિ. સં. ૧૫૩૫ની આસપાસમા કદાચ સંયુક્ત વસાહત હશે પણ અત્યારે તો કચ્છ, કાઠિયાવાડ અને

૧ આ ગામ ઉપરથી તો ડીંડવાણું શબ્દ ગુજરાતીમા નહિ આવ્યો હોય ?–અમુક સમયે એ ગામમાં અવ્યવસ્થા અને અરાજકતા ખૂબ થઈ હોય તે ઉપરથી.

૨ સં. ૧૫૧૨મા વાણીઆમાં દશા વીસા ભેદ જાણીતા થઈ ગયા અને તેમા શ્રાવક અને મેશ્રી (વૈષ્ણવ) બંને હતા એ તે વર્ષમાં રચાયેલા કાન્હડદે પ્રબંધ પરથી જણાય છે.

'વીસા દસા વિગતિ વિસ્તરી, એક શ્રાવક નિ એક મહેસરી'

ગુજરાતી સાહિત્ય, ખંડ ૫, પૃ ૧૩૨-૩૩.

૩ હરબિલાસ શારદા કહીએ છીએ તે મૂળ આ અટક છે.

અમદાવાદના મહેશ્રીઓ ' નાગોરી ' તરીકે અને સુરતના ' ડીંડૂ ' તરીકે ઓળખાય છે. નાગોરી અને ડીંડૂ વચ્ચે પણ કન્યાની લેતીદેતીનો સંબંધ નથી. સુરતથી બેએક દીકરી જામનગર–દશેક વર્ષ પહેલા–આવી છે ખરી, પણ ડીંડૂના અને નાગોરીના લગ્નાદિ રીતરિવાજોમાં ભિન્નતા હોવાથી, અને આર્થિક પરિસ્થિતિ પણ મૂઝવતી હોવાથી, એ સંબંધ પણ એટલેથી જ અટક્યો છે.

હવે આપશ્રીને હું નાગોરી જ્ઞાતિની સામાજિક સ્થિતિ, કેળવણી, ધર્મ વગેરે વિષયો પર ટૂંકામાં લખીને પત્ર પૂરો કરીશ.

નાગોરી જ્ઞાતિનો નજીકનો જ ભૂતકાળ પણ જ્વલંત છે. આ જ્ઞાતિએ ઝવેરાતના અને જરીકસબનાં કાપડના વેપારમાં ખૂબ જ નામના મેળવેલી. કાઠિયાવાડના લગભગ દરેકે દરેક મોટા રાજ્યના રાજાને દરબાર નાગોરી ઝવેરી તો હોય જ. વાક્પટુ અને સમયસૂચક કોમ તરીકે નાગોરીજ્ઞાતિ પ્રખ્યાત હતી કમાવાની કુશળતા અને અટપટી ઘૂંચો ઉકેલવાની આવડત ધરાવનારા નરો સરજવાનું તે અભિમાન લઇ શકતી. પણ એ અભિમાન એટલેથી જ ઓસર્યું. નાગોરીબાપ દીઓએ, વ્યાપારમાં જોડી દેવાની લાલચથી પોતાના પુત્રોને ઉચ્ચ કેળવણીથી વિમુખ રાખ્યા. એ જ્ઞાતિએ ધનને જ ધ્યેય માનીને, પોતા માટે અને ભવિષ્યની પ્રજા માટે સંસ્કારિતાના દ્વારો બંધ જ રાખ્યા. આનું ફળ વર્તમાન નાગોરીઓ ભોગવે છે. અત્યારના નાગોરીઓમાંથી સંસ્કારી યુવકો થોડા જ નીકળશે. સંસ્કૃતિ અને વિકાસના દ્વારો બંધ રહ્યા હોવાથી, પિતાએ મૂકેલી પૂંજી ખલાસ કરી, ને ત્યારપછી લમણે હાથ દઇ બેસી રહેવા સિવાય, અત્યારના નાગોરીઓ માટે બીજો રસ્તો રહ્યો નથી. બે ચાર અપવાદ બાદ કરતા, અત્યારે નાગોરીઓ માટે રાજકાજમા કે પ્રજામાં સ્થાન નથી. અત્યારે નાગોરીઓનો મોટો ભાગ એકંદર અશક્ત કે અલ્પશક્ત જ છે.

અત્યારે આ જ્ઞાતિ કેળવણીના ક્ષેત્રમાં પણ તદ્દન પછાત છે. એક જ સાદો દાખલો આપું : લગભગ ૧૫૦ ઘરની આ જ્ઞાતિમા, અત્યાર સુધીના ઇતિહાસમાં માત્ર બે જ ગ્રેજ્યુએટો મળી આવે છે વિદ્યાર્થીઓનો મોટો ભાગ તો હાઇસ્કૂલની અધવચમાંથી જ અને થોડોક ભાગ પ્રીવિયસ કે ઇન્ટરમાંથી જ અભ્યાસ છોડી દે છે થોડે ભાગે સાધનોની પ્રતિકૂળતા અને મોટે ભાગે આળસપ્રધાન મનોવૃત્તિ જ એ માટે જવાબદાર છે. ગાંધીયુગના દીક્ષિતો આ વસ્તુસ્થિતિને કદાચ ઓછી ખેદકારક ગણશે. પણ અહીં તો, જ્યા શાળાની સાથેજ અભ્યાસનાં દ્વાર બંધ થઇ જતા હોય ત્યા એ કેમ પાલવે ? અને એક બીજી વાત : એ ઊગતા જુવાનોમાંથી જેમને વડિલોની દુકાન આદિ હોય તેઓ તેમાં જોડાય અને બાકીના પાંચ-પચીશ રૂપિયાની નોકરી શોધવા લાગી જાય. તેમા ય નોકરિયાત કરતા પહેલા વર્ગની સ્થિતિ વધારે દયાજનક છે. કારણ કે દુકાન હોય એક અને તેમા જોડાવાવાળા હોય અનેક, એટલે એક માણસની આવક અનેકમાં વિભક્ત થાય આનું પરિણામ કલ્પી શકાય તેમ છે. નાગોરી જ્ઞાતિ દિનપ્રતિદિન વધારે ગરીબ બનતી જાય છે.

આ જ્ઞાતિ ધર્મે સનાતની હિંદુ છે. તેમાં પુરુષો મુખ્યત્વે સ્માર્ત અને સ્ત્રીઓ વૈષ્ણવ છે. અમદાવાદમા બધા જ મુખ્યત્વે વૈષ્ણવ છે કચ્છમા થોડા જૈનધર્મી પણ છે. અહીં બાળકોને હવેલીમાં બ્રહ્મસમર્પણ આપવામા આવે છે, પણ તે સાથે મતાન્ધતાનાં બીજ રોપવામાં આવતાં નથી. ઉલટું અહીંના નાગોરીઓએ બેએક શિવાલયો પણ બંધાવ્યાં છે.

સંક્ષેપમા જ જણાવું તો આ જ્ઞાતિનો ભૂતકાળનો ઇતિહાસ જ્વલંત હતો. વર્તમાન શોચનીય છે. અત્યારે આ જ્ઞાતિ મોટે ભાગે ભોળી, વાચાળ ને આળસુ જૂની ઘરડમા દીનતાપૂર્વક પીસાવાવાળી અને સંસ્કારિતાથી વિમુખ છે. અવકાશને અભાવે હું તેનાં કેળવણીના પ્રમાણ, જન્મમરણના પ્રમાણ, સંખ્યા વગેરે નથી મોકલી શકતો. ઇચ્છા હોય તો તપાસ કરી મોકલું.

લિ૦ મનઃસુખલાલ મગનલાલ ઝવેરી

## સમસ્ત હિંદુભાઇઓને જાહેર વિનંતિ

હિંદુ કોમ અનેક નાતોમા વહેંચાએલી છે. આ નાતોનાં નામો, અટકો, ગોત્રો, સામાન્ય રિવાજો, કુલધર્મો વગેરે ઇતિહાસની ઘણી જ ઉપયોગી સામગ્રી છે. નવાં સમાજબળોમા આ સર્વ ધીમે ધીમે લુપ્ત થતું જાય છે. એ પરિણામ સામે અમારે કાઇ કહેવાનું નથી. એ કાલધર્મ છે, કેટલીક દૃષ્ટિએ ઇષ્ટાપત્તિ પણ છે. પણ આ લોપમાંથી ઇતિહાસને ઉપયોગી હકીકત આપણે એકત્રિત કરી સંઘરી લેવી જોઇએ આટલા માટે હિંદુઓની સર્વ જ્ઞાતિઓના સદ્દગૃહસ્થોને જુદી જુદી નાતો વિશેની હકીકત જણાવવા અમે અહીં આમન્ત્રણ આપીએ છીએ.

હકીકત મુદ્દાસર આવી શકે એટલા માટે એક સૂચક પ્રશ્નાવલી નીચે છાપી છે.

**૧ નાતનું સામાન્ય નામ** જેમકે વાણિયા, બ્રાહ્મણ, વગેરે

**૨ નાતનું વિશિષ્ટ નામ** જેમકે નાગોરી મેશ્રી વાણિયા, વડનગરા નાગર વગેરે

**૩ ગુજરાતમાં વસાહતનાં મુખ્ય મુખ્ય સ્થળોઃ** ગામનું નામ જાણીતું ન હોય તો કયા આવ્યુ, કયા મોટા શહેર કે રેલવે સ્ટેશનથી કેટલે દૂર, કઇ દિશામા, વગેરે

**૪ ગુજરાત બહાર વસાહતનાં મુખ્ય મુખ્ય સ્થળો** પ્રાતના નામ સાથે

**૫ ગુજરાતમાંથી એ પ્રાન્તમાં ગયા કે એ પ્રાન્તમાંથી ગુજરાતમાં આવ્યાં** એ સંબંધી જે કાઇ માન્યતા હોય તે, પુરાવા હોય તો તે સાથે.

**૬ આ સ્થલાંતરથી નાત ઉપર કાંઈ અસર થઈ હોય તો તે** જેમકે બહારના પ્રાન્ત સાથે લગ્નવ્હેવાર છે કે નહિ, સ્થલાન્તર પછી સંખ્યા વધી હોય કે ઘટી હોય, સામાન્ય સ્થિતિ સુધરી હોય કે બગડી હોય વગેરે.

**૭ પરંપરાગત ધંધો**

**૮ હાલનો મુખ્ય ધંધો**

**૯ પ્રાચીન સાહિત્યમાં કે કોઇ શિલાલેખમાં નાતનો કે નાતના કોઈ માણસનો ઉલ્લેખ થયો હોય તો તે.**

**૧૦ નાતનાં તડો, વિભાગ,** કે ઘોળ કયારે પડયા અને તેમની વચ્ચે રોટી કે બેટીનો વહેવાર છે કે નહિ? તડ વગેરેના મુખ્ય કારણો ટૂંકમા જ.

**૧૧ નાતની અટકો** અને દરેકમાં કેટલા કુટુંબો અને માણસો છે. અટકનું નામ સામાન્ય પરંપરામા બોલાતું આપવુ, તેને માટે સંસ્કૃત શબ્દ યોજાયો હોય તો તે કૌંસમા મૂકવો. જેમકે દવે જ લખવુ. સંસ્કૃત **દ્વિવેદી** કૌંસમા લખવુ. આ અટકો વચ્ચે લગ્નવહેવાર છે કે નહિ.

**૧૨ ગોત્ર અને પર્વઃ** દરેક ગોત્રમા કુટુબ અને સ્ત્રી પુરુષની સંખ્યા અને આ સંખ્યાને લીધે લગ્નક્ષેત્રની કાંઇ મુશ્કેલી છે કે કેમ?

૧૩ વેદ અને શાખા

**૧૪ નાતની ઉત્પત્તિનો ઇતિહાસ** તેના સાધનો સામગ્રી કે તે સંબંધી દંતકથા કે પરંપરાગત ચાલતી માન્યતા. નાતના બારોટો કે ભાગા કે વહીવંચા છે? હોય તો કઇ નાતના કયા રહે છે?

**૧૫ કોઇ બીજી નાત સાથે રૂઢિગત સંબંધ** જેમકે અમુક નાતનું ગોરપદું કે યજમાનવૃત્તિ કે અમુક નાતનો લાગો, અમુક જ નાતના બ્રાહ્મણ પરણાવી શકે, કે અમુક બ્રાહ્મણો અમુક જ નાતમા જાચે અન્યત્ર નહિ વગેરે.

**૧૬ લગ્ન, મરણ, વૈધવ્ય, સીમન્ત, યજ્ઞોપવીત** વગેરેની કોઇ ખાસ રૂઢિઓ કે વિશિષ્ટ રિવાજ. જેવો કે તરવાર રાખવાની જરૂર, ખાડાથી પરણવું, અમુક જ વેષ લગ્ન કે સીમંતમા કે વૈધવ્યમાં પહેરવાનો રિવાજ. અમુક પ્રસંગે જાગ તેડવા, અમુક માતાએ જઈને છેડાછેડી છોડવી વગેરે. આ રિવાજો અત્યારે નહિ પળાતા હોય પણ રૂઢિના હોય તો તે ગણાવવા. આવા રિવાજો ગુજરાતની કે બહારની કોઇ બીજી નાતમા હોય તો તે કઇકઇ?

**૧૭ નાતના ઈષ્ટદેવ,** તેનું મુખ્ય ધામ.

**૧૮ નાતની ઈષ્ટદેવી,** તેનુ મુખ્ય ધામ.

**૧૯ કોની માનતા કેવે પ્રસંગે મનાય છે.**

**૨૦ કુલ દેવી :** જુદા જુદા ગોત્રોની કે ગચ્છોની કે કુળોની જુદી જુદી હોય તો તે વિગત સાથે.

**૨૧ નાતના ખાસ પ્રશ્નો** : જેવા કે પુરુષોની કે સ્ત્રીઓની સંખ્યા વધારે ઓછી, બન્નેના પ્રમાણમા અસમાનતા, ટૂંકી સંખ્યા, લગ્ન માટે પસંદગી કરવાનું ક્ષેત્ર ટૂંકું, વિધવાઓની મોટી સંખ્યા, બાળકોનું મોટું મરણપ્રમાણ, સુવાવડમા મરણપ્રમાણ, અકાલમરણ, જન્મથી અપંગપણું, હિસ્ટિરિયા, ગાડપણ વગેરે રોગો, સખ્યા ઘટતી જતી હોય, કેળવણીની સ્થિતિ, લોકો કોઈ બીજા ધર્મમા વટલી જતા હોય, વગેરે.

**૨૨ ખાસ નોંધવા જેવા બનાવો** : જેવા કે રૂઢિ પ્રમાણે વિવાહ ન થતો હોય છતા વિધવાઓ પરણતી હોય, કે સ્ત્રીઓ કે પુરુષો નાતબહાર કે ધોળબહાર લગ્નો કરતાં હોય, વગેરે.

'પ્રસ્થાન'નો વાચકવર્ગ જાતે તથા પોતાના જે મિત્રો આવી હકીકત પૂરી પાડી શકે તેમને પ્રવૃત્ત કરી અમને સહકાર આપશે એમ આશા છે.

જે હકીકત સામાન્ય હોઇ પ્રસિદ્ધ કરવા યોગ્ય નહિ હોય તેને કાઢી નાખવામા આવશે. અને પ્રામાણિક હકીકત બીજે કયાંઇથી મળી હશે તો તે નીચે ટીપમાં મૂકવામાં આવશે.

જે નાતો અભણ છે તેમનો પણ અભ્યાસ કરી હકીકત આપવી એ દરેક હિંદુનો ધર્મ છે.

અમે આશા રાખીએ છીએ કે ગુજરાતી ભાઇઓ આ રસિક કામમા અમને સહકાર આપશે.

રા. વિ. પાઠક
તંત્રી

# સ્વૈરવિહાર

મુલ્લા નિસર્યો મારગે મેં જોયું તે દીશ,
પાર્શો અધિક તેથી પડયું રાજા છાડો રીશ.

દલપતરામ

× × ×

વ્હાલો કુતરો મરી ગયો, ઊંઘ ન આવી તેથી,
ડુમીનિયન સ્ટેટસ વિરુદ્ધ, બોલાઈ ગયું મેંથી.
દેવાનું દુએ, ફરી નહિ આવુ બોલીશ;
રૂટર ખોટો; વેજવુડ બેન ! છાડજો રીશ.

સ્વૈરવિહારી

× × ×

લ્યો, સાભળ્યું ? અર્લ રસલ સાહેબ તો ઘણા જ માયાળુ દયાળુ કૃપાળુ પ્રેમાળુ સ્નેહાળુ માણસ છે. તેમના મનમા હિંદ માટે જરા પણ ખરાબ લાગણી નથી. હિંદને ડુમીનિયન સ્ટેટસ ન મળી શકે એવા અર્થનું ભાષણ કર્યું તે દિવસે તેમનું મન ઘણું જ ખિન્ન હતું. તેમનો વહાલામા વહાલો કુતરો તે દિવસે મરી ગયો હતો, વળી તે કુતરાને બચાવવાની સારવારમા આગલી રાત્રે તેમને ઉજાગરો કરવો પડયો હતો, તેથી તેમનું મન પણ અસ્વસ્થ હતું, તેથી તેમનાથી કંઇક એવુ બોલાઇ ગયું હશે. ઊંઘ ન આવવાથી, અસ્વસ્થ થઇ જવાથી કેવું કેવું થઇ જાય છે ! જુઓને કવિ કાન્તે જ સુંદર કાવ્યમાં પોતાના નાયક વિશે કહ્યુ છે કે

અનિદ્રા શ્રમથી તેનો ધૈર્યભ્રંશ થયો હતો.

અને તેથી એ નાયકને કેવી વિપત્તિ માથે પડે છે ! તેમ આપણા રસલ સાહેબને ધૈર્યભ્રંશ થયો અને અધીરાઇમાં તેમનાથી કંઇક બોલી જવાયું. બાકી એમના મનમા હિંદ વિશે ઘણી જ લાગણી છે.

એક કુતરાને માટે તેમને કેટલી બધી લાગણી થાય છે તે જોતાં જ હિંદીઓને ખાત્રી થવી જોઈએ કે તેઓશ્રી ઘણા જ દયાળુ સ્વભાવના છે

× × ×

હિંદીઓએ અર્લ રસલનાં વચનોથી જરા પણ ક્ષુબ્ધ થવાની જરૂર નથી. એ તો એવું બોલ્યા જ નહોતા. એ તો રૂટરનો તાર ખોટો હતો. એ શું બોલ્યા હતા તે વિશે હજી નક્કી થઇ શકયું નથી. તેનો ખરો રિપોર્ટ કોઈ પણ ઇંગ્લિશ પેપરમાં પણ હજી સુધી આવ્યો નથી. તેઓ શું બોલ્યા હતા તે વિશે ઇન્ડિયા ઓફિસે એક યાદી લખી રાખી છે. પણ હૂંડી પર પેંઠ, અને પેંઠ પર પર પેંઠની પેઠે, તે યાદી કરતાં એક બીજી વધારે સારી યાદી બહાર પાડવાની હોવાથી હાલ તુરત તેને દાબી રાખી છે. જો હિંદની ઇચ્છા હોય તો અર્લ રસલ શું બોલ્યા હતા તે સંબંધી એક કમિશન બેસારે, લાખ્ખો રૂપિયાનું ખરચ કરીને

અને ગમે તેટલાં વરસો તપાસ ચલાવીને પણ અર્લ રસલ હિંદ વિરુદ્ધ નથી બોલ્યા એમ સાબીત કરવા ઇન્ડિયા ઑફિસ તૈયાર છે. તમારી ઈચ્છા હોય તો તે કમિશન ઉપર હિંદીઓને પણ નીમવામા આવશે. અને તેમનો દરજ્જો કમિશનના અંગ્રેજ સભ્યો જેવો જ ગણાશે, તેઓ અંગ્રેજોની સાથે એક જ ટેબલપર બેસીને ચા બિસ્કિટ ખાઈ શકશે. પછી કાંઈ ? ! ( જો કે કમિશન એકમત થાય તેટલા માટે એકલા અંગ્રેજોનું હોય તો વધારે સારું, ) તેમ છતાં જો પાચ દસ વરસની તપાસ પછી તમને એમ જ લાગે કે અર્લ રસલ એવું તો નહિ પણ એવી ગેરસમજ થઇ શકે એવું, કે એવો અર્થ કરવાને કારણ મળે એવું કાંઇ બોલ્યા હતા તો તેનું કારણ તેમનો કુતરો મરી ગયો અને તેમને રાત્રે ઉજાગરો કરવો પડયો એ હતું; નહિ કે હિંદને ડુમીનિયન સ્ટેટસ નથી આપવું એ કહી દેવાનો એમનો ઇરાદો હતો. સમસ્ત હિંદને અમે ખાત્રી આપવા માગીએ છીએ કે ઇંગ્લંડની મજુર સરકાર જ માત્ર નહિ, પણ ઈંગ્લંડના બધા પક્ષો, હિંદને ડુમીનિયન સ્ટેટસ નથી આપવું એમ ન કહેવા સંબંધી એકમત છે, હિંદને શું આપવું છે તે સંબંધી કંઇ પણ બોલીને તેઓ હિંદની માગવાની અને પાર્લમેન્ટની આપવાની સત્તાને મર્યાદિત કરવા નથી માગતા. અનંત કાલ સુધી ડુમીનિયન સ્ટેટસ માગ્યા કરવાની સત્તા તેઓ હિંદની કાયમ રાખવા માગે છે.

× × ×

અંગ્રેજી રાજ્ય કાયદા પ્રમાણે રચપાયું છે અને કાયદા પ્રમાણે ચાલવાનું છે. તમે કાયદો જાણો છો કેવો હોય છે તે ? ક્ષ એ પોતાના પાડોશી ય ઉપર દાવો માંડયો કે તેનો કુતરો હડકાયો હતો, તે મને કરડી ગયો, અને તેની નુકસાનીના ૫૦૦ પૌંડ મને અપાવો. યએ કાયદેસર રીતે જવાબ આપ્યો કે

(૧) ક્ષ મારો પાડોશી નથી.

(૨) ક્ષ પાડોશી હોય એમ સાબીત થાય તોપણ ક્ષને કુતરો કરડયો નથી.

(૩) તેને કુતરો કરડયો છે એમ સાબીત થાય તો પણ મારે તો કુતરો જ નથી.

(૪) મારે કુતરો છે એમ સાબીત થાય તો પણ તે ક્ષને કરડયો જ નથી.

(૫) ક્ષને કરડયો છે એમ સાબીત થાય તો પણ તે કુતરાને દાત નથી.

(૬) તેને દાત છે એમ સાબીત થાય તો પણ તે હડકાયો નથી.

(૭) તે હડકાયો છે એમ સાબીત થાય તો પણ ક્ષને કશું નુકસાન થયું નથી.

(૮) તેને નુકસાન થયું છે એમ સાબીત થાય તો પણ તે એક પેન્સથી વધારે થયું નથી.

તેવી જ રીતે તમને જે ભાષણથી ક્ષોભ થયો છે તે સંબંધી કહેવાનું કે

(૧) લોર્ડ રસલે એવું ભાષણ જ કર્યું નથી. રોઇટરનો તાર ખોટો છે.

(૨) ઈંગ્લંડના બીજાં પેપરોએ પણ એવો જ રીપોર્ટ આપ્યો હોય તો તે પેપરો પણ ખોટા છે.

(૩) તે પેપરો ખોટાં ન હોય તો પણ અર્લ રસલના મનમાં એવો ભાવ નહોતો. ઉજાગરાથી અને કુતરો મરી ગયાના ખેદથી એમ બોલાઇ ગયું હશે.

(૪) અસ્વસ્થતાથી એમ ન બોલાયું હોય અને ખરેખર એમ ઇરાદાપૂર્વક બોલ્યા હોય તો તે તેમનો ખાનગી અભિપ્રાય છે, ખાનગી મંડળીમા તેઓ બોલ્યા હતા. અધિકારી તરીકે તેઓ એમ માનતા નથી.

'રાગધ્વનિ કાવ્ય' એટલા લાંબો શબ્દ કે શબ્દખંડ યોજ્યો ત્યારે તેના પર ખૂબ ચર્ચા થઇ. અત્યારે આ ચર્ચામાં છેલ્લું બોલનાર પ્રો. ઠાકાર છે, જેમણે 'ઊર્મિ' શબ્દની સાથે બની શકે એટલા બીજા શબ્દો યોજીને અનેક સમાસો બનાવ્યા છે. તે જ રીતે નવલરામભાઇએ 'સ્વાનુભવરસિક' અને 'સર્વાનુભવરસિક' એવા શબ્દો યોજ્યા, અને શ્રીયુત નરસિંહરાવભાઇએ તે માટે 'આત્મલક્ષી' અને 'પરલક્ષી' શબ્દો યોજ્યા. હજી પણ આ શબ્દો છેવટના નથી જ. જેને ગમે તે નવા કરી શકે છે. પણ હિંદી બંગાળીએ આ બાબતમાં બહુ સારું કર્યું છે. એવા શબ્દો યોજ્યા છે જેના સામાન્ય અર્થને ઉદ્દિષ્ટ અર્થ સાથે લેવાદેવા જ ન હોય. એટલે તેના ઉપર ચર્ચા થતી નથી અને બધા સ્વીકારે છે. જેમકે Novel નોવેલ માટે 'ઉપન્યાસ'. સંસ્કૃતમાં ઉપન્યાસ શબ્દ વપરાય છે પણ તેના કોઇ પણ અર્થમાંથી વાર્તા કે નોવલ અર્થ શી રીતે થાય તે ભગવાન પાણિની પણ નહિ સમજાવી શકે. સાંભળ્યું છે કે બંગાળીમાં પણ એ જ શબ્દ વપરાય છે. વળી વારતા માટે હિંદમાં ગલ્પ શબ્દ વપરાય છે. સંસ્કૃત જેવો ઉચ્ચાર હોવા છતાં આ સંસ્કૃત નથી. સંસ્કૃત જલ્પ્ ધાતુમાંથી આવ્યો હોય તો તેનો અર્થ તો 'બબડાટ કરવો' થાય છે. આપણે 'ગપ્પું' શબ્દ વાપરીએ છીએ તે આને મળતો હોય. ત્યારે શું ગપ્પું એ જ વારતા! પણ અંગ્રેજીમાં કહેવત છે કે વારતા કદી જૂઠું બોલતી નથી. હમણા અખિલ ભારત શિક્ષણ પરિષદમાં એક નવો શબ્દ સાંભળ્યો: 'અનુસંધાન'. અર્થ જાણો છો? આનો સામાન્ય અર્થ કોઇ પણ માસિક વાચકને અજાણ્યો હોઇ શકે જ નહિ, કારણ કે લગભગ દરેક માસિક, લેખોમા અનુસંધાને કરે છે. પણ આપણા હિંદી સાક્ષરો આનો અર્થ કરે છે: research રીસર્ચ. શોધખોળ. મરાઠી ભાષા સૌથી વધારે ડાહી છે. તેણે તો વળી એક શબ્દ તદ્દન ઊંધા અર્થમાં વાપર્યો છે. સંસ્કૃતમા 'રાગ' એટલે 'પ્રેમ'. ગુજરાતીમા પણ રાગ એટલે પ્રેમ અથવા સારો બનાવ, જેમકે મારે અને એને સારો રાગ છે' એટલે 'અમને બેને બને છે.' પણ મરાઠીમા રાગ એટલે 'ગુસ્સો'!

અને આપણા ભાષાતર—અથવા અનુવાદ બહાદુરો (આવો એક ખિતાબ હોય તો ઘણું સારું રાવબહાદુરો કરતાં આમને વધારે બહાદુરી કરવી પડે છે.) પાછા પરભાષાના શબ્દો આપણી ભાષામા એમને એમ પધરાવે છે. થોડાં જ વરસોથી 'ભળતું' શબ્દ ગુજરાતીમા મરાઠી અર્થમા વપરાવા માંડયો છે. 'ભળતું'નો શુદ્ધ ગુજરાતી અર્થ 'મળતું આવે એવું.' જેમકે 'આ રંગ આ રગ સાથે ભળે.' 'તે સૌથી ભળતો રહે છે.' મરાઠીમાં 'ભળતું' એટલે કહો કે 'લગભગ જૂઠું' 'તે કાંઇ ભળતું જ બોલ્યો' એટલે 'લગભગ જૂઠું બોલ્યો'. મને લાગે છે કે આપણા સાહિત્યના કોટવાળો, કોણે કયાથી ચોરીને વારતા લખી કે કાવ્ય લખ્યુ તેનું પગેરું કાઢે છે, તેને બદલે આવા શબ્દોને ભાષામાં ન ઘુસવા દે તો વધારે સારું. આ રીતે મને નવા શબ્દો કરવાનું કોઇ સોંપે તો આખી નવી ભાષા બનાવી આપું, તો પછી પરિભાષાનું તો પૂછવું જ શું? અને વળી હું તો આ પદ્ધતિમાં એક સુધારો કરું. 'અનુસંધાન' 'ઉપન્યાસ' એ શબ્દોના તો કંઇક અર્થ થાય છે, પણ હું જે શબ્દો યોજું તેનો તો અર્થ જ ન થાય. જેમકે નાની વાર્તા novel જેને માટે હાલ નવલિકા શબ્દ યોજાયો છે, તેને માટે હું તો યોજું. કપીલિકા. નોવેલને માટે આપણે 'નવલ' શબ્દ યોજ્યો તેની સામે પણ વાંધો તો હતો જ. કારણ કે નવલનો અર્થ થાય છે માત્ર 'નવું' (વિશેષણ). તે વાર્તાના અર્થમાં શી રીતે વપરાય? હજી પણ 'નવીન સમાચાર લખજો' એ અર્થમા કેટલાક 'નવલ વિશેષ' શબ્દ વાપરે છે.

પણ હમણાં હમણાં આપણે જરા ડાહ્યા થઇ ગયા છીએ. નવા શબ્દોને બહુ ચકાસતા નથી, અથવા ચકાસીને પણ, તેને શક હોય તો શકનો અને શક ન હોય તો તેને વપરાશનો લાભ આપીએ છીએ. Progress પ્રોગ્રેસને માટે 'પ્રગતિ' શબ્દ યોજાયો. આપણા પ્રખર વૈયાકરણી સદ્દગત કમળાશંકરભાઈ પણ તેના પર મુગ્ધ હતા; કારણ મૂળના જેવો જ આનો ઉચ્ચાર છે, અને પુરોગ અને ધાતુઓ પણ એક જ અર્થના બન્નેમાં છે ( Pro=प्र અને gress=गत्ति ). પણ સંસ્કૃતમાં प्र પુરોગથી ગત્યર્થ ધાતુઓનો શો અર્થ થાય છે ? इ એટલે જવું. प्र+इ બરાબર મરવું, જે ઉપરથી प्रेत શબ્દ થયો. આપણે અંગ્રેજી શબ્દ revolution રેવોલ્યુશનના અર્થમાં ક્રાન્તિ વાપરીએ છીએ, પણ ક્રાન્તિનો અર્થ માત્ર ડગલું ભરવું છે, ફલાંગ ભરવી એટલો પણ નથી. ખરુ તો revolutionનો અર્થ પણ રાજકીય ઊથલપાથલ શી રીતે થયો તે નવાઈની વાત છે. revolution એટલે તો ફક્ત ગોળ ફરવું. તેમાં જરા પણ ઊથલપાથલનો અર્થ નથી. ગોળ ફરવું એ તો ઊથલપાથલથી ઊલટું છે. હજી કોઈ કાટખૂણે ફરતા એકદમ દિશા બદલાવવી પડે, પણ ગોળ ફરતા તો કોઈ પણ જગાએ એકદમ મોટો ફેરફાર થાય જ નહિ. છતા કોણ જાણે કેમ એ શબ્દ એવા ઊંધા અર્થમાં રૂઢ થયો છે. અસ્તુ, આપણે પારકી ભાષાની શી પંચાત! પણ લ્યો evolution. તેને માટે ઉત્ક્રાન્તિ શબ્દ યોજાયો. હવે ઉત્ક્રાન્તિ એટલે ઊંચે જવું એ ખરું. પણ ઊંચે એટલે ક્યાં ? લોકો એક બીજાને ગાળ કે શાપ આપતા 'ઊંચે જા' કહે છે ત્યાં. ઉત્ક્રાન્ત એટલે મરી જવું' તેમાંથી શી રીતે evolutionનો અર્થ નીકળ્યો !

મને લાગે છે, જેવો એક વૈદકનો શ્લોક છે, તેવો જ કોઈ ભાષાશાસ્ત્રનો પણ શ્લોક છે. વૈદકનો એવો શ્લોક છે કે

यस्य कस्य तरोर्मूलं येन केन च मिश्रितम् ।
यस्मै कस्मै प्रदातव्यं यद्वा तद्वा भविष्यति ॥

ગમે તે તરુનું મૂળ, ગમે તે સાથ મેળવી,।
ગમે તેને દઇ દેવું, ગમે તે જ થશે થનુ! ॥

તેમજ

ગમે તે શબ્દને લેઇ, ગમે તે અર્થમાં પડ્યા ।
ગમે ત્યાં લખવો કહેવો, ગમે તે સમજાય ના! ॥

સ્વૈરવિહારી



સ્વાતંત્ર્ય દિન : સાબરમતીની રેતીમાં

# નોંધ

## આપણું વહાણવટું

છેક કરાચીથી બ્રહ્મદેશના બંદરો સુધીનો સેંકડો માઈલોનો પ્રદેશ દરિયા કિનારે આવ્યો છે અને તેમાં આવેલાં બંદરોનો વેપાર આપણા હાથમાં હોય એ કેવળ સ્વાભાવિક છે. પણ અંગ્રેજ પ્રજાએ પોતાનો ધંધો સ્થાપિત કરી નાખેલો હોઇ આપણી સ્વદેશી કંપનીઓને કચડી નાખવાના પ્રયત્નોમાં એમણે જરાયે બાકી રાખ્યું નથી. કોઈ નવી કંપની ઊભી થાય તો તેને કેવી રીતે છુંદી નાખે છે તેનો કડવો અનુભવ ઘણી યે કંપનીઓને થઇ રહ્યો છે. પગભર થયેલી કંપનીઓ માલ લઈ જવાના દર એટલા ઓછા કરી નાખે કે નવી કંપનીને દેવાળુ કાઢવું પડે તે સિવાય પણ અનેક યુક્તિ પ્રયુક્તિ થઇ શકે છે. જ્યારે હિંદી ધારાસભામાં શ્રી.સારાભાઇ હાજીએ આ અન્યાય દૂર કરવા માટે એક બિલ રજુ કર્યું અને તેમા સૂચવ્યું કે હિંદી બંદરોનો વેપાર માત્ર સાચી હિંદી કંપનીઓ જ કરી શકે ત્યારે તેને ઉડાવી દેવા માટે અંગ્રેજ લોકો તરફથી આકાશપાતાળ એક કરવામા આવ્યા હતા. અંતે વાઇસરૉયે આ ચાલુ મહિનામાં એક પરિષદ બોલાવી અને તેમાં જે નિષ્ફળતા આવી છે તે ચોખ્ખું બતાવી આપે છે કે હિંદી પ્રજાની આર્થિક કે રાજકીય ઉન્નતિને માટે ગમે તેવાં મીઠા ભાષણો થાય પણ જ્યા અંગ્રેજ વેપારી અને હિંદી વેપારીની વચ્ચે હરિફાઈ ઊભી થાય છે ત્યા હિંદીને ન્યાય મળવાનો સંભવ રહેતો નથી. રેલ્વેએ પણ વહાણવટાંને કેવી રીતે છુંદી માર્યું છે એ જાણીતી વાત છે. આપણી આર્થિક સ્થિતિ સુધારવાને માટે જરા યે પ્રયત્ન સરકાર તરફથી થતો નથી. ખેતીસુધારણાનું કમિશન અંગ્રેજી માલ ખપાવવા તેમ જ થોડી મોટા પગારની નોકરીઓ અંગ્રેજ અમલદારો માટે સ્થાપવા માટે હતું. મુંબઇ સરકારે હુન્નર ઉદ્યોગની કેળવણી માટે કમિટિ નીમી હતી તેના રિપોર્ટ પર કેટલા પગલાં લીધા તે સૌ કોઈ જાણે છે પોતાનો ધંધો વધાર્યા પછી હવે ફ્રી ટ્રેડ એટલે ખુલ્લી હરિફાઇની વાત કરવી સહેલી છે, સહેલી કરતા ચોખ્ખી સ્વાર્થી છે. આપણી નવી વહાણની કંપનીઓ અંગ્રેજ કંપનીઓ સાથે હરિફાઇ કરી શકે જ નહિ તેથી હવે તો કાયદેસર આપણા કિનારાઓ તથા બંદરોનો વેપાર આપણી પ્રજાને હાથે જ રહે એવી યોજના કાયદાથી કર્યા વિના છૂટકો જ નથી.



સ્વાતંત્ર્ય દિન સરઘસનું દૃશ્ય

સુ. મ.

***

## આપણાં દેશી રાજ્યોનો સુધારો

જે મનુષ્ય જાહેર જીવનની લગભગ દરેક પ્રવૃત્તિમાં રસ લે છે તેને દરેક દિશામા થતા ફેરફારોનો અભ્યાસ કરવો અથવા તેની તુલના કરવા જેટલો સમય ભાગ્યે જ મળે છે. આજે આપણે બ્રિટિશ સરકાર પાસેથી ધીમેધીમે પણ સ્પષ્ટ રીતે સત્તા પડાવતા જઇએ છીએ. હજારો ભૂલો થાય છે અને આપણા અખતરાઓથી પ્રજાને હાનિ પણ થતી હશે તે છતા હિંદી પ્રજા સ્વાશ્રયી થતી જાય છે, ને સ્વાશ્રયના અમલથી સ્વરાજ્ય મળતું જાય છે. સાથે સાથે દેશીરાજ્યોની પ્રજામા પણ તેવી શક્તિ આવે છે. આપણી રાજકીય મહાસભામાં એવી માન્યતા પ્રચલિત હતી કે હાલમાં આપણા દેશી રાજાઓને છેડવા નહિ, પણ દેશી રાજ્યોની રૈયતના આગ્રહને લીધે હિંદી મહાસભાએ પણ દેશી રાજ્યો વિષે એક ઠરાવ પસાર કર્યો હતો. છતાં તે ઠરાવમા રાજાઓને માત્ર વિનંતી કરવામાં આવી હતી કે તેમણે પોતાનાં રાજ્યોમાં જવાબદાર અને પ્રજાના પ્રતિનિધિત્વવાળું રાજ્યતંત્ર દાખલ કરવું અને પ્રજાને બોલવાની, લખવાની અને મળવાની છૂટ આપવી. આ બાબતમાં શ્રી. સત્યમૂર્તિ, જે દેશીરાજ્યની પ્રજા છે, તેમણે ખરું કહ્યું હતું કે (૧) આજે દેશી રાજ્યોનો રાજ્યવહિવટ બ્રિટિશ વહિવટ કરતાં વધારે ખરાબ છે; (૨) રાજા મહારાજાઓ પોતાના રાજ્યોના કુલ મુખ્ત્યાર અને પ્રજાના પ્રતિનિધિ અથવા સ્વામી હોવાનો દાવો ઇતિહાસની તેમજ રાજ્યબંધારણની દૃષ્ટિથી ખોટો છે; અને (૩) જકાત, મીઠાંના કર, ટપાલ તથા તાર વગેરેની આવકમાથી દેશી રાજ્યોને જે ભાગ મળવો જોઇએ તે પ્રશ્નોની નિસ્બત માત્ર રાજાઓને નથી પણ તેમની પ્રજાને પણ છે, અને તેથી જ્યારે બ્રિટિશ સરકાર આ બાબતની ચર્ચા હિંદી આગેવાનો સાથે કરે ત્યારે માત્ર દેશી રાજાઓના પ્રતિનિધિ નહિ પણ દેશી રાજ્યોની રૈયતના પ્રતિનિધિઓને પણ બોલાવવા જોઇએ. આ બાબતમાં વિનીતપક્ષના નેતાઓ રાજા તરફ ઢળી પડયા છે પણ તેનું એક કારણ ચોખ્ખું છે કે આજે હિંદી રાજાઓ મહાસભાના આગેવાનોથી ગભરાય છે અને વિનીત નેતાઓનાં ગજવાં ભરે છે. રાજાઓ પોતાની મૂર્ખાઇને લીધે મુશ્કેલીમાં આવી પડયા છે ત્યારે તેજબહાદૂર સપ્રુ, શિવસ્વામી આયર, રામસ્વામી આયર, ચીમનલાલ સેતલવડ જેવા માણસોની સલાહ છે. આવી સલાહ મફત મળતી નથી.



સ્વાતંત્ર્ય દિન : સરઘસનું દૃશ્ય

હિંદી પ્રજાને તથા રાજ્યોને લડાવી મારવા માટે બટલર કમિટિની નિમણુંક થઇ હતી. તે વખતે રક્ષક વિલિયમ્સ અને હક્સર જેવા માણસોએ રાજાઓના મગજમાં ભૂત ધાલ્યું કે તેમનો સંબંધ હિંદી લોકો (કાળા આદમી) સાથે થાય એ ઇષ્ટ નથી માટે સિદ્ધા તાજની સાથેના સંબંધ માટે માગણી કરવી. જ્યાં લોભી

માણસો વસે છે ત્યાં ધુતારા ભૂખે મરતા નથી, અને અનેક ધુતારાઓએ રાજાઓને ચૂસી ખાધા તેમાં આપણા હિંદી ભાઇઓ પણ જરૂર હતા.



સ્વાતંત્ર્ય દિન : સરઘસનું દૃશ્ય

જશો. દુનિયા આગળ ધપે છે, તમે સાથે રહો નહિ તો રવડી મરશો. રાજાઓની જે સત્તા છે તેમાં પ્રજાનો હિસ્સો છે, રાજાઓના માનમર્તબા પ્રજાને આધીન છે.

હવે રાજાઓએ એમ કહેવા માડ્યું છે—હૃદયમાથી નહિ પણ હોઠેથી—કે હિંદને સ્વરાજ્ય મળે તેમા રાજાઓ ખુશી છે. એ મહાજનોએ એવો પણ ઠરાવ કરવાનો ઢોંગ કર્યો છે કે દેશી રાજ્યોમા જવાબદાર રાજતંત્ર દાખલ કરવુ જોઇએ. લોર્ડ અર્વિન આ બાબતમાં ખૂબ આગ્રહ કરી રહ્યા છે એમ એમણે હૈદરાબાદમાં કરેલા ભાષણ પરથી અને એવા બીજા પ્રસંગોના ભાષણોથી જણાય છે. વડોદરા, મૈસુર, કોચીન જેવા રાજ્યોમા ધારાસભાઓ છે પણ તેની સત્તા એટલી થોડી હોય છે કે તેમાથી જવાબદાર તંત્ર ઊગી શકે એવો સભવ નથી. બિકાનેરમા પ્રજામતને ખીલવાની અનુકૂળતા નથી તે છતા ત્યાંના રાજા હાલમાં દેશી રાજ્યોની પ્રજા સામે ખૂબ બોલે છે. એમના વિચારો પ્રદર્શિત થાય છે તે અમે સારુ ચિહ્ન ગણીએ છીએ. મુંબઈમા મળેલી પ્રજાની પરિષદ જેમાં લગભગ સાઠ રાજ્યોના પ્રતિનિધિ આવ્યા હતા તેને એ બિનજવાબદાર માને છે. પણ પોતે રાજાઓની વતી શી રીતે બોલે છે તે કોઇ સમજાવશે ? મૂર્ખ લોકોને માટે મૌન સારુ છે એમ કહેવાય છે પણ આ જમાનામાં તો તે મૌન ન રાખે તેમા જ ફાયદો છે, કારણ કે તેથી એ બિચારાઓની પરીક્ષા થઇ તેમની ખરી કિંમત અંકાય છે. શ્રી કેલકર એ રાજાઓને પૂછે છે કે તમે શાહમૃગ (શિહામૃગ) ની માફક રેતીમાં માથું દાટી દેશો તો મરી

અલ્વરના મહારાજાએ ઠીક કહ્યુ છે (૨૭-૧૨-૨૯) કે "જ્યારે હિંદમા અંધાધુધી હતી ત્યારે કેટલાક માણસો રાજ્ય પચાવી પડયા, તેને લીધે સત્તા આવી, સત્તા આવી એટલે પૈસો આવ્યો અને તેને લીધે વિલાસ પેઠો, વિલાસને પરિણામે આળસ અને જડતા આવ્યાં. જેનામા શક્તિ હશે તે જીવશે, નહિ હોય તે નાબુદ થશે." બિકાનેરના મહારાજાએ પણ સારું કહ્યું છે કે "જે રાજા ગેરવહિવટ કરે છે તે પોતાની પ્રજાને હાનિકારક છે એટલું જ નહિ પણ દેશીરાજ્યો તથા રાજકર્તાઓની પ્રતિષ્ઠાને નીચી નમાવે છે, અને એવા રાજાઓની હાનિકારક પ્રવૃત્તિને જેમ વહેલી અટકાવી શકાય તેમ સારું."

રાજાઓ પોતાની સ્થિતિ કાંઇક સમજતા થઇ ગયા છે પણ તે પ્રજાહિતના કામ કરતા ગભરાય છે. એવા પગલાથી અંતે ક્યાં ઘસડાઇ જવાશે તેની બીક મુઝવી રહી છે. પણ સત્કર્મમાં બીક શાની હોય ? આજની ઉદાસીનતા તેમને ખાડામા નાખવાની હોય તો પ્રજાની ઉન્નતિમા જોડાઇને શા માટે તરતા નથી ? જ્યારે પ્રજા વધારે બૂમરાણ કરતાં અને સામે થતા શીખશે ત્યારે અંગ્રેજ સરકાર તેમનું રક્ષણ કરવાની નથી એ વાત એમણે સમજી લેવી જોઇએ.

સં. મ.



સિંહનાદ અવલોકિતેશ્વર

卐 પ્રસ્થાન 卐

ફાલ્ગુનઃ ૧૯૮૯

# સિંહનાદ અવલોકિતેશ્વર

આ અંકમા છપાએલ સિંહનાદ અવલોકિતેશ્વરની મૂર્તિ લખનૌ સંગ્રહાલયના ભોયરામાં પડી છે. એ પહેલા પણ ત્યા જ હતી પણ ૧૯૨૪ના અખિલ ભારતવર્ષીય ચિત્રપ્રદર્શનમા એ મૂર્તિને મેં ભોયરામાથી કઢાવી વ્યાસપીઠે પધરાવી હતી તે વખતે એના અનુપમ કલાવિધાને સહુનું ધ્યાન ખેંચ્યુ હતુ મધ્યકાલીન ભારતીય શિલ્પનો એ અનુપમ નમૂનો છે એમા તો શક જ નથી. એના ઉપર મધ્યકાલીન ચિત્રલિપિમા એના યોજકનું પણ નામ કોતરેલ છે સ્મરણ ઉપરથી જ લખુ છુ કે લેખ કાંઈક નીચે પ્રમાણે છે -શ્રી સાતન. **तस्य सुत सर्वशिल्पविद्याकुशल छित्तक यस्य तत्** । અત્યારની પરિભાષામા શિલ્પી સાતનપુત્ર છિત્તક અથવા છિદ્દુ છે. આ મૂર્તિ સાથે બીજી પાચ મૂર્તિઓ મહોબામાથી મળી હતી, તે વિશે શ્રીયુત દીક્ષિતે સરકારી પુરાતત્ત્વ વિભાગથી પ્રસિદ્ધ થતી પુસ્તકમાળાનો આઠમો ગ્રંથ લખ્યો છે મહોબા એટલે જૂનું મહોત્સવનગર-ચંડેલ રાજાઓનું પાટનગર-આલ્હા ને ઉદલ વીરોનું કાર્યક્ષેત્ર ને ચંડેલ વૈભવનું સ્મરણસ્થાન અત્યારે તો હમીરપુર જિલ્લાના એક તાલુકાનું મુખ્ય સ્થાન છે ને પુરાતન જાહોજલાલીના અવશેષરૂપ એના સુંદર જળાશયો જ બચ્યા છે. મધ્યકાલીન કલાનું મૂર્તસ્વરૂપ જોવુ હોય તો જરા દૂર જવુ પડશે ત્યાથી ૩૫ માઇલ દૂર રહેલા છતરપુર રાજ્યમા-ભૂપતિ છત્રસાલની ક્રીડાભૂમિ-ખજુરાહો નામના નાના ગામડામા, મધ્યકાલીન સંસ્કૃતિની વિભૂતિઓ, એનો અકલ્પનીય વિલાસ, એ સગે થએલો નૈતિક વિનિપાત, વિલાસને અંગે ઉદ્ભવેલી અનુપમ કળા-એના મંદિરો અથવા તો કામ શાસ્ત્રના અદૃષ્ટપૂર્વ દૃષ્ટાતો જોવા જવુ જોઇએ અહીંઆ જ કૃષ્ણમિશ્રનું પ્રબોધચંદ્રોદય મહારાજા કીર્તિવર્માની હાજરીમા એમના વિજયી અમાત્યના પરાક્રમો ઉજવવા ભજવાયુ હતુ મહોબા પહેલા ખજુરાહો પાટનગર હતું, ને જેમ અત્યારે પણ રેલ્વેલાઇનથી દૂર

હોવાને લીધે એ શિક્ષિતસમાજને લગભગ અપરિચિત છે તેમ પહેલા પણ રસ્તાઓથી દૂર હોવાથી એના અપ્રતિમ મંદિરો મુસલમાનોના ઝનૂનથી બચી ગયા છે. ખજુરાહોની દુર્ગમતાએ જ એનું રક્ષણ કર્યું

દશમા શતકને અંતે હિંદુસ્તાન વૈભવની ઉચ્ચતમ કોટિએ પહોચ્યું હતું એ સમયની સર્વતોવ્યાપી સમૃદ્ધિનું ભાન ચંડેલ રાજાઓએ બનાવેલ વિશાલ જળાશયો ને અદ્ભુત મંદિરોથી અત્યારે પણ થાય છે એમા સહુથી આશ્ચર્યજનક વાત તો એ છે કે જ્યારે બૌદ્ધ સંસ્કૃતિ લુપ્તપ્રાય થઈ ગઈ હતી ત્યારે પણ સિંહનાદ અવલોકિતેશ્વરની મૂર્તિ જેવુ અદ્ભુત કલાવિધાન સંભવિત હતું મારા સમજવા પ્રમાણે બૌદ્ધ શિલ્પના ગણ્યા ગાંઠ્યા નમૂનાઓમા આ ઉત્કૃષ્ટ મૂર્તિનું સ્થાન છે મધ્યકાલીન શિલ્પમા આના જેવી વિશદ સુંદર ભવ્ય ને સૌમ્ય મૂર્તિ થોડી જ મળશે. સિંહનાદ બોધિસત્ત્વ અવલોકિતેશ્વરનું એક લૌકિક સ્વરૂપ છે ને મહાયાનમા એ વ્યાધિવિનાશક તરીકે કલ્પાય છે

સાધનમાલામાં વર્ણવેલ ધ્યાન પ્રમાણે મૂર્તિ શ્વેતવર્ણ, ત્રિનેત્રાવાળી, જટામુકુટવાળી, ભૂષણ વગરની, વ્યાઘ્રચર્માસન ઉપર બેઠેલી, સિંહાસનસ્થ હોવી જોઈએ મૂર્તિનો ભાવ મુખમુદ્રા ઉપરથી તત્કાલ સમજાય છે ભગવાન અવલોકિતેશ્વરના નેત્રોમા અપાર કરુણા સમાએલી દેખાય છે અંગવિન્યાસ પણ અદ્ભુત રીતે બતાવ્યો છે એ આસનને શિલ્પની પરિભાષામાં મહારાજલીલાસન કહે છે. એક હાથમા માલા, બીજામાં ત્રિશૂલ, ત્રીજામા કમળદંડ ને ચોથો હાથ છૂટો રેખારૂપે છે જટામુકુટ ને છાતી ઉપર વિખરાતી લટો, ઉપવીતનો લટકતો છેડો, કમલાકાર પ્રભામંડળ—બધું જ અનુપમ કલા ને ભક્તિથી બન્યું છે પુલ્લ વિકસિત કમલાસન પર સિંહાસન ગોઠવ્યું છે સૌંદર્ય ને માર્દવ તો પ્રત્યક્ષ જ છે આવા મૂર્તિવિધાન તો જ્યારે કલા, ભાવ ને ભક્તિ—એ ત્રિરત્નોનો સમન્વય થાય ત્યારે જ સંભવે.

ન્હાનાલાલ ચીમનલાલ મહેતા

# મૈનાં ગુર્જરી

**એક કથા : પાંચ દશ્યોમાં.**

**દશ્ય ૧ લું**

[ કૂવાને કાંઠે ગુર્જરીઓ પાણી ભરે છે પાણિયારીઓથી કાંઠો ઘેરાયેલો છે થોડીક નવી છે તો તેથી વધારે આવે છે, અને દશ્ય સુંદરીઓના કોલાહલથી ગાજી રહ્યું છે કોઇ સુંદરી-પક્ષપાતી કવિ કોલાહલ શબ્દ સામે વાંધો લઈ સંગીત શબ્દ મુકે તો આપણે તકરાર કરવાની જરૂર નથી

આ ગુર્જરીઓનો પ્હેરવેશ હાલની આહિરસ્ત્રીઓ અને ભરવાડણોને મળતો હશે એમની આજની દલિત અને દરિદ્ર અવસ્થાના પ્હેરવેશમાં પણ ઘણા રસિકોને કળા દેખાય છે, તો જ્યારે ગુર્જરો સમૃદ્ધ અને સ્વાભિમાની હશે ત્યારે તે કેવો હશે ? તેમાં જીવન્ત કલા હશે, કલાનો અવશેષ નહિ હોય !

યુગ મુસલમાનો વિષે લોકોને અને ખાસ કરીને કોડિલી ગુર્જરીઓને કુતૂહલ હશે તે આ કથા તો એવા કુતૂહલની છે

જે થોડાક સ્થળોએ સ્ત્રીઓ છૂટથી વાતો કરે છે તેમાંનું કૂવાનો કાંઠો એક સ્થળ છે. સ્ત્રીઓ જ્યારે એકલી એક બીજા સાથે વાતો કરતી હોય છે ત્યારે તેમની બધી વાતો પુરુષોએ સાંભળવા જેવી નથી હોતી આમ થાય તો સ્ત્રીપુરુષનું પરસ્પર આકર્ષણ અટકી જાય અને સંસારચક્ર અને સાથે સાથે નાટકચક્ર પણ અટકી પડે એ અનિષ્ટાપત્તિ છે માટે એ વિવિધ સુખદુઃખની વાતોમાંથી આપણા કામની જ વાતો સાંભળીશું.

એમની ભાષા કઈ હશે ! એ લોકો તો આજે જેને વિદ્વાનો ગુર્જર અપભ્રંશ કહે છે તે ભાષા બોલતા હશે - પણ આપણને એનો ખપ નથી તેમ જ હાલની દલિત કોમોની ભાષા વાપરવા જતાં તે જમાનાની ગુર્જરીઓના સંસ્કારને અન્યાય થઈ જાય ! માટે હાલની સાદી, ભાષાદ્વારા એમને સમજવા એ ઠીક છે !

વિવિધ વયની પણ મોટા ભાગે જુવાન થોડીક ગુર્જરીઓ બેડાં ઊતારી કાંઠા આગળ ભાગ થાય એની રાહ જોતી વાડ પાસે બેઠી છે પાસે ફૂલોથી લળી જતો મોગરો છે. થોડાંક ફૂલ લેતી એક ગુર્જરી ગાય છે. તેનું નામ રૂપા છે ]

**રૂપાં**— " કૂવાને કાંઠડે રે કે મોગરો ઉગ્યો વાલમિયા,
મોગરો લળી લળી જાય કે મોગરો લે રે વાલમિયા ! "

**આધેડ સ્ત્રી**—અલી રૂપા, કયા વાલમિયા માટે મોગરો ચૂંટે છે ?

**રૂપાં**—અમથી કાકી ! બળ્યું તમે ઘરડાં થયાં હોયે તમારી મશ્કરી કરવાની ટેવ ન ગઇ ! માણસ ગાતું હશે એટલું બધું કરતું હશે ?

**આધેડ સ્ત્રી**—અમારા જમાનામાં તો કવિઓને એ ન સૂઝે એવું થતું ! તમે આજકાલ બધી કાજળીઓ થઇ ગઇ છો.

**રૂપાં**—અમથી કાકી ! તમે નાનાં હતાં ત્યારે કયા વાલમિયા માટે ફૂલ ચૂંટતાં ?

**આધેડ સ્ત્રી**—એનું તારે શું કામ છે ? અમે જે કર્યું એ કર્યું પણ અમારો જમાનો જુદો. જો પણે મારગ થયો જા બેડું ભરી આવ, અને બા ! જરા મારું બેડું ભરી દેજે. રાતની કેડ દુખે છે તે પાણી નથી ખેંચાતું

[ રૂપા અમથી કાકી આગળ ફૂલ મુકી પાણી ભરવા જાય છે. શોભા પાણી ભરી અમથી કાકી પાસે આવે છે ]

શોભા ! થોડીકવાર બેસ. રૂપા આવે એટલે જઇએ.

**શોભાં**—કાકી ,મારે ઉતાવળ છે. છોકરો રોતો હશે તો મારી સાસુ મારો જીવ કહાડી નાખશે.

આધેડ સ્ત્રી—હવે બેસને ડાહ્યલી ! તારી સાસુ એટલો છોકરોએ નહિ રાખે ! હું કહીશ કે મેં રોકી'તી

[ શોભાં બેડું ઉતારી મોગરાના ફૂલ ચુંટે છે અને ગાય છે. ]

**શોભાં**—" વાટકીમા કેશર ઘોળ્યા વાલમિયા.

ઊગ્યો રંગનો છોડ રંગમા રોળ્યા વાલમિયા ! "

અમથી કાકી—કેમ અલીઓ ! આજકાલ તમે બધીઓ એ વાલમિયાની વાતો કરવા મંડી પડીઓ છે શું પરણ્યાથી ધરાતા નથી તે વાલમિયા શોધો છો ?

**શોભાં** ( હસતી હસતી )—તે કાકી પરણ્યો એ જ વાલમિયો શું કરવા ન હોય ? તમારા જમાનામા જુદા રહેતા હશે, નહિ કાકી ?

આધેડ સ્ત્રી—બેસ ચબાવલી! અમારો જમાનો એ જ તારી સાસુનો જમાનો ને ? કહેવા દે તારી સાસુને !

**શોભાં**—( ફૂલ ચૂંટી અમથી કાકી આગળ મૂકે છે. ) અમથી કાકી આ મારા અને રૂપાના ફૂલની માળા કરીને તમને પ્હેરાવીએ ! તમે અમારા વાલમિયાં. ( રૂપા આવે છે તેને ) રૂપા, આ તારા અને મારા ફૂલની માળા અમથી કાકીને પ્હેરાવીએ ! અમથી કાકી આપણા વાલમિયા.

આધેડ સ્ત્રી—બેસ· ચબાવલી. જો આ રૂપાએ તો મારુ બેડું ભર્યું, તો તું જરા ત્યાથી ભઈ આવ તો ખરી ?

**રૂપાં**—( શોભા બેડું લેવા જાય છે તેને ) શોભા, અલી સાંભળ્યું કે નહિ, બધાં બૈરાં વાતો કરે છે એ ?

**શોભાં**—( જતા જતા ઊભી રહી ) શું ?

**રૂપાં**—દિલ્હીના બાદશાહની છાવણીનો આપણા ગઢથી થોડેક દૂર બાગમા પડાવ થયો છે ?

**શોભાં**—ના. તે બાદશા આપણા ગઢને ઘેરો ઘાલવા આવે છે ?

**રૂપાં**—ના ના, એ તો કાબુલથી આવે છે અને દિલ્હી જાય છે. રસ્તામા પડાવ નાખ્યો છે.

આધેડ સ્ત્રી—( બન્નેને વાતોમા લીન જોઈ ) અલી શોભા, મોડું નહિ થાય ? તારી સાસુ લડશે નહિ ?

[ શોભા અમથી કાકીનું બેડું લઇ આવે છે. ત્રણે જણા ઉચિત અભિનયથી પોતપોતાના બેડા ચડાવે છે. ત્રણે પાળિયારી દ્વારમા ચાલે છે. ]

**રૂપાં**—અમથી કાકી દિલ્હીના બાદશાહની છાવણી આવી છે.

આધેડ સ્ત્રી—બા અમે તો ઘણીએ જોઈ છે. પણ એ અમારા દહાડા જુદા !

**શોભાં**—( કોડથી પણ બ્હીતા બ્હીતા ) અમથી કાકી, અમારાથી જોવા ન જવાય ?

આધેડ સ્ત્રી—તમારાથી ન જવાય ! અમારા દહાડા જુદા. એમા તો એ—

રૂપાં—(જરા વધારે નિર્ભય છે) એ તો અમે નફટ થઇએ તો અમારાથી એ જવાય ! એ તો અમે જઇએ નહિ—

[સામેથી ત્રણ પાણિયારીની બીજી હાર આવે છે એક ગીતમા આવે છે તેમ "વચલી પાણિયારી કાંઈ પાતળી કે'—તેવી સૌન્દર્યમૂર્તિ મેના ગુજરી વચમા છે.

જતી આવતી હાર સામસામી મળે છે.]

—મેના સાભળ્યુ કે બાદશાહની છાવણી આવી છે !

[બધા ઊભા રહે છે]

મેનાં—હા ! હા ! તને કોણે કહ્યુ ?

રૂપાં—કૂવા આગળ બધા બૈરા વાતો કરતા હતા. તને કોણે કહ્યુ ?

મેનાં—મને મારા દિયરે કહ્યુ એ ઘોડો ખેલવા ગયો'તો તે ખબર લાવ્યો કે ભાભી બાદશાહની છાવણી જોવા જેવી છે.

શોભાં—મેના તારે તે એ લાડકો દિયર છે ને ? તે અલી જોવા જવાની છુ ?

આધેડ સ્ત્રી—એ તમારાથી આજકાલની વહૂઓથી ન જવાય એ અમારા દહાડા જુદા. એમા તો એ—

[આ 'એ–' શું છે તે સૂચવવા આપણી ભાષામા કોઈ શબ્દ નથી હિંમત વગેરે શબ્દો મૂકી જુઓ અને સમજાશે કે આ એક લ્હેંકાદાર 'એ 'મા જે અર્થ છે તે કોઈ શબ્દમા નથી. માટે આપણે 'એ 'થી સતોષ માનીશું ]

મેનાં—અમથી કાકી અમારાથી શુ કરવા જોવા ન જવાય ? હું તો જોવા જવાની છુ. (પોતાની સાથેની સ્ત્રીઓને) કેમ અની સુખા ! આપણે જોવા જ્વાનો વિચાર નથી કર્યો ? નહિ દુલ્હા ?

રૂપાં અને શોભાં—ત્યારે તો અમે એ આવીશુ (આનંદમા આવી લ્હેકો કરતી અને માથે બેડુ હોવા છતા જરા નૃત્યનો ઠમકો કરી)

"હેંડો જોવાને જઇએ રે"

અમથી કાકી—અલીઓ બેડા રસ્તામા મુકીને તો નથી જવાનીઓ ને ? એ છાવણી જોવાના તમારા કામ નહિ, એમા એં—

રૂપાં શોભાં સુખાં દુલ્હાં—(ચાળા પાડી) 'એમા એ ' શુ ? અમે બધીઓ જોવા જવાની ! અમથી કાકી !

અમથી કાકી—(ચીડાઇ) તમે જાઓ તો ખરી ! કેવી જાઓ છો ? હમણા તમારી સાસુઓને જઇને કહુ છુ !

રૂપાં-શોભાં—(અમથી કાકીને સભળાવી દે છે) તે જાઓ તમે તમારે રસ્તે. મેના ! જા બેડુ ભરી આવ અમે અંહીઆ ઊભા છીએ.

અમથી કાકી—(પોતાની ઉમ્મરની, આ જુવાન બાયડીઓને જરા પણ કિંમત નથી એ જુએ છે. માટે છેવટના વેણ સભળાવે છે) તે અલીઓ એમા મ્હોં'ડા શેના ચડાવો છો ? જજો ને તમારા ભાયડા જવા દે તો ? અને જજો ને ચતુ હોય તો બાદશાની બીબીઓ ! એમા મારે શુ ? કોક આવવાનો હશે તે આમ એકલી ઊભી રહીઓ છો !

મેનાં—(અમથીકાકી રૂપી'વિઘ્ન ભારે પડશે એ સમજવા જેટલી ચતુર છે.) બળ્યું અમથી કાકી, એમા આમ શુ કરો છો? તમે ના કહેશો તો કાંઈ અમારાથી જવાશે? પણ અમથી કાકી, તમે અને મારા સાસુ જ્યારે મેથી છાવણી જોવા ગયા હતા ને?—તમે જ તે દહાડે કહ્યુ હતું ને કે તમે અને મારા સાસુ એક દિવસ છાનામાના છાવણી જોઈ આવ્યા હતા? તે તમે શી રીતે ગયા હતા એ કહેવું પડશે? આ હું મેડુ ભરી આવી તમારા પેર આવુ છુ. પછી કેવુ નથી કહેતા? (રૂપા શોભાને) જાઓ અલીઓ! અમથી કાકીને એમના ઘેર પ્હોચાડી આવો. (સમજી જવાનો ઇસારો કરે છે).

[એક હાર જાય છે અને બીજી આવે છે બન્ને હાર ઉચિત નૃત્યના પગલાએ ગતિ કરે છે. મેના ગુર્જરી ગાય છે:

"કે કાબુલસે બાદશાહ ચડે કે સારી દીલ્હી કા દીવાન રે
કે બાદશાહ રે ઊતરે બાગમે મે કયા મસ દેખન જાઉં રે"]

આ નૃત્ય અને ગીતથી પહેલુ દશ્ય પૂરૂ થાય છે

---

## દશ્ય બીજું

["કે સાસુના વાર્યા ન વરે વહુ મહી વેચવાને જાય રે"—

મેના ગુર્જરી અને સરખી સહિયરો છાવણી જોવા નીકળી પડી છે સવારમા વ્હેલા નીકળેલા, પણ આ દશ્યમા તેઓ આપણને દેખાય છે ત્યારે અત્યારની રીતે લગભગ આઠ નવ વાગ્યા હશે. તેમના મુખ ઉપર શ્રમની આર્દ્રતા છે. વસન્તના સૂર્યે સહજ સુરખીવાળા ચહેરાઓની રતાશ વધારી છે.

તેમના શણગાર અને કપડા મૂળથી સ્હેજ ઝાંખા થયા છે, પણ એની ઝલક ગઈ નથી. એમના શણગાર શા હશે?

"કે ફુલ ફગરનો ઘાઘરો, ને સાળુડે કસબી કોર રે
કે કરલા રે કાળી ને અબવટ બીધુવા, ઝાંઝરનો ઝમકાર રે
કે હાથે બાજુબંધ બેરખા ને, એની દશે આંગળીએ વેઢ રે
કે કાને કલાફુલ શોભતા, ને વળી ઝમકે મોઘી ઝાલ રે
કે કોટે તે પારીઆ શોભતા, એને કોટે એકાવળ હાર રે
કે લીલી તે ગજ્જીનું કાપડુ રે, એને ગજ મોતીનો હાર રે
કે નાકે તે વાળી શોભતી, એને ટીલડી તપે લેલાટ રે
કે બાંયે બાંધ મોતી પરોવ્યા જાણે ઊગ્યો સુરજ ભાણ રે".

ગુર્જરીની ભૂમિકા ભજવનાર સ્ત્રી કે પુરુષ હાલના જમાનામા આ બધા શણગાર ધારવાનું પસંદ કરશે કે નહિ તે કહી શકાતું નથી. ફુલફગરનો ઘાઘરો અને કસબી કોરનો સાડુ તો કદાપિ પસંદ કરે. એકાવળ હાર તો જરૂર પ્હેરે. લીલી ગજ્જીનું કાપડુ પ્હેરવા સમજાવી શકાય. નાકે વાળી પણ પ્હેરે, પણ જો 'લેલાટ ટીલડી ના તપે' તો આપણે આ દશ્ય જોવાનું જ પસંદ ન કરીએ, તો કે આપણે સૌભાગ્યના ચ્હેનમા માનીએ છીએ એવા કોઈ કારણથી નહિ!

આ બધા શણગાર હોય કે નહિ પણ આ શણગારના વર્ણનમા રહી ગએલી પણ આગળ આવતી 'કાળી કામળ' તો જરૂર જોઈએ.

"કે કાલી કામળ મેં ઓઢન જાની"

આ તો મેના ગુર્જરીનો શણગાર! બીજીઓના કેવા હશે? સૌસૌના વૈભવ પ્રમાણે.

બધી મહિયારીઓ મહી વેચવા જાય છે દરેકના માથે મહીની મટુકીઓ છે મેના ગુર્જરીના માથે લાલ મટુકી છે.

મેના ગુજરીએ ગીત ઉપાડયુ છે અને બીજાં ઝીલે છે.]

**મેનાં**—ઊગ્યો ગુરજર દેશે ભાણ કે ગુજરી! પૂજજો રે લોલ
જાણે કેસરીયા છે વાન કે „ „ „
એ તો ગુરજર કેરો વીર કે „ „ „
પ્હેર્યાં કેસરીયાં રણધીર કે „ „ „
ધાર્યો આબલીયે શા મ્હોર કે „ „ „
ફોર્યો લીંબડીએ શા કહોર કે „ „ „
જાણે ગુરજરીઆનું છોગું કે „ „ „
એ તો કડવા મીઠા જોગું કે „ „ „
વાયે વેલડીઓ શી લ્હેકે કે „ „ „
જાણે ગુજરીઓ શું મ્હેંકે કે „ „ „
વાયે વાયુ મીઠો આજ કે „ „ „
બાંધ્યો બંધાયે કદી ના જ કે „ „ „
બાંધે વાયુ કેરો છોડ જે „ „ „
બાંધે ગુજરી કેરો કોડ તે „ „ „

[ ગાતાં ગાતાં મેના ગુજરી ગીત અધૂરૂ મુકી દે છે. ]

**રૂપાં**—કેમ મેના ગીત અધૂરૂં મુક્યું. પૂરૂં કરાવને? હજી છાવણી આવી નથી

**મેનાં**—બાકીનું મને યાદ નથી.

**રૂપાં**—મેનાંને ગીત યાદ ન આવે એવું તો વળી હોય?

**બીજી મહિયારીઓ**—કદી ન હોય!

**રૂપાં**—( મેનાની આગળ આવીને પાછી ફરી તેના મ્હેરા સામું જુએ છે. ) મેનાં મ્હોડું કેમ પડી ગયું છે? કાંઈ યાદ આવ્યું?

**મેનાં**—કાંઇ યાદ નથી આવ્યું! પેલા આંબાવાડિયામાં મટુકીઓ ઊતારી વીસામો ખાઇએ.

[ આંબાવાડિયામા આવી મટુકીઓ ઉતારે છે. છેડાથી મ્હોડાં લ્હોઈ બધાં કપડા સરખાં કરે છે. દરેક જણ પોતાની પાસેથી એકેક કટારી અને એકેક ઝેરની ડબી, જેનું બીજું નામ સતની ડબી છે તે કહાડી વસ્રોમા ગોઠવી દે છે. મેના એકલી આંબાવાડિયામાથી છાવણી તરફ જોઈ રહે છે. રૂપા અને બીજી મહિયારીઓ મેનાની આજુબાજુ વીંટાઇ વળે છે. ]

**રૂપાં**—મેનાં! તું હતી તો અમે બધીઓ મહી વેચવાના મસે છાવણી જોવા આવી. અને તું જ આમ ઉદાસી જેવી કેમ થઇ ગઈ?

**શોભાં**—મેનાં તારી સાસુએ આવતાં કાંઇ કહ્યું.

**રૂપાં**—કાંઇ યાદ આવ્યું?

**મેનાં**—( આવેશમાં આંસુ સાથે ) મારી સાસુએ મ્હેણું માર્યું. પણ એમ એનાં મ્હેણે હું જોવા ન જાઉં?

**શોભાં**—શુ મ્હેણું માર્યું?

**મેનાં**—કે મેનાને તો બાદશાહની બેગમ થવુ છે એટલે છાવણીમા જાય છે!

**રૂપાં**—પછી તેં શુ કહ્યુ?

**મેનાં**—મેં કહ્યુ હાથે કરીને તમારા દીકરાને શુ કરવા હલકો પાડો છો?

**રૂપાં**—પછી?

**મેનાં**—એટલે તાડુકો કરી ફરી એનું એ કહ્યુ મેં કહ્યુ તમારા દીકરામા પાણી હશે તો હું શુ કરવા બાદશાહની બેગમ થઇશ! અને બાદશાહ મને પકડશે તો એ છોડાવી લાવશે આ મારો હીરીઓ દિયર છોડાવી લાવશે. ( થોડીક વાર પછી ) પણ મને સાસુના મ્હેણાનું તો કાંઈ નથી પણ એ બોલાબોલમા શણગાર સજતા અપશુકન થયા! મને એ અપશુકન યાદ આવ્યા પણ કાંઈ નહિ ચાલો આપણે જઇએ.

[ મેના કપડા ઠીક કરી કટારી અને સતની ડબી બ્હાર કહાડવા જાય છે બન્ને ઘેર ભુલી ગઈ છે! ]

**મેનાં**—રૂપા મારી કટારી અને ડબી બન્ને રહી ગયા અપશુકને ભાવ ભજવ્યા. ( થોડી વાર રહી ) રૂપા, તમે બધા છાવણી જોઇ આવો અને મહી વેચી આવો

**રૂપાં શોભાં** ઇત્યાદિ—અને તુ મેના?

**મેનાં**—હું અહીંઆ આંબાવાડિયામા તમારી વાટ જોઉં છુ

**રૂપાં**—એમ કેમ ચાલે? તારા લીધે તો અમે બધીઓએ આવવાની હિંમત કરી અને તું જ ના પાડે છે?,

**મેનાં**—હું નહિ આવું! ( જરા આવેશમા ) મારી કટારી અને સતની ડબી બન્ને રહી ગયા! બેમાથી એક પણ મારી પાસે હોત તો હું આવત! ( નરમ પડી ) રૂપા, તમે બધા જાઓને. અને રૂપા તું મારી મટુકીનું મહીં વેચતી આવજે તને એ મટુકીનો બહુ ભાર નહિ લાગે!

[ બધી મહિયારીઓના મન ઉતરી જાય છે ]

**શોભાં** ઇત્યાદિ—મેના તારા વિના શુ જોવા જવુ?

**મેનાં**—ના જોઈ આવો તો મારા સમ છે તમે મને બધી વાત કરજો ગામમા કોઇને શી ખબર પડવાની છે કે હું છાવણી જોવા ન્હોતી ગઈ બીજી વાર જઇશું ત્યારે મારી કટારી અને સતની ડબી નહિ ભૂલુ—અને આપણે સાથે જઇશુ છાવણી કયા નાસી જવાની છે? તમે જાઓ મારા સમ જે ન જાય એને!

[ રૂપા મેનાની લાલ મટુકી લે છે અને બધી મહિયારીઓ ધીમે ધીમે છાવણી તરફ જાય છે. મેના એક મ્હોરેલા આંબાની નીચેની ડાળને ઝાલી છાવણી તરફ જતી પોતાની સહિયરો તરફ જોઇ રહે છે. છેવટની સખી છાવણીમા અદૃશ્ય થાય છે, એટલે મ્હોરની માદક સુવાસ તરફ એનું ધ્યાન ખેંચાય છે, અને જાણે માદકપણાથી જ શરીરમા એક કમકમાટી આવે છે અને મંજરીઓથી ભરેલી ડાળીઓ તરફ મેના જોઈ રહે છે પછી પાછી છાવણી તરફ જુએ છે ]

**મેનાં**—( બબડે છે ) મારી કટારી અને મારી ડબી બન્ને રહી ગયા!

[ છાવણી તરફથી રૂપાને પોતાની લાલ મટુકી લઈ એક તુર્ક સિપાઇ સાથે પોતા તરફ આવતી જુએ છે મેના ચકિત થાય છે થોડેક દૂર તુર્ક સિપાઈ અને રૂપા ઊભા રહે છે રૂપાને પોતા તરફ આંગળી કરતી જુએ છે તુર્કને પોતા તરફ મુગ્ધ નજરે જોતો જુએ છે બન્ને જણા છાવણીમા અદૃશ્ય થાય છે

થોડીક વાર પછી મેના એક યુવાનને ઘોડા ઉપર બેસી હાથમાં તેની લાલ મટુકી લઈ પોતાના તરફ આવતો જુએ છે. યુવાન ઘોડા ઉપરથી નીચે ઉતરી મટુકી લઈ તેની પાસે આવે છે. શાહજાદો પોતે સાદા વેષમા પણ સત્તાશીલ મ્હોરાવાળો મેનાને સંબોધે છે. લોકકથા એને બાદશાહ કહે છે. પણ બાદશાહ કરતાં શાહજાદાને આવા ધંધા કરવાની વધારે નવરાશ હોય છે, માટે આપણે શાહજાદો રાખીશું.

મેના આફત સમજી શાન્ત અને ભવ્ય થાય છે. ]

**શાહજાદો**—મહિયારી, આ લાલ મટુકી તમારી છે ?

**મેનાં**—હા બાદશાહ.

**શાહજાદો**—( સ્મિત કરી ) તો લાલ મટુકીનાં મહિયારી ! તમે જાતે અમારી છાવણીને કેમ ન શણગારી ?

**મેનાં**—બાદશાહ ! મને થાક લાગ્યો એટલે મારી સહિયરને મહી વેચવા આપ્યું. અમારે તો મહી વેચવાથી કામ ! ( મેનાનો હાથ કટારી અને સતની ડબી શોધે છે. પણ હાથ જૂદા પડે છે. )

**શાહજાદો**—તમારે મહી વેચવાથી કામ હોય તો તમે જાતે આવી મહી વેચો ! મોં માગ્યા દામ મળશે

**મેનાં**—બાદશાહ ! મારે એ માગ્યા દામ નથી જોઇતા સૌને મળે એટલા મને બસ છે. આપે મહી ખાલી કર્યું હોય તો મને મારી મટુકી પાછી આપો.

**શાહજાદો**—મટુકી તો ખાલી કરી છે. પણ દામ લેવા તો છાવણીમાં પધારશો ને ! એનાં મૂલ શાં ?

**મેનાં**—સૌના કર્યા હોય એ મૂલ મારી સહિયરને આપજો.

**શાહજાદો**—પણ સૌની સાથે તમારી સરખામણી કેમ થાય, મહિયારી !

**મેનાં**—અમારા સૌના મહી સરખા છે બાદશાહ !

**શાહજાદો**—(એક પગલું પાસે આવી) મહી સરખા હશે પણ મહિયારીઓ સરખી નથી !

**મેનાં**—(એક પગલું પાછું ભરી) બાદશાહ ! માણસ છો કે હેવાન ?

**શાહજાદો**—(જેણે આવા જવાબની આશા ન્હોતી રાખી અને જેને આવા જવાબ સાંભળવાનો પરિચય નથી ) અરે ઓરત ! તુ કોણ છે કે મને જવાબ આપે છે ?

**મેનાં**—અમે ગુર્જરોના વહુવારુ છીએ !

**શાહજાદો**—( કામ વશ હોવાથી અપમાન અને અભિમાનના શબ્દો પણ તેને આકર્ષે છે.) તમારું નામ ?

**મેનાં**—અમારું નામ મેના ગુર્જરી !

**શાહજાદો**—તમારી સહિયરો કહે છે કે તમે એકલું મહી વેચવા નથી આવ્યાં ! અમારી છાવણી જોવા પણ આવ્યાં છો ! અમારી છાવણી જોવા જેવી છે.

**મેનાં**—( હાથ ફરીથી કટારી શોધે છે ) તમારી છાવણી જોવા જેવી હશે પણ મને મારા ગુર્જર માંડલના નેહડા વ્હાલા છે.

**શાહજાદો**—મેનાં મહિયારી ! થાક લાગ્યો હોય તો પાલખી મંગાવું ! તમે કદી હાથી નહિ જેયા હોય ?

**મેનાં**—બાદશાહ ! અમ મહિયારીઓને હાથીનું કામ નહિ. અમારે તો ટંકે સવામણ દૂધ દેતી ભેંસોનું કામ ! અને પાલખીઓ તો જનાનામાં રહેતી બીબીઓને જોઇએ. હવાની પંખીડીઓ ગુર્જરીઓને નહિ !

શાહજાદો—અરે, અમારા જનાનામાં ઘણી હિન્દવાણીઓ છે.

મેનાં—(ગુસ્સામાં પણ આવેશને કબજામાં રાખી) બાદશાહ! તમે રાજા છો અને અમે પ્રજા છીએ! પ્રજાની ગાળ ખાવી છે? હેવાન કહ્યા એટલાથી ધરાયા નથી!

શાહજાદો—એમાં શું? ઇનસાનમાત્ર હેવાન છે.

મેનાં—ગુર્જરો હેવાન નથી. તમે હશો.

શાહજાદો—અરે મેનારાણી, ગુર્જરોમાં શું મોહ્યા છો. અમારા મ્હેલે આવશો એટલે ગુર્જરોને ભુલી જશો. બધી હિંદવાણીઓ ભુલી જાય છે.

મેનાં—(આવેશ ઉપરનો કાબુ ખોતી જાય છે) બાદશાહ અત્યારે તો હું એકલી છું. પણ હું એકલી નથી. મારી પાછળ નવલાખ ગુર્જર છે. (આવેશમાં આવી જાય છે.)

"કે તું નવ જાણીશ એકલી મારા ગુજર ચઢે નવ લાખ રે"

[કાલીના પ્રચંડ નૃત્યના અભિનયથી લીટી અનેકવાર બોલે છે. શાહજાદો ચકિત થઈ આ દૃશ્ય જુએ છે. પણ હિન્દુઓને આવું થાય છે, તેમા કાંઈ બ્હીવા જેવું નથી એ શાહજાદો જાણે છે. ગુર્જરી તુરત જ શાન્ત થાય છે. પણ તેની આંખો ફરી ગઈ છે.]

શાહજાદો—(હસીને) શાહજાદાઓને કોઈનો ડર હોતો નથી. દુનિયાની હૂરો અમારા માટે છે.

[મેનાનો હાથ વળી કટારી શોધે છે. તે શાહજાદાના ધ્યાનમાં આવે છે.]

મેનાં રાણી, શું શોધો છો?

મેનાં—કટારી!

શાહજાદો—(જરા પાછો હઠી) શા માટે?

મેનાં—કેમ કોઈથી ડરતો નથી ને? મારી કટારી રહી ગઈ છે એટલે જ 'બાદશાહ છાવણી જોવા ન આવી' (ફરી આવેશમાં) લાવો તમારી કટારી અને પછી છાવણી જોવા આવું! અને તમને કાળકા માનો નાચ બતાવું!

[શાહજાદો વિચાર કરે છે.]

કેમ શો વિચાર કરો છો? કટારી આપવાથી બ્હીઓ છો કે મેનાં છાવણીમાં આવે એથી બ્હીઓ છો.

શાહજાદો—ઓરત! શું તારી જબાન ચાલે છે!

મેનાં—જબાન એકલી નથી ચાલતી, હાથ પણ ચાલે છે. આપ કટારી આપ.

[મેના આવેશમા આવી શાહજાદા ઉપર ધસે છે શાહજાદો ખસી જાય છે. મેના પડી જાય છે. શાહજાદો એને ઊંચકી ઘોડા ઉપર નાખી ઘોડો છાવણી તરફ મારી મુકે છે.]

બીજું દૃશ્ય પૂરું થાય છે.

---

દૃશ્ય ૩ જું

[ગામને પાધર ચાંદની રાતે ગુર્જર જુવાનિયાઓ ખેલે છે. ગેડી દડો પૂરો કરી જુવાનિયાઓ એકત્ર મસ્તીભર નૃત્ય કરવા એકઠા થાય છે. બધા હીરીઆ કાજે ખોટી થાય છે. હીરો આવે છે.]

૧ જુવાનિયો—હીરા, આટલી બધી વાર કેમ થઈ?

હીરો—મારી ભાભીની વાટ જોતો હતો. મારા મનમાં કે લટકાળાં ભાભી શું વાતો લાવે છે? પણ હજી સુધી ભાભી કે એમની સાથેનું બીજું કોઈ પણ આવ્યું નથી એટલે ગામના પટાઓને ચિન્તા પેઠી છે. મારા મોટા ભાઈએ અધીરા થઈ ગયા છે.

૨ જુવાનિયો—એ તો ભિયા! ધયડાંઓને ટેવ પડી. આપણે તું ત્યારે પેલો રાસ ચલાવને!

હીરો—ચાલો.

[બધા મહડલાકારમા ગોઠવાઈ નૃત્ય શરૂ કરે છે.]

હે એકવાર માતા ડોલ્યા રે માતા એકવાર દુઃખે ડોલ્યા
એ મ્હેણાના વેણો બોલ્યા રે માતા મ્હેણાંના વેણો બોલ્યાં
હે પારકો ભૂમિ ચાંપે હો દીકરા! પારકો ભૂમિ ચાંપે
હે આવડો શાને કાંપે હો દીકરા! આવડો શાને કાંપે
હે આવા શા જીવવા વ્હાલા હો દીકરા! આવા શા જીવવા વ્હાલા
હે મ્હેણાનાં વાગે ભાલાં હો દીકરા! મ્હેણાના વાગે ભાલા
રે ન્હોય આ સુખનાં ટાણા હો દીકરા ન્હોય આ સુખના ટાણા
કે પાકયા શું કુખે પાણા હો દીકરા પાકયા શું કુખે પાણા.

... ... ...

હે અભેસંગ ઊઠે ને વીરસંગ ઊઠે
ઊઠે છે બાવન વીર
હે નવલખ ગુરજ્જર રૂઠે મોરી માતા
રૂઠે છે નવલખ વીર
આવડાં ન દેતું આળ મોરી માતા
આવડા ન દે તું આળ
માથા ધરૂ તમ થાળ મોરી માતા
માથાં ધરૂ તમ થાળ
હે પારકો ભૂમિ ચાંપે શું માતા
પારકો ભૂમિ ચાંપે
તો દીકરા જમને ઝાંપે હો માતા
દીકરા જમને ઝાંપે
કુળને લાગે કાળું જો માતા
કુળને લાગે કાળું
તો લોહીથી પાય પખાળું મોરી માતા
લોહીથી પાય પખાળું
ઘોડા ખોખારે ને તરવેર ચમકે
ચમકે છે આભમાં વીજ
હે ચમકે છે આભમાં વીજ મોરી માતા
ચમકે છે આભમાં વીજ
લોહી વરસે છે મેઘ મોરી માતા
લોહી વરસે છે મેઘ

હે લીધો છે રણનો ભેખ મોરી માતા
લીધો છે રણનો ભેખ
મુવા જીવ્યાના ઝવાર મોરી માતા
મુવા જીવ્યાના ઝવા
હવે ન દેશો આળ મોરી માતા
હવે ન દેશો આળ.

[ ઉપરની પંક્તિઓ બોલાય છે ત્યાં એક બ્રાહ્મણ દોડીને આવતો હોય તેમ શ્વાસભેર આવે છે. ]

બ્રાહ્મણ—અલ્યા જુવાનિયાઓ! ચેલજીનું ઘર ક્યાં છે? હીરાજી ક્યાં છે?

[ કોઈ સાંભળતું નથી. ]

અલ્યા લડવાની વાતો કરો છે અને આ લડવાનું આવ્યું છે તેની તો કોઇ વાત સાંભળતા નથી. હીરાજી ક્યાં છે?

[ બ્રાહ્મણની બૂમોથી જોનારાનું ધ્યાન ખેંચાય છે. અને કેટલાક એની અજુબાજુ વીંટાય છે. રાસમા ભંગાણ પડે છે અને બધા બ્રાહ્મણ પાસે એકઠા થાય છે. ]

હીરો—હું આ રહ્યો. મારું શું કામ છે?

બ્રાહ્મણ—અલ્યા તારૂં શું કામ છે? તારી ભાભી કેદમા પડી?

હીરો—હેં હેં! મારી ભાભી કેદમાં પડી? કોણે કેદ કરી?

બ્રાહ્મણ—બાદશાહે! તારી ભાભીએ મારી જોડે સંદેશો કહેવડાવ્યો છે—

બીજા જુવાનિયા—શું, શું! ગોર! બધી ગુજરીઓ કેદમાં પડી?

બ્રાહ્મણ—બાદશાહની છાવણીમા ગએલી જુવતી તે પાછી આવતી હશે! તમને લોકોને તમારા બૈરાએ ઘરમા રાખતા આવડતાં નથી. આ મ્લેચ્છોનો જુગ છે એ તમે જાણતા નથી!

હીરો—ગોર જીભ બંધ કરો! અલ્યા ભાઈબંધો, ઘોડારમા જઇ ઘોડા તંગ કરો, અને હથિયાર બાંધો. દિલ્હીના બાદશાને જીતી ગુજરી લાવીશું. અરે એના શા ભાર છે? કેમ મહારાજ! હરામખોરો દેશમા રખડશે એટલે ગુજરીઓ પડદામા રહેશે?

બ્રાહ્મણ—હવે બહુ શેનો બોલે છે? આ તારી ભાભી તો પડદામા પેઠી!

હીરો—અલ્યા ગરોડા! ( હીરીઓ એના ઉપર ધસે છે. બીજાઓ એને રોકે છે. )

[ ગામમાં ખબર ફેલાઇ ગઇ છે. નવલખ ગુર્જરો ચડે છ. તેનું વર્ણન આપણે એ પ્રાચીન પંક્તિઓના જોરદાર શબ્દોમા સાંભળીશું. એના પાઠાન્તરો વિષે આપણે તકરાર ન કરવી. ]

" કે ત્યાંથી હીરીયો દોડીયોને, ગયો ઘોડાની પાસ રે
કે તાણીને બાંધ્યો તંગડો ને, ઢીલી મેલી લગામ રે
કે શૂરા હોય સો સંગ ચલેને નહિ કાયરકા કામ રે
કે કેસરીઆ ભાઈ વાધા પ્હેરો, ને હો જાવ લાલગુલાલ રે.
કે દિલ્હી જીતીને ઘેર આઉં તો, હેવન મારૂ નામ રે
કે હીરીયો ઘોડે એક જ ચડયો ને ગુર્જર ચડયા નવલાખ રે. "

દશ્ય ત્રીજું પૂરું થાય છે.

———

દૃશ્ય ચોથું :

[ સમય : બાદશાહને દિલ્હી પ્હોંચતા થાય તેટલો, અને ગુર્જર સેનાને તેની પાછળ ચડતા થાય તેટલો. તિથિ–ફાગણ સુદ ચૌદશ.

પ્રલયકાળ સમયે કાલીનું જેવું સ્વરૂપ હશે તેને મળતું ગુજરીનું સ્વરૂપ છે ઇન્દ્રિયોની શક્તિ ભોગમાં ક્ષીણ થતી નથી હોતી ત્યારે ચિત્તમા એક અપ્રતિહત શક્તિ જાગે છે. આને જ તપોબળ કહેતા હશે. આ શક્તિનું ચિત્તના અનન્ય પ્રયોજન સાથે ક્ષમ થતાં જગતનાં સંહારક કે ઉત્પાદક તત્ત્વો નિર્માણ થાય છે. અત્યારે મેના ગુજરી ભૂખી સિંહણ છે

મેનાંએ કાળીમાનું વ્રત આદર્યું છે. ઉપવાસ એટલે કે અન્નત્યાગ અને કાળીમાની ઉપાસનાથી એનામા સહજ પણ ચમત્કારી ઉગ્રતા અને તેજ આવ્યા છે.

ગોખમાથી ગુર્જરોને અને તુર્ક સિપાઇઓને લડતા જુએ છે. હીરીઓ પાછો હઠે છે. ગુર્જરી ઉછેડાય છે. ]

**મેનાં ગુજરી**—અરે કોઈ છે કે ? કોઇ છે કે ? અરે મને નીચે જવા દો. અલી રૂપા ! અલી શોભા ! અહીં આવો ! હીરીઓ પાછો હઠયો. અરે કોઇ આવો ! હે જોગમાયા ! ગુર્જરો હઠ્યા ! મને લડવા મોકલ, જોગમાયા !

[ રૂપા આવે છે. ]

રૂપા ! હીરીઓ પાછો હઠે છે. ગુર્જરોને જીવવું બહુ વ્હાલું છે !

**રૂપાં**—મેના ! ભલી બાઈ ગાડી કેમ થા ! ગુર્જરોએ થાય એટલું કર્યું. ગુર્જર નવ લાખ અને મોગલ બાણુ લાખ !

**મેનાં**—એમ ? ગુર્જરોએ થાય એટલુ કર્યું ! હવે ગુર્જરી થાય એટલું કરશે. (વળી ગોખમાંથી જોઇ) ના ના, હીરીયો રણમા ધૂમે છે. અને મારા પરણ્યાને આઘો રાખે છે ! હીરીયો પાછો હઠયો ! રૂપાં, મારો સંદેશો હીરીયાને પ્હોંચાડ. મારી ઓઢણી અને કાંચળી હીરીયાને પ્હેરવા મોકલ ! અને મારા હાથમાં સમશેર લાવ !

[ મેના આવેશમા નાચે છે અને ગાય છે ]

"કે બાદશાહકી સાથ એસી લડું કે મેરા જુગમા હો જાય નામ રે."

[ રૂપા જુવે છે કે મેનાને સત ચડયું છે. મેનામા માતાજી પધાર્યા છે. ]

**રૂપાં**—ખમ્મા મા ! ખમ્મા મા ! ગુર્જરો જીતશે ! ખમ્મા મા !

[ શાહજાદો એકદમ દોડતો આવે છે. પાછળ ઘવાએલો હીરીઓ ધસી આવે છે. ]

**શાહજાદો**—મેના ! મારી બ્હેન ! મેનાં મારી બ્હેન ! મને બચાવ !

**રૂપાં**—ખમ્મા મા ! ખમ્મા મા !

**હીરીયો**—( ગુજરીને જોઈ પગે પડે છે ) ખમ્મા મા ! ખમ્મા મા !

**મેનાં**—( શાન્ત થાય છે. ) દિયરીઆ ઊભો થા ! ( શાહજાદા સામુ જોઇ પાછી આંખ ફેરે છે ) હીરીઆ !

**શાહજાદો**—( જુએ છે કે આ કાંઇ હિંદુઓના ઢોંગ નથી ) ખમ્મા મારી બ્હેન ! હીરાજી, તમારી ભાભીને માનભેર લઈ જાઓ. અમારી પાસે આવ્યા ત્યારથી એ ખોરાકને અડયાં પણ નથી !

[ હીરાજી ભાભીનો હાથ ઝાલી લઈ જાય છે. શાહજાદો જોઈ રહે છે. ]

આ હિંદુઓ ગજબ કરે છે! આટલા દિવસ ખોરાક વિના કેમ રહેવાય?

[ શાહજાદો યુદ્ધ યાદ કરે છે:

કે તલવારોની તાળી પડે ને લોહીનો વરસ્યો મેઘ રે

કે તમારી ગુર્જરી તમને સુંપી ગુર્જરી હમારી બેન રે. ]

ચોથુ દશ્ય પૂરું થાય છે.

---

દશ્ય પાંચમું:

[ ગુર્જરોના ગઢમા વિજયતોરણ બંધાય છે. ગામ બ્હાર સ્ત્રીઓ વિજયી ગુર્જર વીરોને વધાવવા ટોળે મળી છે. ગુર્જરસેના પાછળ છે.

મેના ગુર્જરીના કાળીમાના ઉપવાસ ચાલુ છે. ભાભીને જલદી પારણું કરાવી વધામણીમા સામેલ કરવા હીરીયો મેના ગુર્જરી અને સાથે બીજી ગુર્જરીઓને પણ લઈ આગળ આવ્યો છે.

મેના અને સહિયરો છાવણી જોવા ન ગયેલી ગામની સ્ત્રીઓ તરફ જુએ છે. એમના મુખ ઉપર આમના માટે આવકાર નથી. મેના ખચકાય છે, અને ઊભી રહે છે. ]

હીરીયો—ચાલો ભાભી. હવે ઘર આવી ગયુ. તમારું વ્રત પૂરૂ કરો.

[ મેના ચાલતી નથી. અને સ્થિર નજરે ગામની સ્ત્રીઓ તરફ જોઈ રહી છે. બીજી ગુર્જરીઓ હવે પછી દરેક બાબતમા મેનાને અનુસરે છે. ]

ભાભી ચાલોને?

મેનાં—દિયરીઆ પગ નથી ઊપડતા! આમના મ્હોંડા જોઇને. (રૂપાં સામું જોઇ) રૂપા પેલું મ્હેણું યાદ આવે છેઃ બાદશાહની બેગમ થવા ગઇ'તી. દિયરીઆ, મ્હેણાનો રોટલો ખાવો પડશે!

[ મેનાની શારીર અને માનસ સ્થિતિ એવી છે કે આવેશની સ્થિતિ તેને સહજ થઇ ગઈ છે. ]

( આવેશમા ) દિયરીઆ! મેના મ્હેણાનો રોટલો નહિ ખાય!

હીરીઓ—અરે ભાભી, તમે આ શું બોલો છો? તમને કોણ મ્હેણું દે!—તમને સાક્ષાત્ જોગમાયાના અવતારને!

મેનાં—(વિચિત્ર રીતે) મારું સત જોગમાયા જાણે છે.

હીરીઓ—ભાભી! જુઓ પેલા મારા મા ઊભા! અને પેલા તમારા ન્હાનકડા નણંદી ઊભા! ચાલો એમને ભેટીએ, અને ઘેર જઇ પારણું કરીએ. ગુર્જરસેના આવે તે પ્હેલા તો આપણે પાછા આવી જઈશું.

[ મેનાનો પગ ઊપડતો નથી. પણ હીરો હાથ ખેંચીને લઈ જાય છે. બધા ગામની સ્ત્રીઓ પાસે જાય છે. હીરાજીની માતા અને બ્હેન આગળ આવે છે. એમને સામા આવતા જોઈ મેનાંને ઉલ્લાસ આવે છે. મેના ઘુમટો તાણે છે.

હીરોઓ માતાના પગે પડે છે. ]

માતા—બેટા ઘણું જીવો.

બ્હેન—( ઓવારણા લઇ ) ભાઈ, ભાભી બ્હેનુંસી લાવજો.

હીરો—( જુવે છે કે બ્હેન ભાભી તરફ જોતી નથી ) બ્હેન! મારી વહુ તો આવશે ત્યારે આવશે. પણ આ ભાભી તરફ તો જો! ( બ્હેન મ્હોઢું મરડે છે. )

[ મેનાં સાસુના પગે પડવા જાય છે. ]

**સાસુ**—(પગ ખેંચી લઇ) જોજે મને અડતી, બાદશાહની બીબી!

**મેનાં**—(ટટ્ટાર થઈ ઘુમટો કહાડી નાખે છે.) બાદશાહની બીબી!

[સાસુ અને નણંદની પાસે ટોળે વળેલી ગામની વહૂઓ દીકરીઓ અને સાસુઓ તરફ મેનાં જુએ છે, દરેકના મ્હોંઢા ઉપર બાદશાહની બીબી એ બોલ જુએ છે।

હીરીઓ દિગ્મૂઢ ચકિત થઇને બધું જુએ છે.]

**મેનાં**—(ફરીથી ચકિત નયને) બાદશાહની બીબી! હું બાદશાહની બીબી! બાદશાહની બીબીને લેવા તમારા દીકરાને મરવા મોકલ્યા હતા?

**સાસુ**—મરવા ન જાય તો ગુર્જરોની લાજ જાય! પણ મુસલમાનના ઘરમા રહેલીને હું ઘરમાં ઘાલું? મારું કુળ હીણું કરવું છે?

**મેનાં**—મારાથી તમારું કુળ હીણું થશે! (મેનાંની આંખ ફાટે છે) ઓ જોગમાયા! તું મારું સત જાણે છે. હીરીઆ હું જાઉં છુ. તમારા ભાઇને કહેજો કે મેના તમારુ કુળ હીણું નહિ કરે! (ફરીથી એકવાર ફાટેલી નજરે સાસુ તરફ) બાઇજી! મારાથી તમારું કુળ હીણુ થશે! હે જોગમાયા!

[મેનામાં બધા નતું તેજ જુવે છે.]

**હીરીઓ**—બા! બા! શી ગજબ કર્યો! માતાજી કોપ્યા. માતાજીને મેં દિલ્હીમાં જોયા હતા—તે પાછા આવ્યા. (મેનાને) ખમ્મા કરો મા ખમ્મા.-માફ કરો.

**બધી સ્ત્રીઓ**—(સાસૂ અને નણંદ સિવાય)-ખમ્મા કરો મા ખમ્મા કરો છોરૂના દોષ ખમ્મા કરો.

[મેના આવિષ્ટ થાય છે. માથાનો અંબોડો છૂટો થાય છે. મેના દિવ્યસત્ત્વના પગલે વિદાય થાય છે.]

**બધાં**—(હવે સાસુ અને નણંદ પણ) મા રહો! રહો!

[મેનાની પાછળ હાથમા કટારીઓ કહાડી બીજી ગુર્જરીઓ જોગણીઓ જેવી જાય છે.]

**બધાં**—રહો! રહો!

[પણ જોગણીઓનું દિવ્ય નૃત્ય જોઇ બધા મૂક થઈ જાય છે. અને આનાથી વધારે જોવાની આપણે પણ આશા ન રાખીએ.

પણ લોકવાયકા કહે છે:

"કે ત્યાથી ગુર્જરી ચાલીયાને ગયા તે પાવાગઢ રે
કે પાવા તે ગઢમા અલોપ હો ગઇ મહાકાળી કહેવાય રે."]

દૃશ્ય પાચમું પૂરું

# સામ્યવાદનાં મૂળતત્ત્વો

તમે છાપામાં વાંચ્યું હશે કે દક્ષિણ આફ્રિકાના મૂળ વતનીઓમાં ગોરાઓ પ્રત્યે અસંતોષ અને રોષની લાગણી ભભૂકી ઊઠી છે અને બળવો જાગેલો છે. આ બળવાના મૂળમાં છાપાવાળા બોલ્શેવિઝમનું ભૂત ભાળે છે. સામ્યવાદી રૂશિયા સામે જે ઝેરી પ્રચારકામ રિગાના કહેવાતા ખબરપત્રીઓના ફળદ્રુપ ભેજાંથી થઇ રહ્યું છે, જે ઝેરી પ્રચારકામમાં શાહીવાદી સરકારોનો અને એના ખાંધીઆઓનો હાથ છે તેણે દક્ષિણ આફ્રિકાના મૂળ વતનીઓની હિલચાલમાં બોલ્શેવિઝ્મનો હાથ કલ્પ્યો છે. આ ખબરો કેટલી ઊંધે રસ્તે દોરવનારી છે તે અનુભવી વાચક સમજે છે. પણ આ ખબરોમાં એટલું તો સત્ય છે જ કે દક્ષિણ આફ્રિકાની રાષ્ટ્રીય મહાસભામાં એક સામ્યવાદી મંડળ છે અને તે જોર પકડતું જાય છે. જે મહાપુરુષ સામ્યવાદનો પ્રણેતા છે એના નામે ચાલતાં કેટલાંક મંડળો —માર્ક્સ ક્લબો—આજે દક્ષિણ આફ્રિકામાં હસ્તી ધરાવે છે. લેનીને પોતાના જીવનકાળમાં એવી ભવિષ્યવાણી ભાખેલી કે રૂશિયાને ફરતી તમે ચીન જેવી દિવાલો બાંધી દ્યો છતાં સામ્યવાદનો પ્રચાર થવાનો જ થવાનો, કારણ કે એના પ્રચાર માટેની ભૂમિકા આમ-પ્રજાનો અસંતોષ છે. આ ભવિષ્યવાણી સાચી પડી છે. દક્ષિણ આફ્રિકામાં, ઑસ્ટ્રેલિયામાં, અમેરિકામાં, સારા ય યુરોપમાં અને 'બુઢ્ઢા' એશિયામાં સામ્યવાદનો પ્રચાર ઝડપબંધ ચાલ્યો છે. ઑસ્ટ્રેલિયામાં મજૂરપક્ષ જોરમાં છે. અમેરિકાના પ્રખર મૂડીવાદીઓ એમની પગાર સબંધી નીતિ ( Wage policy ) સામ્યવાદના પ્રતિકાર માટે ઘડી રહ્યા છે. યુરોપમાં જુદા જુદા દેશોના રાજકીય પક્ષોમાં સામ્યવાદી પક્ષ બળવત્તર થતો જાય છે. ચીનમાં સામ્યવાદીઓ પહોંચ્યા છે. અફગાનિસ્તાનમાં એમણે એમના દૂતો મોકલી દીધા છે. અને છેવટે હિંદુસ્તાનમાં માર્ક્સના અનુરાગીઓની સંખ્યા વધતી જ જાય છે. મીરતના કેદીઓએ તેમના ડૉકમાંથી સામ્યવાદી પ્રચાર અજબ રીતે કર્યો છે. આપણા રાજકારણમાં આ પ્રશ્ન હવે વ્યવહાર ઉપયોગનો થઇ પડ્યો છે.

સામ્યવાદનો પિતા માર્ક્સ યુગપ્રવર્તક પુરુષ હતો. એણે શીખવ્યું કે ધનના ઉત્પાદક મજૂરો છે. સંસ્કૃતિના પરોઢથી તેના ઉત્તરોત્તર વિકાસમાં આ મજૂરોએ જ હિસ્સો આપેલો છે, અને પોતાના પ્રાણ રેડ્યા છે. આ સિદ્ધાંત એક કે બીજા સ્વરૂપમાં પ્રાચીન સમયથી અનેક ફિલસૂફોએ પ્રતિપાદન કર્યો છે. પણ તેને પહેલવહેલો સમગ્ર જીવનને અસર કરતો શાસ્ત્રીય રીતે બતાવનાર કાર્લ માર્ક્સ જ. અને તેથી જ સામ્યવાદના પ્રણેતા તરીકે તેનું નામ જગવિખ્યાત છે.

આ નવી ભાવનાનો જન્મ થયો તે વખતની સામાજિક સ્થિતિ તપાસીશું તો આપણને તરત જ લાગશે કે તેને માટે ભૂમિકા તૈયાર થયેલી હતી. માર્ક્સના જન્મવેળાએ યુરોપ ઔદ્યોગિક ક્રાન્તિના કડવા ફળ ચાખી રહ્યું હતું. ઈંગ્લાંડમાં મોટાં કારખાનાં ઝપાટાબંધ સ્થપાયાં હતાં. આ કારખાનાં સ્થપાવાથી થોડા મૂડીદારો પાસે ધન એકઠું થતું જતું

હતું. તે વખતના અર્થશાસ્ત્રીઓ પણ આ રીતે વધતી જતી રાષ્ટ્રીય સંપત્તિ જોઇ ખુશી થતા હતા અને તેને આશીર્વાદ આપતા હતા. પણ બીજી બાજુ મજૂરોની હૃદયદ્રાવક સ્થિતિ લાગણીપ્રધાન વિચારકોનું ધ્યાન ખેંચી રહી હતી મિલમાં મજૂર સ્ત્રીપુરુષોને સોળ સોળ કલાક કામ કરવું પડતું, બાળકોને કારખાનામા કામે લગાડવામાં આવતા અને એમનાં અકાળે મરણ નીપજતા હતાં. એકદમ વસ્તી વધવાને લીધે ઘરોની તંગી અતિશય વધી પડી હતી અને ગંદકી અને અનારોગ્ય હંમેશની વસ્તુ થઇ પડી હતી. મોટાં કારખાનાંને લીધે નીપજતા બધાં અનિષ્ટો અને સામાજિક અન્યાયો આ યંત્રવાદના પ્રારંભકાળમાં એના ભીષણ સ્વરૂપમા દષ્ટિગોચર થતા હતા.

માર્ક્સના જન્મ વખતનું એક બીજું પ્રેરકબળ પણ આપણું ધ્યાન ખેંચે છે: તે ફ્રાન્સનો વિપ્લવ. 'સામાજિક કરાર' નામે એક શકવર્તી પુસ્તક રૂસો નામના એક ફિલસૂફે લખ્યું છે. એ પુસ્તકે ફ્રાન્સના વિપ્લવ માટેની પૂર્વ તૈયારી કરી આપી. ખરી સત્તા એ પ્રજાની સત્તા છે અને પ્રજાનો અવાજ જે રાજતંત્ર રજુ કરતું નથી તે રાજતંત્ર હસ્તી ધરાવવાને માટે નાલાયક છે, એ વિચાર રેડનાર રૂસો હતો. આ ભાવનાએ પ્રજા ઉપર એટલી બધી અસર કરી કે થોડા વખતમા ફ્રાન્સમા વિપ્લવ થયો એવું એક વિદ્વાનનું કથન છે.

આ રીતે યુરોપ પ્રસૂતિની વેદના અનુભવી રહ્યું હતું અને આખા વાતાવરણમાં નવી ભાવનાના જન્મ માટે પૂરતી સામગ્રી પડેલી હતી. નવાઈ નથી કે ઓગણીસમી સદીના આ પ્રારંભકાળે અનેક વિચારકો અને તત્ત્વજ્ઞાનીઓને જન્મ આપ્યો. માર્ક્સના પુરોગામીઓના લખાણોમા સામાજિક અન્યાયોનો વિરોધ અને નવી સૃષ્ટિની રચનાના ભણકારા સંભળાય છે. દુઃખી લોકોનો આર્તનાદ એમણે સાભળ્યો અને એમની મુક્તિ માટે માર્ગ શોધવાની ઉત્કટ ઇચ્છા એમા વ્યક્ત થતી આપણે જોઇએ છીએ. જે વિચારશ્રેણી માર્ક્સે રજુ કરી તેનું દર્શન થોડેઘણે અંશે એમને થયું હતું. ધાર્મિક વલણવાળા વિચારકોને આ સામાજિક અન્યાયના મૂળમાં ઇસુના બોધેલા ઉપદેશનો ભંગ જણાતો હતો. ઉદ્યોગની નવી પ્રથામાં મજૂરકલ્યાણ પ્રત્યે થતું પુરેપુરૂં દુર્લક્ષ કેટલાકને ભાસતું હતું, અને મજૂરકલ્યાણની યોજનાઓ વિચારવામાં તેઓ મન પરોવતા હતા. પણ રોગની સર્વગ્રાહી ચિકિત્સા કોઇએ નહોતી કરી વસ્તુસ્થિતિનું સાચું અને સમગ્ર દર્શન તો માર્ક્સને જ થયું. આમપ્રજાની નાડી એ પારખી શક્યો, અને એમના દુઃખની જડીબુટ્ટી એના હાથમા આવી.

કોઇ પણ પ્રાણદાયી વિચાર, આમપ્રજા માટે કલ્યાણકારી વિચાર, આપભોગની ભઠ્ઠીમાં વિશુદ્ધ થયેલો હોવો જોઇએ એમ માર્ક્સનું જીવન આપણને બતાવે છે. માર્ક્સનું જીવન એટલે આપભોગની પરંપરા. એના જીવનનું એકએક પ્રકરણ આપભોગની કથાથી ભરેલું છે. દુઃખ અને દારિદ્રય વેઠીને એણે દુઃખીઆઓને મુક્તિનો માર્ગ બતાવ્યો. એના જીવનનો અભ્યાસ કરવા જેવો છે. આપણે તો આપણા વિષયને પ્રસ્તુત જેટલું હશે તેટલું જ આજે વિચારીશું.

૧૮૪૮નું સામ્યવાદનું જાહેરનામું માર્ક્સના જીવનનો ઘણો અગત્યનો બનાવ છે. આ જાહેરનામું એટલે મજૂરોની મુક્તિનું ખતપત્ર. અમેરિકાના સ્વાતંત્ર્યના ઢંઢેરા જેટલી અગત્ય

એ ધરાવે છે. આ જાહેરનામાનું હાર્દ એના અંતિમ વચનોમાં છે.' દુનિયાના મજૂરો, તમે એક થાઓ. તમારે કશું ગુમાવવાનું નથી. ગુમાવવાની હોય તો માત્ર તમારી બેડીઓ. અને મેળવવાનું છે આખું જગત.' આ વચનો આમપ્રજા પર કેટલી વિજળીક અસર કરે એ કલ્પી શકાય એમ છે. અમદાવાદના મિલમજૂરોને આ શબ્દો જ્યારે સંભળાવવામાં આવતા ત્યારે તેમનામા કાંઇ નવું ચેતન પ્રકટતું જોયું છે. આ એક જ ભાવનાએ મજૂરોની મુક્તિનું દ્વાર ખોલી દીધું છે. આ એક જ ચમકારામાં મજૂર સમજી ગયો છે કે એના સંગઠનમાં જ એનો છૂટકારો છે.

આ જાહેરનામામાં કાર્લ માર્કસે પહેલવહેલા સામ્યવાદના સિદ્ધાંતો બરાબર રજુ કર્યા. સામ્યવાદના મૂળતત્ત્વમા ત્રણ ચોકસ અને એકબીજા સાથે સકળાએલા વિચારો છે. આ દરેક વિચાર સ્વતંત્ર રીતે ઊભી શકે એમ છે, અને સ્વતંત્ર રીતે પણ તે અણમૂલા વિચારો છે. કાર્લ માર્કસે પ્રતિપાદન કર્યું કે ઇતિહાસની ઘટનાઓના મૂળમાં તે તે વખતની આર્થિક રચના છે. કોઇ પણ યુગની આર્થિક રચના એ જ તે તે યુગની રાજકીય સંસ્થાઓ, ધાર્મિક મતો, સામાજિક નીતિ અને ન્યાય વિષેના ખ્યાલો, કાયદાઓ, ટૂંકમા ઇતિહાસ ઘડનાર એક માત્ર પ્રેરક બળ છે. કાર્લ માર્કસની વિચારશ્રેણીમાં માનવ ઇતિહાસનું આ મુજબનું દર્શન ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. એ વધુમા બતાવે છે કે ઇતિહાસની ઘટનાઓ કુદરતી ક્રમને અનુસરે છે અને તેમા વર્ગવિરોધનું સર્વસામાન્ય તત્ત્વ નજરે પડે છે. આખા ઇતિહાસના પટમા એક વર્ગને બીજા વર્ગ વચ્ચે વિગ્રહ કેમ જણાય છે, એ હવે માર્ક્સને સમજાવવાનું રહ્યું. શોષણક્રિયાનું તત્ત્વ શોધી કાઢીને એણે એનું નિરૂપણ કર્યું. આ મૂળતત્ત્વો વિષે હવે જરા વિગતમા ઊતરીએ.

તમે બધા જાણતા હશો કે બજારો સર કરવાની હરિફાઇ એ ૧૯૧૪ની મોટી લડાઇનું મૂળ કારણ હતુ. ઇતિહાસના આ બનાવ પાછળ આર્થિક પ્રેરક બળ હતું. અમેરિકાના સ્વાતંત્ર્ય યુદ્ધ પાછળ આર્થિક કારણ નહોતું એમ કોણ કહી શકે? આપણી સ્વરાજની લડત મોટે ભાગે આર્થિક લડત જ છે. માર્કસે આ જ તત્ત્વ આખા ઇતિહાસની ઘટનાઓમાં વ્યાપક સ્વરૂપે જોયું. એણે જણાવ્યું, સુધારો અને જુદા જુદા જમાનાઓની સંસ્થાઓના પ્રકારો નક્કી કરવામા તે તે વખતમાં જીવનનિર્વાહનાં કયાં સાધનો વપરાય છે તે જ જોવું જોઇએ. 'હાથશાળ એ સમાજને નિર્માણ કરે છે જેમાં ફ્યુડલ લોર્ડ આધિપત્ય ભોગવે છે; વરાળયંત્રથી ચાલતી શાળ એ સમાજને નિર્માણ કરે છે જેમાં ઉદ્યોગનો મૂડીદાર આધિપત્ય ભોગવે છે.' જેના હાથમાં આર્થિક લગામ હોય છે તે સમાજના વિચારો ઘડે છે, કાયદાઓ રચે છે, નીતિ અને ન્યાયનાં ધોરણો મુકરર કરે છે. ઇતિહાસના દરેક યુગે સમાજની આર્થિક લગામ એક વર્ગના હાથમા હોય છે અને તે વર્ગ ચાલુ આર્થિક વ્યવસ્થાને ટકાવી રાખવા પોતાને અનુકૂળ રાજકીય સંસ્થાઓ, કાયદા, નીતિ ઇત્યાદિ ઘડે છે. સાહિત્ય અને કળા પણ તેનાં ચાકરની માફક તેની પાછળ જાય છે.

મધ્ય યુગ અને અર્વાચીન યુગની જુદી જુદી માન્યતાઓ અને સંસ્થાઓની સરખામણી કરવાથી આ વધુ સમજાશે. મધ્ય યુગમા યુરોપમા 'રાજાના દૈવી હક'નું તત્ત્વ સર્વમાન્ય હતું. રાજા એ દેવાંશી અવતાર છે એમ બધા જ માનતા. આજે આ માન્યતા હાસ્યજનક અને પોકળ લાગે છે. પરંતુ તે વખતની જમીનદારશાહીને અનુરૂપ એ માન્યતા હતી.

એકહત્થુ મૂડીવાદી પદ્ધતિએ પોતાનો બચાવ થાય અને આમપ્રજાને રીઝવી શકાય, એવું તત્ત્વ—લોકતંત્રનું તત્ત્વ—શોધી કાઢ્યું છે, જે લોકતંત્ર સહીસલામત રીતે ચાલે તે માટે ગઇ લડાઇમાં લાખો ખેડૂતો અને મજૂરોનો વધ થયો. આવું લોકતંત્ર હમણાંના વિચારકોને પોકળ માલૂમ પડ્યું છે. આર્થિક સ્વાતંત્ર્ય વગર રાજકીય સ્વાતંત્ર્ય શા કામનું ?

આ જ પ્રમાણે કાયદા વિષે. મધ્ય યુગમાં ગુલામી રાજમાન્ય અને લોકમાન્ય હતી. કોઇને પણ ગુલામીની પ્રથામા કાંઇ ખોટું ભાસતું નહોતુ. આ મૂડીદારોના યુગમાં ગુલામીએ છૂપું અને ભીષણ રૂપ લીધું છે, અને તે રાજમાન્ય અને લોકમાન્ય છે. મજૂરને ગમે ત્યાં ગમે તે શરતોએ કામ કરવાને આજે છૂટ છે. પણ સમાજની તિજોરી પર તો મૂડીદાર બેઠો છે, જેનું બળ મધ્યકાલીન રાજા કરતાં અનેકગણું છે—અરે, એમને ફલાણાના રાજા, કોલસાના રાજા એમ છડેચોક કહેવાય છે. રાવણના આ અર્વાચીન અવતારોને ઘેર પવન પણ પાણી ભરે છે. એનું પેટ ભરવા સારૂ લાખો મજૂરોને વેઠ કરવી પડે છે અને એની હજૂરમા રહેવું પડે છે. આ બધું કાયદાસર છે! આજનો કાયદો જાનમાલની પવિત્રતા બક્ષે છે. હું મહેલમા રહું, મારા મહેલના પગથિયા પર આરસપહાણ જડેલા હોય અને તેના પર મખમલની મોહક લીલી જાજમ બીછાવી હોય, એ મહેલમાં આરામ કરતા કરતાં ભાતભાતના હું ભોજન જમુ અને મારી બેન્કવેટમા શિષ્ટવર્ગને નોતરૂં, છાપાં તેના ભભકભર્યાં પ્રશંસાયુક્ત વર્ણનો છાપે; અને મારી મિલનો કામદાર ૮"×૮"ની ઓરડીમા એના ભાઇભાંડુઓ અને બાળકોના જુથ સાથે રહેતો હોય, એને પહેરવાને વસ્ત્ર ન હોય, ખાવાને અન્ન ન હોય અને દશ કલાક બૈરીછોકરા સાથે મિલમા કામ કરતાં છતાં એના બાળબચ્ચા ટંડીમા થથરતા રહે અને એમને પીવાને દૂધ ન હોય, એમના પ્રત્યે કૃપા વરસાવી કાંઇક સગવડ કરી દઉં અને એમનું ઉત્પન્ન કરેલું ધન હું ખાઇ જાઉં છતા હું રાજમાન્ય અને લોકમાન્ય છુ, આજના કાયદા મુજબ હું કાયદેસર વર્તું છુ! અને મારી કૃપા વરસવાથી હું દાનીમા ખપી શકું છુ!

ચાલુ વ્યવસ્થાને ટકાવી રાખવા ધર્મનો ઉપયોગ હંમેશ થયેલો છે એ જાણીતી વાત છે. આર્થિક લગામ જે વર્ગના હાથમા હોય તે પોતાની હસ્તી ધર્મમાન્ય છે એમ બતાવવા પ્રયત્ન ન કરે? આ વર્ગના હાથમાં ધર્મગુરુઓ રમકડા છે. રોમન કૅથોલિક ધર્મ મધ્ય યુગની માન્યતાઓ પોષનારો હતો. પોપ પોતે જ મોટો જમીનદાર અને જમીનદારશાહીનો પ્રતિનિધિ. ફ્યુડલ વ્યવસ્થા પોષવા અને ટકાવવા પોપની સંસ્થાએ કેટલો ફાળો આપ્યો છે તે બધા જાણે છે. એન્જલ્સ (Engels) જે માર્ક્સના જમણા હાથ જેવો હતો તે કહે છે, 'પ્રોટેસ્ટન્ટ ધર્મ એ મૂડીવાદી ધર્મ જ છે.' માર્ક્સ લખે છે, 'કુદરતી બળો પર મનુષ્યે પ્રધાન પદ નહોતુ મેળવ્યું ત્યારે તે બળોની મનુષ્ય પૂજા કરતો, હવે માણસ પુરુષોત્તમની પૂજા કરે છે.' અત્યારે પણ જે જનસમૂહોએ આ કુદરતી બળો પર વિજય નથી મેળવ્યો તે વરૂણ અને વહ્નિ આદિ દેવોની પૂજા કરે છે. આપણી ઇશ્વર વિષેની કલ્પના અત્યારની આપણી માન્યતાઓને અનુરૂપ છે. મોરમુકુટધારી, શંખચક્રગદાપદ્મવાળા પુરુષોત્તમની અજાણે પૂજા કરીએ છીએ. ખરેખર ધર્મ પ્રજાને ઉંઘાડી દેવાનું અફીણ છે. સામાન્ય માણસ (Average Man)ની ભક્તિ જ્યારે થશે ત્યારે જ આમપ્રજાનો છૂટકારો થશે.

સાહિત્ય અને કળા તો સામાજિક વાતાવરણને પ્રતિબિંબિત કરે છે. મધ્ય યુગની

માન્યતાઓ પ્રચલિત છે ત્યાં ત્યાં હજુય સાહિત્ય અને કળા જમીનદારો અને રાજાઓની મહત્તા અને વિલાસિતાનાં ચિત્રો રજુ કરે છે. શેકસપીયરના નાટકો અને પાત્રો મોટે ભાગે આમવર્ગના છે. આપણું આજ સુધીનું સાહિત્ય સમાજના ઉપલા વર્ગની મહત્ત્વાકાંક્ષાઓ અને ગડમથલો રજુ કરે છે. સરસ્વતીચંદ્ર અને કુમુદ, કાક અને મંજરી વગેરે પાત્રો એનાં જ પ્રતિનિધિ છે. સામાજિક અન્યાયો અને ગરીબોની વેદના રજુ કરતા સાહિત્યનું સર્જન હવે થવાના સ્પષ્ટ ચિન્હો છે. ધૂમકેતુ અને દ્વિરેફના સર્જનો એના દાખલા છે.

હવે તમને સમજાયુ હશે કે આર્થિક લગામ જે વર્ગના હાથમા અમુક કાળે હોય છે તે વર્ગ સમાજનો રથ હંકારે છે. સમગ્ર ઇતિહાસ જે આર્થિક પ્રેરક બળને આધારી છે તે કુદરતી ક્રમમા વિકાસ પામે છે અને ઉત્ક્રાન્તિના નિયમોને અનુસરે છે. માર્ક્સ બતાવે છે કે સંસ્કૃતિની શરૂઆતમા ખાનગી મિલકત જેવું કશું નહોતુ અગર જે મિલકત હતી તે સમાજની હતી. આ સ્થિતિ બદલાઈ ખેડુતો અને જમીનદારો અને વાણોતરો અને નાનાં કારખાનાંવાળા શેઠનો યુગ આવ્યો. પછી ઔદ્યોગિક ક્રાન્તિ થઇ અને મોટા પ્રમાણમા માલની પેદાશ કરનારાં કારખાનાં સ્થપાયા. આધુનિક મૂડીદારી પદ્ધતિમાં ગણ્યાગાંઠ્યા માલિકોના હાથમાં ધન ઉત્પન્ન કરવાનાં સાધનો એકઠાં થયેલા છે અને મૂડી એકત્રિત થયેલી છે; જ્યારે સમાજના મોટામા મોટા ગરીબ વર્ગના હાથમા ધનના ઉત્પાદનનું કોઇ પણ સાધન હોતું નથી. આધુનિક આર્થિક પદ્ધતિનો સ્વભાવ જ વળી એવો છે કે તેમા દહાડે દિવસે ગરીબ વર્ગની સંખ્યા વધતી જ જાય છે અને ધનિક વર્ગની સંખ્યા ઘટતી જાય છે. છેવટે સમાજમાં મજૂર અને માલિકના બે પરસ્પર વિરોધી વર્ગો સ્પષ્ટ અને જુદા પડી જાય છે. ઇતિહાસ જે જાલિમ અને મજલુમ, દળનાર અને દલિતના વર્ગવિરોધની કથા છે તેનું જલદ અને ઉત્કટ સ્વરૂપ આ મજૂર માલિકના વર્ગવિરોધનું છે. દિવસે દિવસે તીવ્ર બનતા આ સંઘર્ષણને લીધે સામાજિક સંગ્રામમા સામસામા મોરચા મંડાય છે.

માર્ક્સના વિચાર મુજબ ઐતિહાસિક ક્રમમા આ મૂડીદારી પદ્ધતિ આવશ્યક અને અગત્યની છે. મૂડીદારી રચના બે રીતે ઉપકારક છે. જે કુદરતી બળો પર મનુષ્યે વિજય મેળવ્યો છે એની વૈજ્ઞાનિક રીતે ઉપયોગિતા વધુમાં વધુ હસ્તસિદ્ધ મૂડીદારે કરી છે, માત્ર એ પોતાના સ્વાર્થ માટે એ સંગઠિત શક્તિ વાપરે છે. બીજું, મૂડીદારે સ્થાપેલા આ મોટાં કારખાનાંઓમા લુંટાઇજવામા મજૂરો સંગઠિત થાય છે. જાગૃત થએલો મજૂર આ સંગઠનમાં મહા શક્તિ જુએ છે અને પોતાની બેડીઓ તોડી નાખવા માટેની બધી સામગ્રી એકઠી થએલી છે તેનું તેને ભાન થાય છે. મૂડીદારી પદ્ધતિના ગર્ભમા જ મજૂરની મુક્તિ અને નવી સામ્યવાદી રચના રહેલી છે. વિકાસક્રમના છેવટના પર્યાયમાં રૂપી આ સામ્યવાદી સમાજમા વર્ગ વર્ગ વચ્ચેનો વિરોધ નાશ પામશે, મજૂર પોતાનું પ્રતિષ્ઠિત સ્થાન મેળવશે અને સુવર્ણ યુગ સ્થપાશે

હવે માર્ક્સની સામ્યવાદી શાસ્ત્રીય પદ્ધતિમા જે ઉંડો પણ મહત્ત્વનો વિચાર સંકળાએલો છે તેનો આપણે વિચાર કરીશુ. મધ્ય યુગની તેમ જ અર્વાચીન યુગની સામાજિક અસમાનતાઓ કેમ શક્ય બને છે ? કારણ કે મજૂરને—ધનના ઉત્પાદકને એની મજૂરી જેટલું આપવામાં આવતું નથી એણે જે ધન ઉત્પન્ન કર્યું છે તેનો મોટો ભાગ એનો શેઠ

પકાવી લે છે. મૂડીનું બીજ આ જાતની શોષણક્રિયામા છે. કાર્લ માકર્સે ' મૂડી ' નામે એક મોટો ગ્રંથ લખ્યો છે તેમા આ વિચાર ગણિતશાસ્ત્રની ચોક્કસાઈથી અને ખૂબ ઝીણવટથી રજુ થયેલો છે. આ ગ્રંથ ' મજૂરની ગીતા ' જેવો થઇ પડયો છે. આ શકવર્તી વિચાર રજુ કરતું પુસ્તક કેવી કૌટુમ્બિક આપત્તિ વચ્ચે માકર્સ લખ્યું તેનું વર્ણન વાચતાં આપણી આખમાં આંસુ આવે. માકર્સની પત્ની જેની ( Jenny ) એક ઉમરાવની દીકરી હતી. એણે બીજા બાળકને તરતમા જન્મ આપ્યો હતો. આખું કુટુંબ પૈસાની સંકડામણમા ઘેરાએલું હતું. આ જ વખતે માકર્સ સોળ સોળ કલાક લંડનના મ્યુઝિયમમાં બેસી આંકડાઓ ભેગા કરી પુસ્તકની ભૂમિકા તૈયાર કરતો હતો. થોડા જ દિવસમાં મિત્ર પાસેથી ઉછીના લીધેલા પૈસા પુરા થયા. માકર્સ સિદ્ધાત અને તેના જીવનકાર્યના ભોગે પૈસાના વાસ્તે માથું નીચું નમાવે એવો નહોતો. ઘરનું ભાડું ચઢયે જતું હતું. ઘરધણીએ આવી જેનીને ધમકી આપી. પારણું બહાર ફેંકી દીધું. જેનીનું નાનું બાળક ભૂખ્યુ ઠંડીમા થથરતું બહાર પડયું. આવી આફત કોઈ પણ માણસને ગાડો બનાવે, પરંતુ માકર્સે ધીરજથી અને હિંમતથી પુસ્તકનું કામ આગળ ધપાવ્યુ. ધન્ય છે એને!

' મૂડી ' નામના પુસ્તકમા માકર્સે કિંમતનો સિદ્ધાત સમજાવેલો છે. એ કહે છે, 'વસ્તુની કિંમત તેના ઉત્પન્ન કરવામા જે સરેરાશ સામાજિક મજૂરી પડી હોય તે ઉપરથી જ ચોક્કસ રીતે અંકાય છે.' માલના ઉત્પાદનમા ત્રણ સાધનો આવસ્યક છેઃ જમીન કે કાચા પદાર્થો, માલ ઉત્પન્ન કરવાને જરૂરી સાધનો, ( જેવા કે ટ્રેકટર કે હળ, સ્પીંડલ કે રેંટિયો ) અને મજૂરી. માગ અને છતનું ધોરણ કે સામાજિક જરૂરિયાતો સંતોષવાનું લક્ષણ એ કોઇ પણ વસ્તુની કિંમત આકવાને આડકતરી રીતે ઉપયોગી છે પણ એ વસ્તુની મૂળભૂત કિંમત તો એમા પડેલી મજૂરી જ છે. કિંમતની આંકણી સરેરાશ ઉપયોગી ( ' average socially necessary ' ) મજૂરી પર આધાર રાખે છે. નકામી ચીજો જો મજૂર ઉત્પન્ન કરે તો તેની મજૂરી એળે જાય. એ ઉપયોગી મજૂરી નથી. વળી સરેરાશ રીતે મજૂર કેટલું કામ આપી શકે એ ધોરણ જ કિંમત આંકતા વિચારવું આવસ્યક છે કારણ કે આળસુ મજૂર એક કામ પર જે સમય વ્યતીત કરતો હોય તે પરથી ગણતરી કરાય તો પણ કિંમત ખરી રીતે ન આકી શકાય. એટલે પહેલાં કહ્યું તેમ, માકર્સે આ કિંમતનો સિદ્ધાત શાસ્ત્રીય રીતે મૂકેલો છે.

એક સાદો દાખલો લેવાથી આ સિદ્ધાત સરળતાથી સમજાશે. વીસ રતલ રૂમાથી સુતર બનાવવું હોય તો તેની સુતર તૈયાર થયે કેટલી કિંમત પડે, તે વિચારીએ. ધારો કે વીસ રતલ રૂના આપણે ૧૫ રૂપિયા આપ્યા. ત્રાક વગેરે સાંચાકામનો ઘસારો, વ્યવસ્થા ખર્ચ, વેરટનું નુકશાન વગેરે બધુ થઇને તેના પર બીજા ૩ રૂપિયા ચડયા. હવે મજૂરી ઉમેરો. એ મજૂરી ૨ રૂપિયા હોય તો રૂમાથી જે સુતર ઉત્પન્ન થયું તેની કિંમત ૨૦ રૂપિયા થઈ. પણ બજારમા આ સુતર વધારે ભાવે વેચાશે. મિલમાલિક તેના દામ એ ઉપર ચઢાવશે. જો માલિક ૨૫ રૂપિયે આ માલ વેચે તો ૫ રૂપિયા એ ખાઇ જાય છે, તે મજૂરનું જ ખાઇ જાય છે. એની વ્યવસ્થાનો ખર્ચ તો ઉપર આપણે ગણ્યો જ છે. માલિકે જે મૂડી ભેગી કરી છે તે આ રીતે જ એકઠી થયેલી છે. જો માલ ઉત્પન્ન કરવાના પહેલા બે સાધનો—જમીન કે કાચા પદાર્થો તેમજ હથિયારો કે યંત્રો—મજૂર પાસે હોય તો આ શોષણક્રિયા નષ્ટ થાય.

અમદાવાદના મજૂર મહાજને કાઢેલા આંકડા ઉપરથી જણાય છે કે ત્યાંની ૪૫ મિલોના સરવૈયા બનાવે છે કે તેમણે ૩૧૨ લાખની થાપણ પર ૧૨૭.૭૬ લાખ નફો ૧૯૨૭ ની સાલમાં કર્યો હતો. આમાંથી ૩૬.૦૫ લાખ ઘસારા ફંડના બાદ કરતાં જે ૮૭.૮૧ લાખ રહ્યા તેના ૩૫ ટકા જેટલી એટલે ૩૧.૦૧ લાખ રકમ એજંટોના કમીશન ખાતે ગઈ હતી. અને છેવટે ભરાયલી થાપણના ૧૮ ટકા જેટલો ચોક્ખો નફો સહરહુ મિલોને રહ્યો હતો * એજંટોના કમીશનના ૩૫ ટકાની મોટા ભાગની રકમને આ શોષણક્રિયા જ માની શકાય. થાપણ પરના નફાની વાત તો આપણે બાજુ પર રાખીએ છીએ. કમીશનો ઉપરાંત એજંટો અનેક રીતે મિલોમાંથી લાભ ઊઠાવે છે એ વાત પણ ભૂલી જઈ હલકામાં હલકું ધોરણ વિચારવા આપણે આ કમીશનના મોટા ભાગને શોષણક્રિયા કહીએ છીએ. ' મોટો ભાગ ' કહ્યું કારણ માલિક પણ મજૂરની માફક ૧૦ કલાક કામ કરતો હોય તો તેને પણ એવી મજૂરી મળવી જ જોઇએ. હવે તમને સ્પષ્ટ રીતે સમજાયું હશે કે આ શોષણક્રિયાનું તત્ત્વ કેટલો ગજબ કરે છે. મૂડી માત્ર મજૂરીમાંથી જ ઉત્પન્ન થાય છે એનો આપણે હળવામાં હળવો વિચાર અત્રે કરેલો છે.

અત્યારના મૂડીદારોએ ધન ઉત્પન્ન કરવાના ઉપરોક્ત બે સાધનો કબજે કરેલાં છે—આ જ શોષણક્રિયાની પાપી પ્રથાથી. આ બે સાધન પ્રજા સમસ્તની મિલકત થઈ જાય એટલે મજૂર પોતાનું હકનું સ્થાન પ્રાપ્ત કરી લે. માટે માર્ક્સે ઘોષણા કરી કહ્યું કે ખાનગી મિલકતને—જે ખાનગી મિલકતથી ગુલામીની પરંપરા ઉત્પન્ન થાય છે તેને—દફનાવી દો, એને સમાજની મિલકત બનાવો અને સામાજિક હિત માટે વાપરો.

ક્રોપોટકિન જે સ્વૈરવાદનો મોટો હિમાયતી છે તે તો આપણને આંકડાઓથી બતાવે છે કે જો આજની સ્વાર્થી મૂડી સામાજિક બની જાય તો મનુષ્યને પોતાનાં સુખસગવડનાં સાધન ઉત્પન્ન કરવા અને સુખી જીંદગી ગાળવા માટે આજના વિજળીના યુગમાં દરરોજ બે કલાક મજૂરી ભાગ્યે જ કરવી પડે. કુદરતની રિદ્ધિસિદ્ધિ આજે મોટા પેટવાળો મૂડીદાર પચાવી પડયો છે તેથી આધુનિક યુગના અનેકવિધ સાધનો હોવા છતા કાપડ ઉત્પન્ન કરતો મજૂર પહેરવાને કાપડ પામતો નથી, કોલસાની ખાણમાં પુરાઇ રહેતો મજૂર ઠંડી સામે રક્ષણ મેળવવા કોલસા પામતો નથી, બિચારો આખો દિવસ પરસેવો ઉતારતો ખેડૂત ધાન પામતો નથી. કેટલો અન્યાય! અને એમાંથી બચવાને માત્ર ખેડૂત અને મજૂરની જાગૃતિ એ કેટલો સાચો ઉપાય!

આ નવા વિચારની અસર આર્થિક રીતે પણ અનેક ગણી છે. આજે માત્ર જાહેર ખબરે અને નવી ફેન્સી જરૂરિયાતો પેદા કરવા અને સંતોષવા ઢગલાબંધ માલ ઉત્પન્ન થાય છે. હવે જાહેર ખબરમાં વેડફાતી પ્રાણશક્તિ બચશે અને આડે રસ્તે આકાંક્ષાઓ નહિ વળે. વળી દરિદ્રાણે સીધે જોઇએ તે કરતા વધુ માલ પેદા થાય છે અને ખડકાય છે. પરિણામે અર્થશાસ્ત્રીઓ કહે છે તે મુજબ દશ દશ વર્ષે કે વખતે વખતે 'Crisis' આવે છે અને બધું કડડભૂસ પડી જાય છે. આ નવી ભાવના સમજાય તો માલ ઉત્પન્ન કરવામાં કાંઈક સંકલના અને સંયમ પળાય. અત્યારે માલ ઉત્પન્ન કરતાં મનુષ્યકલ્યાણનો વિચાર ભાગ્યે જ થાય છે. આ નવી ભાવના સમજાય તો એ વિચાર પ્રધાનપદે આવીને બેસે. ધન

* અમદાવાદ મજૂર મહાજનના ૧૯૨૮ની સાલના અહેવાલનું પાનું ૨૧ જુઓ.

એકઠું કરવાની લોલુપતામાં પ્રજાનું અહિત ન થાય. સમાજમાં ધનની અન્યાયી વહેંચણી બધે છે તે અસમાનતાઓ અને અન્યાયો સદંતર નાશ પામે. દરેક માણસને પોતાની શક્તિઓ અજમાવવાનો અને મનુષ્યત્વના વિકાસનો સુઅવસર મળે. પ્રજાનો સર્વોદય થાય.

નવી સામ્યવાદી રચના કેવી હશે? ભાવિ સમાજનાં સ્વપ્નાં સેવવા કરતાં આની કલ્પના માટે તો આપણે આધુનિક રશિયા તરફ જ નજર નાખવી જોઇએ.* માર્ક્સે જે સિદ્ધાંતો પ્રતિપાદન કર્યા તેને મૂર્તિમંત સ્વરૂપ આપનાર લેનીન. આધુનિક રશિયાની પ્રાણપ્રતિષ્ઠા એણે કરી છે. આપણને જો માર્ક્સના સિદ્ધાંતો ગળે ઊતર્યા હોય તો આજે રશિયા સફળ થયું છે કે નિષ્ફળ એ પ્રશ્ન મુઝવનારો નહિ થઈ પડે. માર્ક્સના સામ્યવાદનાં ત્રણ મહત્ત્વના તત્ત્વો વિષે અનેક વિચારકોએ જુદો જુદો અને સમગ્ર રીતે વિચાર કર્યો છે અને ઘણું ઝીણું કાંત્યું છે. માર્ક્સનું ઐતિહાસિક દર્શન એકાંગી છે એમ કહેવાયું છે, ઇતિહાસમાં માત્ર વર્ગ વિરોધ નથી તેમ હજી પણ સમાજમાં બે પરસ્પર વિરોધી સ્પષ્ટ વર્ગો નથી પડયા અને માર્ક્સની એ ભવિષ્યવાણી ખોટી પડી છે એમ કહેવાયું છે, માર્ક્સનો શોષણક્રિયાનો સિદ્ધાંત ત્રુટીઓવાળો છે એમ કહેવાયું છે, પણ માર્ક્સની આખી વિચારમાળા છેવટે તો અખંડ અને અબાધિત રહેલી છે. એનું તત્ત્વ એના અનુગામીઓએ કબૂલ રાખ્યું છે, સમાજ પર શાસન ચલાવનાર વર્ગ એને નમ્યો છે, દરેક દેશના કાયદાએ એને થોડે ઘણે અંશે સ્વીકારી ખંડણી આપી છે, અને કરોડો દુખી અને અસહાય ખેડૂત અને મજૂરોને એમાં પોતાનો તરણોપાય જડયો છે. ભાવિ ગમે તેવું હોય પણ આજની સામાજિક અસમાનતાઓ જેને ડંખતી હશે, ગરીબની ખાંધે આપણે ચઢીને બેઠા છીએ એનો અંતરનો ઘા વાગ્યો હશે તે તો આ અન્યાયો અને અસમાનતાઓ તોડી નાખવાના ધર્મયુદ્ધમાં લાખો ખેડૂતો અને મજૂરોને સાથ આપશે અને એમની જંજીરો તૂટશે ત્યારે કોણ કયું સ્થાન લેશે એ પ્રશ્ન મુંઝવશે નહિ. ગાંધીજીની સ્વરાજની સેનાના સૈનિક તરીકે આ જ દિશામાં આપણે કૂચકદમ કરીએ છીએ એની તમે ખાતરી રાખજો.×

જીવણલાલ ક. ચાંપાનેરીઆ

---

* વ્યાખ્યાનનો આ બીજો ભાગ અત્રે આપ્યો નથી.

× બોરસદ સાહિત્ય સભા સમક્ષ અપાયેલા વ્યાખ્યાનની નોંધ ઉપરથી.

# કાઠિયાવાડી બોલી*

૬

વર્તમાનકાળ પહેલા પુરુષ એકવચનનો ' આ ' પ્રત્યય.

' ભણુતી છા રે કાનજી કારા ' લોકગીત.

' કાંઈ ભણ્યા ? ' વગેરે આયરની બોલીમા આ પ્રત્યય દેખાય છે. આનો વપરાશ હવે તો સાવ ઘસાઇ ગયો છે, માત્ર ભરવાડ, આયર વગેરેમાં એ સંભળાય છે.

સિંધી અને પંજાબીમા પણ વર્તમાન પહેલા પુ. એક.-માં આ પ્રત્યય છે.[1]

આ પ્રત્યયની પ્રક્રિયા તપાસીએ.

રા. ઝવેરચંદ મેઘાણી એક જગ્યાએ ' સા ' પ્રત્યય ગણાવે છે તે ભ્રમમૂલક છે. અને તદ્દન અશાસ્ત્રીય રીતે ' ભણે ' ' હું કહું છુ ' વગેરેમાથી ઉતપત્તિની અટકળ કરે છે.[2] ડૉ. ટ્રમ્પ આ પ્રત્યયને પ્રાકૃત પ્રથમ પુ. એકવચનના **મિ** ની સાથે સંબંધ છે એમ જણાવે છે. વધુ ચર્ચા તેમણે નથી કરી[3] બીમ્સ જરા વધુ કલ્પના દોડાવે છે. તેના ધારવા મુજબ **संचलामि** નું મૃદુ રૂપ **चलांइ** થયા પછી તેમાથી આ ' ચલા ' આવે. તેનું એમ કહેવું છે કે આમા બીજલાઘવ પણ છે કારણ આથી તે પાંચ ભાષાનાં રૂપો ( મરાઠી અને ઓરીય **चलें**.—જે ઉપર લખેલ ' ભણે 'ની સાથે એકરૂપ છે; બંગાળી **चालि**; અને પંજાબી અને સિંધી **चलां** ) સમજાવે છે. આ કલ્પના આમ સબળ લાગે છે; માત્ર એક જ વિઘ્ન તેમાં દેખાય છે તેણે સ્વીકારેલ કાલ્પનિક **चलांइ** રૂપ કોઇ પણ પ્રાકૃત વૈયાકરણે નોંધ્યું નથી. વપરાશમા જો આ રૂપ હોય તો તો તેમની સમજુતી સ્વીકારવામાં કશી જ અડચણ નથી. પરંતુ દુર્ભાગ્યે આ રૂપની નોંધ પ્રાકૃત વ્યાકરણોમાં ક્યાંય નથી લેવાઈ એટલે તે રૂપને તેની કલ્પના સિવાય, બીજો કશો પણ આધાર નથી.

પરંતુ એક બીજી ચર્ચામાથી જ આની કૂંચી મળે તેમ છે. બીમ્સ લખે છે કે રજપુતાનાની બોલીઓમા પ્રથમ પુ. બહુવચનનું રૂપ ' ચલા ' થાય છે.[4] આનું અવતરણ તે સં **चलामः** પ્રા. **चलामु** ઉપરથી **चलांउ** કાલ્પનિક રૂપ લઇને આપે છે. અહીં પણ **चलांउ** ક્યાંય પ્રાકૃતમાં નથી મળતું. પરંતુ બીમ્સે જો વધુ તપાસ કરી અપભ્રંશની પ્રક્રિયા તપાસી હોત તો આનો નીકાલ થઈ જાત. અપભ્રંશમાં વર્તમાન પ્રથમ પુ. એકવચન માટે **उं** પ્રત્યય છે, એટલે રૂપ **मणउं** કે **चलउं** થાય. તેમ જ બહુવચનમા **हुं** પ્રત્યય છે જેથી રૂપ

---

* આ લેખના આગલા બે હપ્તા માટે જુઓ પ્રસ્થાન પુ. ૯ પૃ. ૧૯૨, ૨૧૧.

પૃ. ૨૧૧ થી શરૂ થતા હપ્તામા ૩-૪-૫ વિભાગનો સમાવેશ થઈ ગયો છે.

૧ જુઓ: ડૉ. ટ્રમ્પનું સિંધી વ્યાકરણ પૃ. ૨૮૧-૨૮૫ તથા બીમ્સ પૃ. ૧૦૨.

૨ જુઓ: સૌરાષ્ટ્રની રસધાર પૃ. ૧૪

૩ જુઓ: બીમ્સ પૃ ૧૦૫

૪ બીમ્સ પૃ. ૧૦૫. ડૉ ગ્રીઅર્સન પણ રાજસ્થાની ચારે બોલીઓમા આ ' આ ' પ્રત્યય બતાવે
D. L. S. Vol. IX Part II p. 11.

ચલહું થાય, જેમાંથી ચલડું થતાં વખત ન લાગે કારણ હ નો લોપ ઘણી વાર થતો. આ બન્નેમાં સસ્કૃતમાં જેમ વિકરણ અ પહેલા પુરુષમા લંબાય છે તેમ લંબાય એટલું ધારીએ તો બધું સરળ થઇ રહે. અહીં પણ કલ્પના તો આવે છે. પરંતુ કલ્પનાથી કૂદાવવાનો પ્રદેશ ટૂંકો–ઘણો ટૂંકો બની રહે. चलउ ઉપરથી પરબારૂં પણ 'ચલાં' આવી શકે. અંતિમ ઉ, ઊડી જતાં પાત્યને લંબાવી અનુસ્વાર ત્યાં ઢળે એમ બને આથી પણ 'ચલાં' થઇ શકે.

૭

વિવૃત એ અને ઓ નો અભાવ.

બીજી બધી આર્ય હિંદી ભાષાઓ કરતાં, ગુજરાતી અને મારવાડી ભાષાંમાં એ અને ઓના વિવૃત ઉચ્ચારનું જે તત્ત્વ છે તે તદ્દન નીરાળું છે. ગુજરાતીમાં આ વિવૃત ઉચ્ચારનાં અસ્તિત્વ વિશે ઘણા વિદ્વાનો[1] એકમત છે. અને આ ઉત્સર્ગની વિસ્તૃત ચર્ચા મુ. નરસિંહરાવભાઇએ પોતાનાં ભાષણોમા કરી છે.[2] આ વિવૃત ઉચ્ચાર ગુજરાતી ભાષામા છે તેમા ના નહિ; પણ એમ લાગે છે કે ગુજરાતી ભાષાની વાત કરવી હોય ત્યારે આ વિવૃત ઉચ્ચારનો ઉત્સર્ગ ભાષામા વિકલ્પે પ્રવર્તે છે એમ જ કહેવું જોઇએ. કારણ કાઠિયાવાડમાં હાલાર અને સોરઠમાં આ ઉચ્ચાર નથી સંભળાતો. જામનગર, રાજકોટ, જુનાગઢ, વેરાવળ વગેરે સ્થળના લોકોના ઉચ્ચારમા આ તત્ત્વ નથી જ. આનું એક સબળ પ્રમાણ એ છે કે તે ભાગના વિદ્યાર્થીઓ જ્યારે અંગ્રેજી ભણવાની શરૂઆત કરે છે ત્યારે અંગ્રેજી ભાષાના વિવૃત ઉચ્ચારોને બદલે, હંમેશ સાકડા ઉચ્ચાર કરે છે. આ મુશ્કેલી કાઠિયાવાડના તે ભાગના દરેક શિક્ષકે અનુભવેલી હોય છે. ભાવનગર અને ઝાલાવાડમા આ વિવૃત તત્ત્વ દેખાય છે, અને રાજકોટમા ભણતા એકાદ ભાવનગરી ભાઇના ચોપડીના વિવૃત ઉચ્ચાર તરફ હસતાં હાલારીઓ જોયા છે. એટલે વિવૃત એ અને ઓ નો અભાવ હાલાર અને સોરઠની બોલીનું વિશિષ્ટ તત્ત્વ ગણાય.

હવે ગુજરાતી ભાષાના બંધારણમા, આવો વિકલ્પે થતો ઉચ્ચાર ભાષાશાસ્ત્રના નિયમને અનુસરે છે કે નહિ તે તપાસીએ. આ વિવૃત એ અને ઓ ગુજરાતી તેમ જ મારવાડીમાં ઊતરી આવ્યા તેની પછવાડે રહેલી અસરનું પૃથક્કરણ મુ. નરસિંહરાવભાઇએ પોતાની તે ચર્ચામાં આમ કર્યું છે. એક દાખલો લેવાથી વધુ સરળ થશે.

જ્યાં 'બેસે'ના 'બે'નો ઉચ્ચાર વિવૃત છે તે સ્થિતિનું અવતરણ રા. નરસિંહરાવભાઈ આમ સૂચવે છેઃ

उपविशति=उवविसइ उवइसइ बइसइ=બેસે

તેવી જ રીતે

'કાણ'ના વિવૃત ઉચ્ચારણનું અવતરણ આમ છેઃ कः पुनः=क उण कवण=કાણ.

આ બન્ને દાખલામાં તેમના મત પ્રમાણે, અન્તર્ગત 'અઇ' કે 'અઉ' આ વિકારમાં પહેલાં 'અય' અને 'અવ' પ્રતિ સંપ્રસારણને લીધે થાય છે, અને પછી તેમાંથી વિવૃત એ અને ઓ થાય છે.

અહીં આ અવતરણ વિશે કશું જ કહેવાનું નથી, પરંતુ આ બન્ને શબ્દોનો સાંકડો

૧ રા. નરસિંહરાવભાઈ, ડૉ. ટેસીટોરી, સ્વ. મનસુખલાલ શાસ્ત્રી, કવિ નર્મદાશંકર, રા. કેશવલાલભાઈ, સ્વ. નવલરામભાઇ, સર જ્યોર્જ ગ્રીઅર્સન, બીમ્સ, ડૉ. સર ભાંડારકર. (આ હકીકત રા. નરસિંહરાવભાઇનાં ભાષણોમાંથી જ લીધી છે.

૨ જુઓ Gujarati Language and Literature vol. 1, pp. 125–56.

# સમુદ્રને

અગાધ છુ  અપાર છું અતર્ક્ય અંતરાત્મવાન્
પ્રપૂર્ણ શક્તિમાન તું પ્રસન્ન ભવ્ય ને મહાન્
સદા વિશાળ સાર શાન્ત ને કદાચ રૂદ્ર તું
અનેક અર્ધ્ય સ્થાન ને નિદાન છે સમુદ્ર તું.
રવિ તણા અપૂર્વ તેજ પૂર આ ઝરી રહ્યા
ઉરે અહીં છતાય તેમની નથી તને સ્પૃહા
પ્રતાપ પુંજ હોય તોય ડારનાર કો તને
અગાધ સત્ય ગાનમસ્ત એકલા સમુદ્રને!
પરંતુ એ હિમાંશુ આવી રાચતો નભે જ્યહાં
પ્રસન્ન મસ્ત વારિધીય નાચતો હસે ત્યહાં
પિયૂષ પૂર્ણ મિત્રની ન પ્રાપ્તિ કો વધાવશે
પરંતુ હર્ષ વ્યક્તિમાં સમુદ્ર તુલ્ય કો થશે.
સદાય પૃથ્વી સાથ યુદ્ધ ચાલતું રહ્યું તને
મટાડી માટીને બધું રસે ભર્યું. કર્યું ગમે
પ્રચંડ કો તરંગથી શિલાતલો ઉડાડીને
કરી દઈ ચુરેચુરા ઘણાકને ડુબાડીને,
સ્વરાજ્ય સ્થાપનાર સર્વ કામને દિશા વિષે
ઉથાપનાર કોઈ ઉપ્રશાસનો? કશા મિષે!
ઉભું રહે શું પૂર્ણ સામું જોર કોઈ ક્ષુદ્રનું
ખરેખરો જણાય એક નાથ આ સમુદ્ર તું.
કદાચ કોપની છટા મુખાકૃતિ પરે તરે
કદાપિ ક્ષોભ પામનાર વારિધિ ન અંતરે
કરે કદાચ વિશ્વદોષ ક્રૂર દૃષ્ટિ શાસન
રસાળ અંતરે ન ક્રોધ પ્હોંચશે કદાચન.
તુંથી જ કોટિ નાવ ચાલતાં જણાય તે છતાં
ન કાર્ય લેપ તેમના તને જણાય સ્પર્શતા
સદાય મસ્ત બાળ શો વિશાળ તું રમ્યા કરે
હસી તરંગ મ્હાલતા અગમ્ય-કોતરો પરે:
વિશાળ જ્ઞાન છે ન તો શું જાણું તુ વિશાળને
રસજ્ઞ ના પૂરેપુરો હું જાણું શું રસાળને
પરંતુ એક વાત અંતરે અહીં રહ્યો જ છું
[illegible] જુદો છું જ છું જ એકલો સમુદ્ર તું.

સવાઈલાલ પંડ્યા

આમાં ન સમજાવાય તેવું કંઈ જ નથી. ભવિષ્યકાળમા તળ ગુજરાતીમા પણ, બીજા પુરુષ બન્ને વચનો તથા ત્રીજા પુરુષ બન્ને વચનોમા 'હ' નથી. આ જ પ્રક્રિયા ઉપર ભાર મૂકાઇને પણ આ 'હ' ઉડાડાયો હોય.

૯

વ્યંજન પછી આવતા 'હ' નો લઘુ પ્રયત્ન યકાર નથી થતો.

તળ ગુજરાતીમાં વ્યંજન પછી આવતા 'હ' નો લઘુપ્રયત્ન યકાર થાય છે.

**अक्खि = अक्खो = આખ્ય**[1]

એવી જ રીતે ગાઠ્ય, રીત્ય, જાત્ય, લાવ્ય, બોલ્ય વગેરે. પણ આવી દરેક જગ્યાએ સુરતીઓની પેઠે કાઠિયાવાડીઓ પણ આંખ, ગાઠ, રીત, જાત, લાવ, બોલ વગેરે વાપરે છે. આમાં બોલનારનુ વલણ 'હ' નો લોપ કરવાનું જ રહે છે. 'હ' કે 'ઉ' નો લોપ કરવાની વૃત્તિ માટે ગુજરાતીઓ કંઈ ઓછા જાણીતા નથી.

પરંતુ કાઠિયાવાડમા આ લઘુ પ્રયત્ન યકારનો બહિષ્કાર કરવાની વૃત્તિ કંઇક તીવ્ર લાગે છે. મૂળ ભૂતકૃદંતમાથી ઊતરી આવેલા રૂપો જે આજે ભૂતકાળના રૂપો તરીકે વપરાય છે તેમા પણ કેટલાક કાઠિયાવાડીઓ યકાર નથી વાપરતા. 'લાવ્યો', 'બોલ્યો' ને બદલે 'લાવો', 'બોલો' કહેનારા સાંભળ્યા છે. તેમ જ 'પાક્યું' 'વાગ્યું' ને બદલે 'પાકું' 'વાગું' કહેનાર પણ છે. મેઘાણીએ 'ગયો' ને બદલે 'ગો' નો પ્રયોગ નોંધ્યો છે.[2] 'પાકું' 'વાગું' મા તો હજી ય દાખલ કરવા જેટલે પણ કાઠિયાવાડીઓ નથી પહોચ્યા.

પરંતુ આ લઘુપ્રયત્ન યકારના વિચારથી વધુ તોફાન મચ્યું છે. ઝાલાવાડ, સોરઠ વગેરે ભાગોમાં, ઘણીવાર એમ કહેવાય છે કે આ લઘુપ્રયત્ન યકાર છે. સર જ્યોર્જ ગ્રીઅર્સન લાવ્ય, આવ્ય વગેરે જોડણી આપે છે.[3] રા. મેઘાણી પણ ઘણીવાર આવી જોડણી વાપરે છે.[4] અહીં એમ કહેવાનો આશય નથી કે આ લઘુપ્રયત્ન યકાર આ ભાગમા તદ્દન નથી વપરાતો પણ એટલું જ સ્પષ્ટ કરવાનો હેતુ છે કે તેનો વપરાશ બહુ જ મર્યાદિત છે. ખરી રીતે સર ગ્રીઅર્સન વગેરેએ આપેલી જોડણીવાળા 'આવ્ય' 'લાવ્ય' ના ઉચ્ચાર 'આઇવિ' 'લાઇવિ' જ થાય છે. અને આ રૂપો કંઈ ન સમજાવી શકાય તેવા નથી.

સમાપ્ત

ડોલરરાય રંગીલદાસ માંકડ

---

૧ જુઓ S. LL.

૨. રસધાર પૃ. ૧૪.

૩. L. S. vol. IX Part II p. 427.

૪. જુઓ

'કોઈ બીજુ હાથ્યે છે?'—દાદાજીની વાતો-વીરોજી. પૃ. ૬૫.

અહીં બોલવામા 'હાઇરે' જ વપરાય છે.

'હવે ધુપ લાવ્ય, દીપ લાવ્ય'—કંકાવટી. પૃ. ૯૨.

'ઉઠય બેટા' સૌરાષ્ટ્રની રસધાર ભા. ૩.

આ બધા દાખલામા કા તો યકાર બોલાતો જ નથી અને તેને બદલે, પ્રતિસંપ્રસારણ તથા વર્ણવ્યત્યયથી (metathesis) આવેલા 'ઇ' વપરાય છે અને કા તો (બહુ જ જુજ દાખલામાં) જ્યાં લઘુપ્રયત્ન યકાર વપરાય છે ત્યાં તે અંત્યાક્ષરની પહેલા બોલાય છે. બોલવાનાં આ જ વલણને લીધે અમુક ભાગોમા આવ્યો, લાવ્યો ને બદલે 'આઇવો' 'લાઇવો' બોલાય છે. સર જ્યોર્જ ગ્રીઅર્સને સુરતી બોલીમા માર્યો ને બદલે માયરો અને માઇરો બોલાય છે તે નોંધ્યું છે.

# સમુદ્રને

નારાચવૃત્ત :

અગાધ છુ અપાર છું અતર્ક્ય અંતરાત્મવાન
પ્રપૂર્ણ શક્તિમાન તું પ્રસન્ન ભવ્ય ને મહાન
સદા વિશાળ સાર શાન્ત ને કદાચ રૂદ્ર તું
અનેક અર્ધ્ય સ્થાન ને નિદાન છે સમુદ્ર તું.
રવિ તણા અપૂર્વ તેજ પૂર આ ઝરી રહ્યા
ઉરે ભર્યા છતાંય તેમની નથી તને સ્પૃહા
પ્રતાપ પુંજ હોય તોય ડારનાર કો તને
અગાધ સત્ય ગાનમસ્ત એકલા સમુદ્રને!
પરંતુ એ હિમાંશુ આવી રાચતો નભે જ્યહાં
પ્રસન્ન મસ્ત વારિધીય નાચતો હસે ત્યહાં
વિપુલ પૂર્ણ મિત્રની ન પ્રાપ્તિ કો વધાવશે
પરંતુ હર્ષ વ્યક્તિમા સમુદ્ર તુલ્ય કો થશે.
સદાય પૃથ્વી સાથ યુદ્ધ ચાલતું રહ્યું તને
ઝટાકી માટીને બધું રસે ભર્યું. કર્યું ગમે
પ્રચંડ કો તરંગથી શિલાતલો ઉડાડીને
કરી દઈ ચુરેચુરા ઘણાકને ખુડાડીને,
સ્વરાજ્ય સ્થાપનાર સર્વ કામને દિશા વિષે
ઉથાપનાર કોઈ ઉચ્છ્વાસનો? કશા મિષે!
ઉશુ રહે શું પૂર્ણ સામું જોર કોઈ ક્ષુદ્રનું
ખરેખરો જણાય એક નાથ ઓ સમુદ્ર તું.
કદાચ કોપની છટા મુખાકૃતિ પરે તરે
કદાપિ ક્ષોભ પામનાર વારિધિ ન અંતરે
કરે કદાચ વિશ્વદીપ ક્રૂર દૃષ્ટિ શાસન
રસાળ અંતરે ન ક્રોધ પ્હોંચશે કદાચન.
તુંથી જ કોટિ નાવ ચાલતાં જણાય તે છતાં
ન કાર્ય ભેપ તેમના તને જણાય સ્પર્શતા
સદાય મસ્ત બાળ શો વિશાળ તું રમ્યા કરે
હસી તરંગ મ્હાલતા અગમ્ય. કોતરો પરે.
વિશાળ જ્ઞાન છે ન તો શું જાણું હું વિશાળને
રસજ્ઞ ના પૂરેપૂરો હું જાણું શું રસાળને
પરંતુ એક વાત અંતરે ભરી રહ્યો જ છું
તું છું જ છું જ છું જ છું જ એકલો સમુદ્ર તું.

સવાઈલાલ પંડ્યા

# શ્રમજીવન અને મનોવિજ્ઞાન

આજે ઘણાખરા ઉદ્યોગોમાં યંત્રોનો ઉપયોગ થવા લાગ્યો છે તેથી મજૂરો અને કારીગરોના માનસિક જીવનનું મૂલ્ય ઓછુ મનાવા લાગ્યું છે, એટલુ જ નહિ પણ મજૂર કે કારીગરની કિંમત યંત્રો સાથેની તુલનાપૂર્વક અંકાવા લાગી છે; યંત્રોથી તેમની માનસિક કાર્યશક્તિનો ઉપયોગ ભલે ઘટયો હોય, પરંતુ મજૂરો કે કારીગરો, સ્થૂળ કાર્ય નીપજાવનારાં અને મનસ્ વિનાનાં જીવતા યંત્રો હોય છે, એ સમજ જ્યા સુધી પૂરી રીતે દૂર નહિ થાય, ત્યાંસુધી ઉદ્યોગોની આબાદી કે ખીલવણી થવાની નથી અને ઉદ્યોગોના કારખાના અસંતુષ્ટ મજૂરોની હડતાળો, કલહો, કે મૂડીવાદ વિરુદ્ધના પોકારો રૂપી ઉપદ્રવોથી મુક્ત થવાના નથી. આ કારણથી શ્રમજીવનને પણ મનોવિજ્ઞાનની દૃષ્ટિએ જોવું જોઇએ એવી સમજ છેલ્લાં થોડા વર્ષોથી યુરોપ–અમેરિકામા પ્રસરવા લાગી છે. એ મનોવિજ્ઞાન હવે શાસ્ત્રનું રૂપ લેતું જાય છે અને એ દિશામા વધુ ને વધુ સંશોધનો પણ થતાં જાય છે. આપણા દેશમા એ મનોવિજ્ઞાનનું શાસ્ત્ર મૌલિક સંશોધનોથી આગળ વધતું નથી, પરન્તુ પશ્ચિમના અનુકરણરૂપે છૂટક–છૂટક પ્રયોગોથી તેનો અનુભવ લેવામાં આવતો રહે છે.

ઘોડાને ચાબૂક મારીને કે તેના મ્હોં આગળ ચંદીની ટોપલી ધરી તેને લલચાવીને ઉતાવળે ચલાવનારનો એવો અનુભવ સાધારણ છે કે તેથી ઘોડો ઉતાવળો ચાલે છે ખરો, પરન્તુ તે થોડા વખતને માટે જ. તેની ગતિ પુનઃ ધીમી થઇ જતા વાર લાગતી નથી. ઉદ્યોગનાં કારખાનાઓના માલેકો કિંવા વ્યવસ્થાપકો ઘણીવાર મજૂરો, કારકુનો કે કારીગરોની સાથે કામ લેતા આ અનુભવનો પાઠ ભૂલી જાય છે. તેઓ એમ સમજે છે કે માણસોં પાસેથી વધારે કામ લેવા માટે તેમના મનમાં ક્ષોભ ઉપજાવવો જોઇએ. આ હેતુથી તેઓ માણસોને પગારમા કાઇક વધારો આપે છે, વર્ષે દહાડે ભેટ–ઇનામ કે 'બોનસ' આપે છે અને કાં તો લુખ્ખી મમતા કે કારણરહિત ઠપકાના શબ્દોથી અથવા નોકરીમાંથી કાઢી મૂકવાની ધમકીથી તેમના મનમા અનુકૂળ કિંવા પ્રતિકૂળ ક્ષોભ ઉપજાવે છે. આ ક્ષોભથી જરૂર કામ વધારે ઉત્પન્ન થાય છે, પરંતુ તે થોડા વખત માટે જ; એ ક્ષોભની અસર લાંબો સમય ટકતી નથી. મજૂરો કે કારીગરો ઓછું કામ આપે છે તેનાં કારણો ઘણા હોય છે; કેટલાંક કારણો સ્થૂળ પ્રકારનાં અને કેટલાંક કારણો સૂક્ષ્મ પ્રકારના હોય છે; પરન્તુ તે કારણોનું કાયમી નિવારણ, ઉપર જણાવેલી રીતે તેમના મનમાં અનુકૂળ કે પ્રતિકૂળ ક્ષોભ નીપજાવવાથી થતું નથી. એવા કેટલાક દાખલા મળી શકે છે કે જેમા ઇનામ કે બોનસની લાલચથી કિંવા દંડ કે બરતરફીના ભયથી કામની નીપજમાં વધારો થયો હોય, પરન્તુ મનોવિજ્ઞાનશાસ્ત્રીઓએ પોતાની જુદી જુદી શોધો અને તપાસને આધારે એવું નક્કી કર્યું છે કે કામનો એવો વધારો લાંબો વખત ટકી શકતો નથી અને એ ક્ષોભની અસર ઓછી કે નાબૂદ થતા પાછું કામ શિથિલતા પકડે છે અને નવા ક્ષોભની જરૂરત સ્પષ્ટ દેખાઇ આવે છે.*

---

× Mr. Charles S. Myers

જે કારખાનાઓના મજૂરોને પેટપૂરતું ખાવાનું ન મળતું હોય અર્થાત્ તેમને પૂરતી રોજી ન મળતી હોય તેમની શારીરિક શક્તિ ઓછી હોય અને કામ કરવાનો ઉત્સાહ તેમને ઓછો સ્ફુરતો હોય તે વિષે વિવેચન કરવાની અગત્ય જ રહેતી નથી. વળી જે કારખાનાંઓમાં હવાની આવજા ઓછી હોય, અજવાળું ઓછુ હોય, વ્યવસ્થા બરાબર ન હોય, કાચો માલ પૂરતો અને વેળાસર મળતો ન હોય, થોડા કામે મજૂરોને વધુ થાક લાગી જતો હોય, અને મજૂરોને પૂરતો આરામ મળતો ન હોય, ત્યા મજૂરોનું કામ પ્રમાણ કરતાં ઓછું નીપજતું હોય તેમા નવાઇ નથી. એ બધા કામ ઓછું નીપજવાનાં બાહ્ય અથવા સ્થૂળ કારણો છે. એ સ્થૂળ કારણો ઓછાં કરવા તરફ કારખાનાના માલેકો અને વ્યવસ્થાપકોનું ધ્યાન પહેલું ખેંચાય છે, પરન્તુ સૂક્ષ્મ કારણો તરફ તેમનું ધ્યાન ભાગ્યે જ ખેંચાય છે. એ સૂક્ષ્મ કારણો શોધવા માટે મનોવિજ્ઞાનના સિદ્ધાન્તો લક્ષમાં લેવા જોઇએ અને એ કારણો શોધાયા પછી તેની ચિકિત્સા પણ એ જ સિદ્ધાન્તોને આધારે કરવી જોઇએ

આ યંત્રયુગમા યંત્રોના લાભો ગમે તેટલા થયા હોય, પણ એક ગેરલાભ તો બહુ મોટો થયો છે અને તે એ કે પ્રત્યેક કારખાનાની પ્રત્યેક કાર્યશાળામાં કામનું એકરંગીપણું જ બહુધા જોવામા આવે છે. ત્યા કાર્યની વિવિધતા હોતી નથી. એક દેશી વણકર સૂતર ઉકેલવાથી માંડીને કાપડ તૈયાર કરતા સુધીનાં બધા કાર્યો એક પછી એક પોતાને હાથે કરે છે. સૂતર પલાળવાનુ, તેને કાંજી ચડાવવાનુ, તેનો તાણો-વાણો તૈયાર કરવાનું, તેને શાળ પર ચડાવીને વણવાનું અને તેમા કીનારીના રંગીન તારો મૂકવાનું: એ બધુ કાર્ય તે પોતાને હાથે કરે છે, તેથી તેને પોતાનું કાર્ય વિવિધતાવાળું અને રસદાયક લાગે છે. કાપડની મિલોમાં કામ કરનારાઓને આ વિવિધતા મળવાનો સંભવ જ હોતો નથી. યંત્રો પોતાનું કાર્ય એકસરખી રીતે કર્યે જાય છે અને આ જીવતા યંત્રો-મજૂરો પોતાનું એકરંગી કાર્ય સવારથી સાંજ સુધી, પહેલી તારીખથી એકત્રીસમી તારીખ સુધી અને જાન્યુઆરીથી ડિસેમ્બર સુધી કર્યે જ જાય છે. કાર્યના એકરંગીપણાથી તેમને નીરસતાનો જે અનુભવ થાય તેની વાત આપણે એક બાજુએ રાખીએ, તોપણ ઉદ્યોગની દૃષ્ટિએ કાર્યનું નીરસ એકરંગીપણું કામનું પૂરતું પ્રમાણ નીપજાવવામા વિઘ્નરૂપ બને છે. એક દાખલો જોઇએ. એક કારખાનામાં પતરાના દાબડાઓમાં પ્રવાહી પદાર્થો ભરવાનું કામ કેટલીક છોકરીઓ કરતી હતી. તેઓ ખાલી દાબડાઓ એક ઓરડામાથી લઇ આવતી, તેમા તેઓ પ્રવાહી પદાર્થો ભરતી, ઉપર ઢાંકણા લગાવતી, લેબલો ચોડતી, પછી તે દાબડાઓને તેઓ બીજા ઓરડામા પહોચાડતી. વ્યવસ્થાપકને લાગ્યું કે ખાલી દાબડા લાવવામા અને ભરેલા દાબડા લઇ જવામાં એ છોકરીઓનો કેટલોક વખત નકામો જતો હતો. તેણે દાબડા લાવવા-લઇ જવા માટે બીજી નાની છોકરીઓને કામે રાખી અને મોટી છોકરીઓની નાની-નાની ટુકડીઓ પાડીને દરેક ટુકડીને જુદું જુદું પણ એક જ પ્રકારનું કામ સોપ્યું, એક ટુકડી પદાર્થ ભરે, બીજી ટુકડી ઢાંકણા વાસે, ત્રીજી ટુકડી લેબલ લગાવે ઇત્યાદિ. વ્યવસ્થાપકની ગણતરી એવી હતી કે દરેક ટુકડીને એક જ પ્રકારનું કામ કરવાનું હોવાથી નકામો વખત નહિ જાય અને કામ વધારે નીપજશે. આથી થોડો વખત કામ વધારે નીપજ્યું પણ ખરૂં, પરન્તુ પછી તે ઘટવા લાગ્યુ અને એટલું ઘટી ગયું કે પહેલા જેટલું કામ પણ નીપજવા લાગ્યું નહિ. આનું કારણ એ હતું કે કાર્યના એકરંગીપણાથી કામ કરનારી છોકરીઓનો રસ ઘટ્યો હતો. એકરંગી કામ ઉપર ધ્યાન લગાવી રાખવાનું હોવાથી તેમને થોડી વારમાં કંટાળો-

માનસિક થાક લાગી જતો હતો અને શરીર તથા અવયવોની વિધવિધ ગતિ અટકી જવાથી તેમના જ્ઞાનતંતુઓ ઉપર પ્રમાણથી વધારે બોજો પડતો હતો.* આ યંત્રયુગમાં ટાંકણી બનાવવાની પેઠે દરેક નાનું-નાનું કાર્ય એકધારી રીતે જુદાં જુદાં ખાતાંઓમાં થાય અને તેથી વધારે કામ નીપજે એ સિદ્ધાંત ખરો હોવા છતાં તેમાં કામ કરનારાં માનવીઓની કાર્યક્ષમતાની અને તેમની માનવતાની દૃષ્ટિથી જોતા તેમને માટે કાર્યની વિવિધતાની જરૂર હોય છે. એક કારખાનાની દરેકોઈ કાર્યશાળામા એક ચતુર વ્યવસ્થાપક આવી વિવિધતા યોજી શકે છે. પોતાને ઘેર રોજ ૧૨-૧૪ કલાક કે તેથી પણ વધુ વખત કામ કરનાર ઉલ્લાસવંત વણકર અને મિલોમા ૧૦ કલાક કામ કરીને શરીરથી તેમ જ મનથી લોથપોથ થઈ જનાર મજૂરની સરખામણી કરનારને કાર્યની વિવિધતાની આવશ્યકતા સમજાશે.

કોઈ માણસ એક પ્રકારનું કાર્ય કર્યે જ જાય છે એટલે તેને અમુક વખતે થાક લાગે છે. કાર્યની વિવિધતા હોય તો તેને એ થાક મોડો લાગે છે અને તે વખતે તેને આરામ મળવાની જરૂર હોય છે પરન્તુ શારીરિક થાક કરતાં પણ વધારે હાનિકર માનસિક થાક અથવા કંટાળો હોય છે. કંટાળાથી મજૂર પોતાના કાર્યમાં લાંબો વખત એકચિત્ત રહેતો નથી અને કામ ઓછું નીપજવા પામે છે. પૂરતી રોજી મળવા છતા અને સારી હવા તથા અજવાળાવાળા કારખાનામાં કામ કરવા છતા મજૂરોને કંટાળાને લીધે જ એવા કારખાના છોડવા પડયાના દાખલા જોઈએ તેટલા મળે છે. કંટાળાના કારણો બહુવિધ હોય છે. પોતાના ઉપરી કે મુકાદમની વારંવાર ઠપકો દેવાની કુટેવ, વારંવાર થતા દંડ, નવા માણસો ખાતામાં દાખલ થતા જૂના માણસોને ઉત્પન્ન થતી નોકરી ગુમાવવાની ચિંતા, નવા ઉપરીના સ્વભાવને એકદમ અનુકૂળ થઇ જવાની ચટપટી, ખાતાના કામકાજની ઓછી સમજવાળા શેઠિયાઓની વ્યર્થ તથા વિચિત્ર પ્રશ્નપરંપરા, પોતાનું બાળક ભૂખ્યું થયું હશે કિંવા રડતું હશે તેવો એક માતાને થતો રહેતો ઉદ્વેગ : એવા અનેક માનસિક વિકારો કંટાળાને જન્મ આપે છે. જ્યા મિલોમા ઘોડિયાખાતાં રાખવામાં આવે છે ત્યા મજૂર સ્ત્રીઓને પોતાનાં બાળકોને લઇ મિલમા કામ કરવા જવાની સગવડ મળે છે. એ વ્યવસ્થામા ભલે મિલમાલેકોની દયાળુતા કિંવા માનવજીવન પ્રત્યેની મમતા મનાતી હોય, પરન્તુ વસ્તુતઃ તે વ્યવસ્થાથી મજૂર સ્ત્રીઓની પોતાનાં બાળકો વિષેની ચિંતા દૂર થાય છે, તેઓના માનસિક થાકનું એક કારણ નાબૂદ થાય છે. આ સર્વ પ્રકારના અનિષ્ટ મનોવિકારમાંથી મજૂરોને મુક્ત રાખવાને જે જે વ્યવસ્થા જરૂરી લાગે તે તે વ્યવસ્થા કરવામા આવે તો મજૂરોનું કારખાનાઓની અંદરનું જીવન કાંઈક ઉલ્લાસવાળું લાગે.

કારખાનાંના વ્યવસ્થાપકો અને માલેકો હમેશાં પોતાનાં કારખાનાંમાંથી વધુ માલ કાઢવાની આતુરતાવાળા હોય છે અને તેટલા માટે વધારે ઝડપવાળા સાચા દાખલ કરવા ઉપર, સાંચાના કામના જુદા જુદા એકમોની વચ્ચે નકામો કાળ ઓછો જાય તેવી વ્યવસ્થા ઉપર અને એક ભાગમાં ૧૨ સાચાને બદલે ૧૬ સાંચા રાખી શકાય તો ઠીક એવી ગોઠવણ ઉપર ખાસ ધ્યાન આપે છે. આવા કામ માટે ઇજનેરની સલાહ હમેશા લેવામા આવે છે, પરન્તુ એ બધી ગોઠવણમા મનોવિજ્ઞાન ઉપર ધ્યાન આપવામા આવે નહિ ત્યાં સુધી કારખાનું વધારે કામ આપી શકતું નથી. એક લેખક+ કહે છે કે–" મનુષ્યો એ મનુષ્યો જ છે, અને

* Mr. Charles S. Myers

+ Mr. A. Angles

યંત્રો નથી, એટલે તેઓની કાર્યક્ષમતા પૃથક્ પૃથક્ સંયોગો અને સગવડો ઉપર આધાર રાખે છે કારણ કે તેથી જ તેમની કાર્યનિષ્ઠા ઉપર સારી કે માઠી અસર થાય છે અને કામ વધુ કે ઓછું નીપજે છે." એક સાચો કલાકના કલાકો સુધી એક ધારી રીતે ચાલ્યા જ કરે અને તે ઉપર કામ કરનારના હાથ-પગની ગતિને કે તે સાંચા ઉપર નજર રાખી રહેનાર મજૂરની આંખોને સાચાની ગતિના જુદા જુદા એકમોની વચ્ચે પડતા ગાળા જેવો ક્ષણિક વિરામ પણ મળે નહિ તો તેના અવયવોને કે ઇંદ્રિયોને થોડા વખતમાં ઘણો થાક લાગી જાય છે કામ કરનાર મનુષ્યના અવયવોની હિલચાલમા સ્વાભાવિક દોલન ઉત્પન્ન થાય તેવી સાંચાની ગતિ હોવી જોઇએ, અને તેથી સાચાની ગતિના જુદા જુદા એકમો વચ્ચેનો કામક્ષેપ મજૂરોના અવયવોની ગતિને એકસરખું કામ નીપજાવ્યે જવામાં મદદ કરે છે. જે કારખાનાઓમા થોડી જગ્યામા વધુ સાચા ગોઠવવાની લોલુપતા રાખવામા આવે છે તેમા મજૂરોને પોતાની શારીરિક હિલચાલ માટે સંકડાશ વેઠવી પડે છે અને કારખાનાનું ભર્યું-ભર્યું દશ્ય દષ્ટિને વિષાદ ઉપજાવે છે અમદાવાદમા તાજેતરમા બંધાએલી કોઇક કોઇક મિલમા સાચાઓની વચ્ચે પૂરતી મોકળાશ રાખવાનું પસંદ કરવામા આવ્યું છે તે આ દષ્ટિથી જોતા ડહાપણભરેલુ છે. મજૂરની આસપાસનું વાતાવરણ વિષાદજનક હોય, હરવા-ફરવા માટે કે અંગ મરડવા માટે પૂરતી મોકળાશ ન હોય અને કામ કરતાં કરતાં જે ક્ષણિક આરામ મળવો જોઇએ તે ન જ મળે એવી સાચાઓની રચના હોય તો તેથી મજૂરને માનસિક થાક ઉતાવળે લાગી જાય છે.

મજૂરને જ્યારે થાક લાગે છે ત્યારે તેના શરીરને તથા મનને તુરત આરામ મળવાની જરૂર ઊભી થાય છે. આપણા દેશના મજૂરોની સામે એક સાધારણ ફરિયાદ એવી છે કે તેઓ કામ કરતાં કરતા પાણી પીવાનું કે ચાહ પીવાનું બ્હાનું કરીને કારખાનામાંથી બહાર ફરવા ચાલ્યા જાય છે અને તેટલો વખત સાચો બંધ રહેવાથી માલેકને નુકશાન થાય છે. કામ કરવાની અનિયમિતતા અને રખડેલપણાની ટેવને લીધે આમ કેટલેક અંશે બનતું હશે તે કહેવું મુશ્કેલ છે, પરન્તુ આવી રીતે કામ કરતા છટકી જવાનો મજૂરોનો દોષ મજૂરોને આરામ આપવાના વખતની વહેંચણીની ખામી સાથે પણ સંબંધ ધરાવે છે. આપણા દેશમા જે કારખાના રોજ દસ કલાક ચાલે છે તેમા પાચ-સાડાપાંચ કલાક પછી મજૂરોને આરામ તથા ભોજન માટે એક કલાકની છૂટી આપવામા આવે છે. બ્રિટનમા પણ સામાન્ય રીતે એ જ રિવાજ હોય છે. પરન્તુ કામના કલાકો દરમિયાન મજૂરોને કેવો થાક લાગે છે અને તેમને કેટલા તથા કેવી રીતની ગોઠવણીવાળા આરામની જરૂર હોય છે તે વિષે તપાસ ચલાવવા માટે ત્યા એક સંસ્થા સ્થપાઇ છે તેના અનુભવો તથા અખતરાઓએ બતાવી આપ્યું છે કે એક મજૂરને જે વખતે જેટલો આરામ જોઈતો હોય તેટલો આરામ તેને તે વખતે આપવાથી તેના મન તથા તનને તાજગી મળે છે તે કરતા ઘણી ઓછી તાજગી તેને તેની માગણી સિવાયની-કવખતની આરામ માટેની છૂટી આપવાથી મળે છે !+ કારખાનાનો વિરામ માટેનો નિયમિત સમય બધા ખાતાંના મજૂરો માટે ઘણીવાર એકસરખો ઉપયોગી હોતો નથી, છતાં જે એક કલાક કારખાનું બંધ પડે તે વખતે સૌને એક સાથે જ છૂટી ભોગવવી પડે છે. જ્યારે મજૂરનું મન થાકે છે ત્યારે તેનું ચિત્ત કામ ઉપર ચોટતું નથી;

+ Mr. Rex Knight

તે વખતે તે વગર રજાએ કે કાંઇ પણ કારણ બતાવીને કારખાનાની બહાર નીકળી જાય છે અને આરામ મેળવે છે: જેને હમેશાં મજૂરોના રખડેલપણાને નામે અને અનિયમિતતાને નામે ઓળખવામાં આવે છે. કારખાનાની મજૂરીમાં મોટે ભાગે અભણ વર્ગ જોડાએલો હોય છે; તે વર્ગમાં જવાબદારીની પૂરી સમજ હોતી નથી; અનિયમિતતામા કેટલીક વાર તેમની કુટેવો પણ કારણીભૂત થતી હશે; પરન્તુ જોઇએ ત્યારે જ આરામનો સમય ન વહેંચી આપવાની રીતિ પણ તેમા કારણીભૂત હોય છે. આરામના સમયની વહેંચણી બધાં કાર્યો અને કારખાનાંઓ માટે એકસરખે ધોરણે કરી શકાય તેમ હોતું નથી. કામના પ્રકાર ઉપરથી અને મજૂરોના અનુભવોની નોંધ ઉપરથી એવું ધોરણ દરેક કારખાનાએ શોધી કાઢવું જોઈએ. કામના વધુ કલાકો પછી એકસામટો વધુ આરામ આપવાની પદ્ધતિથી મજૂરોને જોઇતો આરામ મળતો નથી, પરન્તુ થોડા થોડા કલાકે ટૂંકો-ટૂંકો આરામ આપવાનું ધોરણ વધારે આદરણીય છે એવું પ્રયોગોથી અને અનુભવથી માલૂમ પડયું છે. ચોક્કસ પ્રકારનું માનસિક કાર્ય કરનારાઓમા એક કલાકને અંતે બે મિનિટનો અને બે કલાકને અતે પાચ મિનિટનો આરામ ગોઠવવાનું ધોરણ વધારે ઉપયોગી નીવડયું હતું. એક બીજા કામમાં દસ મિનિટનો આરામ આપવાના ધોરણ કરતા બે વખત પાંચ-પાચ મિનિટનો આરામ આપવાનું ધોરણ વધારે અનુકૂળ જણાયું હતુ અને તેથી કામની નીપજ વધી હતી. સરાસરીથી જોતા એવો અનુભવ મળે છે કે રાત્રિના આરામ પછી મજૂરો સવારે કામ પર ચડે છે ત્યારે તેમનું કામ ઉતાવળું અને સંતોષકારક હોય છે પરન્તુ અમુક કલાક કામની ગતિ એકસરખી રહ્યા પછી તે ઉતરવા લાગે છે, અને જેમ જેમ છૂટીનો વખત નજીક આવે છે તેમ તેમ કામ બહુ ધીમુ થતું જાય છે. છૂટીનો વખત આપણે ત્યાં ભોજનનો સમય થઇ ગયો છે અને ભોજન પછી મજૂરો કામે ચડે છે તે વખતે તેમની કામની ઝડપ સવારની ઝડપના જેવી કદાપિ હોતી નથી. સવાર કરતા બપોર પછીના કામનું પ્રમાણ વધારે ઓછું નીપજે છે અને સાંજે તો તેની વધારે મંદગતિ હોય છે. કેટલાક દાખલાઓમા એવું માલૂમ પડયું છે કે સાંજે પડતાં પહેલા અમુક પ્રમાણ જેટલું કામ આપવાની ફરજ જ્યારે મજૂર ઉપર નાંખવામા આવી હોય છે અને કામ પૂરૂં ન કરે તો તેને દંડ વેઠવો પડતો હોય છે, ત્યારે સાંજે તેને કામની ગતિ વધારીને કામ પૂરૂં કરવું પડે છે, પરંતુ તેથી તેના શરીરને અને મનને કામના પ્રમાણ સાથે સરખાવતા વધારે પડતો થાક લાગે છે. આવા કારણોથી દરેક ઉદ્યોગ-હુન્નરના કારખાનાના કામદારોને વિરામ આપવાને કેવી વ્યવસ્થા કરવી તેનો નિર્ણય મજૂરોની ટેવો, ખોરાક લેવાનો તેમનો સમય, તેમના કામકાજનો પ્રકાર, કામકાજના કલાક, એ બધું ધ્યાનમા રાખીને કરવામા આવવો જોઇએ. સીવણકામ કરનારા એક કારખાનામાં કરવામા આવેલા અખતરા ઉપરથી એવું માલૂમ પડયું છે કે બપોરની એક કલાકની છૂટી પહેલાં ૧૦ વાગ્યે અને બપોર પછી આશરે ૩ વાગ્યે ૧૦ થી ૧૫ મિનિટનો આરામ કામ કરનારાઓને આપવાથી નીપજેલા કામનું પ્રમાણ વધ્યું હતું અને ભૂલો પણ ઓછી થવા પામી હતી.

આ નાના લેખનો હેતુ શ્રમજીવનના બધાં પાસાં તપાસવાનો નથી પરન્તુ શ્રમજીવનના બધાં પાસાં તપાસવામાં મનોવિજ્ઞાન કેટલુ મદદગાર થઈ શકે અને શ્રમજીવીઓને સુખ આપવા ઉપરાત ઉદ્યોગને પણ લાભકારક થઈ શકે તે બતાવવાનો છે.

ચુનીલાલ વર્ધમાન શાહ

## ૧૯

## હરજીવન કુબેરજી ત્રવાડી ("ઋષિરાજ"): અવળવાણી

આ દશા સદ્‌ગુરુ વડી આલે: બલા રે આ દશા૦ — ટેક.

ઘાંચીને બાંધીને ફેરવે ઘાણી, જલ અગ્નિને તપાવે, હાં રે હરિ જલ૦:
ધોબીને જલ વિણ ધોતિયું ધોવે, અન્ન મનુષ્યને ખાવે,
સોનારને સુવર્ણ તાવે: આ દશા૦ 1

દેખાય નિત્ય વદનમાંહ્ય દર્પણ, જનનીને પુત્ર ઝુલાવે, હાં રે હરિ જન૦:
ગોવાળને ચારવા જાય ગોધો, સાપ ગરુડને ડરાવે,
...હડે બાળકને ઉડાવે: આ દશા૦ ૨

તમ ઘોડે અસવારને તોરી, ઢોલીને ઢોલ બજાવે, હાં રે હરિ ઢોલી૦
પુસ્તક બેસી પુરાણીને વાંચે, ખેડૂતને બીજ વાવે,
બિંદુ માંહ્ય સિંધુ સમાવે: આ દશા૦ ૩

સપ કરી શ્વાન કાશીએ ચાલ્યા, ચોપગને ચાર્મ ચાવે, હાં રે હરિ ચોપ૦:
સિંહ ડર્યો સસલાતણી સેહથા, જનની સુતાને ધાવે,
પાપીમાંહ્ય ગંગા ન્હાવે: આ દશા૦ ૪

આખ સુણે ને દેખાય કર્ણે, વાયુને વૃક્ષ હલાવે, હાં રે હરિ વાયુ૦:
કાછનું શીષ હલાલ કરે અજ, ધનુષને તીર ચલાવે,
કુંભારને ચાક ફિરાવે: આ દશા૦ ૫

પગ્ન ગરુડ સમો પંથ કાપે, મેરુને કીડી ઉઠાવે, હાં રે હરિ મેરુ૦:
બોબડો વેદ ચારે ચટ બોલે, અભણ ભણ્યાને ભણાવે,
ઊભ વિણ ગંધર્વ ગાવે: આ દશા૦ ૬

અગ્નિને ટાઢ બારે માસ પીડે, ભૂખ્યાને લાધણ આવે, હાં રે હરિ ભૂખ્યા૦:
ચિત્ર કરીને ચિતારાને રંગે, થાળને દેવ ધરાવે,
ઋષિરાજ પત્થર હસાવે: આ દશા૦ ૭

છંદ—હોરી, (તાલ દીપચંદી): સાંવરો અજહૂ નહિ આયો, એ ઢાળ.

કવિ—જન્મ વિ. સં. ૧૮૯૧ ચૈત્ર શુદ ૧૧. વિ. સં ૧૯૮૪ લગી હયાત હતા. કવિ દલપતરામ ડાહ્યાભાઈને અને એમને ઘણાં વર્ષ સારી ઓળખાણ પિછાન હતી. એમની કૃતિઓમાં ભજનો અને ચાવડા ચરિત્ર (ચાપોત્કટ કાવ્ય) નામે લાંબું આશરે ૧૫૦૦ કડીનું કાવ્ય મુખ્ય છે.

અર્થ—૨ ઘાંચી=અજ્ઞાન મલિન મન. ઘાણી=ચિંતા સદ્‌ગુરુ ન મળે ત્યાં લગી મન રૂપ ઘાંચી સંસાર રૂપ ચિંતાઓની ઘાણી ફેરવ્યા કરે. સદ્‌ગુરુ મળતાં જ, સંસારની ચિંતાઓ છૂટી જઈ મોક્ષ મેળવવાની ચિંતા જ રહે, અને એ ચિંતા રૂપ ઘાણી મન રૂપ ઘાંચીને સત્સંગ રૂપ સમારનાં જ તથાપિ નવાં કુંડાળાંમાં ફેરવ્યા કરે છે. જલ=ક્ષમા. અગ્નિ=જ્ઞાન.

સદ્દગુરુ ન મળે ત્યાં લગી સંસાર જ્ઞાન રૂપ અગ્નિ ક્ષમાવૃત્તિ રૂપ જળને તપાવ્યા અને ઉકાળ્યા કરે. સદ્દગુરુ મળતાં જ ક્ષમા (વૈરાગ્ય તિતિક્ષા) થી શીતળ પવિત્ર અંતઃકરણ જ્ઞાનાગ્નિને જ્ઞાનની કર્મદાહક શક્તિને પ્રદીપ્ત કર્યાં કરે છે.

સદ્દગુરુ નથી મળ્યા ત્યા લગી ધોબી (પુન્ય-સદાચાર) પાપ રૂપ મલ કર્મ રૂપ વસ્ત્રપટમાંથી ધોયા કરે. સદ્દગુરુ મળતાં જ કર્મ નિષ્કામ બની જાય, અને એ નવી દષ્ટિએ; પુણ્ય-સદાચાર આદિમાં પણ સ્વર્ગની, આવતા ભવમા વધારે સુખની, અને આ ભવમાં સત્તા પ્રતિષ્ઠા લક્ષ્મી સંતતિ આદિની સામાન્ય વાસનાઓનો બનેલો ધર્માભિમુખ અહંકાર (ધોબી) હોય છે, તે જ ધોવાતો જાય. પુણ્ય-પાપ દ્વંદ્વનું મૂલ્યપરિવર્તન થઇ જાય; અને એ એક જ દ્વંદ્વનું નહીં. એવા તમામ દ્વંદ્વોનું.

ઇંદ્રિયો આદિ=મનુષ્ય. તેમના વિષયો=અન્ન. ઇંદ્રિયો આદિ વિષયોથી (સદ્દગુરુની ચોટને લીધે) પરાઙમુખ બની જતાં, બ્રહ્મ જે એક જ સત્ સનાતન આનંદ રૂપ વિષય છે તેની ઝાંખી દેહી આત્માને થઇ શકે છે, અને દેહી આત્મા, એ સુવર્ણથી એ શુદ્ધ પ્રકાશથી ખવાતો તવાતો, દેહીપણું ઓગાળતો, મુમુક્ષુમાંથી મુક્ત બને છે.

૨ પ્હેલી કડી જેટલા વિસ્તારની જરૂર નથી. આરસીમાં માત્ર ઓળો પ્રતિબિંબ જણાય, તેવું જ આપણું ઇંદ્રિયગ્રાહ્યજ્ઞાન છે. એ સપાટી પાછળનો ભાવાર્થ તત્ત્વાર્થ જ નિત્યાર્થ છે, જે, સદ્દગુરુ મળતા, મન-દર્પણ આંતર દષ્ટિ કેળવી કેળવીને વદન રૂપ મૂળ વસ્તુને જોતા શીખે છે. માતા તે માયા, બાળક તે જીવ, દુન્યવી સુખદુઃખ ભોગ નૈરાશ્યાનુભવો તે બાલકનું પારણે ઝુલવું; એ જ છે બીજું નથી એવું ભાન ચાલ્યા કરે તે નિદ્રાવસ્થા. સદ્દગુરુ મળતા એ જ જીવ એ જ અનુભવે અનુભવે પ્રકૃતિને ઝુલાવું છું વા પ્રકૃતિ ઝુલ્યા કરે એમાં મ્હારે શું એમ સ્વરૂપાનુસંધાન ખિલવતો માયાને સુવાડી ઉંઘાડી દે છે. ગોધા તે ઇંદ્રિયો, મન તે ગોવાળ. સાચા ગોપાલ શ્રીહરિમા, સદ્દગુરુ પ્રતાપે, મન ચોટતા......શમદમાદિક દૈવી સંપત્ સર્પો છે, વિસર્પિ છે, અસ્થિર છે, અજ્ઞાનગરુડથી ન્હાસ્યા કરે છે. સદ્દગુરુ મળતા, એ જ દૃઢમૂલ અને અભય બની ગરુડને દૂર સુદૂર ભગાડી મુકે છે. ઉડૈ=પતંગ. દોર=અંતઃકરણની વૃત્તિઓ. આકાશ=ચિદાકાશ. બાલક=જીવ. જીવ વ્યવહાર જ્ઞાન અને વ્યવહારની લાલસાઓ રૂપ પરપોટા અને પતંગને અંતઃકરણની વૃત્તિઓ લંબાવી લંબાવીને પોતાની સત્તા પ્હોચે તેટલા અવકાશમા ઉડાવ્યાં કરે છે. સદ્દગુરુથી તત્ત્વજ્ઞાન અને શ્રેયોભિલાષાનો સાચો સનાતન પતંગ મળતા, તે અંતઃકરણની વૃત્તિઓ મન અહંકાર આદિને ભક્તિજ્ઞાન કે યોગજ્ઞાન રૂપ આકાશમા ઉડાવે છે.

૩ અજ્ઞાનદશામા જીવ ઘોડો છે અને મન સવાર છે, ઢોલ જીવાત્મા છે, ઢોલી માયાવિમૂઢ અહંકાર છે. જ્ઞાનનેત્ર ઉઘડતા વિપર્યય થઇ જાય છે. સદ્દગુરુની ગરજ સારે એવાં પુસ્તકમાં અને સામાન્ય ચોથામાં ફેર છે; પુરાણી એટલે વાચક મહાંપુસ્તકમા પ્રવેશ પામતા તેનાથી મળેલી નવી દષ્ટિએ બીજાં બધાં ય પુસ્તક વાચે. સકામ કર્મો તે સામાન્ય બીજ; માણસ સકામ કર્મો કર્યા કરે ત્યા લગી વાવે લણે વાવે લણે એમ લખચોરાશીના ચક્રાવામાં ચકરેડી ઘુમરડી ફર્યાં કરે. નિષ્કામ કર્મ રૂપ સનાતન બીજ એક જ વાર વવાતા ખેડુત જાતે ફરી જાય, એ નવા ખેડુત વૃક્ષ ઉપર નિષ્કામ કર્મોના જ ફલ પાકે. લોભ સિંધુ જેવો અપાર અતલ છે; તથાપિ જ્ઞાનનું બિંદુ પણ પ્રાપ્ત થતા લોભ માત્ર શોષાઇ જાય; પ્રકાશના અણુ માત્રથી ઘોરતમ અંધકાર પણ ઓસરી જાય.

ઘણી અશુદ્ધ છે. "ઉદર મહિના" (પૃ. ૧૯૮–૨૦૩), "ચોર્યાશી ચોપાઈ" (પૃ. ૧૪૭–૫૫), અને એના મનહર છંદો, કવિતો, છપ્પા અને ધીરાની કાફીઓમાંથી કેટલુંક સામાન્ય કાવ્યદોહનો અને કાવ્યસંગ્રહોમાં પણ લેવા જેવું છે. રા. રા. મહાદેવ પ્રસ્તાવનામાં જણાવે છે તે કરતા એ વધારે લાગુ જીવેલો હતોઃ—

દુકાળ હુવા જબ કવિતા કર કે ઉગની છપન છપાઇ
અર્જુન પાડવ ગુપ્ત ફિરે પણ જગ સબ જાહેર ગાઈ
દુઃખસુખ ચલે જાયગા ભાઈ (પૃ. ૬૯)

એ કડી ઉપરથી સિદ્ધ થાય છે, કે એ ઇ. સ. ૧૯૦૦ મા હયાત હતો, અને એના તે સાલમા છપાયલા ભજનોના ચોપાનિયાની પ્રત મેળવવી જોઇએ નીરાત ભગતનો શિષ્ય રણછોડ અને રણછોડનો શિષ્ય પોતે, તથા રણછોડ* ગુરુના સદ્બોધથી વિ. સં. ૧૯૪૮ ના ભાદરવા વદી એકાદશીએ પોતાને જ્ઞાન પ્રકટયુ એમ એનાં ભજનોમાંથી મળે છે. (જુવો પૃ. ૫૫, ૫૯, ૧૧૦, ૧૧૮, ૧૩૧ વગેરે). અમે આ ભગતની કૃતિઓ તર્ફ ભિક્ષુ અખંડાનંદનું ધ્યાન ખેંચવા લલચાઇયે છિયે, એવી અભિલાષાથી કે અનવરની કૃતિઓ આકર્ષક અને આખ ઠરે એવા રૂપમા છપાઈ તો તેની અનેક આવૃત્તિઓ થઇ તે સારી રીતે ફેલાઇ છે, તેમ આ ભગતની વાણી પણ અખંડાનંદજી જેવાની વ્યવસ્થાશક્તિનો ટેકો મેળવીને ફેલાવા પામે

છંદ—પદ છે.

અર્થ—૧ શુદ્ધ બુદ્ધિ : સિદ્ધ બુદ્ધિ, એમ પણ હોય

૨ અંતરદૃષ્ટિ ઉપજાવી, સુરતા પડે, બધુ દેખાય, સમજાય

૩ થી ૮ લગીમા એટલે આ અષ્ટકમાં એ કબીર, કમાલ, સજનો, પીપો, મીરા, નરસિ, સુદામો, નારદ, ગોરખ, શુક, વ્યાસ, હરિશ્ચંદ, ધીરો, ધનો, અખો, કુર્માબાઈ, સુરદાસ અને રણછોડ એમ અઢાર ભક્તોને સ્મરે છે. એ અઢારની સંખ્યા આકસ્મિક નથીઃ અઢાર પુરાણ, અઢાર પર્વ, અઢાર અધ્યાય, તેમ અઢાર સંત એટલે બધા યે સંતો, આખું સંતમંડલ : જેમ નવલખ તારા એટલે અગણિત તારા તેમ. ઉપરાંત નીરાતને તો પ્રથમ ગણેશ માટીને વૃત્તે જ પોતાના સદ્ગુરુને પ્રણમવું જોઇએ એ નિયમ પ્રમાણે એણે બીજી કડીમા જ સ્મરી લીધો છે

૩ સુનમા, શ્રવણમા. વખિમાવેલી, વિષયોની સર્વવ્યાપી વેલ.

૪ રેરિયો, ઘડો. જલ, સંસારસાગર, માયારૂપ.

૫ બાવન અક્ષરની બારાખડીમા જે ગુપ્ત છે, વાણીથી જે પર છે, શેરડી રૂપ પ્રત્યક્ષમા જે તેના સાર સાકર જેવો અલખ છે.

૭ અખ્ખા બખ્ખર, અક્ષય કવચ. રણ, સંગ્રામ, આદિ લખચોર્યાસી ફેરાનું મહારણ જેમાંથી મુક્તિ રૂપ વિજય મેળવે તે જ પાર ઉતરે. હું અર્જુન કે કૌરવ રૂપ માયાજાલ વીંધનાર પાંડવ અર્જુન, દરેક જીવના પ્રતીક માત્ર છિયે. મ્હને નીરાત શિષ્ય રણછોડની સ્હાય મળી, પાડવ અર્જુનને શ્રીકૃષ્ણ રણછોડરાયની સ્હાય મળી, તેમ દરેક નરને નારાયણ રૂપ સદ્ગુરુની સ્હાય મળી રહે.

* આ રણછોડ ભગતની છબી કોઈ કોઈ જગ્યાએ જોવામા આવે છે ખરી.

## ૨૧

**જીવાભાઈ અમીચંદ પટેલ :** **માડીની ઝુંપડી**

દુખિયાંનો વિસામો રે માડી મ્હારી ઝુંપડી,
રણવગડાનો છાંયો રે આંધળિયાની લાકડી : ટેક.
કુંજ નિકુંજે લચી વલ્લરી નિર્ઝરણા સંતાય,
યમલ કમલદલ પર પંખીડાં પ્રભુલીલા શાં ગાય·
રઢિયાળી એ વાડી રે સોહવતી જે ઝુંપડી·
આજે ખાવા ધાતી રે નિર્જન રણમાં ઝુંપડી· દુઃખિ૦ ૧
ધર્મ કર્મ રસ કસ લુંટાયાં ઘર ઘરવખરી હીર,
છતી સંતતિ સત્ત્વ લુંટાયું ખેંચાયાં તુજ ચીર·
લુંટાતી ઓ માડી રે ખાલી મ્હારી ઝુંપડી:
ખાલી તો યે મ્હારી રે માડી મ્હારી ઝુંપડી: દુઃખિ૦ ૨
ધણ ખૂટયા ખેતર સૂકાયાં દવ ફેલ્યો ચોપાસ,
રાતી વિજુની આંખડી દેખી પંખી પામે ત્રાસ:
તેને સોડે રહાતી રે વ્હાલી માતા રાંકઃ
પોષણિયા શી પાતી રે આછી જાડી રાબડી: દુઃખિ૦ ૩
વન વીંટયા સીચાણે સઘળાં અવશ પડયા તુજ બાળ,
ઠામ ઠચીંને હડધુત કરીને રણવગડે દે માર·
અંકે લેવા ધાતી રે તેને માતા રાંકડી,
શીળી છાંયે છાતી રે માડી મ્હારી ઝુંપડી· દુઃખિ૦ ૪
ચણ કણ કાજે વન વન વીંઝે તુજ આંસૂડાં પાંખ,
પણ સુખદુઃખતાં હ્હાણાં લેવા ઠરતી તુજ પર આંખ·
અંતે હું સંઘરતી રે માતા મ્હારી દૂબળી,
પ્રભુ પંથ દાખવતી રે માડી મ્હારી ઝુંપડી: દુઃખિ૦ ૫
તું જ જીવન અમ તુ સર્વસ્વ તુ જ સુધાનો સાર,
મૂર્તિમતી વત્સલતા દેવી સુરલોકનું તુ દ્વાર.
નંદનવન શી વ્હાલી રે માડી મ્હારી ઝુંપડી,
જન્મભૂમિવ્રત પાળી રે શણગારીશું ઝુંપડી· દુઃખિ૦ ૬

છંદ—સાખીવાળું પદ. આ સાખીમા ૧૬ + ૧૧ માત્રાની બંને લીટી છે.

વિષય—આપણા દેશની દુર્દશા

અર્થ—૧ સંતાયઃ ઝાડઝુંડમવેલની ઘટામા થઈને દેખાય ન દેખાય એમ વહે.

૨ દ્રૌપદી ચીર ખેંચાયા ત્યારે અપુત્ર હતી, ત્હારે છતી સંતતિએ એમ બને છે.

૩ આ કડીની પ્હેલી લીટી રા. રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક સંપાદિત "રાષ્ટ્રગીત" ('વિ. સં. ૧૯૭૯') અને રા રા. હિંમતલાલ ગણેશજી અંજારિયાની "સંગીતમંજરી" ('૧૯૬૬ ) બન્નેમા ભ્રષ્ટ છે, બંગભંગ આદિ કર્ઝનની જોહુકમી સામેની ચળવળ દરમિયાન અમદાવાદમાં પતાકડા રૂપે છપાયલી પ્રત હવે શોધી જડે એમ નથી, એટલે અહીં જરા ફેરવી લઈને છાપી છે.

૪ સીંચાણો : શિકારી બાજ : જમ અને જમડા જેવા જાલિમને માટે આ ઉપમા ગુજરાતી કવિતામાં છેક નરસિંહ મ્હેતાના સમયથી વપરાતી આવી છે. ત્હારાં બાળક બ્હાર નીકળે તેને સાર અને વધુ મારનો ભય, અંદર રહે તેને હડધૂત, એમ અર્થ જણાય છે. પણ આ કૃતિમા એકથી વધુ ઠેકાણે બધબેસ્તા અર્થની ખામી છે.

૫ ચણુકણુ : આ પાઠ 'સંગીતમન્જરી' નો છે.

૬ શણગારીશું : આ અંશ આખી કૃતિના ભાવ સાથે વિસંવાદી છે.

કૃતિ કહેવું પ્રાપ્ત થાય છે જે કાવ્ય લેખે સામાન્ય જ છે. એની અસરકારકતા એના લયને તથા કેહવત જેવાં રુઢ ગયેલા અને ગદ્દગદ કરી મુકે એવા કેટલાંક પદોની ગુંથણીને લીધે છે. 'માડી ત્હારી ઝુંપડી', 'આછી જાડી રાબડી', 'રણુવગડે દે માર', 'આજે ખાવા ધાતી રે', 'અતે તુ સંઘરતી રે' વગેરે પદોની સંગીતમય ધુન કાનમાં રમી રહે છે, આખા ચિત્તંત્રને ભીંજવે છે, અને લોકને ગદ્દગદ કરી મૂકે છે. મતલબ કે આ બંધબેસ્તું કરુણ સંગીત છે, ઉંચી કવિતા નથી. આ સંગીતપોષક પદોમાં તો કંઈક અર્થ છે, સ્ફૂટ અર્થ નહીં અને વિચારપ્રવાહને નામે આરતી, એવું પણ કેટલુંક સંગીત ખૂબ અસરકારક હોય છે એ જાણીતું છે; ઢોર પંખી આદિને પણ સ્પર્શી શકે છે, અને અર્થ ગ્રહણ કરવાને અશક્ત પ્રાણીઓમા આમ અસર ઉપજે છે, તે અર્થ બ્હારના ગુણોને લીધે જ હોઇ શકે એ દેખીતું છે. એવું સંગીત સંગીત લેખે ઉચ્ચ અને કલામય, તથાપિ કવિતા તો નહીં જ કહેવાય. વળી આપણે કવિતાસદૃશ અને કવિત્વમય ( પોએટિકલ poetical ) ઘણી ઘણી વસ્તુઓને કહી નાખિયે છિયે,—દાખલા તરીકે બગીચા, મકાન, ગદ્ય, વક્તૃત્વ, નૃત્ય, નદીતરંગો, વાદળોના રંગ આકૃતિ અને ગતિઓ, પંખીની ચેષ્ટાઓ, બાળલીલા,–જેમાંની એકે કવિતા નથી જ. અને આવા આવા અન્વયોમાં કવિત્વમય જેવા શબ્દનો ઉપયોગ ઊર્મિલતા, ભાષાદારિદ્રય, કે શબ્દોની પસંદગીમા બેજવાબદારીનું પરિણામ હોય છે.*



* સરખાવો 'લિરિક' ઉપરના નિબંધમા આરંભે ઊર્મિલ, ઊર્મિપ્રધાન, ઊર્મિમય, ઊર્મિકાવ્ય આદિ શબ્દો વચ્ચેના અર્થભેદ એ રચવે વપરાયલી વિવેકદૃષ્ટિ ઘણી વધારે વ્યાપક રીતે લાગુ પાડવાની છે. સુંદર, રમણીય, મનોહર, ભવ્ય, કરુણ, આદિ ઘણાં શબ્દો કેવળ અવિચારે અને છેક અજુગતા અન્વયોમાં ઘાલવી દેવાય છે. ઘણા અર્ધરસિક માણસો પોતે રસિક છે તે ડગલે ડગલે આવા શબ્દો ખૂબ વાપરીને જાહેર કરવા માગે છે.

# પ્રવાસની નોંધ

આજે સ્ટીમરમા દરરોજના ૫૦૦ માઇલની મુસાફરી સહેલાઇથી થઇ શકે છે અને એરોપ્લેન તથા આગગાડીમાં દરરોજના એક હજાર માઈલ અનેક જાતનાં સુખ સગવડથી જઈ શકાય છે, પણ જ્યારે ગાડામાં કે પગપાળા મુસાફરી થતી હતી તે વખતે જનસમાજનું જે બારીક અવલોકન થઇ શકતું હતું તેવું આજે લગભગ અશક્ય થઇ પડયું છે. પણ તેની સાથે એ પણ જાણી લેવાની જરૂર છે કે બારબાર ગાઉએ બોલી બદલાતી હતી તેવી વસ્તુસ્થિતિ હવે રહી નથી અને આખી દુનિયાના વિચાર અને કેટલેક અંશે આચાર એક જ જાતના થવા લાગ્યા છે. પ્રાંતિક કે અખિલ ભારતવર્ષીય પ્રવૃત્તિઓને અંગે આપણામાંથી ઘણાઓને મુસાફરી કરવી પડે છે પણ જ્યાં જ્યા જવાનું થાય છે ત્યાં પોતાનું કામ પુરૂં કરીને વળતી ગાડીએ આપણે પાછા આવીએ છીએ.

એટલે આપણાં અતિ પરિચિત સ્થાનોના વર્ણનો પણ અસ્થાને નથી.

થોડા વખત પર મારે મુંબઈ અને પૂના જવાનું થયું હતું અને ત્યાં કેટલીક સંસ્થાઓ જોઇ હતી તેનું વર્ણન રજુ કરૂં છું.

(૧) વિશ્વબંધુ સમાજ–International Fellowship. આ મંડળની સ્થાપના મદ્રાસ શહેરની અંદર આસરે ૭ સાત વર્ષ પહેલા થઇ હતી, અને આજે મુંબઈ, કલકત્તા વગેરે સાત આઠ શહેરોમા એવાં મંડળો સ્થપાયા છે. જુદા જુદા દેશના, જુદી જુદી કોમના, જુદા જુદા ધર્મ પાળનારા માણસો લગભગ એકસરખી આધ્યાત્મિક ઉન્નતિને માટે ઝંખનારા હોય તે આ મંડળમાં એકઠા થાય છે. તેમાં કોમી ભેદો તથા રાજકીય મતો અંતરાયરૂપ ગણાતા નથી. આજની સમાજવ્યવસ્થા સુધારવાની જરૂર છે અને પ્રેમ અથવા અહિંસાના બળથી જ સમાજનું બંધારણ સુધરશે એવી આ મંડળની માન્યતા છે. વ્યક્તિની તેમજ સમાજની મતાંધતા અને ધર્માંધતાને લીધે જ જનસમાજની ઉન્નતિ અટકી પડી છે. વસુધૈવ કુટુંબનો આદર્શ ફળીભૂત કરવાનો પ્રયાસ આ સમાજ કરે છે.

આ સમાજમાં ખ્રિસ્તીધર્મીઓએ અગ્ર ભાગ ભજવ્યો છે તેટલા પરથી એવી ગેરસમજુત થઇ છે કે આડકતરી રીતે પોતાના ધર્મનો પ્રચાર કરવા માટે તેની સ્થાપના થઇ છે. આવી બીક નબળી પ્રજાને હમેશ ગભરાવી મૂકે છે. યૂરોપમા મોટી લડાઇ થઇ ત્યારે પ્રચલિત ધર્મ તરફ પણ ઘણી અશ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી. જો પ્રચલિત ધર્મમાં ખરું બળ હોય તો જનસમાજમાં આટલા બધા દુર્ગુણો–દ્વેષ, કલેશ, લોભ, જુઠ્ઠાણું, ધનપૂજા, લુટારુવૃત્તિ હોઈ શકે .નહિ, આજનાં મૂડીવાદ, સામ્રાજ્યવાદ, પછાત પ્રજાની લૂંટ, અમાનુષી અન્યાય, અસમાનતા વગેરે ટકી રહે નહિ. લડાઇ પછી સ્ટુડંટ ક્રિશ્ચિયન મૂવમેંટ, વાય. એમ. સી, એ., વાય. ડબલ્યુ. સી. એ, વગેરે સંસ્થાઓમાં ખૂબ વેગ આવ્યો અને રંગ ન્યાતના ભેદોને દૂર કરવામાં આવ્યા. પીસ મૂવમેંટ, સોસાયટી ઑફ ફ્રેન્ડ્ઝ, ફેલોશિપ ઑફ રેકોન્સીલિયેશન વગેરે

મંડળોએ બીજી પ્રજાના માણસો સાથે દોસ્તી અને ભાઇચારો શોધવા માંડ્યો. ફ્રાન્સમાં યંગ રિપબ્લીક નામની સંસ્થા છે તેમાં પણ દરેક આત્માની ઉન્નતિ થાય, નાતજાતના ભેદને બાજુએ મૂકીને નવી સૃષ્ટિ (સામાજિક) રચવાના મનોરથો સેવાય છે. યુરોપમાં યુવક મંડળો પણ ચર્ચ એટલે ધાર્મિક સંપ્રદાયોના બાહ્યાચાર તથા આડંબરની સામે થયા છે. રુશિયામાં ધર્મની સામે બંડ ઉઠાવ્યું છે અને સંપ્રદાયોના 'ઇશ્વર'ને ધુતકારી કાઢવામાં આવ્યો છે. આવી રીતે યુરોપિયન અને એશિયાટિક, હિંદુ અને મુસ્લીમ, બ્રાહ્મણ અને અબ્રાહ્મણ, અંત્યજ અને દ્વિજ, ખ્રિસ્તી અને અખ્રિસ્તી, સ્વતંત્ર અને પરતંત્ર પ્રજા સૌના ભેદ કાઢી નાખીને દરેક મનુષ્ય ઇશ્વરનો અંશ છે, દરેક મનુષ્યમા કાંઇ કાંઇ મહત્તા છે, અને આપણે સૌ ભાઇઓ છીએ એવા આદર્શથી દોરાઇને આ સમાજની સ્થાપના થઈ છે. આવી સંસ્થામાં આપણું વ્યક્તિત્વ સચવાઇ રહે અને ખીલે એમ છે.

આપણા દેશમા જે મંડળો સ્થપાયા છે તેના આગેવાનો અથવા પ્રતિનિધિઓની પહેલી વાર્ષિક સભા સાબરમતીમા ૧૯૨૮ ની સાલમા મળી હતી તેમાં ૨૨ પુરુષો (૧૪ હિંદી અને ૮ પરદેશી) અને ૧૨ સ્ત્રીઓ (૫ હિંદી અને ૭ પરદેશી) હાજર હતા. હિંદુ, ખ્રિસ્તી, જૈન, મુસલમાન, શીખ, થીઑસોફિસ્ટ અને પારસી ધર્મના પ્રતિનિધિ હાજર હતા. એ લોકો હિંદી, ઇન્ગ્લીશ, અમેરિકન, સ્વિસ, રુશિયન અને સ્વીડ પ્રજાના હતા. એ સભામા ગાંધીજીએ કહ્યુ હતું કે (૧) બધા ધર્મો સાચા છે; (૨) બધા ધર્મોમાં કેટલીક ભૂલો અથવા અપૂર્ણતા છે, (૩) મને મારો હિંદુ ધર્મ વ્હાલો છે તેટલા જ બીજા ધર્મો વ્હાલા છે. મારો ધર્મ બીજા ધર્મો કરતા વધારે સારો છે એવી ભાવના હોય ત્યા મિત્રતા અને બંધુત્વ શક્ય નથી. ધર્માન્તરનો વિચાર સરખો આવવો જોઇએ નહિ. આ મંડળનો ઉદ્દેશ હિંદુ વધારે સારો હિંદુ થાય, મુસ્લીમ વધારે સારો મુસ્લીમ થાય, ખ્રિસ્તી વધારે સારો ખ્રિસ્તી થાય એવો હોવો જોઇએ. એક ભાઇએ પ્રશ્ન પૂછ્યો કે જે આધ્યાત્મિક અનુભવો મને થયા હોય અને ઇષ્ટ જણાય તે મારા ભાઇઓને આપવાનો પ્રયત્ન હું ન કરું? તેનો જવાબ ગાંધીજીએ વાળ્યો કે કીડી શા માટે એવી ઇચ્છા રાખે કે પોતાના અનુભવ હાથીને માટે ઇષ્ટ છે, કે હાથી શા માટે ધારે કે પોતાના વિચાર કીડીને માટે ઇષ્ટ છે? દરેક જણ એવી પ્રાર્થના કરે કે ઇશ્વર દરેકને આધ્યાત્મિક જ્ઞાન અને પ્રકાશ આપે.

આ મંડળની સભામા, તેમ જ તેના પ્રીતિભોજનમાં ઘણા જાણીતાં સ્ત્રીપુરુષો મને મળ્યાં. કેટલાક મિત્રો જેમને ૨૦-૨૫ વર્ષો સુધી મળવાનો પ્રસંગ આવ્યો નહોતો તે ત્યાં મળ્યા.

(૨) **અખિલ ભારતવર્ષીય મહિલા પરિષદ**–આ પરિષદ મુંબઇમા ભરાઈ હતી અને તેને વિષે ખૂબ લખાઇ ગયું છે તે જ્યાં મારા વિચારો ટૂંકામા દર્શાવું. યુ. યુનિવર્સિટીના બાગમાં રંગબેરંગી સાડીઓ અને સાધારણ રીતે ભપકાબંધ કપડાંથી વિભૂષિત સ્ત્રીઓનો જલસો જોઇને કોઇને પણ એવો વિચાર આવે કે આ બહેનો પોતાની ગરીબ અને ગામડિયા બહેનો માટે શું ઉકાળશે? પણ આપણી મહાસભાની શરુઆતમા પણ આવી જ વસ્તુસ્થિતિ હતી. કૂવાનાં પાણી ગાળીને

સુધારીશું ત્યારે હવાડાનું પાણી સુધરશે. આટલાં થોડાં વર્ષોમાં એક ઠરાવ થયો છે કે હવેથી અમલદારોની સ્ત્રીઓને હાથે પરિષદ ખુલ્લી મુકાવવી નહિ. આજ સુધી મહારાણીઓ પ્રમુખ થયા હતા ત્યાં આ વર્ષે શ્રીમતી સરોજિની નાયડુ પ્રમુખ થયા, અને આ વર્ષની સભામા દરેક પ્રાંતમાથી પ્રતિનિધિઓ સારી સંખ્યામાં આવ્યા હતા. વાર્ષિક સંમેલન થઇ રહ્યા બાદ પોતપોતાના પ્રાંતોમા પણ કાંઈ કાંઈ રચનાત્મક કામ થાય છે. એક બાબતની ટીકા અસ્થાને નહિ ગણાય. બંગાળામાથી પ્રતિનિધિઓ આવ્યા નહોતા અથવા બહુ જ થોડાં હતાં. આ બંગાળાનો સ્વભાવ છે એમ કહેવામા તેને અન્યાય ભાગ્યે જ થતો હશે. હિંદ સેવક સમાજની શાખાઓ ઘણાખરા મોટા પ્રાંતોમાં છે, બંગાળામાં નથી. તેમાં બંગાળીઓ જોડાતા પણ નથી. ઇન્ડિયન વિમેન યુનિવર્સિટીની શાખાઓ ઘણા પ્રાંતોમાં છે, બંગાળામા નથી. આ મહિલા પરિષદમા પણ તેમજ છે. સોનાનું બંગાળા રૂપા જોડે મળવા ઇચ્છતું નથી. પરપ્રાંતોમાં જઇને ભીખ માગે છે પણ પરપ્રાંતોને મદદ કરતું નથી. પરપ્રાંતોમા એના બંગાળીઓ જાય પણ બંગાળામાં પરપ્રાંતીય મનુષ્યો—વેપારી, પ્રોફેસરો વગેરેને સહન કરતું નથી એવી એની શાખ છે. આ વાત ખરી છે? ખરી હોય તો શા માટે આ માનસિક સંકુચિતતા આવી છે એ બાબતની સારી ચર્ચા થવાની આવશ્યકતા છે.

મહિલા પરિષદે કેળવણીના પ્રશ્નોથી શરૂઆત કરી પછી તેમાં સામાજિક પ્રશ્નોને દાખલ કરવા પડયા અને હવે તેમા રાજકીય દાખલ થશે ત્યારે તેનું ખરૂં બળ વધશે. આજે તેમા શહેરી સ્ત્રીઓ છે અને ગામડાની સ્ત્રીઓના પ્રશ્નો તેણે હાથમા લીધા નથી. તેમાં નવાઇ નથી, નિરાશ થવાનું કારણ નથી. ધીમે ધીમે વિસ્તાર થતો જશે. હજી હિંદી મહાસભા મજૂર વર્ગ અને ખેડૂત વર્ગ તરફ (ઠરાવો કરવા ઉપરાંત) કેટલી વળી છે? વાઇસરૉયના બાનુ દિલ્હીમા ટ્રેઇનિંગ કૉલેજ કાઢે તેમા દેશને ફાયદો નથી. લાર્ડીજની મેડિકલ કૉલેજ, નર્સો માટે ડફરીન ફંડ, વિક્ટોરિયા મેમોરિયલ, ચેમ્સફર્ડની બાળ સંરક્ષણ લીગ એ બધી સંસ્થાઓ ભિખારી અગ્રેજ બૈરાઓને મોટા પગારો મેળવી આપવા માટે સ્થપાઇ છે. ચેમ્સફર્ડની યોજનામા હું મેમ્બર હતો અને દિલ્હી સિમલા રખડી આવ્યો છું. ત્રીસ રૂપિયાની લાયકાતવાળી ભૂતડીઓ ત્રણસો રૂપિયામા ગોઠવાઇ ગયેલી જોઇ છે. આ પરિષદમાં પ્રાંતપ્રાંતની પ્રગતિ જોઇને ઘણીએ સ્ત્રીઓને ઉત્તેજન મળ્યું. મુંબઇમા સ્ત્રીઓ સંપૂર્ણ છૂટથી હરેફરે તે જોઇને ઉત્તર હિંદુસ્તાનથી આવેલી બહેનોના પડદા દૂર થયા, અને તેમાં મુંબાઇની સંસ્થાઓ—પતિત સ્ત્રીઓ માટેના આશ્રમો, ગૃહવ્યવસ્થાના શિક્ષણ માટે સાધનોવાળી શાળાઓ, સામાજિક સેવાના મંદિરો વગેરે જોઇને બહેનો એવા પ્રયાસ કરવા તૈયાર થયાં. એટલે, એકંદરે આ પરિષદોથી ઘણો ફાયદો થયો છે.

મેં પુખ્ત વયના નિરક્ષર લોકોને જ્ઞાન આપવાની યોજના વિષે ઘણી ચર્ચા મુંબઇમા કરી હતી. વિલ્સન કૉલેજના પ્રો. વાડીઆએ એક વર્ગ (Adult-Education) વર્ષો સુધી ચલાવ્યો હતો પણ તેમા ભણેલા વર્ગો, કારકુન વગેરેને સાહિત્ય, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, રાજકારણ, વગેરે વિષયોનું જ્ઞાન આપવામા આવતું હતું. ઇંગ્લંડમા યુનિવર્સિટી એક્સટેન્શન તથા ટયુટોરિયલના વર્ગો છે તે આવું કામ ખૂબ મોટા પાયા પર કરે છે. પ્રોફેસરો અને શિક્ષકો નાના ગામોમાં આવો પ્રચાર સેવાભાવથી કરે. થોડું વેતન આપવામા આવે અને ગામોને સારા પ્રોફેસરોનો સમાગમ થાય. આપણી સુરત, વડોદરા,

અમદાવાદ, ભાવનગર, જુનાગઢની કૉલેજોના અધ્યાપકો શા માટે વલસાડ, ભરૂચ, નડિયાદ, ગોધરા, પેટલાદ, પાટણ, સિદ્ધપુરમાં આવા વર્ગો વૅકેશનમાં ચલાવતા નથી? પણ મારે તો કેવળ અભણ માણસોને વાંચતા લખતા કરવાની યોજના વિષે ચર્ચા કરવી હતી અને મુંબઈએ એ બાબત પર વિચાર કર્યો હોય એમ જણાતું નથી. મુંબઈથી પાછા આવ્યા બાદ અમદાવાદમા રાષ્ટ્રીય કેળવણી પરિષદ ભરાઈ હતી તેમાં પણ કાંઇ ખાસ વિચાર થયો નહોતો. પણ ત્યારપછી દક્ષિણામૂર્તિ ભવન તરફથી આ બાબત જાહેરાત નીકળી છે. એ યોજના કેવી છે તે જોયા પછી કહી શકાય પણ આ બાબત પર ગુજરાતે લક્ષ રાખવાની અત્યંત આવશ્યકતા છે. મુખ્ય પ્રશ્નો બે છે: (૧) શીખવવાની પદ્ધતિ અને તેને માટે ટ્રેઇનિંગ વર્ગો; અને (૨) તેને માટે જોઇતાં સાધનો, પાઠ્યપુસ્તકો વગેરે ઉત્પન્ન કરવાની યોજના. જો આપણા દેશમા ૯૪ ટકા જેટલી વસ્તી નિરક્ષર હોય તો આપણે કરોડો માણસોને ભણાવવાના છે. લાખો જુવાનિયાને ધંધો અને રોજી મળી શકશે.

(૩) **મુંબાઈમાં સ્વાતંત્ર્ય દિન**–મુંબઈમાં સ્વાતંત્ર્યદિનની ઉજવણી વિશે થોડી ચર્ચા કરવી જરૂરની છે. કહેવાય છે કે દોઢ લાખ માણસો એકઠા થયા હતા. સદ્ભાગ્યે હું સભામા જઈ શક્યો નહોતો અને તેથી જ્યારે ગીરણી કામગર સંઘનું સરઘસ લાલ વાવટા સાથે આવ્યું ત્યારે હું પાસે ઊભો હતો. મુંબઈમા મહાસભાનું જોર ઓછું છે. જુવાનો એટલે લગભગ વિદ્યાર્થીઓને બાદ કરીએ તો બહુ જ થોડું છે. આવી મોટી સભામાં બધા બહારના આગેવાનો હતા. શ્રી. અબ્બાસ તૈયબજી ખેડા જિલ્લાના છે, મિસીસ જવાહિર નહેરૂ અનાયાસે હાજર હતાં, તેવી જ રીતે શ્રી. ખાડીલકર અને શ્રી કમળાદેવિ ચટ્ટોપાધ્યાય. મુંબઈનાં તો માત્ર શ્રી સરોજિની નાયડુ, નરીમાન અને જમનાદાસ મહેતા. કોઇ જાણીતા આગેવાન હિંદુ મુસ્લીમ કે પારસી હાજર નહોતા. મુંબઈમાં કામગર વર્ગનું જોર વધતું જાય છે. ત્યાંની પ્રાંતિક સમિતિમાં ૩ ભાગ કામગર વર્ગના આગેવાનોનો હતો પણ હાલમાં ઘણા ભાઇઓ મીરતની જેલ ભોગવે છે. આ કામગર આગેવાનોમા સંકલ્પબળ છે અને તેની આગેવાની શ્રી. સુહાસિની નામ્બીઆરે લીધી હતી. આ બ્હેનનો આત્મભોગ અજબ છે. તે ગરીબ મજુરોની મારફત રહી શકે છે. સમાજમાં લગભગ અસ્પૃશ્ય ગણાય છે, જો કે મિસીસ નાયડુની નાની બહેન થાય. એમનું લગ્ન બંડખોર હિંદી જોડે થયું છે, તેમનાથી હિંદમાં પગ મુકાય એમ નથી, એવું સાંભળ્યું છે. આ કામગર વર્ગના લશ્કરે ઝડપથી ઉતાવળે પગલે હિંમતભેર આવીને પોતાને માટે રસ્તો કાઢી લીધો. જો આપણામાં બળ ન હોય તો બીજા જરૂર તેનો લાભ લેશે. મજૂર વર્ગ દહાડી છે. તેમનામાં ડિસિપ્લીન છે, તેમનામાં સંકલ્પબળ છે, તેમના આગેવાનો પોચા ઢસુપસુ નથી. તેમને લાલ વાવટા તરફ પ્રેમ છે તેવો તેમને ધિક્કારનારને રાષ્ટ્રીય વાવટા માટે હોય તો ઘણું સારું. થોડાને અપવાદ તરીકે કરી પણ કામગર વર્ગને લાલ વાવટો પવિત્ર અને પૂજ્ય છે. એ ભાઇઓમાં હિંદુ મુસલમાનના ભેદો નથી અગર ઘણા ઓછા છે. આખી દુનિયામાં તેમની દ્દષ્ટિએ બે વર્ગ છેઃ ચુસનાર અને ચુસાનાર. લાલ વાવટો ચુસાનારની સામે બંડ કરવાનો ઉપદેશ આપે છે, ચૂસનારનું નિકંદન કાઢી નાખવાનો આદેશ આપે છે. એ સિવાય બીજા કશાનો તેમને આગ્રહ નથી.

(૪) **લિબરલોની સભા**–લિબરલ એટલે વિનીત પક્ષની સભામાં પણ હું હાજર હતો. એ સર નાઇટોએ અક્કલ દોડાવીને એવી વ્યવસ્થા કરેલી કે કોઇનો મત જ લેવો નહિ, પણ એમને

બોલવા જ નહિ દે તે તેમને સૂઝયું નહિ. કોઇ પણ ખૂણામાં વ્યવસ્થા કરવાને હાજર નહોતું. બધા છેલ્લી મિનિટે હાજર થયા. બધા કોઇ સંગ્રહસ્થાનમાંથી આણેલા ઇજીપ્શીયન 'મમી' ના જેવા જણાતા હતા. તેમને કોણ બોલવા દે? મેં ઇન્ગ્લંડમાં સભાઓ જોઇ છે તેમાં લોકોનાં માથાં ફુટતાં જોયાં છે, અને હવે તો ટીઅર ગૅસના બૉમ્બથી સભાઓ વીખેરી નાખવામાં આવે છે. તે છતાં કમબખ્ત અંગ્રેજો આપણાં તોફાનને કુલ્લકની સરખામણી આપે છે. 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' કોમી ભેદભાવને ઉશ્કેરે છે, રાષ્ટ્રીય આદર્શોને તુચ્છકારી કાઢે છે તે છતાં આપણામાં કેટલી બધી સહિષ્ણુતા છે! મૅન્ચેસ્ટરના એક પેપરમા બહુમતિના પક્ષ સામે લખવા માટે કૉલેજના વિદ્યાર્થીઓએ ઑફિસમા જઇને ભાંગતોડ કરીને તંત્રીઓને નસાડયા હતા તે મેં નજરે જોયું છે. બિચારા છ લિબરલોની પછવાડે કાંઈ પણ બળ ન મળે. જો એ લોકો જરા યે સ્વાર્થત્યાગ કરતા હોત તો તેમની પ્રતિષ્ઠા હોત, અને કોઇ માન આપત.

(૫) મહારાષ્ટ્રમાં–મુંબઈથી હું પૂના ગયો અને પૂરા ચોવીસ કલાક પણ ત્યાં રહ્યો નહોતો. ખેતીની કૉલેજની સામે અને એન્જીનિયરીંગ કૉલેજની પાસે એક "ખ્રિસ્ત સેવા સંઘ" નો આશ્રમ છે. પૂનામાં રહેતા હિંદુ મુસ્લીમો આ આશ્રમથી દૂર રહે છે અને તેના કાર્ય વિષે જાણવાની દરકાર કરતા નથી આપણી પ્રજામાં જે અશ્રદ્ધાનું માનસ (inferiority complex) રહ્યું છે તેને લીધે આપણે મિશનરીઓથી દૂર નાસીએ છીએ. દૂર નાસવાથી શું વળે? આપણે તો ખ્રિસ્તીઓને હિંદુ ધર્મ પ્રત્યે માન વધારવાનો પ્રયત્ન કરવાનો હોય; પણ આ સંસ્થા સામાન્ય મિશનરીઓની નથી. તેમા જે ભાઈઓ દાખલ થયા છે તે હિંદીઓને વટાળવાનો પ્રયત્ન નથી કરતા પણ ખ્રિસ્ત તરફ દોરવા ઇચ્છે છે. આપણો ખ્રિસ્ત બુદ્ધદેવ, શ્રીકૃષ્ણ, કે મહમદ સાહેબ શા માટે ન હોય? અને શા માટે કોઇ અમુક પયગંબર જ હોય, બધાયે કેમ ન હોય! અથવા કોઈ પણ ટેકાની શા માટે જરૂર હોય?

આ સંઘમા જે ભાઇઓ જોડાયા છે તે ઘણા ખરા ઑક્સફર્ડના ગ્રેજ્યુએટો છે. તેમણે પોતાનું સર્વસ્વ સંઘને આપી દીધું છે. અત્યંત સાદાઈથી નાની ઓરડીઓમાં રહે છે, ખાદીના સુરવાળ કુડતાં પહેરે છે અને અધ્યયન, અધ્યાપન તથા ધ્યાન, તથા સામાજિક સેવામા જીવન ગાળે છે. જીસસ ખ્રિસ્તે પોતાના અનુયાયીઓને જનસમાજની સેવા માટે મોકલેલા–માંદાની માવજત કરવા, રક્તપિતીઆની સંભાળ લેવા, પછાત કોમની ઉન્નતિ કરવા, અને પોતાને મળેલા સંસ્કારો સંસ્કાર રહિતોને આપવા માટે આ જાતનો જુસ્સો આપણા લોકોમા જોઇએ તેટલો છે ખરો?

આ સંઘ ખ્રિસ્તી ધર્મમા વટલાવવાનો સીધો પ્રયાસ નથી કરતો, આડકતરો પ્રયાસ થતો હશે ખરો. ચારિત્ર બળની અસર થયા વિના ન જ રહે. આ વસ્તુએ બાબુ કેશવચંદ્ર સેન જેવા મહાપુરુષને પણ આંજી નાખ્યો હતો. પણ તેમા શું ખોટું થયુ?

સંઘના ભાઇઓ પોતાનું ઘરકામ સંભાળી લે છે. વાસણ માજે છે, લુગડા ધુએ છે, ઝાડુ વાળે છે, ભોજન પીરસે છે. આવા આશ્રમો આપણે કાઢીએ તો જ આ દેશની ઉન્નતિ થાય. સ્વતંત્રતાની લડાઈ માત્ર ઉન્નતિનાં સાધનો કબજે કરવાને માટે છે.

ડેક્કન એજ્યુકેશન સોસાયટીની સ્થાપના ગરીબ વિદ્યાર્થીઓને સોંઘી કેળવણી આપવા માટે થઈ હતી. હવે ત્યાં ભણતા વિદ્યાર્થીઓ કોટ પાટલુન પહેરતા થઈ ગયા છે, અને

બોર્ડિંગમાં ભોજનનું બિલ મહિને રૂ. ૨૨ થી ૨૫ આવે છે. અધ્યાપકો થોડા પગારે કામ કરતા હતા તેમના પગારમા વધારો થયો છે તે વાસ્તવિક છે પણ તે ભાઇઓ સંતોષી રહ્યા નથી તેથી પરીક્ષક તરીકે નીમાવા માટે, સેનેટમા જઈ ગાડીભાડાં લેવા માટે, પાઠ્ય પુસ્તકો લખીને કમાણી કરવાના પ્રયત્નોમા પોતાનો સમય ગાળે છે. ચાલીસ વર્ષ પહેલાંના આદર્શો ભૂસાઇ ગયા છે, અને ન્યુ પૂના કૉલેજ વધારે આકર્ષક થઇ રહી છે. હાલ પૂનામાં ઘણા ગુજરાતીઓ અભ્યાસ કરી રહ્યા છે, પણ થોડા વખતમાં ત્યાં મરાઠી ભાષાદ્વારા કેળવણી આપવાનો પ્રયાસ થશે એટલે જે ગુજરાતીઓએ લાખો રૂપિયા ત્યા રેડયા છે તેમણે નાહી નાખવાનું છે.

મહારાષ્ટ્રમા વેપાર ઉદ્યોગની ખીલવણી થોડી થઈ છે, ખેતી પણ સારી નથી, તેથી ગરીબાઇ હદપાર છે. હાલમા બ્રાહ્મણના છોકરાઓ ઘણી મોટી સંખ્યામા કૉલેજનો અભ્યાસ કરે છે કારણ કે બીજો કોઈ ધંધો જડતો નથી. બહારના લોકો એમ માને છે કે એમને જ્ઞાન સંપાદન કરવાનો શૉખ ખૂબ હોય છે. વખતે બન્ને કારણોને લીધે કૉલેજનો અભ્યાસ થાય છે. નીચેના કોષ્ટકથી પાલકોની સ્થિતિ જણાશે.

| પાલકની માસિક આવક | ફર્ગ્યુસન | | સાગલી | | ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ. | |
|---|---|---|---|---|---|---|
| રૂ. ૪૦ ની નીચે | ૨૬ | ૪૭ ટકા | ૪૬ | ૬૭% | ૩૪ | ૫૫% |
| ૪૦ થી ૮૦ સુધી | ૨૧ | | ૨૧ | | ૨૧ | |
| ૮૦ થી ૧૭૦ „ | ૧૭ | | ૧૬ | | ૨૧ | |
| ૧૭૦ થી ૨૫૦ | ૧૫ | | ૧૦ | | ૧૪ | |
| ૨૫૦ થી ૫૦૦ | ૧૪ | | ૫ | | ૬ | |
| ૫૦૦ થી વધારે | ૭ | | ૨ | | ૪ | |

આ ત્રણે સસ્થાઓમા ભણતા વિદ્યાર્થીઓની અડધી સંખ્યાના પાલકોની માસિક આવક રૂ. ૮૦ થી ઓછી છે. ફર્ગ્યુસન અને ન્યૂ ઇંગ્લિશ સ્કૂલના ૧૩% જેટલાના પાલકોની માસિક આવક રૂ. ૨૫ થી ઓછી છે. એ સ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓની અડધી સંખ્યા નોકરીઆતના બાલકોની છે

પૂનામા કેળવણીનો પ્રચાર થઈ રહ્યો છે તેની અસર, તેમજ આર્થિક સંકોચને લીધે છોકરા છોકરીઓની પરણવાની ઉમર પર ચોકખી અસર થઇ છે. આપણે ત્યા એવી અસર થઇ નથી એમ અનુમાન કરૂં છુ. આપણી કૉલેજોમા કોઈ અધ્યાપકો આવા આકડા કાઢીને પ્રગટ કરે તો સારૂં. આ કોષ્ટકમાં આપેલી વિગત તપાસો.

| સંસ્થા | વિદ્યાર્થીઓની સંખ્યા | પરણેલાં દર સેંકડે |
|---|---|---|
| ફર્ગ્યુસન કૉલેજ | ૧૧૭૬ | ૨૦ |
| સાગલી „ | ૨૮૪ | ૨૫ |
| ન્યૂ પૂના સ્કૂલના ત્રણ ઉપલા વર્ગો—છોકરાઓની ઉમર સરેરાશ ૧૬ થી ૧૮ - | ૮૮૨ | ૩·૬ |

પૂનામાં કન્યાઓને માટે હાઇસ્કૂલ છે તે સામાન્ય રીતે હુઝુર પાગાની સ્કૂલ કહેવાય છે. તેમા ૫૦૦ છોકરીઓ હાઇસ્કૂલમા (અંગ્રેજી વર્ગોમાં) ભણે છે અને તેમાંથી ૯૬ ટકા જેટલી કન્યાઓ કુમારી છે. મહારાષ્ટ્રની છોકરીઓ ગુજરાતી છોકરીઓ કરતાં મોટી ઉમરે મૅટ્રિકમાં જાય છે એટલે તેમની ઉમર ૧૭-૧૮-૧૯ હોય છે તે જોતાં આ પરિણામ ખાસ લક્ષમા લેવા જેવું છે.

(૬) **પછાત વર્ગોની ઉન્નતિ**—મુંબઇથી પાછા ફરતી વખતે હું નવસારી ઊતર્યો હતો. ત્યા અંત્યજ સેવા મંદિર છે તે વિષે મેં અનેકવાર લખ્યું છે ગુજરાતના હીરા જેવા યુવાનો ત્યાં કામ કરી રહ્યા છે. રાત્રે ઠક્કર બાપાની સાથે પાસેના એરુના એક ફળિયામાં દુબળાની નિશાળ જોવાને અમે ગયા. દુબળા એટલે ગુલામ, ઘણું કરીને કોઇ ધણિયામાના જીવન પર્યંતના ગુલામ. એ લોકોમાં કેટલાક જુવાનો આખો દિવસ નવસારીની વીશીમાં નોકરી કરે અને રાત્રે ભણવા આવે. નવસારીથી ત્રણ ચાર માઇલ દૂર હશે. એ બિચારાઓને શીખવવા માટે તદ્દન મામુલી પણ આત્મભોગી માસ્તરો હતા. બિચારા ગરીબ લોકોને શીખવવા માટે કેટલી થોડી સગવડો છે અને આપણા છોકરાંઓ માટે બધી સગવડો મળે છે. આ ભયંકર અન્યાય દૂર કરવાનો છે. વડોદરાની સરકાર એવી વિચારહીન છે કે આ ગુલામોએ બોર્ડિંગ સ્કૂલની માગણી કરી ત્યારે તેમની પાસેથી રૂ. ૧૦૦૦ ની માગણી કરવામાં આવી. તેમની પાસેથી ૧૦૦૦ પાઇ પણ નીકળે નહિ, એટલા જુવારના દાણા માત્ર નીકળે.

સુરત જિલ્લામાં ઘણો દારૂ પીવાય છે એ સૌ કોઈ જાણે છે, અને હાલમાં ત્યાં દારૂ-નિષેધનું કામ ખૂબ જોસભેર ચાલી રહ્યું છે. બારડોલીની અંદર અને તેની આસપાસના બ્રિટીશ તેમજ ગાયકવાડી અને હાલમાં રાજપીપળાના રાનીપરજોમાં ખાદીપ્રચારનું કામ ફેલાઇ રહ્યું છે અને તેની સાથે સાથે દારૂનિષેધનું કામ ચાલે છે. એની વ્યવસ્થા બહુ સારી છે કારણ કે ઘણાં થાણા છે. આ ચળવળની અસર બારડોલી, મઢુવા, વ્યારા, સોનગઢ, વાંકળ, માંડવી, ચીખલી વગેરેમા ઠીક થઈ છે. બીજી હિલચાલ ઓલપાડ તાલુકામા છે, ત્યાં કોળાઓની ન્યાતના બંધારણ મારફત દારૂનિષેધ થઇ રહ્યો છે. બાણું કહેવાનાં ૧૦૨ ગામોની અંદર રહેતા કોળાઓ આ નિષેધમાં જોડાયા છે અને ખૂબ મક્કમ રહ્યા છે આજ સુધીનો કડવો અનુભવ એવો છે કે ન્યાતનાં બંધારણ બહુ વખત સુધી ટકી રહેતાં નથી. જલાલ-પુર તાલુકામાં દારૂની દુકાનો પર સવિનય પિકેટીંગ ચાલે છે અને તેનું પરિણામ પણ હજી સુધી સારૂં આવ્યું છે. નવસારી વગેરે તાલુકાઓમા ગામડે ગામડે યુવક મંડળો' નીકળે છે અને તે દારૂ પીવાનું અટકાવે છે. આવી રીતે નવસારી પ્રાંત અને સુરત જિલ્લામાં એટલે પેશ્વાઇ "સુરત અઠાવીસી" મા ચાર અખતરા સાથે સાથે થઇ રહ્યા છે. પરિણામ શું આવશે તે કોણ જાણે ? પણ તે પ્રજાની જાગૃતિના ચિહ્નરૂપ છે એટલું તો જરૂર કહેવાય.

ડૉ. સુમન્ત મહેતા

# લોકચર્ચા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનારાં સ્ત્રીપુરુષોને અમે વિનંતી કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાનાં સ્થાનના લોકજીવનની, અથવા ગયા માસના પ્રસ્થાનમાં આપેલી પ્રશ્નાવલી પ્રમાણે પોતાની નાતની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

## પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ

પ્રશ્નોરા એક બ્રાહ્મણનાત છે, એટલું જ નહિ પણ પ્રશ્નોરા પોતે પોતાને ૭ નાગરમાના એક ગણે છે અને વડનગરા વગેરે બીજી નાગરનાતો એ દાવો કબૂલ રાખે છે.[1] અને નાગરજ્ઞાતિની ઉત્પત્તિ તથા તેના ઇતિહાસ સંબંધી જે અનેક ગ્રન્થો લખાયા છે તેમાં પ્રશ્નોરાને નાગર બ્રાહ્મણની એક ઉપજ્ઞાતિ ગણેલ છે. ( શ્રી. માનશંકર પીતાંબરદાસ મહેતાએ લખેલ નાગરોત્પત્તિમા નાગર સંબંધી લખાયેલા ગ્રન્થો તથા લેખોની મોટી યાદી આપી છે– પા. ૧ અને તેની ટીપ્પણી ૧–૨ )

ઇ. સ. ૧૯૦૧ ના વસ્તીપત્રક પ્રમાણે નાગર બ્રાહ્મણોના (૧) વડનગરા, (૨) વીશનગરા, (૩) પ્રશ્નોરા, (૪) સાઠોદરા, (૫) કૃષ્ણોરા, (૬) ચિત્રોડા અને (૭) બારડ એ પ્રમાણે પેટાભેદો ગણાવ્યા છે. અલબત્ત બારડ તો વડનગરા વગેરે બધી નાગરનાતોમાં મળે છે. જૂના વખતમાં કોઇપણ કારણથી બહિષ્કૃત થયેલા જથ્થાને બારડ કહે છે. પ્રશ્નોરા જ્ઞાતિમા પણ બારડ જ્ઞાતિ છે અને તેઓ ખોરાસા ( ખોરાસા ગામ ઉપરથી ) અથવા સોરઠી પ્રશ્નોરા કહેવાય છે. પણ વડનગરા પેઠે ગૃહસ્થ અને ભિક્ષુકનો ભેદ પ્રશ્નોરામાં નથી.

પ્રશ્નોરા જ્ઞાતિ હાલમા કાઠિયાવાડ, ગુજરાત અને રજપૂતાના ( દિલ્હી, મથુરા અને કાશીમા વસનારા કુટુંબોને પણ રજપૂતાનામાં ગણ્યાં છે. ) ના અનેક ગામોમાં વસે છે. અત્યારે ધંધા અર્થે છુટા છુટાં માણસો વેરાઇ જાય છે એ ન ગણીએ તો કાઠિયાવાડી પ્રશ્નોરાઓ અમરેલી, કુંડલા, ઉમરાળા, ચાવંડ, ચુડા, જામજોધપુર, જામનગર, જૂનાગઢ, જેતપુર, ધ્રાફા, પોરબંદર, બાબરા, બાયાવદર, માણાવદર, માળીઆહાટીના, મોરબી, લીલીઆ, વાસાવડ સીહોર અને મુંબઈમા મુખ્યત્ત્વે વસે છે.

ગુજરાતી પ્રશ્નોરાઓ અમદાવાદ, કટારીઆ, કુંડલા, ગાણોલ, જ્વારજ, ધનાળા, ધોળકા, નાનીખોરૂ, પચ્છેગામ, પાલીતાણા, બરવાળા, બાદીપડવા, ભડિયાદ,' ભાવનગર, ભોળાદ, મીતલી, લીલીઆ, વડોદ, વારણા, સીહોર, મુંબઇ વગેરે ગામોમાં વસે છે.

---

૧ આ દાવાના અનેક દાખલાઓમાંથી એક જ ટાકું છું. વિ. સંવત ૧૭૮૫ માં વેદાન્ત કલ્પલતિકા નામનો ગ્રન્થ ઉતારીને અન્તે પ્રશ્નોરા શ્રી. ગોવર્ધન ભટ્ટ अहिछत्रनागरज्ञातीयेन गोवर्धनेन એ રીતે લખે છે. અને વડનગરા નાગર (જુનાગઢના દીવાન) રણછોડજીએ એક પુસ્તકમા * નાગરો મળ્યાનાં પ્રશ્નોરા વિષે લખ્યું છે કે:—

નર્મદ પ્રશ્નોરા વપધારી
શંકર ભક્ત વેદ અધિકારી.

અને રાજસ્થાની પ્રશ્નોરા અજબગઢ, અલવર, કમરી, કાથી, કુમ્હેર, કોટા, ખોવા, ગુઢા, જયપુર, જુણોટા, ઝાલરાપાટણ, ડહલા, દરીબા, ફાદલાબાદ, ભુજ્જ, ખુજ, ભરતપુર, મથુરા, રાજગઢ, વસવા, સ્વામગંગા, સકટ, સૂરતગઢ, સાંકસનેહર, ખાર્ણું વગેરે ગામોમાં વસે છે.×

બીજી હિંદુજ્ઞાતિઓની ગામવાર વહેંચણી સાથે પ્રશ્નોરાની ગામવાર વહેંચણી સરખાવવા જેવી છે. અઢી હજાર માણસો (એક નાના ગામડાની વસ્તી) સાઠથી સીત્તેર ગામોમા વહેંચાયેલા છે. બીજા ઉપર આધાર રાખતો ધંધો એટલે એક ગામમાં વધારે સંખ્યા પોસાય જ નહિ. પણ આ સ્થિતિનો એક ફાયદો છે. ફાટી નીકળતા રોગમા કે દુકાળમાં પાસે પાસેનાં બેચાર ગામોમાં જ રહેતી નાની નાતનો જેમ નાશ થવાનો સંભવ છે તેમ અનેક ગામોમાં વહેંચાયલી નાતનો નાશ થવાનો સંભવ નથી.

પ્રશ્નોરાજ્ઞાતિની આ વર્તમાન સ્થિતિ; પણ પ્રશ્નોરાજ્ઞાતિ આવી ક્યાથી? આપણી જ્ઞાતિઓનું મૂળ શોધવું એ કઠણ, કેટલીકવાર અશક્ય કામ છે. જ્ઞાતિઓ વિષે ગ્રંથો લખનારાં પ્રાચીન લેખકોએ જ્ઞાતિઓનો ઇતિહાસ ઉકેલવાને બદલે પગેરાં ભૂંસી નાખ્યાં છે. નાગરખંડ, મોઢ-પુરાણ, વગેરેમાં જ્ઞાતિની ઉત્પત્તિને પૌરાણિકરૂપ આપવા જતા "સત્ય તત્ત્વોને એટલાં બધાં વિરૂપ કરી નાખ્યાં છે" કે એમાથી ઇતિહાસ ઉકેલવો એ 'લોઢાના ચણા ચાવવા જેવું છે' એમ શ્રી. માનશંકર પીતાંબરદાસ મહેતા કહે છે.

પ્રશ્નોરા, વડનગરા, વીશનગરા વગેરે નાગરો કે ઔદીચ્ય, શ્રીગોડ, શ્રીમાળી, મોઢ વગેરે બીજા બ્રાહ્મણો બધાનો ચાતુર્વર્ણ્યની દૃષ્ટિએ બ્રાહ્મણવર્ણમા અત્યારે સમાવેશ થાય છે અને પહેલા એ થતો એ હકીકતને ઐતિહાસિક રીતે જોઇએ તો મૂળ એક બ્રાહ્મણવર્ણમાંથી બધી બ્રાહ્મણજ્ઞાતિઓ ધીમે ધીમે વાડા બંધાઇને થતી ગઈ છે એ સત્ય સ્પષ્ટ તરી આવે છે. પહેલેથી જુદી જુદી જ્ઞાતિઓ હતી એમ, હું ધારું છું, કોઇ કહેતું યે નથી. પણ કઈ જ્ઞાતિ ક્યારે જુદી અસ્તિત્વમાં આવી એ નક્કી કરવું મુશ્કેલ થઇ પડે છે.

પ્રશ્નોરાજ્ઞાતિનો જ વિચાર કરીએ. પ્રશ્નોરાજ્ઞાતિનાં જુદાં જુદા ગોત્રોના જે વંશવૃક્ષો (આંબાઓ) મળે છે તેમાં દશ દશ બાર બાર પેઢીઓ મોટે ભાગે મળે છે. જ્ઞાતિના વૃદ્ધો એટલે કે વિ. સં. ૧૯૦૦ પહેલા જન્મેલા ઘણાઓ પોતાના ૭–સાત પૂર્વજો સુધીની અર્ધી જોયેલી અને અર્ધી સાંભળેલી વાતો કહેતા. આ ઉપરાત કેટલાક કુટુંબો પાસે પોતાના બાપદાદાઓએ લખેલાં કે લખાવેલા પુસ્તકો છે. આ પુસ્તકોની પુષ્પિકાઓમા તે તે કુટુંબનો થોડો ઇતિહાસ જળવાયો હોય છે. સદ્ગત મ. મ. શંકરલાલ માહેશ્વરે કેટલાંક પ્રશ્નોરા કુટુંબોની પોથીઓ આ દૃષ્ટિથી જોઇ હતી અને કેટલીક મેં પણ જોઇ છે. એ બધા ઉપરથી

× અહીં કાઠિયાવાડી (કે હાલારી), ગુજરાતી અને રાજસ્થાની એ ભેદ માત્ર ભૌગોલિક નથી, જુદા જુદા જથ્થાનો નિદર્શક છે, એ સ્પષ્ટ દેખાય એવું છે. ઉપર કહેલા ત્રણે જથ્થામાં થઇને પ્રશ્નોરા જ્ઞાતિની કુલ વસ્તી આશરે અઢી હજાર (કે ૨૬૦૦) ની છે (તેમાં ગુજરાતી લગભગ ૧૬૦૦, હાલારી લગભગ ૬૨૬–૬૩૦ અને રાજસ્થાની ૩૭૫–૮૦). કુલ એટલે કે ૭ અથવા સાતે નાગર જ્ઞાતિઓની વસ્તી આખા હિંદુસ્તાનમા પીસ્તાલીશ હજાર ઈ. સ. ૧૯૦૧માં હતી. (હાલમાં પચાસ હજાર ઉપર હોવી જોઇએ.)

વિ. સં. ૧૭૮૫, ૧૭૬૯, ૧૭૭૫ અને ૧૭૦૪માં કોઈ કોઈ પ્રશ્નોરાઓએ ગ્રન્થો ઉતારેલ દેખાય છે. અને વિ. સં. ૧૭૦૪માં લોલિમ્બરાજની પ્રત ઉતારનાર હાલારી પ્રશ્નોરા દેવજી ભટ્ટના પ્રપિતામહ વિશ્વેશ્વરથી ચાલેલો મૂલાણી કુટુંબનો એક આંબો મળે છે. હવે આ દેવજી ભટ્ટના પૌત્રે વિ. સં. ૧૭૭૫માં એક ગ્રન્થ ઉતાર્યો છે એ જોતા દેવજી ભટ્ટનો જન્મ વિ. સં. ૧૬૭૦–૭૫ ની આસપાસ અને એના પ્રપિતામહનો તેથી સો વર્ષ પહેલાં માનવામાં વાંધો લાગતો નથી–અર્થાત્ જામરાવળે વિ. સં. ૧૫૯૬માં જામનગર સ્થાપ્યું ત્યારે વિશ્વેશ્વર જામનગર આવ્યા અને એમણે સ્થાપનાના શ્લોકો રચ્યા વગેરે એ કુટુંબમાં કહેવાતી દંતકથાને સંભવિત માનવામા વાંધો નથી. આ રીતે હાલારી પ્રશ્નોરાનાં એક (મૃતકૌશિક) ગોત્રનો આબો ચારસો વર્ષથી પ્રશ્નોરાજ્ઞાતિનું અસ્તિત્વ દર્શાવે છે.* એ જ રીતે ગુજરાતી પ્રશ્નોરા કુટુંબોના કેટલાક આબાઓમા પણ જરૂર ચારસો વર્ષનો ઇતિહાસ સચવાયો છે. (પણ મને તારીખો મળી શકી નથી.) વળી ભોળાદના વચ્છસ ગોત્રના એક આંબામા બત્રીશ તેંત્રીસ પેઢીઓ મળે છે.× એટલે કે આ આબો સાતસો આઠસો વર્ષનું વૃક્ષ છે પણ એ વૃક્ષની શાખાઓ પ્રકાશ વગરની છે. જૂના કાળના કોઇ પુરુષની તારીખ મળતી ન હોવાથી આ જૂના આબાની ઐતિહાસિક કિંમત ઘણી ઘટી જાય છે. પણ આ જૂનું વંશવૃક્ષ વચ્છસ ગોત્રનું છે એ હકીકત ઉપયોગી છે.

ઘણા જૂના ઉત્કીર્ણ લેખોમા નાગરો અને નાગર બ્રાહ્મણોના ઉલ્લેખો મળે છે (જુઓ નાગરોત્પત્તિ) પણ પ્રશ્નોરાના ઉલ્લેખવાળો એક જ ઉત્કીર્ણ લેખ મારા જાણવામાં છે અને તે વિ. સં. ૧૬૩૦માં અહિછત્ર જ્ઞાતિના દેવદાસે નાનીબોરમાં કરાવેલા નારાયણ-પ્રસાદનો શિલાલેખ (જુઓ અહિછત્ર ત્રિમાસિક પુ. ૩, અંક ૭, પા. ૮૪). આમાં લેખ કોતરાવનારની બે પેઢી આપી છે.

ગ્રન્થકાર તરીકે પણ જૂના પ્રશ્નોરાઓને બહુ યશ મળે એમ નથી લાગતું. છેલ્લાં સાતસો આઠસો વર્ષમા નાગરોએ સંસ્કૃતમા અનેક ગ્રન્થો રચ્યાનું પ્રકાશમાં આવ્યું છે. પણ પ્રશ્નોરામા સદ્‌ગત મ. મ. શંકરલાલ માહેશ્વરે સાવિત્રીચરિત્ર વગેરે અનેક ગ્રન્થો સંસ્કૃતમા રચ્યાનું પ્રસિદ્ધ છે એ સિવાય વિ. સં. ૧૮૧૫ મા નાનીબોરમા જન્મેલા જગન્નાથ પંડિતે ભાગ્યમહોદય, નાગરમહોદય વગેરે ગ્રન્થો રચેલા છે. ભૂતકાળમા આથી ઊંડા ઉતરતાં ફક્ત ત્રણ નામો મળે છે.

(૧) કાશીમાં વસનાર વત્સગોત્રી અહિછત્ર દ્વિજે (પ્રશ્નોરાએ) મંત્ર મહોદધિના મનોગ્રન્થ વિ. સં. ૧૬૪૫ માં રચ્યો છે;

(૨) આ મહીધરના પુત્ર કલ્યાણે વિ. સં. ૧૬૪૪ માં બાલતંત્ર નામનો વૈદ્યનો એક ગ્રન્થ લખ્યો છે; અને

(૩) કલ્યાણના પ્રપૌત્ર તર્કવાગીશ વેણીદત્ત ભટ્ટે વિ. સં. ૧૭૭૪ મા રસતરંગિણીની રસિકરંજની નામની ટીકા અને અલંકારચંદ્રોદય નામના ગ્રન્થો લખ્યા છે. આ ત્રણે ગ્રન્થ-

---

* ચાવંડ, અમરેલીના હાલારી ભાર્ગવ ગોત્રનો પણ એક ચૌદ પેઢીનો આંબો મારી પાસે છે. જેમા મૂળ પુરુષથી ચોથા જયકૃષ્ણે સં. ૧૭૨૭મા અને બીજા કલ્યાણે સં. ૧૭૦૦મા ગ્રન્થો લખ્યા છે.

× શ્રી. દયાશંકર ભાઈશંકર શુક્લે આ આબો છપાવ્યો છે.

કારોએ પોતાના કુળ વિષે જે લખ્યું છે* તેનો સાર એટલો જ છે કે વત્સગોત્રના અહિચ્છત્ર નામના રત્નાકરના પૌત્ર મહીધરે તથા એના પુત્ર કલ્યાણે પોતાનો દેશ છોડી કાશીમાં વાસ કર્યો અને ત્યાં મંત્ર મહોદધિ વગેરે ગ્રન્થોની રચના કરી. આ પુરાવો પણ ચારસો કે વિ. સં. ૧૬૪૪માં ગ્રંથ લખનાર કલ્યાણના પ્રપિતામહ સાથું જોઈને બહુ તો સાડાચારસો પાંચસો વર્ષ પહેલાં પ્રશ્નોરાને મુકે છે. પણ એથી આગળ તો અંધારું જ રહે છે.

**અહિચ્છત્રજ્ઞાતિ નામ શાથી પડયું ?**—જેમ વડનગરા નામ વડનગર શહેર ઉપરથી અને વીશનગરા વીશનગર ઉપરથી, (મોઢ મોઢેરા ઉપરથી, શ્રીમાળી શ્રીમાળ કે ભિન્નમાળ ઉપરથી વગેરે અનેક દાખલાઓ છે) તેમ અહિચ્છત્રા અહિચ્છત્ર નગર ઉપરથી એ સાદી કલ્પના છે. પણ જૂના કાળમાં એક કરતા વધારે અહિચ્છત્ર નામના નગરો હોવાનું પુરાતત્ત્વજ્ઞો કહે છે. પણ પ્રાચીન સંસ્કૃત સાહિત્યમા તો એક જ ઉત્તર પાચાલની રાજધાનીરૂપ અહિચ્છત્ર પ્રખ્યાત છે. મહાભારતમા દ્રોણે પાચાલના રાજા દ્રુપદને હરાવી, પાંચાલના ઉત્તર અને દક્ષિણ બે વિભાગ પાડી ઉત્તર પાંચાલ (જેનું બીજું નામ અહિચ્છત્ર દેશ હતું) નુ રાજ્ય પોતે રાખ્યું વગેરે કથા છે. (**म. भा. अ. १४०**). આ કથા જાણનારા વૃદ્ધ પ્રશ્નોરાઓ પોતાને અહિચ્છત્રના, એટલે દ્રોણના કુળના માનતા. ઉત્તર પાંચાલનું આ અહિચ્છત્ર પ્રાચીન બૌદ્ધ સાહિત્યમાં પ્રસિદ્ધ છે. વળી કામસૂત્રકાર વાત્સ્યાયન "અહિચ્છત્રિકો વેશ્યા સાથે સસર્ગ જ નથી રાખતા" (**का. सू. २-७**) વગેરે જે અહિચ્છત્રિકોની પ્રશંસા કરે છે તે આ ઉત્તર પાચાલના વતનીઓની. આ અહિચ્છત્ર દેશનું અહિચ્છત્ર નગર બરે જિલ્લાના રામનગર ગામને ઠેકાણે હતું. ચીનાઇ મુસાફર યુવાનચંગના વખતમા એ શહેર આબાદ હતું અને પાશુપત મતના તીર્થસ્થાન જેવું હતું.

પણ આ ઉત્તર પાચાલના અહિચ્છત્રથી ઊતરી આવેલા બ્રાહ્મણો પ્રશ્નોરા હોય એમ મને લાગતું નથી, પરંતુ જાંગલદેશના એક અહિચ્છત્રનો ઉલ્લેખ પ્રાચીન સાહિત્યમાં મળે છે. પૃથ્વીરાજવિજય વગેરેમા અજમેરના ચૌહાણોના મૂળ પુરુષ વાસુદેવે અહિચ્છત્રપુરથી આવી

* अहिछत्रद्विजछत्र वत्सगोत्र समुद्भवः।
आसीद्रत्नाकरोऽभिम विद्याम्ख्यातो धरातले ॥
तत्तनुजोरामभक्तः ... ... ... ...
महीधरस्ततुत्पन्नः संसारासारतां विदन्
निजंदेशंपरित्यज्य गतो वाराणसीं पुरीम्
कल्याणाभिधपुत्रेण तथान्यैर्द्विजसत्तमैः
संप्रार्थितः स्वमत्यासौ नाम्नामंत्रमहोदधि-
अब्दे विक्रमतो जाते बाणवेदनृपैर्मिते
ज्येष्ठाष्टम्यां शिवस्याग्रे पूर्णो मन्त्रमहोदधिः ॥

કલ્યાણ રપષ્ટ કહે છે કે युगवेदरसाकारमिते वर्षे नभे रवौ पूर्णिमायां चकारेदं लिलेख च शिवालये ॥

ઉપર કહેલા લાલજી શુક્લે વિ. સ. ૧૭૬૪ માં જોડેલા ગરબામાં પ્રશ્નોરાને "અહિચ્છત્રા ઉજળી નાત" એ રીતે અહિચ્છત્રા કહેલ છે એ જોતા તે પહેલાં વીશ જ વર્ષે ગ્રન્થ લખનાર વેણીદત્ત ભટ્ટને તથા એના દાદા પરદાદાને અહિચ્છત્ર દ્વિજ એટલે પ્રશ્નોરા ગણ્યા વગર છૂટકો નથી.

( વિ. સં. ૭૪૩ની આસપાસમાં ) શાકંભરીમાં રાજ્યધાની સ્થાપી એમ કહ્યું છે ( જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૧). આ જાંગલ દેશનું અહિચ્છત્ર તે હાલનું નાગૌર (જોધપુર રાજ્યમા આવેલું ) એમ હિંદી વિદ્વાનો કહે છે ( જુઓ નાગરીપ્રચારિણી પત્રિકા ન. સં. ભા. ૨ અંક ૩ પૃ. ૩૨૮ ).

ગુજરાતમા ઐતિહાસિક કાળમા ઘણી વસ્તી રજપૂતાના મારવાડમાથી ઊતરી હોવાના અનેક પુરાવા છે. વળી શાકંભરી-( અજમેર ) ના ચૌહાણ રાજાઓ અને ગુજરાતના ચૌલુક્ય રાજાઓ છેક મૂળરાજના વખતથી એક બીજા સાથે લડયા કરતા તથા લગ્નસંબંધ પણ ઘણીવાર જોડતા. આ રીતે શાકંભરીથી બ્રાહ્મણોને ગુજરાતમાં આવવાનો માર્ગ સાવ સીધો હતો. બીજી એક હકીકત પણ ધ્યાનમા લેવા જેવી છે. અજમેરના ચૌહાણોનું વત્સગોત્ર ગણાય છે. આબો પણ એનો જ મોટો છે. ગુપ્ત ગોત્ર ક્ષત્રિયો પોતાના ગુરુ-પુરોહિતોનું ગોત્ર ધારણ કરે છે એમ સાભળ્યું છે. અર્થાત્ અહિચ્છત્રનો વત્સગોત્રનો કોઈ બ્રાહ્મણ-વત્સગોત્રી પ્રશ્નોરાનો કોઈ પૂર્વજ ચૌહાણોનો કુળગુરુ હશે. પણ જે જૂના કાળનો વિચાર ચાલે છે તે કાળમા હજી જ્ઞાતિઓ બંધાઇ નહોતી.

છઠ્ઠા સાતમા શતકનાં તામ્રપત્રોમા આનંદપુર કે આનર્તપુર વિનિર્ગત બ્રાહ્મણોને દાનો મળ્યાના ઉલ્લેખો મળે છે. આ પ્રકારના ઉત્કીર્ણ લેખોમાં ઇ. સ. ૧૧-૧૨ મા શતક સુધી અમુક ગામમા રહેનાર કે અમુક ગામમાંથી નીકળેલા બ્રાહ્મણોને અમુક દાન આપવામા આવે છે એ રીતે નોંધો મળે છે. છતા અગિઆરમા બારમા શતકમાં નાતો બંધાવા માંડી હતી. બીજા પ્રાન્તો કરતા ગુજરાતમા અત્યારે વધારે નાતો છે અને જૂના કાળમાં નાતો બંધાવાની શરુઆત પણ બીજા પ્રાન્તો કરતાં ગુજરાતમાં વહેલી થઇ લાગે છે. ઉત્કીર્ણ લેખો તથા પ્રબંધચિંતામણિ, સુકૃત સંકીર્તન, કીર્તિકૌમુદી વગેરે પ્રબંધો ઉપરથી, ઈ. સ. દશમા-અગિયારમા શતકમા ગુજરાતમાં પોરવાડ, મોઢ, શ્રીમાળી વગેરે વાણિયા નાતો અને નાગર જેવી બ્રાહ્મણ નાતો રહેતી હોય એમ જણાય છે.

ઇ. સ. ૧૧૫૨ના ગુજરાતના રાજા કુમારપાલના વડનગરના શિલાલેખમાં આનંદપુરનું નગર નામ સૌથી પહેલું વાચવામા આવે છે. અને વિ. સં. ૧૦૦૫ ( ઇ. સ. ૯૪૮ )ના હરસોલના દાનપત્રમાં નાગરપદનો ઉલ્લેખ પહેલવહેલો જોવામાં આવે છે ( કૌમુદી વર્ષ ૫ અં. ૨. મેવાડના ગુહિલોને પા. ૩૯૪-૩૯૫ ).

ટૂંકામા, દશમા અગિયારમા શતકથી ગુજરાતમા નાતોના વાડા બંધાવા માંડયા હોવાના પુરાવા મળે છે. વડનગરાનાગરો પણ એ અરસામા કાઇક વહેલા જુદા પડયા હશે.* પહેલાં ચમત્કારપુર ( વડનગર )ના બ્રાહ્મણોમા ભોજનનો;જ નહિ પણ લગ્નનો પણ

* શ્રી. માનશંકર પીતાંબરદાસ મહેતા ઇ. સ. ચોથા શતકમાં આનન્દપુરનું નામ ત્યાના બ્રાહ્મણોએ નગર પાડયુ અને ઈતર બ્રાહ્મણોનો સસર્ગ છોડી દઇ નાગર સંજ્ઞા ધારણ કરી એમ કહે છે ( નાગરોત્પત્તિ પા. ૭૫-૭૬-૮૦ ). પણ નાગરસજ્ઞાનો સ્પષ્ટ ઉલ્લેખ ઇ. સ. દશમા શતક પહેલા નથી મળતો ( અને વધારે તો બારમા તેરમા શતકથી મળે છે ) એમ એ પોતે જ કબૂલ રાખે છે. વળી મેવાડના રાણાનો મૂળ પુરુષ આનન્દપુરનો બ્રાહ્મણ (નાગર) હતો અને તે વડનગરથી નાગડા જઇને છઠ્ઠા શતકમાં રાજા થયો એ કલ્પના શ્રી. મા. પી. મહેતા માન્ય રાખે છે. એ જોતા છઠ્ઠા શતક સુધી તો બ્રાહ્મણો ક્ષત્રિય પણ થઈ શકતા. ઇ. સ. છઠ્ઠા સાતમા શતક સુધી શકહૂણ વગેરે પરદેશીઓ પણ ચાતુર્વર્ણ્યમા ભળી ગયા છે એમ ઘણા પુરાતત્ત્વજ્ઞો માને છે.

ઝાઝો પ્રતિબંધ નહોતો પણ પછી ગડબડ થતી જોઇને (ચંદ્ર બ્રાહ્મણ કન્યાને પરણી ગયો એ જોઈને) ભર્તૃયજ્ઞે વ્યવસ્થા કરી એમ નાગરખંડ કહે છે. (અ. ૧૯૯—૨૦૦). આ વ્યવસ્થા ક્યારે થઇ? ચોક્કસ કહેવું મુશ્કેલ છે છઠ્ઠા સાતમા શતક પછી અને દશમા પહેલાં એમ મારું અનુમાન છે.

**પણ પ્રશ્નોરા ક્યાંથી અને ક્યારે નાગર થયા?**--નાગરખંડમાં પ્રશ્નોરા વિષે કે વીશનગરા વગેરે બીજા નાગરો વિષે કશો ઉલ્લેખ નથી. માત્ર એક કથા કાંઇક સૂચક છે. નાગરખંડ (અ-૧૦૭)મા કહ્યું છે કે "હાટકેશ્વરક્ષેત્રના ચમત્કારપુરમાં વસતા વત્સગોત્રના બ્રાહ્મણ ચિત્રશર્માએ શંકરનું તપ કરી વરદાન મેળવી હાટકેશ્વરના લિંગની ચમત્કારપુરમાં સ્થાપના કરી, તથા ત્યાંના બ્રાહ્મણોમાં પ્રથમ પદ મેળવ્યું." (નાગરોત્પત્તિ પા. ૪૬) હવે નાગરખંડનું ચમત્કારપુર એ જ વડનગર, પણ વડનગરાનાગરોમાં વત્સ નામનું ગોત્ર જ નથી, પણ પ્રશ્નોરામાં વત્સગોત્ર મોટું છે. ઉપર કહેલા મહીધર વગેરે વત્સગોત્રી હતા. આંબો પણ એ ગોત્રનો જ મોટો મળે છે. આ કથા ઉપરથી અહિચ્છત્રથી પાછળથી આવેલો વત્સગોત્રી ચિત્રશર્મા હાટકેશ્વર પૂજાનો વડનગરમા પ્રચાર કરીને ત્યાંના બ્રાહ્મણોમાં ભળી ગયો પણ પોતાનું અહિચ્છત્ર ભૂલ્યો નહિ એમ કલ્પના થઇ શકે. આ કલ્પના માટે સીધો પુરાવો કશો નથી, એ હું સ્વીકારું છું.

વિ. સં. ૧૦૩૧ના ધારાના વાક્પતિરાજ મુંજના તામ્રપત્રમા ધનિકના પુત્ર વસન્તાચાર્યને દાન આપ્યાનો લેખ છે. આ લેખમા આ વસંતાચાર્યને અહિચ્છત્ર વિનિર્ગત કહેલ છે. પણ અહિચ્છત્ર વિનિર્ગત બ્રાહ્મણ વિષે આ એક જ ઉલ્લેખ મને મળ્યો છે અને તે પછી છેક વિ. સં. ૧૬૪૪-૪૫મા અહિચ્છત્ર જ્ઞાતિનો પહેલો ઉલ્લેખ મળે છે. આ બે તારીખો વચ્ચેના છસો વર્ષના ગાળામા ક્યારે અહિચ્છત્ર નામ બંધાયુ?

એકના ૭ નાગરો ક્યારે થયા? એ પણ ચોક્કસ કહેવું મુશ્કેલ છે. વલ્લભકવિએ, નાગર સંકીર્તનમાં શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસે તથા એ ઉપરથી સદ્ગત મણિલાલ નભુભાઇએ, એક દંતકથા ઉતારી છે કે રાજા વીશલદેવે વીશલનગર વસાવી જે નાગર બ્રાહ્મણોને આપ્યું તે વીશનગરા, ષટ્પદ (રેવાતટે છપાદર) આપ્યું તે સાઠોદરા, પ્રશ્નિપુર આપ્યું તે પ્રશ્નોરા વગેરે (જુઓ ગુજરાતના બ્રાહ્મણો પૃ. ૯) પણ પ્રશ્નિપુર નામનું કોઇ ગામ ગુજરાતમાં જણાતું નથી. વળી આ વીશલદેવ ગુજરાતનો વાઘેલો રાજા હતો એમ કેટલાક માનતા પણ અજમેરના ચૌહાણ રાજા વીશલદેવ ત્રીજાએ ઇ. સ. ૧૧મા શતકમા વીસલનગર વસાવી વડનગરના નાગરબ્રાહ્મણોને દાનમાં આપ્યું ત્યારથી વીશલનગરા વગેરે ભેદો થયા એમ શ્રી. માનશંકર પીતાંબરદાસ મહેતાએ આ દંતકથાના આધારો તપાસી નક્કી કર્યું છે તે યથાર્થ લાગે છે. (જુઓ નાગરોત્પત્તિ પા. ૮૪,૮૫ તથા જુઓ કાઠિયાવાડ ગેઝીટીઅર. વૉટસન પણ અજમેરના ચૌહાણ વીશલદેવે વીશનગર વસાવ્યુ માને છે) પણ નાગરોના ૭ યે ભેદો એક સાથે પડ્યા એમ માનવાનું કારણ નથી. વૉટસન ખરુ જ કહે છે કે "આ પ્રકારનાં કારણોથી ચિત્રોડા વગેરે બીજા ભેદો પણ પડ્યા (એજન).

છેક વલ્લભીકાળથી વલ્લભી રાજાઓ તથા ભરૂચના ગુર્જરો આનંદપુર કાન્યકુબ્જ વગેરે ગામોમાંથી સારા બ્રાહ્મણોને બોલાવી ગુજરાતમાં રાખવા લાગ્યા હતા, પણ મૂળરાજે અને

તેના અનુયાયી ચૌલુક્ય રાજાઓએ બહારથી ઘણા બ્રાહ્મણોને બોલાવ્યા હોવાનું તથા તેઓને દાનો આપ્યાં હોવાનું સ્થાનિક પુરાણો, માહાત્મ્યો, દંતકથા વગેરે ઉપરથી જણાય છે. (જુઓ બોમ્બે ગેઝીટીઅર પુ. ૧ ભા. ૧ પા. ૧૬૧ ) અને એ કાળથી ગુજરાતમાં જે બ્રાહ્મણો આવ્યા અને જુદા ગામમા રહ્યા તેઓ નાતો રૂપે જ દેખાય છે.

પ્રશ્નોરા નામ શી રીતે પડયું એનો તો પત્તો જ લાગતો નથી. પ્રશ્નિપુર, પિશુનહર, પિષ્ટયા, પ્રશ્ન વગેરે અનેક વ્યુત્પત્તિઓ સૂચવવામા આવે છે પણ એકેય સંતોષકારક નથી ( જુઓ નાગરોત્પત્તિ પા. ૮૬ ). પણ અહિચ્છત્રા ( પ્રશ્નોરા ) વીશનગરાની પે પછી ઘણું કરી બારમા તેરમા શતકમા ધોળકાના વાઘેલાના કદાચ આશ્રિત થઇને અહિચ્છત્રથી વડનગર થઇને ગુજરાતમા આવી રહ્યા હશે એમ માનવું સયુક્તિક છે. ગુજરાતી પ્રશ્નોરાઓનો બોરૂ, ભોળાદ, વારણા વગેરે જે ગામોમાં મુખ્ય વસવાટ છે તે એક કાળે ધોળકાના રાજાઓનો મુલક-ધોળકાની નજીક જ આવેલો હતો. કર્ણ વાઘેલો હાર્યા પછી પણ ધોળકાના વાઘેલાના વંશજો કે ભાયાતો સાણંદના ઠાકોરો થયા અને પ્રશ્નોરાઓને તેઓએ કાંઇક આશ્રય આપ્યો હશે.

પ્રશ્નોરા નાતનો આથી વધારે ઇતિહાસ મારા જાણવામા નથી. કાઠિયાવાડમા તો ગુજરાતમાથી જ ધીમે ધીમે ગયા છે. અને રાજપૂતાનામા પણ બસો વર્ષ પહેલા ગુજરાતમાંથી જ ગયા છે. આ રીતે છુટા પડી જવાથી આ ત્રણે વિભાગમા સંબંધ ઓછો થયો છે એ વાત ખરી છે, પણ કેટલીક જ્ઞાતિઓમાં લગ્નવ્યવહારના પ્રતિબંધવાળા ધોળો હોય છે તેવા આ વિભાગો નથી. જામનગર, જુનાગઢ ગુજરાતથી દૂર હોવાથી એ ગામો સાથે લગ્નસંબંધના દાખલા ઓછા મળે એ સ્વાભાવિક છે પણ જામનગર જુનાગઢનો અમરેલી કુંડલા સાથે ચાલુ લગ્નસંબંધ અને અમરેલી ચાવંડનો ગુજરાત સાથે ચાલુ લગ્ન સંબંધ; આ રીતે કાઠિયાવાડ ગુજરાતનો સંબધ ચાલુ રહ્યો છે, ( દાખલા મેં આપણી જ્ઞાતિનું દિગ્દર્શન પા ૮-૯મા આપ્યા છે ) પણ ગુજરાતના કશ્યપ ગોત્રના એક આંબામા આઠ પેઢીએ અને કૌશિક ગોત્રના એક આંબામા છ જ પેઢીએ રાજપૂતાનાના તે તે ગોત્રના પ્રશ્નોરાઓ મળી જતા હોવા છતા રાજપૂતાના સાથે હાલાર કે ગુજરાતને લગ્નવ્યવહાર રહ્યો નથી, ભોજનવ્યવહાર છે.

**પ્રશ્ન ૧ થી ૬, ૯-૧૦ અને ૧૪નો** જવાબ ઉપર આવી ગયો હવે બાકીના જવાબો ટુંકામાં આપી દઉં.

**પ્રશ્ન-૭-૮** પરંપરાગત ધંધો-કથા, જ્યોતિષ, વૈદું એ બ્રાહ્મણ ધંધાઓ પહેલા હતા. કથા લગભગ બધ થઇ છે, વૈદુ ચાલે છે અને શિક્ષકનો દાક્તરનો વકીલનો વગેરે શિક્ષિત ધંધાઓમાં હમણા પ્રશ્નોરા પડવા માડયા છે. કોઇક વેપાર પણ કરે છે.

**પ્રશ્ન-૧૧**-નાતની અટકો પાઠક, મહેતા, પંડયા, દાદાવેદા, પટ્ટણી, મૂલાણી વગેરે અટકો છે, પણ એ બદલ્યા કરે છે અને બહુ સૂચક નથી રહી.

* છ નાગરોમાં વડનગરા પહેલા નબરના, વીશનગરા બીજા નબરના ( એક સાઠોદરા વિદ્વાનના કહેવા પ્રમાણે ), સાઠોદરા ત્રીજા નબરના વગેરે માન્યતા છે. આ કાલાનુક્રમ સૂચક હશે ? કે સખ્યા સૂચક ? પ્રશ્નોરાનો કેટલામો નંબર ? ગમે તેમ વીશનગરા પછી છુટા પડયા એમ માનવું યોગ્ય છે.

પ્રશ્ન—૧૨–જ્ઞાતિ સમસ્તમાં ગોત્રો નીચે પ્રમાણે છે અને ગોત્રવાર વસ્તીસંખ્યા કૌંસમા આપી છે. ૧ વચ્છસ્ (વત્સ) (૬૭૦), ૨ કશ્યપ (૫૨૧), ૩ સાખ્યાયન (૨૫૯), ૪ પારાશર (૨૪૪) ૫ ભારદ્વાજ (૨૭૭) ૬ કૌશિક (૧૯૬), ૭ ભાર્ગવ (૧૫૮), ૮ માંડવ્ય (૧૨૧) ૯ ધૃતકૌશિક (૫૪) ૧૦ દક્ષસ (૯)

[ આ ગોત્રવાર વસ્તી સંવત ૧૯૭૩ના વસ્તીપત્રક ઉપરથી આપી છે. એ વસ્તીપત્રકમાં કેટલોક ફેર હતો અને પછી પણ ફેર પડ્યો હશે. ]

આ દશમાંથી ગુજરાતમા અને રાજપૂતાનામા ધૃતકૌશિક નથી, અને હાલારમા કશ્યપ નથી.

જુદા જુદા ગોત્રના પ્રવરો ગોત્ર પ્રવરના સામાન્ય ધોરણ પ્રમાણે છે અને ઉપર કહેલા વસ્તીપત્રકમાં આપેલ છે. ગોત્ર બહાર જ લગ્ન કરવાના રિવાજને લીધે માતાના સપિંડમાં નજીક નજીક લગ્ન કરવાનો પ્રસંગ આવ્યો છે. ત્રણ ત્રણ પેઢીએ–એટલે કે મામા ફઇનાં છોકરાંનાં છોકરાં પરણ્યાના હાલારમાં અનેક દાખલા છે. असपिण्डा च यामातुः એ મનુના નિયમની આ સ્થિતિ થઈ છે.

પ્ર૦—૧૩–એક ભાર્ગવો આશ્વલાયની શાખાના ઋગ્વેદાધ્યાયી છે, બાકી બધાં ગોત્રો યજુર્વેદની માધ્યદિની શાખાનાં અનુયાયી છે. ( જુઓ ઉપર કહેલું વસ્તીપત્રક ) પણ ભાર્ગવોને પોતાને ઘણીવાર વેદની ખબર ન હોવાથી અને કોઈ વાર પોતે એકલા પડી જતા હોવાથી તેઓ યજુર્વેદને અનુસરી કર્મો કરે છે એમ જોયું છે.

પ્ર૦—૧૪–પ્રશ્નોરાના બારોટ છે. એક બારોટ વડોદરામાં રહે છે અને ત્યાં ચોપડા છે. પણ હું એ ચોપડા જોઇ શક્યો નથી એટલે ઉપર આપેલો ઇતિહાસ તે તે સાધનો ઉપરથી ઉપજાવેલો છે. બાકીના ચોપડાઓ કોઈએ જોવા જોઇએ.

પ્ર૦—૧૫–વડનગરા નાગર તથા નાગરબ્રાહ્મણ પેઠે પ્રશ્નોરા પણ બીજી કોઈ બ્રાહ્મણ નાત સાથે ભોજનવ્યવહાર રાખતા નથી, નાગરો સાથે પણ નહિ, અને નાગરો પેઠે જ નવેણ ( નાહીને કોઇ વસ્તુને અડયા વગર જમવું વગેરે ) પાળે છે. અલબત્ત પાછલા પચ્ચીશેક વર્ષથી નવેણ લુપ્તપ્રાય થવા માંડી છે અને ભોજનવ્યવહારની ઘણી છૂટ ચાલી છે.

પ્ર૦—૧૬–યજમાનવૃત્તિ ખરી—કોઈ કોઇ કુટુંબો પાસે લાગા પણ ખરા.

પ્ર૦—૧૭–લગ્ન વગેરેની રૂઢિઓ સૂત્રગ્રન્થોને અનુસરતી નાગરોને મળતી ( કેટલોક ફેરફાર પણ ખરો ) પણ સાદી અને લેવડદેવડ વગરની. પરણતી વખતે વરને ખૂપ પહેરાવે છે તે જરા વિચિત્ર છે. એક ઉપર બીજી સ્ત્રી ન થાય એ નિયમ વડનગરા પેઠે પ્રશ્નોરામાં પણ છે.

મરણ, વૈધવ્ય વગેરેના રિવાજો બીજી બ્રાહ્મણ નાતોને મળતા જ છે. ખાસ કાંઈ નથી.

પ્ર૦—૧૮–સમસ્ત નાગરોના ઇષ્ટદેવ હાટકેશ્વર પ્રશ્નોરાના પણ ઇષ્ટદેવ ગણાય છે. હાટકેશ્વરનું મંદિર નાનીખોરૂમા છે.

દેવીભક્તિ વડનગરા સાઠોદરા જેવી પ્રશ્નોરામા નથી દેખાતી અને ભાગવત કથાનાં ધંધાને લીધે વૈષ્ણવ ધર્મના અને કયાંક સ્વામીનારાયણ માર્ગના પણ અનુયાયી મળે છે.

પ્ર૦—૧૯-૨૦–ખાસ દેવદેવીની માનતા કે કુલદેવીનું બહુ જોર નથી, અલબત્ત સ્ત્રીઓમાં પોતપોતાનાં ગોત્રની માતાને અમુક અમુક વ્યવહાર અનુકૂળ નથી વગેરે વહેમો છે ખરા.

પ્ર૦—૨૧-બીજી બ્રાહ્મણ નાતોના પ્રશ્નોથી જુદા કોઇ પ્રશ્નો પ્રશ્નોરાના હોય એમ મને દેખાતું નથી-માત્ર નાત ટૂંકી છે, અને તેને લીધે નવા જમાનાની કેટલીક મુશ્કેલીઓ પડે તે જુદી વાત. દા. ત. હાલારી પ્રશ્નોરાને વર ગોતવો હોય તો તે વખતે યોગ્ય ઉમ્મરના ૨૫-૩૦ કે વધારે ઓછા કુંવારા છોકરામાથી જ પસંદગી કરવાની રહે. વગેરે.

પ્ર૦—૨૨-વિલાયત જઇ આવનારાઓની સંખ્યા બીજી કોઇપિણ સમાન વસ્તીની નાત કરતા વધારે અને ભોજનવ્યવહારમાં છૂટ એ બે જ અત્યારે તો નાતમાં સુધારા દેખાય છે. નાત બહાર લગ્નો હજી થયા નથી. બે પ્રશ્નોરાઓ ખોરાસામાં પરણ્યા છે. પણ હજી નાતે એનો સ્પષ્ટ સ્વીકાર કર્યો નથી ( એથી ઊલટું પણ નથી કર્યું ).

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**કવિતા અને સાહિત્ય વૉલ્યુમ ૪:**—કર્તા : સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ. પ્રકાશક : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ બી. એ. કિંમત એક રૂપિયો.

સદ્દગત સર રમણભાઇના સાહિત્યલેખોનો આ છેલ્લો વિભાગ છે, આમાં તેમનો હાસ્યરસ ઉપરનો નિબંધ છે, તેમની પ્રગટ અપ્રગટ કવિતાઓ અને ચાર વાર્તાઓ છે. હાસ્યરસનો લેખ તો પહેલા સ્વતંત્ર પુસ્તકમા પ્રસિદ્ધ થઇ ગયો છે એટલે અહીં તેને માટે વિશેષ લખવાની જરૂર નથી. માત્ર એટલું કહીશું કે સર રમણભાઈ આપણા સાહિત્યમાં હાસ્યના ઉત્તમ લેખક છે તેમ હાસ્યના ઉત્તમ મીમાંસક પણ છે, અને આ નિબંધ આપણા આ વિષય ઉપરના વિવેચનસાહિત્યમાં હજી અદ્વિતીય જ રહ્યો છે. તેમની કવિતાઓમા અત્યાર સુધી જે સારી ગણાઇ છે તેમા થોડી જ આ સંગ્રહમાંથી ઉમેરાશે. સંગ્રહ જોતાં જણાય છે કે સદ્દગત સાક્ષરની કીર્તિ કવિ કરતા વિવેચક તરીકે રહેશે, અને લાંબા લેખન ગાળામા તેમણે ઘણા ઓછાં કાવ્યો લખ્યાં છે તે પણ એ બતાવી આપે છે. છેવટે ચાર ટૂંકી વાર્તાઓ છે. તેમા ત્રીજી સર કોનન ડોઇલની એક વાર્તાનો અનુવાદ છે અને બીજી તેના જ અનુકરણમા લખેલી ગુન્હો પકડવાની ચમત્કારક વાર્તા છે. પહેલી 'તારાના અભિજ્ઞાન'ની વાર્તા ઊંડી લાગણી કરે તેવી છે. તેમાં પતિ, ગેરસમજનો ખુલાસો થતા, ત્યાગ કરેલી પત્નીનો ફરી પશ્ચાત્તાપપૂર્વક સ્વીકાર કરે છે. પણ એક દંપતીના મેળાપ માટે આખી બે ટ્રેનોનો અકસ્માત કરાવવો એ હવે કંઇક જની થએલી વાર્તાનિર્માણની રીતિનો દાખલો છે. છેલ્લી "ચીઠ્ઠી"ની વાર્તા સદ્દગત લેખકની કટાક્ષમય વાર્તાનો નમૂનો છે. આપણા પામર વ્યવહારમા ચિઠ્ઠીનો કેટલો ઉપયોગ થાય છે તે આમા એક તરફથી દેખાય છે તો બીજી તરફથી 'ગરજવાનને અક્કલ નહિ' એ કહેવતનું પ્રત્યક્ષ દર્શન પણ થાય છે. વાર્તાની રચના ઘણી જ સાદી છે, અને તેનું હાસ્ય અસરકારક છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ આ લેખો સુગમ કરી આપી સાહિત્યની સેવા કરી છે.

**રોમનો ઇતિહાસ** :—અનુવાદકઃ આત્મારામ મોતીરામ દિવાનજી, બી. એ., છપાવી પ્રસિદ્ધ કરનારઃ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ બી. એ આસિ સેક્રેટરી, અમદાવાદ. કિંમત બાર આના.

આ જાતના પુસ્તકની અગત્ય વિશે કહેવાની જરૂર જ નથી. પણ આવા પુસ્તકો માત્ર અનુવાદ હોય એના કરતાં સ્વતંત્ર લખાવાની વિશેષ જરૂર છે. સદ્‌ગત નવલરામભાઇએ ઇંગ્લંડનો ઇતિહાસ જેમ હિંદની દૃષ્ટિએ લખ્યો તેમ રોમનો લખાવો જોઇએ; ખાસ કરીને એટલા માટે કે હિંદ ઉપરની ઇંગ્લંડની બાદશાહત રોમન બાદશાહતની અનેક રીતે નકલરૂપ છે. આવા પુસ્તકો સ્વતંત્ર લખાવવા જતા વેતન કે પારિતોષિક કે ઑનરેરિયમ વધારે આપવું પડે, અને સોસાઇટી અત્યારે જેટલાં પુસ્તકો પ્રકાશિત કરી શકે છે તેટલાં ન કરી શકે, પણ હવે આવા અનુવાદો ઉપયોગી નહિ થઈ શકે. ગુજરાતી ભાષા પ્રગતિની એ ભૂમિકાએ આવી છે જ્યારે આવા વિષય ઉપર સ્વતંત્ર પુસ્તકો લખાવા જોઇએ. આવા જ્ઞાનનાં પુસ્તકો ઓછા વંચાય છે તે અમે જાણીએ છીએ, છતા આ પ્રકારના કેવળ અનુવાદના પુસ્તકોના વાચનનો કેટલી વ્યક્તિઓ લાભ ઉઠાવે છે, સોસાઈટીના કાયમી ઘરાકોમાંથી પણ કેટલા તે વાચે છે, તે જાણવાની યોજના થાય, તેમનો આવા પુસ્તકો વિશેનો અભિપ્રાય જાણવાની યોજના થાય તો આ બાબતમા નવું દિશાસૂચન મળે. પુસ્તકમાં અંતે વિગતવાર સૂચી આપવી જોઇએ. મૂળ પુસ્તકનું નામ પ્રસ્તાવનામાં આપવું રહી ગયું છે, તે તરફ ધ્યાન ખેંચીએ છીએ.

**વિચાર સ્વાતંત્ર્યનો ઇતિહાસ**:—અનુવાદકઃ ખુશવદનલાલ ચંદુલાલ ઠાકોર, બી. એ., છપાવી પ્રસિદ્ધ કરનાર ઉપર પ્રમાણે કિંમત એક રૂપિયો.

મૂળ પુસ્તક પ્રો. બેરીને હાથે લખાએલું હોમ યુનીવર્સિટી લાયબ્રેરીમાં પ્રસિદ્ધ થએલું છે, અને પ્રસ્તાવનામા તેની પ્રશંસા કરી છે તેની સાથે અમે સમત છીએ. પણ ઉપરના પુસ્તક વિશે અમે લખ્યું તે જ આને માટે અમારે સવિશેષ કહેવાનું છે. આ પુસ્તક કેવળ જ્ઞાન આપવાને નથી, પણ સમાજની ઉદારતા કેળવવાને છે, અને એ કામ માટે પુસ્તક આપણા દેશકાલની ભૂમિકાથી લખાયું હોય તો જ સારું થાય આપણા ઇતિહાસમાં વિચારસ્વાતંત્ર્ય હતું કે નહિ, હતું તો કેવી મર્યાદામા હતું, અત્યારે આપણી કેવી સ્થિતિ છે એ પ્રશ્નો જ મુખ્ય રીતે આપણને વિચાર કરવાને પ્રેરે. બીજી સંસ્કૃતિઓમા શું બન્યું, અને કેમ બન્યું એ એ પછીનો પ્રશ્ન છે. એટલું બધું ન થઇ શકે તો છેવટ આપણી સ્થિતિ વિશે એક ઉપસંહારનું પ્રકરણ ઉમેર્યું હોત કે ઉપોદ્‌ઘાતરૂપે આપણા વિશે કંઇક કહ્યું હોત તો સારું. આને અંતે પણ સૂચીપત્ર હોય તો સારું.

**પૌરાણિક કથાકોષ**. તૃતિય ખંડ પૃ. ૩૨૧ થી ૪૪૮ :—કર્તાઃ ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી, બૅરિસ્ટર ઍટ-લૉ. છપાવી પ્રસિદ્ધ કરનાર ઉપર પ્રમાણે આના આગલા બે ખંડોની સમાલોચના થઈ ગઈ છે તેથી વિશેષ અહીં કહેવાનું નથી.

**ગૃહલક્ષ્મી** :—અનુવાદકઃ મહાશંકર ઇંદ્રજી દવે. પ્રકાશક ઉપર પ્રમાણે. કિમ્મત આઠ આના.

પુસ્તકનું ઝરતુ ઉપયોગી છે. અને દૃષ્ટિ સર્વત્ર ડહાપણ ભરેલા વ્યવહારની છે. ગૃહવ્યવસ્થાને માટે દરેક સ્ત્રીને વાંચવા લાયક છે. બંગાળીમાં મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં બાળાઓ

પ્ર૦—૨૧-બીજી બ્રાહ્મણ નાતોના પ્રશ્નોથી જુદા કોઇ પ્રશ્નો પ્રશ્નોરાના હોય એમ મને દેખાતું નથી-માત્ર નાત ટૂંકી છે, અને તેને લીધે નવા જમાનાની કેટલીક મુશ્કેલીઓ પડે તે જુદી વાત. દા. ત. હાલારી પ્રશ્નોરાને વર ગોતવો હોય તો તે વખતે યોગ્ય ઉમ્મરના ૨૫-૩૦ કે વધારે ઓછા કુંવારા છોકરામાથી જ પસંદગી કરવાની રહે. વગેરે.

પ્ર૦—૨૨-વિલાયત જઇ આવનારાઓની સંખ્યા બીજી કોઇપણ સમાન વસ્તીની નાત કરતા વધારે અને ભોજનવ્યવહારમાં છૂટ એ બે જ અત્યારે તો નાતમાં સુધારા દેખાય છે. નાત બહાર લગ્નો હજી થયા નથી. બે પ્રશ્નોરાઓ ખોરાસામાં પરણ્યા છે. પણ હજી નાતે એનો સ્પષ્ટ સ્વીકાર કર્યો નથી ( એથી ઊલટું પણ નથી કર્યું ).

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**કવિતા અને સાહિત્ય વૉલ્યુમ ૪:**—કર્તા : સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ. પ્રકાશક : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ બી. એ. કિંમત એક રૂપિયો.

સદ્દગત સર રમણભાઇના સાહિત્યલેખોનો આ છેલ્લો વિભાગ છે. આમાં તેમનો હાસ્યરસ ઉપરનો નિબંધ છે, તેમની પ્રગટ અપ્રગટ કવિતાઓ અને ચાર વાર્તાઓ છે. હાસ્યરસનો લેખ તો પહેલાં સ્વતંત્ર પુસ્તકમા પ્રસિદ્ધ થઇ ગયો છે એટલે અહીં તેને માટે વિશેષ લખવાની જરૂર નથી. માત્ર એટલું કહીશું કે સર રમણભાઈ આપણા સાહિત્યમા હાસ્યના ઉત્તમ લેખક છે તેમ હાસ્યના ઉત્તમ મીમાંસક પણ છે, અને આ નિબંધ આપણા આ વિષય ઉપરના વિવેચનસાહિત્યમાં હજી અદ્વિતીય જ રહ્યો છે. તેમની કવિતાઓમા અત્યાર સુધી જે સારી ગણાઇ છે તેમાં થોડી જ આ સંગ્રહમાંથી ઉમેરાશે. સંગ્રહ જોતાં જણાય છે કે સદ્દગત સાક્ષરની કીર્તિ કવિ કરતા વિવેચક તરીકે રહેશે, અને લાંબા લેખન ગાળામાં તેમણે ઘણાં ઓછાં કાવ્યો લખ્યાં છે તે પણ એ બતાવી આપે છે. છેવટે ચાર ટૂંકી વાર્તાઓ છે. તેમા ત્રીજી સર કૉનન ડૉઇલની એક વાર્તાનો અનુવાદ છે અને બીજી તેના જ અનુકરણમા લખેલી ગુન્હો પકડવાની ચમત્કારક વાર્તા છે. પહેલી 'તારાના 'અભિધાન'ની વાર્તા ઊંડી લાગણી કરે તેવી છે. તેમાં પતિ, ગેરસમજનો ખુલાસો થતા, ત્યાગ કરેલી પત્નીનો ફરી પશ્ચાત્તાપપૂર્વક સ્વીકાર કરે છે. પણ એક દંપતીના મેળાપ માટે આખી બે ટ્રેનોનો અકસ્માત કરાવવો એ હવે કંઇક જની થએલી વાર્તાનિર્માણની રીતિનો દાખલો છે. છેલ્લી "ચીઠ્ઠી"ની વાર્તા સદ્દગત લેખકની કટાક્ષમય વાર્તાનો નમૂનો છે. આપણા પામર વ્યવહારમાં ચિઠ્ઠીનો કેટલો ઉપયોગ થાય છે તે આમા એક તરફથી દેખાય છે તો બીજી તરફથી 'ગરજવાનને અક્કલ નહિ' એ કહેવતનું પ્રત્યક્ષ દર્શન પણ થાય છે. વાર્તાની રચના ઘણી જ સાદી છે, અને તેનું હાસ્ય અસરકારક છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ આ લેખો સુગમ કરી આપી સાહિત્યની સેવા કરી છે.

**રોમનો ઇતિહાસ** :—અનુવાદકઃ આત્મારામ મોતીરામ દિવાનજી, બી. એ., છપાવી પ્રસિદ્ધ કરનારઃ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ બી. એ. આસિ. સેક્રેટરી, અમદાવાદ. કિંમત બાર આના.

આ જાતના પુસ્તકની અગત્ય વિશે કહેવાની જરૂર જ નથી. પણ આવાં પુસ્તકો માત્ર અનુવાદ હોય એના કરતા સ્વતંત્ર લખાવાની વિશેષ જરૂર છે. સદ્ગત નવલરામભાઇએ ઇંગ્લંડનો ઇતિહાસ જેમ હિંદની દષ્ટિએ લખ્યો તેમ રોમનો લખાવો જોઇએ; ખાસ કરીને એટલા માટે કે હિંદ ઉપરની ઇગ્લંડની બાદશાહત રોમન બાદશાહતની અનેક રીતે નકલરૂપ છે. આવા પુસ્તકો સ્વતંત્ર લખાવવા જતા વેતન કે પારિતોષિક કે ઑનરેરિયમ વધારે આપવું પડે, અને સોસાઇટી અત્યારે જેટલાં પુસ્તકો પ્રકાશિત કરી શકે છે તેટલાં ન કરી શકે, પણ હવે આવા અનુવાદો ઉપયોગી નહિ થઈ શકે. ગુજરાતી ભાષા પ્રગતિની એ ભૂમિકાએ આવી છે જ્યારે આવા વિષય ઉપર સ્વતંત્ર પુસ્તકો લખાવા જોઇએ. આવાં જ્ઞાનના પુસ્તકો ઓછા વંચાય છે તે અમે જાણીએ છીએ, છતાં આ પ્રકારના કેવળ અનુવાદના પુસ્તકોના વાચનનો કેટલી વ્યક્તિઓ લાભ ઉઠાવે છે, સોસાઈટીના કાયમી ઘરાકોમાંથી પણ કેટલા તે વાચે છે, તે જાણવાની યોજના થાય, તેમનો આવાં પુસ્તકો વિશેનો અભિપ્રાય જાણવાની યોજના થાય તો આ બાબતમા નવું દિશાસૂચન મળે. પુસ્તકમાં અંતે વિગતવાર સૂચી આપવી જોઇએ. મૂળ પુસ્તકનું નામ પ્રસ્તાવનામા આપવું રહી ગયું છે, તે તરફ ધ્યાન ખેંચીએ છીએ.

**વિચાર સ્વાતંત્ર્યનો ઇતિહાસ**:—અનુવાદકઃ ખુશવદનલાલ ચંદુલાલ ઠાકોર, બી. એ., છપાવી પ્રસિદ્ધ કરનાર ઉપર પ્રમાણે કિંમત એક રૂપિયો.

મૂળ પુસ્તક પ્રો. બેરીને હાથે લખાએલું હોમ યુનીવર્સિટી લાઇબ્રેરીમા પ્રસિદ્ધ થએલું છે, અને પ્રસ્તાવનામા તેની પ્રશંસા કરી છે તેની સાથે અમે સંમત છીએ. પણ ઉપરના પુસ્તક વિશે અમે લખ્યું તે જ આને માટે અમારે સવિશેષ કહેવાનું છે. આ પુસ્તક કેવળ જ્ઞાન આપવાને નથી, પણ સમાજની ઉદારતા કેળવવાને છે, અને એ કામ માટે પુસ્તક આપણા દેશકાલની ભૂમિકાથી લખાયુ હોય તો જ સારું થાય આપણા ઇતિહાસમા વિચારસ્વાતંત્ર્ય હતું કે નહિ, હતું તો કેવી મર્યાદામા હતું, અત્યારે આપણી કેવી સ્થિતિ છે એ પ્રશ્નો જ મુખ્ય રીતે આપણને વિચાર કરવાને પ્રેરે. બીજી સંસ્કૃતિઓમા શું બન્યું, અને કેમ બન્યું એ એ પછીનો પ્રશ્ન છે. એટલું બધું ન થઇ શકે તો છેવટ આપણી સ્થિતિ વિશે એક ઉપસંહારનું પ્રકરણ ઉમેર્યું હોત કે ઉપોદ્ઘાતરૂપે આપણા વિશે કંઇક કહ્યું હોત તો સારું. આને અંતે પણ સૂચીપત્ર હોય તો સારું.

**પૌરાણિક કથાકોષ**, તૃતિય ખંડ પૃ ૩૨૧ થી ૪૪૮ :—કર્તાઃ ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી, બૅરિસ્ટર ઍટ-લૉ. છપાવી પ્રસિદ્ધ કરનાર ઉપર પ્રમાણે. આના આગલા બે ખંડોની સમાલોચના થઈ ગઈ છે તેથી વિશેષ અહીં કહેવાનું નથી

**ગૃહલક્ષ્મી** :—અનુવાદકઃ મહાશંકર ઇંદ્રજી દવે. પ્રકાશક ઉપર પ્રમાણે કિમ્મત આઠ આના.

પુસ્તકનું વસ્તુ ઉપયોગી છે. અને દષ્ટિ સર્વત્ર ડહાપણ ભરેલા વ્યવહારની છે. ગૃહવ્યવસ્થાને માટે દરેક સ્ત્રીને વાચવા લાયક છે. બગાળીમાં મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં બાળાઓ

માટે તે પાઠ્યપુસ્તક હતું, અને અહીં પણ સ્ત્રીઓને આના વાચનથી લાભ મળે તેમ છે. હાલ સ્ત્રીઓનું લક્ષ સ્ત્રીપુરુષ સંબંધી પ્રશ્નો ઉપર વિશેષ ગયું છે. તેની સામે વાંધો હોઇ શકે નહિ, અને એ પ્રશ્નોની ચર્ચા થવી જ જોઇએ, પણ તેથી આવા વિષય, દુર્લક્ષ્યને પાત્ર થતા નથી.

**શ્રી હરિલીલા ષોડશ કલા, ઉત્તરાર્ધ-નોટ્સ** :—સંપાદકઃ રા. રા. અંબાલાલ બુલાખીદાસ જાની બી. એ. પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત બાર આના

વિષ્ણુદાસ ભીમકૃત શ્રી હરિલીલા ષોડશ કલાનું આજ લેખકે સંપાદન કરેલું હતું, તેના ઉપર આમા વિસ્તૃત ટીકા આપેલી છે. પુરાણોના ઉલ્લેખો વિગતવાર આપેલા છે. મૂળ પુસ્તક ઉપરનો ઉપોદ્‌ઘાત આ પછી પ્રસિદ્ધ થશે.

**ગોરક્ષાકલ્પતરુ**:—લેખક વાલજી ગોવિન્દજી દેસાઇ. મુદ્રક અને પ્રકાશકઃ સ્વામી આનંદ, નવજીવન મુદ્રણાલય, સારંગપુર, અમદાવાદ, કિ. સાડા ચાર આના.

ગાંધીજીની આપણા જીવન અને સાહિત્ય ઉપર એક મહાન અસર થઈ છે તે એ છે કે રૂઢિમા જડ થઇ ગએલી ધર્મવૃત્તિને આપણે બુદ્ધિ—ન્યાય—તર્કશુદ્ધ કરવાને પ્રેરાયા છીએ. અત્યાર સુધી ગાય તરફની ધર્મવૃત્તિ કેવળ પાંજરાપોળમા અને કસાઇવાડેથી પૈસા આપી ઢોર છોડાવવામા પૂરાઇ રહી હતી, તેના ઉપર ગાંધીજીએ બુદ્ધિનો પ્રકાશ પાડવા માડયો. તેથી આવી ગોરક્ષા પ્રવૃત્તિએ નવું સ્વરૂપ લીધું છે. આ પુસ્તક તેનું ફળ છે. આના લેખકે બતાવી આપ્યું છે કે નવી કેળવણી લીધેલ સાહિત્યપ્રિય ગુજરાતી પણ આકડા સાથે કુસ્તી કરી શકે છે. આ પુસ્તકમા આપેલા ફકરા અને આકડા ઉપરથી જ જણાશે કે આપણે જે વિષયોનો અભ્યાસ અને સ્વતંત્ર વિચાર કરવો જોઇતો હતો તે બધો અત્યાર સુધી અંગ્રેજો જ ઘણે ભાગે કરતા આવ્યા છે. આપણા પ્રશ્નો અને પ્રવૃત્તિઓ ઉપર અહીં નવો જ પ્રકાશ પડે છે. પુસ્તક સાદી રીતે લખાયુ છે અને આંકડા એવી રીતે મૂકેલા છે કે વસ્તુસ્થિતિ અને આપણું કર્તવ્ય એ આંકડા જ બોલી નાંખે છે. વિદ્યાપીઠે જોડણી-કોષ કાઢી એકધારી જોડણી કરી તે પહેલા આ પુસ્તક પ્રગટ થયું છે એટલે લેખકની વિલક્ષણ જોડણી આમા આવે છે. કવચિત્ લેખકે હજી સાહિત્યમા નહિ થએલા નવા પ્રયોગો કર્યા છે, તે તરત નજરે ચઢે છે. જેમકે, વિષયને આગળ વિસ્તારતા "ત્યાંથી ચાલતા"નો પ્રયોગ. પણ આ સર્વ વિશિષ્ટતા સાથે પુસ્તક સુવાચ્ય છે, અને પોતાનો ઉદ્દેશ સચોટ રીતે પાર પાડે છે. ગોરક્ષાનો પ્રશ્ન આપણા દુર્ભાગ્યે કોમી થઇ જાય છે પણ વાસ્તવિક રીતે દરેક હિંદીએ તેને હિંદના પ્રશ્ન તરીકે વિચારવો જોઇએ.

**બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ** :—લેખક મહાદેવ હરિભાઇ દેશાઇ. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. કિ. બાર આના

બારડોલીએ વધારેલી કિસ્ત ન આપીને સત્યાગ્રહ કર્યો તેમા સરકારનો પુષ્કળ જુલમ સહન કર્યો, છેવટે સરકારે ત્રાહિત અમલદારોદ્વારા તપાસ કરાવી અને લોકપક્ષ ખરો પડ્યો તે તો હજી ગઇ કાલની વાત છે આ પુસ્તકમાં આ બધાનો લગભગ ૪૦૦ પાનામાં ઇતિહાસ છે. પોતાની નિકટના સમયનો ઇતિહાસ લખવો બહુ અઘરો છે પણ આ પુસ્તક પ્રામાણિક સત્યનિષ્ઠાથી લખાયું છે તે પાને પાને દેખાશે

સત્યાગ્રહનો એક શસ્ત્ર તરીકે પ્રયોગ એ હજી નવી જ વાત છે એ માટે તેનો

અભ્યાસ કરવાની જરૂર છે. લડાઈ લડવાની રીત ઘણી સાદી અને સરલ તરીકે એ યુદ્ધ દરમિયાન નિરૂપાઈ હતી, અને એ એક રીતે સાચું પણ છે, પણ તેમા પણ, સામાન્ય યુદ્ધની પેઠે વ્યૂહરચના, કુનેહ, આગાહી, સંયમ, અને સૈનિકોના પ્રેમની કેટલી જરૂર છે તે પણ આ વૃત્તાન્તમાથી શીખવાનું છે.

પુસ્તક, વસ્તુને છાજે તેવી શૈલીમાં લખાએલું છે. યુદ્ધના વર્ણનને તેમાં ઉત્સાહ છે, અને સત્યાગ્રહને યોગ્ય તેમાં સત્યની ચીવટ અને ભાષાની ચોકસાઈ છે. આખું પુસ્તક તપ અને ફલ એમ બે ભાગમા વ્હેંચાએલું છે. પહેલા ભાગમાં સત્યાગ્રહ માટે તાલુકો તૈયાર થયો અને લડયો તેનું વર્ણન છે, અને બીજામા તપાસ સમિતિ પાસે થએલા કામનું વર્ણન છે. પહેલા ભાગમાં શ્રીયુત વલ્લભભાઈના ભાષણોના ફકરામાં અત્યારે પણ એ જ ઓજસ-અનુભવી શકાય છે; ગુજરાતી ભાષાની શક્તિના નમૂનારૂપે અને એક જીવન્ત વિચારબળ તરીકે તે આપણા સાહિત્યમાં હમેશ રહેશે. બીજામાં મહેસૂલને માટે કઈ રીતે તપાસ થઈ તે વર્ણવ્યું છે. તેમાથી એવું ઘણું નીકળશે જે આખા ગુજરાત જ નહિ પણ આખા હિન્દની ખેતીની સ્થિતિ સમજવામાં ઉપયોગી થઈ પડે.

પુસ્તક દરેક ઘેર અને દરેક પુસ્તકાલયમાં રાખવા યોગ્ય છે.

**ગુજરાતનું પાટનગર અમદાવાદ** :—લેખકઃ રત્નમણિરાવ ભીમરાવ બી. એ. પ્રકાશકઃ ગૂજરાત સાહિત્ય સભા, અમદાવાદ. કિં. રૂ ૬

આ પુસ્તકને અનેક દૃષ્ટિએ જોઈ શકાય. એક તો આ અમદાવાદ વિશેની સર્વ હકીકતનો સંગ્રહ છે. પુસ્તકની પુરોવચનિકામાં શ્રી. કે. હ. ધ્રુવે કહ્યું છે તેમ આમા શું નથી એ કહેવું મુશ્કિલ છે. અંગ્રેજી સંસ્કૃત અને ફારસી સર્વ સામગ્રીમાંથી જેટલી મળી શકે તેટલી હકીકત અહીં એકત્રિત કરી મૂકી છે. આ અમદાવાદ સર્વસંગ્રહ છે.

પણ આ સર્વ હકીકતનાં સંગ્રહ ઉપરાત ઇતિહાસનું પુસ્તક પણ છે. અમદાવાદ છેલ્લા પાંચ સૈકાના ગુજરાતના ઇતિહાસનું કેન્દ્ર નહિ તો મહત્ત્વનું મથક તો છે. કર્તાને ઇતિહાસનો શોખ છે અને ઇતિહાસના છૂટા છવાયા હાડકાપાસળાને કલ્પનાની અંજલિથી સજીવન કરવાની તેમની શક્તિ આ પુસ્તકમા દેખાય છે. આખું પુસ્તક એક સાધારણ અભ્યાસવાળો માણસ પણ રસથી વાચી શકે એવું છે. ઇતિહાસને અંગે તેમણે માત્ર ઐતિહાસિક બનાવોને જ નથી પ્રત્યક્ષ કરાવ્યા પણ ઇતિહાસમા ઉલ્લેખાએલા પ્રાચીન સ્થળો વિશે પણ શોધખોળ કરી તેમના સ્થાનો નક્કી કરવા પ્રયત્ન કર્યો છે. એવો એક સફળ પ્રયત્ન શાહઆલમના રોજા સંબંધી તેમણે પહેલા પણ કરેલો જેનો આ પુસ્તકમાં ઉપયોગ થયો છે. તેમણે આપેલા મુસલમાની સમયના ઇતિહાસ સંબંધી એવી ટીકા થઈ છે કે લેખકે મુસલમાન રાજકર્તાઓ તરફ પક્ષપાત બતાવી મરાઠાઓ તરફ કંઈક અન્યાય કર્યો છે. આ લેખમાલાનો ઉત્તર લેખક તરફથી જ પ્રસિદ્ધ થવાનો છે, તે થયા પછી મતોની તુલના કરવી ઠીક પડે. પણ એટલું તો જરૂર કહી શકાય કે મુસલમાની રાજકર્તાઓના ધાર્મિક ઝનુન વગેરે દોષોની ઐતિહાસિક તુલના કરતાં તેના સામેના પક્ષમાં અત્યારની સ્થિતિ નહિ પણ જગતના બીજા દેશોની તે કાલની સ્થિતિ મૂકવી જોઈએ, અને એમ કરતાં મુસલમાનોનું ઝનુન બીજા દેશોથી વધારે તો કોઈ રીતે જણાશે નહિ. બીજું એ કે ગુજરાતની દૃષ્ટિએ તો મુસલમાનો અને મરાઠાઓની રાજકીય કારકિર્દીની તુલના કરતા

એટલું કહેવું પડશે કે મુસલમાની કારકિર્દીમાં ગમે તેટલું ખરાબ હોવા છતાં તેના અવશેષમા કંઇક પણ અભિમાનથી સાચવી શકાય તેવું નીકળશે, પણ મરાઠા કારકિર્દીમાંથી એવું નહિ નીકળી શકે. આનાં ઐતિહાસિક કારણોમા મરાઠાઓનો પ્રજાકીય સ્વભાવ ગણવો, કે તેમને દેશ જીત્યા પછી બંદોબસ્ત કરવાનો સમય ન મળ્યો એમ ગણવું કે પ્રજાના પુરુષાર્થથી ન ફેરવી શકાય એવી કોઇ કારણ પરંપરા ગણવી, અથવા આ બધાં કારણોમાંથી અનેક હોય તો દરેકની કેટલી જવાબદારી ગણવી તે દુર્ઘટ પ્રશ્ન છે, અને સદ્ભાગ્યે તે આ પુસ્તકને અંગે અત્યારે પ્રસ્તુત પણ નથી. પણ એક ઐતિહાસિક હકીકત તરીકે ઉપરની તુલના અમને ખરી લાગે છે.

પુસ્તકની મર્યાદામા વર્તમાન સામાજિક સ્થિતિ અને તેનો પૂર્વનો ઇતિહાસ બન્ને આપે છે. દરિયા કિનારાના કે એવા કોઇ પણ કુદરતી લાભ ન છતાં, અને રાજધાની અને દેશના લશ્કરી બંદોબસ્તનું કેન્દ્ર મટયા પછી પણ અમદાવાદ પોતાનું મહત્ત્વ સાચવી રહ્યું છે, ઊલટું કંઇક વધારી શક્યું છે તે તેની પ્રજાની દૂરદર્શિતા, ડહાપણ, ઉદ્યોગપરાયણતાને આભારી છે. વર્તમાન પુરુષોની મહત્તા આંકવાનું જવા દઇ, અમદાવાદનો ઇતિહાસ, તેના મોટા કુટુંબોનો ઇતિહાસ, અને તેના મહાજનોની નામાવલી વાચતાં, શરમાળ, બિનશેખીખોર અમદાવાદ પણ, પ્રથમ પંક્તિના નહિ તો બીજી પંક્તિના સમાજાભિમાની, કાર્યકુશળ નાગરિકોની અવિચ્છિન્ન પરંપરાનું અભિમાન લઈ શકે એમ જણાય છે. અને અમદાવાદના વેપારરોજગાર વિશે વાચતાં એટલું નવું જાણવાનું મળે છે કે અહીંની વેપારની સ્થિતિ સંબંધી અને તેની પ્રગતિ માટે શું કરવું જોઈએ તે સંબંધી તો સ્વતંત્ર પુસ્તક લખવાની આવશ્યકતા છે.

આ પુસ્તક અમદાવાદના અને તેની આસપાસનાં સ્થાપત્ય કલાનાં ધામોની હકીકત માટે પણ અત્યાર સુધીના પુસ્તકોમાં અદ્વિતીય છે. દરેક સ્થાનનો ઇતિહાસ આપ્યો છે તે ઉપરાત તેની ખૂબી વિશે પણ સવિસ્તર વિવેચન કરેલું છે. આ ભાગ ઘણો રસિક છે અને કર્તાએ આ વિષયમાં થોડું ઉમેરી તેનું એક સ્વતંત્ર પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે તે યોગ્ય કર્યું છે.

પુસ્તકમાં પુષ્કળ ફોટાઓ આપેલા છે અને સ્થાપત્યના અલંકારો પણ ઠેકઠેકાણે છૂટાછવાયા આપેલા છે. તે ઉપરાત એક નકશો પણ આપેલો છે. દરેક સ્થાને હકીકતને માટે પ્રમાણ આપેલું છે અને તેની સ્વતંત્ર ચર્ચા કરી પોતાનો સ્વતંત્ર મત પણ આપેલો છે. પુસ્તકને છેડે મહત્ત્વના નામોની સૂચી આપેલી છે. પુસ્તક અમદાવાદ સંબંધી હરકોઈ વિષયને માટે માહિતીપૂર્ણ છે.

આવા ૮૦૦ પાનાના પુસ્તકને અહીં ન્યાય આપી શકાય એમ નથી. આ સંબંધી એક બે સૂચનાઓ માત્ર કરી આ સમાલોચના પૂરી કરીશું. પુસ્તક એક જ વરસમાં લખવાનું હોવાથી ઉતાવળમાં લખાયું છે. કેટલાક ભાગોનાં પુનરાવર્તનો ઓછાં કરી શકાય, કેટલાક ભાગો થોડા ટુકાવી શકાય, તો આ પુસ્તક જેટલું સરલ લખાયું છે તેટલું દરેકને સુલભ થાય. બીજી આવૃત્તિમા જોડણીના રહી ગએલા દોષો પણ સુધારી શકાશે. ગુજરાત સાહિત્ય સભાએ પોતાનો મહોત્સવ ઊજવવા માટે પુસ્તકની યોગ્ય પસંદગી કરેલી છે. અને લેખકે અને સંસ્થાએ બન્નેએ આપણ સાહિત્ય વ્યવહારથી પરાઙ્મુખ રહે છે એ આક્ષેપને ખોટો પાડ્યો છે. પુસ્તક ખાનગી તેમજ જાહેર દરેક પુસ્તકાલયમાં રાખવા યોગ્ય છે. પ્રજાએ આને ઉત્તેજન આપવું જોઇએ.

## પત્ર ૧૮ મો

કેમ્બ્રિજ માસ,
તા. ૩–૨–૩૦

સ્નેહી ભાઈશ્રી,

આજે જગત આખાની દૃષ્ટિ કોઈ પણ મુલક પર સૌથી વધારે ચોટી હોય તો તે હિંદુસ્તાન પર છે. જર્મની કે ફ્રાન્સ, ઇંગ્લેન્ડ કે અમેરિકા–સૌ દેશોના પત્રો હિંદુસ્તાનની નેશનલ કૉંગ્રેસ અને તેના નેતા ગાંધીના સમાચારોથી ભરચક છે અને હિંદુસ્તાનના ભાવિ વિશે જાતજાતની કલ્પનાઓ થાય છે. અત્યાર સુધી હિંદુસ્તાન બહારનું જગત એમ માનતું હતું કે ગાંધી ('ઘાન્ડી')ની સત્તા નબળી પડી છે અને એમણે એમનો અહિંસાનો અખતરો સમેટી લીધો છે. પણ છેલ્લા ચાર મહિનાના સમાચારોએ આ ભ્રમને રહેવા દીધો નથી, ઊલટું, ગાંધીનો બોલ પહેલા કરતા યે વધારે ઝડપથી હિંદુસ્તાનના લોકો ઉપાડી લે છે એમ સૌ માને છે.

હિંદુસ્તાન અને ઇંગ્લેન્ડ વચ્ચેનો સબંધ જગતની અદાલતમા આજે ચર્ચાય છે. લીગ ઑફ નેશન્સ વિશે આ દેશમા પ્રચારકાર્ય કરવા આવેલા જનરલ સ્મટસને પણ પોતાના વ્યાખ્યાનમા હિંદુસ્તાનના પ્રશ્નનો ઉલ્લેખ કરવો પડે છે તે કહે છે કે "ડુમિનિયન સ્ટેટસ (સાંસ્થાનિક સ્વરાજ્ય) એ જ આ કોયડાનો ઊકેલ છે અને ઇંગ્લેન્ડે તે માટે હિંદુસ્તાનને બાહેધરી આપી છે."

જાનેવારીની છઠ્ઠીએ અહીંના સિમ્ફની હોલમાં ૩૦૦૦ મનુષ્યો સમક્ષ જનરલ સ્મટસે ભાષણ આપ્યું. હાર્વર્ડના પ્રેસિડન્ટ લાવેલ પ્રમુખસ્થાને હતા અને ઓળખાણ કરાવનાર તરીકે લીગ ઑફ નેશન્સના જૂના કોષાધ્યક્ષ (Treasurer) કેનેડાવાળા સર હર્બર્ટ આમ્સની પસંદગી કરી હતી. સર આમ્સે પ્રેસિડન્ટ વિલ્સન અને જનરલ સ્મટસની લીગની જનેતા તરીકે ઓળખ આપી અમેરિકાને પ્રેસિડન્ટ વિલ્સનને પગલે ચાલવા અનુરોધ કર્યો. જનરલ સ્મટસે લીગ ઑફ નેશન્સની ઉત્પત્તિ અને ઇતિહાસનું વર્ણન કરી જણાવ્યું કે:

"લીગ ઑફ નેશન્સ એ આખી માનવજાતિનું બચ્ચું છે (offspring of the human race) અને દુનિયાભરમા વસતા માનવ કુટુમ્બની એકતાનું પ્રતીક છે (symbol of the unity of human family). ૨૦૦૦ વર્ષ પર ભગવાન ઇસુએ જે આદર્શ રજુ કર્યો હતો તે આદર્શને મૂર્તિમંત કરવા મથનાર લીગ ઑફ નેશન્સ છે. (Peace on Earth and Good Will among Men).

"લડાઇની સામે આજે એણે જેહાદ પોકારી છે (outlawed war). રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેની તકરારોનો નિવેડો હથિયારોથી નહિ પણ સમાધાનીને માર્ગે, ચર્ચાને માર્ગે આણવા તેણે જાહેર કર્યું છે. મહાયુદ્ધ જાહેર થયું તે પહેલા સર એડવર્ડ ગ્રેએ ઇંગ્લેન્ડ, જર્મની, ફ્રાન્સ, રશિયા વગેરે દેશોના અગ્રગણ્ય નાયકોને એક જગ્યાએ ભેગા કરવા ખૂબ

જાય છે એમ તેઓ માનતા હતા અને લડાઈ પછી જે સિદ્ધાંતો માટે લડાઇ જાહેર થઇ તે સિદ્ધાંતો તેમને પોતાને પણ લાગુ પડશે એની તેમને ખાતરી હતી.

"લડાઇ પછી ૧૯૧૭નો ઢંઢેરો બહાર પડયો અને મોણ્ટેગ્યુ–ચેમ્સફર્ડને નામે ઓળખાતા સુધારા ૧૯૧૯ મા દાખલ થયા. પણ તે પછી કમનસીબ અમૃતસરનો હત્યાકાંડ બન્યો અને હિંદુસ્તાનના કેટલાક લોકોએ ગાંધીની આગેવાની નીચે બ્રિટિશ સરકાર સામે અસહકાર પોકાર્યો. ગાંધી પોતે અહિંસાના ઉપદેશક છે અને આધ્યાત્મિક દૃષ્ટિએ જોતાં શાન્તિના હથિયારોમાં અસહકાર એ છેલ્લામાં છેલ્લુ શસ્ત્ર છે. ( Non-Cooperation is the last word in the spiritual weapons of the Universe ), આજે આ દેશમાં અને મારા દેશમા દેવળના માચડા પર ઊભા રહી ઘણા યે પાદરીઓ શાન્તિની ઉદ્‌ઘોષણા કરે છે પણ એ બધાનો ઉપદેશ આ ગાંધીના ઉપદેશ આગળ પાણી ભરે છે. He is almost like a Vigin Boy of Mother Mary speaking to us again. જાણે કે કુંવારી મેરીનો પુત્ર ફરી અવતાર લેઇ શાન્તિનો ઉપદેશ જગતને ન સંભળાવતો હોય તેવી તેની વાણી છે.

" પણ, ગૃહસ્થો, જાણે કે એ જ ગાંધીના ધોતિયા નીચે સંતાઇને એના જ અનુયાયીઓએ પોલિસ પર ગોળીબાર કર્યો ( showered bullets from under his loin-cloth ) અને ગાંધીએ અસહકારની ચળવળ સમેટી લીધી. બે વરસ પછી લેબર ગવર્નમેન્ટે આવી એને જેલમાથી બહાર કાઢયો ત્યારે તેની સત્તા તૂટી ગઈ હતી અને એના અનુયાયીઓ સરકાર સામે લડવા કૌન્સિલોમા દાખલ થયા હતા

" તે પછી બ્રિટિશ સરકારે હિંદુસ્તાનને આગળ વધારવા માટે a second great move–બીજું એક મોટું ડગલું ભરવાનું નક્કી કર્યું અને તે માટે એક કમિશનની નિમણૂક કરી. એ કમિશનના પ્રમુખ તરીકે ઇંગ્લેન્ડના નામાંકિત લિબરલ લૉયર સર જ્હૉન સાયમનની પસંદગી કરી અને બે લેબર મેમ્બરને પણ તેમાં નીમ્યા. આમાં એક પણ હિંદીની નિમણૂક કરી નહિ એથી એ મગરૂર અને અભિમાની દેશને ( aproved and sensitive people ) માઠું લાગ્યું અને એ દેશના કેટલાક પ્રતિષ્ઠિત આગેવાનોએ એ કમિશનનો બહિષ્કાર કર્યો છતા સર જ્હૉન સાયમનની સાથે દેશના સૌથી વધારે પ્રતિનિધિત્વવાળા આગેવાનોએ સહકાર કર્યો અને કમિશનના કામમાં સહાય કરી. (It secured the good will and cooperation in a great measure of the most representative Indians in the Country+). દરમિયાન ઇંગ્લેન્ડમાં ચુંટણી શરુ થઈ અને લેબર પાર્ટીએ એના ચુંટણીના એકરારમા હિંદુસ્તાનના સ્વનિર્ણયના હકને સ્વીકારી જણાવ્યું કે સ્વરાજ ભોગવવાનો હિંદુસ્તાનનો હક છે અને બ્રિટિશ શહેનશાહતમાં બીજાઓના જેવું જ તેનું સ્થાન છે. ( It believes in the right of the Indian people to self–determination and self-government and believes in India as an equal partner, like the other members, in the British Commonwealth of Nations )

+ Sir Sankaran Nair and others.

"લેબર પક્ષના સત્તામાં આવ્યા પછી હિંદીવજીર વેજ્વૂડ બેને ( one of those pure white man ) મિ. બાલ્ડવિનના પસંદ કરેલા કૉન્ઝર્વેટિવ વાઇસરૉય લૉર્ડ અરવિન સાથે મળી અસંદિગ્ધ જાહેરનામું ( An unequivocal and momentous Declaration ) બહાર પાડ્યું કે સાંસ્થાનિક સ્વરાજ્ય એ હિંદુસ્તાનનુ ભાવી છે અને તે તરફ કૂચ કરવા શા શા ઉપાયો લેવા તે માટે સર્વે પક્ષોની બનેલી ગોળમેજી પરિષદ ભરવી. મારા એક મિત્ર જેઓ છેલ્લાં ત્રણ વર્ષ થયાં હિંદુસ્તાનમા છે તેમણે મને લખી જણાવ્યું કે જે શિક્ષિત હિંદીઓના સહવાસમા તેઓ આવ્યા છે તેમના મન પર આ જાહેરનામાની ઘણી જ ઊંડી અસર થઇ છે અને છેલ્લા ત્રણ વર્ષમાં એટલા ઉશ્કેરાયેલા તેમને તેમણે ક્યાઇ જોયા નથી.

"મિ. ગાધી જેનું મહત્ત્વ વાઇસરૉયથી બીજા નંબરે અને કેટલીક બાબતોમા બીજે નહિ પણ પહેલે છે, તેમણે અને બીજા આગેવાનોએ આ જાહેરનામાને આવકાર આપ્યો અને જલદીથી ગોળમેજી પરિષદ બોલાવી હિંદુસ્તાનની સ્વતંત્રતાનું બંધારણ ઘડવા સૂચના કરી. [ Mr. Gandhi is second in importance to the Viceroy only- and in many respects not even second. He wields great influence over the multitudes of his Indian subjects (*sic*). ] બાકીના બધા યે શિક્ષિત હિંદીઓએ ગાધીના સૂરમા સૂર પુરાવ્યો અને આખું વાતાવરણ વિદ્યુતમય બની ગયું ( The whole atmosphere was surcharged ). લેબર સરકાર અને તેના નેતાઓને ગાધી અને તેના અનુયાયીઓ મોટામા મોટી મદદ કરે છે કારણકે બન્ને પક્ષ શાન્તિની ચળવળમાં માનનારા છે. ( Gandhi's movement is one of the greatest helps to the Labour Government. Gandhi's great desire to have the movement as a pure pacifist movement appeals to us more than anything else ). ગાધી અને તેના અનુયાયીઓના બાવડામા એટલી શક્તિ છે કે તેઓ લેબર સરકાર વિના ( independent of the Labour Government ) ઘણું કરી શકે તેમ છે પણ તેમણે જે માગણી કરી તે લેબર સરકારથી પૂરી પડે તેવી નહોતી. ગાધીએ જણાવ્યું કે ગોળમેજી પરિષદે તુરત જ પૂરેપૂરા સ્વરાજનું બંધારણ ઘડવા બેસી જવુ ( A constitution for Complete self-government )—એટલું જ નહિ પણ તેઓ એક ડગલું આગળ વધ્યા અને જણાવ્યું કે ગોળમેજી પરિષદે સંપૂર્ણ સ્વતંત્રતાનુ બીલ ઘડવાની બાંહેધરી આપવી. ( He went a step further and wanted a pledge from the Labour Government that the Round Table Conference will frame a Constitution of *Complete Independence* for India ) આજે લેબર સરકારની પાર્લામેન્ટમાં બહુમતિ નથી. એવી સ્થિતિમા ગાધી માગે છે તેવી બાંહેધરી કોણ આપી શકે ? ( Who can give such a pledge ? ) આથી આ વાત આટલેથી અટકી છે અને લેબર સરકાર હિંદુસ્તાનને માટે શાતિમય વિકાસનો માર્ગ યોજવામા રોકાઇ છે. ( To find out the technique of peaceful evolution. )

"સજ્જનો અને સન્નારીઓ, હિંદુસ્તાનનો પ્રશ્ન એ આજનો સૌથી મોટો પ્રશ્ન છે ( a great, single problem ) એ રાજકીય પ્રશ્ન નથી પણ મનુષ્ય જાતિનો ...

અમને હજી સો એ સો ટકા જવાબદારી મળી નથી. ૧૦૦ ટકા નહિ તો કહો ૪૦ ટકા —એટલી જવાબદારી તો છે ને? એ ૪૦ ટકામાં રહીને અમે 'ઇંગ્લેન્ડના મજૂરોએ' જેમ' ધક્કો માર્યો તેમ તમે ધક્કો કેમ ન મારો ( Work with that 40% responsibility and push forward )? ૧૮૭૦ પહેલા અમારા દેશમા ક્યાં કેળવણી હતી? મારી મા એક વરસ પણ માંડ શાળામા ગઇ છે અને હું પોતે અગિયાર વરસનો હતો ત્યારે ફેક્ટરીમા કામ કરતો હતો. આજે તમારા દેશની લગભગ એ જ સ્થિતિ છે. તે સુધારવી તમારા પોતાના જ હાથમા છે. કોઇ સરકાર તે સુધારી શકે તેમ નથી.

"માત્ર સવાલ એ છે કે અમે જેમ શાન્તિમય માર્ગે પ્રગતિ કરી તેમ તમારે પણ શાન્તિમય માર્ગે જ પ્રગતિ કરવી છે કે ખૂનામરકીનો માર્ગ લેવો છે? કહો કે સંપૂર્ણ સ્વરાજ્ય આજે નહિ પણ ૨૫ વરસ પછી મળે તો તેથી શું ખાટુંમોળું થઇ જવાનું છે? પ્રજાના જીવનમા ૨૫ વરસની શી વિસાત? એ ૨૫ વરસમા શાન્તિમય માર્ગે જે વિકાસ સધાશે તે ચિરસ્થાયી હશે, પ્રજાની રગેરગમા ઊંડો ઊંડો ઊતર્યો હશે. અને તૈયાર થયેલી પ્રજાને સ્વરાજ્ય ભોગવતા કોણ ખાળી શકે તેમ છે? જ્યારે બધી સત્તા તમારા હાથમાં હશે—જેમ આજે બધી સત્તા અમારા હાથમા આવી છે—ત્યારે કોન્ઝર્વેટિવ સત્તામાં હોય તો તે પણ શુ કરી શકે તેમ છે?

"ગાધીનો માર્ગ એ શાન્તિનો માર્ગ છે. તમે એ માર્ગને પસદ કરો છો કે ક્રાન્તિના માર્ગને પસંદ કરો છો? મોસ્કોની ફિલસુફીથી પ્રેરાયેલા 'અમર રહો ક્રાન્તિ'ના લોહિયાળ માર્ગના તમે ઉપાસક છો કે ગાધીના શાન્તિમય વિકાસના માર્ગને ચાહનારા છો? જો પહેલા માર્ગના ઉપાસક હો તો મારે તમને કાંઇ કહેવાનું નથી; બીજા માર્ગના ઉપાસક હો તો હું અને આખો લેબરપક્ષ તમારી સાથે છીએ.

"તમારા પોતામા ઘણુ જ બળ છે તમે ધારો તે મેળવી શકો એટલી તમારી શક્તિ છે લેબરપક્ષ તમને શી મદદ કરી શકે તેમ છે? તમે પોતે જ શક્તિના ભંડાર છો. માત્ર એ શક્તિનો લોહિયાળ માર્ગે ( bloody warfare ) ઉપયોગ ન થાય પણ શાન્તિમય વિકાસના માર્ગે થાય એટલુ જ હું ઇચ્છું છુ. પ્રભુ હિંદુસ્તાનને ખૂનામરકીમાથી બચાવે એ જ મારી પ્રાર્થના છે."

આ પછી અહીંના રિવાજ પ્રમાણે સવાલો પૂછવાનો પ્રારંભ થયો અને એક હિંદીએ ભારે લશ્કરી ખર્ચના આંકડા આપી પૂછ્યુ કે આમાંથી મોટી રકમ લોકોની કેળવણી પાછળ ખર્ચાય એવો પ્રબધ મજૂર સરકાર ક્યારે કરવા ધારે છે? જવાબમા વ્યાખ્યાતાએ જણાવ્યું કે ભારે લશ્કરી ખર્ચ એ માત્ર હિંદુસ્તાનનો જ પ્રશ્ન નથી પણ જગતના સર્વ દેશોનો એ પ્રશ્ન છે અને તેને હલ કરવા નેવલ કોન્ફરન્સ ભરાઈ છે ૩૦ કરોડ લોકોની વચ્ચે આજે માત્ર બે લાખનું લશ્કર છે એ જ મારે મન તો હસવા જેવી વસ્તુ ( Comic ) લાગે છે.

આજે હિંદુસ્તાનમા હિંસામા માનનાર એક પક્ષ ઊભો થયો છે એ વાત સાચી છે? એનું જોર કેટલું છે? ( પૂછનાર એક અમેરિકન )

એ વાત સાચી છે પણ તે પક્ષનુ જોર નથી. હિંદુસ્તાનના લોકો સ્વભાવે જ સુલેહ-પ્રિય છે ( are temperamentaly peace-loving ) અને જે હિંસાનું તત્ત્વ ઉપર-

છલ્લું દેખાય છે તે બહારના દેશોમાંથી આયાત કરેલું છે, દેશમા જન્મેલું નથી. ( It is not native to the soil ).

તો પછી આટલું મોટું લશ્કર રાખવાની કેમ જરૂર પડે છે ? ( પૂછનાર એક નીગ્રો )

તમારા પ્રશ્નનો શો ધ્વનિ છે તે સમજાતો નથી. ( What is the implication of your question ? ) વસ્તિના પ્રમાણમાં મેં કહ્યું તેમ લશ્કર મોટું નથી, પણ નાનું છે. તેઓ કેટલીકવાર પોલિસનું પણ કામ કરે છે.

મુસલમાનો ગાધીની સાથે ભળ્યા છે કે નહિ ? ( અમેરિકન બાઇ )

તેઓમાથી કેળવાયેલો ભાગ દૂર રહ્યો છે પણ જનસમૂહ પર ગાધીનો ઘણો કાબૂ છે.

ફિલિપાઇનની સ્વતંત્રતા માટે તમારો શો અભિપ્રાય છે ? પ્રમુખઃ એ પ્રશ્ન આપણે ફરી કોઇ દિવસ ચર્ચીશું. આજે તેને છેડવો રહેવા દો.

હિંદુસ્તાનને સાંસ્થાનિક સ્વરાજ્ય આપવાનું જાહેરનામું બહાર પડયું છે અને ગાંધીએ તે જાહેરનામા પ્રમાણે સાંસ્થાનિક સ્વરાજનું બંધારણ ઘડવા આહ્વાન કર્યું છે. તો લેબર ગવર્નમેન્ટ તે આહ્વાન સ્વીકારી લેતી કેમ નથી ? જો પાર્લામેન્ટની બહુમતિ તેના પક્ષમાં ન હોય તો તે પાર્લામેન્ટમાથી બહાર નીકળી સાંસ્થાનિક સ્વરાજ્યના મુદ્દા પર નવેસર ચૂંટણી કેમ કરાવતી નથી ? આમ કરવાથી લેબર ગવર્નમેન્ટની શુદ્ધ દાનત પર હિંદુસ્તાનના લોકોનો વિશ્વાસ બેસે એમ તમને નથી લાગતું ?

હું પોતે તો ગાધીના આહ્વાનને સ્વીકારી લેવાના મતનો છું ( I personally am of opemon that he should be taken at his word and asked to frame a Constitution of Dumimon Status for India which will be acceptable to the majority ). પણ લેબર ગવર્નમેન્ટ હિંદુસ્તાનના સવાલ પર નવેસર ચૂંટણી કરાવવા તૈયાર નથી. કદાચ એમ બહાર નીકળી પડે તો તે ફરીને ચૂટાઇને આવે જ એવુ નક્કી નથી ઇંગ્લેન્ડની આંટીઘૂંટી તમને અહીં એકદમ સમજાય તેમ નથી. દાખલા તરીકે નીગ્રોને શહેરીપણાનો હક આપતાં તમને અહીંઆં ઘણી મુશ્કેલી નડી છે તેનો તમને ખ્યાલ હશે. મારો ઉદ્દેશ સરખામણી કરવાનો જરા યે નથી, છતાં હિંદીઓને હકો આપતાં અમને કાઇક એવી જ મુશ્કેલીઓ નડે છે.

ગાધીના વિચારો યંત્રકળાની વિરુદ્ધ છે એ ખરું કે ?

એ ખરું છે. એક વેસ્ટ આફ્રિકન વિચારક ગાધીના જીવનનો ઊંડો અભ્યાસી અને પ્રશંસક છે તે માને છે કે ગાધીના યંત્રકળા વિશેના વિચારો mediæval ages–(૧૨મી સદી )નું સ્મરણ કરાવે છે. તે વખતે જીવનનો આદર્શ દેવળોમા ( monasteries ) બેસી પ્રભુપરાયણ થવાનો હતો અને નિવૃત્તિમાર્ગે મોક્ષ મેળવવાનો હતો. આજના જમાનામાં એ monastic આદર્શનું સ્થાન પ્રવૃત્તિએ લીધું છે અને એને લીધે એ જૂના વિચારો ટકી શકે તેમ નથી.

હું તો માનું છુ કે ગાધીના ખુદ અનુયાયીઓ જ આ વિચારોના પક્ષપાતી નથી અને એના મરણ સાથે એ વિચારો પણ મરણ પામશે ( They will not survive his death ).

લિ૰ નંદલાલ મણિલાલ શાહના
સસ્નેહ વંદેમાતરમ્

# નોંધ

## રાજકીય પરિસ્થિતિ

આપણી રાજકીય પરિસ્થિતિ અત્યારે આખી દુનિયાનું ધ્યાન ખેંચે છે. ઇંગ્લંડમા તો તેના તરફ ધ્યાન ખેંચાયુ છે તે પાર્લમેન્ટના સવાલજવાબમા જોઇ શકાય છે. ખરી રીતે ઇગ્લંડ અત્યારે વિષમ સ્થિતિમા છે. ઐતિહાસિક તકોનો લાભ લઈ તેણે પોતાની શક્તિ પર્યંત રાજ્યવિસ્તાર કર્યો અથવા તેને કરવો પડયો, અને અત્યારે તેના પર રાષ્ટ્રીય દેવું એટલું વધી ગયું છે કે બીજા દેશોની હરીફાઇમાં તે પહેલાની પેઠે પોતાની યુદ્ધસામગ્રી વધારતુ જઈ શકે નહિ નેવલ કૉનફરન્સ તેણે તે માટે ભરી છે. બધા દેશો દરિયાઈ લશ્કરી જહાજોની મર્યાદા સ્વીકારે તો ઇંગ્લંડને હરીફાઇ ન કરવી પડે અને હિંદ ઉપરનો તેનો કબજો નિર્ભય રહે. પણ આમાં ઝાઝું પરિણામ આવે તેમ જણાતું નથી. બધાં રાજ્યો સબમરીનો બંધ કરવા તૈયાર છે પણ ફ્રાન્સ તૈયાર નથી. તેની સબમરીન સત્તા ઘણી બળવાન છે, અને પોતાના દરિયાપારના રાજ્ય માટે તેને તે જરૂરની છે. પ્રેટલી યુરોપ ખંડના કોઇ પણ રાજ્યથી પોતાનું દરિયાઇ બળ ઘટાડવા રાજી નથી એટલે કે તે ફ્રાન્સ સાથે સરખામણી ઇચ્છે છે, જો કે તેનો દરિયાપારનો રાજ્યવિસ્તાર ફ્રાન્સ કરતા ઓછો છે. જાપાન મીઢું થઈ આ જોયા કરે છે અને પોતે સિદ્ધાન્ત સ્વીકારવા ઉપરાંત ઝાઝું કરવા રાજી નથી. ત્યાં ફ્રાન્સનાં કારભારી તંત્રો, જે યુરોપમાં સૌથી વધારે ટૂંકજીવી છે, તેમા વારંવાર ફેરફાર થાય છે. એક કારભારતંત્ર પાચ જ દિવસ જીવી વિખરાયું, જે અવધિ ફ્રાન્સના ઇતિહાસમાં પણ ટૂંકામાં ટૂંકો છે.



રાષ્ટ્રપતિ જવાહીર

ફોટો· આનદી ઠાકોર

આ સાથે અમેરિકાનો જે પત્ર આપ્યો છે તે પણ બતાવે છે કે ત્યા પણ હિંદ વિશે જિજ્ઞાસા જાગી છે. આ બધા મા થી એટલું ફલિત થાય છે કે હિંદ જેમ સક્રિયતા બતાવે છે તેમ તેના તરફ દુનિયાનું ધ્યાન ખેંચાય છે.

હિંદના રાજપ્રકરણની ગૂંચણીના અત્યારે ત્રણ મુખ્ય સૂત્રો છેઃ સરકાર પોતે, લિબરલો જેઓ ડુમીનિયન સ્ટેટસ ગોળમેજી પરિષદ દ્વારા મેળવવાની આશા રાખે છે તે; અને અસહકારી પક્ષ જેમને એ પરિષદ ઉપર વિશ્વાસ નથી અને હવે હિંદે સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ એમ માને છે તે. ત્રણેય પક્ષો પોતપોતાની નીતિ પ્રમાણે વેગથી કામ કરવા લાગ્યા છે. નામદાર વાઇસરોયે જ્યારે

જ્યારે જાહેરમા બોલવાનો પ્રસંગ મળ્યો ત્યારે ત્યારે તેમણે ગોળમેજી પરિષદમા સહકાર આપવાની ભલામણ કરી છે, અને વડી ધારાસભા ઊઘડતાં પણ એ જ કહ્યુ છે સવિનય કાયદાભંગને દબાવી દેવાની તેમની નીતિ છે એ પણ તેમણે જાહેર કર્યું છે.

લિબરલોની ગણતરી સરકારથી ભિન્ન બળ તરીકે કરવી જોઈએ. સામાન્ય રીતે પ્રજા સમસ્તના વિરોધ સમયે તેઓ સરકાર પક્ષમા ઊભા રહે છે. પણ આ વખતે તેમાના અગ્રગણ્યોએ કહ્યુ છે કે સરકારની દમનનીતિ સાથે તેમને સમભાવ નથી, અને તેઓ પોતાના શબ્દ પ્રમાણે વર્તશે એવી ખાતરી પડે છે.

આ પક્ષની કાર્યરેખા એક રીતે સૌથી નિર્વિઘ્ન અને તેથી ચોકમ અને સરલ કહી શકાય. ગોળમેજી પરિષદમા જનારા બધા મતમતાન્તરોની તેમણે એક પરિષદ બોલાવી છે અને કાર્ય શરુ કર્યું છે અત્યારે હવે તેઓ કોમી પ્રશ્ન આગળ આવી ચૂકયા છે. અને એ પ્રશ્નનો શો નિવેડો તેઓ લાવી શકે છે તે જોવાનું રહે છે.

વડી ધારાસભાનાં કાર્યોની નોંધ પણ અહીં જ લેવી જોઇએ. વડી ધારાસભા ઊઘડતાં હોમ મેંબર મિ. હેરારે સભાની અંદર પ્રમુખના રક્ષણ માટે પોલિસ અમલદારો મૂકયા, અને પ્રમુખે પોતાની સત્તા સર્વોપરી રાખવા ગેલેરીઓ ખાલી કરાવી. આ પ્રશ્નનો ફડચો ના. વાઇસરોયે એવો આણ્યો છે કે સભાસ્થાનની બહારનો બંદોબસ્ત કારોબારી ખાતાના હાથમા રહે પણ અંદરની વ્યવસ્થા માટેના અમલદારો પ્રમુખની નીચે ગણાય. આ નિવેડો સંતોષકારક ગણાય પણ નામદાર વાઇસરોય સભામાં પ્રમુખની સત્તા સર્વોપરી રાખવાનો સિદ્ધાન્ત માન્ય કરતા હોય એમ જણાતું નથી. આ વખતનાં ત્રણ સામાજિક સુધારાનાં બિલો ધ્યાન ખેંચે તેવા છે. પણ તેની ચર્ચા સ્વતંત્ર કરવી પડે તેવી છે.

સૌથી વધારે ઊગ્ર રૂપે કામ કરનાર પક્ષ સવિનય કાયદાભગનો છે. ફેબ્રુઆરીની ૧૪ મીએ કોંગ્રેસની કાર્યવાહી સભા અમદાવાદમા મળી અને તેમા તે સભાએ સત્યાગ્રહની લડતનું સુકાન પૂ. ગાધીજીને આપ્યું. ત્યારથી ગાધીજીએ પોતાની સર્વશક્તિ આ પોતાને પ્રિય કાર્યમા વાળી છે. 'નવજીવન' અને 'યંગ ઇન્ડિયા'ના લેખોમા શબ્દે શબ્દે એમની અંતરજ્વાલા પ્રગટ થાય છે. સત્યાગ્રહ શરુ કરવાને મીઠાનો કાયદો તોડવાને માટે પસંદ કર્યો છે. આ પસંદગી અનેક દષ્ટિબિન્દુએ યોગ્ય ગણાય. અત્યારે ગરીબ માણસો ઉપર જ વધારે પડતો અને તેમને અદરશ રીતે ચૂસી લેતો આ મીઠાનો કર છે. મીઠાનો કાયદો ગાન ઉપજ માટે કરેલો



જવાહીર તેમની બહેન સાથે
ફોટો: આનંદી ઠાકોર

છે. તેનો ભંગ કરવામાં કોઇ પણ પ્રકારનો નીતિભંગ થતો નથી. દરેક માણસ જરા જ વિચાર કરતાં આનું અનિષ્ટ સમજી શકે તેમ છે. અને તેનો ભંગ કરવાનો ઉપાય પણ સરલ છે.

કાયદાનો ભંગ કરવાને તેઓ દરિયાકાંઠા તરફ પ્રયાણ કરવા અમદાવાદથી તા. ૧૨ મી એ ઉપડવાના છે. આ પગલું ભરતાં પહેલાં તેમણે કાયદો ભંગ કરવાનો પોતાનો ઇરાદો એક આખરી સંદેશાથી ના. વાઇસરોયને મોકલ્યો હતો, તે હવે પ્રસિદ્ધ થયો છે સવિનયભંગ જેમ એક અપૂર્વ લડત છે, તેમ આ આખરી કહેણ પણ ઇતિહાસમાં અપૂર્વ છે. હિંદનો કેસ, હિંદનું રક્તશોષણ કેવી રીતે થાય છે તે આથી વધારે સ્પષ્ટ અને વધારે ગંભીર રૂપે ન મૂકી શકાય. તેમાં શબ્દે શબ્દમાં લખનારનું આત્મબળ દેખાય છે. તે જેમ આત્મબળમાં અદ્વિતીય છે તેમ જ અહિંસાની ચીવટમાં પણ અદ્વિતીય છે. નામદાર વાઇસરોયને તેમાં સ્પષ્ટ શબ્દોમાં બતાવ્યું છે કે તેઓ જે પગાર લે છે તે બીજા દેશો સાથે સરખાવતા, અને હિંદની માથાદીઠ ઉપજનો વિચાર કરતાં વિશેષ કરીને, કેટલો ભયંકર છે.



સરઘસનું એક દૃશ્ય

ફોટો : શ્રી. ધ્રુવભાઇ ધ્રુવ

આખા દેશમાં ગાંધીજીનો વિચાર અને પ્રેરણા એક વિદ્યુતના વેગે પ્રસરી છે. અમને ખાતરી છે કે આખા દેશની તેના તરફ સહાનુભૂતિ છે, અને જેમાં જેમાં જરા પણ કાર્યની શ્રદ્ધા હશે તે તેમાં જોડાશે. ખાસ કરીને યુવાનો ઉપર આની પ્રબળ અસર થઇ છે અને અમે માનીએ છીએ કે યુવાનો કેદમાં જઇને બીજા કશાથી નહિ તો માત્ર પોતાની સંખ્યાથી સરકારને મૂંઝવી દેશે. આ કાર્યક્રમ યુવાનોને અપૂર્વ ક્ષોભ અને બલનો અનુભવ લેવાની એવી તક છે કે, હિંસા કે ખોંખવાદી પક્ષ પણ આમાં ભળી જઈ ગાંધીજીને પોતાના કાર્યક્રમમાં નિર્ભય કરશે એવી આશા વધુ પડતી નથી.

પ્રજામાં નવું ચેતન આવતાં પ્રજા બીજી બીજી શક્તિઓ પણ ખીલવતી જાય છે. અત્યાર સુધી ગુજરાતી વાચક વર્ગે દેશના કારભારના અને વેપારના આકડામાં જરાપણ રસ લીધો નથી. ગાંધીજી પંડિત નથી પણ તેમણે સાહિત્યને ઉત્તેજન આપ્યું છે, તેઓ કલાકાર નથી અને તેમણે કલાને ઉત્તેજન આપ્યું છે, તેમ તેઓ આંકડાશાસ્ત્રી નથી પણ

તેમણે ગુજરાતના વાચક વર્ગને આંકડા વાંચતો સમજતો અને તેમાં રસ લેતો કરી મૂકયો છે. કોઇ પણ વર્તમાનપત્ર કે સામયિક લો, ભાગ્યે જ તે આકડાની ચર્ચા વિનાનું હશે. અને કંઇક સંયોગ પણ એવો છે કે શ્રી. ઘનશ્યામદાસ બિરલાનું ભાષણ અને બજેટો પણ પાસ પાસે થઇ ગયા. પુણ્યશ્લોક દાદાભાઈ નવરોજી પછી હિંદના આર્થિક સ્રાવ ઉપર આટલુ સચોટ માત્ર બિરલા જ બોલ્યા છે. તેમણે સ્પષ્ટ બતાવ્યું છે કે હિંદ પોતાના દેવાનું વ્યાજ પણ આપી શકે તેમ નથી, વ્યાજ ભરવાને પણ તેણે દેવું કરવું પડે તેમ છે, અને આ દેવા જરા પણ દેશની સંપત્તિને ઉપકારક નથી. નામદાર વાઇસરોય તેમના ભાષણનો માત્ર એટલો જ જવાબ આપી શક્યા કે ભવિષ્યમા સૌ સારાં વાના થઈ રહેશે, જેનો અર્થ કશો જ થતો નથી. નવા બજેટોમા પણ આ આર્થિકસ્રાવ કમી કરવાને કશું કરેલુ નથી. મુબઇના બજેટમા જ્યારે ખરચ ઓછું કરવુ જોઇએ અને કંઇક રૈયતને રાહત આપવી જોઇએ, ત્યારે જાણે બહુ પરાક્રમ કર્યું હોય તેમ બજેટના જમે ઉધારના ટાટિયા મેળવી આપ્યાની બડાઇ કરેલી છે. નકામી જગાઓ,–મુંબઈ ઈલાકામા ચાર કમિશનરોની કશી જરૂર નથી–કમ કરવાને કશું કર્યું નથી અને કૌંસિલબાજીથી ધાર્યું બજેટ પસાર કરાવે છે. મુબઇના દરિયાપુરાણ જેવી સક્કર બેરેજ સ્કીમ હજી ચાલ્યા કરે છે. વળી ધારાસભાના બજેટમા પણ હિંદના રૂના ઉદ્યોગને લાભ આપવાના બહાના નીચે શહેનશાહતના પક્ષપાતનો સિદ્ધાન્ત ઘુસાડી દેવાનો પ્રયત્ન થયો છે. દુનિયા આખી પર પથરાયેલી શહેનશાહતને એક કરવા હમણાં એક નવું વ્રત ઊભુ કર્યું છે કે કરો નાખતી વખતે શહેનશાહત અને તેનાં અંગો તરફ પક્ષપાત બતાવવો. એટલે જાપાનના માલ કરતા બ્રિટનના માલ પર આયાતના પાચ ટકા ઓછા રાખેલા છે. જ્યારે હિંદ, જો કાઇ ઇચ્છતું હોય તો, ઊલટું બ્રિટિશ માલનો બહિષ્કાર ઇચ્છે છે. લશ્કરી ખર્ચ કમી કરવો જોઈએ તે કર્યો નથી. લશ્કરમા હિંદીઓને મૂકવાની વાત તો ઠીક પણ સરકારથી ચાલતી રેલ્વેમાં પણ હજી અંગ્રેજો અને યુરેશિયનો તરફ નરાતાળ પક્ષપાત ચાલ્યા કરે છે. એક સરપ જેમ પોતાના ભક્ષની આસપાસ ભરડો દે તેમ બ્રિટન આર્થિક ભરડો હજી વધારે દેતુ જાય છે. સદ્ભાગ્યે અત્યારે પ્રજા આ સર્વ સમજવા માડી છે. સરકારની મુખ્ય આશા ભેદનીતિ છે. હિંદુ મુસલમાન વૈમનસ્યનો તે જ્યારે ત્યારે લાભ લે છે, પણ અમને આશા છે કે મુસલમાન ભાઈઓ પણ આ ભેદનીતિ સમજશે અને બ્રિટનના હાથમા પ્યાદું નહિ બને. પણ આ દિશામા પણ આશાનાં કિરણો જણાય છે. મિ. જિન્હાએ સ્પષ્ટ જણાવેલું છે કે સ્વાતંત્ર્યવાદીઓ પર દમનનીતિ થશે તો તેઓ પણ સ્વાતંત્ર્ય પક્ષમા જશે.

લડાઈનો પહેલો ઘા સરકારે કર્યો છે. ગાધીજીના જમણા હાથ જેવા શ્રીયુત વલ્લભભાઇને તેમણે ઉપાડી લીધા છે. પકડવાની ઉતાવળમાં ગુન્હો થયાની રાહ જોવા પણ નથી રહ્યા. ભાષણ કરવાની બધી કરી, અને ભાષણ કર્યા પહેલાં પકડી લીધા છે! ખરું તો એ છે કે તેમણે બારડોલીની જીત મેળવી ત્યારથી સરકારનો કૃપાકટાક્ષ તેમના તરફ હતો જ. હિન્દનું હિતસ્વી 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' તો ગાધીજીને પણ તેઓ નીકળે તે પહેલાં પકડી લેવાની પટાન્તરે સૂચના કરે છે. સરકાર તે પ્રમાણે કરી શકશે, એ પ્રકારનું ઘણું એ કરી શકશે, પણ સરકારે સમજવું જોઇએ કે એવા કાર્યો માત્ર તેમના અનુયાયીઓની સખ્યા જ વધારશે.

પણ કોઇ પણ સત્તાના મદવાળી સરકાર એવું વખતસર સમજી છે?!

---

તારો સમય આવ્યો પાસે ત્યારે
કોને કોની વા'ર;
તને હું કરું નમસ્કાર.
અમો કોણ પોતાનાં કોણ પરાયાં,
કોણ ઘરે ને કોણ હરાયાં,
ઓહે કર્ણધાર !

ભાખી તારે મુખે મનને સુખે
લઇશું બધો ભાર;
તને હું કરું નમસ્કાર.
અમે લીધાં હલેસાં સઢો તાણી,
થૈ જા હવે તું સુકાની;
ઓહે કર્ણધાર !

હવે જીવન મરણુ જલનાં ખેલન,
ચિંતા શી તલભાર;
તને હું કરું નમસ્કાર.
અમો સહાય માટે દ્વારે દ્વારે
ભટકીએ ના વારે વારે;
ઓહે કર્ણધાર !

કેવળ તું રહ્યો છે – અમો છીએં;
એ જાણ્યો છે સાર;
તને હું કરું નમસ્કાર.

ફા. સુ. ૧૧, સં. ૧૯૮૬ રવીન્દ્રનાથ ઠાકુર

# જૂના જમાનાનાં લખવાનાં સાધનો અને પ્રતિનો અર્થ

પ્રાચીન સમયમાં જેના ઉપર લખાતું તે સાધનના અર્થમાં પર્ણ કે પત્ર શબ્દનો ઉપયોગ થતો હતો જે હાલ સુધી પાનું કે પત્તું શબ્દમાં જળવાયેલો છે. એ પર્ણ કે પત્ર શબ્દ જ સૂચવે છે કે આપણે ત્યાં પ્રાચીન સમયથી એના વાચ્યાર્થનો જ લખવાના વાહન તરીકે ઉપયોગ થતો, પણ આજે દેશના મોટા ભાગમાં એના વાચ્યાર્થનો ઉપયોગ ઓછો થઇ એનો લક્ષ્યાર્થ જ વિશેષે વપરાય છે.

**તાડપત્ર અને ભોજપત્ર**

આ દેશના આદ્ય સાહિત્યકારો અને લેખકો સામે જે જે વસ્તુઓ હતી તેમાં વૃક્ષો મુખ્ય હતા. એઓએ લખવાની પ્રેરણા થતાં વૃક્ષનાં પાંદડાનો ઉપયોગ પહેલો કર્યો. તદુપરાત પોતાના લેખ્ય અંશોનો ભિન્ન ભિન્ન વિભાગ બનાવવા તે તે અંશોને સ્કંધ કાંડ શાખા વલ્લી કે સૂત્ર વગેરે નામો પણ આપ્યાં, જે વૃક્ષના અંશ વિશેષોને જણાવવાને પહેલેથી પ્રસિદ્ધ છે. આ રીતે એક યુગમાં લેખનકળા અને વૃક્ષો વચ્ચે ગાઢી સગાઇ જામી હતી, એ વાત ભૂલી શકાય તેમ નથી. લખવાના વાહન તરીકે તાડપત્રો કે ભોજપત્રો હતાં. અત્યારના સૂકાઇહાર અને ચમકતા કાગળો કરતાં તે ( પાંદડા ) બહુ કાળ સુધી ટકી શકતાં.

ઇ. સ. ની બીજી સદીના મનાયેલાં તાડપત્રનાં[૧] અને ચોથી સદીનાં મનાયેલા ભોજ-પત્રનાં[૨] લિખિત પાનાં આજે પણ ઉપલબ્ધ છે.

**કાગળ**

ઇ. સ. પૂર્વે ચોથા સૈકામા ચઢી આવેલા બાદશાહ સિકંદરનો સેનાપતિ નિઆર્કસ[૩] પોતાના યુદ્ધવૃત્તાન્તમા લખે છે કે 'ભારતવાસી લોકો રૂને કૂટી કૂટીને કાગળ બનાવતા.' આ ઉપરથી આપણે ત્યાં કાગળો બનાવવાનો પ્રધાત પણ ઘણો જૂનો જણાય છે. અહીં બનતા એ કાગળો સારા ટકાઉ હતા.

કાગળો ઉપર લખાયેલાં એવા પણ પુસ્તકો આજે મળે છે જે આશરે ઇ. સ. ના પાંચમા[૪] સૈકાનાં કહેવાય છે. પાદડાં તો સૌથી વધારે ટકાઉ હતાં અને સસ્તા પણ. એથી જ ગ્રંથો એના ઉપર વિશેષે કરીને લખાતા. આ વાત જેના ઉપર લિપિ લખાય છે તે સાધનની થઇ.

---

૧ ભારતીય પ્રાચીન લિપિમાલા પાનું ૨ જુ ટિપ્પણ ૩ જું.

૨ ભા. પ્રા. લિ. પા. ૨ ટિ. ૨ જુ.

૩ ભા. પ્રા. લિ. પા. ૩ જું ટિ. ૬

૪ ભા. પ્રા. લિ. પાનું ૨ જું ટિ. ૪ થુ.

**લેખનકળાનાં સાધનો**

તેનાં બીજાં સાધનો પૈકી કંબિકા દોરો ગાંઠ લિપ્યાસન છંદણ સાંકળ મષી અને લેખિનીનો ઉલ્લેખ રાજપ્રશ્નીયસૂત્ર[૫] પૃષ્ઠ ૯૬ માં કરેલો છે. આ સૂત્રનો સમય બીજાં પ્રમાણો ન મળે ત્યાં સુધી ક્ષમાશ્રમણ વાચનાને મળતો છે. અને તે વીરાત હજાર અને વિક્રમનો પાંચમો સૈકો છે.

**વર્ણતિરક અને લિપિફલક**

આ ઉપરાંત અક્ષર ઘૂંટવાના સાધનનું એક નામ લલિતવિસ્તરમાં આવે છે જે વર્ણતિરક[૬] કહેવાય છે; જેનું ગુજરાતી નામ વતરણું છે; અને તેમાં જ પાટીનું નામ લિપિફલક બતાવીને મૂકેલું છે. વર્ણતિરક[૭] શબ્દ વર્ણ અને તિરક એમ બે શબ્દનો બનેલો છે. એનો અર્થ અક્ષર લખવાનું તિલક કરવાનો સાધન જેવું સાધન કે તિલકવૃક્ષના લાકડાંમાંથી બનેલું સાધન કે તીર જેવું સાધન એવો થાય છે. લિપિફલકનો વ્યુત્પત્યર્થ તો પ્રસિદ્ધ જ છે.

**કંબિકા**

રાજપ્રશ્નીય સૂત્રમાં એક સ્થળે દેવોને વાંચવાનાં પુસ્તકોનું વર્ણન આપેલું છે, તે પ્રસંગે તેને લગતાં બધા ઉપર્યુક્ત ઉપકરણોનો ઉલ્લેખ છે. સૂત્રકારે એ બધા ઉપકરણોને રત્ન અને વજ્રમય વર્ણવેલાં છે, પણ આપણે સાદી દૃષ્ટિએ વિચારીએ તો એ ઉલ્લેખ તાડપત્રનાં પુસ્તકોને બરાબર બંધ બેસે એવો છે. તાડપત્ર વગેરેના પુસ્તકના રક્ષણ માટે ઉપર અને નીચે જે બે પાટીઓ રાખવામાં આવે છે તેનું નામ કંબિકા[૮] છે. આ કંબિકાનો ઉપયોગ આજે લહિઆઓ અને લિખિત પુસ્તકના સંગ્રહકારો પણ કરે છે.

---

૫ આ સાધનો વિષે રાજપ્રશ્નીય સૂત્રમાં જે પાઠ છે તે આ પ્રમાણે—

" तस्स णं पोत्थरयणस्स इमेमारूवे वण्णावासे पण्णत्ते, तंजहा-रयणामयाइं पत्तगाइं, रिट्ठमईओ, कंबिआओ तवणिज्जमए दोरे, नाणामणिमय गंठी, वेरुलियमए लिप्पासणे, रिट्ठामए छंदणे, तवणिज्जमई संकला, रिट्ठामई मसी, वइरामई लेहणी ॥ "

૬ વતરણાને રાજપૂતાનામાં 'બરથા' કે 'બરતના' કહે છે. ભા. પ્રા. લિ. માં પૃ. ૬ માં શ્રી ઓઝાજી લખે છે કે લલિત વિસ્તરમાં આ બરથા અર્થમાં 'વર્ણક' શબ્દનો ઉલ્લેખ છે. અમે જોયું તે પ્રમાણે તેમાં 'વર્ણક' શબ્દનો ઉલ્લેખ મળ્યો નહિ પણ 'વર્ણતિરક' શબ્દનો ઉલ્લેખ મળ્યો છે. આ ઉલ્લેખ લલિતવિસ્તરના લિપિશાળાસંદર્શન પરિવર્તમાં ૧૨૫ મે પાને છે.

૭ લલિત વિસ્તરમાં વર્ણતિરક શબ્દ વપરાયેલો છે. वर्णाय तीरकं वर्णतीरक એટલે વર્ણ લખવાને તીર જેવું અણીવાળું સાધન; આ રીતે અર્થ કરતાં મૂળગ્રંથમાં तिरकने બદલે तीरक હોવું જોઈએ પણ ગ્રંથની ભાષાની પ્રાકૃતતાને લીધે એ વ્યવસ્થા સચવાઈ લાગતી નથી. અથવા સંસ્કૃતમાં 'તિલક' અર્થવાળો तिलक શબ્દ પ્રસિદ્ધ છે. એ 'તિલક' શબ્દને અહીં 'તિલક કરવાનું સાધન' એ અર્થમાં આરોપીએ તો પણ ઉપર્યુક્ત અર્થ બંધ બેસી જાય છે. 'તિલક' કરવાનું સાધન પણ અણીદાર જ હોય છે. અથવા तिलक શબ્દ 'તિલકના વૃક્ષ' અર્થમાં પ્રસિદ્ધ છે. અહીં આ વૃક્ષાર્થક શબ્દનો ઉપયોગ કરીએ તો પણ તેનો તીરની જેવો ઔપચારિક અર્થ ઘટી શકે છે, અને તે વર્ણ લખવાને માટે તિલકવૃક્ષમાંથી બનેલું સાધન. આ પક્ષમાં પણ 'ર' અને 'લ'નું સામ્ય સમજીને वर्णतिरक શબ્દની નિષ્પત્તિ કરવાની છે.

૮ રાજપ્રશ્નીયસૂત્રના ટીકાકાર મલયગિરિસૂરિએ કંબિકાનો અર્થ પૃષ્ઠ લખેલો છે. (" कम्बिके पृष्ठके इतिभावः ") પણ સુવિખ્યાત લિપિશાસ્ત્રી શ્રી ઓઝાજી, કંબિકા-કાંબી એટલે સલ અર્થાત્ 'આંકવાની લાકડાની ચપટી પટી' એમ કહેવાય છે. અને એનું રાજપૂતાની નામ કંબા સૂચવે છે. જુઓ ભા. પ્રા. લિ. પૃષ્ઠ ૧૫૮.

**દોરો** — તાડપત્રનાં[૯] પુસ્તકને તેની લંબાઈ પ્રમાણે વચ્ચે એક કે બે સળંગ છિદ્રો કરીને અને તેમાં દોરો પરોવીને બાંધવામાં આવતું. આ રિવાજ કાગળોનાં લિખિત પુસ્તકોનાં છૂટાં પાનાં રાખવાની પદ્ધતિને લીધે લુપ્ત થયો છે અને પાના છૂટાં રાખવાની એ પદ્ધતિ પણ એક એક પાનું હાથમાં રાખીને વાંચવાની સગવડને લીધે શરૂ થઈ હોય એમ લાગે છે, છતાં પ્રાચીન અને અત્યારે લખાતાં ઘણાંખરાં પુસ્તકોમાં પણ લહિઆઓ પ્રત્યેક પાનાની વચ્ચે જે ગોળ ખાલી જગ્યા રાખી મૂકે છે તે એ તાડપત્રના બંધનાર્થે વપરાતા દોરા પરોવવાની જગ્યાની સ્મૃતિરૂપ છે.

**ગ્રંથિ** — તાડપત્રના પાનામાં પરોવાતા દોરાની શરૂઆતમાં અને છેડે દોરો પરોવ્યા પછી તે નીકળી ન જાય તે માટે જે બે લગોટા કે તેના જેવું બીજું કંઈ બાંધવામાં આવતું તેનું નામ સૂત્રકારે ગ્રંથિ આપેલું છે. અત્યારે ઉપલબ્ધ થતા તાડપત્રોમાં આ ગ્રંથિ પણ મળી આવે છે.

**લિપ્યાસન** — જેને અત્યારે આપણે ખડીઓ કહીએ છીએ તેનું નામ લિપ્યાસન (લિપિનું આસન) આપેલું છે. ખડીઓ[૧૦] નામ તો ખડી વાપરવાના કારણે થયું છે. લિપ્યાસનનું બીજું નામ મષીભાજન કે મષીપાત્ર પણ પ્રસિદ્ધ છે.

આ ખડીઆને ટાંગવા માટે સાંકળ પણ રાખવામાં આવતી, એથી સૂત્રકારે એને

---

૯ જૈન સાધુઓમા કેટલાકોનો એવો રિવાજ છે કે માત્ર સભામા કથા કરતી વખતે મોઢે મુહપત્તિ બાંધવી. આ રિવાજ તાડપત્રની બાંધવાની વ્યવસ્થામાંથી નિષ્પન્ન થયો હોય તેમ લાગે છે. એટલે કે તાડપત્રનું આખું પુસ્તક વચ્ચે દોરો પરોવી સળંગ બંધાય છે. ભણાવતી કે વાંચતી વખતે તેનું એક એક પાનું છૂટું થઈ શકતું નથી એથી પાનાને વાંચવા માટે બન્ને હાથનો ઉપયોગ કરવો જરૂરી છે. આમ બન્ને હાથ પાનું ફેરવવામાં રોકાયાથી જો વાચનાર કે ભણનાર ઉઘાડે મુખે જ પુસ્તક વાંચે તો પુસ્તક ઉપર થૂંક પડવાનો સંભવ છે. થુંક પડવાથી પુસ્તકના અક્ષરો ભૂંસાય છે અને પુસ્તકની આવરદા પણ ઓછી થાય છે. એની જૂના લોકોએ પુસ્તકના રક્ષણને પુણ્ય કોટિનું બતાવેલું છે અને તે માટે પુસ્તક વાંચતી કે ભણતી વખતે મોઢા પાસે હાથ કે કપડું રાખવાનું કહ્યું છે. એથી પુસ્તક ઉપર કે પાસે રહેલા વિદ્યાર્થી કે શ્રોતા ઉપર વ્યાખ્યાતા કે વક્તાનું થુંક ન પડે અથવા કોઈ વ્યાખ્યાતા કે વક્તા તાડપત્રના પાનાને છૂટું કરીને રાખે તો પણ એ પાનું એવડું મોટું હોય છે કે જેને ફેરવવામાં બે હાથ રોક્યા વિના ચાલતું જ નથી. આ રીતે પણ મોઢા આગળ કપડું રાખવાની અને બાંધવાની પદ્ધતિ ચાલુ થઈ હોય એમ લાગે છે અને પાછળથી તે સર્વત્ર રૂઢ થએલી દેખાય છે. મંત્રોચ્ચાર કરતી વખતે પારસી અધ્વર્યુઓમાં મોંઢે કપડું બાંધવાની પ્રથાનું, સાંખ્ય પરિવ્રાજકોમાં મોઢા આગળ લાકડાની પટ્ટી રાખવાની પ્રથાનું અને સ્વામિનારાયણ સંપ્રદાયની શરૂઆતમાં વાંચતી વખતે મુખવસ્ત્ર રાખવાની પદ્ધતિનું મૂળ એક જ લાગે છે.

૧૦ ખડી અર્થ ખટી શબ્દ ઉપરથી છે અને તેનો ઉલ્લેખ સંસ્કૃત કોશમાં આ રીતે મળે છે:

“ शुक्लधातौ पाकशुक्ला कठिनी खटिनी खटी। ”

अभिधान चिन्तामणि ४-१०-३

જૈન ગ્રંથોમાં खटिका શબ્દ પણ ‘ખડી’ અર્થમાં મળે છે.

પણ ઉપકરણમાં ગણી છે. અને તેના ઉપર ઢાંકણું પણ રહેતું તેને છંદણું નામથી છંદણુ અને સાંકળ જણાવેલું છે.

આ પછીનાં બે ઉપકરણો મષી એટલે શાહી અને લેખિની એટલે કલમ પ્રસિદ્ધ અને પ્રાચીન છે.

**ભુજબળ અને ફાંટિયું**

આંકવાના ઉપકરણનું નામ અત્યારે ભુજબળ કહેવાય છે જે લોઢાનું બને છે. ભુજબળનો ખાસ સૂચક અર્થ સમજાતો નથી. બીજું ઉપકરણ ફાંટિયું છે જે એક પુઠા ઉપર મીણિયા દોરા એક પછી એક ચોડીને કરવામાં આવે છે. તેનો ઉપયોગ કરતી વખતે લખવાના કાગળને તેના ઉપર દાબવામાં આવે છે. આ બન્નેનું સ્થાન બજારમાં અત્યારે અનુક્રમે સ્ટીલે અને આંકણીએ લીધું છે.

**પુસ્તકોની જાતો**

પુસ્તકોની જાતો વિષે જેમ અત્યારે રૉયલ સુપરરૉયલ ડેમી વગેરે પરદેશી શબ્દોનો આપણે ત્યાં પ્રચાર છે તેમ પુરાતન કાળમાં અમુક આકાર અને પ્રમાણના પુસ્તકો માટે ખાસ ખાસ શબ્દો હતા. આ વિષે જૈન ટીકાકારો જે માહિતી આપે છે તે જાણવા જેવી છે.

આચાર્ય હરિભદ્ર પોતાની દશવૈકાલિક ટીકામાં (પત્ર ૨૫) પ્રાચીનોએ[૧૧] કહ્યું છે એમ કહી જણાવે છે કે પુસ્તકોના પાંચ પ્રકાર છેઃ ગંડી, કચ્છપી, મુષ્ટિ, સંપુટફલક, અને સૃપાટિ. આ સ્થળે ટીકાકારે ફક્ત પાંચ પુસ્તકના માત્ર પરિમાણોનો પરિચય આપેલો છે. પણ અહીં જે વિગતથી લખવામાં આવ્યું છે તે તે પુસ્તકના નામ અને વ્યુત્પત્તિને અનુસરીને લખ્યું છે.

**ગંડી પુસ્તક**

જે જાડાઈ અને પહોળાઈમાં સરખું અને લાંબું હોય તેનું નામ ગંડી પુસ્તક. 'ગંડી' શબ્દનો અર્થ ગંડિકા—કાતળી થાય છે, એથી જે પુસ્તક ગંડિકા-ગંડી જેવું હોય એને ગંડી પુસ્તક કહેવામાં આવ્યું હોય એમ લાગે છે અથવા ગ્રંથિ ઉપરથી ગંઠિ થઈને તેનું ભ્રષ્ટરૂપ ગંડી થયું હોય. એ ગ્રંથિનો અર્થ પર્વ—ગાંઠળી કે ગાંઠ થાય છે, એટલે જે પુસ્તક કાતળી જેવું અને જેટલું હોય અથવા જેને બાંધવામાં વિશિષ્ટ ગાંઠનો ઉપયોગ થતો હોય તે ગંડિ પુસ્તક

---

૧૧ પુસ્તકોના પ્રકાર વિષે પ્રાચીનોની ગાથાઓ આ પ્રમાણે છે.

गंडी कच्छवी मुट्ठी, संपुडफलग तहा छिवाडीय ।
एयं पुत्थयपणय, वक्खाणमिणं भवे तस्स ॥ १ ॥
बाहल्लपुहत्तेहिं, गंडीपुत्थोउ तुल्लगो दीहो ।
कच्छवि अंते तणुओ, मज्झे पिहुलो मुणेयव्वो ॥ २ ॥
चउरंगुलदीहो वा, वट्टागिइ मुट्ठिपुत्थगो अहवा ।
चउरंगुलदीहो च्चिय, चउरंसो होइ विण्णेओ ॥ ३ ॥
संपुडगो दुगमाई, फलगा वोच्छं छिवाडिमेत्ताहे ।
तणुपत्तूसियरूवो, होइ छिवाडी बुहा बेंति ॥ ४ ॥
दीहो वा हस्सो वा, जो पिहुलो होइ अप्पबाहल्लो ।
तं मुणियसमयसारा, छिवाडिपोत्थं भणंतीह ५ ॥

હોય એમ જણાય છે. જૈન સાધુઓ બધો ભાર જાતે ઉપાડતા હોવાથી તેઓ પુસ્તકો પણ જાતે ઉપાડતા, તેથી જેમાં ઘણું લખ્યું હોય અને પાનાં ઓછાં હોય અને જેને ઉપાડતાં પુસ્તકની રક્ષા અને પોતાનો વિહાર અવ્યાહતપણે થતો રહે તેવા પુસ્તકો પ્રવાસમાં પાસે રાખતાં. નાનાં તાડપત્રનું પચાસેક પાનાંનું પુસ્તક ગંડી પુસ્તકને બરાબર મળતું લાગે છે.

**કચ્છપી પુસ્તક**

જે પુસ્તક છેડાઓમાં પાતળું હોય અને વચ્ચે ઉપસેલા જેવું હોય તેનું નામ કચ્છપી પુસ્તક. આની આકૃતિ કચ્છપી—કાચબીને મળતી આવતી હશે તેથી તેને કચ્છપી કહ્યું હશે. આ જાતનાં પુસ્તકનાં પાના કદાચ ગોળ હોય છેડે વધારે પાતળા હશે. આ જાતનું પુસ્તક જોવામાં આવ્યું નથી.

**મુષ્ટિ પુસ્તક**

જે પુસ્તક ચાર આગળ લાંબું હોય અને ગોળ કે ચોરસ હોય તેને મુષ્ટિ પુસ્તક કહેવામાં આવે છે. સહેલાઈથી મુઠ્ઠિમા રહી શકે એવું હોવાથી મુષ્ટિ પુસ્તક કહેવામાં આવ્યું હશે. જૂના ભંડારોમાં નાનાં કેટલાંક ગુટકાઓ મળે છે તે આ પુસ્તકની કોટિના લાગે છે. હાથનોંધ કે હાથપોથી જે હંમેશાં સાથે રાખવામાં આવે છે અને જેમાં હંમેશની ઉપયોગી પરચૂરણ બાબતો લખેલી હોય છે તે આ પુસ્તકની કોટિમાં આવી શકે છે. હાલની રોજનિશી પણ આ પુસ્તકનો જેવી ગણાય.

**સંપુટ ફલક**

જે પુસ્તકની ઉપર અને નીચે બે ફલક-પાટિયાં કે પુઠાં સંપુટની પેઠે જોડીને મૂકેલાં હોય છે તે પુસ્તકને સંપુટ ફલક કહેવામાં આવે છે. કદાચ આ પુસ્તકની જાત અત્યારના બાંધેલા પુસ્તકના જેવી હોય.

**સૃપાટિ પુસ્તક**

સૃપાટિનો અર્થ ચંચુ એટલે ચાંચ બતાવેલો છે, એથી જે પુસ્તક સૃપાટિ જેવું હોય તેનું નામ સૃપાટિ—છિવાડી પુસ્તક છે. એ પુસ્તક ઊંચું હોય છે અને એના પાનાં પાતળા હોય છે અથવા એ પહોળું થોડું હોય છે પણ લાંબું કે ટૂંકુ હોય છે, અર્થાત્ એના લંબાણ કરતાં એની પહોળાઇ ઓછી હોય છે.

આ જાતનાં પુસ્તકોનાં નામ અત્યારે તો પ્રચારમાં નથી. અત્યારે જે નામો લહીઆઓના પ્રચારમાં છે તે પુસ્તકની લખવાની ઢબ ઉપરથી પાડેલા છે.

**ત્રિપાઠ**

જે પુસ્તકમાં વચ્ચે મોટા અક્ષરથી મૂળ અને ઉપર નીચે એથી નાના અક્ષરમાં ટીકા લખવામા આવે છે. અર્થાત્ એમ ત્રણ વિભાગમાં લખવાનું હોવાથી એ પુસ્તક ત્રિપાઠ કે ત્રિપાટ કહેવાય છે.

**પંચપાઠ**

જે પુસ્તકમાં ઉપર કહ્યા પ્રમાણે વિભાગ હોવા સાથે પાનાની આજુબાજુ પણ લખ્યું હોય એટલે જેમાં એમ પાંચ વિભાગે લખ્યું હોય તે પંચપાઠ કે પંચપાટ કહેવાય છે.

**સૂડ**

જે પુસ્તકમાં કોઈ જાતના વિભાગ સિવાય સળંગ લખવામાં આવ્યું હોય તેને સૂડ કહેવામાં આવે છે. આ સૂડનો શબ્દાર્થ કળી શકાતો નથી; પણ કદાચ સૂત્ર, સુત્ત અને સુદ્ઢ થયું હોય. એટલે જેમાં મૂળ સૂત્રો કે એકલો મૂળ ભાગ જ લખવામાં આવ્યાં હોય તેના ઉપરથી આ

શબ્દનો પ્રચાર થયો હોય અને તેને બધે લાગુ કરવામાં આવ્યો હોય; અથવા, સૂતરનાં તાંતણાની પેઠે સીધું લખાણ હોવાથી પણ સૂડ કહેવાયું હોય.

**પ્રતિ** આ બધી જાતનાં લખેલાં પુસ્તકો પ્રતિને નામે પ્રસિદ્ધ છે. પ્રતિનો અર્થ 'પ્રતિકૃતિ પ્રતિબિંબ કે પ્રતિનિધિ' થાય છે, જેને આપણે આદર્શ કે નકલ કહીએ છીએ. જે એક પુસ્તક ઉપરથી જે બીજું પુસ્તક લખવામાં આવ્યું હોય તે બીજું પુસ્તક મૂળ પુસ્તકને સ્થાને ઉપયોગમાં આવતું હોવાથી તેનું નામ પ્રતિકૃતિ પ્રતિબિંબ કે પ્રતિનિધિ બરાબર બંધ બેસે છે. જે ગ્રંથકારે તદ્દન નવું જ પુસ્તક લખ્યું હોય તે પણ એ પ્રતિની કોટિનું છે, કારણ કે એ ગ્રંથકારના વિચારદેહનું પ્રતિનિધિ છે 'પ્રતિ' શબ્દ 'પ્રતિકૃતિ પ્રતિબિંબ કે પ્રતિનિધિ'નો ટૂંકો શબ્દ છે. જેમ શુકલને બદલે શુ૦ અને દિવસને બદલે દિ૦ લખાય છે તેમ આખા પ્રતિકૃતિ વગેરે શબ્દો લખવાને બદલે 'પ્રતિ૦' શબ્દનો પ્રચાર થયો છે અને તે એક ખાસ જુદા શબ્દ તરીકે ગણાવા લાગ્યો છે.

**શાહી** આપણે ત્યા શાહી સોનેરી રૂપેરી કાળી વાદળી એમ અનેક પ્રકારની બનતી. જૂના ભંડારનાં લખેલાં પુસ્તકો જોવાથી શાહીની અનેકવિધ બનાવટોનો ખ્યાલ આવે તેમ છે. એ શાહી જે જે ચીજોના મિશ્રણથી બનતી તેના બરાબર પરિમાણપૂર્વકના ઉલ્લેખો આજે પણ જૂનાં પાનાંઓમા મળી આવે છે અને લેખણ માટે કેવી જાતના બરુ વાપરવાં અને તે કયા કયા વૃક્ષનાં લેવા તથા લેખણને અનેક રીતે કેમ બનાવવી અને સુશોભિત કરવી એ બધું પણ આજે પુસ્તકોમા લખેલું મળે છે. આ સૂદામા લખવાનાં સાધનોની અને પ્રાચીન પુસ્તકોની આકૃતિની માહિતી થોડી ઘણી આપેલી છે. આ માટે વધારે જાણવા માટે **ભારતીય પ્રાચીન લિપિમાલા** (લેખન સામગ્રી પૃ. ૧૪૨-૧૪૮), મુનિશ્રી પુણ્યવિજયજીના **પુરાતત્ત્વ ત્રૈમાસિક** (પુ. ૧ પૃ. ૪૧૯-૪૩૩) અને **લિંબડીના ભંડારનાં સૂચિપત્રોના** લેખો જોવાની ભલામણ છે.

બ્રાહ્મણગ્રંથોમા પણ જૂનાં પુસ્તકોના પરિમાણ આકૃતિ વગેરે વિષે અને તેના લખવાના સાધનો વિષે ઘણી મનનીય હકીકતો આવે છે. તે માટે **યોગિની તંત્રના** પાતાલ ખંડનો ૧૧૭ મો અધ્યાય જોવો ઘટે છે. (વાચસ્પતિ કોશ પૃ. ૪૩૯ ૨)*

# વિચાર–ચંક્રમણ

જ્યારે જ્યારે હું અતિગૂજરાતમાં* આવેલા મારા વતનમાં જાઉં છું, ત્યારે ત્યારે પરદેશમાં કાયમનો વસવાટ કરનારાઓએ પોતાના મૂળ વતનની ભાષા રાખી મૂકવી યોગ્ય છે કે તે છોડી દઈને તે દેશની ભાષા સંપૂર્ણપણે અપનાવી લેવી યોગ્ય છે એ પ્રશ્ન મારા મનમાં ઊઠે છે.

હિંદુસ્તાનમાં ઘણા પ્રાન્તોમાં બસો કે ત્રણસો વર્ષથી વસવાટ કરી રહેલાં સેંકડો ગૂજરાતી કુટુંબો છે. સ્વાભાવિક રીતે જ તેમનું શિક્ષણ વગેરે બધું પ્રાન્તીય ભાષામાં થયેલું હોય છે અને તે પ્રાન્તના અસલ વતનીના જેટલી જ શુદ્ધ રીતે તેઓ પ્રાન્તીય ભાષા બોલી અને લખી શકે છે. છતાં, સામાન્ય રીતે તેઓ ઘરમાં અને પરસ્પર પોતે જેને ગૂજરાતી સમજે છે તેવી એક ભાષા બોલે છે. ગૂજરાત સાથેનો સંબંધ છૂટી ગયેલો હોવાથી, શુદ્ધ ગૂજરાતી કેમ બોલાય છે, અને તેમની ગૂજરાતી અને આધુનિક ગૂજરાતીમાં કેટલો ફરક પડી ગયો છે, તેનો એમને ખ્યાલ નથી હોતો.

પરિણામે તેઓ ગૂજરાતી સમજીને જે ભાષા બોલે છે, તે કાંઈક જે કાળમાં તેમના પૂર્વજોએ ગૂજરાત છોડ્યું હશે, તે કાળની ગૂજરાતી, કાંઈક તે પ્રાન્તની, અને કાંઈક બન્નેના વિચિત્ર મિશ્રણથી બનેલા શબ્દોની એવી ખિચડી હોય છે.+

---

* ગૂજરાત બહાર વસવાટ કરેલા ગૂજરાતીઓને ખ્યાલમાં રાખી એ દેશોને બૃહદ્ ગૂજરાત અથવા મહા ગૂજરાત કહેવાનો રિવાજ પડ્યો છે. આ અંગ્રેજી Greater Gujarat નો તરજુમો છે. દેશી પરિભાષા આવા સંબંધોમાં 'અતિ' થવી જોઈએ એમ મને લાગે છે. 'પૂરી ને વધતું' એ અર્થમાં 'અતિ' ઉપસર્ગ વારવાર વપરાય છે. જેમકે, પ્રસિદ્ધ પુરુષસૂક્તમા अत्यतिष्ठद्दशाङ्गुलम् । એ જ પ્રમાણે અતિ–વ્યાપ્તિ, અતિ દેશ વગેરે શબ્દો સરખાવી શકાય.

\+ આ છેલ્લા ગણાવેલા મિશ્રણના કાંઈક દાખલા આપું. ગૂજરાતીમા 'બીજુ' ત્રીજુ' વિશેષણ છે, મરાઠીમાં 'दुसरे' 'दुसरी' છે. ગૂજરાતીનો 'બી' અને મરાઠીનો 'સરી' ભેગા કરી, મહારાષ્ટ્ર–ગૂજરાતીઓ 'બિસરી' શબ્દ વાપરે છે. આજ રીતે મરાઠીમા ત્રીજી વિભક્તિનો અને ગૂજરાતીમાં ચોથી વિભક્તિનો પ્રત્યય 'ને' છે. આ લોકો આ સમાનતાથી ગોટાળામા પડી જઈ ઘણુંખરું ગૂજરાતીમાં યે ત્રીજી વિભક્તિને 'ને' પ્રત્યય લગાડે છે.

'સ્વૈરવિહારી'એ મહા મહિનાના 'પ્રસ્થાન'મા 'ભળતું' શબ્દ ઉપર ધ્યાન ખેંચ્યું છે. આ પણ બાહ્ય સામ્ય પરથી થયેલા મિશ્રણનો નમૂનો છે. મરાઠી શબ્દ 'ભળતું' નહિ, પણ 'ભલતું' (भलतें) છે, અને એ કૃદન્ત વિશેષણ નથી. મરાઠીમા 'ભળ' ધાતુ નથી અને એ ધાતુ સાથે એ વિશેષણને સબંધ નથી. હું માનું છુ કે એનો સબધ 'ભલું' વિશેષણ સાથે છે. એનો અર્થ 'સ્વૈરવિહારી'એ સૂચવ્યા પ્રમાણે 'લગભગ જુદું' નહિ, પણ 'જેવું તેવું, અવિચારી, મનમા આવ્યું તેવું, ઠીક (ભલું) લાગ્યું તેવું'–એવો થાય છે. 'ભલતું જ બોલે છે' 'ભલતે જ વખતે', 'ભલતી જ રીતે'–વગેરે મરાઠી ભાષાપ્રયોગો છે. લક્ષણાથી 'ભલતું જ બોલે છે'નો અર્થ ગપ મારે છે એવો થઈ શકે ખરો.

રચનામાં આને મળતાં બીજાં વિશેષણો મરાઠીમા भायतें, फुकतें, फुम्तें વગેરે છે. 'આયતું' એ શબ્દ પણ ગૂજરાતીમા વપરાવા માંડ્યો છે. એનો અર્થ 'આવ્યું તેવું' થાય; અને એ રીતે 'આયતું ખાવું', 'આયતે વખતે', 'આયતો લાભ' એટલે તક ન ચૂકાવા દઈ કરેલી ક્રિયા થાય.

આ શબ્દો ગૂજરાતીમાં દાખલ કરવાથી નુકસાન થયું છે એમ મને નથી લાગતું.

ભાષાશાસ્ત્રીઓને ગૂજરાતી ભાષામાંથી કેટલાક નિઃશેષ થઇ ગયેલા શબ્દો અને તેનો કદાચ જેવો ને તેવો જળવાઈ રહેલો ઉચ્ચાર જૂના અતિગૂજરાતીઓમાંથી જાણવા મળે ખરો, પરંતુ ગૂજરાતી ભાષાના વિકાસની દૃષ્ટિએ તો એ બધા ગૂજરાતીની જુદી જુદી બોલીઓ ( dialects )નું નિદર્શન કરાવે છે.

સામાન્ય રીતે એવું માલમ પડે છે કે પરદેશમાં જઇ વસેલો પહેલો માણસ પરદેશની ભાષા વ્યાકરણ કે ઉચ્ચારની દૃષ્ટિએ શુદ્ધ બોલવામાં ફાવતો નથી. એ કામચલાઉ ભાષા જાણી લે છે બીજી પેઢીનો માણસ સ્વભાષા તેમજ પ્રાન્તભાષા બન્ને થોડી ઘણી અશુદ્ધ જ બોલે છે. સ્વભાષાની વ્યાકરણશુદ્ધિ જાળવી શકે છે, પણ એમાં પરભાષાના ઘણા શબ્દો ભેળવી દીધેલા હોય છે હોશિયાર હોય તો પરભાષાની વ્યાકરણશુદ્ધિ કેળવી શકે, પણ ઉચ્ચારણ અને લેંકામાં એ પરદેશી તરીકે જણાઇ આવ્યા વિના રહેતો નથી. ત્રીજી પેઢીના માણસમાં ઘણો ફરક પડી જાય છે. એ સ્વભાષા કરતાં પ્રાન્તભાષા વધારે શુદ્ધ રીતે બોલી શકે છે, અને ઉચ્ચારણ અને લે'કો પણ એણે એટલો પરભાષાનો અભ્યાસ કરી લીધો હોય છે કે સ્વભાષામાં યે એ પોતાના અસલ વતનના ઉચ્ચાર અને લેં'કો નથી લાવી શકતો.

આના કેટલાક ગૂજરાતીઓનો તો ગૂજરાત સાથેનો સંબંધ સાવ તૂટી ગયો છે. એમના બેટી-વ્યવહારો પણ હવે એમના પોતાના ઘોળોમાં જ થાય છે. પુરુષોના પહેરવેશ અને મુદ્રા ઉપરથી એમનો પ્રાન્ત ભાગ્યે જ ઓળખી શકાય. સ્ત્રીઓએ ગૂજરાતનો જમણો પાલવ રાખી મૂકેલો છે, એટલું જ તેઓ તે પ્રાન્તની નથી એ જાણવાનું ચિહ્ન.

છતાં, આ લોકોએ ઘરના અને ન્યાતના વ્યવહારમાં એક જાતની ગૂજરાતી બોલી રાખી મૂકી છે.

આ રાખી મૂકવી ઇષ્ટ છે શું? હોય તો કઇ દૃષ્ટિએ? ન હોય તો પરદેશમાં વસનારે ક્યારથી સ્વભાષા છોડવી?

× × ×

ઘણીખરી ન્યાતોના નામો તેઓનાં પૂર્વજોનું મૂળ ગામ સૂચવે છે. મુસલમાન કાળની રાજકીય પરિસ્થિતિમાં દરેક ગામના મહાજને આત્મરક્ષાર્થે એવું ઠરાવ્યું હશે કે ગામ ( કે ગ્રામસમૂહ ) બહાર બેટી-વ્યવહાર કરવો નહિ. આવો નિયમ લાંબો વખત ચાલુ રહેવાથી એ ગામો ઉપરથી એ ન્યાતો પડી ગઇ હશે, આવું અનુમાન છે. આને આપણે ગામવારી ન્યાતો કહીએ.

પછી, કાળાન્તરે, તે ગામોમાંથી ધીમે ધીમે કેટલાક કુટુંબોએ બીજાં ગામો તથા શહેરોમાં વસવાટ કર્યો. આથી, એક જ ગામમાં જુદી જુદી ગામવારી-ન્યાતોના લોકો ભેળા થયાં.

જો આ લોકોએ જુદાં ગામમાં વસવાટ થયા બાદ તે નવા ગામની નવી ન્યાત બનાવી હોત તો જેમ લાડ, પોરવાડ, ઝારોળા વગેરે વાણિયા છે, તેમ સુરતી, ભરુચી, મુંબઇગરા વાણિયા, બ્રાહ્મણ ઇ. ન્યાતો અસ્તિત્વમાં આવી હોત. એક જ વર્ણની બધી ન્યાતો વચ્ચે રોટી વ્યવહાર તો સામાન્ય રીતે હતો જ. જેવું પોતાના અસલ ગામમાં 'સાજના'નું કે 'મહાજન'નું તંત્ર હતું, તેવું વસવાટના ગામોમાં યે દાખલ થયેલું હતું. પણ જૂના ગામ પરથી નાના નાના 'સાજનાં' રચવાને બદલે, એક ગ્રામમાં વસવાટ

કરેલા એક જ વર્ણના માણસોએ સ્વતંત્ર મહાજન બાંધી દેવાં એવી રીત પડી હોત તો ન્યાત–ન્યાત વચ્ચે અભેદ્ય પડદા ન થયા હોત, પણ સમાજરક્ષાને માટે આવશ્યક એવાં મહાજનો બનવા છતાં એ મંડળો વધારે 'લવચિક×' (elastic) થઈ શક્યા હોત. નવા આવનારાઓને પોતામાં દાખલ કરવાની એમાં શક્યતા રહી હોત, ગામ છોડી જનારને પોતામાંની કમી પણ કરી શક્યા હોત.

આવું થતું રહ્યું હોત તો આજના યુગમાં રોટી–વ્યવહાર ત્યાં બેટી–વ્યવહારનું તત્ત્વ વિસ્તારવામાં ઓછી માનસિક તેમજ વ્યાવહારિક મુશ્કેલી જણાત.

યુરોપનાં 'ગિલ્ડ' અને આપણી ન્યાતો વચ્ચે આજે મોટો ભેદ થયો. ન્યાતો મૂળે વસવાટને લીધે જ થયેલી છતા ધીમે ધીમે જન્મગત થઈ ગઈ. એકમાંથી બીજીમાં જઈ શકાય જ નહિ.

× × ×

નવા ગામમા વસવાટ કર્યા પછી જૂના ગામની ન્યાત છોડી દેવાનો પ્રશ્ન નવા પ્રાન્તમાં વસવાટ કર્યા બાદ જૂના પ્રાન્તની ભાષા છોડી દેવા જેવો જ છે. બન્નેમાં વતનના અભિમાનનો પ્રશ્ન રહેલો છે. એકમાં વતનનું ક્ષેત્ર વધારે સંકુચિત છે એમ પણ હમેશાં કહી શકાય એમ નથી. કનોજી, માલવીય વગેરે ન્યાતોનાં વતનનું ક્ષેત્ર સંકુચિત ન કહી શકાય.

× × ×

જૂની માતૃભાષા છોડી દીધાના દાખલા છે જ નહિ એમ પણ ન કહી શકાય. મહારાષ્ટ્રમા વસવાટ કરેલા ઘણા લાડ અને પોરવાડોએ તથા લગભગ બધા જ લેવા કણબીઓએ ગૂજરાતી તદ્દન છોડી દીધી છે.

ભાષાની સેવા કરવાની દૃષ્ટિનો વિચાર કરીએ તો પર–પ્રાન્તમા વસેલાને સ્વભાષાની સેવા કરવાની અનુકૂળતા છે જ નહિ એમ કહીએ તો ચાલે. વસવાટના પ્રાન્તની ભાષાની તેઓએ સારી રીતે સેવા કર્યાના ઉદાહરણો છે, અને તેમા કશું આશ્ચર્ય પણ નથી.

× × ×

મુંબઈ અને પરા માટે એક ભાષા રાખવાનો પ્રશ્ન બહુ મુશ્કેલ બને છે. ગૂજરાતી તેમજ મરાઠી બન્નેનો વપરાશ લગભગ સરખો છે એમ કહેવાને હરકત નથી. સ્થાનની દૃષ્ટિએ એ મહારાષ્ટ્રનો ભાગ કહેવાય; પણ ગૂજરાતીઓએ એને એટલું અપનાવ્યું છે, અને વેપાર વગેરેને લીધે ગૂજરાતી ભાષા એટલી વગવાળી થઈ છે કે એનું મહત્ત્વ મરાઠી કરતાં ઓછું નથી.

એવા કેટલાક દ્વિભાષી મુલકો રહેવાના જ. એથી કેટલીક અગવડ નડયા વિના નથી રહેતી. દેશી ભાષામા જે કાંઈ સામાન્ય પ્રચાર કરવાનો હોય તે બે બે ભાષામા કરવો જોઈએ. આમાં કોઈક ન ઇચ્છવા જેવી અદેખાઈ પણ પ્રગટે છે.

પણ મુંબઈમાં કેવળ બે ભાષાનો જ પ્રશ્ન હોય તો ઓછી મુશ્કેલી ગણાય. મદ્રાસી વગેરે તો એ બેમાંથી એકે ભાષાને ન અપનાવે. એમણે પ્રાન્તની ભાષા કરતાં તેમજ રાષ્ટ્રભાષા કરતા ઇંગ્રેજી ભાષા પ્રત્યે જ વધારે પક્ષપાત બતાવ્યો છે. અને મુંબઈ અને

× ગૂજરાતી વિદ્વાનો આ મરાઠી શબ્દ દાખલ કરવા બદલ ક્ષમા કરશે. એવો કોઈ યથાર્થ ગૂજરાતી શબ્દ હું જાણતો નથી. 'લવચિક' એટલે રબ્બરના જેવું.

પરાંઓના જાહેર જીવનમા તેઓ ઠીક ભાગ લેતા હોવાથી તેમની સગવડ ન તપાસવી એવું બીજી ભાષાના કાર્યકર્તાઓને પોષાતું નથી.

જો એમની સગવડ એ મુખ્ય પ્રશ્ન હોય તો, આ કારણથી, ઇંગ્રેજીને રાખી શકાતી નથી. ખ્રિસ્તી વગેરે કોમોને પણ એ જ વધારે સગવડ ભરી લાગે છે. રાષ્ટ્રીય દૃષ્ટિએ જોઇએ તો હિંદીનો જ અધિકાર કહેવાય, પણ હિંદીનો અધિકાર છતાં આજને દિવસે એ સમજાતી ન હોય તો તેથી કામ કેમ કરી શકાય?

આમ ઇંગ્રેજી અને હિંદી વચ્ચે પસંદગી કરવાની હોવાથી અને બન્નેના પક્ષકારો પૂરતા હોવાથી એ બન્ને રાખવી એમ સૂચવાય છે. એટલે વાસ્તવિક રીતે ચાર ભાષા ચલાવવી પડે છે.

આમ ચાર ભાષા રાખ્યે પણ પતતું હોય તો મુંબઇ જેવા શહેરને કઠણુ ન પડે એમ કદાચ કોઇ કહેશે. ખરું પૂછતાં, એ બહુ મોંઘું તો પડે છે જ. એમા એકની જગ્યાએ ઓછામા ઓછા ત્રણુ કામ કરતારા શોધવા પડે છે. ( અંગ્રેજી બધા જ કામ કરનારા જાણે એમ માની લઇને. ) પણ એકથી વધુ ભાષાનો સ્વીકાર કરો એટલે દેવનાગરી–ઉર્દૂ લિપિનો પ્રશ્ન પણ ઊઠે જ છે. દેવનાગરી કે ગૂજરાતી લિપિ ન જાણનારો મુસલમાન વર્ગ મુંબઇમાં વધતો જાય છે; અને કાંઇક લિપિનું અભિમાન પણ એની માગણીનો આગ્રહ વધારે છે.

જ્યારે ક્યાય પણ અનર્થપરંપરા ( vicious circle ) નિર્માણ થાય ત્યારે તેનો ઉકેલ એક સ્થાને નસ્તર મૂકીને જ થઇ શકે. બધાં સંકુચિત અભિમાનોનો ઉચ્છેદ કરી ઉકેલ આણવો જોઇએ. આમા હિંમતની જરૂર હોય છે. એવો ઉપાય પહેલા ગાંડો, જીદ્દી. કે અશક્ય લાગે છે. પણ, ઘણુખરું, એ જ સાચો નીવડે છે.

એક તો આ ભાષાની ગૂંચ જે મૂઠીભર કામ કરનારા હોય છે તેમની પોતાની અને પોતાના વર્ગની મુશ્કેલીનો વિચાર કરી ઊભી કરેલી હોય છે. મુંબઇના કે પરાંના આમ-વર્ગને માટે કામ કરનારા એ છે અને કામ કરનારની સંસ્થાનું અસ્તિત્વ ઉપયોગી છે, એ જો લક્ષમાં રાખીએ તો એ ગૂંચ ઓછી થઇ જાય. ઈંગ્રેજી તો ઊડી જ જાય. મુંબઇ અને પરાંઓ માટે મરાઠી એ જ આમવર્ગની ભાષા છે એ નક્કી કરતાં વાર લાગે એવું નથી. ગૂજરાતના કારીગર અને ઉત્તર હિંદુસ્તાનના ભૈયા વગેરે વર્ગોએ કામચલાઉ મરાઠી ભાષા સમજી લેવી રહી, અને તેઓ તે સમજી લે પણ છે. એટલે કામ કરનારાઓએ મરાઠી ભાષા ફરજિયાત શીખવી જોઇએ.

क्यादिलाम्त

# હિંદુસ્તાનના સુતરાઉ કાપડનો ઉદ્યમ

**: એક સમાલોચના :**

The Indian Cotton Textile Industry: Its Past, Present and Future by M. P. Gandhi, M A. Etc. Published by G. N. Mitra, Esq. Bom. Company Ltd 4-3 B College Square, Calcutta: શ્રીયુત બીરલાની પ્રસ્તાવના સાથે કિં. રૂા. ૩/–

આ પુસ્તક કલકત્તાની હિંદી વેપારી મંડળના મંત્રી ભાઇ મનમોહન પુ. ગાંધીએ લખ્યું છે. રા. મનમોહન ગાંધીએ હિંદુસ્તાનના સુતરાઉ કાપડના ઉદ્યમ ઉપર ઇ. સ. ૧૯૨૪માં મુંબઇ યુનિવર્સિટી માટે એક નિબંધ લખ્યો હતો ને તે માટે તેમને "ઍશબર્નર પ્રાઇઝ" આપવામાં આવ્યું હતું. એ નિબંધને છેલ્લા ચાર વર્ષોના ઇતિહાસના અનુભવ ને આંકડાઓથી રૂપાંતર આપી તે વિષયની ચર્ચાને કર્તાએ હવે પુસ્તકરૂપે બહાર પાડી છે. પુસ્તકના પ્રથમ પ્રકરણોમા આપણા દેશના સુતરાઉ કાપડના ઉદ્યમનો જૂના વખતથી તે અત્યાર સુધીનો વિગતવાર ઇતિહાસ આપવામા આવ્યો છે. આપણા પ્રાચીન સાહિત્યમાંથી ને પુરાતન વર્ણનમાં આપણે ત્યા આવેલા જુદા જુદા પરદેશી મુસાફરોનાં લખાણોમાથી ઉતારાઓ આપી આપણા સુતરાઉ કાપડના ઉદ્યમની ઉપયોગિતા ને તેમાં આપણું કૌશલ્ય કર્તાએ સારી રીતે બતાવ્યા છે. લેખક એમ જણાવે છે કે પુરાતન કાળમાં દરેક હિંદીના ઘરમાં ચરખો કે રેંટિયો તો હતો જ. મશીન–સાંચાકામ–થી પણ જે બારીક સુતર હજુ બનાવી શકાતું નથી તેવું બારીક સુતર આપણે તે વખતે તૈયાર કરી શકતા હતા. આ હકીકતો જુની પુરાણી છે ને સામાન્ય રીતે દરેક શિક્ષિત કે અશિક્ષિત માણસને તે સારી રીતે જાણીતી હોય છે; છતાં એ તમામ હકીકતો સ્વદેશી ને વિદેશી સાહિત્યમાંથી ઉતારાઓ આપી પૂરવાર કરી આપવા માટે દરેક વાચક લેખકનો આભાર માનશે. પુસ્તકના ત્રીજા પ્રકરણમા આ ઉદ્યમ કેવી રીતે દેશમાં નભતો હતો તે બતાવવામાં આવ્યું છે. તેમા કારીગરોની સ્થિતિ, કારીગરોનાં મહાજનો, તૈયાર થએલા માલનું વેચાણ, બજારની વ્યવસ્થા, મોગલ શહેનશાહો તરફથી મળેલાં ઉત્તેજનો, કારીગરો ને સરકારનો પરસ્પર સંબંધ, ને એવી પરચૂરણ હકીકતો વિગતવાર વિચારવામા આવી છે. પણ સૌથી અગત્યનું તો પુસ્તકનું ચોથું પ્રકરણ છે. આપણા કાપડના ઉદ્યમનો વિનાશ ઇસ્ટ ઇન્ડિયા કંપનીને હાથે કેવી રીતે થયો તે આ પ્રકરણમાં આબેહૂબ બતાવવામા આવ્યું છે. હિંદુસ્તાનમાંથી કાચું રૂ ઇંગ્લંડ લઇ જવું, હિંદના કાપડ ઉપર ઇંગ્લંડનાં બંદરોએ મોટી જગાત નાંખવી, હિંદુસ્તાનમા આયાત થતા ઇંગ્લંડના કાપડ ઉપરની જગાત ઓછી કરી નાખવી, વહાણવટાના કાયદાઓથી, બંગાળાના ને બીજા પ્રદેશોના કારીગરોને અનેક પ્રકારે લાચરશરતો આપી ને કેટલીક વાર અસહ્ય ત્રાસ આપીને પણ હરીફાઈમાં ઉતરતા આ રાષ્ટ્રીય ઉદ્યમનો નાશ કરવો, એ ઇસ્ટ ઇન્ડિયા

કંપનીની ને ઇંગ્લંડની સરકારની સ્વાર્થી નીતિનું આ પ્રકરણમાં ખરેખર દિગ્દર્શન કરવામા આવ્યું છે. રમેશ દત્તના લખાણો જેમણે વાચ્યાં હશે તેમને પણ આ પ્રકરણમાંથી કેટલુંક નવીન જાણવાનું મળશે. લેખક આ બધી વસ્તુસ્થિતિનું ચિત્ર આપતી વખતે સરકારી રિપોર્ટોનો ઉપયોગ કરે છે. પણ તેમાં બે બાબતો લેખક લખતાં ચૂકી ગયા હોય એમ જણાય છે. ઇંગ્લંડમાં જે ઔદ્યોગિક સંક્રાંતિ થઇ તેમા બૅંકોએ સારો ભાગ ભજવ્યો હતો. આપણા દેશના સરાફો આવી બૅંકો જેવી સંસ્થાઓ કાઢી શકયા નહિ; તેઓ તેવા ધોરણથી તદ્દન અપરિચિત હતા. ઉપરાંત, નાની નાની થાપણો એકઠી કરી મોટી કંપનીઓ કાઢવાની પ્રથા આપણા દેશમા કયાય પણ તે વખતે નહોતી, જયારે ઇંગ્લંડમાં તે પ્રથા ઘણા વખત થયાં ચાલતી હતી. ઔદ્યોગિક સંક્રાંતિથી તે પ્રથાનો સારો વિકાસ થઇ શકયો. બૅંકોથી ને આ કંપનીઓથી ઇંગ્લંડના ઉદ્યમો એકદમ વિકાસ પામવા લાગ્યા. અઢારમા સૈકામાં ને ઓગણીસમા સૈકામા ઇંગ્લંડની સરકારે તે વિકાસને યોગ્ય સહાનુભૂતિ આપી. હિંદુસ્તાનમાં ઇંગ્લંડની રાજ્યસત્તા થઈ ત્યારે તેનો દુરુપયોગ કરી તે ઉદ્યમોને એકદમ રાષ્ટ્રીય સ્વરૂપ આપી દેવામાં આવ્યું; છતાં જો આપણા લોકોમાં એ વખતે અર્થશાસ્ત્રનું કાંઇક પણ સારું જ્ઞાન હોત ને આપણો આર્થિક વ્યવહાર જો તે વખતે સહેજ પણ પ્રગતિશીલ હોત તો આપણા ઉદ્યમોનો તેટલો સત્વર નાશ થઇ શકયો હોત નહિ.

મારી આ દલીલોને આ પુસ્તકના ચોથા પ્રકરણમાં ખાસ પુષ્ટિ મળી આવે છે. ઇ.સ. ૧૮૧૮મા ખુદ ઇંગ્રેજોએ જ કલકત્તામાં એક મિલ ચાલુ કરી; તે બહુ વખત ચાલી નહિ. ત્યારપછી ઇ. સ. ૧૮૫૧મા પારસી કાવસજી નાનાભાઇએ મુંબઇ સ્પિનિંગ ઍન્ડ વિવીંગ મિલ ચાલુ કરી. પણ આ નવા ઉદ્યમને ચાલુ કરવાનું ખરું માન તો ગુજરાતને મળવું જોઇએ. અમદાવાદવાળા રણછોડલાલ ચુનીલાલ (સર ચિનુભાઈના વડવા)ને આ વાત ઇ સ. ૧૮૪૭મા સૂઝી આવી એમ તેના જીવનચરિત્ર ઉપરથી આપણને માલુમ પડે છે, જો કે લેખકે આ બાબત પ્રકાશમા આણી નથી. બીજું રણછોડલાલે લૅન્ડ નામના માણસ મારફત મિલની યોજના ઊભી કરી તે માણસને લેખકે અંગ્રેજ કહ્યો છે; વસ્તુતઃ આ લૅન્ડન અમેરિકન હતો. હિંદમા મજૂરીના દર ઘણા ઓછા; કપાસ તો આપણે આંગણે જ; માલખાવાવાળાઓ પણ આપણે પોતે; છતા આપણો કાચો માલ દેશાવર જાય; નૂર, મજૂરી, દલાલી વગેરે તેના ઉપર ચડે; ને છતા અહીં આયાત થતા તે માલ આપણને પોષાય—એ દીવા જેવી ચોખ્ખી પણ વ્યવહારમા મૂકવામાં ઘણી મુશ્કેલ બાબત રણછોડલાલે વ્યવહારમા પણ સિદ્ધ કરી આપી આપણા કારીગરોને મશીનનો ઉપયોગ કરતાં તેણે શીખવ્યું. મિલનો સ્ટોર તે વખતે મુંબઇથી ખંભાત દરિયાવાટે આવ્યો ને ખંભાતથી ગાડામાં નાખી તે માલને અમદાવાદ મુકામે લાવી મિલમા ગોઠવવામાં આવ્યો. આપણા મિલ-ઉદ્યમની શરૂઆતમા આપણો માલ ચીનમા જતો તે તો સૌ કોઇ જાણે છે, પણ ભાઇ મનમોહન ગાંધીએ ૫૬મા પાના ઉપર જણાવ્યુ છે કે તે જ માલ દૂર દેશોમાં પણ ખપતો ને એક વાર તે માલ રશિયામા ને અમેરિકામા પણ પોષાતો. આ બજારો આપણા હાથથી કેમ ચાલ્યા ગયા એ લેખકે વધારે વિગતવાર જણાવ્યું હોત તો ઠીક થાત. એ બજારો આપણે પાછાં આપણા હાથમા કેમ લઇ શકીએ નહિ? લેખક ૧૨૬મા પાના પર લખે છે કે જાપાનમાં સુતરાઉ કાપડના ઉદ્યમનો ૬૦મો ભાગ માત્ર ચાર મિલોના હાથમા છે

અને કપાસની ખરીદી કરવા માટે તથા કાપડ વેચવા માટે તે જ દેશમાં ત્રણ મોટી આસામીઓ એકત્રિત થઈ કામ કરે છે. આવું જ સંગઠન આપણે ત્યા થવું જોઇએ. કપાસની ખરીદીમાં ને તૈયાર થએલા માલના વેચાણના સવાલમાં આપણા મિલમાલેકો ઘણા પછાત રહ્યા છે. તેમણે નવીન ઉપાયો હમણાં સુધી તો લેશ માત્ર વિચાર્યા જ નહોતા; હવે જે તેઓ તેવા ઉપાયો તરફ પોતાનું લક્ષ દોરવતા થયા છે; ખુદ આપણા દેશમાં જ પ્રચારકાર્ય કરવાની ઘણી જરૂર છે. વળી આપણો ઉદ્યમ એકપક્ષી અનુભવી શકાતો નથી અમદાવાદની મરકતી બજારના વેપારાઓએ મિલમાલેકોના અચોક્કસ ને અપ્રામાણિક ધોરણ સામે હમણાં સખ્ત વાંધો ઉઠાવેલો હતો તે વાચકને યાદ હશે બંગભંગ પછીની સ્વદેશી પ્રવૃત્તિનો અમદાવાદીઓએ દુરુપયોગ કર્યો હતો તે હવે સૌ કોઈ જાણે છે. આપણા આ ઉદ્યમની આટલી ત્રુટીઓ ધ્યાનમા રાખવાજોગ છે, પણ તે જ સાથે એટલું પણ કહેવું જોઇએ કે ગુજરાતનો મિલઉદ્યમ ગુજરાતીઓના હાથમા છે; તેમાં ગુજરાતનો જ પૈસો રોકાએલો છે; ને તેનાં નફોનુકસાન પણ ગુજરાતીઓ જ વેઠે છે. મુંબઇમાં થોડાએક અપવાદો સિવાય એ ઉદ્યમ મુંબઇગરાઓના હાથમા છે. આ વસ્તુસ્થિતિ માટે ગુજરાતીઓએ અભિમાન રાખવું ઘટે છે ને તે ઉદ્યમને સરકારી બેદરકારી સામે ને પરદેશી હરીફાઇ સામે ટકાવી રાખવા માટે ગુજરાતીઓને, ખાસ કરીને અમદાવાદીઓને, ધન્યવાદ ઘટે છે. અમદાવાદીઓના મિલઉદ્યમમાં મજૂરો પણ મુંબઇ કરતાં વધારે સુખી ને સંતોષી જણાય છે. તેનું મુખ્ય કારણ મહાત્મા ગાંધીજી, અનસૂયા બેન, અને મજૂરસંઘના કાર્યવાહકોનો પરસ્પર સહકાર છે. મુંબઈમાં હમણાં અનુભવવામાં આવેલી એકાદ હડતાળથી આ ગુજરાતી ઉદ્યમનો એકદમ નાશ જ થઇ ગયો હોત.

શ્રીયુત મનમોહન ગાંધીએ સરકારની બેદરકારી તો પાને પાને ઉઘાડી પાડી છે. એ બેદરકારીનો ઇતિહાસ જાણીતો છે પણ હમણા જ સરકારે ચાદીની આયાત ઉપર જગાત નાંખી તેથી તે સંબંધી લેખકના પોતાના તે જ બાબત ઉપરના વિચારો ખાસ જાણવા યોગ્ય છે. લેખક કહે છે કે ઇ. સ. ૧૯૧૦-૧૧મા સરકારે ચાદી ઉપર જગાત નાંખી તેથી આપણો ચીન સાથેનો કાપડનો વેપાર ઘણો ઓછો થઇ ગયો. હમણાં નાખવામા આવેલી ચાંદી ઉપરની જગાત આ વેપારની આડે આવે તો એ અનુભવ વળી ખરો પડે ને એટલે અંશે આપણા ઉદ્યમને આપેલું સંરક્ષણ નિરર્થક નીવડે. બજેટ ઉપર ચર્ચા કરતાં આ વાત કોઇ સભ્યો સરકારના ધ્યાનમાં આણશે ખરા ?

સાતમા પ્રકરણમા લેખકે કપાસના વાવેતર ઉપર ટૂકી પણ વિચારયોગ્ય ચર્ચા કરી છે. ત્યારપછીના પ્રકરણમાં મિલઉદ્યમની સાથે ઘરગથ્થુ વણાટકામનો સંબંધ બતાવવામાં આવ્યો છે. લેખક આંકડાઓથી બતાવી આપે છે કે આપણી મિલોમાં તૈયાર થતા સુતરનો ઉપયોગ વણકરો પોતાનાં ઘરમાં કરે છે ને ચરખા કે રેંટિયાનો ઉદ્યમ મિલના ઉદ્યમ સામે હરીફાઇમા ઉતરતો નથી, એટલું જ નહિ પણ તે બંને અન્યોન્ય સહાયક છે. ને ગાંધીજીના રેંટિયાવાદે આ અન્યોન્ય સહકારને વધારે ગાઢ કર્યો છે. દર વર્ષે આપણા દેશમાં ખપતા ૫૦૦૦,૦૦૦,૦૦૦ વાર કાપડમાનો ચોથો ભાગ ઘરગથ્થુ ઉદ્યમમાં, ૪૦ ટકા જેટલો ભાગ મિલોમાં ને ૩૫ ટકા જેટલો ભાગ વિદેશી આયાતમાં આવી જાય છે એ વાંચક વાંચે ત્યારે તેને ચોક્કસ આશ્ચર્ય તો લાગે જ. આ પ્રકરણ સૌથી ઉત્તમ છે.

છેલ્લા પ્રકરણમાં આ આપણા રાષ્ટ્રીય ઉદ્યમનો વિકાસ કરવાના ઉપાયો બતાવવામાં આવ્યા છે. લેખક નોઇસ કમિશનની સૂચનાઓનો સ્વીકાર કરવા સરકારને ખાસ આગ્રહ કરે છે. એ સૂચનાઓનો કેટલોક ભાગ તો સરકારે હમણા જ અમલમાં મૂકવાની ઇચ્છા બતાવી છે. લેખક કહે છે કે મુંબઇની મિલોએ ભવિષ્યમા ઊંચું કાપડ તૈયાર કરવું ને તેથી બીજી મિલોની સામે હરીફાઇમાં ઉતરવાના સંયોગોમાં જેમ બને તેમ ઓછું ઉતરવું પડે તેવા પ્રયાસો કરવા. મુંબઇનાં હવાપાણી આ કાર્ય માટે એકદમ અનુકૂલ છે. પણ તે માટે સરકારી સંરક્ષણ મળવું જોઇએ, મજૂરો વચ્ચે ને મિલોના માલેકો વચ્ચે સહકાર હોવો જોઇએ, અને મિલોના માલેકોએ "સ્વદેશી"નું પ્રચારકાર્ય કરવું જોઇએ. અત્યાર સુધી આવું પ્રચારકાર્ય બિલકુલ થઇ શક્યું નથી; ઊલટું, એવા પ્રચારકાર્ય સામે ઘણી વાર મિલમાલેકો થયા છે ને પોતે સરકારથી ડરતા હોય નહિ એવી શિથિલવૃત્તિ દર્શાવી છે. ભાઇશ્રી મનમોહન ગાંધી આ પ્રચારકાર્ય કેવું હોવું જોઇએ, ને મજૂરો સાથેનો વ્યવહાર કેવો ઘડાવો જોઇએ તે વિષે આ નાના પુસ્તકમાં વિશેષ ચર્ચા કરી શક્યા નથી તે ખેદની બાબત છે, ભવિષ્યમા આ ઉદ્યમની સમગ્ર પરિસ્થિતિ ઉપર તેઓ આપણને માર્ગદર્શક બોધ આપે એટલી ઇચ્છા અહીં પ્રકટ કરવામાં કશો સંકોચ થવો જોઇએ નહિ.

આવું સાહિત્ય ઇંગ્રેજીમાં ઉપયોગી તો છે જ; પણ ગુજરાતીમાં તેની ઉપયોગિતા હવે સ્વીકારાય તે વખત શું હજુ નથી આવ્યો?

કેશવલાલ હિંમતરામ કામદાર

# યુદ્ધના પત્રો

પ્રિય ભાઇ રામનારાયણ,

ગાંધીજી સાબરમતીથી નીકળ્યા તે વખતનું અને ત્યારપછીના પ્રયાણનું વર્ણન પેપરોમાં આવ્યા કરે છે. હું તેમાં થોડો ઉમેરો કરું છું. હું સુરતની ચોર્યાસી તાલુકા સમિતિનો સભ્ય છું અને ત્યાંથી મને પ્રાંતિક સમિતિમાં મોકલ્યો છે. સુરત જિલ્લાના ઓલપાડ તાલુકાની અને હાંસોટ પેટામહાલની વચ્ચે કીમ નદી આવી છે. આ નદી ઓળંગીને ગાંધીજીએ સુરત જિલ્લામાં પ્રવેશ કર્યો. એ નદી પર વાંસનો પૂલ કર્યો હતો. બાજુએ વાંસના કઠેરા કર્યા હતા. આપણા મિત્ર અધ્યાપક ઝીણાભાઇએ શ્વેતકેતુથી લંકા સુધી બંધાયેલા પૂલની સાથે સરખામણી કરી અને બીજા એક ભાઇએ કહ્યું કે સબરસ એ સીતાજી છે અને તેને લાવવા માટે ગાંધીજી લશ્કર લઇ નીકળ્યા છે. રાત્રે આઠ વાગે દીવાના ઝગઝગાટમાં ગાંધીજીએ કીમ નદી ઓળંગી તે વખતનું દૃશ્ય બહુ સુંદર હતું. પણ હું તો હાંસોટ તાલુકામાં દેઢેક માઇલ આગળ ગયો હતો. મેં ધારેલું કે લશ્કરની આગળ ગાંધીજી ચાલતા હશે અને તેની પછવાડે ચારચારની હારમાં અથવા ખેતરની અંદર એક પછવાડે બીજો એમ હારમાં થરા સૈનિકો આવતા હશે. સૈનિકોનો પહેરવેશ બહુ વિચિત્ર હતો, દરેકનો જુદા પ્રકારનો. એમનો સામાન ( kit ), પણ એકસરખો નહિ, અને પગદંડી મુસાફરી માટે જોઇએ તેવો અનુકૂળ નહિ. ગાંધીજીની આગળ ઘણાયે સૈનિકો ચાલતા હતા, અને એમની પાસે અને પાછળ ચાલવામાં કાંઇક ધક્કાધક્કી અને ઉતાવળ જોવામાં આવ્યાં. આ કાંઇ હિંસાત્મક લશ્કર નથી પણ શહીદોનું ધાડું છે એવો વિચાર મને આવ્યો. લોકોએ રસ્તા સાફ કરવામાં, પાણી છાંટવામાં, કાંટા કાઢી નાખવામાં કાંઇ બાકી રાખ્યું નહોતું, આ તાલીમ પણ સારી હતી. ગામડાંના લોકો તો બરાબર સમજી પણ ન શકયા કે આ લશ્કરમાંથી ગાંધીજી કોણ? પણ એટલું ખરું કે એમની આસપાસ જયઘોષ થતા નહોતા. આ વાંકાચૂકા, અનિયમિત, અવ્યવસ્થિત માનવપ્રવાહની અંદર ઉઘાડા પાતળા ટાંટીઆવાળો બોખો ડોસો એક લાકડીને ટેકીને ચાલતો હતો. જ્યારે કોઇ એમના સાથે વાત કરતું નહોતું ત્યારે એમનું મોં ઘણું જ ગંભીર ઊંડા વિચારમાં ઊતરી ગયેલું લાગતું હતું. એની દૃષ્ટિ જમીન પર ચોંટી રહી હોય એમ જણાતું. એમના હોઠ પર જીદ અને ધૂનની મક્કમતા સ્પષ્ટ દેખાઈ આવતી અને જ્યારે ઊંચું જોતા ત્યારે આંખમાં અજબ ચમકારો દેખાતો હતો. ગાંધીજીને હમેશાં જીસસ ક્રાઈસ્ટ સાથે સરખાવવામાં આવે છે, બુદ્ધદેવ કે મહાવીર સાથે નહિ. ક્રાઈસ્ટને બાઈબલમાં Man of sorrows ( વિષાદમય પુરુષ ) કહ્યા છે. એ દેવ નથી પણ માણસ છે. ગાંધીજીના મો પર શાંતિની છાપ નથી પણ દુઃખની છે. જે હાસ્ય વડે અનેક મિત્રોનાં હૃદય જીતી લે છે તેના ઊંડાણમાં દુઃખ અને દયા ભેગાં છે. એમનું હૃદય દેશનાં દુઃખોથી ઘડાયલું છે. એમની

ચાલમાં ઝડપ હતી, લગભગ અધીરાઈ હતી. નબળાઈને લીધે એમના પગ વાંકા પડતા હતા, પણ એમની આત્મશ્રદ્ધાનું બળ અજબ છે. નદીને પેલે પાર ભેખડ હતી તે પગથિયે નહિ પણ વચમાંથી ચઢી ગયા. ગામડાંની બહેનોએ એમનો સત્કાર કર્યો તે સ્વીકાર્યો, જરા મશ્કરી કરી, પણ જાણે એમનો આત્મા બૂમ પાડી રહ્યો હતો કે આગે! આગે! તેમ ઝડપથી ચાલવા માંડ્યું. આ તાપની ઋતુમાં દસ દસ માઈલ ચાલ્યા પછી બબ્બે લાંબાં ભાષણો કરવાં, તેમાં સરકારને ફટકા અને પ્રજાને ફટકા, બન્નેને શિખામણ, બન્નેને સુધારવાનો પ્રયાસ એ જોઈને અજાયબ થઈ જવાય એવું હતું. આવી ધૂન વિના કોઈ પણ માણસ કાંઈ મહત્ત્વનું કાર્ય કરી શકતો નથી. આ માણસે પ્રજાની રગ પકડી છે, એના એક હુકમથી સેંકડો માણસો જેલ જવા, લાઠીનો માર મૂંગે મોઢે ખમવા, અને ગોળી ખાવા તૈયાર થઈ જાય છે. અનેક પૈસાદાર, શોખીન માણસો વૈભવ છોડી દે છે. પ્રજા એટલે ગાંધી, પ્રજાની લડત એટલે ગાંધીની લડત એવું લોકો સમજે છે. જેણે સર્વનો ત્યાગ કર્યો છે તેને જગત મળ્યું છે, જે પ્રજાને માટે મરી ફીટે છે તે જ ખરો જીવે છે. આ માણસ જીવે છે. એના અકળ અખતરાઓ લોકો ભૂલી જાય છે, એના વિચિત્ર વિચારો ગળી જાય છે અને લડતમાં યાહોમ કરીને પ્રાણ પાથરવા તૈયાર થાય છે. જ્યારે નેપોલિયન એલ્બાના ટાપુમાંથી નાસી છૂટ્યો ત્યારે પલકવારમાં હજારો સૈનિકો એની સાથે જોડાઈ ગયા; તેમ ગાંધીજી સાબરમતીમાંથી નીકળ્યા છે અને સેંકડો કે હજારો સૈનિકો રાષ્ટ્રધ્વજ નીચે લડવાને થનથનાટ કરી રહ્યા છે. જ્યાં ગાંધીજી જાય છે ત્યાં આગ લગાડે છે. લંકામાં પ્રવેશ કરીને હનુમાને આવી જ રીતે લોકોને ઉશ્કેર્યો હશે. લંકામાં આગ લાગી રહી છે અને હવે યુદ્ધ થવાનું.

ડૉ. સુમન્ત મહેતા

૨

મહેમદાવાદ જેલ,<br>ચૈત્ર સુ ૧૨; ૧૯૮૬<br>ગુરુ: ૧૦—૪—૩૦

સ્નેહી સુ. શ્રી. બટુભાઈ,

'પ્રસ્થાન'ને માટે યુદ્ધના પત્રો માગ્યા હતા તે હું જ્યાં સુધી યુદ્ધક્ષેત્રના ઉકળાટમાં હતો ત્યાં સુધી તો નહોતો લખી શક્યો પણ હવે આ 'શાંતિનિકેતન'માં આવ્યો છું એટલે લખવાનું મન થાય છે.

મને જ્યારે ગઈ તા. ૧૩ મીએ કપડવંજ તાલુકામાં પ્રચારકાર્ય કરવા માટે રવાના કર્યો ત્યારે સુ. શ્રી. નરહરિભાઈએ કહ્યું હતું કે તાલુકો ખૂબ જ પછાત છે; આ પચીસ પ્રતિજ્ઞાપત્રો લઈ જાવ છો એટલાં પણ ભરાવી લાવશો તો ભયો ભયો થઈ જશે.

હું આ તાલુકામાં ૧૫૦ માઈલ પગપાળો ફર્યો છું. ચાલીસ બેતાલીસ ગામોમાં ઘૂમ્યો છું છતાં મને કદાચ એવું નથી લાગ્યું કે અહીંના લોકો લડતમાં કામ ન આપી શકે. મને આગલી વખતે કેમ આટલો બધો ડરાવી મૂક્યો હતો તે જ સમજાયું નહિ. આપણે શહેરમાં બેઠા બેઠા હજી ગામડામાં કેટલું ચેતન આવી ગયું છે—આપણા કોઈપણ

પ્રહારનાં પ્રયત્ન વિના આવી ગયું છે તેની આપણને ભાળ સરખી નથી. ગામે ગામે મે દેશની સ્થિતિ વિષે વાતો કરી છે. કોઇપણ ગામે—નાનામાં નાને અને માત્ર રાનીપરજ જેવી વસ્તીવાળે ગામે પણ—લોકોને એ વાત ન સમજાઇ હોય એવું બન્યું નથી. અને તે કેટલી બધી સહેલાઇથી. આમ આ વાતો લોકોને ઝટપટ ગળે ઊતરે છે એવું કારણ તો વિચારતાં મને એ લાગે છે કે આપણે જે દુઃખોની વાતો કરીએ છીએ એનો અનુભવ હવે આખી પ્રજાને જોઇતા પ્રમાણમાં ઊંડો થઇ રહ્યો છે. ગામના મુખીને સાડા સત્તર વર્ષમાં જેટલો પગાર મળે એટલો પગાર વાઇસરૉયને એક દિવસમા મળે એ વાત સાંભળીતા વેંત જ ગામેગામનાં લોકો હેબતાઇ જતાં હતા. અને કહેતા કે આ તો માણસના હજાર વર્ષ તે બ્રહ્માનો એક દહાડો થાય એવું થયું !

મને તો આ પ્રવાસ દરમ્યાન એવું સમજાયું કે આપણે જે વસ્તુઓ લોકોને સમજાવવા નીકળ્યા છીએ તે એટલી તો સાચી છે, એટલી તો એમણે અનુભવેલી છે કે તેને ગળે ઉતારવા માટે બીજા કશાની જ જરૂર પડતી નથી. તમે બોલો છો, બોલો છો ત્યાં તો લોકો ટાપશી પૂરે છે.

વળી હવે લોકોને બીજી એક વાત પણ સમજાઇ ગઇ છે કે આ લોકો ગામડાંમાં કામ કરવા આવે છે તે ખરેખર જ કામની ધગશથી આવે છે. આપણે શહેરોને દેશને ટીલે પૂરી નીકળેલાં ગૂમડા કહીએ છે—દેશનું પાચ ત્યા ભેગું થયું છે એમ કહીએ છીએ ત્યારે આપણે સાચે જ એ વસ્તુ માનીએ છીએ એ વિષે હવે એમને બહુ શકા જેવું રહ્યું નથી. ગામડાના લોકોને હવે ધીમે ધીમે પોતાનું મહત્ત્વ સમજાવા માડયું છે.

અને જ્યારે એમની આગળ અમો અભયની વાત કરીએ—સમજાવીએ કે તમો જે અમલદારોથી ડરો છો તે તો તમારા જ પૈસાથી પોષાતા તમારા નોકરો છે, તેમને માથે નથી શિગડા કે પૂંછે નથી પૂંછા, તમે જ ડરી ડરીને હાઉ ઊભો કરેલો છે ત્યારે પણ તેઓને લાગે છે કે હા, ખરું; એ તો આપણા ગામનો હિસાબ રાખવા રોકેલા વાણોતરો. એમનાથી ડરી ડરીને ટૂંકું આવરદા વધારે ટૂંકુ કરવાની કાઇ જ જરૂર નથી. આ અભય-મંત્ર તો લોકોમા રમણે ચડેલા અગ્નિની જેમ ફેલાયો છે અને અમલદારોની બે બદામની કિંમત રહી નથી.

લોકો અહિંસા અને શાન્તિ સમજશે કે કેમ એ વિષે અનેકને ભારે શકા રહ્યા કરે છે. મને એ વિષે હવે છાંટાભાર પણ અંદેશો રહ્યો નથી. લોકો અહિંસા અને શાન્તિના પાઠો સમજ્યા છે—સમજવા લાગ્યા છે. આપણા અહિંસા અને શાન્તિ એ તો સરકારની તોપ અને બંદૂકને મોઢે દાસેલા ડૂચા છે. એ જ્યાં સુધી છે ત્યા સુધી સરકારની તોપ બંદૂકો કોઇની નથી એ વાત સમજાવવી જ પડતી નથી.

આમ દેશનું વાતાવરણ જ આખું બદલાઇ ગયું છે એટલે જ હું લસુંદ્રામાં મોરચા માંડી શક્યો. અને મને તો ખાતરી છે કે ત્યાંને માટે માણસો કદી બહારના લેવા પડવાનાં નથી.

જે દિવસે લસુંદ્રામા મેં છાવણી નાખી તે દિવસે કોઇ અમારી સાથે વાત સુદ્ધાં કરવા તૈયાર નહોતું ત્યાં આજે મારે પોણોસો સૈનિકોની ભોજનવ્યવસ્થા કરવી હોય તો મે લેશ માત્ર વિચાર કરવાનો ન રહે; આખું ગામ એકપગે અમારી મદદે ખડું થઇ ગયું છે.

રાતે બાર બાર વાગ્યા સુધી તનતોડ મહેનત કરીને યાત્રાળુઓને આખો દિવસ ચાલે એટલું પાણી ભરે છે: સરકારી કામદારોને ગોઠ કરવાની જગ્યા રહી નથી અને સ્ત્રીઓ પણ સેંકડોની સંખ્યામાં યુદ્ધના રંગ નિહાળતા ટેકરે ટેકરે ઝઝૂમે છે. એ બધું શું સૂચવે છે? એ જ કે મહાન ક્રાંતિ માટે કાળ પાકી ગયો છે. હવે જો કોઈ ખામોશીની વાતો કરે તો તેને દેશનો સાચો પરિચય નથી એમ જ કહેવું જોઇએ.

કેટલા પકડાયા અને કેટલું મીઠું વેચાયું એ ઉપરથી આજે દેશની શક્તિનું માપ કાઢવાનું નથી—જો કે એ રીતે પણ શક્તિનું માપ કાઢતાં પરિણામ આશ્ચર્યજનક જ આવે એમ છે. પણ આ દેશના લોકમાનસમાં જે નવો પ્રાણ નવું ચેતન્ય રેડ્યું છે તે ઉપરથી કાઢવાનું છે.

મેં એ પણ જોયું કે દેશનો જુવાન વર્ગ હવે બેદિલાખ બનતો જાય છે. લાંબા લાંબા ગુંગળાવી નાખે એવા ભવિષ્ય સંબંધેના વિચારો કરવાની ટેવ છોડતો જાય છે..દરેક ઠેકાણે 'ઝુકાવો' કરી ઝુકાવનાર હવે મળી રહે છે અને ક્રાંતિને માટે આ અત્યંત શુભ લક્ષણ છે. અસ્તુ।

આ જ મારો પહેલો અને છેલ્લો યુદ્ધપત્ર. ગઇ કાલે બપોરે મને ૧૧૭ મી પ્રમાણે પકડ્યો. બે ત્રણ દિવસે મારો કેસ ચાલશે. આ મહિના દરમ્યાન મેં કરેલી તનતોડ મહેનતનો જ્યારે વિચાર કરું છું ત્યારે તો બે અઢી વરસથી ઓછો શિરપાવ જો મળે તો મારું અપમાન જ થાય.

હવે તમો ક્યારે પ્રસ્થાન કરો છો?

જય જય.

લિ૰
નગીનદાસ પારેખ

## ૨૨

### નવલરામ લક્ષ્મીરામ પંડયા : ઇતિહાસની આરસીમાં ગુજરાત

ઇતિહાસની આરસી સાહી મે જોયું માંહીં,
થિર થાવર દીઠું ન કાંઈ ફરતી છે છાંહીં. ૧

આ મુલક ઘણામા આજ કર્યાં ને કયા રહેતા,
ઈંગ્રેજ કરે છે રાજ, જગમા જશ લેતા. ૨

પણ એંશી વર્ષ પશ્ચાત જો જોઈયે ઝાંખી,
દીસે દક્ષણીએ ગુજરાત ઘુમતા ડર દાખી. ૩

શો પેશવાઇનો દોર પુણેથી સંચરતા,
બહુ ચકરાં જલમજોર—ફક્કડે ગ્યા કરતા ! ૪

(મારયા) રાજે અધર્મ અપાર ધર્મનું કહાવે જે,
કરી ચાર દિવસ ચમકાર શૂન્ય થયું સહજે. ૫

પેશવાઈ પ્હેલા મુઘલાઇ ચાલતી ચોપાસે,
અહીં સ્થાપી અકબર શાહ બાંધી નીતિપાશે. ૬

નહીં જુલમ ન ઝાઝું દાણ નહીં પક્ષાપક્ષી,
દીધ દેશીને માન સમાન દેશાઈગીરી બક્ષી ૭

ટકી બસો વર્ષ મુઘલાઈ તે આને યોગે:
જ્યાં રાજનીતિ બદલાઈ પડી મરવા રોગે. ૮

આ બસો વર્ષ પણ બાદ કરી જો પછવાડે,
પાદશાહી અમદાવાદ સ્વતંત્રપણે લાડે. ૯

"કુત્તે પર આયા સસા"—બસાયા શ્હેર શાહને."
આ આશાભીલને અસાવળે, ગમ્યું તેજ ને. ૧૦

થયો મહમ્મદ બેગડો એક છેક મહા મ્હોટો,
બાંધ્યા મસીદ મિનાર અનેક શ્હેર સણગ કોટો. ૧૧

હતો જબરદસ્ત મ્હાશૂર મહા મ્હોટો જંગી,
ચડી વ્હાણ લડી ચકચૂર કર્યા બહુ ફિરંગી. ૧૨

પણ ચૌદસો બાર અગાઉ હતું કયા શ્હેર જ:
હવે પાટણપુરને ગાઉં થયો અકરોકર જ. ૧૩

સન તેરસો પૂરામાહ થયા હિંદૂ પૂરા,
પડ્યું પાટણ વર્ત્યો ત્રાહ,—ધિક્ક નાગર નુગરા ! ૧૪

પેઠા મુલકે મુસલમાન "મારું ! મારું !" કરતા,
લુંટે ઝુંટે ધટાળે લે જાન વહૂ દીકરી હરતા. ૧૫

લડ્યા પડ્યા હજારો શૂર "લડી મારી મરિયે,"
વહ્યું લોહી જેમ જળપૂર ડુબ્યો દેશ તે દરિયે. ૧૬

એ દિવસ પડી જે પોક હજી ગગને ગાજે !
એ દિવસ દેશીઓ શોક કરો ને મળી આજે ! ૧૭

એ દિવસ થકી પરતંત્ર થયા, લાગી ખાપણ રે;
એ આગે હતા સ્વતંત્ર હિંદુ સૌ આપણ રે. ૧૮

બધ્યો શોક થંભ્યુ મુજ ગાન,—જ્ઞાન આ એક જ રેઃ
વિણ ધર્મ નવલ આ સ્થાન ચલિત સૌ છેક જ રે. ૧૯

છંદ: પદ. આવા સાદા ઢાળનાં માપ પિંગલમાં સહેલથી દાખલ થાય અને દાખલ કરી દેવાં જોઇએ. સાદા નહીં એવાં પણ ઘણાં પદને માત્ર છંદ ગણી પિંગલ પ્રમાણેના પૃથક્કરણથી માપને તેમના માત્રા એકમો નિયમો આદિ જણાવી શકાય એમ છે. આપણા ભકતો કવિઓ અને રસિકોએ ઘણાઘણા પદબંધોને આમ છંદો બનાવીને કવિતા માટેના બંધબેસતા લયોના સાધન સેંકે સેંકે વધારેલા છે. આપણા પિંગલશાસ્ત્રીઓ એ કવિઓની પાછળ પડી ગયા છે. અર્વાચીન કવિતા કલા અને સાહિત્યની સાથે સાથે આપણી વિવેચના અર્વાચીન થતી આવે છે, આપણું અલંકારશાસ્ત્ર અર્વાચીન થતું આવે છે, તેમ આપણું પિંગલશાસ્ત્ર પણ અર્વાચીન દ્દષ્ટિએ અંદર કેટલાંક પ્રકરણો ઊમેરીને આખું નવેસર ગોઠવવાનો સમય ભરાય

દીઠું એ સૌ દીર્ઘ કાલ, સુધાર્યું સુધર્યું ય તે,
પછી સંસારવાડીથી ચઢેલી લીધ દષ્ટિને.
બહુ વર્ષો સુધી આપે મૂલવ્યા મોતી મ્હારના,
પછી પારખવા પેઠા આત્મના દરિયાવમાં. ૧૬

ઘૂમતાં સૌ દિશે તેને ધાર્યો એક સમાધિમાં,
વાણી અગાડથી ચક્ષુ પરોવ્યાં પરમેશમાં.
સ્મિતની સુંદરતાના કપોલે અંકુરો ઉગ્યા,
મધુરા હાસ્યની દીપે મુખડે મધુરી પ્રભા. ૨૦

આત્માનું તેજ, વીંધીને રોમરોમ, વિકાસતું,
બ્રહ્મર્ષિ, આપને દેહે બ્રહ્મવર્ચસ્ વિલાસતું.
વેદ જેવા મહાભાવ, દેવ શા દિવ્ય કાન્તિના,
પ્રકારો પરમાનન્દે એવી અખંડ શાન્તિના. ૨૪

સહસ્ર ધારથી જેમ વર્ષે છે મેઘની ઝડી,
લોકમાં વર્ષતા તેમ આપના આત્મના અમી.
સિંધુ પ્રત્યે વહે જેવી ઊર્મિઓ નદીઓ તણી,
લોકનાં હૈયાંના પૂર વ્હેતાં તેવા ત્હમો ભણી. ૨૮

સારપ આરિયો વ્હોરી જનોમાં શુભ નામના,
સચર્યો થઈ સદ્‌ભાગો આપ અક્ષર ધામમાં
દેહના સુરથે સ્થાપી દેહી કેરો મહારથી,
ઇન્દ્રિયોના અશ્વ જોડી, ઉગામી વૃત્તિની ગુથી, ૩૨

વિવેક સારથી માંડી અખંડ પ્રભુની દિશે,
ત્હમે કીધી મહાયાત્રા વિશ્વના વિધવિધ વિષે.
નિત્યે જીવનમાં યોગી, તત્વચિંતક ચિંતને,
રાણા સંસારી સંસારે, તપસ્વી જ તપોવને. ૩૬

ભક્તિરેશે મહાભક્ત, કુપળો ભાવની ફુળી,
—આપને ભાળશું એમ ડાળિયા સૌ ફળી ફુલી.
શું શું સંભારું ને શી શી પૂજું પુણ્યવિભૂતિ એ?
પુણ્યાત્માના હૈડાપ્રો તો આજ જેવાં અગાધ છે. ૪૦

૨

ને એવું યે હતું જ્યારે પડ્યો'તો પિતૃભારથી,
વિસારી પિતૃપૂજા હું ખડ્યો'તો પુણ્યદાવથી.
બહુ અવગણ્યા, તાત! અસત્કાર્યાં, અનાદર્યાં,
રે અપમાનને ઝારે આ હાથે દેવ અર્ચિયા! ૪૪

ખીજવ્યા પજવ્યા પૂરા: કુમળુ દિલ કાપિયુ,
ને ત્હમારા દિનો છેલ્લા ઝેર કીધા—સહુ ગયું.
ગયો તે યુગ મસ્તીનો, ઝઝાવાતો ગયા બધા:–
આપના મૃત્યુએ તાત, આછાંનીર હૈડાં કીધાં. ૪૮

બાપની મોહની પેખે, ન તો યે મોહે પામતા:–
પુરાણી ને પુણ્યવંતી આર્યોની એ જ સાહિતા,
જન્મની વેળ જે આગે 'સચી'તી મુજ અંતરે,
નિભાવ્યો આર્યતાએ એ ને બચાવ્યો પ્રભુવરે. ૫૨

ભમે છે આ ગ્રહો આભે, કોઈ તો યે નહીં પડે;
ન છૂટે દોરીથી જો કે વીંઝ્યો રમતે ચડે.
રમીને ને ભમીને હું આવ્યો છું આપ કાયમ:
દેજો એ છાંયડી શીળી દીધી છે જેમ કાય આ. ૫૬

સૌ અળવીતરાની એ ક્ષમાઓ તાત, આપજો:
ન જોશો માટીને, દેવા! માનજો પક પકજો.

૩

અંધારી રાત્રિએ ઉઠતા શબ્દ હો અંધકારના,
બોલે છે ઉરમાં એવા શબ્દ કો ભૂતકાળના. ૬૦

રોવાવે આત્મની જ્યોત ઝઝાનિલો સ્મૃતિતણા,
પ્રચંડ મોજે ઉછળે એ અવિરામ વિયોગના.
અગાધ સિંધુની આવે ગર્જના ક્ષિતિજે નહીં,
ગર્જે છે પડછંદા કો એવા અંતર્ગુહા ભરી. ૬૪

ઘોરે જેવો મહાઘોરે ઘેરો તોફાનનો ધ્વનિ,
સમસ્ત જીવનકેરો ઘોરે એવો મહાધ્વનિ.
અને એ સ્મૃતિના ઊર્મિ પડઘા ભૂતકાળના,
ને બધા મુંઝવે એવા બોલ જે મુજ આત્મના. ૬૮

તે સૌમાં તરતો, જાણે ચંદ્રમા વ્યોમને જડે,
સુરંગો આકાશવાણી શો શાન્તિનો શબ્દ એક યે.
શમાવે પ્રભુના શબ્દો આ કોલાહલ વિશ્વનો,
એ શબ્દે એમ મ્હારો યે શમ્યો પોકાર ઉરનો. ૭૨

વર્ષી માધુર્ય દેવોનું, અંધકાર ઉજાળતો,
પુરાણા યે યુગોને એ ઓજંગી શબ્દ આવતો.
જ્યોત્સ્નાની ધારમાં જેવો ઝર્યો મંત્ર સુધામય,
એવો એમી સુરંગો મંત્ર—'પિતૃ દેવો ભવ, પિતા!' ૭૬

છંદ: અનુષ્ટુપ: સંસ્કૃતમાં અનુષ્ટુપ બે છે: મહાભારતમાં છે તેનો જરા મટકપટ પણ લાંબા પ્રવાહને લાયક, અને બીજી જાતનો, વધુ વ્યવસ્થિત, તે લાંબા પ્રવાહને માટે ઓછો લાયક. આ "પિતૃતર્પણ કાવ્ય"નો અનુષ્ટુપ પ્હેલી જાતનો છે; કવિએ અંત્યપ્રાસ પણ વાપર્યો છે એટલો જ વિશેષ છે.

[ અનુસંધાન પૃ. ૪૨૫ ]

# સને ૧૯૨૯ના ગુજરાતી સાહિત્યનું દિગ્દર્શન

માન્ય પ્રમુખશ્રી, સભ્યભાઇઓ, અને અન્ય સાહિત્યરસિક સજ્જનો,

સાહિત્ય સભાના વાર્ષિક પર્વે ૧૯૨૯ ના ગુજરાતી પુસ્તકોની સમાલોચના કરવાનું કામ મને સોંપ્યું તે માટે હું આ સંસ્થાનો આભાર માનું છું.

વાર્ષિક સમાલોચના લખાવવાનું કામ સાહિત્ય સભા પ્રથમ જ કરાવે છે. પણ આ પ્રકારનું કામ સભાને માટે કે આપણા સાહિત્યમાં તદ્દન નવું જ નથી. આપણા માજી પ્રમુખ સદ્ગત સર રમણભાઇ દર વાર્ષિક પર્વે તે વરસના ગુજરાતી સાહિત્ય ઉપર સામાન્ય રીતે કંઈક બોલતા. તેમના પછી પણ સાહિત્ય ઉપર કંઇક સામાન્ય વિવેચન સભાના ઉપપ્રમુખો કરતા. આ વરસ તે કામ લખીને રીતસર કરવા મને સોંપાયું છે. આના પહેલાં આવા વાર્ષિક સમાલોચનો કરવાના પ્રયત્નો થયા છે. સદ્ગત રણજીતરામ વાવાભાઇએ 'ઇસુનું વર્ષ ૧૯૦૭' લખેલું હતું. તે પછી પ્રો. ઠાકોરે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી એ કામ કરવાનું માથે લીધું પણ કેટલીક અગવડોને લીધે તેઓ તે ન કરી શક્યા. તે પછી તે કામ સદ્ગત ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીએ માથે લીધુ તે પણ ન કરી શક્યા. તે પછી આ સાહિત્ય સભા તરફથી શ્રીયુત હીરાલાલ ત્રિભોવનદાસ પારેખે સન ૧૯૧૬ નું સાહિત્ય અને કેળવણી વિષયક દિગ્દર્શન, અને સન ૧૯૧૭ નું રાજકીય દિગ્દર્શન કર્યું હતું. તે પછી પણ તેઓ વર્ષના સાહિત્ય ઉપર લેખો લખતા રહ્યા છે.

અને આ કામ અંતરંગ દૃષ્ટિએ મુશ્કિલ છે તે કરતા બહિરંગ કારણોથી વધારે મુશ્કિલ છે. ટીકાનું કામ કડવાશ પેદા કરવાનું તો છે જ. પણ તે સિવાય પણ બાહ્ય મુશ્કેલીઓ ઘણી છે. આખા વરસમાં કયાં કયાં પુસ્તકો બહાર પડયા તે પૂરેપૂરાં જાણવાને આપણી પાસે કોઇ ચોક્કસ સાધન નથી. તેમા પણ અમદાવાદમા તો એવુ કોઇ પુસ્તકાલય નથી જ્યાંથી સામાન્ય પુસ્તકો વિશે સંપૂર્ણ માહીતી મળી શકે. આ મુશ્કેલી મને સૌથી વધારે નડી છે અને શ્રીયુત હીરાલાલ ત્રિભોવનદાસ પારેખે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના પુસ્તકોની સગવડ આપી, તે ન મળી હોત તો મારે આ કામ કદાચ મૂકી દેવું પડત. આ પ્રસંગે જે જે સંસ્થાએ મને પુસ્તકો મોકલીને મારું કામ સરલ કરી આપ્યું છે તે સર્વેનો હું આભાર માનું છું, અને તેમાં ખાસ દક્ષિણામૂર્તિભવનનો, જેના કાર્યકર્તાઓએ મને નાની મોટી ૪૨ ચોપડીઓ મોકલી આપી છે. પુસ્તકાલયનું મહેણું અમદાવાદ કોઈ રીતે નહિ ટાળી શકે ?

અને અહિંયા જ હું જે લેખકોનાં પુસ્તક ન જોઇ શક્યો હોઉં તેમની માફી માગી લઉં છું. કોઈ પણ લેખકની ઉપેક્ષા કરવાનો મારો ઇરાદો નથી. પણ પુસ્તક ન મળી શકવાથી હું ઘણા વિશે કશું નહિ કહી શક્યો હોઉં. આ સંબંધમા એ પણ જણાવવું અપ્રસ્તુત નહિ ગણાય કે મને વખત પણ ઓછો મળેલો હતો. આવા કામને માટે આખું વરસ મળે તો જ કામ વધારે વ્યાપક થઇ શકે એ દેખીતું છે.

આ પ્રકારનું કામ, સાહિત્ય સભા તરફથી પ્રથમ થતું હોવાથી આ સમાલોચનાનો પ્રદેશ મેં કયા સિદ્ધાન્તોથી આંક્યો છે તે પ્રથમ જણાવીશ, જેથી ભવિષ્યમાં આ ક્ષેત્રનું સીમાંકન વિસ્તૃત કે સંકુચિત કરવામા સગવડ પડે. પ્રથમ તો મેં દૈનિકો, માસિકો, ત્રૈમાસિકો અને અન્ય સામયિકોને મારા ક્ષેત્રમાં લીધા નથી. આ ક્ષેત્ર ઘણું બહોળું છે. અને તેમાનું ઘણુંખરૂં લખાણ કેવળ તત્કાલને માટે હોય છે એટલે તેમાથી સાહિત્યની દૃષ્ટિએ ઘણું થોડું મળી શકે. વળી આ સામયિક સાહિત્યમાથી અંતરે અંતરે વસ્તુના ગુણદોષ અને તેની ખપત ઉપર નજર રાખી તેમાંથી જે કાંઈ ઉદ્ધારીને સ્વતંત્ર પ્રસિદ્ધ કરવા લાયક હોય છે તેનું તેમ થાય છે. એટલે આ સાહિત્ય, સમયના ગળણાગા ગળાયા પછી જ તેનું વિવેચન કરવું એ વિશેષ યુક્ત છે તેમ છતા માસિકો અને કદાચ સાપ્તાહિકોમાં પણ ક્યાંક ક્યાક એવા લેખો રહી જતા હશે—રહી જાય છે, જેનો સગ્રહ અવશ્ય કરવો જોઇએ. પણ કરનારના કે સાધનના અભાવે તે ફાઇલોમા દટાઈ રહે છે, પછી શોધ્યું જડતુ નથી, અને છેવટ સ્મરણમાથી પણ લુપ્ત થાય છે. આ સામગ્રીનો સંગ્રહ થઈ જવો જોઇએ. આ સંબંધમા એક સૂચના કરુ તો આપ સર્વે અને અન્ય સંબંધ ધરાવતા ગૃહસ્થો માફ કરશો. આપણા સામયિકોને અંગે કે તેના તંત્રીઓને અંગે જ્યારે જ્યારે સ્મારક અંકો કાઢવાનું નક્કી થાય ત્યારે ત્યારે તે તે સામયિકના આવા લેખોનું ઉદ્ધરણ જ એ સ્મારકમાં થાય તો શું ખોટુ? અલબત સ્મારક અંકને અંગે કેટલાક નવા લેખો આવે છે પણ તેમાં પણ કાયમી સત્ત્વવાળા તો ઘણા ઓછા હોય છે એમ આપણે કબુલ કરવું જોઇએ. સ્મારક તો વધારેમા વધારે ચિરંજીવ સામગ્રીનું બનાવવું જોઇએ. અને આ દોહન કરેલા લેખો હજી સમયની કસોટીએ નહિ ચઢેલા લેખો કરતાં અવશ્ય વધારે આયુષ્યવાળા નીકળશે અલબત, આ રીતે સ્મારકમા નવીન લેખો હોવાનો સંતોષ નહિ મળે પણ નવીન લખાએલા લેખોમાં પણ કેટલી ઓછી નવીનતા હોય છે? અને આપણા આ માસિકદોહનો ઉચ્ચ અભ્યાસ કરનારાઓને કેટલા બધા ઉપકારક થઇ પડશે?

સાહિત્યની સંસ્થાઓને પણ મારી એ જ સૂચના છે. તેમના કાર્યક્રમોમા, સદ્‌ગત સાક્ષરોના લેખોનું સમુદ્ધરણ તેઓ દાખલ કરી શકે. જેમનું સમુદ્ધરણ હવે વિલંબ ન સહી શકે એવા સાક્ષરોમા બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા મણિભાઈ નભુભાઇ અને ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, વિચાર કર્યા વિના પણ સૂઝે એવા છે.

મારા ક્ષેત્રના સીમાકનના બીજા સિદ્ધાન્ત પ્રમાણે જે પુસ્તક પહેલી જ વાર બહાર પડ્યું હોય તે જ મેં સમાલોચનામાં લીધું છે. ફરીવાર છપાતુ પુસ્તક, તેમાં ખાસ વિશિષ્ટ ફેરફારો ન કર્યા હોય તો, તે તે સાલની ફસલમાં ન ગણાવી શકાય. ૧૯૨૯ના વરસમાં કોણ જાણે શા અકસ્માતથી એક કે બે સિવાય કોઇ સર્વમાન્ય સાક્ષરોના નવાં પુસ્તકો બહાર પડ્યાં નથી પ્રો. ઠાકોરે પ્રયોગમાળા પ્રસિદ્ધ કરવી શરુ કરેલી તે હજી અધૂરી છે, પણ તેનું કોઇ પણ પુસ્તક ૧૯૨૯મા આવ્યું નથી. શ્રીયુત નરસિંહરાવભાઇનું એક મનોમુકુર બહાર પડ્યું છે, તે પછી તેનો બીજો ખંડ કે બીજું એવું પુસ્તક તેમના તરફથી બહાર પડ્યું નથી. સદ્‌ગત રમણભાઇનું કવિતા અને સાહિત્ય વૉ ૪થું બહાર પડ્યું, તેમાં હાસ્યરસ ઉપરનો લેખ જૂનો છે, માત્ર વાર્તાઓ અને કાવ્યોનો સંગ્રહ જ પ્રથમ પુસ્તકાકારે બહાર પડ્યો છે. મોટી ઉમરે પણ અતિ પરિશ્રમથી ઉત્તમ સંસ્કૃત સાહિત્યના ભાષાન્તરો ગુજરાતી

સાહિત્યને આપનાર આપણા પ્રમુખશ્રીએ પણ એક બે વ્યાખ્યાનો સિવાય આપણને કશું આપ્યું નથી. દર વરસ કંઇને કંઇ નવું કાવ્ય કે નાટક આપનાર શ્રીયુત ન્હાનાલાલ કવિએ પણ ૧૯૨૯નું વરસ જાણે કે પુનરાવૃત્તિઓ ખાતે રાખ્યું જણાય છે. તેમણે ૧૧ પુસ્તકોનું પુનર્મુદ્રણ કરાવ્યું, '૨૯માં તેમનું નવું કાવ્ય માત્ર શરશય્યા! શ્રીયુત ખબરદારે ત્રણેક વરસ ઉપર એક મહાકાવ્યનું વચન આપેલું, પણ તેઓ આપી શક્યા માત્ર રાસચન્દ્રિકા. શ્રીયુત આનંદશંકરભાઈનું કંઇક વાચવા સર્વે આતુર હોય ત્યારે અતિ વ્યવસાયને લીધે તેઓ લેખો પણ ઓછા લખી શકે છે! આમ આપણા સાહિત્યની જૂની પેઢીએ આ વરસમા ઓછો જ ફાળો આપ્યો છે. મારું વક્તવ્ય એ નથી કે જૂની પેઢી આળસુ થઈ ગઈ છે. એક વરસના આકડા ઉપરથી એવું મોટું અનુમાન બાધવું બેહુદું ગણાય. તેમણે સાહિત્યની જે અનન્ય ખંત અને નિષ્ઠાથી સેવા કરી છે તે હજી નવી પેઢીએ બતાવવી બાકી છે. વક્તવ્ય એ છે કે જૂની પેઢી હવે પોતાની વયને અને શ્રમને યોગ્ય આરામ અને વિરામની અધિકારી થઇ છે અને નવી પેઢીએ તેમની ધુરા ઉઠાવવી જોઇએ.

અને નવી પેઢીની બે ત્રણ કૃતિઓ જોતા તે પેઢી પણ ગુજરાતની શાખ હીણી પડવા દે એમ માનવાને કારણ નથી. સૌથી પ્રથમ આપણી સભા તરફથી જ પ્રસિદ્ધ થએલ ગુજરાતનું પાટનગર ગણો. તે પછી શ્રીયુત મુનશીના 'કાકાની શશી' 'ધ્રુવસ્વામિની દેવી'. આ સાલ જ પુસ્તકાકારે બહાર પડતુ 'ભગવાન કૌટિલ્ય' અને સાહિત્ય સંસદનું 'મધ્યકાલીન સાહિત્ય'. અને ગંભીર સાહિત્ય વાંચવાની દરકાર કર્યા વિના, 'નથી' એવી બૂમ પડાય છે પણ આ જ વરસમાં ગણો: પંડિત સુખલાલજીનો જૈન દર્શનશાસ્ત્રનો પ્રમાણભૂત ગ્રંથ તત્ત્વાર્થસૂત્ર, ગુજરાતી ટીકા સાથે; પ્રો. જેઠાલાલ શાહનું ઋગ્ભાષ્ય ગુજરાતી સાથે; શ્રીયુત કિશોરલાલભાઈનું જીવનશોધન વગેરે વગેરે. નિરાશ કે ચિંતાતુર થવાની જરૂર નથી.

પણ હજી હું મારા વિષયના સીમાંકનના સિદ્ધાન્તો ચર્ચું છું. સૌથી મોટી મુશ્કેલી તો કોને સાહિત્ય ગણવું અને કોને ન ગણવું એ છે. છપાય એટલું બધું સાહિત્ય નથી. સાહિત્યની કસોટીએ ઉતરે તે જ સાહિત્ય ગણાય. બીજી તરફ આવી વાર્ષિક સમાલોચનામાં સાહિત્યની કસોટીએ સો ટચનું ઉતરે તેટલુ જ સાહિત્ય અને બાકી બધુ ફેંકી દેવાનું એમ ગણીએ, તો પરીક્ષાનું ધોરણ બહુ ઊંચું હોવાનું અભિમાન લઈ શકાય, પણ પરિણામ કાઇ જ ન આવે. વળી મમે તેવા ટીકાકારે પણ યાદ રાખવું જોઈએ કે સાહિત્ય કૃતિઓની કસોટી સમય કરે છે તેવી કોઇ ટીકાકાર નથી કરી શકતો. ઉચ્ચમાં ઉચ્ચ સાહિત્યકૃતિઓ તત્કાલીન ટીકાકારોએ વખોડી છે, અને તત્કાલ બહુ વખણાએલી કૃતિઓને દશકા પછી કોઇ ઓળખતું પણ નથી. એટલે આ બધા દૃષ્ટિબિન્દુઓને ધ્યાનમા લઇ હું એવા નિર્ણય ઉપર આવું છું, કે જે કૃતિમા ઠીક ઠીક સાહિત્યનો અંશ હોય, જે કૃતિ અમર કે ચિરંજીવ ન હોય પણ તત્કાલ પણ તેમાંથી વાચકો રસ લઇ શકે તેમ હોય, ઉપચારથી પણ જે જે સાહિત્યમાં મૂકી શકાય તેમ હોય, તેને લેવી. કોઇ કૃતિ હજી સાહિત્યની કોટિએ ન ગઇ હોય પણ તેનો લેખક વધારે સારી કૃતિઓની આશા આપતો હોય તો તે લેવી. તે સિવાય જે કૃતિનો કોઇ પણ ગુણ ગણાવી શકાય તેવો ન હોય, અને માત્ર દોષ જ બતાવવા પડે તેમ હોય તેને ન લેવી. પણ છતાં કોઇ કૃતિ કેવળ હીન હોવા છતાં અતિ લોકપ્રિય હોય તો તેની વિરુદ્ધ પણ ટીકા કરવી. કેવળ ભાષાન્તર ઉપર બહુ ધ્યાન આપવું નહિ. હાલ વાર્તાનો

શોખ વધતા અનેક પ્રકારની વાર્તાઓનો અનુવાદ જુદી જુદી ભાષાઓમાંથી, ઋણ સ્વીકારીને કે તેટલો પણ વિવેક કર્યા વિના થાય છે. તેમા જો વિષયગત ગુણો ઉત્કૃષ્ટ હોય તો જ તેની સમાલોચના કરવી, નહિતર તેના તરફ ધ્યાન ન આપવું. સામાન્ય રીતે સાહિત્ય પ્રકાશન સંસ્થાઓનાં પ્રકાશનોની, વ્યક્તિગત નહિ તો સામાન્ય પણ યથાયોગ્ય સમાલોચના લેવી. અને હવે આ વ્યવહારુ વિચારોથી અંકિત થએલા ક્ષેત્રની સમાલોચના હું આરંભું છું.

વિષયની ચર્ચામાં ખાસ મુશ્કેલી તે સાહિત્યના વર્ગીકરણની છે. અનેક સાક્ષરોએ સાહિત્યના અનેક રીતે વર્ગો કર્યા છે છતા કોઇ વર્ગીકરણ શાસ્ત્રીય સંપૂર્ણતાવાળું કે સર્વમાન્ય થયું નથી. એટલે આ દિશામાં નવો પ્રયત્ન કર્યા વિના હું મારી સામગ્રી ઉપર દૃષ્ટિ રાખી, પરંપરાગત વર્ગીકરણ સ્વીકારી આગળ ચાલીશ.

સાહિત્ય કે વાઙ્મયમા નિબંધ વિજ્ઞાન વગેરે સર્વનો સમાવેશ થઇ જાય એમ સાહિત્ય પરિષદે સ્વીકાર્યું છે. છતા સાહિત્ય શબ્દ મુખ્યત્વે કલ્પનાસર્જનો માટે જ વપરાય છે. સાહિત્યમા તેનું મુખ્ય સ્થાન છે એટલે પ્રથમ તે સાહિત્ય લઇશ. અને તેમા પ્રથમ કાવ્ય ( અપદ્યાગદ્ય સહિત ) અને નાટક લઇશ.

કાવ્યોમા સદ્દગત રમણભાઇના કવિતા અને સાહિત્ય વૉ. ૪ માં પ્રગટ થયેલા કાવ્યો, કવિશ્રી ન્હાનાલાલનું ' સંસ્કૃતિ પુષ્પ ' કેશવ હ. શેઠની ' રસમંજરી ' ' શ્રી દેશળજી પરમારના ' ગૌરીના ગીતો ' શ્રી મેઘાણીનું ' કિલ્લોલ ' શ્રી મનઃસુખલાલ ઝવેરીનાં ' ચંદ્રદૂત ' અને ' અભિમન્યુ ' એટલા મુખ્ય ચર્ચવા જેવા મને જણાય છે.

આ જ અનુક્રમે હવે આપણે કાવ્યોની સમીક્ષા કરીએ. સર રમણભાઈનાં કાવ્યો વિશે ઝાઝું કહેવાની જરૂર નથી આ સંગ્રહથી, તેમના જે ઉત્તમ કાવ્યો ગણાઇ ગયા છે તેમાં ખાસ કોઈ કાવ્યનો ઉમેરો થતો નથી. ' તુ ગઈ ' ' સર્વસ્વ ' એ બે કાવ્યો કાવ્ય જિજ્ઞાસુઓને પરિચિત હતા પણ સુલભ નહોતા તે આ સગ્રહથી સુલભ થયા. પણ આ સંગ્રહથી સદ્દગતનું કાવ્યમાર્ગનું આખું પ્રયાણ દૃષ્ટિગોચર થાય છે, અને તેથી નવું જાણવાનું વિચારવાનું ઘણું મળે છે. દલપતરામભાઇની કાવ્યશાળાના સખ્ત પ્રતિપક્ષી ટીકાકાર તરીકે સર રમણભાઈની ખ્યાતિ હતી અને છે. પણ આટલે લાંબે અંતરેથી જોતાં બેની કવિતામાં બહુ ફેર નથી દેખાતો. ઉલટું માનવાનું મન થાય છે કે જેમ મણિશંકર રત્નજી અને ખબરદાર ઉપર પ્રારંભમાં દલપતરામની અસર હતી તેમ સર રમણભાઇ ઉપર પણ હતી, અને મણિશંકર અને ખબરદાર જેટલા રમણભાઈ એ અસરથી દૂર નથી ગયા.

હારીશ હિમ્મત નહી જરિ શૂરવીર,
મૂકી દઈશ નહિ હું તુજ ખડ્ગ તીર.
પાછો હઠીશ નહિ રે રણભૂમિમાથી,
ચિત્તેયિ હુ ડરિશ ના કદિએ કશાથી.

છોને ભસે જ કુતરા તુજ સૈન્ય પૂઠે,
છોને શિયાળ વરૂ પાછળ તારિ છૂટે·
એ સર્વ હાંકિ મુકશે તુજ મિત્ર ખીજ,
હું સૈન્ય સર્વ તુજ આગળ રે લઇ જા.

એ ૧૮૮૬નું કાવ્ય. તેની સાથે ૧૯૧૧નું શહેનશાહને આવકારનું સરખાવો.

## સને ૧૯૨૯ ના ગુજરાતી સાહિત્યનું દિગ્દર્શન

( હરિગીત )

જય ! ચક્રવર્તી રાજરાજ, ચક્રવર્તિનિ રાજ્ઞિ ! જય !
સ્વાગત વદ તો હિંદ આખો સ્વસ્તિ ભણતો પ્રીતિમય;
થઇ ધન્ય ભારતભૂમિ કે અત્રે પધાર્યાં પ્રેમથી,
સમ્રાટ રાજ જ્યોર્જ પચમ રાણિ મેરી શ્રીમતી.

× × ×

આરોગ્યથી સુક્ષેમથી આ દેશમાહે વિચરજો.
આ દેશ કેરા પ્રેમનો અભિષેક મગળ ધારજો;
કલ્યાણમય પથ આપનો તે વિજય અતિશય પામજો,
શુભ દર્શનેથી હિંદના સહુ દુરિત દુઃખો ટાળજો.

આનાથી ઉત્તમ અને નવી શૈલીના કાવ્યો તેમણે લખ્યા છે અને તે કાવ્યો આપણી ભાષામા ઘણો કાલ જીવશે, પણ જૂની અસર કોઇ પણ સ્વરૂપમાં પહોચે છે તેટલું જ આ અવતરણોથી બતાવવા માગું છું. સદ્ગતે પોતે આ કાવ્યો કદી પ્રસિદ્ધ નથી કર્યાં, તે જ બતાવે છે કે કાવ્યપ્રવૃત્તિને તેઓ પોતાની મુખ્ય માનતા નહોતા અને તેમનો યશ એક નવી વિવેચનાના પ્રસ્થાનકાર તરીકે ઘણો સમય ટકશે.

હવે કવિશ્રી ન્હાનાલાલનાં કાવ્યો લઇએ. તેમનું સંસ્કૃતિ પુષ્પ સંસ્કૃત વૃત્તોમાં લખાએલું છે. કવિ શ્રી જે છૂટ સંસ્કૃત વૃત્તોમાં લે છે તે અહીં પણ લીધી છે, અને બીજી રીતે પણ તેમનાં જૂનાં કાવ્યોથી આ કાવ્ય કોઈ રીતે જુદું પડી આવે તેવું નથી. આની સાથે સરખાવી શકાય તેવાં તેમના બીજાં કાવ્યો કરતા આમા કંઇક ઓછી મીઠાશ, ઓછો પ્રસાદ ઓછું સગીત જણાય છે.

આની આવી ભાસ્કરો અર્ઘ્યસહીના
વાયુ ઢોળે તુજને ભર્ગથી ભીના;
સૂર્યે-ચન્દ્રે દીધ એ પુણ્ય તેજમા
ન્હાતા-ઝીલતા કુલકુસુમને સ્હેજ પીયૂષ પાયા.

છેલ્લી પંક્તિમા 'ઝીલતા'નો ઉચ્ચાર 'ઝિલ્તા' કરવો પડે. અને એમ કરીએ ત્યારે પંક્તિ મંદાક્રાન્તાની થાય. તેની સાથે બેસતી આવે તેવી ઉપરની પંક્તિઓ 'શાલિની'ની થાય, પણ ઉચ્ચારમાં ગમે તેવા ફેરફારો કરતા પણ 'શાલિની'નું પિંગલગતરૂપ તો નહિ પણ શાલિનીનો સંવાદ પણ એ પંક્તિઓમા જણાતો નથી. પણ આનો અર્થ એવો નથી કે કવિશ્રીના લાક્ષણિક ગુણો આ કાવ્યમા નથી.

સ્હડયા નથી હા ! સ્હડવા જ એટલા,
વીત્યા, નથી વીતવવા ય એટલા.
સસારનાં પન્થની કેડી જો ! બધી
અનન્તના પન્થ ગહી ભળે, રાખી.

વાસન્તી વેલીએ જેમ સુગન્ધી છે ફૂલે ફૂલે,
એમ સૌભાગ્ય સોહાજો, સુન્દરીને કુલે કુલે.

આવા બીજા દાખલા આપી શકું પણ આવડા નાના કાવ્ય ઉપર આથી વધારે ચર્ચા

અહીં યુક્ત નથી. એટલે જીવનની 'અષ્ટાદશાધ્યાયી ગીતા'ના ૪૧ અધ્યાય થયા તે પ્રસંગે તેમને અભિનંદન આપી તેમના શરશય્યા કાવ્ય તરફ વળીએ.

આ કાવ્ય અપદ્યાગદ્યમાં લખેલું છે. આ શૈલી સંબંધી હું ચોક્કસ મત ધરાવું છું પણ તેની ચર્ચા તેમનું હરકોઇ એક કાવ્ય લઇને કરી ન શકાય, કરવી એ વાજબી પણ ન ગણાય. કોઈવાર કવિશ્રીનાં બધાં કાવ્યોની સમસ્ત કે વ્યસ્ત ચર્ચા કરવાની ઇચ્છા છે અને ત્યારે તે કરીશ. હાલ તો એટલુ જ કહીશ કે આ શૈલીથી કવિના કાવ્યને હાનિ થાય છે. અને તેમા મુખ્ય એ કે પાત્રપરત્વે તેઓ જુદી ભાષા નથી યોજી શકતા. ભીમના પ્રશ્નથી હાસ્ય થયુ એમ કહ્યુ છે, પણ-તેના પ્રશ્નમાથી હાસ્ય વ્યક્ત નથી થતું તેનું એક કારણ-ભાષા છે, જો કે નહિતર પણ કવિ હાસ્ય માટે પ્રસિદ્ધ નથી.

વળી આ કાવ્યમા પણ બીજાં કાવ્યો જેવું જોડણીનું અને શબ્દોના અર્થનું દુર્લક્ષ છે. 'સૂક્ત'ને બદલે 'સુક્ત.' 'વીરમંડળના વિરેન્દ્ર' તેમા 'વીર'ની પહેલા ખરી જોડણી અને પછી ખોટી: આ દુર્લક્ષ સિવાય બીજું કશું નથી. તેમનાં કાવ્યોના લય એટલે rhythm (તે જે હોય તે) ને આવી જોડણી કોઇ રીતે આવશ્યક જણાતી નથી! તેમજ "પાર્થે દંડવત્ કીધા" એમા "દડવત"નો અર્થ તો 'લાકડી પેઠે' એટલો જ થાય! લાકડી પેઠે શું કર્યું? 'દંડવત્ પ્રણામ'ના અર્થમા આ એકલો શબ્દ અભણ લોકો શબ્દાર્થમા અજ્ઞાનથી વાપરે છે, પણ કવિએ એવો પ્રયોગ કરવાને એક પણ કારણ નથી.

પણ આ જવા દઇએ. તેમના કાવ્યના બાહ્ય શરીરને છોડી તેના અંતરને જોઈએ. શ્રીયુત ન્હાનાલાલ કવિએ પોતાના સાક્ષરજીવનના ઘડતરમા ગોવર્ધનરામભાઇના સરસ્વતીચંદ્રને ગણાવ્યો છે. ગોવર્ધનરામભાઈએ મહાભારતનો નવો અર્થ કર્યો છે. મહાભારત હિંદુઓની અને તેથી પૂર્વની સસ્કૃતિનો મહાન ગ્રન્થ છે અને યુગે યુગે કવિઓએ અને દૃષ્ટાઓએ તેમાથી પોષણ અને પ્રેરણા મેળવ્યા છે. ગોવર્ધનરામભાઇએ પોતાની દૃષ્ટિએ તેનો એક અર્થ કર્યો. કવિ બીજો અર્થ કરે છે આ મહાન વિષયે અને મોગલ સમ્રાટમાલાએ, લગ્નપ્રેમની એક જ દિશાએ ચાલી જતી કવિની કલ્પનાને બીજો વિષય આપ્યો છે. તેમા પણ મહાભારત તો કવિઓની રસસમૃદ્ધિનો અખૂટ ખજાનો છે. શરશય્યા મહાભારત સંબંધી કાવ્યોમાંનો એક મણકો છે. મહાભારતના શાન્તિપર્વ, અનુશાસનપર્વ, અશ્વમેધપર્વના વસ્તુને અનુલક્ષીને આ કાવ્ય લખાયું છે. આ એક મહાભારતનો સૌથી ગંભીર, સૌથી શાન્ત, સૌથી જ્ઞાનશાલી ભાગ છે. કુરુક્ષેત્રમા ભીષ્મ પડયા, કુરુક્ષેત્રનું યુદ્ધ પૂરુ થયું, સૂર્ય ઉત્તરાયણના થયા અને ભીષ્મપિતામહને દેહવિસર્જન કરવાનો સમય થયો ત્યારે પાંડવોના હિતૈષી કૃષ્ણે પાંડવોને ભીષ્મ પાસેથી છેલ્લું લેવાય તેટલું જ્ઞાન લઇ લેવા કહ્યું. પાડવો ગયા.

પાર્થે દંડવત્ કીધા,
ધર્મરાય પ્રદક્ષિણા ફર્યા,
ભીમે ચરણાંગુષ્ઠ નેત્રે ચાંપ્યા,
કૃષ્ણચન્દ્રે મસ્તકે હસ્તપળી સ્થાપી.

એમ સૌએ પોતપોતાને ગોગ્ય રીતિએ પિતામહ તરફ ભાવ દર્શાવ્યો. પિતામહે પ્રથમ શરશય્યાનું રહસ્ય કહ્યું અને પછી પ્રશ્નોત્તરી ચાલી.

પ્રશ્નોત્તરી મૂળ ભારતની નથી પણ કવિની કલ્પનાની છે. હિન્દુધર્મના કેટલાક ભવ્ય રહસ્યો આમા કવિએ દર્શાવ્યાં છે :

પાર્થ : 'આર્ય સંસારનો પાયો કિયો ?
ભરતવચનાં મૂળ ને શિખર શા ?'

પિતામહ : 'આર્યસંસારનો પાયો છે
પૃથ્વી અચળ ગૃહસ્થાશ્રમ;
આર્યસંસારના શિખર છે
સિદ્ધસમા જીવન્મુક્ત પરમહંસો'

બધા ધર્મોમાં હિંદુ ધર્મની વિશિષ્ટતા એ છે કે તેણે વ્યવહાર અને પરમાર્થ, - માયા અને ઇશ્વર બન્નેનો સમન્વય કર્યો છે, જો કે સદીઓથી આ દૃષ્ટિ આપણા જીવનમાંથી લુપ્ત થઇ છે. જીવન્મુક્તો સંસારથી હારી ગયેલા સંસારભીરુ કે પાપભીરુ નથી પણ ખરા વીર્યશાળી નિર્ભય સંસારવિજેતા છે એ સત્યનું પણ અહીં પુનઃ સ્મરણ થાય છે. સર્વ પ્રશ્નોની ભાષા અને વાતાવરણનું વર્ણન ગૌરવયુક્ત છે. પણ સર્વ પ્રશ્નોમાં આવું ઔચિત્ય અને ઉત્તરમાં આવો વસ્તુનો પરામર્શ આવતો નથી. પ્રશ્ન અને ઉત્તર બન્ને, જાણે વસ્તુની આરપાર ઉતરવાને બદલે, વસ્તુનું દૂરથી ઝાંખું દર્શન કરી સંતોષ માનતાં હોય એમ લાગે છે. કવિને મહાભારતકાર સાથે સરખાવવા એ અન્યાય જેવું છે, કારણ મહાભારતકાર એક દેશમાં એકાદ પાકે છે. પણ વસ્તુ મહાભારતનું હોવાથી તેમ કરવાની ફરજ પડે છે. મહાભારતકારની વિશાળતા અને ભવ્યતા તેણે પ્રત્યક્ષ કરાવેલા વસ્તુમાંથી નિષ્પન્ન થાય છે, અને કવિશ્રી ન્હાનાલાલનું કાવ્ય જાણે કે વસ્તુ પ્રત્યક્ષ કરાવવાને બદલે વસ્તુના આલંકારિક વર્ણનથી સંતોષ માની લે છે. કુરુક્ષેત્રનો સંદેશ જેઃ—

કુરુક્ષેત્રનો મહામન્ત્ર છે યુગપલટો :
મહાભારતનો મહામન્ત્ર છે મહાસન્ધ્યા.

એ અપર્યાપ્ત અને કંઇક અપ્રસ્તુત લાગે છે. મહાભારતનો સંદેશ 'જ્યાં ધર્મ ત્યા જય' એ પ્રસ્તુત છે. એ અન્યત્ર જુદા પ્રકરણમા કહેલું છે. યુગના વર્ણનમા પણ કંઇક વર્તમાન યુગ જોઇને તેના વર્ણનનો અને લોકવાયકાએ કરેલા કલિવર્ણનનો સંકર થઇ જાય છે. શરશય્યાના રહસ્યમા ઉચ્ચ વિચારો અને ભાવનાનો ઉલ્લેખ આવે છે, આધુનિક અહિંસાનો આદર્શ આવે છે પણ રાજ્યપ્રકરણ તેનાથી મુક્ત થઇ શકે કે નહિ, એ સ્પષ્ટ નથી કર્યું. મહાભારતમાં ભીષ્મ જીવનની નીતિ સ્પષ્ટ બતાવે છે તેમ અહીં થતું નથી. છેવટનો અર્ધ સુવર્ણદેહી નોળિયાનો પ્રસંગ એટલો ટુંકાવ્યો છે કે એ વૃત્તાન્ત નહિ જાણનાર એ સમજી ન શકે.

પણ ખરી રીતે ઉપર જે કાંઇ કહ્યુ તેને કાવ્યના દોષો ગણવાને બદલે કવિશ્રીની શૈલીની મર્યાદા કહેવી જોઇએ. તેમની શૈલીમા વસ્તુની સુગન્ધ આવી શકે પણ વસ્તુનું દર્શન કે સ્પર્શ આવી ન શકે એવી તે છે. પણ આ કાવ્યમાં પણ કવિશ્રીએ જગત સંબંધી મંગલમય શ્રદ્ધાવાળું, મહાન આત્માઓની ગ્રાનગોઠીનું, આખા હિન્દુ ધર્મ અને હિન્દુ સંસ્કૃતિનો નિચોડ આપવાનો પ્રયત્ન કરતું, એક કાવ્ય આપ્યું છે અને તેમના પહેલાનાં કાવ્ય જેટલું જ આ પણ લોકપ્રિય થશે એમ માનું છું.

શ્રીયુત ખબરદારે રાસચન્દ્રિકામા કેટલાક નવા રાસોનો સંગ્રહ આપ્યો છે. આ કવિના સંગ્રહોમાં ઘણાને જણાયું હશે કે ઉત્તમ કાવ્યોની સાથે મધ્યમ કે સાધારણ પંક્તિનાં કાવ્યો પણ આવી જાય છે. તેમ આ સંગ્રહનું પણ છે. કેટલાંક કાવ્યોમાં કલ્પના ખરેખર રમણીય સ્વરૂપે પ્રગટ થાય છે. થોડા દાખલા લંઇએ.

કે પાદરે પાંદડે પલકે હીરલા રે,
કે ઉછળે ઉર ઉર ભવ્ય અનંતઃ
કે નાચે ફૂલવાડીનો મોરલો રે.
કે આભને માથે રંગભર છોગલાં રે,
કે એવા ધરણીશિર ગુલ મહોર :
કે નાચે ફૂલવાડીનો મોરલો રે.
કે ઉઘડે ચંદરવા દિશદિશ તણા રે,
કે ઉઘડે હૈડાં આડે પટોર :
કે નાચે ફૂલવાડીનો મોરલો રે.

ફૂલવાડીનો મોરલો

કાવ્ય વર્ણનાત્મક છે. ગુલમહોરને આભને માથે ઉગેલાં રંગભર છોગાં સાથે સરખાવ્યું તે યથાર્થ છે. ખીલેલું ગુલમહોર ખરેખર કલ્પનાની જ્વાલાને ભભૂકાવે એવું છે. આ કવિએ તેને સાહિત્યમા સ્થાન આપ્યું તે યોગ્ય કર્યું છે. પણ આ બાળવર્ણનમા પણ લગનકોડભરીના કોડનો સુંદર વ્યંગ્યાર્થ છે.

હિંદુ સંસારના કેટલાક અદ્વિતીય મીઠા સબંધોમા ભાઇ બહેનનો સંબંધ છે. ભાઇબીજને દિવસે બહેન ભાઇને સંભારે છે.

લાખા પટ આકાશના, લાખા મહીયર પંથ;
ધન ધનતો દિન દોહલો, નહીં રજનીનો અંત.
આકા ચાદલિયા શો ધમધમતો જરી આવજે હો વીર !
ઉર ઉછળાવજે હો વીર !
મારી સણસણતી રાતલડીને ચમકાવજે હો વીર !
મહીયર આવજે હો વીર !
નહીં સાગર પર શઢ ઉડે, નહીં વાટે કો વેલ;
વરસ વરસના વાયદા, આંખલડીના ખેલ.
હસતા ચાદલિયા શો રુમઝુમતો જરી આવજે હો વીર !
ઉર ઉછળાવજે હો વીર !
મારી વનધેરી રાતલડીને પલકાવજે હો વીર !
મહીયર લાવજે હો વીર !

ભાઇબીજ

'પનિહારી ચંદા' મા કવિ ચંદાને પનિહારી સાથે સરખાવે છે. અમીસરોવરથી પાણી ભરી ચંદા નીકળે છે અને તેનું છલોછલ ભરેલું બેડું છલકાય છે તેથી ચાદની ઢળે છે.

કે પાણીડા ગઈ'તી અમી સરોવરે રે,
કે બેડલું રેલાવું ચોધાર :
છલોછલ છલકે મારું બેડલું રે.
કે ઢળી ઢળી જતા અમી એ વાટમા રે,
કે હસતો છુપતો સૂર્યકુમાર .
છલોછલ છલકે મારું બેડલું રે.

જેમ કેટલાંક કાવ્યોમાં શ્રી ખબરદાર ઉપર શ્રી નરસિંહરાવની અસર છે તેમ રાસોમાં તેમના પર શ્રી ન્હાનાલાલની અસર છે. પણ તે અસર અંધ અનુકરણની નથી. શ્રીયુત ન્હાનાલાલે પ્રશ્ન પૂછ્યો.

કૃપાનાથે બ્રહ્માંડ આવું કાં કીધું રે લોલ!
નયન આવડું ને જગ તો મ્હોટું બધું રે લોલ!

તો કવિશ્રી ખબરદાર કહે છે.

જોની, વિશ્વ આ વિશાળ તો કેવું દિસે રે લોલ?
તોયે સમાય એ આખની કીકી વિશે રે લોલ!

આ પંક્તિઓ લખતાં ખબરદારને ન્હાનાલાલની ઉપલી પંક્તિઓ યાદ હશે જ અને પ્રશ્ન અને જવાબ એક બીજાના સંબંધમાં આવ્યા વિના, પોતે, પોતાને સ્વરૂપે યોગ્ય છે.

આ સંગ્રહમાં માત્ર યૌવનના કોડના જ ગીતો નથી, શૌર્યનાં છે અને વધારે ગંભીર પ્રેમના પણ છે. 'દાંપત્યનો વિજયકાળ' એ વિષય ગંભીર છે અને આપણા સાહિત્યમાં બહુ ઓછો ખેડાયો છે.

રાસનું એક અત્યાવશ્યક અંગ પ્રસાદ, સ્નિગ્ધ અસ્ખલિત ગેયતા છે. ઉપરના દાખલામાં તેવી ગેયતા છે પણ ઘણી જગાએ ગેયતા ખંડિત થયાના દાખલા પણ છે. 'દાંપત્યના વિજય કાળ' નો રાહ

ચાલી ચાલી ગોકુળની નારનાર, કે મહીડાં વેચવા રે લોલ

તેમાં 'કે' થી જુદો પડતો ખંડ અને તેની પ્રસન્ન ગેયતા વિચારી જુઓ. તેની સાથે શ્રીયુત ખબરદારના એવા જ સમાન્તર ખંડો જુઓ.

વહાતે ભાસ સોહાવા રે લોલ
લહેરાતા શીત તેજમા રે લોલ.
ખીલી છે જ્યોતિ સ્નેહની રે લોલ.

લહેકાતા સંગીતને બને તેટલા ગુરુ સ્વરો જોઇએ, અને તે સાથે સંયુક્ત વ્યંજનોનો ઓછામાં ઓછો થડકારો જોઇએ છેલ્લી પંક્તિ તો, એક જગાએ નવલરામભાઈ કહે છે તેમ 'કાગળની કોથળીમાં ખીલા' ભર્યા જેવી લાગે છે. પણ હું તો માનું છું કે જૂના કવિઓની પ્રસન્ન ગેયતા હજી બહુ ઓછાને સિદ્ધ થઇ છે. મેં તો બહુ જ થોડા રાસોમાં તે જોઈ છે.

સુંદર પ્રાસ એ પણ રાસનું આવશ્યક અંગ નહિ તો અલંકાર ગણવો જોઇએ. જૂનાં ગીતોમાં તો ઘણીવાર એક ટેકની કડી જ સુંદર અર્થવાળી હોય અને બાકીનાં બધાં જોડકણાં લગભગ અર્થહીન હોય છે. તેથી ઉલટું આ સંગ્રહમાં કોઈ કોઈ જગાએ ટેક આખા કાવ્યના અર્થને વીંટીને એક કરવા પુરતી સમર્થ નથી, તેમજ ગેયતામા પણ આખા કાવ્યને પ્રવાહલીન કરે એટલી પ્રવાહી નથી.

બોલે તે તો છે ઘેલી બાપડી
તમારી સાથે
બોલે તે તો છે ઘેલી બાપડી

આ ધ્રુવમાં કશી વિશેષ રમણીયતા નથી. અને પછીની કડીઓના પ્રાસો 'થાપડી'

'આપડી' 'તરાપડી' 'નીચાં પડી' એ પણ નવીન છતાં રમણીય નથી. આને હાસ્યના પ્રાસો પણ ગણી શકાય તેમ નથી કારણ કે કાવ્યમાં હાસ્ય છે નહિ

એટલે આ સંગ્રહ તેમના બીજા સંગ્રહોથી વિશિષ્ટ નથી. પણ શ્રીયુત ખબરદારે ગુર્જર સુંદરીઓને અને ગુર્જર સાહિત્યને પણ એક સંઘરવા યોગ્ય સંગ્રહ આપ્યો છે અને તે તેને આદરપૂર્વક ગાશે અને સંઘરશે તેમા શંકા નથી.

'રાસમંજરી' વિશે વધારે ચર્ચા નહિ કરીએ. આ રાસસંગ્રહ કર્તાના બીજા રાસ સંગ્રહ કરતાં કોઇ ખાસ વિશેષ ગુણવાળો નથી. કાવ્યોના વિષયો નવા થયા છે પણ વર્ણનો, કલ્પના તરંગો, કલ્પનાના પદાર્થો, ઉપમાનો લગભગ એનાં એ રહ્યાં છે. તેમની કલ્પના કવિ ન્હાનાલાલે પાડેલ ચીલે એટલી સહેલાઇથી ચડી જવાને બદલે સ્વતંત્ર ચીલા પાડશે ત્યારે તેમનાં કાવ્યો નવીન પ્રતિભાવાળાં થશે. પ્રેરણા લેવી એ એક છે અને કલ્પનાને અમુક જ અનુકરણથી કામ કરવાની ટેવ પડે તે બીજી જ વાત છે. 'ગૌરીનાં ગીતો'માં કંઇક નવીન રીતે કહેવાનો પ્રયત્ન છે, પણ લાગણીના જે પ્રવાહથી અને કલ્પનાના જે તેજથી વિચાર કાવ્યરૂપ પામે છે તે હજી તેમની કલમે નથી ચઢયાં. અત્યારે ઉપજતું રાસ સાહિત્ય મને લાગે છે એકના એક વિષયો એક જ કોટિના વિચારો એક જ રાહો એક જ કલ્પનાઓ વગેરેથી પ્રગતિ કરતું અટકયું છે. નવા વિષયો, વિચારનાં અને કલ્પનાનાં નવાં પ્રતીકો, નવા ભાવો માટે તેણે પ્રયત્ન કરવો જોઇએ.

શ્રીયુત મેઘાણીનું 'કિલ્લોલ' ઉપરના પ્રયત્નો કરતાં કંઇક જુદા પ્રકારનું છે. તેમને લોકગીતોનો ઘણો સારો પરિચય છે અને તેની ઘાટીનાં તેમણે કાવ્યો લખવા પ્રયત્નો કર્યા છે. તેમના હાલરડાં વગેરે કેમ ગવાતાં હશે તે બરાબર કહી શકાતું નથી, પણ હાલરડાંના લાંબા લહેંકાતા રાગોને આમા અવકાશ નથી, પણ વીર કે હાસ્યને યોગ્ય જોરદાર તાલ પડે છે. હાલરડામા તેમણે વીરનો ભાવ પ્રગટ કરવા પ્રયત્ન કર્યો છે, એટલે કે માતા પોતે પુત્રને મોટો થઇ લડતો અને જીતતો કલ્પે છે. કેટલાંક કાવ્યોમાં, લોકગીતોના જેવી વિચિત્ર સ્વપ્નશીલ કલ્પનાઓ છે. પ્રયત્ન અભિનંદનને યોગ્ય છે, પણ કહેવું જોઇએ કે જૂના લોક સાહિત્યની રીતિમા વહેતા સૂક્ષ્મ તરંગી રમતિયાળ આત્માને પકડવો ઘણો મુશ્કેલ છે.

છેવટ હું એક જુવાન કાઠિયાવાડી કવિતાલેખકનો પરિચય આપીશ. તેમનું નામ મનસુખલાલ મગનલાલ ઝવેરી. તેમણે ૧૯૨૯ માં ચંદ્રદૂત અને અભિમન્યુ એ કાવ્યો પ્રગટ કર્યા છે. બન્નેમાં આપણા પ્રમુખશ્રીનો સમભાવ અને સૂચના મેળવવા ભાગ્યશાળી થયા છે. ચન્દ્રદૂત મેઘદૂતના અનુકરણનું કાવ્ય છે. કાવ્યમા કેટલીક મુશ્કેલીઓ છે. અત્યારે બબ્બે પૈસે પોસ્ટલ દૂતો મળે તે જમાનામા ચન્દ્રદૂતનું ઔચિત્ય નથી, અને કાવ્યને પ્રાચીન સમયમાં મૂકતા તેમાથી હકીકતનો રણકાર ચાલ્યો જાય છે. પણ આવા આખા કાવ્યના વિચારોથી આગળ જઇ કાવ્ય જોઇએ તો તેમા કાવ્યરસિકને ઘણું રમણીય જણાશે, અને તેમા પણ કાઠિયાવાડનું વર્ણન આવતા તો કાવ્ય ખરેખર સત્યનો વિજય રણકાર કરે છે. થોડા અવતરણો સાંભળશો.

પૂર્વાકાશે ક્ષિતિજ સમિપે, અંગ પ્રત્યંગ જોતી
સૂતા તારાપથ વસુમતી આદિથી જ્યા રૂપાળા;
ત્યાં વ્હાલાને વિવરા કરતો, પ્રેમના તત્ત્વ જેવો,
ભાળ્યો તેણે હિમકર રૂડો, વિશ્વ સોહાવનારો.

વિયોગી યાદવ ( અહીં યક્ષને બદલે દ્વારકાનો યાદવ કલ્પ્યો છે ) પૃથ્વી અને આકાશને સમયના આદિથી ગાઢ આશ્લેષમા કલ્પે છે, તે કાવ્યની ભૂમિકા રચવાને સુંદર કલ્પના છે. બીજા ઘણા દાખલા જોવા જેવા છે પણ હું તેમના સૌરાષ્ટ્ર તરફ જ આપને લઇ જઇશ:

મુક્તા આપી વિમળ, ઉછળી અબ્ધિ જ્યા પ્રેમ હર્ષે.
જે ભૂમિનાં ચરણ ચુમવામાં ય સાફલ્ય માને,
કર્તા કેરી પરમ કૃતિના પૂર્ણ સૌભાગ્ય જેવા,
એ સૌરાષ્ટ્રે શ્રમ સહુ થશે શાન્ત હે પાન્થ ! તારા !

નીલી સાડી સરસ. ફૂલની ભાતવાળી રુપાળી,
ને મુક્તાની રુમઝુમ થતી મેખલા અબ્ધિ કેરી;
હૈયે ઝીણી સરિત જળની સેરનાં મૌક્તિકોના
હારો વાળી લલિત, અતિશે રહોય સૌરાષ્ટ્રનારી.

વગેરે વગેરે

" અભિમન્યુ "માંથી થોડી વાનગી જોઇએ:

સાતે જાણે સમદર ભર્યા, ઘૂઘવે માઝ મૂકી,
બારે જાણે ઘન, મચવતા ગડ્ગડાટી ગડૂડી;
વડી જાણે કડડ કરતું, આભ ભોયે પડે છે,
એવા આ અટ્ટહાસ્યે ભયજનક, રણે ચડી શાને હસે છે ?

આજે સ્વાતંત્ર્યના યજ્ઞો, આજે ઉત્સવ વીર્યના.
આજે છે દેશને ધર્મો તણા જંગ જવાનના.

આપે જોયું હશે કે લેખક ધોધબંધ પ્રવાહી વૃત્તો લખી શકે છે. તેમની કૃતિમાં આડંબર નથી. પ્રારંભકને વિપથે દોરનાર શબ્દાલંકારનો મોહ નથી, ઔત્સુક્ય અને ઉત્સાહ અકૃત્રિમ છે. આ કાવ્યો હજી માત્ર વર્ણનાત્મક છે. લેખક બાહ્ય વર્ણનો ભેદી આત્માના ઊંડા ભાવો પારખી આવી જ વિજયી ભાષામા પ્રગટ કરશે તો ભવિષ્યને સંઘરી રાખવા જેવું ઘણું આપશે. કવિ નંદલાલ વિઠ્ઠલદાસનું 'રસકુંજ' અને બાવાભાઈ મકનજી ગોહાનું 'વણિક ચાતુરી' નો નામનિર્દેશ કરી આગળ ચાલીશું.

કાવ્યની પછી તરત નાટકો લઇએ. નાટકોમા ચર્ચવા યોગ્ય 'કાકાની શશી' અને 'ધ્રુવ સ્વામિની દેવી' બન્ને શ્રીયુત મુનશીનાં. શ્રીયુત મુનશીમાં બીજી કોઇ પણ શક્તિ ન હોય તો પણ ગુજરાતના સમસ્ત વાચકવર્ગની નજર ખેંચવાની તો શક્તિ છે જ અને તે પ્રમાણે તેમનાં બન્ને નાટકોએ અને ખાસ કરીને પહેલાએ આખા ગુજરાતનું ધ્યાન ખેંચ્યું છે. 'કાકાની શશી' આપણા વર્તમાન સ્ત્રીસમાજની ટીકારૂપ છે. કહેવાતી સ્ત્રીસ્વાતંત્ર્યની હીલચાલ નીચે અતૃપ્ત કામવાસના રહેલી છે એમ તેમણે પ્રત્યક્ષ કરાવી બતાવ્યુ છે અને તેનો પુષ્કળ ઉપહાસ કર્યો છે. આટલે અંશે નાટક એક ફારસ જેવું ગણી શકાય. સ્ત્રી સમાનતા સંઘની દરેક સભ્ય મુખ્યત્વે આવી છે અને તેની મંત્રી શિવગૌરી તેનો સૌથી ઉત્કટ દાખલો છે. બધા સભ્યો ભેગાં થઇને નક્કી કરે છે કે " લગ્ન જ આપણાં બધાં દુઃખનું મુળ છે " આ સમાજની ઉપહસનીયતા અનેક ગૌણપાત્રો મૂકીને અને વિવિધ પ્રસંગો મૂકીને હતી બરાબર બતાવે છે. એ ઉપહાસ એટલો સચોટ છે કે તેને ટીકાની જરૂર નથી. આ ફારસનો ભાગ સમજવો સરલ છે. પણ એ ફારસ જેટલો જ મહત્ત્વનો ભાગ મનહરલાલ

શેઠ અને શશીની કથાનો છે. મનહરલાલ શેઠ ધીર, મરકરો, વિચક્ષણ, સાહસિક, અને માણસનું મન પારખનાર છે. તેની મારફત કર્તા આધુનિક સ્ત્રીની કેટલીક ટીકા કરે છે, તે જાણવા જેવી છે. પુરુષોને પોતે પ્રેરે છે એવી માન્યતાથી પુરુષોમાં છૂટથી હરતી ફરતી શશીને તે કહે છે:

> તું ભયાનકમાં ભયાનક રમત ખેલી રહી છે–હૃદયોની રમત. એ રમત નાયકણો કરે છે પૈસા માટે. તું કરે છે–તારું અભિમાન સંતોષવા...હિંદ વિલાયત નથી, ત્યાંના પુરુષોના રુધિરમાં જે સ્ત્રીને માટે માન છે તે આપણામાં નથી; અને ત્યાંની છોકરીની આત્મસંરક્ષણવૃત્તિ હજારો પેઢીના ખમીરથી વિકસી છે. તે ફરશે હરશે રમશે ગમે તેની જોડે પણ જેને પરણવાની નહિ હોય તેને દૂર રાખતાં તેને આવડશે...તારી બુદ્ધિથી, તારી ભાવનામયતાથી પ્રેર–તારા સ્ત્રીત્વથી નહિ. અને સ્ત્રીત્વથી પ્રેરવું હોય તો સ્ત્રી થા–પ્રેરવાનો આડંબર છોડ.

પ્રણાલિકાભંગ એ આખું સત્ય નથી. એ સત્યની બીજી બાજુ પણ પ્રણાલિકાભંગના હિમાયતીએ આપી તેથી સંતોષ થાય છે.

પણ આ નાટકમાં કાકા અને શશીનું છેવટે લગ્ન થાય છે એ ખરો પ્રશ્ન છે. તેની યોગ્યાયોગ્યતા વિશે અનેક મતો દર્શાવાયા છે. પ્રથમ તો ફારસની સાથે આ ભાગ પણ ફારસ ગણવો, કે નિષ્ફળ ગએલું ફારસ ગણવું કે ગંભીર ગણવો એ પ્રશ્ન છે. અમે માનીએ છીએ કર્તા ગંભીર રીતે મનહર અને શશીને પરણાવવા માગે છે અને ફારસની સાથે ગંભીરતા ન જ આવી શકે એવો કોઇ તાત્ત્વિક નિયમ નથી. બીજું, કેટલાક કહે છે કે મનહર શેઠ જેમણે શશીને વાત્સલ્યથી ઉછેરી તેઓ પોતે છેવટે જતાં તેને એકદમ પરણી બેસે એ અસ્વાભાવિક છે. આનો જવાબ એ છે કે કાકા એકદમ પરણી બેસતા નથી, પણ શશી મોટી થતી ગઇ તેમ તેમ તેમને શશીને પરણવાની વૃત્તિ થતી ગઇ છે. જો કે આ વૃત્તિના સૂચનો જોઈએ તેવા બળવાન નથી એ નાટકની એક ક્ષતિ છે. અને 'વિશ્વ ચરખા'ના નિયમે વાત્સલ્યને ખસેડી કામ પ્રભવે એ સ્મૃતિકારોએ કહ્યું છે.—

मात्रा स्वस्रा दुहित्रा वा नैकशय्यासनो भवेत् ।
बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥

જો કે આપણે તેમને વેદિયા કહીએ છીએ; અને કલાપી એ અનુભવ્યું છે:

મીઠા લલાટ થકી ચુંબન એ સર્યું, ને
મીઠા કપોલ ઉપરે સરકી પડ્યું. હા !

ચુંબન વિરલ

પણ હરકોઈ હકીકત બુદ્ધિથી જાણવી એ હકીકતને પૂરી સમજવા બરાબર નથી, પણ હકીકતનું માનવદૃષ્ટિએ મૂલ્યાંકન કરવું એમાં ખરી કલાકારની દૃષ્ટિ છે. સ્ત્રીઓ વિકૃત મનોભાવથી સ્વાતંત્ર્યની ઢીલચાલ કરે છે એ પણ હકીકત જ છે પણ તે માનવ દૃષ્ટિએ ઉપહસનીય છે એ એનું મૂલ્યાંકન છે, અને એ પ્રગટ કરવામાં રસ રહેલો છે. તેમ કાકા શશીને પરણે એ હકીકતનું મૂલ્યાંકન શું ? એ બનાવનું રહસ્ય શું ? શશી પુરુષોનાં હૃદય સાથે રમત કરે છે એ નાયકણપણું, તો મનહર શેઠ શશી તરફ વત્સલતા દાખવી પછી તેને પરણે તે શું ? કામવૃત્તિનું મનુષ્યજાતિ પર સામ્રાજ્ય છે એ ખરું, પણ મનુષ્યજાતિએ પણ તેના પર જીત મેળવીને માતા–પુત્ર, પિતા–પુત્રી અને બહેન–ભાઇનો સંબંધ અસ્તિત્વમાં આણ્યો છે, અને

માણુસાઇ આ સંબંધોને કુટુંબની ટૂંકી મર્યાદા બહાર વિસ્તારવામાં છે. મનહર શેઠ આના પર પાણી નથી ફેરવતો ? શું શ્રી મુનશી એમ કહેવા માગે છે કે પિતાપુત્રીનો સંબંધ માત્ર દેહનો જ છે અને દૈહિક સંબંધ બહાર તેનો ગમે ત્યારે અનાદર કરી શકાય ? મને તો લાગે છે કે શ્રી મુનશી આ હકીકતથી એટલા બધા મોહાઇ ગયા કે તેના મૂલ્યાંકનનો તેમણે વિચાર જ નથી કર્યો. એક યુવાન પુરુષ યુવાન સ્ત્રીનો પ્રેમ છતે તે કરતાં એક આધેડ વયનો પુરુષ એક યુવતીનો પ્રેમ મેળવે એ વિચાર ઘણા સમયથી શ્રી મુનશીને આકર્ષતો હતો. 'ગુજરાતના નાથ'મા ગજાનન પંડિતને ઓચિંતાં મંજરીને પરણવાનું મન થઈ ગયું હતું પણ ત્યાં સ્ત્રીના ધમકાવ્યાથી પંડિત સરખો થઈ જાય છે. સ્વપ્નદ્રષ્ટામાં પ્રો. કાપડિયાને સુલોચનાનું આકર્ષણ થાય છે, તેને ધમકાવનાર સ્ત્રી નથી, પણ એ પોતે ભોળો કેવળ વિચારશીલ હોઇ સુલોચના ઉપર પ્રભાવ પાડી શકતો નથી. ઉલટું સુલોચના તેની નબળાઇનો લાભ લઈ જાય છે. એ બે ન કરી શકયા તે ધૃષ્ટ સાહસિક મનહર શેઠ પાલિતા પુત્રીના સંબંધમા કરી શકે છે. અને એ રીતે વાર્તાકારની એક મુગ્ધ સર્જનેચ્છા પાર પડે છે, કહો કે મોક્ષ પામે છે. વાર્તામા, સંધિઓની શિથિલતા, પાત્રના સ્વભાવમાં અસંગતિઓ, વર્તનની અસ્વાભાવિકતા, સંવાદની કૃત્રિમતા, વગેરે નાની મોટી ત્રુટિયો છે તે જવા દઇએ, ફારસના ભાગ પૂરતી તેને દોષ પણ ન ગણીએ. પણ મનહર શેઠનું ગંભીર વૃત્તાન્ત, જે હાસ્યનું નથી, અને નાટકનું પ્રધાન સૂત્ર છે, તે જ કલાની એક મોટી અપેક્ષા પૂરી પાડી શકતું નથી. પણ તે સિવાય કર્તાના સર્વ લાક્ષણિક ગુણો આ કૃતિમાં છે. અને શ્રીયુત મુનશીએ વર્તમાન સ્થિતિના સામાજિક પ્રશ્નો વિશેનું એક ભજવી શકાય તેવું નાટક આપી આપણી રંગભૂમિને સાચી દિશાએ વાળવાનો એક સફળ પ્રયત્ન કર્યો છે.

તેમનું બીજું નાટક છે 'ધ્રુવસ્વામિની દેવી'. નવા બહાર પડેલા નાટ્યદર્પણના પુસ્તકમાં વિશાખદત્તના 'દેવી ચન્દ્રગુપ્તમ્' નામના નાટકનાં કેટલાક અવતરણો ઉપરથી ગુપ્તવંશના ઇતિહાસની કેટલીક હકીકત બહાર આવી. સમુદ્રગુપ્ત અને બીજા ચંદ્રગુપ્ત વચ્ચે એક રામગુપ્ત હતો, તેણે હારવાથી પોતાની રાણી શકપતિને આપવાની હીણી સરત કબુલ કરી, અને ચન્દ્રગુપ્તે રાણીને વેષે જઇ શકપતિને માર્યો અને ગુપ્તવંશની લાજ રાખી. પછીથી રામગુપ્તનું ખૂન થતા આ ચન્દ્રગુપ્ત રામગુપ્તની રાણીને પરણીને ગાદીએ બેઠો. એટલું આ નાટકનાં ત્રૂટક અવતરણોમાંથી ફલિત થાય છે અને એ નાટકનું મૂલ વસ્તુ છે. શ્રીયુત મુનશીએ સુવર્ણયુગનાં સર્જનોમાં કર્યું છે તેમ, સ્મૃતિકાર યાજ્ઞવલ્કય અને કવિ કાલિદાસને પણ આ અરસામાં રાજકુટુંબ સાથે સંબંધ ધરાવતા કલ્પ્યા છે. શકપતિને હાથે થએલા પરાજયનું કારણ તેઓ રામગુપ્તનો હીન દિચકારો વિષયી મોજીલો સ્વાર્થી સ્વભાવ કલ્પે છે. કલ્પનામાં કશું ખોટું નથી. એવા મોજીલા રાજાઓ દરેક દેશના ઇતિહાસમા થએલા છે. પણ તે આવી હીન મોજમજાની ફિલસુફી રચે એ મને એ સમયના હિંદના ઇતિહાસમાં શકય નથી લાગતું. બીજું ગમે તેવો હીન પુરુષ પણ આટલી સહેલાઇથી પોતાની પત્નીને આપવા કબુલ થાય એ અસંભવિત લાગે છે. અને શકપતિની સાથેની સુલેહની મંત્રણામાં રામગુપ્તના બોલાવ્યાથી મહાદેવી હાજર શા માટે થાય તે સમજાતું નથી. ત્યા આવી વિપરીત સલાહ થશે એમ તો તેને ખબર નહોતી, પણ ત્યા અપમાન અને દૈન્ય સિવાય બીજું કાંઇ નથી મળવાનું એટલું તો એ જાણતી હોવી જોઇએ. મહાદેવીને ત્યા લાવવાની જરૂર પણ નથી.

કોઇપણ કારણથી રુદ્રસેન તેને પહેલાં જોઇ ગયો હોય એટલું બસ હતું. વળી અહીં પણ શ્રીયુત મુનશીએ કામવૃત્તિના સામ્રાજ્યની પોતાની પ્રિય માન્યતા પાછી રજુ કરી છે. રામગુપ્તની સ્ત્રીને છેવટે ચન્દ્રગુપ્ત પરણે છે એટલે એ બે વચ્ચે પ્રેમ હોવો જોઇએ એમ માનવામાં ખોટું નથી. પણ જાણે એ પ્રેમ જીવનનું એક જ પ્રેરક બળ હોવું જોઇએ, ગુપ્તવંશની કીર્તિ, મહારાજ્યનું ઐશ્વર્ય, ધર્માભિમાન, ક્ષાત્ર વૃત્તિ, એમાંનું કશું પણ જીવનને ટકાવવા સમર્થ ન જ નીવડી શકે એ એમના માનસશાસ્ત્રને હું માનતો નથી. કાલિદાસને લડાઇમાં ભાગ લેતો કર્યો છે એ યોગ્ય થયું છે. કાલિદાસ વ્યવહારમાં રસ લેનારો, જીવનના એકે એક પ્રાન્તમાં રસ લેનારો હતો એમ તેનાં કાવ્યોમાં પણ જણાય છે. ચન્દ્રગુપ્ત રામગુપ્તના દગાથી બચવા ગાંડો થઇ જાય છે તે તત્કાલીન ઇતિહાસમાં બંધ બેસતું છે; રામગુપ્તના મૃત્યુ પછી ધ્રુવ દેવીને રાજ્યલગામ આપવાની સૂચના ચન્દ્રગુપ્ત ગાંડપણના લવારામાં કરે છે તે પણ સારું કૌશલ છે. પણ છેલ્લા દૃશ્યમાં દરવાજા ઉપર હલ્લા થતા હોય ને ચન્દ્રગુપ્ત ધ્રુવદેવી પાસે વાતો કરતો બેસી રહે, કાલિદાસ પાસે તેણે રચેલાં કાવ્યોના શ્લોકો બોલાવ્યા કરે, અને લડવા પહેલાં પરણવાનું માગે, એ કોઇપણ રીતે સંભવિત કે ઉચિત નથી લાગતું. એ તો ચન્દ્રગુપ્તના શબ્દ માત્રથી હલ્લો કરનાર માણસો બધાં બદલાઇ ગયા તે ઠીક થયું. પણ તેને પોતાના શબ્દની આવી જાદુઈ અસર થવાની છે એમ માનવાને કારણ નહોતું. અને તે સમયની બન્નેની વાતોમાં પણ બન્નેના મનનું કામ અને ધર્મનું મંથન નાટકકાર સ્પષ્ટ બતાવવામાં સફળ થયા નથી. સંવાદ ભાવને વિકસાવવાને બદલે જાણે માર્ગ શોધતા ધુમાડાની પેઠે ગોટાય છે. કદાચ એક વૃત્તિના વેગથી નિપજતા કાર્ય જેટલું આ મંથન તેમની સર્જક શક્તિને અનુકૂળ નહિ હોય.

આ નાટક, એક પ્રાચીન નાટકના વસ્તુ ઉપર રચાયું છે, કર્તાએ પ્રાચીન રાજનીતિ અને ઇતિહાસના જ્ઞાનનો તેમાં ઉપયોગ કર્યો છે, અને છતાં કહેવું જોઇએ કે પાત્રનિરૂપણ કે નાટકની રીતિ પ્રાચીન શિષ્ટ નાટકને અનુસરતી નથી. સમર્થ કાર્યકર પુરુષો સંબંધી શ્રીયુત મુનશીની જે કલ્પના છે તે જ કલ્પના આ નાટકમાં પણ વ્યક્ત થાય છે, અને એ કલ્પના તેમણે પૂર્વે કરતાં પશ્ચિમના સાહિત્ય ઉપરથી ઘડી છે એમ સ્પષ્ટ જણાય છે. પણ જે રીતે ઘડી છે તે રીતે આ કૃતિ આકર્ષક છે.

વાર્તાઓમાં પણ પ્રથમ શ્રી મુનશીનું ભગવાન કૌટિલ્ય લઇશ જેથી એક જ કર્તાની ત્રણેય કૃતિઓ પાસે પાસે આવે. પ્રસ્તાવનામાં શ્રીયુત મુનશી લખે છે કે ભગવાન કૌટિલ્યે તેમનું બારણું ઠોક્યું અને તેમને વાર્તાસૃષ્ટિમાં ઉતારવા પડ્યા. અલબત્ત ભગવાન કૌટિલ્ય જેવો શસ્ત્ર અને શાસ્ત્ર બન્નેમાં પ્રથમ પંક્તિનો, સર્વ અર્થ સિદ્ધ કરેલો પુરુષ ઇતિહાસમાં મળવો વિરલ છે. ત્વરિત અને બળવાન કાર્યોથી આકર્ષાતા શ્રી મુનશી જેવા લેખકનાં બારણાં ખખડાવી એ સ્વેચ્છાથી દાખલ થાય તેમાં નવાઇ નથી.

અહીં ઇતિહાસસિદ્ધ વસ્તુ પોતે જ ઘણું જ પ્રભાવયુક્ત છે. કર્તાએ તેમાં તે સમયના બૌદ્ધ જૈન અને બ્રાહ્મણધર્મના વિચિત્ર રંગો પૂર્યા છે. જૈન સંપ્રદાયમાં નામ કાઢેલ સ્થૂલભદ્ર

કે તેમનાં પાત્રોનું માનસ મને જરા પણ ઐતિહાસિક દૃષ્ટિએ સાચું નથી લાગતું. અને તેમની ઐતિહાસિક કથાઓ બહાર પડતી જાય છે તેમ તેમ મને એ વધારે સ્પષ્ટ દેખાતું જાય છે. મને એ પશ્ચિમનું અરવસ્થ માનસ જ વેષ બદલે અહીં આણેલું જણાય છે. તેમની પાટણની પ્રભુતામાં પાટણના લોકો શહેરના અભિમાનથી પાટણના દરવાજા પાટણની રાણી મીનળદેવી સામે બંધ કરે છે, તે મને તો રોમન ઇતિહાસમાં બનેલા તેવા જ એક બનાવનું અનુકરણ લાગે છે. પાટણની પ્રભુતામાં આવતો પેલો જૈન સાધુ, જે એક જૈનશાસનના વિસ્તારની અદમ્ય અભિલાષાનો મૂર્તિમાન આંધળો વેગ માત્ર છે તે પણ મધ્યકાલમાં ખ્રિસ્ત શાસનના પ્રસારકો જેવો વધારે લાગે છે પંથવિસ્તારનું ઝનુન ખ્રિસ્તીઓમાં છે, મુસલમાનોમાં છે, પણ હિંદુઓમા નથી, બૌદ્ધોમા અને જૈનોમા પણ એવા સ્વરૂપમા નહોતું–નથી. આ વાર્તાોમા પણ મુખ્ય કાર્યકર્તા પુરુષોના હેતુઓની તેમની કલ્પના મને ઇતિહાસ–વિસંવાદી લાગે છે. ઇતિહાસમા અને મુદ્રારાક્ષસ નાટકમા પણ ચાણક્યના નંદ ઉપરના દ્વેષનું કારણ અંગત અપમાન હતું. શ્રીયુત કેશવ હ. ધ્રુવ પ્રમાણે, પ્રમુખનું ખાલી આસન એક અજાણ્યા બ્રાહ્મણે–કૌટિલ્યે લીધું, અને રાજાએ તેને ત્યાંથી ઉઠાડી મૂક્યો એ જ. આવું અંગત કારણ ખરેખર ભવ્ય ન ગણાય, પણ જેમ દુનિયામાં ઘણી વાર આવા અંગત કારણો બીજાં મહાન કારણો સાથે ભળી જઈ મહાન કાર્યોને ઉત્પન્ન કરે છે, તેમ ચાણક્યમા પણ બન્યું હોય. લોભી નંદોથી પ્રજા કંટાળી હોય, નંદોથી ચન્દ્રગુપ્ત પણ દાસીપુત્ર તરીકે અપમાન પામ્યો હોય, અને આ બધા યોગો ભેગા થઈ ચાણક્ય–ચન્દ્રગુપ્ત આખો રાજબાદલો કરી શકે એ શકય છે. પણ શ્રીયુત મુનશીને આ પૂરતું પ્રેરણાપોષક ન લાગ્યું, તેમણે ચાણક્યના નંદનિકંદનનો અર્થ એવો કર્યો કે નંદો બ્રાહ્મણદ્વેષી હતા, અને બ્રાહ્મણસંસ્કૃતિ પુનઃ સ્થાપવા ચાણક્યે ચન્દ્રગુપ્તને રાજગાદી આપી. આપણા ઇતિહાસમાં શ્રમણ બ્રાહ્મણ ધર્મ વચ્ચે હરીફાઇ નહિ હોય એમ હું કહેતો નથી, પણ ચાણક્ય કૌટિલ્યે કરેલો રાજબદલો, માત્ર શ્રમણ બ્રાહ્મણ ધર્મોનો કલહ હોય એ રીતે નિરૂપવું એ ઐતિહાસિક હકીકતથી વિરુદ્ધ છે, એટલું જ નહિ, ઐતિહાસિક સત્યની વિરુદ્ધ છે, કારણકે બીજા કોઇ પણ દેશ કરતા ધાર્મિક સ્વાતંત્ર્ય હિંદમાં વિશેષ હતું,—એ હિંદના ખમીરમાં છે. આચાર્ય વિષ્ણુગુપ્તને કાર્યદક્ષ અને બહાદુર કલ્પેલો છે પણ તેની કાર્યદક્ષતા અને તેનું ધર્મચિંતન એ બેનો યોગ્ય સમન્વય થએલો જણાતો નથી એ બે વસ્તુ ચિત્તના કયા એક જ બિન્દુમાથી પ્રગટે છે તે જણાતું નથી.

ચન્દ્રગુપ્તના ચિત્રણમાં પણ એક બે બાબતો નોંધવા જેવી છે. પોતે દાસીપુત્ર છે એ તરીકે પોતાના ભાગ્યથી સંતુષ્ટ જેવો તે દેખાય છે. ચાણક્ય તેની પાસે સામ્રાજ્યનું આધિપત્ય ધરે છે ત્યારે પણ તેની ઇચ્છા ફૂરકતી નથી. ચાણક્યની શક્તિ ન જાણતો હોય તેથી એમ થાય. પણ પછી ચાણક્ય તેના પિતામહને મહાનંદીનો ઔરસપુત્ર કહે છે ત્યારે તેનામા એકદમ મહેચ્છા જાગે છે. આમ વિષ્ણુગુપ્ત પોતાની કાર્યસિદ્ધિ માટે મહેચ્છારહિત પુરુષને તેના કુલાન્વયને લીધે પસંદ કરે, અને એ પુરુષને કુલાન્વયજ્ઞાનથી મહેચ્છા જાગે એ બન્ને અયોગ્ય છે. હિંદમાં ઘણાય અજ્ઞાતકુલ વીરોએ રાજ્યો સ્થાપી પછી સૂર્ય કે ચન્દ્ર સાથે પેઢીઓ મેળવી છે. અને ચન્દ્રગુપ્તને સંનિધાતાની પત્ની મૈનાકી સાથે આડો સંબંધ છે, એ તો હું માનું છું, શ્રીયુત મુનશીએ પોતાનો માનસશાસ્ત્રનો નિયમ સાબીત કરવા યોજેલું હશે!

ગુજરાતના નાથ પછી તેની હરોળમા મૂકી શકાય એવી નવલકથા શ્રીયુત મુનશીએ નથી લખી એમ ઘણા ટીકાકારો માને છે. અમે આ વાર્તાની ગુજરાતના નાથ સાથે તુલના અહીં નથી કરી શકતા પણ આ નવલકથા શ્રીયુત મુનશીની શક્તિનો એક સારો નમૂનો છે એમા શક નહિ. તેમની બધી વાર્તાઓમાં કાર્યવેગ સારો હોય છે, અને કાર્ય શરુથી જ ચાલવા માંડે છે, તેમ આમા પણ થાય છે. લગભગ દરેક પ્રકરણમા કંઇક ને કંઇક ચમત્કારક કાર્ય છે જ પાત્રોની સંકુલતા, તેમની કાર્યશક્તિ, તેમનું બલ, પ્રસંગની વિચિત્ર ઘટના, વચનોનો કટાક્ષ હાસ સર્વે તેમની વાર્તાનાં લક્ષણો આમાં છે.

શ્રીયુત મુનશીનાં પાત્રો હમેશ જીવતા જાગતા લાગે છે, અને પોતાના જીવરાપણાથી તરવરાટથી આપણને ચકિત કરનારા હોય છે. તેમની કલ્પના ઘણાં પાત્રો ઘડી શકે છે એ પણ ખરું પણ તેમના પાત્રો દેખાય છે તેટલાં વિવિધતાવાળાં નથી. તાત્કાલિક નિશ્ચય કરી ઘા કરનારા પાત્રો તેમનામા ઘણા છે. તે બધામાં ભેદ સ્વભાવનો નથી, પ્રસંગનો છે. પ્રસંગ જુદો હોવાથી એક પાત્ર એક રીતે ઘા કરે, બીજું બીજી રીતે કરે પણ બન્નેનો સ્વભાવ જુદો નથી હોતો. એટલે તેમની વિશિષ્ટતા પ્રસંગો ઘડવામાં મુખ્યત્વે છે અને તે પણ મારામારીના.

આ સિવાય '૨૯ના વરસમાં વાર્તાના ઘણાં પુસ્તકો લખાયાં છે. તે બધાનો નામ-નિર્દેશ ન કરું તો એ લેખકો મને માફ કરશે એમ આશા રાખું છું લોકોમાં વાર્તા વાંચવાનો રસ વધતો જાય છે. એ વાર્તા વાંચનારો વર્ગ પણ વધતો જાય છે, અને તેની ખપત પૂરી પાડવા વાર્તા લખનારો વર્ગ પણ વધતો જાય છે. તેમાંની કેટલીક અંગ્રેજી, બંગાળી, રશિયન વાર્તાના પ્રત્યક્ષ કે પરોક્ષ તરજુમા હોય છે. તરજુમામા પ્રસંગ કે પાત્રોના નામોનો કશો પણ ફેર ન કરવો જોઇએ એમ હું માનું છુ. આવા ફેરફારો કરવાથી વાચકની રસવૃત્તિ બગડે છે. ગમે તેવી વાર્તામા પણ તે સમાજની ખરી વાસ્તવિક સ્થિતિની ભોંય હોય છે, અને એ ભોંય તેના પાત્રોથી જુદી પડી શકતી નથી. પાત્રોનાં નામો ફેરવવાથી ગુજરાતી પાત્રો પરદેશી ભોંય પર રજુ થાય છે, અને વાચનારની નજર આગળ ખોટો ભાસ, અયથાર્થ દર્શન કરાવે છે, તેથી ચિત્રની એકતા તૂટે છે અને રસભંગ થાય છે. આવી વાર્તા વાંચવાથી પછી સાચી વાર્તા સમજવાની શક્તિ પણ કુંઠિત રહે છે. આવી વાતોનું મૂળ જેમ વધારે પરદેશી તેમ અનુવાદ વધારે હાનિકારક. આ સંબંધી મારા વિચારો 'ગુંજન અને બીજી વાતો' અને 'પુષ્પાં-જલિ' ની પ્રસ્તાવનામા મેં રજુ કર્યા છે.

પણ હજી ક્યાં સુધી આપણે આમ પરદેશી વાતોના અનુકરણો કર્યા કરશું. ભાષાન્તરો કરવા હોય તો તો યુરોપના ઉત્તમોત્તમ ગણાતા અમર કલાવિધાયકો શેક્સપીઅર, હોમર, ગેટે એવાના કરવાં જોઇએ. તેને બદલે નાના નાના ક્ષણજીવી ફણગા ત્યાંથી લાવી આપણી ભૂમિને ભારે મારવાનો શો અર્થ છે ? હું નથી માનતો કે આપણા પદવીધારીઓ અને અન્ય લેખકો સ્વતંત્ર વાર્તા ન લખી શકે. સ્વતંત્ર પ્રયત્ન ન કરવાનું કારણ તેમનું અધૈર્ય-વાર્તા લેખક થવાની ઉતાવળ, સ્વતંત્ર સર્જક શક્તિની અશ્રદ્ધા, અને સ્વભાષામા વિચારો પ્રકટ કરવાનો અનભ્યાસ છે. તેમાથી સ્વભાષાનું કારણ તો હવે ઓછું થતું જાય છે. અત્યારના ૧૬ વરસની નીચેના વિદ્યાર્થીઓ પણ નિડરતાથી સ્વસ્થતાથી શુદ્ધ ગુજરાતીમા વાત-ચીત અને ચર્ચા કરી શકે છે. બાકી રહ્યું અધૈર્ય તે તો મેળે ટાળવું જોઇએ. અને જે ઘણાય

લેખકોનાં અનુકરણો આપણા અનુવાદકો કરે છે, તેમની બધાની બુદ્ધિ અને કલ્પના સામાન્યથી ભાગ્યે જ ચડતી હોય છે. આ આત્મનિર્ણયના જમાનામાં આવી સાધારણ વાર્તાઓ પણ પરદેશથી લેતાં આપણે શરમાવું જોઇએ. સ્વતંત્ર લખતા કદાચ ઉત્પન્ન ઓછું થશે, પણ તેથી જે યશ મળશે અને સાહિત્યસમૃદ્ધિ થશે તે અનુવાદના પ્રયત્નોથી કદી થશે નહિ.

અને આ કલ્પનાપ્રધાન સાહિત્ય વિશેનું મારું વક્તવ્ય બંધ કરતા મારે બે શબ્દો નાટકો વિશે કહેવાના છે. આપણા જુવાન સાહસિકવર્ગનું ધ્યાન હું નાટકલેખન અને નાટયકલા બે તરફ ખેંચું છું. એ આપણે આજે કરીએ કે ન કરીએ, પણ સાહિત્યનું ભવિષ્ય નાટક છે. વસ્તુને પ્રત્યક્ષ કરવાને તેના જેવું બીજું બળવાન સાધન નથી. લોકોને કેળવવાને, તેની લાગણીઓ સમૃદ્ધ કરવાને, તેની ગ્રામ્યતા શુદ્ધ કરવાને, તેમને અન્યનાં ચિત્તો સમજતા કરવાને, એક જ લાગણીનો અનેક હૃદયમા એક સાથે જુવાળ લાવવાને, રંગભૂમિ જેવું બીજું સ્થાન નથી. નાટકલેખન અને નાટય બન્ને કેળવાએલાઓએ હાથ કરવાં જોઇએ. રંગભૂમિ ઉપર થતા બાલિશ તમાશાઓ એક જ સપાટે કાઢી નાંખવા જોઇએ અને નાટકની રીતિઓના અનેક પ્રયોગો કરવા જોઇએ. નાટકકાર જેટલો કોઇ સાહિત્યકાર પોતાના ભાવકોની સાથે પ્રત્યક્ષ સંબંધ બાંધી શકતો નથી, અને નાટક જેટલું તરત યશ અને ધન આપનાર બીજું કોઇ સાહિત્યનું અંગ નથી. આપણા પદવીધરોએ દૂર રહ્યાં રહ્યાં લોકોની કે નટોની રસવૃત્તિની નિંદા કરવા કરતાં આપણા જીવનના પ્રશ્નોનો અને લોકમાનસનો પ્રત્યક્ષ અભ્યાસ કરવો જોઇએ અને સફળ થતા સુધી પ્રયત્નો ઉપર પ્રયત્નો કર્યો કરવા જોઈએ. અસ્તુ.

કલ્પનાસાહિત્ય છોડી આગળ જતા, સાહિત્યસંસદ તરફથી પ્રસિદ્ધ થયેલ ગુજરાતી સાહિત્યનો મધ્યકાલનો સાહિત્યપ્રવાહ એ પ્રથમ ધ્યાન ખેંચે છે. આવડા મોટા પુસ્તકની અહીં પૂરી સમાલોચના શક્ય નથી. આપણા સાહિત્યમા સાહિત્યના ઇતિહાસનું આવડા કદનું આ પ્રથમ જ પુસ્તક છે. કદાચ અનેક કર્તાઓના સહકારથી થએલું આ પહેલું પુસ્તક છે. સાહિત્યને અમુક પ્રવાહોની દૃષ્ટિએ જોવું તે યથાર્થ છે. પણ પ્રવાહોનું વર્ગીકરણ કેવું કરવું એ ચર્ચાનો વિષય છે. આ પુસ્તકમાં મુખ્યત્વે કાવ્યમા વહેતા સૂક્ષ્મ વિચાર કે લાગણીમય વિચાર કે ફિલસુફીના પ્રવાહો લીધા છે, જેમકે સંસ્કૃત સાહિત્યના આંદોલનો, જૈનોનું સાહિત્ય, મુસલમાન જેવા પરસંસ્કારનો પ્રવાહ, સ્વામીનારાયણ સંપ્રદાય, ભક્તિનું સાહિત્ય વગેરે. વર્ગીકરણની યોગ્યાયોગ્યતા તો પ્રયોગથી સમજાય તેવી બીજા કશાથી ન સમજાય. અને સાહિત્યનું એક પણ તાર્કિક વર્ગીકરણ થવું શક્ય નથી, કારણકે તેનું સ્વરૂપ બાહ્યાકારથી તેમ જ તેના અંતરતત્ત્વથી ઘડાય છે. પણ ઉપરના વર્ગીકરણમાં સાહિત્યના બાહ્યાકારને ગૌણ કે નહિ જેવું સ્થાન મળે છે તે ધ્યાનમાં રાખવા જેવું છે. અલબત્ત સાહિત્ય આંતર ભાવોનું પ્રકટીકરણ છે, પણ તે સાથે તે બાહ્યજીવનની જરૂરિયાતો સાથે પણ બંધ બેસતુ થઈ ગયું હોય છે, અને સાહિત્યના સ્વરૂપઘટનમા આ બાહ્ય સ્થિતિ પણ ઘણે અંશે કારણભૂત હોય છે, જેમકે ગુજરાતની માણભટ્ટની સંસ્થા. કવિઓના આખ્યાનોના વસ્તુનો એક બાજુ કૃષ્ણભક્તિથી તમે ખુલાસો કરો તેવો જ બીજી બાજુથી માણની સંસ્થાથી કરવાનો છે. માણને લોકજીવનમા એક સ્થાન હતું અને તેની જરુરિયાત પૂરી પાડવા આખ્યાનો થોડા થોડા ફેરફારવાળા જોડાયા જ કરતાં. આપણે જેને કાવ્યચોરી ગણીએ

તે આણુની સંસ્થા જોતાં ગૌરી જ નહોતી. અને એકને એક અર્થવાળા કથા પણ તાત્ત્વિક ફેરફાર વિનાના અનેક કાવ્યો થતાં તેનું કારણુ આ આણુ છે. તેવી જ રીતે સાંજે ભજનો ગાવાની પદ્ધતિ, સવારે પરભાતિયાં ગાવાની પદ્ધતિ, લગ્નના કે ધોળિયાના ગીતો, શૌર્યની વાર્તાઓ, હવેલીમા ગવાતાં ગીતો વગેરેનું બાહુલ્ય, એકરૂપતા વગેરેનો ખુલાસો આ સાહિત્યની પરંપરાથી કરવાનો છે. સાહિત્યના આ પણ પ્રવાહો કહો કે, ધોરિયા કહો, પણ સાહિત્યના ઇતિહાસમા તેના પર પણ પૂર્ણ ધ્યાન આપવું જરૂરનું છે.

આ મોટા પુસ્તકમાં સમયના વિભાગો શ્રીયુત કેશવ હ ધ્રુવના વિભાગોને અનુસરીને કર્યાં છે. પણ પ્રાચીન ગુજરાતીથી ઇતિહાસ શરૂ કરવાને બદલે મધ્યકાલીન ગુજરાતીથી શરૂ કર્યો છે પુસ્તકના જુદા જુદા પ્રકરણો જુદા જુદા લેખકોને સોંપાયાં છે, પણ તે બધામા કોઈ એક જ યોજના અનુસ્યૂત દેખાતી નથી. દરેક પ્રકરણનો વિસ્તાર પણ તેના વિષયની મહત્તા સાથે કોઇ પ્રમાણ ધરાવતો નથી અને બધા જુદાં જુદાં પ્રકરણો છપાવવા પહેલાં કોઈ પણ એક યોજક જોઈ ગયો નથી. અર્થાત્ પ્રથમા પ્રકરણોના વિષયો નક્કી કર્યાં તે સિવાય કશી યોજના નથી. જાણે જુદા જુદા લેખકોના લેખો ભેગા કર્યા હોય એવું છે. આમ થવાથી એક જ બાબત ઉપર લેખકોના મતો વિરુદ્ધ પડયા છે, જેમકે પૃ. ૨ ઉપર શ્રી જ્યોતીન્દ્ર દવે કહે છે કે "જૂની ગુજરાતીમાં જૈન કે વેદમાર્ગી કે ભેદ ગણવાનો નથી." તો પૃ. ૧૪મે શ્રીયુત હીરાલાલ પારેખ જૈન ગ્રંથકારોની ભાષા જુદી થઇ તેના ઐતિહાસિક કારણો આપે છે. વળી શ્રીયુત હીરાલાલ પૃ. ૧૩ મે ગુજરાતના છેલ્લા બાદશાહ બહાદુરશાહનો અંત ફીરંગીઓના કાવત્રાનો તે ભોગ થઇ પડયો તેથી આવ્યો એમ લખે છે, ત્યારે પૃ. ૨૬ મે શ્રી વિજયરાય વૈદ્ય તેણે આપઘાત કર્યો એમ બતાવે છે. વળી શ્રી વિજયરાય, વલ્લભ મેવાડો ( સં. ૧૭૫૬–૧૭૯૩ ) અને તે પછીના યુગવાળા ગોવિંદરામ ( સં. ૧૮૩૭-૧૮૭૦ ) તથા કૃષ્ણારામનાં કળિકાળનાં વર્ણનો ઉપરથી અનુમાન કરે છે કે એ સમય અંધાધૂંધીનો હોવો જોઇએ "કેમકે ખાસ કરીને કળીકાળને જ કોઇ કવિએ આ યુગની પહેલા કે પછી[1] અલગ વિષય તરીકે સ્વીકાર્યો નથી." પણ પૃ. ૧૨૯ મે શ્રીયુત મોહનલાલ દેસાઇ, હીરાનંદસૂરિકૃત કલિકાળનો રાસ સં. ૧૪૯૫ મા લખાયાની નોંધ લે છે આ વિસંવાદો સહેજે ટાળી શકાયા હોત. આનું કારણ ઘણે મોટે ભાગે આપણું સર્વનું ગુજરાતના ઇતિહાસનું અજ્ઞાન છે. ગુજરાત પુરાતત્ત્વ મંદિરે ગુજરાતના ઇતિહાસની સામગ્રી ભેગી કરી તે પર ટિપ્પણ આપવાની યોજના કરેલી પાર ન પડી તે અત્યારે સખેદ યાદ આવે છે. પણ તે સંસ્થા ન કરી શકી તે હજી હરકોઈ બીજી સંસ્થા કરી શકે એમ છે.

અને સાહિત્યના પ્રવાહો આપવાના હોવાથી દરેક લેખકે પોતાને ઠીક પડે ત્યાંથી તે પ્રવાહનો ઇતિહાસ શરૂ કર્યો છે. અને તેને સૌથી દૂર પૂર્વ કાલમા શ્રીયુત મુનશી પોતે લઇ ગયા છે. ભક્તિનો ઇતિહાસ તેમણે વેદથી શરૂ કર્યો છે અને પછી ભાગવત અને શૈવ મતો, દક્ષિણનો પ્રપત્તિ સંપ્રદાય વગેરે સર્વની ચર્ચા આમાં કરી છે. અર્થાત્ વિષયને

[1] કેશવ કૃતિમા આવતું "હાય હાય રે હિંદુપણું જાય હાર્યું" એ અને હાલનો જમાનો પાપી થઈ ગયો છે એવી મતલબનું બધું રેલવેમા અને શેરીઓમા વેચાતુ સાહિત્ય (!) કલિકાળનુ જ છે. આપણે તેની નોંધ નથી લેતા એટલું જ.

દેશ કે કાલ કશાની સીમા નથી રહી. અસ્તુ. પણ આ વિષયની ચર્ચામાં પણ શ્રીયુત મુનશીએ, ભક્તિ એક કામજન્ય વિકાર છે એવો, માત્ર થોડા માનસશાસ્ત્રીઓએ સ્વીકારેલો, અને હવે વધારે વધારે શંકાસ્પદ થતો જતો સિદ્ધાન્ત ગંભીર રીતે પ્રતિપાદિત કર્યો છે, તે અસ્થાને છે. એની લાંબી ચર્ચા અત્ર શક્ય નથી. માત્ર એટલું જ કહીશ કે એને બદલે તેમણે બીજાં કેટલાંક વિદ્વાનો વધારે ચર્ચ્યા હોત અને તેનું સવિસ્તર સમર્થન કર્યું હોત તો વધારે સારું. નરસિંહ મેતાના કાલનિર્ણય સંબંધી એમનો મત મને એટલો જ ચર્ચાસ્પદ લાગે છે. પણ તે સંબંધી ચર્ચા શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રીએ પ્રસ્થાનમા આ પહેલાં કરી છે, એટલે તેના પુનરાવર્તનની જરૂર નથી.

આમ આ સાહિત્યનો પ્રતિહાસ અનેક દૃષ્ટિએ ટીકાપાત્ર હોવા છતાં તેની પ્રસિદ્ધિ માટે સાહિત્યસંસદને અભિનંદન ઘટે છે આવા મહાન પ્રશ્નોનો નિકાલ કામ શરુ કરવાથી જ કોઇ દિવસ પણ આવે છે. એ ખરેખર શોચનીય છે કે તેમને આ કાર્યમાં એટલોજ સહકાર નહિ મળવાથી કાર્યની પદ્ધતિ ફેરવવી પડશે.

આ પ્રયત્નની સાથે મૂકી શકાય એવો બીજો પ્રયત્ન વિદ્યાપીઠનો જોડણી કોષ છે. કોષ તો નાનો છે, તેમા માત્ર શબ્દોની જોડણી જ આપી છે, અર્થ પણ આપ્યો નથી, (અર્થ સાથે કોષ અત્યારે તેમના તરફથી તૈયાર થાય છે) છતા તેને આવો પ્રયત્ન કહું છું તેનું કારણ એ છે કે જોડણીનો પ્રશ્ન ચર્ચાઇ ચર્ચાઇને અત્યારે ખરેખર મહત્ત્વનો થઇ ગયો છે અને ઘણા વિદ્વાનો આનો અંત આવે એમ ઇચ્છે છે. આ જોડણી કોષ ઉપરથી કેટલાક વિદ્વાનોનું જોડણી સંબધી ઐકમત્ય કરવા ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રયત્ન થયો હતો પણ તેનુ કાઇ ફળ આવ્યુ નથી. આ કોષ તરફ સર્વે સાહિત્યકારો અને સાહિત્ય સંસ્થાઓનું હું ધ્યાન ખેંચવા રજા લઉં છું આમાં પણ સ્ખલનો નથી એમ નહિ, પણ તે માત્ર સરતચૂકના છે તેના જોડણીના સિદ્ધાન્તો જોશો તો એકાદ ઉપર જ વિદ્વાનોનો મતભેદ જણાશે વર્નાક્યુલર સોસાઈટીની સભામાં તો માત્ર હ્ ની જોડણી સંબંધી જ ઐકમત્ય નહોતુ થઇ શક્યું એમ મને સ્મરણ છે અક્ષય્ત સાહિત્યમા કોઇને અમુક કરવાની ફરજ ન પાડી શકાય પણ ભાષામા વ્યવસ્થા લાવવાની દૃષ્ટિએ આનો વિચાર કરવાને હું વીનવું છુ. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાજ પુસ્તકો લો. તેમાં જોડણીની કેટલી અનવસ્થા છે તે જુઓ. શુ તેમા લખે છે તે દરેક લેખકને જોડણીનો અમુક આગ્રહ છે માટે આ જોડણીની અતંત્રતા આવે છે ? માત્ર બે કે ચાર જ વિદ્વાનો પોતાની જોડણીને માટે આગ્રહી છે, બાકી ઘણાખરા લેખકો તો અત્યારે જોડણી વિશે જરા પણ ધ્યાન આપ્યા વિના લખે છે. તેમને મારી વિનંતી છે કે તેઓ વિદ્યાપીઠની જોડણીના નિયમો જુએ, અત્યાર સુધી પોતે કરેલી જોડણીની અતત્રતા જુએ, અને પછી છેવટ બીજું કાઇ નહિ તો વ્યવસ્થાની ખાતર પણ તે જોડણી સ્વીકારવામા શો વાંધો છે તે વિચારે સરલતા અને શાસ્ત્રીયતા બન્ને એવી દૃષ્ટિઓ છે કે તેને ક્યાંક નહિ ને ક્યાક અથડામા પડે જ, છતાં બન્ને વચ્ચે સમાધાન કરવાની જરૂર છે જ, અને એ સમાધાન વિદ્યાપીઠના નિયમોમા થતું હોય તો શા માટે આ અતંત્રતા આપણે ચાલવા દેવી ? શ્રીયુત મુનશીનાં પુસ્તકો જુઓ, જોડણીની કેટલી અવ્યવસ્થા ? 'કાકાની શશી' મા અનેક સ્થળે જ્યા જોઇએ ત્યા અનુસ્વાર નથી, ન જોઇએ ત્યાં છે. ઉ એટલા હ્રસ્વ અને ઇ એટલા દીર્ઘના લશ્કરી નિયમથી મધ્યકાલીન

ઇતિહાસની જોડણી કેટલી વિરૂપ બની છે? 'રૂઢિ' ને બદલે 'રુઢી' 'રૂપ' ને બદલે 'રુપ'! આ અતંત્રતા એટલી ભયંકર છે કે ઘણાખરા લેખકોના લેખોમાં તો જોડણીની દૃષ્ટિ પણ રાખી શકાતી નથી. સાહિત્ય સભાએ આ જોડણી સ્વીકારી છે. અને બીજી સર્વ સાહિત્યસંસ્થાને અને સાહિત્યકારોને હું આ જોડણી સ્વીકારવા વિનંતી કરૂં છું.

આ સિવાય સાહિત્યના અભ્યાસને ઉપકારક એક બે ચોપડીઓનો ઉલ્લેખ કરવો જોઇએ. આમા શ્રી અંબાલાલ જાનીનું હરિલીલા ષોડષ કલાનું ટિપ્પણ, શ્રીયુત મજમુદારનું પંચદંડ સટિપ્પણ, અને શ્રી ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકોની યાદી આવે છે. આવું કામ એકદમ લોકપ્રિયતા મેળવી ન શકે પણ સાહિત્યના અભ્યાસને ઘણું ઉપકારક છે અને ઘણી જ ધીરજ અને શ્રમની અપેક્ષા રાખે છે. આ પછી હું બાલસાહિત્ય લઉં છું.

આજ કાલ બાલસાહિત્ય ઘણું બહાર પડે છે, અને ખપે છે પણ સારૂં, એમ ગણાય છે. બાલસાહિત્ય બહાર પાડનારી સંસ્થાઓ ઘણી છે. બાલસાહિત્યમા બહુ નાનાં પુસ્તકો બહાર પાડવાના હોય છે એટલે તેની સંખ્યા તો ઘણી થાય એ સ્વાભાવિક છે. પણ તે ધ્યાનમા લેતાં પણ આ સાહિત્ય ઠીક બહાર પડે છે. લોકોને ચાલુ સરકારી કેળવણીનો અસંતોષ છે. પોતે પોતાની સ્થિતિથી અસંતુષ્ટ છે એટલે પોતાની અપૂર્ણતા અને ચાલુ કેળવણીની અપૂર્ણતાથી પોતાના ફરજંદોને મુક્ત કરવા સમજુ માબાપો સાહિત્ય લે છે. અસહકાર શરુ થયો, રાષ્ટ્રીય કેળવણી શરુ થઈ, ત્યારથી આ અસંતોષ વધારે તીવ્ર થયો અને તેની સાથે જ બાળકોની કેળવણી સારી કરવાની ચીવટ પણ વધી. આ કારણોથી બાળસાહિત્ય ઠીક ખપે છે. આ બધું ખરૂં છે તેમ છતા ખપતના પ્રમાણુ જેટલી જ એ ચીવટ વધી છે એમ નથી. દરેક માણુસને, પોતાની સ્થિતિ પ્રમાણે, અમુક રકમ એવી હોય છે જે પોતે વિચાર કર્યો વિના વાપરી નાખે છે. સામાન્ય રીતે પહેલા જ્યાં પાઇ વપરાતી ત્યાં હાલ પૈસો કે આનો વપરાય છે એ તો ઘણા જાણે છે. એક સામાન્ય માણુસ મિત્રને ચા પાવામાં બે ત્રણ આના ખરચતા, ટ્રામમા મુસાફરી કરતા બે ત્રણ ટિકીટો લેતાં, નાટક સિનેમામાં અમુક રકમ ખરચતાં વિચાર નથી કરતો. આવાં ખરચથી દરેક માણુસને અમુક રકમ વિચાર કર્યો વિના ખરચવાની ટેવ પડી જાય છે. તે રકમ નીચેની ચોપડીઓ પણ લાગમાં આવે તો તે લઈ લે છે. એક માણુસ કડકે કડકે વાર્તાની આઠ આઠ આનાની દસ ચોપડીઓ વરસમા લેશે. પણ તેજ માણુસ વિચાર કરીને ત્રણ રૂપિયાની સારી વારતાની એક ચોપડી નહિ લે. કારણ કે તેને આઠ આના ગમે તેટલીવાર અવિવેકથી ખરચવાની ટેવ છે, પણ ત્રણ રૂપિયા વિવેકથી ખરચવાની ગમ નથી. લોકોની આ ટેવ પારખી શકે તે કેવડી ચોપડી કરવી અને શી કિંમત રાખવી તે સમજી શકે. આપણું ઘણું ખરું બાલસાહિત્ય અને સોઘુ વાર્તાસાહિત્ય આ અવિવેકી ખરચની સીમાની અંદર આવે છે માટે ખપે છે. પણ આ બાબત તો બધા દેશોમા આમ જ હોય છે. આપણે ત્યા બીજા દેશો કરતાં વિવેકી ખરચ કરનારની સંખ્યા ઓછી છે, અને ગરીબાઇને લીધે ખરચની મર્યાદા ટુંકી છે એ જ નોંધવા જેવું છે.

બાલસાહિત્ય પ્રકાશનની અનેક સંસ્થાઓ છે. લગભગ દરેક બાલ કેળવણી સંસ્થા કંઇક કંઇક કરે છે. તેમાં મુખ્ય શ્રી દક્ષિણામૂર્તિભવન અને ગાંડીવ સાહિત્ય મંદિર છે. દક્ષિણામૂર્તિ ભવનના બાલ પુસ્તકોમાં 'બાલ સાહિત્યમાળા'ના મણકા છે. મણકાના વિષયની

પસંદગીમાં એ સંસ્થાનો બાલ માનસનો અભ્યાસ જણાઈ આવે છે. આમાં વરતો, શાસ્ત્રીય જિજ્ઞાસાના પ્રશ્નો અને તેના જવાબો, બાલનાટકો, સાદી વાર્તા, કલ્પિત કે સાચાં સાદાં વર્ણનો, પ્રાસમય જોડકણાં, હરિશ્ચન્દ્ર જેવી પુરાણ વાર્તા, અને કાકાસાહેબના 'ઓતરાતી દિવાલો'ની સાદી આવૃત્તિ, અસ્પૃશ્યતા[1] વગેરે ઉપર સાદી ભાષામાં લખેલું છે. બાલકોને વાંચતાં આવડતાં જ એક નવી ભૂખ ઉઘડે છે, અને સમજીને અને નહિ સમજીને પણ, તેને ઘણું વાચવા જોઇએ છીએ. આ ભૂખનો લાભ લઇ તેનામા ભિન્ન ભિન્ન પ્રકારની જિજ્ઞાસા અને રસવૃત્તિ જાગ્રત કરી દેવી જોઇએ, અને તેની બાલ કલ્પનાને રીઝવીને, બલવાન કરીને સંતોષવી જોઇએ. એ દૃષ્ટિએ આ બાલ સાહિત્ય ઉપયોગી છે. 'ગાંડીવનું બાલસાહિત્ય ઘણુંખરું બંગાળી, કે અંગ્રેજીમાંથી ભાષાન્તર છે અને જરા મોટી ઉંમરનાં બાળકો માટે છે. પણ તે આપણી જ ભાષામા કહેલું છે અને બાળકોને રસ પડે તેવું અને ખરેખર રમુજી છે. તે સિવાય જુગતરામના ગાંધીજી અને પ્રહ્લાદ શ્રીયુત ગોવિંદરામ ઠાકરનો 'બચુ' શ્રીયુત વલ્લભદાસ અક્કડના 'બાલપત્રો' વગેરે સાહિત્ય પણ આ વરસમાં બહાર પડ્યું છે. દરેક પુસ્તક ઉપર જુદુ જુદું કહીએ તો જગા - ઘણી રોકાય એટલે આ પ્રકારના સર્વ બાલ સાહિત્યની સામાન્ય દૃષ્ટિએ જ સમાલોચના કરું છુ. દરેક લેખક યથાયોગ્ય તે સમજી લેશે એમ આશા રાખુ છુ. શ્રીમતી તારા બહેન મોડકની ચોપડીઓમા બાલક તરફની નિર્દંભતા મીઠાશ અને બાલ માનસને અનાયાસે, કદાચ સ્પષ્ટ વિચારની પણ જરૂર વિના, અનુકૂળ થવાની ગૂઢ શક્તિ છે. એમના સ્વસ્થ અને ડહાપણ ભરેલા બાલપ્રેમ તરફ બાલસાહિત્યના સર્વ લેખકોનું ધ્યાન ખેંચવા રજા લઉં છુ. પણ તેમની જન્મભાષા ગુજરાતી નથી એટલે કેટલાક ભાષાના દોષો તેમનામા આવી જાય છે. 'ભાષાને શોભા આવે છે તેમ જ જોર આવે છે' એ ખોટું ગુજરાતી છે 'ભાષાને જોર આવે છે' એ તો કંઇક વિપરીત અર્થ સૂચવે છે 'ભાષામા જોર આવે છે' એમ જોઇએ. 'કૂદકો મારીને આલુ મારી પાસે ગયો' ત્યાં 'ગયો'ને બદલે 'આવ્યો'-જોઇએ.

આપણે ત્યા હજી બાલોચિત ભાષા ખેડાઇ નથી. જ્યા આધુનિક ગદ્યને જ પૂરી સદી થઈ નથી, ત્યા બાલોચિત ગદ્ય હજી કેળવાયુ ન હોય તો નવાઈ નથી. બાલસાહિત્યની ભાષા સાદી સરલ અને ઘરગથુ જોઈએ એ સિદ્ધાન્ત સાચો છે અને શ્રીયુત ગિજુભાઇએ આ દિશામા પ્રયત્ન શરુ કર્યો ત્યારથી દરેક બાલસાહિત્ય લેખક તેમને પગલે આ ગુણો લાવવા મથે છે. પણ તે સાથે જોવું જોઇએ કે સાદી સરલ અને ઘરગથુ ભાષાને પ્રાકૃત કે અશ્લીલ થવાની જરાએ જરૂર નથી બાલભાષા પણ શિષ્ટ હોઈ શકે અને બાલકને નાનપણથી શિષ્ટ ભાષાનો પરિચિત કરવો સારુ છે. બાલકોના ઘરમા, અને ખાસ કરીને માતા અશિક્ષિત હોય ત્યાં, અશિષ્ટ ભાષા બોલાતી હશે, અને તેથી બાલકો તે વધારે સમજતાં હશે, છતાં લેખની ભાષા તો શિષ્ટ જ હોવી જોઈએ. શિષ્ટ ભાષા બાળકો સમજતાં નથી એમ તો છે જ નહિ' ભાષાને શિષ્ટ કરવાથી તેની ઘરગથુ સાદાઇ અને તેનું સાદું બળ જરા પણ લોપાતુ નથી. જેમ બાળકની સાથે, તે સમજે અથવા ખુશ થાય, એટલા માટે કાલું બોલવાની જરૂર નથી, તેમ જ તેની સાથે બોલવામા અશિષ્ટ ભાષા વાપરવાની જરૂર

૧ વ્હેલ નામના જળચર પ્રાણીનું લોહી ઠંડું હોતુ નથી. તે પ્રાણી સ્તનંવાળું અને ગરમ લોહીવાળુ છે. તેમજ 'મુચકુન્દને મારી કૃષ્ણ ત્યા (ગિરનારમાં) સતાયા હતા' એ ખોટું છે.

નથી આપારે લેખન વાચન ફેલાવાથી ચરોતર સુરત કાઠિયાવાડ વગેરેની પ્રાંતિકતા પસાતી જાય છે, અને આખા ગુજરાતને માટે એક શિષ્ટ ભાષાનું રૂપ ઘડાતું જાય છે, ત્યાં આ જુદા બારણેથી પ્રાતિકતા દાખલ કરવી અનિષ્ટ છે. અને આ પ્રાતિકતા પેસવા માંડે તો તેનો પાર જ નહિ આવે. ચરોતરવાળા 'લેબડો પેપળો' કહેશે, તો સુરતવાળા 'લાઇવા' 'લાખ્યા' કહેશે તો કાઠિયાવાડી વળી જુદું જ કહેશે. આ બધી પ્રાંતિકતા ભાષામાં ફરી ઘુસાડવી ન જોઇએ.

બાલસાહિત્ય અશ્લીલ બે રીતે થાય છે. એક એ કે કેટલીક બાલવાર્તામાં અને બાલ જોડકણામાં અસ્લીલ શબ્દો આવે છે. આવા જોડકણાં ભાષામા રાખવાની જરૂર નથી. અલબત બાલકો સામાન્ય રીતે આવા શબ્દો વાપરતા હોય છે પણ તેનું કારણ એ જ કે એની અશ્લીલતા પારખવા જેટલી તેમની રસવૃત્તિ સૂક્ષ્મ થઈ હોતી નથી. અને બીજી રીત એ કે બાળકોનું શરીર સાફ રાખવાની શિખામણમા કેટલાક અશ્લીલ શબ્દો વપરાય છે. હવે એ ખરૂ છે કે બાળકોને શરીરના મળ ધોવાની વાત કરવી જોઇએ. શરીરના મળની કે શરીરની વાત જ ન કરી શકાય એવી સૂગ પેદા કરવાથી બાળકોને ભવિષ્યમાં ઘણું નુકસાન થાય છે એ ખરું. વળી શરીર તરફ પણ સૂગ કે અશ્લીલતાની પાર જતી શુદ્ધ શાસ્ત્રીય દૃષ્ટિ હોઇ શકે એ પણ ખરુ, પણ આ કોઇપણ કારણથી અશ્લીલતાનું સમર્થન થતું નથી. પ્રથમ તો એ કે બાળકોને નાક મોં વગેરે અવયવો સાફ કરવા રૂબરૂ કહીએ અને તેને માટે લખીએ નહિ તો બસ છે. કાંઇ દરેક બાબત લખવી જ જોઇએ એવું નથી. લખવા પ્રમાણે કરવાની વૃત્તિ ઘણી મોડી જાગે છે. બાળકમાં તે હોતી નથી. બીજું હમેશા બોલવાની અને લખવાની વસ્તુમાં અને શૈલીમાં એક ભેદ પળાતો આવ્યો છે, તે સાચો છે અને સૂક્ષ્મ કારણોને અવલબીને રહેલો છે. લેખની વસ્તુ વધારે ગંભીર અને ઉપયોગી અને વધારે સારી રીતે કહેલી હોવી જોઇએ. તેમ છતાં જો કાંઈ કહેવા યોગ્ય લાગે તો તે શિષ્ટ ભાષામાં પ્રગટ કરવું જોઇએ 'ઝાડે જવું' એ બે શબ્દોને બદલે એક ક્રિયાપદ મૂકવાની જરૂર નથી. એવું ક્રિયાપદ ભાષામાં બોલાય છે પણ તે અશિષ્ટ છે, અને 'ઝાડે જવું' એ કોઈપણે રીતે ઓછું ઘરગથુ કે સુગમ નથી.

આને જ મળતી એક બાબત કહેવાની છે. સાહિત્ય હમેશા પોતાની રીતિને અને વસ્તુને અનુકૂળ સ્વરૂપ લે છે. કોઇ વાર્તા કહેવાની હોય છે અને કોઈ વાંચવાની હોય છે. બન્નેનું એક જ સ્વરૂપ હોઇ શકે નહિ. ભાટ ચારણો 'સરસ્વતીચંદ્ર' 'પાટણની પ્રભુતા' કે 'ઉષા' જેવી વાર્તા કહે નહિ, કહે તો એ જ વસ્તુને જુદી રીતે કહે. તેમ જ ભાટચારણના જેવી વાર્તા આપણે લખવી હોય તો તે જે રીતે કહે છે તે જ રીતે લખી ન શકીએ. વાર્તાની રીતિ બદલાતાં તેનું સ્વરૂપ બદલાય જ. કહેવાતી વાર્તાના નમૂના તરીકે આપણે તેને મૂળ રૂપમા લખી લઇએ એ જુદો પ્રશ્ન છે હવે ઘણીખરી બાલવાર્તાઓ કહેવાતી વાર્તાઓ છે. તેને લખવા જતા તેનું કંઇક પણ સ્વરૂપાન્તર થાય. પરંપરાથી ચાલી આવતી વાર્તાઓ તો જૂની વાર્તાના નમૂના તરીકે એને એ રૂપમાં છાપવામા વાંધો નથી, એટલું જ જ નહિ, એ ને એ રૂપમાં જ તે છાપવી જોઇએ એમ હું માનું છું પણ આપણે જે નવી બાલવાર્તાઓ કરીએ તેને એ કથનની શૈલીમા ન લખવી જોઇએ વળી એ જૂની વાર્તાના અનામી કર્તાઓ જેટલુ, એ શૈલીનું પ્રભુત્વ પણ આપણને નથી. એ સ્થિતિમાં કથાશૈલીના

અનુકરણથી વાર્તા કાઢીલી, કે કેટલાક કહે છે તેમ ‘ચાંપલી’ થઇ જાય છે. તેમાં પણ એવી વાર્તામાં કવિત્વ લાવવાનો, કે ભાવ કે મૃદુતાનો કે બાલકને આકર્ષવાનો એવો કોઇ કૃત્રિમ પ્રયત્ન થાય છે (આવા પ્રયત્નો વિશેષે કરીને કૃત્રિમ હોય છે) ત્યારે વાર્તા ખરેખર જુગુપ્સાકારક બને છે. ‘બાળક તો નિર્દોષ હોય, બાળક તો બહુ લાગણીવાળું હોય, બાળક તો પુષ્પ જેવું સુકોમળ હોય’ વગેરે અર્ધસત્યોના એકતરફી અતિભાનથી કેટલીએ કૃતિઓ વિરૂપ બને છે.

બાલસાહિત્ય સંબંધી અમુક અમુક દૃષ્ટિબિન્દુ સ્પષ્ટ કરવા માટે લાંબી ટીકા કરવી પડી પણ તે ઉપરથી આ સાહિત્યના ગુણ કરતા દોષો વધારે છે એમ વિવક્ષા નથી. તેમના પ્રયત્નના મહત્ત્વને લીધે જ હું વિસ્તૃત ટીકા કરવા દોરાયો છું. બાલસાહિત્યના સર્વ પ્રયત્નો ઉત્તેજનને લાયક છે, અને નવી ઢબના બાલસાહિત્યના પ્રથમ લેખકો તરીકે શ્રીયુત ગિજુભાઇને અને શ્રીમતી તારાબ્હેન મોડકને સર્વથા અભિનન્દન ઘટે છે.

જરા મોટી ઉમરના બાળકો માટેનાં પુસ્તકોમા શ્રીયુત નૃસિંહપ્રસાદ ભટ્ટ (નાનાભાઇ) ના ‘સતપુત્ર કર્ણ’ તરફ ધ્યાન ખેંચું છું બાળકોને માટે હોવા છતા, સરલ ભાષામાં હોવા છતા, અને ભાષા અને નિરૂપણ આધુનિક હોવા છતા, મહાભારતના કર્ણના જીવનનું ગૌરવ, બલ, અને હૃદયને ઊંડું ઉતારી દે તેવુ અપૂર્વ કારુણ્ય સર્વ આ નાના પુસ્તકમા છે. હું શ્રીયુત નાનાભાઇને મહાભારતના બીજાં પાત્રો સંબધી પણ આવા મણકા પ્રગટ કરવા વિનંતી કરું છું.

દક્ષિણામૂર્તિ ભવને બાળકોનાં માબાપોને માટે ‘વસંત બાલશિક્ષણ પ્રચારમાળા’ ના ૧૦ મણકા પ્રગટ કરેલા છે. હાલનાં માબાપો અજાણતા કે સારા ઉદ્દેશથી બાલશિક્ષણમાં અને ગૃહવ્યવસ્થામાં કયાં કયા ભૂલો કરે છે તે શ્રીમતી તારા બહેને અને શ્રી ગિજુભાઇએ બહુ સૂક્ષ્મ અવલોકન કરી જણાવેલું છે. બધા મણકા વાચવા જેવા છે પણ ‘નવા આચારો’ ‘તોફાની બાળક’ ‘ઢીંગલીની રમત’ ‘બાળકની આવડત પ્રદર્શન,’ અને ‘બાલ પ્રેમ’ તરફ ખાસ ધ્યાન ખેંચુ છું. ‘બાલ પ્રેમ’ મા માદીકરો અને બાપદીકરી વચ્ચેના આકર્ષણનો ફ્રોઇડને અનુસરીને કરેલો અર્થ મને માન્ય નથી, પણ તેમણે આપેલી સૂચનાઓ સમજીને અમલમાં મૂકવા જેવી છે, તેમા બેમતને અવકાશ નથી.

કેળવણીના પુસ્તકોમા ‘ઘરમા મોન્ટીસોરી’ અને ડોલ્ટન પદ્ધતિ’ બન્ને દક્ષિણામૂર્તિ તરફથી પ્રસિદ્ધ થયા છે. કેળવણીકારોને એ બન્ને વાચવા જેવા છે, અને અખતરો કરવા જેવાં છે. આ ઉપરાંત શ્રી હરરાય અમુલખરાયનું ‘કસરતો અને ડ્રિલો,’ શ્રીયુત મૂળજીભાઈ હીરાલાલ ચોકસીનું નવીન વ્યાકરણ ભાગ ૧ લો, શ્રીયુત ભોગીલાલ કેશવલાલ પટવાનું સરળ બાળ અંકગણિત એ પુસ્તકો નોંધ લેવા લાયક છે.

લોકસાહિત્યમાં શ્રીયુત મેઘાણીના ઋતુગીતો અને ચુંદડી ભા. ૨ જો[1] બન્ને એમના શોખ અને ઉદ્યોગના ફળો છે. દહાડે દિવસે આ કામ તેમને વધારે હાથ બેસતું

1. ૩૬ મા ગીતમા ‘દોઢયે પગલું’નો અર્થ સાધારણ કરતા દોઢગણું મોટું એમ કર્યો છે તે ખરો નથી લાગતો. ‘દોઢયે પગલું,’ એટલે ઘણું જ ટૂંકુ પગલું, જે પગલું ભવાઇમા અને રામલીલામા પીર પાત્રો ભરે છે તે. ચણતરમા ‘દોઢયે ઇટ’ મુકાય છે એટલે એક ઇંટ પૂરી થઇને તેના પર બીજી નથી મુકાતી પણ એક ઈંટ ઉપર બીજી અરધી આવે એમ મુકાય છે, ‘દોઢ આખ’ એટલે પૂરી બે નહિ,

જાય છે એમ ૨૫૯ જણાય છે. પ્રસ્તાવનામા તેમણે આ જાતના સાહિત્યપ્રવાહોનો કંઇક ઇતિહાસ અને બીજા પ્રાંતોમા તેનાં સ્વરૂપો પણ દર્શાવ્યા છે. અમને માત્ર એટલુ જ લાગે છે કે ગુજરાતમાં આવાં ગીતો હજી ઠાકરડા લોદણો ઘાંચી ગોલાં વગેરે નાતોમાં અને ઇડર વગેરે ડુંગરાળ મુલકમા અનેક પવાડા વગેરે સચવાઈ રહ્યા છે, તેને માટે ગુજરાતમાંથી કોઇ મેઘાણી નીકળતો નથી. કે ગુજરાત કાઠિયાવાડનો અભેદ બતાવવા એ કામ પણ આખા ગુજરાતે શ્રીયુત મેઘાણી માટે જ રાખ્યું છે? શ્રીયુત મનુભાઈ એલ, જોધાણી કૃત 'સુન્દરીઓનો શણગાર,' લાલજી મૂળજીભાઇ જોશીકૃત 'કચ્છની લોકકથાઓ,' અને શ્રી ધિરસિંહ વ્હેરાભાઇ ગોહિલ સંપાદિત કાઠિયાવાડની દંતકથાઓ' અહીં નોધવા જેવાં છે.

ગુજરાતમા અને આખા દેશમા રાજકીય ભાન લોકમાં ઉદય પામવા માંડ્યુ છે. પણ તેના પ્રમાણમા રાજપ્રકરણી સાહિત્ય ઉત્પન્ન થતું નથી. આ પ્રકારના સાહિત્યમાં માત્ર સૌરાષ્ટ્રના 'નરવીર લાલાજી' 'અમર મહાજનો' અને બટલર કમિટીનો રિપોર્ટ એ ગણાવવા હોય તો ગણાવાય. પણ પહેલા બે માત્ર જીવન ચરિત્રની દૃષ્ટિએ લખાયા છે, અને છેલ્લુ તત્કાલ રાજપ્રકરણી સાહિત્ય છે તે સિવાય 'સસ્તવતી ગ્રંથમાળા'નાં 'અમેરિકાનુ સ્વાતંત્ર્ય યુદ્ધ'. 'ક્રાન્તિ' '૧૮૫૭' અથવા બળવાની બીજી બાજુ' 'ઇટાલીનો મુક્તિયજ્ઞ' એટલાં ગણાવી શકાય. પણ આમાના કોઇ ખાસ ખરી રાજકીય દૃષ્ટિએ લખાયાં નથી. અને આ સાથે જ બીજાં પ્રકાશન મંદિરો સબંધી પણ મારે કહેવાનું હું કહી દઉ છું. લગભગ દરેક પ્રકાશક સંસ્થા, લોકોમા સાચી દિશાની રુચિ ઉત્પન્ન કરવાને બદલે વર્તમાન રુચિને ભાવે તેવું સાહિત્ય આપવા પ્રયત્ન કરે છે અને બુદ્ધિને વધારે તેજસ્વી કરે તેવી સામગ્રી આપવાનો પ્રયત્ન કરવાને બદલે લાગણીને ગમે તેવુ આપવા પ્રયત્ન કરે છે. આપણે ત્યા રાજપ્રકરણી બાબતમા માત્ર લાગણી ઉશ્કેરવી એટલું બસ નથી. દરેક માણસે હાલની રાજકીય સ્થિતિ સમજવી જોઇએ, પોતાના હકકો શા છે અને શા હોવા જોઇએ, જે હકકો છે અને જે નવા લેવાના છે તેનો હેતુ શો છે, અને તેમાંથી સારામાં સારા ફળો કેવી રીતે લઇ શકાય, લોકલ બોર્ડો મ્યુનિસીપાલીટી વગેરે અર્ધ પ્રજાકીય સંસ્થાઓ શું શું કરી શકે, એ સર્વ દરેક માણસને હસ્તામલકવત્ થઇ જવું જોઇએ. તે ઉપરાત આપણી વેપારી અને સામાજિક સ્થિતિ પણ દરેક માણસે સમજવી જોઇએ આપણે સ્વરાજ્ય લઈશું ત્યારે સ્વરાજ્યની સફળતા પણ દરેક સાધારણ માણસની સમજશક્તિ અને બુદ્ધિ ઉપર આધાર રાખશે પણ આ બધું દીવા જેવું સ્પષ્ટ હોવા છતાં આવી સંસ્થાઓ તે દિશામા આગળ જઈ શકતી નથી તેનું કારણ તેમનો કે લોકોનો દોષ નથી, પણ પુસ્તકો ખરીદનાર આલમનુ સામાન્ય અજ્ઞાન છે. જે વિષયનાં બીજ નાનપણની કેળવણીમા નથી વવાઇ ગયા હોતાં તે વિષય ઉપર સામાન્ય માણસ મોટો થઇ ધંધામા પડ્યા પછી માત્ર વાચનદ્વારા ભાગ્યે જ વિચારો બાંધી શકે છે. એટલે હજી આપણા દેશમાં એવી સ્થિતિ છે કે માત્ર પુસ્તકો દ્વારા આ જનતાને આપણે ચેતાવી કે જાગૃત કરી નહિ શકીએ. તેમને જાગૃત કરવાનો ઉપાય તેમના પોતાના હિતની કોઇ વાર્તાદ્વારા તેમની શ્રદ્ધા પ્રાપ્ત કરી તેમને કેળવવા એ એક જ છે એ રીતે પ્રજામા

---

તેમ દોઢયે પગલુ એટલે એક પગલુ આખુ પૂરૂ થાય પછી બીજુ નહિ, પણ તેની સાથે દોડાય એવી રીતે બીજુ પગલુ. 'પોરે પગલુ ભર્યું' એમા સમયમા ધીરૂ પગલુ લેવા કહ્યું, અને 'દોઢયે પગલુ ભર્યું' એમા અંતરમા પણ ટૂંકામાં ટૂંકુ પગલુ ભરવા કહ્યું છે. ભવાઇમાં ધીરલલિત નાયક એવા જ પગલા ભરે છે.

રાજપ્રકરણી સ્વભાન પેદા થશે, તેમાં આખા સમાજનું—સમષ્ટિનું હિત તે જોતાં શીખશે પછી આ પ્રકારના સાહિત્યનું ક્ષેત્ર ખૂલશે. અસહકારની હીલચાલ આમ આડકતરી રીતે સાહિત્યનું ક્ષેત્ર તૈયાર કરશે, અત્યાર સુધીમા તેણે કર્યું પણ છે તે દરેક પુસ્તક વેચનાર જાણે છે. પણ સમાજના આ નીચામાં નીચા થરો સુધી સાહિત્ય ન પહોંચી શકે તો પણ મધ્યમ વર્ગો સુધી પહોંચાડવું જોઇએ. મધ્યમ વર્ગોમાં પણ રાજપ્રકરણી કે રાષ્ટ્રીય કે સામાજિક કે નગરજનનું સ્વભાન ઓછું છે, તે હવે ધીમે ધીમે આવતું જાય છે. એ કામ ખાનગી વેપારી સાહસથી કામ કરતી પ્રકાશક સંસ્થાઓ ન કરી શકે પણ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી જેવી આવું કામ હાથમાં લઇ શકે. અત્યાર સુધી આ સોસાયટીએ મુખ્યત્વે સાહિત્યના વિષયો ઉપર જ વધારે લક્ષ આપ્યુ છે. વિજ્ઞાન અને ઇતિહાસને પણ તે કાર્યક્ષેત્રમા લે છે પણ હજી રાજકારણને તેણે પ્રત્યક્ષ રીતે હાથ ધર્યું નથી, વળી ઇતિહાસના વિષયોમાં પણ તે અંગ્રેજી પુસ્તકોનું માત્ર ભાષાન્તર કરાવે છે. હું આ પ્રસંગે નમ્ર સૂચના કરવાની રજા લઉ છુ—જો કે હું જાણું છું કે લગભગ કાયર કરી નાખે એટલી 'નમ્ર સૂચનાઓ' જાહેરમા કામ કરનારાઓને સાભળવી પડતી હશે—કે આવા વિષયનાં પણ મૌલિક પુસ્તકો લખાવવા તેમણે પ્રયાસ કરવો જોઇએ. તેમ કરવાથી પુસ્તકો ઓછા પ્રકાશિત કરાવી શકાશે પણ તેની ઉપયોગિતા ઘણી વધશે. 'રોમનો ઇતિહાસ' અને 'વિચાર સ્વાતન્ત્ર્યનો ઇતિહાસ' બહાર પાડયા છે તે આપણા દૃષ્ટિબિન્દુથી લખાય તો અત્યારે છે તે કરતાં અનેકગણા ઉપયોગી થાય.

કેટલાંક નિબંધાત્મક પુસ્તકોની અહીં નોંધ લઇએ. 'પ્રેમાવતાર ચૈતન્યદેવ' એ શ્રી ગૌરાંગ પ્રભુનું જીવન ચરિત્ર છે. તેની વિશિષ્ટતા એ છે કે લેખક શ્રી નર્મદાશંકર બાલાશંકર પંડયાએ બંગાળામા ફરી બંગાળી સાહિત્ય જોઇને આ લખેલું છે. 'સ્કાઉટિંગ અને બીજી વાતો,' લેખક શ્રી ગજાનન ઉ. ભટ્ટ, એમાં સ્કાઉટિંગ સંબંધી માહીતી હોવા ઉપરાંત કેટલીક મરદાનગીની બાળકો સંબંધી વાતો છે, અને પક્ષીઓના જીવન સંબંધી ખરેખર રસિક માહીતી છે. 'કાશ્મીરથી નેપાળ' એક સારું મુસાફરીની સગવડ રસ્તા વગેરે માહીતીનું પુસ્તક છે. ગુજરાતી બહેનો પ્રત્યે ત્રણ લેખો ' સદ્ગત સૌ. ચૈતન્ય બાલાના ત્રણ લેખો છે. શ્રીયુત વિષ્ણુ શામરાવ અત્રે કૃત 'સંગીત પ્રવેશિકા' શ્રી ભાતખંડેની શાળાનું સંગીતનું નાનું પુસ્તક છે. શ્રી જગમોહનદાસ ધરમદાસ સંપાદિત 'ભાનુસ્મૃતિ': સ્વજનને તેમના મિત્રોએ આપેલી શ્રદ્ધાજલિ છે-

હું શરુઆતમા જણાવી ગયો કે સાહિત્યના પુસ્તકોનું વર્ગીકરણ શાસ્ત્રીય રીતે સંપૂર્ણ થવું લગભગ અશક્ય છે. તેના દાખલા આ એક વરસમાં પણ અનેક મળે છે. આપણી ગુજરાત સાહિત્ય સભા તરફથી પ્રસિદ્ધ થએલ 'ગુજરાતનું પાટનગર અમદાવાદ' શેમાં ગણવું? તે એકલી ભૂગોળનું પુસ્તક નથી કારણ કે તેમાં પુરાતત્ત્વની દૃષ્ટિએ પ્રાચીન સ્થાનોના નિર્ણયો અને તર્કો છે. તે એકલું ઇતિહાસનું પણ નથી કારણ કે તેમાં વર્તમાન સ્થિતિ ઉપર પણ પુષ્કળ લખેલું છે. વળી આ ઉપરાંત તેમાં અમદાવાદની સ્થાપત્યકલા ઉપર મનનીય વિવેચન પણ છે. આ પુસ્તક એટલું મોટું છે કે તેની સમાલોચના આખી લેખમાલા વિના કરી શકાય નહિ. તેની લેખમાલા વસન્તમાં શરુ થઇ છે, તેમાથી એક રસિક વિવાદ પણ શરુ થયો છે, અને તેનો જવાબ શ્રીયુત રત્નમણિરાવ પોતે આપવાના છે. અહીં હું તો માત્ર મારો અભિપ્રાય જ નોંધીશ કે મુસલમાન બાદશાહોનું

ઝનુન અને ધાર્મિક જુલમોનો ક્યાસ વર્તમાન સ્થિતિ ઉપરથી નહિ પણ તે સમયનાં બીજાં રાજ્યોની સાથે તુલના કરીને કાઢવો જોઇએ, અને તેમ કરી જોતાં આ દોષો મુસલમાન બાદશાહોના જ અદ્વિતીય નહિ જણાય. બીજું એ કે ગુજરાત પરત્વે તો એટલું સાચું છે કે મુસલમાન રાજાઓની કારકીર્દીમાંથી, તેમના ગમે તેટલાં અને ગમે તેવા દોષો છતાં, કંઇક પણ અભિમાન લેવા જેવું નીકળશે પણ મરાઠા રાજ્યમાંથી કશું નહિ નીકળે —આનાં ઐતિહાસિક કારણો ગમે તે હોય અને તેને માટે જવાબદાર ગમે તે હોય તેની ચર્ચા હું અહીં નથી કરી શકતો આ પુસ્તકને માટે એટલું જ કહીશું કે તે અમદાવાદ સર્વસંગ્રહ છે, તેમા અમદાવાદ વિશે શુ નથી એ જ પ્રશ્ન છે. ગ્રંથમાથી કેટલાંક પુનરાવર્તનો કાઢી નાખીને અને કેટલોક ભાગ ટુકાવીને ગ્રન્થને નાનો અને જરા સોંઘો કરી શકાય, પણ એટલી ઉતાવળમાં તેઓ આટલું કરી શકયા એ જ તેમને માટે માન ઉત્પન્ન કરે છે.

આવું બીજું પુસ્તક 'સિહોરની હકીકત' કર્તા સદ્‌ગત દેવશંકર વૈકુંઠજી ભટ્ટ અને સંસ્કર્તા મુનિકુમાર મણિશંકર ભટ્ટ આ પુસ્તકની પણ પદ્ધતિ ઉપરના જેવી જ છે, પણ સિહોર અમદાવાદ જેટલું અગત્યનું અત્યારે નથી એ મુખ્ય ફરક છે. કાઠિયાવાડના ભૂગોળ ઇતિહાસ કે પુરાતન સ્થળોમા જિજ્ઞાસા ધરાવનારને આ પુસ્તક એટલું જ રસિક લાગશે.

આ પછી આવું જ વર્ગીકરણને મૂંઝવે એવું પુસ્તક શ્રીયુત મહાદેવ દેસાઈનું 'બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ'. એક વરસ ઉપર બનેલી હકીકતને ઇતિહાસ કહેવાય ? ભલે કહીએ. પણ તે પુસ્તક જેટલે અંશે ઇતિહાસનું છે, એટલે અંશે સત્યાગ્રહ લડતના વ્યૂહનું છે, અને એટલે જ અંશે લોકોની અને ખાસ કરીને ખેડુતોની સ્થિતિનું છે, અને એટલે જ અંશે સરકારની મહેસુલ વહીવટ ઉપર ટીકાનું છે. ભવિષ્યમા આ પુસ્તક ઇતિહાસ કરતાં આમાના કોઇ પણ એક વિષયને માટે વધારે ઉપયોગી ગણાય તો નવાઇ નહિ. પૂજ્ય ગાંધીજી સાહિત્યકાર નથી પણ તેમણે સમસ્ત જીવનમાં તેમ સાહિત્યમાં પણ મહત્ત્વના ફેરફારો કર્યા છે. તેમા સાહિત્યમા કરેલો એક ફેરફાર એ કે અત્યાર સુધી વિચારશીલ વર્ગ, કહો કે બ્રાહ્મણો, વ્યવહારોપયોગી વસ્તુ વિશે વિચાર ન કરતા, અને કામગાર વર્ગોને વિચાર કરવાનો અભ્યાસ નહોતો, તેથી આપણા વ્યવહારને બુદ્ધિથી પ્રગતિ કરવાની તક જ ન મળી. આપણી હાલની સ્થિતિ વિશે પણ વિચાર કે ચર્ચા કરતું સાહિત્ય જોશો તો ઘણુંખરું અંગ્રેજોનું કે બીજા પરદેશીઓનું મળશે. ગાધીજીએ સમસ્ત જીવનમાં મંથન ચલાવી જૂની પ્રણાલિકાઓ તોડી, બુદ્ધિ ધર્મ લાગણી વગેરેને વ્યવહારમા વહેવાની નવી પ્રણાલિકાઓ પાડી. આ પુસ્તક એ મંથનનું પરિણામ છે. તેમા એક બ્રાહ્મણ વિચારકે સમાજના વ્યાવહારિક પ્રશ્નનો આધુનિક રીતે વિચાર કર્યો છે. નિઃશસ્ત્ર લડાઇ કેમ થાય, નિઃશસ્ત્ર દેશ પોતાના હકકો કઇ રીતે માગી શકે, પોતાના નિર્ણયો કઈ રીતે સાચા મનાવી શકે, અનેક સદીથી કચ્ચરાયલો સમાજ શી રીતે પરાક્રમ કરી શકે વગેરે સર્વ દૃષ્ટિબિન્દુથી આ પુસ્તક ઉપયોગી છે અને રહેશે.

હજી આ પ્રકારનું એક પુસ્તક છે અને તે ગાધીજીની આત્મકથા[1]. આને આપણે આત્મકથા કહીએ છીએ, અને એ રીતે તેને જીવન ચરિત્રમાં મૂકી શકીએ. પણ ગાધી-

---

1 બીજો ભાગ ૨૯ માં બહાર પડયો છે.

જીએ પોતે તેને મુખ્યત્વે આત્મકથા ગણી નથી; અને તે જ તેની વિશિષ્ટતા છે. તેઓ તેને 'સત્યના પ્રયોગો' કહે છે. અને સત્યના પ્રયોગો બીજા ઉપર થયા પહેલાં પંડ ઉપર જ પ્રથમ થાય છે, માટે તેમને એ પ્રયોગો પૂરતી પોતાની વાત કહેવી પડી છે. સામાન્ય રીતે આત્મકથા લખનારને એ લખવાનો જે હેતુ હોય તે કરતા આ હેતુ ભિન્ન છે, જુદી જ કોટિનો છે. તેમણે પોતાના જીવનની મહત્તાના આત્મભાનથી આ કથા નથી લખી. તેમ જ પોતાના સમકાલીન ઇતિહાસ ઉપર પ્રકાશ નાંખવા નથી લખી. તેમ જ સાહિત્યના શોખથી નથી લખી. પણ સત્યાગ્રહ, જેને તેમણે પોતાની જિંદગીનો મહાન ઉદ્દેશ ગણ્યો છે, તેનું નિરૂપણ કરવા લખી છે. સામાન્ય રીતે જે માણસ જીવનની કોઈ નવી ફિલસુફી પોતાને જડી છે એમ માનતો હોય, તે તેને નિરૂપવા ફિલસુફીનું પુસ્તક લખે, પણ સત્યાગ્રહ લખવાની વસ્તુ નથી, આચરણની વસ્તુ છે, એટલે તેનું દૃષ્ટિબિન્દુ સમજાવવા પોતે જાત ઉપર કરેલા પ્રયોગનું જ વર્ણન હોય, બીજું શું હોય ? આ દૃષ્ટિબિન્દુને લીધે, આ પુસ્તક ગુજરાતી ભાષામાં જ નહિ પણ જગતના સાહિત્યમાં પણ અદ્વિતીય છે. જેનું ગુજરાતીમાથી અંગ્રેજી ભાષાંતર થઇ હજારો નકલો પરદેશમા ખપી હોય એવું આ એક જ પુસ્તક છે. આપણા સાહિત્યના દેશ પરદેશના સાહિત્ય સાથેના સંબંધમા આપણે જરૂર કહી શકીએ કે "નેવાનાં પાણી મોભે ચડયાં."—જો કે પરદેશને મોભ ગણવો પડે છે, એ સ્થિતિથી આપણે શરમાવું જોઇએ. મુંબઇ યુનીવર્સિટીએ આ પુસ્તકનાં અમુક પાના પણ એમ. એ. ની પરીક્ષાના ગુજરાતીના અભ્યાસક્રમમાં દાખલ કર્યા એ પગલાને માટે તેને અભિનંદન ઘટે છે,—જો કે આવા પગલાને આપણે મહાન ગણવું પડે છે એ સ્થિતિથી આપણે શરમાવું જોઇએ.

આ પુસ્તકે જીવનચરિત્ર અને કાર્યાત્મક ફિલસુફીનું ગણવું જોઇએ. એ આખા જનસમાજને માટે લખાએલું છે માટે તે સરલમા સરલ ભાષામા અને સીધીમા સીધી અને ઋજુમાં ઋજુ શૈલીમા લખાએલું છે. તે અમુક જીવનક્રમની હિમાયત કરવાના ઉદ્દેશથી લખાએલું છે તે સાહિત્ય ખાતર સાહિત્ય તરીકે લખાયું નથી. અને છતાં તે સાહિત્ય છે, અને સાહિત્યની જે વધારેમા વધારે જીવન ઉપર અસર કરવાની શક્તિ આપણે કલ્પી શકીએ, તેટલી બધી લગભગ તેમાં છે. ગાંધીજીના રાજપ્રકરણી વિચારોની સાથે સંમત નહિ થઇ શકનારાઓને માટે પણ આ પુસ્તક પૂરું આદરયોગ્ય છે.

છેલ્લે હું ધર્મ અને તત્ત્વજ્ઞાનના એટલે ફિલસુફીના ગ્રંથો પર આવીશ. ૧૯૨૯માં જાણે કોઇક અકસ્માતથી ફિલસુફીના ગ્રંથો સારી સંખ્યામા બહાર પડયા છે. આમાં સૌથી પ્રથમ આપણે શ્રીમાન મગનભાઇ ચતુરભાઈ પટેલનાં પુસ્તકો લઇએ. આ ગૃહસ્થે પોતાના બારીસ્ટરીના ધંધા સાથે રાજકીય સામાજિક તેમજ સાહિત્યની પણ સતત સેવા કરી છે દેશકાલના પરિવર્તનથી રાજકીય પ્રવૃત્તિમા પોતાને સ્થાન નથી એમ જોયું તે પછી તેમણે દર્શનગ્રંથોનું જ સેવન કર્યું છે. તેમની પ્રકૃતિ છેલ્લી બગડી ત્યારે, તેમની એક ચિન્તા માત્ર પ્રસ્થાનત્રયી ઉપરની જ્યોતિ પૂરેપુરી બહાર પડી જાય એ જ હતી. પરમ જ્યોતિના સાન્નિધ્યમા એ જ્યોતિકારને ચિરશાન્તિ ઇચ્છી આપણે આગળ ચાલીએ.

વકીલાત કે કારભાર કરતાં સાથે વેદાંતમનન કે ગંભીર સાહિત્ય સેવા રાખવી એ જૂની પ્રણાલિકા હતી. સદ્ગત ગોવર્ધનરામભાઇ એ પ્રણાલિકાના. રાજકોટના અમૃતલાલ બક્ષી, કલ્યાણરાય બક્ષી એ પ્રણાલિકાના. અમદાવાદના શિવાભાઇ અને

જેમને વિશે વાત થાય છે તે મગનભાઇ ચતુરભાઇ એ પ્રણાલિકાના. અત્યારે પણ શ્રીયુત મોતીલાલ ઘોડા અને શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા એ પ્રણાલિકાના. આ પ્રણાલિકા કાલને પ્રસારે ધીમે ધીમે ઓસરતી જાય છે અને નવું પૂર તેમાં આવતું નથી. પહેલાં વસન્તની શરુઆતમાં વકીલોના લેખો જુઓ અને અત્યાર સાથે સરખાવો તો જણાશે કે વકીલોની સંખ્યા વધતી ગઇ છે પણ તેમનો અભ્યાસ વધતો ગયો નથી. પહેલાં તો વકીલો રાજપ્રકરણી ક્ષેત્રને પોતાનું માનતા અને તેમાં ઘણો ભાગ લેતા. પણ અસહકાર શરુ થતા અને એ ક્ષેત્રમાં વધારે ઉગ્ર કામ આપવાની જરૂર ઊભી થતાં વકીલોએ તે ક્ષેત્રની પણ માહેરી આપી છે. હું વકીલ બંધુઓને પૂછવાની ધૃષ્ટતા કરુ છું કે તેઓ જીવનની કઇ પ્રવૃત્તિમા પોતાની કૃતાર્થતા માનશે ? માત્ર વકીલાતના દ્રવ્યોપાર્જનમાં ? કે હવે જેમ કારભાર સાથે સાહિત્ય કે વિજ્ઞાનની સેવા કરનારા અંગ્રેજ અમલદારોની પરંપરા તૂટતી જાય છે તેમ તેમનું પણ થવાનું ? આમા પણ **राजा कालस्य कारणम्** ! ? સમાજસુધારો, સામાજિક કાયદાઓ, રાજ્યના બધારણો, મ્યુનિસિપલ કાર્યક્ષેત્ર, વગેરે સંબંધી જ્ઞાન લોકોમાં ફેલાવવાનું કામ તેઓ હાથમા ન લઇ શકે ?

જ્યોતિમા ઉપનિષદ્ જ્યોતિ અને ગીતા જ્યોતિ ૧૯૨૯ મા આવે છે. બન્ને લખવાનો ઉદ્દેશ સામાન્ય વાચકને અર્થગ્રહણમા મદદ કરવાનો છે. સામાન્ય રીતે પ્રાચીન મનાતા દશ ઉપનિષદો ઉપરાત તેમણે શ્વેતાશ્વતર[1] અમૃતબિન્દુ, કૈવલ્ય, અને સર્વ સારોપનિષદનો પણ આમાં સમાવેશ કર્યો છે. ઉપનિષદોનું મૂળ નથી આપ્યું જો કે ગીતાના અર્થ ઉપરાંત તેનું મૂળ પણ પાછળ આપ્યું છે. પ્રતિપાદ્ય વિષયને સ્પષ્ટ સમજાવવા જ્યોતિ ટીકા છે. ઉપનિષદના પહેલા ભાગની લાંબી પ્રસ્તાવનામાં ઉપનિષદોની ફિલસુફી કર્તાએ પોતાના મંતવ્ય પ્રમાણે ટૂંકામા લખી છે. બીજા ભાગની પ્રસ્તાવનામાં ઉપનિષદોનું બહિરંગ પરીક્ષણ કર્યું છે, જો કે તેમા ઉપનિષત્કાલની ચર્ચામાં માત્ર મતોનો સંગ્રહ જ છે. કયાં કયાં ઉપનિષદો વેદના કયા કયા ભાગમાંથી પ્રભવ્યાં તે સંબંધી પણ ચર્ચા કરી છે. ઉપનિષદના અર્થનિર્ણય માટે આ આવશ્યક નથી પણ આ દષ્ટિબિન્દુઓની ચર્ચા બહુ જ રસિક છે. બન્નેના અર્થ કરવામાં તેમણે યુરોપીય વિદ્વાનોની ચર્ચાનો લાભ લીધો છે પણ મુખ્યત્વે શંકર મત તરફ વધારે ઢળતા રહ્યા છે. **यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्।** એ કઠોપનિષદ (૨–૨૪)[2] નો સરલ અર્થ "પરમાત્મા જેને વરે તેનાથી જ તે લભ્ય છે, અને તેને જ પોતાનું સ્વરૂપ ઉઘાડું કરીને દેખાડે છે" એ છે; અને ભક્તિમાર્ગના આચાર્યોએ એ અર્થ કર્યો છે. પણ જ્યોતિકારે શંકરનો અર્થ જ સ્વીકાર્યો છે. (જુઓ ભા. પૃ. ૨૬૩) પણ આવો, ખેંચવું પડ્યું હોય એવો, ભાગ થોડો જ છે.

ગીતા જ્યોતિમા પણ અર્થ શંકરાચાર્યને અનુકૂળ કરતા છતાં ગીતાનો નિષ્કર્ષ તેઓ નિષ્કામ કર્મયોગ માને છે. આમાં મતભેદને અવકાશ છે. મુખ્ય શું અને શું નહિ એ વિશે ગમે તે માનીએ પણ ગીતામાં જ્ઞાન ભક્તિ અને કર્મ એ ત્રણેય મતોનો સંગ્રહ તો ઓછામાં ઓછો છે એમ માન્યા વિના ચાલે તેમ નથી. અસ્તુ આ સર્વની ચર્ચા અહીં થઇ શકે તેમ નથી. માત્ર એટલું જ કે ગીતા અને ઉપનિષદોનો સ્વતંત્ર રીતે અર્થ કરવાની

૧ શ્વેતાશ્વતર ઉપરનું ભાષ્ય શંકરાચાર્યનું હોવાનું ઘણા વિદ્વાનો માનતા નથી.

૨ આ ભાગ લખવામા મેં શ્રી દુર્ગાશંકર કે. શાસ્ત્રીના પ્રસ્થાનને માટે લખેલા પુસ્તક પરિચયનો ઉપયોગ કર્યો છે.

આવશ્યકતા છે. બધાં ઉપનિષદો એક જ દર્શનનાં છે એ માન્યતાના પાયા ઉપર આજ સુધી આચાર્યોએ ભાષ્યો લખ્યાં છે. પણ હવે હું ધારૂં છું એવા પૂર્વગ્રહ વિના ઉપનિષદોનો સ્વતંત્ર રીતે અર્થ થવો જોઇએ. ઈશાવસ્યોપનિષદનો ૧૪ મો શ્લોક

संभूतिं च विनाशं च यस्तद्वेदोभयं सह।
विनाशेन मृत्युं तीर्त्वा संभूत्यामृतमश्नुते ॥

તેમાં संभूतिનો અર્થ असंभूति શંકરાચાર્યે (અને જ્યોતિકારે પણ) કર્યો છે પણ આ અર્થ કરવાની છૂટની હદ આવી ગઇ લાગે છે. મેક્સમૂલરે અને શ્રી અરવિન્દ ઘોષે તેનો સાદી રીતે અર્થ કર્યો છે તે વિચારવા યોગ્ય છે. અર્થ કરવામાં પણ આપણે વધારે વિસ્તૃત ચર્ચા કરવી જોઇએ. છાન્દોગ્ય ઉપનિષદમાં ૧-૧૦-૧માં मटाचीहतेषु कुरुषुનો સામાન્ય અર્થ "કરા પડવાથી કુરુ દેશમાં પાક નાશ પામતા" એવો અર્થાત્ मटाचीનો અર્થ 'કરા' કરવામાં આવે છે. શ્રીયુત દેવદત્ત ભાંડારકર ધ્યાન ખેંચે છે કે એક ટીકાકાર मटाचीનો અર્થ रक्तवर्णाः क्षुद्रपक्षिविशेषाः 'લાલ પાંખવાળાં ક્ષુદ્ર પક્ષીઓ' એટલે 'તીડિયાં' એવો અર્થ કરે છે, અને मटाचीને કાનડી 'મિડિચે' એટલે તીડિયાંની સાથે સરખાવી, તે વૈદિક સંસ્કૃત ઉપર દ્રાવિડ ભાષાની અસર બતાવે છે. આ બધા બહુ જ રસિક પ્રશ્નો છે. અને એ બધામાંથી એટલું તો ફલિત થાય છે કે આ પ્રાચીન પુસ્તકોનો સ્વતંત્ર રીતે અભ્યાસ કરવો જોઇએ. પણ તેનો અર્થ એવો નથી કે ગમે તે સાહસિક આ કામ માથે લઇ શકે. પરંપરાગત બધા અર્થો જાણતો હોય તેવા કોઇ વિદ્વાને આનો સ્વતંત્ર રીતે અર્થ કરવા પ્રયત્ન કરવો જોઈએ. ઉપનિષદોની એકવાક્યતા કરવી એ અત્યારની ફિલસુફીનો માત્ર એક ઉદ્દેશ ન હોઇ શકે.

બીજું પુસ્તક શ્રી જેઠાલાલ ગો. શાહ કૃત બ્રહ્મસૂત્ર ઉપરના અણુભાષ્યનો ગુજરાતી અનુવાદ. આ બે ભાગમા પ્રસિદ્ધ થયો છે અને બન્ને ભાગમા વિસ્તૃત પ્રસ્તાવના આપી છે. પહેલા ભાગમાં અણુભાષ્ય ઉપરાંત શ્રી વલ્લભાચાર્યનું બીજું કોઇ બૃહદ્‌ભાષ્ય નથી એ સ્ફુટ કર્યું છે. તે સિવાય શુદ્ધાદ્વૈત, કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને અન્ય સંપ્રદાયોમાં મુખ્ય મુખ્ય સિદ્ધાન્તોમાં શો ફરક છે તે દર્શાવ્યું છે. શ્રીમદ્ વલ્લભાચાર્યનું જીવન ચરિત્ર તથા તેના ટીકાકારોની નોંધ આપી છે. બીજો ભાગ જે ૧૯૨૯મા બહાર પડ્યો છે તેમાં શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તનું વિસ્તૃત પ્રતિપાદન કર્યું છે અને તેને અંગે અન્ય વૈદિક અવૈદિક દર્શનોના મતોનું ખંડન કરેલું છે. અનુવાદમાં મૂળ બાદરાયણ સૂત્ર, તે ઉપરનું આચાર્યનું ભાષ્ય અને નીચે ભાષ્ય ઉપર વિસ્તૃત ટિપ્પણ આપેલું છે.

સંસ્કૃત દર્શનશાસ્ત્રોમાં આ દર્શનશાસ્ત્ર નવીન શિક્ષિતોને હાથે ઉપેક્ષા પામ્યું છે. આમ થવાનું કારણ સંપ્રદાયના કેટલાક રીતરિવાજોને લીધે નવીન શિક્ષિતો અને સુધારકોએ આનો વિરોધ કર્યો એ છે. મહારાજ લાઇબલ કેસ પછી ઘણે વરસે હજી હવે આ મતના વિદ્વાનો પોતાનો દાવો જાહેર રીતે કરી શકે છે. આ રીતરિવાજોમા અત્યારે સુધારા કરવા જેવું કશું નથી એમ તો ન કહી શકાય, પણ ગમે તેવા પ્રકારના સુધારાને માટે અથવા ખોટા આક્ષેપો દૂર કરવા માટે પણ તે દર્શનશાસ્ત્રને તેના ખરા સ્વરૂપમા બહાર મૂકવું, પંડિતો અને વિદ્વાનોની પોથીમાંથી કાઢીને પ્રકાશમાં ખુલ્લું મૂકવું એ ખરો ઉપાય છે. વળી અમે એમ પણ

માનીએ છીએ કે આપણે ત્યાં ફિલસુફીની સ્વતંત્ર ચર્ચા થઇ શકે તેને માટે એ આવશ્યક છે કે બધાં દર્શનશાસ્ત્રો પ્રથમ શુદ્ધ ગુજરાતીમાં ઉતરી જવાં જોઇએ. શ્રીયુત જેઠાલાલ શાહે આમ અનેક દૃષ્ટિએ માત્ર પોતાના સંપ્રદાયની જ નહિ, પણ ગુજરાતી ભાષા અને ફિલસુફીની પણ સેવા કરી છે. શ્રીયુત ઘોડાકૃત શ્રી ભક્તિરસાયનના અનુવાદની પણ અહીં નોંધ લઇશું.

ત્રીજો આવો જ ગ્રન્થ **તત્ત્વાર્થ સૂત્ર** છે. પંડિત સુખલાલજીએ આ સૂત્રોનો ગુજરાતી અર્થ આપ્યો છે અને પ્રશ્નોત્તરરૂપે આધુનિક રીતે તેને સમજાવ્યાં છે. આ પુસ્તકનું આપણાં દર્શનશાસ્ત્રમાં ઘણું અગત્યનું સ્થાન છે. તત્ત્વાર્થ એ શ્વેતામ્બર દિગંબર ઉભયને માન્ય ગ્રંથ છે. વળી જૈનશાસ્ત્રના સિદ્ધાન્તોને સંસ્કૃતમાં દર્શનરૂપ આપનારો એ પ્રથમ ગ્રંથ છે. ગ્રંથ બે ભાગમાં છપાયો છે. ૧૯૩૦ માં છપાએલા બીજા ભાગમાં દર્શનકાર વાચક શ્રી ઉમાસ્વાતિ વિશે લાંબો વિવેચનાત્મક લેખ છે જે પુરાતત્ત્વના એક સ્વતંત્ર સંશોધનની કોટિનો છે. પહેલો ભાગ જે ૧૯૨૯ માં પ્રસિદ્ધ થયો છે તેમાં પણ નયવાદનો અગત્યનો ભાગ આવી જાય છે. હિંદની ફિલસુફીમાં નયવાદ એ જૈન શાસ્ત્રોનો વિશિષ્ટ ફાળો છે. પંડિતજીએ આ ભાગ, જરા પણ સૂક્ષ્મ વિચારી શકે તેવા અધિકારીને સુગમ પડે તેવી રીતે, નિરૂપ્યો છે. અત્યારસુધી જૈનોના ધર્મશાસ્ત્રનાં અનેક પુસ્તકો ગુજરાતીમાં બહાર પડતાં પણ સમસ્ત જૈન દર્શન ઉપર આ પહેલું જ પુસ્તક છે જૈન દર્શનગ્રન્થોનું વિવેચનાત્મક સાહિત્ય ઘણે ભાગે જર્મન વિદ્વાનો જ લખતા પણ આ ગ્રન્થ એક જૈન પંડિતનો છે. તેમાં શાન અને ફિલસુફીની તટસ્થતા છે તે સાથે દર્શન તરફનો આદર પણ છે. જૈનોએ પોતાની તત્ત્વચર્ચા માટે પશ્ચિમ ઉપર આધાર રાખવાને બદલે હિંદના વિચકો જ આવી ચર્ચા કરે તેને ઉત્તેજન આપવું જોઇએ

આની સાથે એ જ લેખકનુ "આધ્યાત્મિક વિકાસક્રમઃ ગુણસ્થાન"નું પુસ્તક લઇએ. તેમાં જુદા જુદા દર્શનો પ્રમાણે માનવના આધ્યાત્મિક વિકાસની કઇ કઇ ભૂમિકાઓ નક્કી કરેલી છે તેની ટૂંકમા ચર્ચા છે. વિષય ઘણો જ વિચારપ્રેરક છે. આપણી ફિલસુફીનુ એક શુભ અંગ એ છે કે દર્શનોમા મતભેદ હોવા છતાં માનવ જીવનનું અંતિમ ધ્યેય મોક્ષ છે, અને તે પામવાને માટે, વાસનાક્ષય અને સંયમ મુખ્ય સાધનો છે એ સંબંધી મુખ્ય મુખ્ય દર્શનોમા ફરક નથી. છતાં જુદા જુદાં દર્શનોએ જણાવેલી માનસિક ભૂમિકાની સરખામણી અને આધુનિક માનસશાસ્ત્ર પ્રમાણે તેની સમજણ અને પ્રાપ્તિ એ સંશોધનના વિશાળ પ્રદેશો લગભગ અણખેડ્યા પડેલા છે.

શ્રીયુત ડોલરરાય રંગીલદાસ માંકડ તથા ચન્દ્રશંકર અમૃતલાલ શુક્લનું રુદ્રાધ્યાય (મૂલ ભાષાન્તર ટીકા અને વ્યુત્પન્ન શબ્દો સહિત) ૧૯૨૯ માં બહાર પડેલુ છે. પ્રસ્તાવનામાં રુદ્ર શિવ અને લિંગપૂજાની એક ઐતિહાસિક સમીક્ષા લીધી છે. શ્રીયુત દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીનો શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ આ પહેલાનું આ વિષય ઉપરનું શાસ્ત્રીય પુસ્તક છે. અને રુદ્રાધ્યાયની ઐતિહાસિક સમીક્ષા, એ જ સરણીએ ચાલે છે તે યોગ્ય કરે છે.

છેવટે શ્રીયુત કિશોરલાલ મશરૂવાળાનું "જીવન શોધન" લઇએ થોડાં વરસ ઉપર તેમણે "કેળવણીના પાયા" નામનું એક સ્વતંત્ર પુસ્તક લખેલું હતું, તેવું જ સ્વતંત્ર પુસ્તક આ પણ છે, જો કે આનો વિષય ફિલસુફી કે સમસ્ત જીવનનું શાસ્ત્ર હોવાથી

આ પુસ્તકમાં અનેક જગાએ આપણાં શાસ્ત્રોના મતોની ચર્ચા અને તેના અર્થોની ચર્ચા આવે છે. પુસ્તકની શરૂઆતમાં ધર્મ અર્થ કામ મોક્ષ એ ચાર પુરુષાર્થોની તેમણે વ્યવસ્થા અને માનવ જીવનક્રમમાં તેની ઉત્પત્તિ વિશે જે મત દર્શાવ્યો છે તે વિચક્ષણ છે અને મનનીય છે. ચોથો પુરુષાર્થ એ જ્ઞાન છે એ મત બહુ જ વિચારવા જેવો છે.

આ પુસ્તકની સમીક્ષા અહીં શક્ય નથી. માત્ર આખા પુસ્તક સંબંધી એક બે વાત કહી આ ભાગ બંધ કરીશું. પ્રથમ તો એ કે લેખકે જે કાંઇ લખ્યું છે તે બહુ જ મનનપૂર્વક અને સત્યપર રહી લખ્યું છે. જૂના ગ્રન્થો તેમણે શ્રદ્ધાપૂર્વક વાંચ્યા વિચાર્યા છે, અને તેનાં મંતવ્યો, જ્યાં તેઓ પોતાના અનુભવથી નથી માની કે સમજી શકતા ત્યાં તેમણે સ્પષ્ટ એ પ્રમાણે કહ્યું છે. કેવલ આદરથી કશું સ્વીકાર્યું નથી પ્રાચીન શાસ્ત્રોનો અર્થ કરતી વખતે આધુનિક ચર્ચાપદ્ધતિનું અવલંબન કર્યું છે. પુસ્તકને બને તેટલું સરલ લખવાનો પ્રયત્ન કર્યો છે અને છતાં બહુ ધ્યાનપૂર્વક વાંચ્યા સિવાય પુસ્તક સમજાય એવું નથી. આ પુસ્તકથી શ્રીયુત કિશોરલાલભાઇ ગુજરાતી ભાષામાં એક સ્વતંત્ર વિચારકનું સ્થાન સહેજે પ્રાપ્ત કરે છે.

પણ આ પુસ્તકમાં તેમણે પ્રાચીન શાસ્ત્ર લઇ, તેનો અમુક રીતે અર્થ કરી પછી ચર્ચા કરી છે. એ પદ્ધતિથી પુસ્તકમાં ઘણી જ સંકુલતા આવી છે. તેમણે જૂનાં શાસ્ત્રોનો આધાર શોધ્યા કરતાં, કે તેનાથી ભિન્ન મત દર્શાવ્યા કરતાં સ્વતંત્ર રીતે પોતાનું મંતવ્ય કહ્યું હોત, અને એ મંતવ્યને જ સ્ફુટ કરવા વધારે પ્રયત્ન કર્યો હોત તો તેમનું વક્તવ્ય વધારે સમજી શકાત. ખરી રીતે શાસ્ત્રનો અર્થ કરવો, અને એ જ શાસ્ત્રના વિષય ઉપર પોતાનું મંતવ્ય કહેવું એ બે જુદી જ વસ્તુઓ છે, જો કે તેમના પોતાના આત્મવિકાસમાં આ બન્ને પગે તેમણે ગતિ કરી હશે એટલે હજી હું તેમને તેમ કરવા વિનંતિ કરું છું. મેં આગળ કહ્યું તેમ, શાસ્ત્રનો અમુક અર્થ કર્યો પછી એક પ્રશ્ન હજી રહી જાય છે અને તે એ કે શાસ્ત્રમાં જે મનઃસ્થિતિ કે વિકાસની ભૂમિકાનું વર્ણન કર્યું હોય, તે માનસ શાસ્ત્રની દૃષ્ટિએ શું છે તેનો નિર્ણય કરવો તે. ઉદાહરણ તરીકે विरामप्रत्ययाभ्यासपूर्वः संस्कारशेषोऽन्यः આ સૂત્રનો ભાષ્યકાર એક અર્થ આપે છે, શ્રીયુત મશરૂવાળા તેનો બીજો અર્થ કરવા પ્રયત્ન કરે છે. આ અર્થ કરવાનો પ્રશ્ન જુદો જ છે અને અમુક અર્થનો આગ્રહ કરનારે એક જ સૂત્રનો નહિ પણ આખા દર્શનનો રુળંગ સુસંબદ્ધ અર્થ કરવો જોઇએ એટલે એ પ્રયત્ન એક સ્વતંત્ર પ્રયત્ન જ થઇ શકે. હવે બીજી વાત એ કે આનો અર્થ ગમે તે થતો હોય, પણ જો આપણા મન્તવ્યમાં અમુક બાબત હોય, તો શાસ્ત્રનો અર્થ એ પ્રમાણે હોય કે નહિ, પણ આપણે આપણું મન્તવ્ય તર્કથી યુક્તિથી બુદ્ધિથી પ્રતિપાદન કરવું આ બીજો માર્ગ છે, અને પહેલાથી સ્વતંત્ર અને ભિન્ન છે. અને ત્રીજો માર્ગ એ છે કે મૂળ સૂત્રનો ધારો કે અમુક અર્થ નક્કી છે, પણ માનસશાસ્ત્રની દૃષ્ટિએ બે પ્રત્યયની વચ્ચે વિરામ હોય છે ખરો ? એ વિરામ હોય તો માણસ પોતાના પ્રયત્નથી તેને લંબાવી શકે ? એ પ્રશ્નોની ચર્ચા વળી સ્વતંત્ર પણ ત્રીજી જ રીતે કરવાની છે. આ પુસ્તકમાં આ ત્રણેય પદ્ધતિઓનો સંકર થવાથી સમજવામાં મુશ્કેલી પડે છે. અલબત ઉપર કહ્યા તે ત્રણ માર્ગમાંથી હરકોઇ એક માર્ગ લગભગ આખા જીવનનો અભ્યાસ માગે છે, તો અમે આ

લેખકને મધ્યમ માર્ગે એટલે શાસ્ત્રના અર્થ નિર્ણયને રહેવા દઇ કેવળ પોતાનું વક્તવ્ય જ સ્ફુટ રીતે કહેવા સૂચના કરીએ છીએ, કારણ કે તેમના પુસ્તકનો મૂળ ઉદ્દેશ શાસ્ત્રનો અર્થનિર્ણય નથી, પણ પોતાના અનુભવમાં જે આવ્યું છે તે કહેવાનો છે. આ મુશ્કેલી છતાં પુસ્તક જિજ્ઞાસુને વાંચવા યોગ્ય છે.

હવે હું મારી સમાલોચના બંધ કરું છું. આ એક વરસનો પ્રયત્ન બંધ કરતાં સ્વાભાવિક પ્રશ્ન થાય છે કે આવતા વરસ વિશે શું? એક જ વરસની સમીક્ષા ઉપરથી આવતા વરસ વિશે કશું કહેવું એ કેવળ સાહસ છે. વળી સાહિત્યમાં કે માનવ જાતિની કોઈ પણ બીજી સંકુલ વિશાલ સૂક્ષ્મ પ્રવૃત્તિ વિશે કરેલાં અનુમાનો ૯૯ ટકા ખોટાં જ પડે છે. છતાં મનુષ્યસ્વભાવ છે કે ભવિષ્ય તરફ જોયા વિના રહેવાતું નથી. તેમાં પણ અત્યારે આપણે સમસ્ત પ્રજાને ક્ષોભમાં નાખતી એક અપૂર્વ હીલચાલના પ્રારંભ ઉપર ઊભા છીએ. એટલે એટલું તો જરૂર કહી શકીએ કે સાહિત્ય જે શાન્તિ માગે છે, તે આવી હીલચાલમાં મળવી દુર્લભ છે. મારે એટલું જ કહેવાનું છે કે અર્થશાસ્ત્રમાં જેમ વ્યય બે પ્રકારના છે, ઉત્પાદક અને અનુત્પાદક, તેમ સાહિત્યમાં ક્ષોભો કે અશાન્તિ તેમજ શાન્તિ પણ બે પ્રકારની છે, ઉત્પાદક અને અનુત્પાદક. કોઈ ગામમાં કે કુટુંબમાં કાળો કુસંપ કલેશ જાગે, વ્યક્તિ વ્યક્તિનું ચૈતન્ય હણે, જીવનની એક પણ આશા ન રહે, એ એક પ્રકારનો ક્ષોભ છે, તે સાહિત્યની દૃષ્ટિએ અનુત્પાદક છે. પણ આખી પ્રજા ચૈતન્યના મહામોજાએ ચડે, અપૂર્વ આંદોલનો અનુભવે, મોટી ગડમથલો કરે, ધરતીને ધમધમાવે, એ અશાન્તિ ખરી, પણ તે ઉત્પાદક અશાન્તિ છે, અર્થાત્ તેના પછી આ નવીન અનુભવમાંથી જ, નવીન ચૈતન્યસ્ફુર્તિમાંથી જ, સાહિત્ય ઉત્પન્ન થાય છે. તેમજ શાન્તિ પણ બન્ને પ્રકારની હોઈ શકે. માણસ ક્ષીણ ક્ષીણ થઇ માંદો પડી પડીને મરી જાય, તે કેવળ અનુત્પાદક છે. એવી અનુત્પાદક શાન્તિ હિંદે ઘણાં વરસો ભોગવી અને તેમાં તેણે કલાની જગતને દેખાડીએ એવી કેટલી ઓછી કૃતિ આપી છે! એટલે શાન્તિ અશાન્તિને બાહ્ય નજરે ન જોતાં જો તેના રહસ્ય તરફ જોઈશું તો જણાશે કે, જોકે આવતું વરસ કદાચ સાહિત્યનું ઉત્પન્ન ઝાઝું ન બતાવી શકે, તોપણ તે વરસમાં માણસની અનુભવસમૃદ્ધિ એટલી વધવાની, કે જે, ભવિષ્યમાં ઉન્નત કલા કૃતિની જનેતા બનશે અને છતાં ફરીથી કહું છું કે આ માત્ર અનુમાન છે. અપૂર્વ ક્ષોભમાં પણ ઉત્તમ સાહિત્ય લખાયું છે અને આવતું વરસ આપણને બન્ને રીતે ફળે.

અંતમાં ફરી ગુજરાત સાહિત્ય સભાનો આ કામ સોંપવા માટે આભાર માનું છું. અને જે જે લેખક ભાઇઓની કૃતિ જોવામાંથી કે ચર્ચવામાંથી રહી ગઈ છે, તેને માટે તેમની ક્ષમા ચાહું છું,

૩૧-૩-૩૦

રામનારાયણ વિ. પાઠક

[ અનુસંધાન પૃ. ૪૧૨ ]

વિષય— રા. રા. ન્હાનાલાલનું અપદ્યાગદ્ય "ડોલન" ઘણાને તેમ મ્હને પણ અપ્રિય બહુ અગ્રાહ્ય છે, એ જાણીતું છે. એ સાચા કવિ છે, પણ મહાકવિ તો આ જમાને —કે આ નર્મદથી આરંભાયલા યુગે હજી ગુજરાતમા કોઇ જ પાકયો નથી, એવી દૃઢ માન્યતા-વાળાઓમાં હું પણ છું. ઉપરાંત એકથી વધારે પ્રકારની કવિતામાં એમણે કવિતાના શિખર સાધ્યા છે એમ પણ માનું છું, અને સ્વીકારતો આવ્યો છું. આ અતિમર્યાદિત સંગ્રહમાં કોઇકની જ બે કૃતિ માટે જગા, એટલે રા. ન્હાનાલાલની ભાતભાતની ઉત્તમ કે ઉંચી કૃતિ-ઓમાંથી એક જ અહીં આવી શકે*. તો હું એમની ગંભીર પ્રાયશ્ચિત્ત પંક્તિઓને જ અહીં ઉતારું છું. વિ. સં. ૧૯૦૧ થી ૧૯૮૬ લગીમા રચાયલી કોઇ પણ ગુજરાતી કડીઓ અમર (અર્થાત્ ચિરંજીવી) નીવડે તો આ કડીઓ અમર નીવડશે, એવું મ્હારું અધીન મત છે. અને વાંચનારને સૂચવું છું કે એક વ્યક્તિનું પોતાના પિતાના આત્મા આગળ પ્રાયશ્ચિત્ત, એટલો જ એ પંક્તિઓનો અર્થ નથી. સુધારા ઉન્નતિ અને દેશોદ્ધારને નામે સંસ્કૃતિના પરંપરાપ્રાપ્ત સાતત્યની સાંકળ તોડી નાખીને અનાર્યતામાં ઝંપલાવતા પશ્ચિમમોહિત જમાનાનું પોતાના જનક પૂર્વજ અને વડીલ આર્ય જમાનાઓની આગળ, વિનમ્ર ભાવે, આખમાં માય નહીં એમ છલકાતાં સાથે, અને ગાલ ઉપર પોતીકે હાથે તમાચા ઉપર તમાચા મારનાર નવીનનું પુરાણના પાદપંકજે એ નિખાલસ પ્રાયશ્ચિત્ત છે,—એવો અર્થ પણ એ પંક્તિઓમા સ્થલે સ્થલે સ્ફુરી આવે છે, તો આપણે એ વિશાલતર ગભીરતર સત્યતર અર્થને વળગી તેને જ મુખ્યાર્થ ગણવો દલપતરામ અને ન્હાનાલાલને ગમે તેટલા મ્હોટા માણુસ ગણિયે તોપણ મ્હોટા માણુસ એટલે મ્હોટા કણુ માત્ર; જે કોઇ પોતાને અગર પોતાના વિષે આથી વિશેષ દાવો કરે છે તે દરેક ઝખ મારે છે બેશક. એટલે એવા માત્ર વૈયક્તિક અર્થ કરતાં એક જમાનાનું પૂર્વજ જમાનાઓ આગળ પ્રાયશ્ચિત્ત એવો અર્થ વિશાલતર અને ગભીરતર જ ગણાય. અને આપણા પ્રાંતમા નર્મદનો દાખલો જાણીતો છે તેવા બંગાળ પંજાબ આદિ પ્રાંતોમા પણ થયા છે, એટલે આ વધુ વ્યાપક અર્થ વધારે સાચો પણ છે, અને વાચનાર માત્રને વધુ અસરકારક તો છે જ. વિશેષ સ્ફુટતા માટે વળી ઉમેરૂં છું કે પશ્ચાત્તાપોક્તિ પણ એક જ વ્યક્તિની ગણવા કરતા અધીર ઉદ્ધત "વિલાયતી"ઓના વર્ગની ગણવીઃ એક આખા જમાનાની પણ ગણાયઃ "સુધારો" કરીને સંધ કાર્યો તરફ વળ્યો, ત્યાંલગીના જમાનાનીઃ એ કડીઓનો પણ વધારે સત્ય, વધારે વ્યાપક, વધારે અસરકારક અર્થ એ જ છે.

'પિતૃતર્પણ' કાવ્યના ૧૦૧ અનુષ્ટુપોમાથી અહીં ૩૮ જ લીધા છે, તેમાંથી પ્હેલા ૨૦ દલપતરામને કે કોઇ પણ એક વ્યક્તિને કેટલા લાગુ પડે, એ મતભેદનો વિષય બને, તે કરતાં આપણા પૂર્વજ વડીલોની આર્યતાને તે કેટલા લાગુ પડે, એ વિષે બહુ જ ઓછો મતભેદ થવાનો, એમ માનું છું. વીશ અનુષ્ટુપ પૂર્વજ પ્રશસ્તિ, નવ પ્રાયશ્ચિત્ત, અને નવ **પિતૃદેવોભવ** એ મહામંત્રનું શ્રવણ એમ કવિતાના ત્રણ વિભાગ ચોકખા પડી જાય છે. આ નમૂનો અહીં છાપતાં કર્તાની જોડણી અને વિરામચિહ્નોની વિચિત્રતા ત્યજી દીધી છે.

* બીજા કવિઓ વિષે પણ સંગ્રહકર્તાની આ સ્થલાભાવરૂપ અશક્તિ વાંચનારે ધ્યાનમાં રાખવા કૃપા કરવી. જે કવિ-ઉપકવિ બંધુઓની આમા એક વાનગી પણ આપી ન શકું તેમની ક્ષમા પણ અહીં જ માગી લઉં છું.

કર્તાની કલમ મ્હોટે ભાગે રેમાન્ટિક શૈલીવિહારી છે તે આ દાખલામા પણ દેખાઇ આવે છે.

અર્થ: ૧ વસંતઃ દલપતરામની પુણ્યતિથિ, ઇ. સ. ૧૮૯૮ ના માર્ચની ૨૫મી, વિ. સં. ૧૯૫૪ ના ૪ તો હું એ સ્મરણોનો પ્રેરિત રસહોરી ગાવાને ઠેકાણે પિતાની છબી જ દષ્ટિ સન્મુખ ખડી કરું.

૬ પુણ્યશ્લોક' વિખ્યાત, ખાસ કરીને વિશુદ્ધ સાત્વિક ચારિત્રને માટે વિખ્યાતઃ નલ, યુધિષ્ઠિર, હરિશ્ચંદ્ર જેવાને જ લાગુ પડે.

૮–૧૦ હિમાલય જેવા હૈયાના ગર્ભમાં આસ્થા આદિ જ્યોતિશિખાઓની દીપમાલા દીપી રહેલી.

૧૩ પંક્તિનો પૂર્વાર્ધ ખડબચડ છે, પંક્તિ ૧૯, ૩૨, ૫૦, ૬૨ અને ૬૬ના પૂર્વાર્ધ પણ પ્રવાહી નથી. પણ ઉતેતરે પંક્તિ એક જ ઢાળમાં વહે એવું કૃત્રિમ માધુર્ય પણ કોઈને જ રુચે.

૧૫–૧૬ આત્માનો અન્તશ્ચક્ષુ આગળ ખુલતો મહાસાગર બાહ્ય મહાસાગરથી જરા ય ન્હાનો નથી, એમાનાં મોતી બાહ્ય સૃષ્ટિસાગરના મોતી કરતા જરાય ઉતરતાં મૂલ્યનાં નથી.

૧૪ અને ૧૮ સસારથી દષ્ટિ સંકેલી લીધી, બ્રહ્માંડથી ચક્ષુ વાળી લીધાં, એ શબ્દોમાં દલપતરામ નામે અમુક વ્યક્તિની કાયા અમુક વયે પ્રજ્ઞાચક્ષુ બનેલી, એવો પણ અર્થ હોય, પરંતુ અહીં આપણને તે સાથે નિસબત નથી. દલપતરામને જ અગર કોઈપણ એક વ્યક્તિને જ લાગુ પડે એવો આ પ્રથમની ચાળીશ પંક્તિઓના કોઈપણ ભાગનો અર્થ આપણને ઇષ્ટ નથી. આપણે તો એ પંક્તિઓનો આપણા આર્ય વડીલોને લાગુ પડે તેટલો જ અર્થ લેવો છે.

૨૪ પરમાનંદ પરબ્રહ્મને જ સુલભ એવી શાંતિ. ૨૯ ત્હમારી સારપનો લાભ મેળવનારાઓએ ત્હમને આશીષોનો બદલો આપ્યો. ૩૧–૩૪ આ કૃતિમા બેચાર ઠેકાણે ઉપનિષદોના અમર વાક્યોની છાયા કુદરતી રીતે આવી જાય છે. ૩૧ દેહી કેરો મહારથી નરનારાયણની અખંડ જોડ.

૩૩ પ્રભુની દિશામાં, રેખા માત્ર પણ આડુંઅવળું ફંટાયા વગર. ૩૪ વિષયોઃ (૧) સામાન્ય અર્થ; (૨) પ્રદેશો.

૩૫ યોગી, કર્મયોગી, નિષ્કામ કર્મયોગી. ૩૮ સૌ ડાળીઓ. અનુભવ, જ્ઞાન, તપ, ભક્તિ ચારે.

૩૯ મૂલમા અહીં છેલ્લો શબ્દ પે છે. પે=પણ, એવડેપલી. 'પણ' ઉમેરતાં અર્થલાભ કશોય થાય છે ખરો ?

મૂલમા અહીં લગીના ૫૫ અનુષ્ટુપમાંથી ૨૦ જ લીધા છે, દલપતરામને જ લાગુ પડે એવા તો ખાસ છોડી દીધા છે. અહીંથી અંત સુધીના ૧૮, મૂલમા પણ ૧૮ જ છે.

૨

૪૧ પિતૃભાવ પિતા માટે આદરભાવ હોય તેના જેવા આચરણ, કુલીન બાળકના આચરણ, છાડી સ્વચ્છંદે અરે વિરુદ્ધ ભાવે વર્ત્યો. ૪૨ ખડનું, ચ્યુત થવું. કાઠિયાવાડી બોલીના સામે દાડકું કે અંગ 'ખડી ગયુ' કહેવાય છે.

૪૩ અવમાનના કરી, સત્કારવા જોઈતા હતા, મેં તો તુચ્છકાર્યા; આદરભાવથી વર્તવું જોઇતું હતુ, મેં ઉલટી જ વર્તણુક ચલાવી, ગદ્યપદ્યાદીમા 'સરસ્વતીચંદ્ર' માના 'ઉદ્ધત-લાલ' ની જેમ વર્ત્યો. ૪૪ ગારોઃ કાદવ શબ્દ એટલે તો આકરો છે કે મૂલમાં આ

પંક્તિનો પ્હેલો શબ્દ ને છે, ત્યા મેં રે લખવાની છૂટ લીધી છે. આગળ "ઝેર કીધાં" "પંક," "અળવીતરાં (અવળચંડાં વર્તન)" વગેરે પણ એટલા જ સખ્ત છે. પશ્ચાત્તાપની તીવ્રતાની છાપ વાચનારના મન ઉપર પૂરેપૂરી ઉપસાવે છે. ૪૮ મ્હારા આત્માનું છીછરાપણું હણ્યું; મૃત્યુનો આ ઘા એવો વાગ્યો કે હું ઉંડો ગયો, મ્હારી દૃષ્ટિ આખી યે ફરી ગઇ; આર્યતા મ્હારામા જન્મવા પામી, અને આ નવા તેજે હું જોઇ શક્યો જે એ તો ત્હમે મ્હને જન્મની સાથે જ આપેલો શ્રેષ્ટ વારસો હતી. મ્હારા અતીવ નિરકુશ ઉધ્ધમાતોમા પણ હું ઉખડી ન ગયો, તેનું ખરુ કારણ, મેં આજ લગી સ્વપ્ને પણ ધારેલું નહીં એવું, અર્થાત્ આ આર્યતાનો વારસો હતું, એ પણ હું હવે જ જોઇ શકું છુ હજી પણ જ્યા જ્યાં માટી–કાદવ–પંક હોય ત્યા ત્યા પંકજ (કમલ)–કે પંકજ ઊગી નીકળવાનો સંભવ–માનશો.

૫૨ સંચવું, સાંચવું: મહામૂલ્ય વસ્તુને સંભાળથી ઉંડી ગુપ્ત મુકવી, "સંચ" માં, સુરક્ષિત રહે એમ.

૩

૫૯ હોઃ થાય. કે ભૂતકાલ=અદીઠ સિંધુ, તેનો મહાધ્વનિ, આકાશવાણી શો, ઘેરા તુમુલ તોફાનના મહાઘોર શો ઘેરતો, સમસ્ત જીવનના સાર રૂપ, પ્રભુના શબ્દ જેવો, ચંદ્રની જ્યોત્સ્નાધારા શો, સુધામય; કારમો પણ દિગ્વિજયી અને નિર્ણાયક. વિશ્વકોલાહલને પ્રભુનો શબ્દ શમાવે, ઘોર અંધકારને ચંદ્ર ઉજાળે, તેમ મ્હારી બાલ્યકાલથી આજ લગીની સ્મૃતિઓ, મુંઝવણો, તોફાની ઊર્મિઓ, ગેબી બંડવૃત્તિઓ, સર્વને શમાવતો, ઉજાળતો, જીતતો; ચારિત્રને નવે નામે ખીલવનાર બીજ જેવો બીજમંત્ર, અવિરામ, અજેય, શાતિસિદ્ધિ મંત્ર. ૯૪ પુરાણા એ યુગોને યે–એમ વાચતા બે ય સાથે સાથે બોલવા સાંભળવા નહીં પડે.

૭૬ पितृदेवो भव, प्रिय હે વ્હાલા, તું પુત્ર, તું તર એ જ અમારી પણ અમરતા; તું ડુબ, એ તો અમારો પણ વિનાશ. અને માટે, હે તાત, સમઝ, પુરાણી અને સનાતન આર્ય સંસ્કૃતિના તારને તોડનારી ક્રાંતિ,* એ માર્ગ ત્હારે માટે સમુત્ક્રાંતિનો નથી, ઘોર અપાય અને સત્યાનાશનો છે; આર્યસંસ્કૃતિના તારનું સાતત્ય સચવાય એવા માર્ગે જ આર્યબાલકો સમુત્ક્રમશે, ન અન્યથા, ન અન્યથા.

આ વિવરણથી સંતોષ ના થાય એવા વાચનારને માટે ઉમેરવુ પ્રાપ્ત થાય છે કે કવિતા અને કલાની રીતિ વિચારબીજનું સૂચન માત્ર કરે છે. આ સૂચનને તે મથનોત્તર શાંતિ નિરૂપવાની યોજનાની પદ્ધતિએ બનતું મનોવેધક બનાવી શકે, પરંતુ સૂચન તે સૂચન જ. કવિતાકલા પ્રતિપાદન પણ કરવા મંડી પડે ત્યા જ તેમાથી કલા–પરી ઊડી જાય. વિચારના સંપૂર્ણ પ્રતિપાદનને માટે જિજ્ઞાસુએ ઇતિહાસ, શાસ્ત્ર, અને ફિલસૂફીનું ક્ષેત્ર ખેડવાનું રહે છે જ.

* ક્રાંતિ, વ્યુત્ક્રાંતિ: રેવોલ્યૂશન (revolution); સમુત્ક્રાંતિ ઇવોલ્યૂશન (evolution), સમુત્ક્રમવું to evolve, સમુત્ક્રમે છે, સમુત્ક્રમશું, સમુત્ક્રમનારો, વગેરે. વિપ્લવ ડેલ્યૂજ (deluge), જલ ફરી વળે એવો પ્રલય. - નાશ, વિનાશ, પ્રલય ડિસ્ટ્રક્શન (destruction), ડિસોલ્યૂશન (dissolution). જવાબદાર લેખકો અને વક્તાઓએ આ બારે શબ્દો તેમના અર્થે સ્પષ્ટ અને જુદા જુદા છે, તે ધ્યાનમાં રાખીને જ વાપરવા ઘટે. બેજવાબદાર લેખકો અને વક્તાઓના ઉત્પાત (ઉછાળા)થી ભાષા ખેડાતી પોષાતી નથી, કે શક્તિવાળી નથી થતી, ઉલટી દૂબે છે.

# હિંદના દાક્તરો પર નવો પ્રહાર

વિલાયતમા, પાર્લામેંટના કાયદાથી સ્થપાયલી અને ત્યાંના દાક્તરોનું પ્રતિનિધિત્વ ધરાવતી, જનરલ મેડિકલ કાઉન્સિલ નામની એક સંસ્થા છે. તે યોગ્ય પ્રમાણપત્ર અથવા ડીગ્રી ધરાવતા દાક્તરોનું એક દફતર રાખે છે, ઉપરાંત દાક્તરોને અપાતી કેળવણી પર તથા તેમના ધંધો તરફ સંપૂર્ણ લક્ષ આપે છે. જો કોઇ દાક્તર ધંધાને ન છાજતી વર્તણુક ચલાવતો માલમ પડે તો તેનું નામ તે દફતરમાથી કમી કરીને તેને ધંધો કરતા અટકાવે છે. એના દફતરમા જેનું નામ ન હોય એવો કોઇ દાક્તર ત્યા ધધો કરી શકતો નથી.

વિલાયત સિવાય બીજા દેશના દાક્તરોનાં નામ પણ એ દફતરમાં દાખલ કરવામાં આવે છે. સરત માત્ર એટલી જ કે એ દેશના દફતરમા વિલાયતના દાક્તરોનાં નામો પણ દાખલ થવા જોઇએ અને એ દાક્તરોને યોગ્ય વૈદકીય શિક્ષણ મળ્યું છે એટલી જનરલ મેડિકલ કાઉન્સિલને ખાતરી થવી જોઇએ. હિંદુસ્તાનની જુદી જુદી યુનિવર્સિટીઓમાં પાસ થયેલા દાક્તરોના નામો પણ અત્યાર સુધી અમુક ફી લઇને એ દફતરમાં દાખલ કરવામાં આવતા હતા. પરંતુ ગઈ તા. ૨૪મી ફેબ્રુઆરીએ કાઉન્સિલે ઠરાવ કર્યો છે કે હવે પછી હિંદની યુનિવર્સિટીઓનું પ્રમાણપત્ર ધરાવનાર દાક્તરોને તે પોતાના દફતરમાં નોંધશે નહિ.

આ ઠરાવ થયા પહેલા ચાલેલી લડાઇનો ઇતિહાસ જાણવા જેવો હોઇને અમો આહીં તેનો સાર આપીએ છીએ. એ પરથી સ્પષ્ટ થશે કે અંગ્રેજોને દરેક ક્ષેત્રમા, સાર્વભૌમવાદ (Imperialism) કેટલો વહાલો છે ?

(ક) ઇ. સ. ૧૯૨૨ થી મેડિકલ કાઉન્સિલે ડખલગીરીની શરૂઆત કરી. તેણે એમ બતાવવા માડયું કે હિંદમા વૈદકનું શિક્ષણ–ખાસ કરીને સુતિકાશાસ્ત્રમાં–બરાબર અપાતું નથી. તેમજ તેની જુદી જુદી યુનિવર્સિટીઓ એ શિક્ષણ આપવાને પૂરતાં સાધનો ધરાવતી નથી. માટે જે યુનિવર્સિટીઓ વૈદકીય શિક્ષણ આપવામા કચાશ રાખશે તેમણે આપેલી ડીગ્રીઓ મેડિકલ કાઉન્સિલ સ્વીકારશે નહિ અને પોતાના દફતરમાં તે દાક્તરોનાં નામ દાખલ કરશે નહિ

(ખ) આના પરિણામે યુનિવર્સિટીઓએ પોતાના વૈદકીય શિક્ષણક્રમમા સુધારાવધારા કર્યાં. એ વિષે જુદા જુદા સરકારી દાક્તરોએ મેડિકલ કાઉન્સિલને રિપોર્ટો પણ મોકલ્યા પરંતુ તેથી કાઉન્સિલને સંતોષ થયો નહિ.

(ગ) ગયા વરસમાં, આ અઘડાનો નિકાલ કરવા બે માર્ગો સૂચવવામા આવ્યા. એક એ કે બ્રિટિશ મેડિકલ કાઉન્સિલ જેવી જ એક ઑલ ઇન્ડિયા મેડિકલ કાઉન્સિલ સ્થાપવી, જે વૈદકીય શિક્ષણ તેમજ ધંધા પર દેખરેખ રાખે તેમજ બ્રિટિશ મેડિકલ કાઉન્સિલની સાથે દરેક પ્રશ્નની યોગ્ય ચર્ચા કરે; અને બીજો એ કે આ કાઉન્સિલ, હિંદમા, કાયદાસર ન સ્થપાય ત્યા સુધી, વૈદકીય પરીક્ષાઓની તથા વૈદકીય શિક્ષણની દેખરેખ રાખનાર એક કમિશનર સરકારે નીમવો.

(ધ) આ પછી જુદા જુદા ઇલાકાના પ્રધાનોની એક સભા દિલ્હીમાં મળી. પ્રધાનો ઑલ ઇન્ડિયા કાઉન્સિલ સ્થાપવામાં સંમત થયા નહિ કારણ આખા હિંદને લાગુ પડતો એક કાયદો ઘડતાં પહેલાં વધુ વિચારની જરૂર હતી. પરંતુ તેમણે કમિશનરની નિમણુકની દરખાસ્તને ટેકો આપ્યો.

(ચ) દેશના ડાક્તરો તેમજ જુદી જુદી યુનિવર્સિટીઓ આ કમિશનરની નિમણુકની સામે પડી. એક જ માણસ જુદે જુદે ઠેકાણે ચાલતી પરીક્ષાઓની દેખરેખ કેમ રાખે ? તે દરેક વિષયમાં–મેડિસિન, સરજરી, મિડવાઇફરી વગેરે–જુદી જુદી યુનિવર્સિટીઓને સલાહ પણ કેમ આપી શકે ? આ કમિશનરને બદલે તેમણે માગણી કરી કે એક ઑલ ઇન્ડિયા બોર્ડ નિમવું, તેમાં સરકારી તથા યુનિવર્સિટીઓના વિદ્વાન પ્રતિનિધિઓ રાખવા અને તેમને વૈદકીય શિક્ષણ પર દેખરેખ રાખવાનું કામ સોંપવું. જ્યારે હિંદમાં કાયદેસર મેડિકલ કાઉન્સિલ સ્થપાય ત્યારે આ બોર્ડ નાબૂદ કરવું.

(છ) આ ગડમથલ ચાલતી હતી ત્યા તો બ્રિટિશ મેડિકલ કાઉન્સિલનું અલ્ટીમેટમ આવ્યું ! અમારી પસંદગીનો ડાક્તર–કર્નલ નીધામ–કમિશનર તરીકે નીમો, એનો રિપોર્ટ જ અમોને સંતોષ આપશે ! તમારું ઑલ ઇન્ડિયા બોર્ડ નહિ જોઇએ× !

(જ) હિંદુસ્તાનની સરકારે, તેના સલાહકારો–આઈ. એમ. એસ. અમલદારો–ની ખબર પ્રમાણે, નાવડું હંકાર્યું. વડીધારાસભામા કમિશનરની નિમણુક માટે મંજૂરી માગવામાં આવી. પરંતુ તે ન મળી. એટલે કમિશનરની નિમણુક બંધ રહી.

(ઝ) વડી સરકારે આ હકીકત મેડિકલ કાઉન્સિલની પવિત્ર સેવામાં રજુ કરી, અને સવિનય જણાવ્યું કે તેઓ કમિશનરની નિમણુક કરી શકે એમ નહોતા પરંતુ ઑલ ઇન્ડિયા બોર્ડની નિમણુક કરવા તેઓ તૈયાર હતા. આ વરસની શરૂઆતમાં વાઇસરૉયે ત્યાં તાર કરીને આ બધી બાબતો ભાર દઇને જણાવી.

(ટ) મેડિકલ કાઉન્સિલનો રોષ ભભૂકી ઊઠયો. અમારી પસંદગીનો કમિશનર શું તમોએ ન નીમ્યો ? બસ કરો કતલે આમ ! તા. ૨૪ ફેબ્રુઆરીએ એકઠા થઇને તેમણે ફતવો કહાડયો કે હવેથી હિંદની મામુલી ડીગ્રીઓ ધરાવનારા ડાક્તરોનાં નામ એમના દફતરમાં દાખલ કરવામાં આવશે નહિ.

આટલા વિવેચન પછી આ લડાઇના કારણો તથા તેના પરિણામો તરફ વળીએ.

આપણા ગૌરાંગ વાલીઓ તથા પત્રકારોના અભિપ્રાય પ્રમાણે તથા આ લડાઇનું આંતરિક રહસ્ય ન જાણનારાને પ્રથમ દૃષ્ટિએ એમ જ લાગે કે મેડિકલ કાઉન્સિલ હિંદી ડીગ્રીઓ ન સ્વીકારવામા વ્યાજબી છે કારણ તેઓને આપણી વૈદકીય શિક્ષણપદ્ધતિમાં વિશ્વાસ નથી, તેને તેઓ અપટુડેટ માનતા નથી. માટે આપણે તેમા સુધારા કરીને ફરી પાછું તેમને શરણે જવું. પરંતુ આ બનાવોની સાલ ધ્યાનમા લઇએ તો આ હાઉ ક્યાથી અને કેમ આવ્યો તેનો ખુલાસો થઇ જાય છે.

× કર્નલ નીધામ (Colonel Needham)ને શિક્ષણનો અનુભવ બહુ જ ઓછો છે. તે એબેરેડીનમાં (શારીરશાસ્ત્રમા) એક વખત ગૌણ અધ્યાપક હતા. છતા તેઓ હિંદની બધી યુનિવર્સિટીઓના વૈદકીય અભ્યાસક્રમ તથા શિક્ષણપ્રણાલી પર અભિપ્રાય દર્શાવી શકે એમ બ્રિ. મે. કાઉન્સિલ માને છે !!!

सर्वः कांतमात्मीयं पश्यति ॥

કહેવાતા સુધારા આ દેશમા દાખલ થયા ત્યારે વૈદકીય ખાતું કાળા પ્રધાનના હાથમાં ગયું. એટલે તે ખાતામાં, તેમજ યુનિવર્સિટીની વૈદકીય કૉલેજોમા પણ કાળા માણસો વધારે ભરાવા માડયા. આઇ. એમ. એસ. અથવા વૈદકખાતાના સનંદી અમલદારોની સત્તા ઘટવા માંડી. અને પછી તો જાણો છો ને ? દેશી ઑફિસરો-ભલે પછી તે વિલાયતમાં ઉંચામા ઉંચી પરીક્ષામાં પહેલે નંબરે પાસ થયા હોય-કંઇ બરાબર શિક્ષણ આપી શકે છે ? ૧૯૨૨ની સાલ પહેલાં અને તેથી એ પહેલાં જ્યારે વૈદકીય શિક્ષણક્રમ અત્યારના જેવો વિશાળ નહોતો, સાધનો નહોતાં ત્યારે મેડિકલ કાઉન્સિલ ઉંઘતી હતી. કારણ શિક્ષણ બરાબર અપાતું હતું, કારણ એ શિક્ષકો આઇ. એમ. એસ. અમલદારો પુરેપુરા નિષ્ણાત હતા. !!!

આઇ. એમ એસ. ઑફિસરોનો ઘટતો જતો લાગવગ, પ્રધાનો વધારે ને વધારે પ્રમાણમા વિલાયતમા પાસ થયેલા હિંદી દાક્તરોને રોકશે એવી માન્યતા વગેરે આ ઝઘડાનાં ગુપ્ત કારણો છે. હવે એના પરિણામો જોઇએ.

૧ હિંદમા પાસ થઇને ગયેલા દાક્તરો, વિલાયતની ડીગ્રીઓ મેળવી શકશે નહિ. ( જો શરૂઆતથી જ વૈદકીય શિક્ષણ ત્યા લે તો ડીગ્રી મળે. )

૨ અહીંથી ડીગ્રી મેળવીને ત્યા ગયા પછી ઉચ્ચતર શિક્ષણ માટેના ( Part graduate Classes ) વર્ગોમા શિક્ષણ લીધા છતા તેઓ પરીક્ષામા બેસી નહિ શકે અને પ્રમાણપત્રો પણ મેળવી નહિ શકે.

૩ આઈ એમ. એસ ની પરીક્ષામા બેસી નહિ શકે, કારણ એ પરીક્ષામા બેસનાર પાસે, બ્રિ. મે. કાઉન્સિલ સ્વીકારી શકે એવું પ્રમાણપત્ર હોવું જોઇએ. એટલે હવેથી અહીંની ડીગ્રી ધરાવનાર વિદ્યાર્થીએ આઈ. એમ. એસ. ( Indian medical Service ) ની પરીક્ષાના બારણા તેને માટે, બધ થયેલા ગણી લેવાં.

બ્રિ. મે. કાઉન્સિલના આ ઉતાવળીઆ અને અવિચારી પગલા સામે, હિંદમા દરેક સ્થળે, દાક્તરોએ વાધો ઉઠાવ્યો છે. તેમના પર કંઇ વીજળી પડી નથી. ઊલટું 'સાઠે બુદ્ધિ નાઠી ' એમ માની લઇને તેમણે મેડિકલ કાઉન્સિલને ઘટતો ઉત્તર વાળવા માડયો છે. ઉપર જે પરિણામો બતાવ્યા છે તેનાથી તેઓ જરાપણ ગભરાયા નથી. કેનેડાનાં કેટલાએક સંસ્થાનો, ઑસ્ટ્રેલિયા, અરે આજકાલનું બ્રહ્મ વગેરે કોઇપણ મે. કાઉન્સિલની આણ માનતા નથી. હિંદુસ્તાનના દાક્તરોને એમની ડીગ્રીઓના અસ્વીકારથી કશુંયે ગુમાવવાનું નથી. વૈદકીય શિક્ષણ એકલુ વિલાયતમાજ મળે છે એમ નથી. વીએનામા આખી દુનિયામા સૌથી શ્રેષ્ઠ શિક્ષણસંસ્થા છે અને ત્યા અગ્રેજીમા શિક્ષણ આપવાની પણ ખાસ વ્યવસ્થા છે. ખુદ વિલાયત, ફ્રાન્સ, અમેરિકા વગેરે દેશોમાંથી ત્યા વિદ્યાર્થીઓ આવે છે. તો પછી હિંદના વિદ્યાર્થીઓને ત્યા જતા શું બાધ ?

ખુદ વિલાયતમા જ જવું હોય તો ત્યા પણ ફી ભરીને દાખલ થઇ શકાય. ફક્ત ડીગ્રી ન મળે એટલો જ ગેરલાભ. હાલ પોર્ટુગીઝ વગેરે દેશોના વિદ્યાર્થીઓ એ જ રસ્તો લેછે હા. જો બ્રિટિશ ડીગ્રીનો જ મોહ હોય તો વાત જુદી.

છેલ્લો વાધો આઇ એમ. એસ ની પરીક્ષામા ન બેસી શકાય તે. આ વાધો દૂર કરાવવા, હિંદીસરકાર મારફતે હિંદી પ્રધાન પર દબાણ કરી શકાય હિંદની યુનિવર્સિટીઓની ડીગ્રીઓવાળા વિદ્યાર્થીઓ પણ તેમાં બેસી શકે એવો નિયમ કરાવી શકાય. પરંતુ આ બધા

શકયાથી છે. સો કોઇ સ્વીકારે છે કે હિંદી પ્રધાન આપણા કરતાં બ્રિ મે. કાઉન્સિલના અભિપ્રાયને જ વધારે માન આપશે, અને જેમ લૈંકેશાયરનું હિત તેને વહાલું છે તેમ જ બ્રિ. મે. કાઉન્સિલનું હિત તેને વધારે વહાલું છે.

જેમ આપણા ઉદારમતવાદીઓ ( Liberals ), વ્યાપારીઓ તથા મિલમાલિકો હાલની પરિસ્થિતિમાં દિવ્ય ચક્ષુઓ પામ્યા છે તેમ દાકતરો પણ મેડિકલ કાઉન્સિલના આ પગલાંથી દિવ્ય ચક્ષુઓ પામ્યા છે ! ! !

સામા પગલાં તરીકે, તેઓ વિલાયતમાં બનેલાં ઓજારો તથા દવાઓ ન વાપરવાનો ઠરાવ, સ્થળે સ્થળે, કરતા જાય છે. બ્રિટિશ મેડિકલ કાઉન્સિલનો હાઉ તેમને બીવરાવી શકયો નથી એ આનંદની બાબત છે.

× × ×

આડે ચડીયો રે અતિઘણો; મા, મને હાઉ દેખાડ
હાઉ છે રાવણ લકેસરી, હાઉ છે મથુરાનો રાય—આડે ચડીયો રે

( એક લોકગીતમાથી ),

× × ×

બાલકૃષ્ણ અમરજી પાઠક

# અમેરિકાના પત્રો

## ૧૯

રેવરન્ડ એન્ડ્રુઝ અહીંઆ છે. થોડા જ દિવસ પર બોસ્ટનમાં હતા. ફરીથી આવશે ત્યારે તેઓ એમ. આઇ. ટી. હિંદુસ્તાન એસોસિયેશનના આશ્રય નીચે વ્યાખ્યાન આપનાર છે. એના પ્રમુખ તરીકે મેં એમની પાસેથી એ વચન લીધું છે. તેઓ છાપાંઓમાં હિંદુસ્તાન વિષે ખૂબ જ લખે છે અને તેમનાં ભાષણો ઘણાખરા ચર્ચના શ્રોતાઓ આગળ થાય છે.

મિ. એન્ડ્રુઝે મને કહ્યું કે "બ્રિટિશ ગીઆનાના હિંદી મજૂરો પોતાનું લગ્ન રજીસ્ટર કરાવતા નહોતા એથી તેમનાં બાળકો બધા યે ગેરકાયદેસર ગણાય છે. સરવન્ટસ ઑફ ઇંડિયા સોસાયટી-વાળા મિ તેવારી ત્યાં ગએલા ત્યારે એમનું ધ્યાન તે પર ગએલું પણ તેઓ તો છાપાંમા એ વાત છાપીને જ સંતોષ માની બેઠા. પણ મેં તો તે બધાને એકઠા કર્યા અને બધાયે પંડિતોને ગળે એ વાત ઉતારી. તેમણે કહ્યું કે અંગ્રેજી તેઓ સમજતા નથી. એથી હિંદી કે ઉર્દુમા એ ફારમ ઘડાવું જોઇએ. સરકારી અધિકારી પાસે જઇને વાત કબૂલ કરાવી અને ત્રણ ડૉલરની કે બીજી કોઇ પણ રજીસ્ટ્રેશન ફી તેમની પાસેથી ન લેવી એમ ઠરાવી સૌની પાસે સહીઓ કરાવી આ કલંક દૂર કર્યું. આમ કરવાથી તેમના છોકરાઓ પર પાંચ ડૉલરનો જે કર પડતો હતો તે મટી ગયો અને સૌએ ટપોટપ સહીઓ કરી. પહેલા સ્ત્રીઓનું પ્રમાણ ૪૦% ટકા હતું પણ આજે તે વધારે છે. વસ્તી ૩૨૦,૦૦૦ ની છે. લગ્નની ઉમર ઓછામા ઓછી

justice.' All those who are opposed to us leave the country and then we will take the pleibiscite! British justice, indeed!

"I confess that my party is in a minority today but my party consists of people who are ready to sacrifice themselves for freedom. But there are many more *outside* my party who believe in freedom even though they are not prepared to pay the price for it, and if the pleibiscite is taken, I am sure, they will swell my minority into a majority. So it is my challenge to Ramsay Macdonald to take a pleibiscite, a free vote of the Irish people and I am prepared to take the risk and abide by the decision of the majority. But the question is whether *he* is prepared to take the risk?"

["વારુ, પણ તમારો પક્ષ એ આયર્લેન્ડના એક નાના ભાગનો જ પ્રતિનિધિ છે, અને તમને આખા દેશને માટે બોલવાનો હક નથી. બ્રિટિશના ટેકા વિના આયર્લેન્ડની આટ શિથિલ થઇ જાય અને આયર્લેન્ડ તદ્દન એક નજીવો દેશ બની જાય. તમારે જો સર્વસાધારણ મત લેવો હોય તો ભલે લ્યો, પણ એ પહેલાં તમારા જેવી ચળવળ કરનારાઓએ દેશને છોડવો જોઇએ. તમે તે કરવા તૈયાર છો?"

"ચળવળીઆની આ વ્યાખ્યા એ મારે માટે ઘણી જૂની વ્યાખ્યા છે, તે જરા પણ નવી નથી. જે કોઇ પણ માણસ બ્રિટિશ અન્યાયની સામે થાય છે તે ચળવળીઓ છે. અને આ જ, હું જેને બ્રિટિશ ન્યાય કહું છું તેનો નમૂનો છે. જે લોકો અમારા વિરોધી હોય તે દેશ છોડીને ચાલ્યા જાય! અને પછી અમે સર્વસાધારણ મત લઇશું! અદ્‌ભુત બ્રિટિશ ન્યાય! હું કબૂલ કરું છું કે મારો પક્ષ આજે નાનો છે પણ મારો પક્ષ એવા માણસોનો બનેલો છે કે જેઓ સ્વાતંત્ર્યને માટે પોતાની જાતને હોમવા તૈયાર છે. પણ, મારા પક્ષની બહાર પણ એવા માણસો છે જેઓ સ્વાતંત્ર્યમા માને છે પણ તેઓ તેની કિંમત આપવા તૈયાર નથી. અને જો સર્વસાધારણ મત લેવામા આવે તો મને ખાતરી છે કે મારો નાનો પક્ષ એ બહુમતી પક્ષ થઇ જાય. તેથી રામ્સે મેકડોનલ્ડને હું આઇરિશ લોકોનો સર્વસાધારણ મત લેવાને આહ્વાન કરું છું અને એવું જોખમ સ્વીકારવા તથા બહુમતીના નિર્ણયને વળગી રહેવા હું તૈયાર છું. પણ પ્રશ્ન એ છે કે તે જોખમ ખેડવા તૈયાર છે કે નહિ?"]

કોઇએ લડાઇ વખતે આયર્લેન્ડની શી સ્થિતિ હતી એ પૂછયું. એમણે જવાબ આપ્યો:

"Well, we were producing cheap food for Britain, Irish beef and butter. The Englishman eats it not because it is Irish. He does not eat Irish beef because he loves Ireland or the Irish people. He eats it because it is cheaper and better quality.

"Well, we had only 500 rifles, rather sporting guns in 1916 when we began the fight. But as it proceeded we were able to

છોકરીને માટે ૧૪ વરસની ઠરાવી છે (સર્વાનુમતે), અને સૌને ભણાવવાનો આગ્રહ કર્યો છે. ઘણાખરા યુ. પી. માંથી આવી વસ્યા છે અને પંડિતોનું (ગૌર મહારાજનું) જોર ઘણું છે. તેઓ પણ તેમની સાથે જ આવી વસ્યા છે." આ બધુ સાંભળ્યા પછી મને એમ જ થયું કે આ ભલા ખ્રિસ્તીની જગ્યા લેવા આપણામાંથી કોઈ તૈયાર થઈ રહ્યું છે કે નહિ? કે તે જગ્યા ખાલી જ રહેશે?

આયરિશ નેતા ડી વેલેરાને મળવાનું સદ્‌ભાગ્ય મને સાંપડ્યુ. એની ઊંચાઈ લગભગ આપના જેટલી જ છે અને તે ચશ્મા પહેરતો નથી તે બાદ કરીએ તો તેના મ્હોંની profile પણ આપના જેવી જ છે. તેના હોઠ આપની માફક જ બીડાય છે. માત્ર નાક સહેજ આપના કરતા વધારે લાંબું, જોકે ઘાટ તો આપના નાક જેવો જ છે. એને સવાલો પૂછીને મૂંઝવવા ઇચ્છનારાઓને એણે જવાબો આપીને મૂંઝવી નાંખ્યા. એ બોલે છે લગભગ આપની માફક જ અને મને તો હું તેને સાંભળતો હતો ત્યારે બધીયે વખત આપનું જ સ્મરણ આવ્યા કર્યું.

આયર્લૅન્ડના બારામા હજી અંગ્રેજી વહાણો છે, અલ્સ્ટર અંગ્રેજોએ નોખું પાડ્યું છે અને ત્યાં Army of occupation હજુયે છે. હવાઈ વિમાનો પણ ત્યાં છે અને ઇંગ્લેન્ડ અને અમેરિકા લડે તો આયર્લૅન્ડનો ઇંગ્લેન્ડ ઉપયોગ કરે; પણ આયર્લૅન્ડ પ્રતિપક્ષી તરીકે લડતો દેશ (Belligerent country) બની જાય તે બધીયે સ્થિતિ એને અસહ્ય છે. એ સંપૂર્ણ સ્વતંત્રતા માગે છે અને બ્રિટિશોને પડકાર કરે છે:

"I challenge the British to take away their threat of war and take a *free* vote of the people of Ireland and I promise to abide by the vote of the majority. This is my challenge since the year 1919 and I have repeated it every year but nobody has still come forward to accept it. For, gentlemen, the truth is all normal: people want independence." [ હું બ્રિટિશ લોકોને લડાઈની ધમકી ખસેડી લેવાને અને આયર્લૅન્ડના લોકોનો સ્વતંત્ર મત લેવાને આહ્વાન કરું છુ. અને એમ કરે તો હું બહુમતિના મતને સ્વીકારવાનું વચન આપુ છું. આ આહ્વાન હું ૧૯૧૯ની સાલથી આપતો આવ્યો છું અને દરેક વર્ષે એ ફરીથી આપું છું; પણ હજી સુધી કોઈ તે સ્વીકારવાને આગળ પડ્યું નથી. ગૃહસ્થો! સત્ય એ છે કે બધા માણસોને સ્વાભાવિક રીતે સ્વાતંત્ર્ય જોઈએ છે. ]

પણ આટલું સાભળીને પાસે બેઠેલો એક ન્યૂઝીલેન્ડર એક અંગ્રેજના કહેવાથી ઊભો થયો અને બોલ્યો: "Well, but your party represents a very small party in Ireland and you cannot claim to speak for the whole country. Without British support the credit of Ireland would have been undermined and Ireland will be an insignificent country. If you want a plebeiscite, alright, have it; but before it is taken agitators like you must leave the country. Are you prepared to do that?"

"This definition of an agitator is very, very old to me. It is not atall new. Every one who stands up against British injustice is an agitator. And here is a sample of what I call 'British

justice.' All those who are opposed to us leave the country and then we will take the pleibiscite! British justice, indeed!

"I confess that my party is in a minority today but my party consists of people who are ready to sacrifice themselves for freedom. But there are many more *outside* my party who believe in freedom even though they are not prepared to pay the price for it, and if the pleibiscite is taken, I am sure, they will swell my minority into a majority. So it is my challenge to Ramsay Macdonald to take a pleibiscite, a free vote of the Irish people and I am prepared to take the risk and abide by the decision of the majority. But the question is whether *he* is prepared to take the risk?"

["વારુ, પણ તમારો પક્ષ એ આયર્લૅન્ડના એક નાના ભાગનો જ પ્રતિનિધિ છે, અને તમને આખા દેશને માટે બોલવાનો હક નથી. બ્રિટિશના ટેકા વિના આયર્લૅન્ડની આંટ શિથિલ થઇ જાય અને આયર્લૅન્ડ તદ્દન એક નજીવો દેશ બની જાય. તમારે જો સર્વસાધારણ મત લેવો હોય તો ભલે લ્યો, પણ એ પહેલાં તમારા જેવી ચળવળ કરનારાઓએ દેશને છોડવો જોઇએ. તમે તે કરવા તૈયાર છો?"

"ચળવળીઆની આ વ્યાખ્યા એ મારે માટે ઘણી જૂની વ્યાખ્યા છે, તે જરા પણ નવી નથી. જે કોઇ પણ માણસ બ્રિટિશ અન્યાયની સામે થાય છે તે ચળવળીઓ છે. અને આ જ, હું જેને બ્રિટિશ ન્યાય કહું છું તેનો નમૂનો છે. જે લોકો અમારા વિરોધી હોય તે દેશ છોડીને ચાલ્યા જાય! અને પછી અમે સર્વસાધારણ મત લઇશું! અદ્ભુત બ્રિટિશ ન્યાય! હું કબૂલ કરું છું કે મારો પક્ષ આજે નાનો છે પણ મારો પક્ષ એવા માણસોનો બનેલો છે કે જેઓ સ્વાતંત્ર્યને માટે પોતાની જાતને હોમવા તૈયાર છે. પણ, મારા પક્ષની બહાર પણ એવા માણસો છે જેઓ સ્વાતંત્ર્યમા માને છે પણ તેઓ તેની કિંમત આપવા તૈયાર નથી. અને જો સર્વસાધારણ મત લેવામાં આવે તો મને ખાતરી છે કે મારો નાનો પક્ષ એ બહુમતી પક્ષ થઇ જાય. તેથી રામ્સે મેકડોનલ્ડને હું આઇરિશ લોકોનો સર્વસાધારણ મત લેવાને આહ્વાન કરું છું અને એવું જોખમ સ્વીકારવા તથા બહુમતીના નિર્ણયને વળગી રહેવા હું તૈયાર છું. પણ પ્રશ્ન એ છે કે તે જોખમ ખેડવા તૈયાર છે કે નહિ?"]

કોઇએ લડાઇ વખતે આયર્લૅન્ડની શી સ્થિતિ હતી એ પૂછ્યું. એમણે જવાબ આપ્યો:

"Well, we were producing cheap food for Britain, Irish beef and butter. The Englishman eats it not because it is Irish. He does not eat Irish beef because he loves Ireland or the Irish people. He eats it because it is cheaper and better quality.

"Well, we had only 500 rifles, rather sporting guns in 1916 when we began the fight. But as it proceeded we were able to

smuggle German rifles of 1870 make, enough to create trouble. And what happened you know already."

[ "અમે બ્રિટનને માટે સસ્તો ખોરાક તૈયાર કરતા હતા, આઇરિશ બીફ અને માખણ. એ આઇરિશ છે એટલા માટે બ્રિટિશો તે ખાય છે એમ નહિ. તે આઇરિશ બીફ ખાતો નથી કારણકે તે આયર્લૅન્ડ અને આયર્લૅન્ડના લોકોને ચાહે છે: તે ખાય છે કારણકે તે સસ્તું છે અને સારું છે.

વારુ, અમારી પાસે ૧૯૧૬માં જ્યારે અમે લડાઈ શરૂ કરી ત્યારે શિકાર કરવાની ફક્ત ૫૦૦ બંદૂકો હતી. પણ અમારી લડત આગળ ચાલી તેમ અમે ૧૮૭૦ની બનાવટની પૂરતું તોફાન કરી શકે એવી જર્મન બંદૂકો ઘૂસાડી શક્યા. અને ત્યારપછી શું બન્યું તે તમે બરાબર જાણો છો." ]

હાલની federal સરકાર તરફ તેમની શી વૃત્તિ છે, તે પૂછતા જણાવ્યુ:

"For national rights we are all one. We uphold as a party all these schemes for the betterment of our people. But we do not accept the constitution imposed upon us *from outside* as an alternative to war."

[ "રાષ્ટ્રહકની દૃષ્ટિએ અમે બધા એક જ છીએ. અમારા લોકના ભલાને માટે જે કાંઇ યોજનાઓ કરવામા આવે છે તેને અમે ટેકો આપીએ છીએ, પણ અમે લડાઇના બીજા વિકલ્પ તરીકે બહારથી અમારા ઉપર લદાયેલું રાજ્યબંધારણ સ્વીકારવા તૈયાર નથી." ]

એક હિંદીએ પૂછતા તેણે જણાવ્યું કે:

"India has my full sympathy in her struggle for freedom."

[ હિંદની સ્વાતંત્ર્યની લડત તરફ મારી પૂર્ણ સહાનુભૂતિ છે. ]

અને પછી તો સૌએ આવી તેની સાથે હાથ મિલાવ્યા. અને વિરોધી પ્રશ્નો પૂછનાર અંગ્રેજોએ અને તેમના મળતીઆઓએ પણ આવીને મિલાવ્યા. તેઓએ કહ્યું કે:

"Our differences are political, Mr. D. Valera They are never meant to be personal."

[ "મિ. ડી. વેલેરા, અમારા મતભેદો રાજકીય છે, તે અંગત નથી." ]

"Oh! I never think so. On the other hand it is very interesting to me to come across people holding the opposite views, for I want to meet them especially."

[ "ઓહ! હું એમ કદી માનતો નથી. ઊલટું, વિરુદ્ધ અભિપ્રાયવાળા માણસોને મળવામાં મને ખૂબ આનંદ થાય છે, અને હું તેમને ખાસ મળવા ઇચ્છું છું." ]

તે પછી પેલા ન્યૂઝીલેન્ડરનો વારો આવ્યો. તેણે એક અંગત ટીકા કરી. અને 'ઓર્ડર, ઓર્ડર' ની બૂમો પડી: "Supposing you became the President, of course that presupposes a large degree of intelligence, (order! order!)

do you think that..." [ "ધારો કે તમે પ્રમુખ થયા, જો કે પ્રમુખ થવાને માટે ઘણી બુદ્ધિ જોઇએ છે (ઓર્ડર, ઓર્ડર), તમે ધારો છો કે...?" ]

એ હાથ મીલાવીને જરા ગુંચવાયો અને "Please excuse me for my remark which was not meant for you [ માફ કરજો, મારી ટીકા માટે; એ તમારે માટે નહોતી. ] કહીને તે આગળ વધે ત્યાં તો ડી. વેલેરાએ એની બધી મૂઝવણ એક જ વાક્યથી ટાળી નાખીઃ "Oh ! I understand! yon were just advancing all the arguments of the British propagandists, but that does not matter. I only wish you to understand our side too." [ હં, હં, સમજ્યો. તમે બ્રિટિશ પ્રચારકાર્ય કરનારાઓની બધી દલીલોનો ઉપયોગ કરતા હતા. પણ એનું કાંઇ નહિ. તમે અમારો પક્ષ પણ સમજો એટલું જ હું ઇચ્છું છું. ]

અને સૌ મિત્રોની માફક છૂટા પડયા. એની પાસેથી છૂટો પડતા જાણે હું તમારાથી જ છૂટો ન પડતો હોઉં એમ મને લાગ્યું.*

નંદલાલ મણિલાલ શાહ

તા. ૬.

### તાજા ખાનગી પત્રમાંથી

અહીંઆ હિંદુસ્તાન વિષે ખૂબ જ ચર્ચા ચાલે છે. ફેનર બ્રોકવે જેવા મજૂર પક્ષના આગેવાનો, રેટકલીફ જેવા લિબરલ પક્ષના આગેવાનો વગેરે વગેરે શહેરેશહેર ફરે છે અને ભાષણો આપે છે—'ગાધી અને હિંદુસ્તાન' ઉપર. તેઓ બોસ્ટન આવશે ત્યારે તેમના ભાષણો અમે પણ સાભળીશું.

× × ×

અમે અમારા હિંદુસ્તાન એસોસિયેશન ઑફ અમેરિકા તરફથી પણ સભાઓ ગોઠવવાના છીએ, અને બાપુજીના સત્યાગ્રહના અર્થ સમજાવવાના છીએ. ખાનગી રીતે તો રોજ બે ચાર માણસોને એનો સાચો અર્થ સમજાવીએ છીએ.

બાપુજીની એ વાત સાવ સાચી હતી કે પરદેશોમાં તો આપણે હિંદુસ્તાનમાં કરેલું કામ જ બોલશે, પૈસા ખરચ્યે પ્રચારકામ નહિ થાય. આજનાં અહીંના પત્રોમાં મોટા મથાળાં હિંદુસ્તાનના જોવામાં આવે છે, અને જે ભાષણો થાય છે અને છપાય છે તે બાપુજીના મતનું જ સમર્થન કરે છે. × × × અહીંના લોકો ગાધીજી સફળ થાય એમ ઇચ્છે છે.

નં. મ. શા.

* આ આખો પત્ર ડૉ. સુમન્ત મહેતાને સબોધાએલો છે—તંત્રી

# ક્રાન્તિને માર્ગે ભારત

[ ન્યૂયોર્ક કૉમ્યુનિટી ચર્ચના રેવરન્ડ જોન હોમ્સે બોસ્ટન સિમ્ફની હૉલમાં એક વિરાટ સભા સમક્ષ એક પ્રોત્સાહક ભાષણ તા. ૨–૩–૩૦ને દિવસે આપ્યું હતું. તેનો સાર ઉપયોગી હોવાથી નીચે આપીએ છીએ. ]

આજથી બસો–ત્રણસો વર્ષ પછી ભવિષ્યનો ઇતિહાસકાર આપણી પ્રગતિના ઇતિહાસ વિષે લખશે ત્યારે તે પૂર્વની જાગૃતિ વિષે અને દુનિયાની પ્રગતિમાં તેણે આપેલા ફાળા વિષે જરૂર ઉલ્લેખ કરશે. ચીનના પિસ્તાલીશ કરોડ તેના મહાન રાષ્ટ્રનાયક ડૉ. સન યાટ્ સેનના સ્પર્શ માત્રથી જાગી ઊઠ્યા છે અને એકચીજાની સામે પૂર્વ અને પશ્ચિમની આક્રમણ અને સંરક્ષણની પદ્ધતિઓનો હવે ઉપયોગ કરે છે. મારી દૃષ્ટિએ આ આંતર્વિગ્રહ શાન્તિની અનિવાર્ય તૈયારી છે; અને એ કોણ કહી શકશે કે ચીપ જ્યારે શાન્ત થશે ત્યારે શું કરશે ? એ જો બ્રિટન અને અમેરિકાની સામ્રાજ્યનીતિના રસ્તા સ્વીકારશે તો તે પ્રજા પૂર્વના લોકોના પક્ષમાં અને પશ્ચિમની વિરુદ્ધ એક મહાન બળ થશે છેવટના મહાન વિગ્રહમાં પશ્ચિમના પ્રભુત્વનો અંત આવ્યો અને દુનિયાનું પ્રભુત્વ બ્રિટનના હાથમાંથી સરકી આ દેશના ( અમેરિકા ) હાથમાં આવ્યું છે. પણ આપણું યે બ્રિટનના રસ્તે જ જવાનું દુર્ભાગ્ય સરજાયું છે. અને તેથી તે પ્રભુત્વ પૂર્વના જાગૃત થતા અને આપણાં હથિયાર આપણી સામે વાપરતા કરોડો લોકોના હાથમાં જવાનું છે.

અંગ્રેજ ઇતિહાસકાર ગ્રીને જ્યોર્જ વૉશિંગ્ટનને પોતાના દેશને સ્વાતંત્ર્ય અપાવવા માટે લડનાર વીર પુરુષ તરીકે વર્ણવ્યો છે ઇતિહાસની શરૂઆતથી તે આજ સુધીના રાષ્ટ્રવીરોમાં તે સૌથી વધારેમાં વધારે આશ્ચર્યકારક વ્યક્તિ છે પણ, જ્યોર્જ વૉશિંગ્ટનના કરતાં યે વધારે ઉદારચરિત ભારતના સ્વાતંત્ર્ય યુદ્ધનો નાયક મહાત્મા ગાંધી છે.

૧૭૭૬માં આ દેશની જેવી સ્થિતિ હતી તેવી હિંદુસ્તાનની આજે છે. અને આ દેશમાં જે બનાવોને લીધે ઇંગ્લાંડ અને ૧૩ સંસ્થાનોને છૂટા થવું પડ્યું તેવા જ બનાવો આજે હિંદુસ્તાનમાં બની રહ્યા છે.

૧૯૨૦ની સાલમાં મહાત્મા ગાંધીએ બ્રિટિશ રાજ્યની સામે અહિંસક અસહકાર શરૂ કર્યો અને જે ઊંચી પદવીના અમલદારે તેમને કેદખાનાના પિંજરામાં પૂર્યા તેનું જ પ્રમાણપત્ર છે કે ગાંધી તેની અહિંસાની પદ્ધતિથી સફળતાથી એક તસુ જેટલા જ દૂર હતા. પણ ગાંધીના જીવનનો એક નિયમ છે કે તે પોતાના અનુયાયીઓની હિંસાની જરા પણ ઉપેક્ષા કરતા નથી. તેમણે ચળવળને બંધ રાખી અને ' થોભો ' કહીને આખી ચળવળને અટકાવી દીધી. બ્રિટિશ સરકારે એમને ૭ વર્ષ માટે કેદમાં પૂર્યા અને બે વર્ષ પછી રામ્સે મેકડોનલ્ડના શાસને તેમને છૂટા કર્યા. જેલમાંથી છૂટા થયા પછી તેમણે તેમના પ્રથમ જાહેર ભાષણમાં જણાવ્યું કે હિંદુસ્તાને હજી સ્વાતંત્ર્ય મેળવવા જેટલો સંયમ કેળવ્યો નથી. આથી તેમણે તેમની પ્રવૃત્તિ રાજકીય ક્ષેત્રમાંથી ઉઠાવી લઇ ધાર્મિક અને સામાજિક ક્ષેત્રોમાં મૂકી. ઇ. સ. ૧૯૨૫માં તેમણે પોતાના દેશ સમક્ષ પંચવિધ કાર્યક્રમ મૂક્યોઃ (૧) બ્રિટિશ માલનો બહિષ્કાર; (૨) હિંદુમુસલમાન ઐક્ય;

(૩) અસ્પૃશ્યતાનિવારણ; (૪) મદ્યપાનનિષેધ; (૫) સ્ત્રીઓ અને પુરુષોની સમાનતા. આ પાંચ વસ્તુઓ એક હાથની પાંચ આંગળીઓ જેવી હતી. બ્રિટિશ લોકોની અકલ્પ્ય જડતાએ એમ માની લીધું કે ગાંધીનું બળ લાખો લોકોમાથી ઓસરી ગયું હતું અને ગાંધી ફૂટી ગયેલા બોમ્બ જેવો થઇ ગયો હતો. તેથી ગાંધીની સાથે હાથ મિલાવીને હિંદુસ્તાનમાં શાન્તિથી પ્રગતિ કરવાની ઇશ્વરે આપેલી તક છોડી દઇને તેઓએ દુનિયામા એવી ખબર ફેલાવવા માંડી કે મિ. ગાંધી હિંદુસ્તાનની શેરીમાં બહાર ફરવા નીકળે છે ત્યારે એક કૂતરું સરખું યે ભસતું નથી. તેમને હિંદુસ્તાનના માનસ ઉપર ધર્મનું કેટલું બળ છે એનું ભાન નહતું. ગાંધીએ પોતાની જાતને ઊંચી ભૂમિકા ઉપર—કૉન્ફ્યુશિયસ, બુદ્ધ અને જીસસ ક્રાઇસ્ટની ઉચ્ચ ભૂમિકા ઉપર—તપોબળથી મૂકી અને એ રીતે હિંદુસ્તાનના કરોડો ઉપર એવી સત્તા જમાવી કે જે કોઇ પણ પહેલાના રાજકીય નેતાને મળી નહતી.

અને પછી સાયમન કમિશનનો અકલ્પ્ય છબરડો વળ્યો. તમે એ માની શકશો કે અંગ્રેજ લોકોને આખા હિંદુસ્તાનમાથી એક પણ હિંદી સાયમન કમિશનની સાથે બેસવાને યોગ્ય ન લાગ્યો ! મજૂર પક્ષે તે વખતે શાસન કરતા ટોરી પક્ષ સાથે કાવતરું કર્યું અને પોતાના પક્ષના એક સભ્યને કમિશન ઉપર બેસવા દીધો. તે ક્ષણથી ગાંધીને અંગ્રેજ લોકોમાં જે કાંઈ થોડોઘણો વિશ્વાસ હતો તે જતો રહ્યો અને આજે ગાંધી અને તેના અનુયાયીઓની દૃષ્ટિમા ટોરી અને મજૂર બન્ને પક્ષ નકામા છે. તેમને એ માલૂમ પડી ગયું કે જ્યારે હિંદુસ્તાનનો પ્રશ્ન હોય છે ત્યારે બધાયે એકસરખા થઈ જાય છે.

૭ મહિના પહેલા—અરે, ત્રણ મહિના પહેલાં, ગાંધી અને તેના અનુયાયીઓએ 'ડુમિનિયન સ્ટેટસ' ને પોતાનુ ધ્યેય માન્યુ હતુ. પણ આજથી લગભગ બે મહિના પહેલાં લાહોરમાં મળેલી હિંદી રાષ્ટ્રીય મહાસભાની છેલ્લી બેઠકમા બ્રિટિશ સામ્રાજ્યની સાથેનો બધો સંબંધ તોડી નાખવાનો અને સંપૂર્ણ સ્વતંત્ર્યને પોતાનું ધ્યેય બનાવવાનો ઠરાવ પસાર કર્યો. આ દેશના ( અમેરિકા ) ઇતિહાસનું તે દેશમા ( હિંદમાં ) પુનરાવર્તન થાય છે. ત્રીજા જ્યોર્જની સરકારે ૧૭૭૫ મા આપેલું સ્વીકારાત તે ૧૭૭૬ મા અસ્વીકાર્ય થઇ પડયું. બહુ મોડા જાગ્યા! પાચમા જ્યોર્જની સરકારે આપેલું જે ૧૯૨૧ માં સ્વીકારાત તે આજે હિંદુસ્તાનના લોકોને અસ્વીકાર્ય છે. "બહુ મોડા ' બહુ મોડા ! " આ શબ્દો બ્રિટિશ લોકોની અભેદ્ય મૂર્ખતાના ઇતિહાસ ઉપર કોતરાયલા છે.

જેમ્સ રામ્સે મેકડોનલ્ડ એક એવા માણસ છે કે જે હિંદુસ્તાનને ન્યાય આપી શકે. પણ હિંદુસ્તાનના સવાલમા તે ટોરી પક્ષની નીતિથી એક તસભાર પણ ખસ્યો નથી. આપણામા એક જૂની કહેવત છે કે જ્યારે લડાઇ જાગે ત્યારે આપણે ડેમોક્રેટ નથી અને રિપબ્લિકને નથી, પણ આપણે બધાયે અમેરિકનો છીએ તેમજ, જ્યારે ઇંગ્લાંડમા હિંદનો પ્રશ્ન આવે છે ત્યારે બધાયે અંગ્રેજો સામ્રાજ્યવાદીઓ છે. હિંદુસ્તાનને ન્યાય આપવાની ઇચ્છાવાળું કોઇપણ પક્ષનું શાસન ઇંગ્લાંડમા જીવી જ શકે નહિ. અને રામ્સે મેકડોનલ્ડ પોતાનું શાસન જીવે એમ ઇચ્છે છે. આ અંગ્રેજી પક્ષના નિરર્થકતા એ દુનિયાની કાળામાં કાળી કહાણી છે. હિંદુસ્તાનમાની ભયંકર નિષ્ફળતા અને નૌકા પરિષદની નિષ્ફળતા એ મજૂર પક્ષના મોટામાં મોટા ડાઘ છે. સમાજવાદના જે

સિદ્ધાન્તો ઉપર એ મજૂર પક્ષ સ્થપાયો છે તેનો હું પ્રશંસક છુ, પણ મારે કબૂલ કરવું પડે છે કે એ પક્ષ વિષેની આપણી બધી આશાઓ ખોટી પડી છે.

તેઓ અત્યારે સાયમન કમિશનના અહેવાલની રાહ જોઈ બેઠા છે, જાણે કે સાયમન કમિશનના અહેવાલનું હિંદી મહાસાગરમાં પડતા એક વરસાદના બિંદુ કરતા વધારે મહત્ત્વ હોય ! અને આ અરસામાં હિંદુસ્તાન બ્રિટિશ સામ્રાજ્યની બાજુમાંથી સરકવા માંડયું છે અને ગોળમેજી પરિષદની બધી વાતો બહુ મોટી પડી છે. એ પરિષદમાં ભાગ લેવા માટે ગાંધીજીએ પોતાની શરતો રજૂ કરી છે અને એ શરતો એવી છે કે તે સ્વીકારીને કોઇ પણ બ્રિટિશ શાસન એક કલાક પણ જીવી ન શકે ! અને તેથી ગોળમેજી પરિષદ અસંભવિત થઈ પડી છે.

થોડાએક જૂની ઢબના ઠંડા લોહીવાળા હિંદીઓ છે જેઓ એ પરિષદમાં જશે અને બેસશે, પણ હિંદુસ્તાનના લોકોનો મોટો ભાગ ગાંધીની સરદારી નીચે જ્યાં સુધી એમની શરતો સ્વીકારાય નહિ ત્યાં સુધી દૂર રહેવાનો છે. તેમણે ‘પૂર્ણ સ્વરાજ’ પોતાના ધ્યેય તરીકે જાહેર કર્યું છે અને આ જાહેરનામુ મને તે દિવસોનું સ્મરણ કરાવે છે કે જ્યારે આપણા ખેડૂતોએ લેકસીંગ્ટન ગ્રીન * આગળ બ્રિટિશ લશ્કર ઉપર પહેલવહેલો ગોળીબાર કર્યો. અમેરિકાનું સ્વાતંત્ર્ય જાહેર થયું તે દિવસ પછી પાંચ વર્ષે આપણી વ્યવસ્થિત સરકાર હયાતિમા આવી. અને આઠ વર્ષે, છેવટના બ્રિટિશ સૈનિકોએ અમેરિકાનો કિનારો છોડયો. બ્રિટિશ સૈનિકો હિંદુસ્તાન છેવટનું છોડશે એ માટે કેટલો સમય જોઈશે તે કહેવું કઠણ છે. આપણા કરતા મોટા સમુદાયની એ ચળવળ છે, તેથી કદાપિ તે ધીમી હોય, પણ એકવાર શરૂ થયા પછી તેને કોઇ પણ અટકાવી શકશે નહિ.

સંભવ છે કે ગાંધીને પરહેજ કરે. સંભવ છે કે ભારતવર્ષના કારણે બ્રિટિશ કેદખાનાના પાંજરામા એ શહીદ થાય. પણ તેનું રક્ત એટલું ઊંચું ઊછળશે કે હિંદીઓને કાંઈ પણ થાય તે પહેલાં બધા યે અંગ્રેજોને તે ડૂબાડી દેશે.×

રેવરન્ડ હોમ્સ




## રાષ્ટ્રીય માનસ

ધર્મગ્રંથોમાં ઉત્તમ પુરુષોનાં લક્ષણોથી આપણે પરિચિત હતા ઇતિહાસમાં રાજ્યક્રાન્તિઓના વર્ણન આપણે વાંચ્યાં હતા. આ બધી ભૂતકાળની મ્હોટાઇઓ લાગતી, કોઇકવાર આ મ્હોટાઇઓમા વાસ્તવિકતા કરતાં ધ્યેયની કાલ્પનિકતા વિશેષ લાગતી. અધોગતિમા સડતી પ્રજાના માનસમા કેવી રીતે ચૈતન્યનો ઉભરો આવે છે તેની શાસ્ત્રીઓએ કરેલી ચર્ચા કાઇક સમજાવતી, પણ ઘણું તો ગૂઢ જ રહેતું. જે જમાનાઓએ એ મહાન પુરુષોને જોયા હશે, જે લોકોએ એ નવાં ચૈતન્યોને પોતાનામા ભિતરવા દીધાં હશે તેની કાંઇક ઇર્ષ્યા આવતી.

પણ ગાંધીજીનું જીવન જોવાનું અને સમજવાનું જેને ભાગ્ય પ્રાપ્ત થયું છે તેઓને કવિઓની આદર્શ પુરુષની કલ્પના પણ ફીકી લાગે છે; જેઓએ ગાંધીજીનું ચમત્કારી અભિગમન જોયું તેઓને એક પુરુષ બીજામા ચૈતન્ય કેમ પૂરે છે તેનો સાક્ષાત્કાર થયો; અને જેઓ ગાંધીજીની યાત્રાના સાક્ષી થયા અને સત્યાગ્રહ સપ્તાહમાં પ્રજાએ જે કામ કરી બતાવ્યું તે જોયું તેમને સમજાઇ ગયું કે પ્રજામા ક્રાન્તિ કેમ થાય છે.

માણસનું મન વ્યષ્ટિરૂપે કે સમષ્ટિરૂપે હજી પણ ગૂઢ છે; અને તેથી તેમાં થતા પરિવર્તનો પણ ગૂઢ રહે છે. ગયા ડિસેમ્બર પહેલાંનું આપણું માનસ અને અત્યારનું આપણું માનસ આ બન્ને સરખાવીએ તો તેમા રહેલો ફેરફાર ખરેખર ચમત્કારી લાગે એવો છે. બહારની દુનીઆમાં કાંઇ એવડા મોટા ફેરફાર થયા નથી કે જેને લઇને આં માનસિક ફેરફાર આપણે સમજી શકીએ. આનું કારણ એમ લાગે છે કે આ ક્રાન્તિ માટે બહારની સ્થિતિ તો પોકાર કર્યા કરતી હતી. એ પોકાર કેટલાક પટુ ઇન્દ્રિયોવાળા સાંભળતા હતા, પણ બીજાઓને સંભળાવવાની કોઇની હિંમત ચાલતી ન હતી. ગાંધીજી પોતે કહે છે તે પ્રમાણે ઇશ્વરે તેમને એ પ્રેરણા આપી. પરિસ્થિતિના પોકારનું એ વાહન બન્યા, અને લોકોએ જે આંખ આગળ હતું તે જોયું, કાન આગળ ગણગણ્યા કરતું હતું તે સાભળ્યું; પણ આ દર્શન કોઇ ભીરુ આચાર્ય મારફત થતું નહતું; એ એક 'અભય અને બીજાને અભય બનાવનાર' વીર આચાર્ય મારફત થતું હતું; એટલે એ દર્શનની સાથે જેમનાં આવરણ બહુ ગાઢ ન હતા તેમનામાં નિર્ભયતાનો ચમકારો થવા લાગ્યો. નિર્ભયતા—ચાલુ સ્થિતિ જતી રહેશે તો હાય હાય શું થશે એવા ભયનો અભાવ, અને ભવિષ્યમા શાં શા દુઃખ પડશે એવા ભયનો અભાવ—એ ક્રાન્તિનું પહેલું અને છેલ્લું પગથિયું છે. આ સામુદાયિક નિર્ભયતા ગાંધીજીએ નિર્ભય બની લોકોમા ફેલાવી, એ એમના નેતૃત્વનો મહિમા છે. આ નિર્ભયતાનો ઉગમ અહિંસા અને સત્યમાં છે માટે તે ઝીલનારાઓમાં પણ એ નિર્ભયતા, સત્ય અને અહિંસાને રૂપે પ્રગટે છે. માટે જે જેમનામાં પહેલાં આવી અહિંસા કે સત્ય નહિ હોય તેમનામાં પણ એ નિર્ભયતા સાથે સત્ય અને અહિંસા દેખા દે છે. પણ આ ઉપરથી આપણે એમ રખે માની લઇએ કે આપણામા એ સત્ય—અહિંસારૂપ-

નિર્ભયતા પૂરેપૂરી વિકસી ગઈ છે; આપણામા એ ક્રિયા શરૂ થઇ છે—અને જેમ જેમ એમા આપણે વિકાસ કરતા જઇશું; જેમ જેમ સત્ય અને અહિંસા અંકિત નિર્ભયતા કેળવતા જઇશું તેમ તેમ આપણી ક્રાન્તિ અનિવાર્ય થતી જશે. એ ક્રાન્તિ માટે દિલ્હીનું તખ્ત બહુ દૂર નહિ રહે.

× × ×

કેટલાક વિદ્વાનો ભય બતાવે છે કે આ તો લાગણીનો ઊભરો છે, જો ડિસેમ્બર પહેલા પ્રજા તૈયાર ન હતી તો આટલામાં એકદમ તૈયાર શી રીતે થઇ ગઇ? અત્યારે જે દેખાય છે તે કેવળ ઊભરો છે અને બીજા ઘણા ઊભરાની જેમ શમી જશે.

સંભવ છે કે એમ બને! પણ સાથે સાથે એમ ન બને તેનો પણ એટલો જ સંભાવ છે. વિદ્વાનો જ્યારે વિવેચન કરતા હોય છે ત્યારે એ ભૂલી જાય છે કે માણસનાં સુખ દુઃખ કેવળ બુદ્ધિમા જ નથી રહેલા. બુદ્ધિ તો તમને તમારી પરિસ્થિતિ સમજાવે પણ એ પરિસ્થિતિને અનુકૂળ લાગણીઓ અનુભવી તે પ્રમાણે કામ કરવાની તમારામા શક્તિ નહિ ખીલી હોય તો બુદ્ધિ શું કરવાની છે? આપણા બુદ્ધિશાળી વિદ્વાનો હિન્દુસ્થાનની સ્થિતિ આપણે સમજીએ છીએ તેવી જ સમજે છે; અથવા કહો કે એ વિદ્વાનો આપણને સમજાવે છે તેમ આપણે સમજીએ છીએ ફેર એટલો છે કે ચાલુ પરિસ્થિતિ બદલવાની તેમનામા હોશ નથી; આપણામા એ હોંશ આવી છે. અને આ હોંશ એ કાળનો સવાલ નથી; ચીનગારી લાગે અને દાવાનળ ફાટી નીકળે એમ આ સામુદાયિક હોંશ ભભૂકી ઊઠે છે એ કયો ચિત્તશાસ્ત્રી નથી જાણતો? જે માણસમા આ હોંશ પ્રગટાવવાની શક્તિ હતી તે ડિસેમ્બર પહેલા એ કરવા તૈયાર ન હતો; એણે નિશ્ચય કર્યો અને લોકોએ શક્તિ પ્રમાણે જવાબ આપ્યો.

આ બધા ચર્ચાઓમા મુખ્ય મુદ્દો એ જ છે કે તમારે 'આ ઘણું સારુ (?) પરરાજ્ય' જોઇએ છે કે 'કોણ જાણે કેવું સ્વરાજ્ય' જોઇએ છે? સ્વરાજ્ય જોઇતું હોય તો લોકોમાં સ્વરાજ્ય માટે લાગણી ઉત્પન્ન કરી તે માટે તેમને લડતા કરી દેવા. કારણ બીજો મહત્ત્વનો મુદ્દો એ છે કે લડયા વિના પચાવી પડનાર આપણું પાછું આપવાનો નથી. અને લડાઈ શરૂ કર્યા વિના કાંઇ લડતાં આવડવાનું છે? અને તે પણ અપૂર્વ અહિંસાની લડાઈ? લોકો અહિંસાની લડાઇએ ચડયા છે. સંભવ છે કે ભૂલો કરે અને હાર ખાય. પણ ભૂલો અને હારનો સંભવ છે એટલે માણસ લડવાનું મૂકી દેશે? માટે શ્રદ્ધા રાખી નક્કી કરેલા અહિંસાના માર્ગે લડવું એ એક જ ધર્મ આજે જેનામાં હિંમત હોય તેના માટે છે. શ્રદ્ધા એ કેઃ

**न हि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति।**

× × ×

સરકારે કેદ કરેલા સર્વ વીરોને અભિનંદન! તેટલાં જ અભિનંદન સરકારના જુલ્મના ભોગ થતા શાન્ત અને દાન્ત વીરોને!

'પ્રસ્થાન'ના લેખકોમાંથી દાક્તર સાહેબ, હરિપ્રસાદ, શ્રી. ચંદુલાલ દલાલ, શ્રી. કિશોરલાલ મશરૂવાળા, શ્રી નગીનદાસ પારેખ, શ્રી. કાકુભાઈ દેસાઇ તથા શ્રી. જીવણલાલ ચાંપાનેરીઆ સરકારના મહેમાન થયા છે.

શ્રી. કનૈયાલાલ મુનશીએ યોગ્ય સમયે વકીલાત અટકાવી યુદ્ધમા ઝંપલાવી સાહિત્યકારોની તથા વકીલોની ન્યાતને નિંદ્રામાંથી બચાવી છે તે માટે તેમને અભિનંદન.

ર. છો. પ.

***

પંડિત બહેચરદાસનો લેખ 'જૂના જમાનાનાં લખવાના સાધનો અને પ્રતિનો અર્થ' સન્મતિતર્કની પ્રસ્તાવનામાથી લેવામા આવ્યો છે. ગૂજરાતની વિદ્વત્તાને શોભાવે એવો આ ગ્રંથ જ્યારે પ્રકટ થશે ત્યારે તેનો યોગ્ય પરિચય કરાવવાની અમારી ઉમેદ છે.

ર. છો. પ.